# ગાંધીજીનું નવજીવન

## ભાગ ત્રીજો

[ બેઝવાડા કાર્યક્રમના અંતથી અમદાવાદ મહાસભા સુધી ]



નવજીવન પ્રકાશન મન્દિર

અ મ દા વા દ

મુદ્રક અને પ્રકાશક: રામદાસ મોહનદાસ ગાંધી, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૧૦-૭-૧૯૨૧

## અમૃત ચોઘડીઉં

ગિરનારની ટોચે પહોંચવા ઇચ્છનાર જેમ કાંઇ પગથીએ પહોંચ્યા પછી પહોંચ્યો ગણાતો નથી તેમ આપણે સ્વરાજની નીસરણીને એક પણ પગથીએ થોભી રહેવાથી સ્વરાજને પહોંચવાના નથી. આપણે એકસામે ચડવું જોઇશે. પૈસા એકઠા કર્યા એ તો ભલું થયું. એથી વિશ્વાસ આવ્યો. આપણી સાથે કોણ છે, કેટલા છે એનું કંઇક માપ મળ્યું. આપણે જે કામો કરવાના છે તે કરવામા આપણને ખરચ કરવાની સગવડ મળી પણ જે કામમાંથી આપણને સ્વરાજની ઝાંખી થાય એ તો સ્વદેશી જ છે હજારો રૂપીયા આપવાથી આપણે સ્વરાજમન્દિરમાં પેસી શકના નથી. તે મન્દિરમા પેસવાની શરત તો સ્વદેશી જ છે. એ મન્દિરનો દરવાન આપણી પાસે કેટલા પૈસા છે એ પૂછશે નહિ પણ આપણે ખાદી પહેરી છે કે નહિ એ જોશે, આપણું મ્હોં શરાબથી વાસ મારે છે કે નહિ એ તપાસશે. સ્વદેશીનું પાલન કરનાર એને જ સ્વતન્ત્રતા અનુભવતો થશે. જેને સ્વતન્ત્રતાની લાગણી પેદા નથી થઇ તે બીજાના કહેવાથી સ્વતન્ત્ર નહિ બને. પ્રત્યેકને એ અનુભવ થવો રહ્યો છે. એ અનુભવ પરદેશી કાપડનો ત્યાગ ન કરનારને થવાનો જ નથી.

જાપાનની સાડી, ફ્રેંચ સાટીન, માંચેસ્ટરની મલમલ, એ બધાં એક જાતનું વ્યસન જ છે. એ વ્યસનની ગુલામીમાં સપડાયેલ સ્વતન્ત્રતાનો વિચાર જ ન કરે, કેમકે તે પહેરવેશે પરદેશી થયેલ છે. જેને મન પરદેશી બધું સારૂં તેને સ્વદેશની ભાવના ક્યાંથી ? તેને પોતાનું તન્ત્ર ક્યાંથી ? જેને હિન્દુસ્તાનની હવા ન ગમે, તેના પોષાકો ન ગમે, તેનો ખોરાક ન ગમે, તેના રિવાજો ન ગમે, તે હિન્દુસ્તાનને પોતાનો દેશ માને એનો શો અર્થ હોય ? હિન્દુસ્તાનની હવાથી હજુ કરોડો કંટાળ્યા નથી, હિન્દુસ્તાનની ઘઉંબાજરીની રોટી હજુ હાથે પકાવી સન્તોષ માનીયે છીયે, પણ હિન્દુસ્તાન જે કાપડ આપે છે તેથી આપણી તૃપ્તિ નથી ! પરદેશી કાપડ પર આપણને મોહ ઉત્પન્ન થયો છે. તે મોહ ન જાય ત્યાં લગી હિન્દુસ્તાને પરાધીન જ રહેવું પડશે.

પરદેશી કાપડ આપણને કોઇ મફત આપે તોયે નકામું છે, એટલું જ નહિ પણ નુકસાનકારક છે; કેમકે ભેટ લઇને જીવનાર માણસ તો ભિક્ષુક બને છે. અને ભિક્ષુક તો સદાયનો પરાધીન છે, તેણે તો પોતાનો આત્મા વેચ્યો છે.

આપણને સ્વરાજ્યમન્દિરમાં પ્રવેશ કરવાને સારૂ સ્વદેશીની જ જરૂર છે. સ્વદેશી એટલે પરદેશી કાપડનો બહિષ્કાર. રેંટીયાની શક્તિ હિન્દુસ્તાને પારખી લીધી છે. હિન્દુસ્તાનનો એક પણ પ્રાન્ત હવે રેંટીયાથી અજાણ્યો નથી. ઓછાવત્તા પ્રમાણમાં ખાદી વણાવાનું દરેક પ્રાન્તમાં શરૂ થઇ ગયું છે. એ કળા હાથ આવી ગઇ છે.

પણ—?

પણ પરદેશી કાપડનો મોહ ઉતરવો જોઇયે. એ મોહ ઉતરે નહિ ત્યાં લગી રેંટીયો નિરન્તર ન જ ચાલી શકે. જ્યાં સુધી રેંટીયાનો ચમત્કાર હિન્દુસ્તાન ન ઓળખે ત્યાં સુધી ખાદુગળ ન આવે, આત્મવિશ્વાસ ન આવે. આવો બહિષ્કાર કરવાનું ચોપડીક હવે આવી પહોંચ્યું છે.

આકટોબરની પહેલી તારીખે સ્વરાજ ન મળ્યું હોય તો મારી લાજ જાય, હિન્દુસ્તાન પરનો મારો વિશ્વાસ ખોટો ઠરે. ડિસેમ્બર સુધી ન મળે તો હિન્દુસ્તાનની પ્રતિજ્ઞા તૂટે, હિન્દુસ્તાનનું નાક નીચું થાય, નાગપુરમાં આવેલા પ્રતિનિધિઓનું પ્રતિનિધિત્વ લાજે.

પરદેશી કાપડના બહિષ્કાર વિના સ્વરાજ ન મળે. પરદેશી કાપડનો ત્યાગ કરીને આપણે શરીરશુદ્ધિ કરીયે છીયે. શરીરશુદ્ધિ વિના સ્વરાજમન્ત્ર જપવાનો આપણને અધિકાર નથી.

એટલે જો આ વર્ષમાં સ્વરાજમન્દિરમાં પેસવું હોય તો હવે બહિષ્કારને ઢીલ ન જ હોવી જોઇયે, કેમકે સ્વદેશી ધારણ કરીને આપણે અપૂર્વ શકિત ધારણ કરીયે છીયે. પણ એ મન્દિરનો કબજો રાખનાર આપણી શકિતને ઓળખે નહિ ને કબજો ન મેલે તો આપણે તેઓની સાથે ભેટ કરવી રહી. તે ભેટમાં થોડો સમય નો જાય જ. મારો વિશ્વાસ છે કે જો આપણે પરદેશી કાપડનો સર્વથા બહિષ્કાર કરીયે તો આપણને યુદ્ધ કરવું નહિ પડે ને આપણો કબજો આપણને મળી રહેશે.

છતાં આપણે યુદ્ધનો કાળ પણ ગણવો જોઇયે. તેથી આપણે જો અકટોબર માસમાં સ્વરાજ મેળવવું હોય તો ઑગસ્ટની ૩૧મી લગીમા બહિષ્કાર પૂરો કરી લેવો જોઇયે. એમ કરી શકશું કે નહિ એનો નિશ્ચય પહેલી ઑગસ્ટે થઇ શકે. પહેલી ઑગસ્ટે તિલક મહારાજની સંવત્સરી છે. જો કાર્ય કર્યું હોય તો તે દહાડો આપણે ઉત્સાહથી ઉજવીયે; જો આપણે કર્તવ્યપાલન ન કરીયે તો આપણે શરમમા ઘેર બેસી રહીયે. જેમ આપણે જૂનના છેલ્લા દિવસોમા જ ઘણું કામ કરી શક્યા તેમ આપણે આ માસના બાકીના દિવસોમાં ખૂબ કામ કરી પરદેશી કાપડનો બહિષ્કાર પૂરો કરી મુકીયે. જે પોતાને અસહકારી કહેવડાવે છે તેણે તો ખાદી જ પહેરવી જોઇયે. તેણે ઓછામા ઓછા કપડાથી ચલાવવું જોઇયે. આ સન્ધિકાળ—કઠિન કાળ છે. એકદમ બહિષ્કાર કરતાં આપણી પાસે કપડાં ઓછાં થવાના, દેશમા તંગી થવાની એમ સમજીને પણ આપણે ઓછાં કપડાં વાપરવા જોઇયે. વળી બધાની પાસે નવાં કપડાં લેવાની સગવડ ન હોય, તેથી ઓછામાં ઓછાં કપડાથી આપણે ચલાવ્યે છૂટકો.

આપણી પાસે જેટલું પરદેશી કાપડ હોય તે કાં તો બાળીયે, કાં તો પરદેશ મોકલીયે અથવા તો શૌચાદિની ક્રિયા વખતે તેને પહેરી કાઢીયે. પરદેશી કાપડને આપણી ગુલામીની નિશાની સમજી તેનો ઉપયોગ ગરીબ હોઇએ તો ન ચાલતા જ કરીયે.

ગરીબોની સગવડને સારૂ પરદેશી કાપડ લેવાની વખારો રાખીયે ને તેના બદલામાં જોઇતી ખાદી પૂરી પાડીયે. આમ અનેક પ્રકારની યોજનાઓ ઘડી આપણે પરદેશી કાપડનો બહિષ્કાર ૧લી ઑગસ્ટે આપણા પહેરવેશમા તો પૂરો કરવો જ

જોઇયે. આપણે બધાએ પરદેશી માલ હવે પછી ન લેવાનો ને આપણા ઘરમા અમુક તોલા સૂતર કાંતવાનો નિશ્ચય કરવો જોઇયે.

પણ આટલેથી બસ નથી. આપણે કાપડની દરેક દુકાને ફરી વળવું જોઇયે. જેઓ પરદેશી કાપડ વેચતા હોય તેઓને પરદેશી કાપડ ન મગાવવા વીનવવા જોઇયે. તેઓની પાસે જે પરદેશી કાપડ હોય તેનો નીકાલ બહાર દેશાવરમાં કરવા પ્રયત્ન થવો જોઇયે.

અને જેમ ખરીદદાર ને વેપારીની ફરજ છે તેમ જ મીલના માલીકોની પણ છે. તેઓને આપણે વીનવવા રહ્યા કે તેઓ બહિષ્કારને લીધે કાપડનું દામ ન વધારે. આજે જ તેઓ એટલું બધું દામ લે છે કે તેમાંથી પણ ઓછું કરાય તેમ છે. તેમા જો તેઓ પ્રજાની તગીનો લાભ લઇ દામ વધારે તો તેઓ પોતે પરદેશી બને, દેશના દુશ્મન બને. એટલી હદ તેઓ ન ઓળંગે એમ હું માનું છું.

સ્વરાજ મેળવવાની ચીલચાલને આપણે આત્મશુદ્ધિ માની છે આપણે જેમ હવે જઇયે છીયે તેમ આપણી કસોટી થતી જાય છે. દરેકના મનમાં દેશદાઝ હશે, દેશને પોતાના ઘર સમાન સમજે તેને તે શુદ્ધ રાખવા ઇચ્છશે તો સ્વરાજ આ વર્ષમા મેળવવું હું સહેલામા સહેલી વાત સમજું છું. જૂન માસની ત્રીસમી તારીખે દેશે એક ચમત્કાર બતાવી આપ્યો તેથી બહિષ્કારના ચમત્કારની પૂરી આશા રાખવાનું આપણને કારણ છે. પ્રભુ લાજ રાખો.

---

# પંચમહાયજ્ઞ

યજ્ઞના ઘણાયે અર્થ થઇ શકે છે. ગૃહસ્થને, સંસારીને હિન્દુસ્તાનમાં પાંચ યજ્ઞ આવશ્યક છેઃ ચૂલો, સાંબેલું, ઘંટી, બેડું ને રેંટીયો. આમાંથી જેટલું ઓછું તેટલી ઓછી બગડન સમજવી. પણ આ યજ્ઞો ઉપર નજર ફેરવી જતા એમ જોવામા આવશે કે ખરૂં જોતાં મહાયજ્ઞ બે જ છે ને ત્રણ વચલા તે પેટાયજ્ઞ છે. ઘંટી, સાંબેલું ને બેડું એ ચૂલાને અંગે છે. જેને ત્યાં ઘંટી કે સાંબેલું ન ચાલે તેનો ચૂલો મોળો પડે, તેનું તેજ ઓછું થાય. પણ ચૂલો તો ચાલે. પણ જેને ત્યા રેંટીયો ન ચાલે તેને ત્યા તો એક મુખ્ય અંગ ગયું, ત્યાં તો પક્ષપાત થયો. અન્નને સારૂ ને વસ્ત્રને સારૂ જે યજ્ઞ ન કરે તેને અન્નનો કે વસ્ત્રનો અધિકાર જ નથી. ચૂલાની પ્રવૃત્તિ ન કરે તે ખાય નહિ, રેંટીયો ચલાવે નહિ તે પહેરે નહિ, એવો રિવાજ

હોવો જોઈયે. પણ આપણે તો રેંટીયો છોડયો છતાં વસ્ત્ર ન છોડયાં. જેઓ યજ્ઞ કર્યા વિના ખાય છે તે જેમ ચોર છે તેમ જેઓ યજ્ઞ કર્યા વિના પહેરે છે એ ચોર છે. યજ્ઞ એટલે કુરબાની, યજ્ઞ એટલે આપભોગ. એટલે શારીરિક મહેનત. જે ચૂલો ને રેંટીયો ચલાવે છે તે બુદ્ધિપૂર્વક યજ્ઞ કરે છે. એવી પોષક મજૂરી નથી કરતા તે છેવટે કંઈક પણ અંગકસરત કરી અન્ન પચાવે છે.

હવે કદાચ વધારે સમજાશે કે રેંટીયો છોડીને આપણે કેટલું પાપ કર્યું છે. એ નાજુક પણ પોષક પરિશ્રમ હિન્દુસ્તાનની કરોડો મહિલાઓ એક કાળે ઉઠાવતી હતી ત્યારે હિન્દુસ્તાન સુખી હતું, તન્દુરસ્ત હતું, તેજસ્વી હતું. આજે હિન્દુસ્તાન રેંટીયો છોડી દુઃખી, રોગી ને તેજહીન થયુ છે.

ચૂલો, રેંટીયો ઇત્યાદિ ઘરના શણગાર છે. રેંટીયો ગયા પછી હિન્દુસ્તાનમાં લાખો ઘરો ખંડિયેર થયાં છે. આ વાક્યમા કોઇ અતિશયોક્તિ ન માને. વાચનાગનુ ઘર એવું બને ન હોય. પાણીની તંગીનો અર્થ એમ નથી હોતો કે કોઇને પાણી ન મળે. પણ બધાને ઓછું, ઘણાને બહુ ઓછું ને થોડાને મુદ્દલ નહિ એમ બને છે. રેંટીયાની ગેરહાજરી છતા છ કરોડ ઘરોમાના ઘણા બળે ચાલે. પણ કેટલાક તો જમીનદોસ્ત થયા જ છે. જુઓ ઓરિસ્સા ને ચપારણ. તેમાનાં ઘણા ગામોમા ખંડિયેર છે. જે મુલકના માણસો દોઢસો વર્ષ પહેલા બારે માસ કંઇક ને કંઇક પ્રવૃત્તિમાં રોકાયેલા રહેતાં તેમાંનાં એંશી ટકા કેટલાયે વર્ષો થયા ચાર માસ કામ વિના બેકાર રહેતાં હોય તો તે મુલકના શા હાલ થાય?

ખાતું એ તો ગેસતની નિશાની માત્ર છે. મજૂરી એ જ ખરો પૈસો છે. એંશી ટકા માણસ ચાર માસ કામ વિનાના રહે એટલે તેઓની ત્રીજો ભાગ કમાણી કરવાની શક્તિ ઘટી. વર્ષો થયાં ત્રણ રૂપીયાનું કામ કરવાની લાયકાત ને મરજી બન્ને વસ્તુ પોતાનામાં હોવા છતા હિન્દુસ્તાન બે જ રૂપીયાનું કામ કરી રહ્યું છે, તેને બે રૂપીયાનુ જ કામ મળે છે, આવો મુલક કેમ કંગાલ ન થાય? આવી સ્થિતિ મટાડવાનો ઉપાય એ જ રહ્યો કે આપણે હાથે કાંતેલા સૂતરના જ કપડાં પહેરવાની પ્રતિજ્ઞા લેવી આમ કરીયે ત્યારે આપણે રેંટીયો ગરજે ચલાવશું. છેવટ માલમજદૂરી કે આપણે તેને છોડયો એમા ભૂલ થઇ. પણ દરમિયાન આપણે તેને લોકપ્રિય કરવા ખાસ પ્રયત્નો કરવા જ રહ્યા.

જ્યા સુધી પરદેશી કાપડની લાલચ અને લત આપણને વળગી છે ત્યાં લગી આપણે રેંટીયો દાખલ કરવા ને દાખલ કર્યા પછી ચલાવવા અધીરા નથી થતા.

જો આપણે પરદેશી કાપડ ન પહેરવાની પ્રતિજ્ઞા લઈએ તો રેંટીઓ ચલાવ્યે જ છૂટકો. આમ રેંટીઓ અને પરદેશી કાપડનો બહિષ્કાર અરસપરસ નિકટ સંબન્ધ ધરાવે છે. જેની જરૂર ન હોય તેની ગરજ આપણે ઓછી રાખીએ છીએ. રેંટીયાની જરૂર ઉત્પન્ન કરવી એ આપણો ધર્મ છે. તે વિના હિન્દુસ્તાનની કંગાલિયત દૂર થાય જ નહિ. એવી અમૂલ્ય વસ્તુને છોડીને આપણે જે ભૂલ કરી છે તેનું પ્રાયશ્ચિત્ત જેટલું કરીએ તેટલું ઓછું છે. જો સ્વેચ્છાએ પ્રાયશ્ચિત્ત કરશું તો અલ્પ ત્યાગથી ચાલશે. પરાણે તો શું શું કરવું પડશે એ દૈવ જાણે.

---

## ૬ ભલો ભરવાડ

આસામના ન્હાના ગોરા બગીચાવાળાઓમાંના એકે મને અને મારા સાથીઓને ઉદ્દેશીને એક પત્ર મોકલ્યો છે. કાગળ લાંબો છે એટલે એનો સારાંશ જ એના જ શબ્દોમાં નીચે આપું છું:

" તમારી આ પ્રવૃત્તિ હિન્દુસ્તાનને કયાં ખેંચી લઈ જઈ રહેલ છે એનું તમને કશું ભાન છે ખરું? તમે જે દુઃખોના ઇલાજ રૂપે અસહકારનો પ્રયોગ કરી રહ્યા છો તે ઇલાજ નથી. ઇલાજ છે કાયદેસર બંધારણ અને ફરજિયાત કેળવણી. ગોરા બગીચાવાળાઓના મજૂરો તો સુખી છે. જ્યાં જુલમ છે ત્યાં તે તમારા જ દેશીઓને હાથે થાય છે. એ લોકો દરતરેદથી મજૂરોને હેરાન કરીને પૈસા કઢાવે છે.

મારા જ બગીચાના મજૂરોને આવીને જુઓ. એમને ખાસી બેસ મજૂરી મળે છે. મરદ સરેરાશ રૂ. ૧૦-૩-૮, સ્ત્રી રૂ ૬-૧૨-૮ અને બાળક રૂ. ૪-૧૫-૯ માસિક કમાય છે. વળી આ મજૂરી ઉપરાંત અમારા તરફથી દરેક મજૂરને મફત બળતણ, મફત દવા, મફત ડાક્તરી સારવાર, મફત રહેવાની જગા, મફત ઢોર ચારવાની જગા, ઇત્યાદિ મળે છે. સિવાય મોંઘવારી હોય ત્યારે મજૂરોને ચાવલ પણ બજાર કરતાં સસ્તે ભાવે મળવાની ગોઠવણ છે. ફરદ કામ પણ ઘણીવાર એમને આપવામાં આવે છે, જેમાંથી તેઓ સ્હેજે મરદ આઠ દસ આના અને સ્ત્રી ચાર છ આના કમાઈ લે છે.

શું તમે અસહકારીઓ દાવો કરી શકશો કે બગીચાવાળાઓ પોતાની ફરજ નથી બજાવતા? તમારા હિન્દુસ્તાનીઓ જ આરકાટીના મજૂરને હવે અગાઉના જેવો બધવાય ન રહેવા દઈને તેની પાસેથી પૈસા મળતા બંધ થવાથી એને જાતજાતનાં બહાનાંથી ભમાવવા શીખવે છે કે 'તમને નીચોવી કાઢવામાં આવે છે, તમારા ઉપર સીતમ ગુજરે છે, ઇત્યાદિ.'

૧૦-૭-૧૯૨૧.

મારા પોતાના જ હાથ નીચેના બાણુઓને શરમભરી ઓછી રકમે પગારો મળે છે. ચોરી તો મારા અમલમાં કરવાની તેમને હિમ્મત ક્યાંથી હોય ? બસ, તેઓ ગરીબાને નીચોવે છે. મને એમની દયા આવે છે. પણ મારે જાતે જીવવાને જુદ્ધ કરવાં પડે છે ત્યાં હુ એમને મારા પગારમાંથી શી મદદ કરી શકું ? તેમના પગાર વધારવાની મને છૂટ નથી

પણ આ સ્થિતિનો ઈલાજ તે સહકાર કે અસહકાર ? ઈલાજ માત્ર કાયદાઓની સુધારણા કે ધારાસભાઓનો સમૂળગો જ બહિષ્કાર ? તમારા અનુયાયીઓની અત્યાચારની કાર્યપદ્ધતિઓથી આ ધનધાન્યપરિપૂર્ણ દેશનું નાવ ખરાબે ચઢી છિન્નભિન્ન થઇ જશે."

ત્યારબાદ લેખકે આસામના મજૂરોની સ્થિતિના પોતાની દૃષ્ટિએ ઉપાયો સૂચવ્યા છે; જેમા મજૂરોની કોઇ પણ જાતની બધણી કેન્ટ્રાક્ટોમાથી મુક્તતા, દુકાળવાળા ભાગમાથી તેમને બીજે ઠાવે ત્યા ચાલી જવાની છૂટ, ગરીબ, અમીર તેમજ કાળાગોરા વચ્ચેના કાયદાના ભેદનો નાશ, હિન્દી સ્ત્રીઓ અને તેમના યુરેશિયન છોકરાઓનુ કાયદાથી રક્ષણ, ત્હાના બગીચાઓના કજીઆઓની પતાવટને માટે પચાયતો (જેનો પ્રમુખ બગીચાનો વ્યવસ્થાપક હોય અને પચાયત કાળાગોરા બન્નેના ન્યાય કરે), માદા મજૂરોને ફરજીયાત ભથ્થુ, ગર્ભવતી મજૂર સ્ત્રીઓને છ મહિના સુધી ફરજીયાત ભથ્થુ, મજૂરોના સોદાવિવાદ ઉપરના અંકુશો રદ કરવા, ઇત્યાદિ ઇલાજો બતાવ્યા છે, અને અન્તે કહે છે

તમે જાણીને રાજી થશો કે મારા હાથ નીચેના મજૂરો ત્હાના બધા બગીચાઓમાં સૌથી સારા પગાર મેળવનારા અને સુખી છે. હિન્દુસ્તાનમા પગ મુકયો તે દિવસથી મેં એમને સુખી કરવાનો, એમનાં દુઃખ ભાગવાનો પ્રયત્ન કર્યો છે, જોકે સૌને સન્તોષવાનું કોઇથી ન બની શકે પણ આ બધુ સહકારના પ્રતાપે હુ કરી શકયો છુ મારા બગીચાઓમા કોઈ દિવસ હડતાળ પડી નથી અને પડવાની નથી એ મુજબ હુ આની ઉપર હાથ મુકીને કહુ છું માટે હું તમને અને તમારા સાથીઓને આસામના મજૂરોને બગાડવાની ઘેલછા મુકી દેવા વીનવું છું. આ ઘેલછા પાછળ હજારો લોકો જાતજાતની આપત્તિઓના ભોગ થઈ મરી રહ્યા છે તેના સામું તો જુઓ એક પાપને ધોવા બીજા પાપની યોજના કરવાથી પુણ્ય થોડું જ ફળવાનું હતુ ?

હું પોતે મારા પોતાના અને થોડાક બીજા બગીચાઓ સિવાય ત્હાના બગીચાઓમા જે કારવાઇઓ થાય છે તેનો સખત વિરોધી છું હું કબૂલ કરૂ છુ કે ત્હાના ઉદ્યોગને એ ચોખ્ખી કલંકરૂપ છે. પણ એનો ઈલાજ સહકાર છે, કાયદાઓમા ફેરફાર કરવાની ચળવળમા રહેલો છે, તમારા બોલ્શેવિઝમમા નહિ સત્ય કોઇને ઇજા કરતુ નથી"

નાતાલમા શુ કે ચપારણમા શુ, આ લેખકના અનેક જાતભાઇઓનો મને અનુભવ છે, એના વિચારો ન્તુત્ય છે, પણ એ બધા શુભ ઇરાદાઓ છતા પોતે

કેવળ એકાદ ભલા ભરવાડ કે ગોવાળથી ચડિયાતો નથી એ વાતની એને ગમ નથી. માણસજાતને ઢોરની જેમ રાખવામાં કશું પાપ નથી એટલું એકવાર કબૂલો તો તો પછી જોઇયે તેટલા ગોરા ઉપરીઓ જીવદયા સંસ્થાનાં સર્ટિફિકેટ સ્હેજે મેળવી શકશે. હું અનુભવથી જાણું છું કે મફત દવા, મફત દાક્તરી સારવાર, રહેવાની ને ઢોરચરાઇની મફત જગા વગેરે સગવડો મજૂરને હમેશને માટે ગુલામીમાં જકડી રાખવાની વેપારી જાળ ઉપરાંત બીજું કશું જ નથી. એના કરતાં તો એને પૂરી મજૂરી આપવી અને તેમની પાસેથી ઘરભાડું તેમજ દવાદાક્તરના દામ લેવી એમાં જ મજૂરની સ્વતન્ત્રતા વધુ જળવાશે. ઢોરચરાઇની સ્વતન્ત્રતા તો એને શ્વાસોચ્છ્વાસના જેટલી આવશ્યક છે.

અને યુરેશિયન બાળકો ? દરેક બગીચાઓ ઉપર આ બાળકો સ્ત્રી અને પુરુષના ભ્રષ્ટાચાર અને દુરાચરણની નામોશીનાં જ જીવતાંજાગતાં સ્મારક નહિ તો બીજું શું છે ? મારું ચાલવું હોય તો તો જે કોઇ પણ બગીચામાં આવા એક પણ યુરેશિયન સંતાન દ્વારા હિન્દી સ્ત્રીજાતિને કલંકિત કર્યાનું જાહેર થાય તેવો એકેએક બગીચો કે જમીનદારી હું બંધ જ કરૂં. હું જાણું છું કે આ સવાલ સહેલો નથી. પણ જો આ દેશમાં વસતા ગોરાઓ હરકોઈ હિન્દી સ્ત્રીની ઇજ્જતને પોતાની બ્હેનની ઇજ્જતના જેટલી જ પવિત્ર માનતાં શીખે તો યુરેશિયન બાળકો જોવાનું કલંક આ દેશમાંથી નાબુદ થાય જ. હું 'સ્વેચ્છા'થી થયેલા સંબન્ધોમાં નથી માનતો. આ વિષય એટલો દુઃખદ છે અને પુરુષ અગર સ્ત્રીની પવિત્રતા મારે મન એટલી પવિત્ર વસ્તુ છે કે મેં આવા બગીચાઓને વિષે જે જે જોયું છે અને સાંભળ્યું છે તે વિષે લખતાં મર્યાદા રાખીને બોલવું મને કઠણ થઇ પડે છે. હું એમ નથી કહેતો કે આ પાપમાં એકલા યુરોપીઅન ઉપરીઓ જ ગુન્હેગાર છે અને દેશીઓ ચોખ્ખા છે. હું જાણું છું કે હિન્દીઓની ચામડી આ વિષયમાં તેમના પાપને ઢાંકે છે. હું એટલી જ વાત પર ભાર મુકું છું કે હિન્દી મનુષ્ય જે કરવાની હિંમત કરતાં સ્હેજે અચકાય છે તે ગોરો ઉપરી જાણે પોતે કશું જ અજુગતું ન કરતો હોય તેટલી બેશરમીભરી સ્વાભાવિકતાથી કરે છે. પણ આ દુઃખદ ચર્ચા પર આટલેથી જ હું પડદો નાંખીશ.

હવે બીજી બાબતો તપાસીયે. બગીચાનો ઉપરી જ મજૂરોની પંચાયતોનો પ્રમુખ રહે એ સૂચનામાં જ બગીચાવાળાની આખી દાનત ઉઘાડી પડે છે. અસહકારીઓ વિષે કહ્યું છે તે લેખકનું અજ્ઞાન જ સૂચવે છે. મેં આસામના એક

તા. ૧૦-૭-૧૯૨૧

મજૂરને હડતાળ પાડવાનું કોઈ દિવસ કહ્યું જ નથી. હું ત્યાંના મજૂરોના પ્રશ્નનો માહિતગાર નથી. સિવાય લેખકે એ પણ જાણવું જોઈતું હતું કે અત્યારે કંઈ મૂડીવાળા અને મજૂરો વચ્ચે અસહકાર ચાલતો નથી. અસહકાર તો ચાલુ રાજ્યતન્ત્ર સામે ચાલી રહ્યો છે. પણ કોઈ ઈચ્છતું હોય કે ન ઈચ્છતું હોય તોપણ જ્યાં પાપ છે, જ્યાં જ્યાં જુલમ છે, અન્યાય છે ત્યાં ત્યાં અસહકાર તો થવાનો જ. દુઃખની દવા લોકોને જડી છે તે તેને અજમાવ્યા વિના કેમ રહેશે ? જો તેમને તે વાપરતાં નહિ આવડે તો તેમનું જ એકલાનું નુકસાન થશે. કાયદાઓની સુધારણા કે ધારાસભાઓમાં ચર્ચા થયાથી કંઈ વળે એમ હું માનતો નથી. જ્યાં સુધી માલીકો મજૂરોને પોતાના કુટુંબી ગણતાં નહિ શીખે અગર તો મજૂરો પોતાના હકો અને તે મેળવવાની પદ્ધતિઓ જાણતા નહિ થાય ત્યાં સુધી મજૂરોની દશા સુધરવાની નથી. લોકમત તૈયાર થયા પહેલાં કાયદાનો આશ્રય લેવો એ ઘણીવાર સાવ નિરર્થક નીવડે છે અને લોકોને એ રીતે કેળવવાનો એટલે કે એમના અન્તર પાલટવાનો જલદમાં જલદ રસ્તો એકમાત્ર અસહકાર છે.

---

# સારી નોંધ

## દક્ષિણ આફ્રિકાથી મદદ

દક્ષિણ આફ્રિકા તરફથી સ્વરાજ્ય ફાળામાં નીચે મુજબ પૈસા આવી ગયા છે:

| | |
|---|---|
| પાટીદાર મંડળ જે. બી. | ૮૨૭૫ |
| કાઠીયાવાડ આર્યમંડળ, નાતાલ | ૨૫૦૦ |
| ટાંગાટવેરલ | ૧૦૦૦ |
| દરજી મંડળ જોહા | ૧૪૪૫ |
| દરજી મંડળ, ડરબન | ૫૩૦ |
| પાટીદાર યુનિયન, ડરબન | ૧૦૦૧ |
| ઉમર શેઠ મારફત | ૫૪૨૫ |
| વેરૂલમ મન્દિર | ૧૬૫૮॥ |
| દરજી હરસુરાય મંડળ | ૭૩૦ |

દક્ષિણ આફ્રિકાથી આટલી રકમ એ ઓછી ન ગણાય. ઉદાર જનતા હિન્દીઓએ દક્ષિણ આફ્રિકાના ભાઈઓનો ધડો લેવો ઘટે છે.

## ‘પોતા તરફ દોરવા માગો છો’

એક ગૃહસ્થ લખે છે કે વૈષ્ણવો પ્રત્યેના કાગળમાં મેં ગુસ્સો કરનારને પણ પ્રેમનો ગુસ્સો માન્યો છે તેમાં મારી મતલબ છે. તે કહે છે, ‘આવું સારૂં લખાણ લખીને તમે વિરોધીઓને પણ તમારા તરફ દોરવા માગો છો.’

આ લખનારની વાતમાં અરધું સત્ય છે. હું વિરોધીઓને મારી તરફ દોરવા જરૂર માગું છું, પણ હું જે માનું નહિ તે કહીને નહિ. આ ભાઈ લખે છે કે ‘જો ગુસ્સો એ પણ પ્રેમની નિશાની હોય તો પછી જનરલ ડાયરે પણ પ્રેમને લીધે જલિયાંવાલાની કતલ કરી ગણાય’ આ દલીલમા બહુ અજ્ઞાન રહેલું મને તો ભાસે છે. ઘણીવેળા બાપ દીકરા પર ગુસ્સે થાય છે તે પ્રેમને વશ થઈને; પણ જનરલ ડાયરનો ગુસ્સો તો કેવળ દ્વેષને લીધે હતો. વૈષ્ણવોના ગુસ્સાને હું પ્રેમની નિશાની ગણું છું તેનું કારણ તો સ્પષ્ટ છે. મારી ઉપર તેઓને અંગત વેર નથી. મારાં બીજાં આચરણ તેઓ પસંદ કરે છે. પણ અસ્પૃશ્યતા બાબત મારી ભૂલ માની પોતે માનેલા તે દોષને સારૂ ગુસ્સે થાય છે. બીજાઓ મર્યાદા છોડે છે તે છતાં તેમને કંઇ પત્ર નથી લખતા ને તેઓના પ્રત્યે ગુસ્સો પણ નથી કરતા. આવા અનેક દાખલા પટાવી શકાય તેમ છે. લખનારને ફરી વિચારવા હું ભલામણ કરૂં છું.

## મને ઠપકો

એક ભાઇ માણાવદરથી લખે છે, ‘જો પંજાબ અને ખિલાફતનો ઇન્સાફ મળી જાય
1 તો સ્વરાજની લડતનું બાકીનું કામ બીજા આગેવાનોને સોંપી દઇ નિવૃત્ત થઇ જાઉં’ એમ આપ લખો છો ’ તે ભાઇ લખે છે કે એવું તો મારાથી થાય જ નહિ. અને એ ખરૂં છે. માત્ર મારા લખાણનો ભેદ એ નથી સમજ્યા. મેં ઉપરનું વાક્ય લખી ખિલાફત અને પંજાબના ઇન્સાફમાં જ સ્વરાજની ચાવી છે એમ બતાવ્યું છે. તે બે મળ્યા પછી તો ભાગ્યે જ કોઇને સ્વરાજ્ય મેળવતાં તકલીફ ન આવે. એ બે મેળવવામાં બધી શક્તિ આવી જાય છે એ મારી માન્યતા છે. બાકી સ્વરાજની લડત શરૂ થઈ છે તેને હું છોડી જ નથી શકતો

## સુન્દરલાલજીનો કાગળ

સુન્દરલાલજીને જબલપુરમાંથી પકડી ગયા ને તેમને સખત મજૂરીની જેલ મળી એ સહુ કોઇ જાણે છે. તેમણે જેલ જવા પહેલાં મારી ઉપર કાગળ લખ્યો છે, તેમાંથી નીચેની અમૂલ્ય બાબત હું નીચે આપું છું:

“મૈં સ્વાધીનતા કે રક્તપાતશૂન્ય પથ કા પક્કા વિશ્વાસી હૂં. મસ્તક માન ગયા હૈ. મૈં કમજોરોં કા હથિયાર નહિ વરન સબસે બલવાનોં કા ભી હથિયાર ઉસે હી માનતા હૂં. કિન્તુ મેરી આયુ કે અનેક વર્ષ પુરાને ગલત ઢંગ કે રાજનૈતિક વિચારોં મેં બિત ચુકે હૈં. ઇસ લિયે અપની આત્મા ઔર ચરિત્ર કો નયે પથ કે લિયે તૈયાર કરને કે પ્રયત્ન મેં બરાબર

લગા હુઆ હૂં. ઇસ સમય થોડા સા દુઃખ મુઝે ઇસ બાતકા હૈ કિ યદિ મેરી ગિરફ્તારી સે સી. પી. કે કામમેં કુછ બાધા પડેગી તો ઉસકે લિયે કુછ દર્જે તક ઉત્તરદાતા જરૂર મેરી અપની અસાવધાની હોગી. સન્તોષ ઔર આનન્દ મુઝે ઇસ બાત કા હૈ કિ જો ત્રુટિયાં મેરે ચરિત્રમેં રહ ગઈ હૈં વહ શાયદ બિના તપસ્યા કે પૂરી તરહ દૂર ન હો સકેં; ઔર તપસ્યા કા મોકા બ્રિટિશ જેલ સે બઢકર દૂસરા મિલના કઠિન હૈ. ઇસ તપસ્યા મેં પડકર ભસ્મ હો જાના વા તપસ્યા સે નિકલ કર મનુષ્યસેવા કે એક અધિક ઉપયોગી યંત્ર બન જાના દોનોં હી મુઝે ઇસ સમય પ્યારે લગતે હૈં. મૈં પૂરી તરહ તૈયાર હૂં."

## દારૂપીઠાં પર પહેરા

'ઇન્ડિયન સોશિયલ રિફૉર્મર' પોતાની હમેશની જોરાવર શૈલીમાં દારૂનાં પીઠાંઓ પર હાલ ચાલી રહેલા પહેરાઓ ઉપર લખતા એવા પહેરાઓની ઉપયોગિતાને વિષે સવાલ ઉઠાવે છે. એની દલીલોનો જવાબ આપવા કરતાં આ બાબતમાં મારા વિચારો અને અનુભવ જ માત્ર આપીને હું ટૂંકાવીશ. કોઈ પણ બાબતમાં આવો પહેરો સ્વાભાવિક રીતે હંમેશ મુદ્દતને સારૂ જ હોય એ તો ખુલ્લું છે. પણ એનો ઉપયોગ જ ઓસડમાં રહેલા ગરમાવાના જેવો છે. દારૂ પીવાની લતને કુછંદના કરતાં રોગ કહેવો એ જ વધારે સાચું છે. મેં કેટલાયે એવા માણસો જોયા છે જેઓ તેમનાથી દારૂ છોડી શકાતો હોય તો અબઘડી રાજી થઇને છોડે. 'ભલા થઇને એ લાલચને અમારી આંખ સામે ન લાવો' એમ પણ કેટલાયને વીનવતા જોયા છે; અને એમના કહેવા મુજબ એ લાલચને દૂર ખસેડ્યા છતાં ચોરીથી ચાલ્યા જઇને પણ પીધા વિના જેમનાથી નથી રહેવાતું એવાઓને પણ મેં જોયા છે.

આમ જે લાલચમાં પડીને માણસ પોતાની ઈચ્છા વિરુદ્ધ પાપ કરવા પ્રેરાય છે તેને તેની સામેથી ખસેડવામાં મને કશું અજુગતું નથી દેખાતું. રોગી માણસને ઘણીવાર તેની પોતાની મરજી સામે જવામાં મદદ કરવી પડે છે. જો મારા દીકરાને જુગારનો છંદ વળગ્યો હોય અને કોઇ જુગારખાનાવાળો તેને લલચાવવા મારા ઘરની સામેનું જ મકાન રાખી લઇને ત્યાં પોતાનું જુગારખાનું ઉઘાડે, તો કાં તો મારે એ જુગારખાનું બળ વાપરીને તોડી પાડવું રહ્યું, અગર તો બને તો મારો છોકરો એમાં જતાં શરમનો માર્યો પણ અટકે એવું કરવા મારે એ જુગારખાનાની આસપાસ મારાં માણસોની ચોકી બેસાડવી રહી. મારા ઘરથી થોડે જ દૂર બીજાં જુગારખાનાં હોય ત્યાં પણ મારો છોકરો જઇને બગડી આવી શકે એ બધું સાચું; પણ તે ઉપરથી હું મારા ઘર સામેના જુગારખાના ફરતી મારાં માણસો નીચોકી મુકવામાં કોઈ રીતે ગેરવ્યાજબી કરતો નથી. મારે તો મારા છોકરાને માટે બને તે બધા પ્રયત્નો કરીને જુગાર ખેલવાનું મુશ્કેલ કરી મુકવું રહ્યું.

પણ 'રિફૉર્મર'ને જો રાજ્ય તરફથી દારૂની અટકાયત થવાને લગતો સિદ્ધાન્ત માન્ય હોય તો તો રાજ્ય જ્યાં સુધી લોકમતને છાપરે ફગાવીને પ્રજા ઉપર કેવળ જુલમનો દોર ચલાવનારી જ એક સંસ્થા છે ત્યાં સુધી એવી દારૂની બદી અટકાવવાને સારૂ પીઠાં પર

તા. ૧૦-૭-૧૯૨૧

પહેરા કરવાની વાતને પણ એ જ સિદ્ધાન્તની રૂએ અનાચારે જ સ્વીકારવી રહી. દાખલા તરીકે કાલે સવારે ઊઠીને કોઈ સરકાર પોળે પોળે અને મહોલ્લે મહોલ્લે સરકારી મકાનો બાંધી તેમાં વ્યભિચારખાનાંઓ ખોલે અને તેમને તેમનો ધંધો ચલાવવાના પરવાના આપવા કાઢે, તો પ્રજાએ શું કરવું? જો એવાં વ્યભિચારખાનાંને જમીનદોસ્ત કરવાનું પગલું તેઓ ન લે તો શું તેવાં મકાનોની ચોમેર ક્વૉરેન્ટાઈન મૂકીને એવી બળજોરીભરી રીતે પાથરેલી લાલચની એ બળતી આગમાં પડવામાંથી લોકોને બચાવવાનો બંદોબસ્ત કરવાની પ્રજાની ચોખ્ખી ફરજ નથી? આ કાર્યને માટે ચારિત્ર્યવાન સ્ત્રીપુરુષોએ જ રોકાવું જોઈએ અને જે લોકો પહેરો કરનારાઓની વીનવણી આજીજીઓની ઉપરવટ થઈને જબરાઈથી પીઠાંમાં પીવા જાય તેમની કશી જ મનામણી ન થાય એ વિષે પૂરેપૂરી સંભાળ રહેવી જોઈએ એ મને મંજૂર છે. લોકોને વ્યસનથી દૂર રાખવાના પ્રયત્નમાં જ્યારે રાજ્ય આગેવાની કરતું હોય ત્યારે આવી જાતના પહેરા કરવા એ પ્રત્યેક શહેરીનો,–પ્રજાના પ્રત્યેક સમજુ સભ્યનો ધર્મ છે. પોલીસનો સિપાઈ જ ચોરની સામે પહેરો કરનાર નહિ તો બીજું શું છે? ચોર જ્યારે બીજાના ઘરમાં પેસવાનો ઈરાદો દેખાડી આપે છે ત્યારે પોલીસ પોતાની બંદૂકનો ઉપયોગ કરીને તેને અટકાવે છે અને પીઠાં પર પહેરો કરનાર નાગરિક કે સ્વયંસેવક પોતાના એવા દારૂ પીવા જનાર દુર્બળ બન્ધુને કેવળ શરમનું, ખાનદાનીનું, પ્રેમનું દબાણ રજૂ કરીને ચેતવે છે, અટકાવવાને પ્રયત્ન કરે છે. પીઠા પરના પહેરાનો આથી વધુ અર્થ કશો છે જ નહિ.

## ૯ ધારવાડનું રમખાણ

ધારવાડમાં થયેલા રમખાણની જે હકીકતો ત્યાંની મહાસભાસમિતિ તરફથી બહાર પાડવામાં આવી છે તે ખરી હોય તો તો કોઈ ભાનભૂલ્યા પોલીસ અમલદારે પોતાની સત્તાની હદ ભૂલી જઈને નિઃશસ્ત્ર ટોળી ઉપર ગોળી ચલાવવાનો હુકમ આપ્યાનું ખુલ્લું જણાઈ આવે છે. દારૂનાં પીઠાંઓને કેમ જાણે પ્રજાને દારૂ પાવાની સરકારની ફરજ જ હોય નહિ તેમ આગ્રહપૂર્વક ઉઘાડાં જ રખાવવા એ લોકમતનું ખુલ્લું અને હડહડતું ઉલ્લંઘન નહિ તો બીજું શું છે?

જેઓ સરકારી સિપાઈઓની ગોળીઓના ભોગ થઈને મૂઆ તેઓનાં કુટુંબોને તો હું મુબારકબાદી જ આપું છું. અને લોકોને હાથે જો કોઈ પણ દંગોફિસાદ થયો હોય તો તેનું મને અપરંપાર દુઃખ જ હોય, પણ અહીં તો હું પ્રજાને સોંપાયેલા ખાતાંના આપણા સરકારી પ્રધાનોને માનપૂર્વક ચેતાવવાની મારી ફરજ સમજું છું કે આખા દેશભર આજે જે કટોકટીનો સમય આવતો જાય છે તેને હિંમતથી ફાળીને જો આ દારૂનાં પીઠાં તત્કાળ બંધ કરવાનો અને ગરીબ પીઠાંના ઇજારદારોને તેમના તરફથી અગાઉ સરકારમાં ભરાયેલી ઇજારાની રકમો પાછી આપવાનો નિર્ણય નહિ કરે તો જે મહાન રાજદ્વારી પક્ષના પોતે હોવાનું તેઓ અભિમાન ધરાવે છે તેની પરંપરાને તેઓ

ખોટી પાડશે, તેને ઝાંખપ આણશે. આવા અનીતિના ધંધાની બેવડા પાપથી થતી આવક ડુબ્યાનું દુ:ખ તેઓ ન માને. તેમણે સમજી જવું ઘટે કે આવી બદીના રોજગારને લાગેલી અને તેને કમ્મર કસી દફનાવવાને તૈયાર થયેલી પ્રજાના સંકલ્પની સામે થઇને નભાવવાના પ્રયત્ન મિથ્યા છે. વળી એવી અનીતિની આવકમાંથી પોષાતી કેળવણી અત્યારે જ પૂરતા દુષિત અને અપવિત્ર છે; તેમાં વળી જ્યારે એ આવકમાં આપણાં જ નિર્દોષ દેશબન્ધુઓનાં લોહી ભળવા લાગશે ત્યારે તો એમાંથી મળનારા લાભોની અંશ સરખી આપણને અસહ્ય થઇ પડશે. આપણા પ્રધાનોને હું વીનવું છું કે વખત વીતી જાય ત્યારપહેલાં જ તેઓ આ સમજી લે. તેમને માટે રખે એમ કહેવાય કે થોડા લાખ રૂપીયાની આવકને ખાતર તેઓ સમયને વરતી શક્યા નહિ. જો તેઓ આટલું કરવા તૈયાર હોય તો મહિના કે અઠવાડિયાં તો શું પણ કલાકનો વિલંબ પણ તેમણે ન કરવો ઘટે. દારૂની આવકની ખોટ ભરી કાઢે એવા બીજા કોઇ આવકના રસ્તા પ્રથમ શોધવા અને પછી જ દારૂનું દ્વાર બંધ કરવાની ભ્રમણામાં પડવું પાપ છે. એમ કરવા તાકવું એ બીજું ઘર તૈયાર ન થાય ત્યાં સુધી પ્લેગવાળા ઘરમાંથી નીકળવાની ના પાડવા બરોબર છે. હરકોઇ માણસ એવી સ્થિતિમાં સૌ પહેલું તો પ્લેગવાળું જ ઘર એક ઘડીની ઢીલ કર્યા વગર ખાલી કરશે અને પછી બીજું કોઇ ચોખ્ખું ભેપ વગરનું ઘર ખોળી લેશે.

## ૨ શાહજાદાની આગમનની વાત

ના. શાહજાદાના આગમનની વાત વળી પાછી હાથ ધરવામાં આવી છે અને એક અટકળીઆ તારીખ પણ મુકરર કરવામાં આવી છે એ જોઈ દયા છૂટે છે. જે રાજ્યતન્ત્રથી હિન્દુસ્તાન ગળા સુધી ધરાઇ રહ્યું છે અને જેનો એ ખરા દિલથી નાશ ઇચ્છે છે તે રાજ્યતન્ત્રના પ્રતિનિધિ બનીને આવનારને હિન્દુસ્તાન કદાપિ આવકાર આપશે નહિ. અને જો હિન્દુસ્તાનની ચોખ્ખી નામરજી છતાં બળજોરીથી ના. શાહજાદાને આ દેશમાં પધરાવવાનો ઘાટ નોકરશાહી રચશે તો ના. ડ્યૂકના આગમન વખતે જેવી હડતાળ પડી તેવી જ સચોટ હડતાળ ના. શાહજાદાના આગમનને દિવસે પડયા વગર રહેશે નહિ એ દેખીતું છે. હું ફરી એકવાર કહી લઉં છું કે અસહકારીઓને ના. શાહજાદાની સામે અંગત—એક મનુષ્ય તરીકે જોતાં—કશું જ કહેવાપણું નથી; પણ એ રીતે એમના દરજ્જાથી એમને નોખા પાડવા અશક્ય છે. રાજા અને તેમના વારસ રાજકારોબારનાં કામોમાં પ્રત્યક્ષ માથું મારતા નથી એ સાચું (અને આ પ્રતિબન્ધ રાજ્યને ખાસી અનુકૂળતા રૂપ જ છે), છતાં જ્યારે તેઓ રાજ્યતન્ત્રના પ્રતિનિધિ બનીને આવે છે ત્યારે તો એમનો દરજ્જો કોઇ પણ વધારેમાં વધારે માથાંમારૂ વડા પ્રધાન કે વાઈસરાયના કરતાં કોઈ રીતે ઉતરતો નથી. મને તો લાગે છે કે રાજ્યતન્ત્ર રૂપી સંસ્થાના આધાર તરીકે તો પોતાના એ અરાજકિતપણાને લીધે જ તેઓ એવા રાજ્યતન્ત્રને ઉલટા વધારે જોરાવર ટેકારૂપ નીવડે છે.

તેથી જો ના. શાહજાદા આવશે તો તે અસહકારીઓને અગર તો તેમના કાર્યને આશીર્વાદ આપવાને સારૂ નહિ પણ જે સરકાર પંજાબની નામોશીને માટે જોખમદાર

છે, જેણે મુસલમાનોની જોડે દગાબાજી કરી છે, જેણે દારૂની બદી હિન્દુસ્તાનને માથે લાદેલી છે અને જેને પ્રતાપે હિન્દુસ્તાન આજે પોતાની ગુલામગીરીને સદાને માટે પોતાને કપાળે લખાયેલી માનીતું થઈ જવા જેટલું નપુંસક બન્યું છે તે રાજ્યતન્ત્રનાં ગીત ગાવા અને તેને ભલાઇનું સર્ટિફિકેટ આપવાને જ આવશે. મારા નમ્ર અભિપ્રાય મુજબ તો અત્યારે આ દેશમાં શાહજાદાનું આગમન એ હિન્દુસ્તાનને 'પડ્યા પર પાટુ' સમાન છે; અને આખી પ્રજાના મત વિરુદ્ધ આમ ના. શાહજાદાને અત્યારે આ દેશમાં આણવાનો નોકરશાહીનો પ્રપંચ પૂરેપૂરો બજવાય તો નાશની અણી ઉપર આવેલા આ રાજ્યતન્ત્રને ટકાવી રાખવાના એવા દરેક પ્રયત્નની સામે માનપૂર્વક અને છતાં પૂરેપૂરી દૃઢતાપૂર્વક સ્પષ્ટમાં સ્પષ્ટ રીતે છેવટ સુધી સખત અસંમતિ અને નાપસંદગી દર્શાવવાની એકેએક અસહકારીની ફરજ થઈ પડશે.

---

# ૬ અંગ્રેજ ભાઈઓને—

ભાઇઓ,

તમને બીજી વાર* લખવાની હિંમત કરું છું. હું જાણું છું કે તમારામાંથી ઘણાને અસહકારની ચીડ છે. છતાં મારી સચ્ચાઇને વિષે તમારામાં એતબાર હોય તો મારી પ્રવૃત્તિમાંથી બે પ્રવૃત્તિઓને નોખી કરી ને ધ્યાનમાં લેવાને હું તમને વીનવું છું. મારા પ્રામાણિકપણા વિષે જો તમને વિશ્વાસ ન હોય તો તે પુરવાર કરવાને મારી પાસે દલીલો નથી જ્યારે હું કહું છું કે અંગ્રેજોએ સ્થાપેલા તન્ત્રનો દ્વેષ કરવા છતાં ખુદ અંગ્રેજોનો દ્વેષ કરવાની કશી જરૂર નથી, ત્યારે મારા કેટલાક દેશભાઇઓ મારા પર ગોળગોળ વાત કરવાનો આરોપ મુકે છે હું તેમને બતાવવાનો પ્રયત્ન કરી રહ્યો છું કે પોતાના ભાઇનો દ્વેષ કર્યા વગર તેના દુરાચરણનો તિરસ્કાર કરી શકાય છે. ઇશુ ખ્રિસ્તે તેના જમાનાના પંડિતો અને કર્મકાંડી લોકોના દુરાચરણનો ધિક્કાર કર્યો પણ તેમનો કોઇ દિવસ દ્વેષ ન કર્યો. કોઈ પણ માણસ ઉપર પ્રેમ રાખવા છતાં તેના પાપનો ધિક્કાર કરવાનો ઇશુનો સિદ્ધાન્ત તેના એકલાને માટે જ ન હતો. ઇશુએ તે બધા જ લોકોને આચરણમાં મુકવા માટે ઉપદેશેલો છે. ખરું જોતાં આ સિદ્ધાન્ત તો દુનિયાનાં બધાં શાસ્ત્રોમાં મળી આવે છે.

મનુષ્યસ્વભાવનો હું ઠીક અભ્યાસી છું એમ હું માનું છું. મારા પોતાના વિચારો અને લાગણીઓનું પૂરેપૂરું પૃથક્કરણ કરવાનો મને મહાવરો છે. મેં જોયું છે

*જુઓ 'પ્રત્યેક અંગ્રેજને'—પૃ. ૧૭૬

કે માણસ પોતાના મત કરતાં મોટો છે. માણસ જે તન્ત્ર ઉભું - કરે છે તેનાથી તે પોતે મોટો હોય છે. અને તેથી જ મને લાગે છે કે તમે સંઘળાથી જે રાજ્યવ્યવસ્થા ઉપજાવી કાઢી છે તેના કરતા વ્યક્તિ તરીકે તમે અનેક દરજ્જે સારા હો છો. ૧૦મી એપ્રિલના દુર્દૈવી દિવસે અમૃતસરમાં મારા દેશભાઇઓના જે ટોળાં ભેગાં થયાં હતાં તે ટોળા કરતાં તેમાંનો દરેક માણસ વધારે સજ્જન હતો. તેમાંથી કોઈ પણ એક માણસને નિર્દોષ અંગ્રેજ શરાફોને-મારવાનું કહેવામા આવત તો તે ના જ પાડત. પણ જ્યાં ટોળું ભેગું થયું ત્યા ઘણા લોકો પોતાનું ભાન ભૂલી ગયા. એ જ ન્યાયે અધિકાર ઉપર બેઠેલો અંગ્રેજ સામાન્ય અંગ્રેજના કરતાં જુદો જ હોય છે. હિન્દુસ્તાનમાં રહેનાર અંગ્રેજ વિલાયતમાંના અંગ્રેજ કરતા જુદો જ છે. આ દેશમાં તમે જે તન્ત્રને આધીન છો તેનુ પાજીપણું વર્ણવ્યુ જાય તેમ નથી. તેથી જ દરેક અંગ્રેજના હેતુ અશુદ્ધ હોય છે એવો આરોપ ન મુકતા છતા અથવા તો તમે દુષ્ટ છો એમ ન માનતા છતા તમારા તન્ત્રને આકરામા આકરાં વિશેષણો લગાડી તેનો હું નિષેધ કરી શકું છું. અમે જેટલા આ તન્ત્રના જકડાયેલા છીયે તેટલા જ તમે પણ તેને શરણ છો. માટે તમે પણ તે જ વૃત્તિ ધારણ કરો એ હું ઇચ્છું છું. મારાં લખાણોમા જે નથી તેવા હેતુઓ તમે મારામાં ન કલ્પી લેશો. જે તન્ત્ર તળે રહીને હિન્દી રાષ્ટ્ર મૂઠીભર અંગ્રેજોનુ દાસ બને છે અને જ્યા દેશમા ઠેરઠેર નજરે પડતા કિલ્લાઓ અને તોપોના આશ્રય તળે જ તમે પોતાને સુરક્ષિત માનો છો તેવા તન્ત્રને બની શકે તો સુધારવા નહિ તો મિટાવવા હું અધીરો થયો છું એમ જ્યારે કહું છું ત્યારે મેં કશું છાનું રાખ્યું નથી એમ જ તમારે માનવું. આજની સ્થિતિ તો તમને અમને બન્નેને કેવળ શરમભરેલી છે. આપણું સામુદાયિક જીવન એકબીજા પ્રત્યેના અણવિશ્વાસ અને બીક પર ઉભેલું છે. તેમા મરદાઇ નથી એ તો તમે કબુલ કરશો જ. જે તન્ત્રને લીધે આવી સ્થિતિ ઉત્પન્ન થાય છે તે જરૂર સેતાની જ કહેવાય. દેશને ચૂસનાર પરદેશીઓ તરીકે નહિ પણ હિન્દુસ્તાનની બીજી કોમોની માફક હિન્દી બનીને તમને રહેતાં આવડવું જોઇએ. એક અંગ્રેજની જાન સામે એક હજાર હિન્દીઓની જાન એ ગણુતરી ઘોર નિરાશા ઉપજાવનારી છે, અને છતાયે તમારા મોટામા મોટા અધિકારીઓએ ૧૯૧૯માં આ જ સિદ્ધાન્ત સ્વીકાર્યો હતો. જે તન્ત્રે આપણને-બન્નેને આટલી હદ સુધી પાડ્યા છે તેનો સમૂળગો નાશ કરવાના કાર્યમાં તમે અમારી જોડે ભળો એમ તમને કહેવાનું મન થાય છે. પણ મને લાગે છે કે હજી તમે તેમ ન કરી શકો. તે સ્થિતિ લાવવા

માટે જેટલી ગંભીરતા, જેટલો આપભોગ અને સંયમ અમારે કેળવવાં જોઇયે તેટલાં હજી અમે કેળવી બતાવ્યા નથી.

પણ પરદેશી કાપડનો બહિષ્કાર કરવામાં અને દારૂનિષેધની હીલચાલમાં તો હું તમારી મદદ જરૂર માગું છું.

અગ્રેજ ઇતિહાસકારોએ બતાવેલું છે કે હિન્દુસ્તાનનો પોતાનો વિખ્યાત કાપડનો વેપાર ઇરાદાપૂર્વક અને ચોક્કસ રીતે તોડી પાડી વિલાયતી કાપડ હિન્દુસ્તાન ઉપર બળાત્કારે લાદવામાં આવેલું છે, તેથી હિન્દ આજે લૅંકેશાયરનું જ નહિ પણ જાપાન, ફ્રાન્સ અને અમેરિકાનું પણ મુહતાજ થઇ બેઠું છે. હિન્દુસ્તાન ઉપર આની શી અસર થઇ છે તે એકવાર જુઓ. દર વર્ષે ઓછાવત્તા સાઠ કરોડ રૂપીયા ફક્ત કાપડને માટે અમે હિન્દુસ્તાન બહાર મોકલીયે છીયે. અમને પૂરતું થઈ પડે એટલું રૂ તો અમે આ દેશમાં ઉત્પન્ન કરીયે છીયે જ. આ દેશનું રૂ પરદેશ મોકલી ત્યા તેનું કાપડ વણાવી ફરી આ દેશમાં લાવવું તે શુદ્ધ મૂર્ખાઇ નથી શુ ? હિન્દુસ્તાનને આવી લાચાર સ્થિતિમાં મુકવું એ શું વ્યાજબી હતું ?

દોઢસો વર્ષ ઉપર અમે અમારે જોઇતું બધું કાપડ જાતે વણી લેતા. અમારી સ્ત્રીઓ ઘરમા બેસી સુન્દર સૂતર કાતતી અને પોતાના પતિઓની કમાઇમાં ઉમેરો કરતી. ગામડાના વણકરો તે સૂતર વણી આપતા. અમારા જેવા ખેતીપ્રધાન દેશમાં પ્રજાજીવનની વ્યવસ્થાનું એ એક અગત્યનું અંગ હતું. આ વ્યવસ્થાને લીધે અત્યન્ત સ્વાભાવિક રીતે નવરાશનો અમે સદુપયોગ કરી શકતા હતા. આજે અમારા દેશની સ્ત્રીઓમા કાતવાની આવડત રહી નથી અને કરોડો લોકોને પરાણે નવરા બેસવું પડવાથી દેશ કગાલ થઇ ગયો છે. ઘણા વણકરો ભંગી થઈ ગયા છે. કેટલાક બાહુતી સિપાઇઓ બની લશ્કરમાં ભરતી થયા છે. સુન્દરમાં સુન્દર કાપડ વણનાર વણકરોની અડધી કોમ દાળોવાટો થઈ ગઇ છે અને બાકીની અડધી હાથે કાતેલું સૂતર નહિ મળતું હોવાથી પરદેશી સૂતર વણી રહી છે !

ત્યારે હિન્દુસ્તાનને માટે પરદેશી કાપડના બહિષ્કારનો અર્થ શો છે તે હવે કદાચ તમે સમજી શકશો. આ બહિષ્કારની યોજના સજા રૂપે કરવામાં નથી આવી. સરકાર આજે ખિલાફત અને પંજાબના અન્યાયો દૂર કરે અને હિન્દુસ્તાનને આજે જ સ્વરાજ અખત્યાર કરવા દે તોયે આ બહિષ્કારની હીલચાલ ચાલવાની જ. સ્વરાજનો એ અર્થ તો હોવો જ જોઇયે કે આર્થિક દૃષ્ટિએ રાષ્ટ્રના અસ્તિત્વને જરૂરી એવા ધંધાઓને હિન્દુસ્તાન પોષણ આપી શકે અને આ અસ્તિત્વને

તા: ૧૭-૭-૧૯૨૧

જોખમમાં નાખનાર એવા માલની આયાતની ' મના ' કરી શકે. ખેતી અને હાથ-કંતામણ એ બે રાષ્ટ્રદેહનાં ફેફસાં છે અને હરપ્રયાસે ક્ષયરોગને એ ફેફસાંમાં પેસતો અટકાવવો જોઇયે.

આ વાત શક જેવા જેવી નથી. ખેતી સાથે ચાલી શકે એવા ધંધાને અભાવે આખું રાષ્ટ્ર જ્યારે ભૂખે મરે છે ત્યારે પરદેશી કારખાનાંવાળાઓના કે દેશી વેપારીઓના લાભોનો વિચાર ન કરાય.

આ હીલચાલને બધી જાતના પરદેશી માલના બહિષ્કાર તરીકે પણ રખે માની લેતા. બીજાં રાષ્ટ્રો સાથે કોઇ પણ જાતનો વેપાર કરવો જ નહિ એ હિન્દુસ્તાનનું વલણ નથી. કાપડને બાદ કરતાં બીજી વસ્તુઓ હિન્દુસ્તાન કરતાં પરદેશમાં સહેલાઇથી અને સારી બનતી હોય તો ઉભય પક્ષને લાભ થાય એવી શરતે પરદેશ પાસેથી આભાર સાથે લેવાની હિન્દુસ્તાને હા પાડવી જ જોઇએ. અલબત્ત, કોઇ પણ વસ્તુ હિન્દુસ્તાન પોતા પર બળાત્કારે નહિ જ લાદવા દે. પણ ભવિષ્યને વાચવાનો પ્રયત્ન નહિ કરૂં. હું જરૂર આશા રાખું છું કે થોડા જ દિવસમાં હિન્દુસ્તાન ઇંગ્લંડ સાથે સમાનતાને નાતે સહકાર કરી શકશે. આપણા વેપારના સંબન્ધો તપાસવાનો પ્રસંગ તે વેળાએ આવશે. અત્યારે તો પરદેશી કાપડનો બહિષ્કાર સફળ કરવામાં હું તમારી મદદ ઇચ્છું છું.

એવા જ-અને એટલા જ મહત્ત્વનો સવાલ છે દારૂનિષેધનો. દારૂનાં પીઠાં એ તો સમાજ ઉપર લાદેલી એક અસહ્ય આફત છે. આ વિષયમાં પ્રજામાં જેટલી જાગૃતિ છે તેટલી આજ સુધી કોઇ કાળે થઇ ન હતી. હું કબૂલ કરૂં છું કે આમાં તમારા કરતાં વધારે મદદ તો અમારા હિન્દી પ્રધાનો કરી શકે એમ છે. છતાં આ સવાલમા તમે તમારો મત સ્પષ્ટ જાહેર કરો એમ હું ઇચ્છું છું. રાજ્યતન્ત્ર ગમે તેવું હોય તોપણ મને લાગે છે કે પ્રજા તો દેશમાંથી દારૂની જડ જ કાઢી નાખવા માગે. તમારૂં વજન પ્રજાપક્ષ સાથે ભેળવીને આ દિનપ્રતિદિન વધતી જતી હીલચાલને તમે મદદ કરી શકો છો.

તમારો સાચો મિત્ર.
મોહનદાસ કરમચંદ ગાંધી

તા. ૧૭-૭-૧૯૨૧

# § વહેતો જખમ

સંયુક્ત પ્રાન્તના મૉડરેટોના ડેપ્યુટેશનને જવાબ આપતા ના. વાઇસરૉયે હમણાં વળી એક બીજું ભાષણ કર્યું છે. તેમાં અગાઉના ભાષણ કરતાં વધુ સાવધાની વાપરેલી દેખાઇ પડે છે. છતાં એનો એ ગતગુજરી વિસરી જવાનો એમાં ઉપદેશ છે. તે નામદારને ફરી યાદ દેવડાવવાની જરૂર છે કે તેમણે હિન્દુસ્તાનને કરેલો ઉપદેશ ફોગટ છે. તેમણે હિન્દુસ્તાનને જે અશક્ય છે તે કરવાનું કહ્યું છે. શું મૉડરેટો કે શું નૅશનાલિસ્ટો, શું સહકારીઓ કે શું અસહકારીઓ, શું હિન્દુ કે શું મુસલમાન, શું શીખ, જૈન, પારસી, ખ્રિસ્તી કે શું યહુદી—જે જે કોઈ પોતાને હિન્દી કહેવડાવે છે તે એકેએક પક્ષે ને કોમે ખિલાફત અને પંજાબના અન્યાયનું નિવારણ કરવાનો પોતપોતાની ઢબે આગ્રહ કરેલો છે અને કરી રહ્યા છે. વાઇસરૉય સાહેબ પોતે હજુ ખિલાફતની તરફેણમાં મથી રહ્યાનું જાહેર કરે છે. એઓ હિન્દી મુસલમાનોને અગર તેમના હિન્દુ ભાઇઓને એ અન્યાય સુદ્ધાં ગળી વિસરી જવાનું નથી કહેતા એ ગનીમત છે.

પણ પંજાબના અન્યાયને તો એઓ હવે સાફ વિસારી દેવાનું જ કહી રહ્યા છે! કોકેન કે ક્લૉરોફૉર્મ આપીને દરદને હમેશનું વિસારી દેવાનું ડાક્ટર કહે તેટલું જ આ અશક્ય છે. પંજાબનો ઘા એ વહેતો જખમ છે; અને વહેતો જખમ તેનું હાડનું ઝેર બધું જ સાફ ન નીકળી જાય ત્યાં સુધી જેમ ન રુઝાય તેમ પંજાબનો જખમ પણ તેના પશ્ચાત્તાપશૂન્ય બેઇમાન નોકરોને મળતાં પેન્શન અને તેમની ચાલુ નોકરીઓ રૂપી ઝેર સાફ ન ધોવાય ત્યા સુધી કોઇ રીતે રુઝાય તેમ નથી. શું લૉર્ડ રીડિંગ એમ માને છે કે મિ. ટૉમસનની ઉલટા ઉંચા હોદ્દા ઉપર નીમણુક જોઇને હિન્દુસ્તાનને સુખ થયું છે? વાઇસરાય સાહેબ પોતાની અને પોતાની સરકારની નિખાલસતા માટે તેમજ તેમના હેતુઓ શુદ્ધ હોવા માટે જશ માગે છે. એ જશના એમને હકદાર માનીયે તો પછી તેની સાથે જ એમ કહેવું પડે છે કે મુદ્દાની બાબતો વિષે સરકાર અને પ્રજાની દૃષ્ટિ વચ્ચે ધરમૂળનો જ તફાવત છે. અને જયા સુધી વાઇસરાય સાહેબ અને તેમની સરકાર ગમે તેટલી નિખાલસતાથી પણ હિન્દુસ્તાનને એમ કહી રહેલ છે કે જેમણે તેની જોડે બલ્કે તેની દૃષ્ટિએ પણ બેઇમાની કરીને પોતાનું લૂણ હરામ કીધું તેમના પેન્શન ચાલુ રહે અને તેઓ પોતાના હોદ્દાઓ ઉપર કાયમ રહે કે પ્રમોશનો મેળવે એ બધું

તમે મીઠું કરીને માની લો અને ગઇગુજરી વિસરી જાઓ ત્યાં સુધી સરકાર અને પ્રજાને એક થવાનો કશો જ સંભવ નથી. જો અમને જવાબદારીભરી સત્તા મળ્યાની હકીકતમાં લેશ પણ સત્યનો અંશ હોય તો જેમણે અમારૂં ભયાનક બૂરૂં કીધું એમ અમે માનતા હોઇયે તેમને નોકરીમાંથી કાઢી નાખવા પૂરતી પણ શું અમને સત્તા ન હોય ? મને તો આ બે મહાન અન્યાયની સૌ પહેલી ભરપાઇ એ એક જ એવી કોઇ પણ સત્તાની એકમાત્ર સાચી કસોટી લાગે છે.

ખિલાફતના પ્રશ્નમા થઇ રહેલો અન્યાય સરકાર કબૂલ કરી રહી છે. પંજાબનો અન્યાય તો નિર્દોષોનાં લોહીથી લખાયેલો છે. અમે પણ કબૂલ કરી લીધું કે અમે અમૃતસરમાં, કાસૂરમાં, ગુજરાનવાલામાં પાપ કર્યાં. એની ભરપાઇ પણ અમારે ગળા સુધી કરવી પડી. અમે પેટે ચાલ્યા, નાક ઘસ્યાં, લાતો ખાધી ! અમારા આત્માને દળી કાઢવાના પ્રયત્નોમા મણા ન મુકાઇ. દોષી નિર્દોષી સૌ કોઇને સામટા ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યા ! અમે જાતે અમારા પાપના ખુલ્લે મ્હોડે અનેક સભાઓમા જાહેર એકરાર કર્યા. અપરાધી અમલદારોની તેવી કશી નામોશી કરવાની તો અમારી માગણી જ નથી. અમે તો એટલું જ માત્ર માગી રહ્યા છીયે કે તેઓ અમારે માથે અમારા શેઠ તરીકે ન જોઇયે. એક અંગ્રેજ અમલદારે એકવાર મને ખુલ્લા દિલથી કહ્યું કે સર માઇકેલ ઓડવાયર કે જનરલ ડાયરને પેન્શનમાંથી બાતલ કરે એવા તન્ત્રનો નોકર રહીને તેવા કામમાં ભાગીદાર થવા કરતાં પોતે તો રાજીનામું જ આપી દે. મેં એને કહ્યું કે જોકે હું એની જોડે મળતો નહોતો થઇ શકતો છતાં હું એવું વલણ સમજી શકતો હતો. મેં કડો હજારો અંગ્રેજ એવું માનનારા પડ્યાં છે કે સર માઇકેલ ઓડવાયર તથા જનરલ ડાયરે સામ્રાજ્યને અને તેમના જાતીય માનને બચાવ્યું. એ પણ સંભવિત છે કે હું પોતે જો અંગ્રેજ હોત અને ચાહે તેમ થાય તોપણ હિન્દુસ્તાનનો કબ્જો હાથથી ન જવા દેવાનો આગ્રહી હોત તો હું પોતે પણ કદાચ એમની પેઠે જ માનત. પણ હું એવું માનુ છું કે જ્યાં સુધી એવું વલણ કાયમ છે ત્યાં સુધી એવી સરકાર અને પ્રજા વચ્ચે સહકાર એ અશક્ય વસ્તુ છે. દેશના તન્ત્રમાં સરકાર જોડે સહકાર કબૂલ કરવામાં એમના ઉપલા વલણનો સ્વીકાર કઇ રીતે સમાયેલો છે એ વાતનું એક માત્ર અસહકાર જ સરકારને ભાન કરાવશે. પણ જો તેઓ પોતાને હિન્દુસ્તાનના મિત્ર અને સોબતી તરીકે ગણાવવા માગતા હોય તો એવું વલણ એવા સંબન્ધનું વિરોધી છે. તેઓ આ દેશમાં કેવળ તોપતલવારોના જોર ઉપર જ રહીને ન વેસી શકે. હિન્દુસ્તાનની ભલમનસાઇ

અને ભાઇચારાની હક્કને બળે જ તેઓ આ દેશમાં વસી શકે. એ એક જ વસ્તુ એમને અને પ્રજાને પરસ્પર સાંકળનારી હોવી જોઇયે. તેઓ મ્હોડે સમાનતાની વાતો કરે અને અન્તરમાં પોતાની વડાઇનો ખ્યાલને લગીરે ન ડગવા દે એવી દિલ્લગીમાં શો સાર છે? મને ઉમેદ છે કે દુનિયાના ખાધેલ અનુભવી તરીકે લૉર્ડ રીડિંગ આવાં બે પરસ્પર વિરોધી વલણોને એક કરવાના પ્રયત્નમાં રહેલી અશક્યતા વગરવિલંબે જોશે.

એવો કશો વચલો માર્ગ જો હોત તો અસહકારીઓ તે લીધા વગર કદી ન રહ્યા હોત. આમાં આખી પ્રજાએ દ્વેષ કરતાં શીખવાની કે ઝેરવેર કરવાની વાત નથી. હિન્દુસ્તાનનો મર્મ વાઇસરાય સાહેબને વધુ ઉંડે ઉતરીને હું તપાસી લેવા હું નોતરૂં છું. તેઓ તત્કાળ જોશે કે હિન્દુસ્તાન ચાહે તેટલું પડેલું હોય તોપણ આ ગોરી આમડીની શ્રેષ્ઠતાનો દોર હવે હિન્દુસ્તાન બિલકુલ સાંખી શકે એમ નથી. મ્હોડાની વાતો પછી તે ચાહે તેટલી શુભ ઇરાદા વાળી અને નિખાલસ હોય—બધી જ નિરર્થક છે. અમે મૂર્તિપૂજક લોક સમાનતાની પણ આંખને દેખાય એવી સાબીતી માગીયે.

વળી વાઇસરાય સાહેબ એટલું પણ શું નથી જોઇ શકતા કે અંગ્રેજોની સલામતીને સારૂ ગોરૂં લશ્કર રાખવાની વખતે જરૂર હોય, પણ હિન્દુસ્તાનની સરહદના રક્ષણને સારૂ તો તેની કોઇ કાળે લેશમાત્ર જરૂર નથી? પારસી જેવી કોમ આ દેશમાં હજારો વર્ષથી હેઠે હૈયે રહી છે; તે જ ઢબે અંગ્રેજોએ પણ આ દેશમાં કાં ન રહેવું? ખોબા જેટલા પારસીઓ આ દેશમાં આટલા સૈકાઓથી માનવંતા મિત્રો કે ભાગીદાર ભાઇઓની જેમ રહેતા આવ્યા છે. નથી તેમને ખાસ એલાયદા રક્ષણની જરૂર પડી કે નથી હિન્દુ કે મુસલમાનોના રોષની આગથી બચીને ભરાઇ બેસવાને સારૂ કિલ્લાઓની જરૂર પડી જરથોસ્તના અનુયાયીઓની શ્રદ્ધા ઇશુ કે મુસાના અનુયાયીઓમાં નથી શું?

પણ મૂળ વાત જ એ છે કે અંગ્રેજ હિન્દુસ્તાનમા હિન્દુમુસલમાનના રાજ્યપાને વશ રહીને વસવાને ખુશી નથી. તેમ હિન્દુમુસલમાન હવે અંગ્રેજો પાસે માણસ-જાતને મારવાનાં ભેંશામાં ભેંશી ઢબનાં શાસ્ત્રીય હથિયારો છે એટલા જ ઉપરથી, તેમને પોતાના ઉપર અધિપાતાપણું ભોગવવા દેવાને પણ તૈયાર નથી. આ સ્થિતિમાં હિન્દુસ્તાનની પ્રજા પામે એ બધા નાશકારક સરંજામને ભોંઠો પાડવાનો—ખરો કશી

જેવાનો રસ્તો એક જ છે, અને તે એ કે શુદ્ધ અહિંસા કેળવીને પોતે એ નાશકારી સરંજામનો બધો ડર જ મુકી દીધો છે એ બતાવી આપવું.

આ બધી ધૃષ્ટતા અથવા ઘેલછા છે એમ પણ કોઇને લાગે. પણ મને ઉમેદ છે કે ઓછામાં ઓછું લૉર્ડ રીડિંગ તો ટુંક મુદતમાં જોશે જ કે આ વાત કરવામાં મેં કેવળ હિન્દુસ્તાનનું હૃદ્‌ગત જ જાહેર કર્યું છે. અને આ મૂળભૂત સત્ય જેટલું જલદી સમજાશે તેટલો જલદી અંગ્રેજો અને હિન્દી પ્રજા બચ્ચે સહકાર સંભવશે. એવા સહકારનો દિવસ આવેલો જોવા હું અત્યન્ત આતુર છું. અને એ આતુરતા જ મને અત્યારે એવા સાચા સહકારને બદલે કેવળ મ્હોડાના અગર તાણીતુશીને ઉભા કરેલા સહકારને—પછી તે ગમે તેવો દેખાવડો હોય—કબૂલ કરતાં અટકાવે છે. અસહકાર કંઈ અજ્ઞાન અને વેરમાંથી જન્મેલો નથી, પણ સાચા સહકારને સ્થાપન કરવાની દિશાએ એ એક જ અસરકારક પગથીઉં છે, અને તેથી જ્ઞાન અને પ્રેમમાંથી જ તેનો જન્મ છે.

---

# બાળવું શાને ?

ખંભાતથી એક બહેન લખે છે ને બીજી જગ્યાએથી પણ કાગળો આવ્યા છે તેમા લખનારા લખે છે કે પરદેશી કાપડ બાળવાને બદલે ગરીબોને આપી દેવું જોઇયે અથવા બહાર દેશાવર મોકલવું જોઇયે બધી દલીલો વિચાર્યા પછી હજુ મને એમ જ લાગે છે કે આપણે પરદેશી કાપડ બાળવું જોઇયે. પરદેશી કાપડ પહેરવું એ જો આપણે પાપ સમજતા હોઇયે, એથી જો દેશ કંગાલ થયો છે એમ માનતા હોઇયે, એથી અસંખ્ય બહેનોને પોતાનાં ઘરબાર તજવાં પડયાં છે એમ માનતા હોઇયે, તો પરદેશી કાપડને આપણે મેલ સમજીયે અને આપણે જેમ આપણો મેલ બીજાને ન આપીયે તેમ આ પરદેશી કાપડરૂપી મેલ પણ બીજાને ન આપીયે. જો તે કાપડનો આપણે ત્યાગ ન કરવા ધાર્યું હોત તો તે કાપડ આપણે જ પહેરી શકત. હવે આપણે તેનો ત્યાગ કરવા ધારીયે છીયે તો ત્યાગ જ કરીયે. તે કોઇને પહેરવા આપવું તે પણ તેનો ઉપયોગ કરવા જેવું છે. તે કોઇને આપીને તેનું પુણ્યફળ આપણે માગીયે છીયે. મને ભાસે છે કે આપણને તેવા ફળનો અધિકાર નથી. સડેલું અનાજ જેમ આપણે ફેંકી દઇયે છીયે તેમ પરદેશી કાપડ પણ ફેંકી દેવું ઘટે છે. હિન્દુ, મુસલમાન, પારસી બધાને સારૂ પરદેશી કાપડ હરામ ગણાવું જોઇયે; અને જો આપણે તેમ ગણીયે તો તે

કાપડનો ઉપયોગ ન જ કરીએ. આ ભાવના પેદા કરવા સારુ આપણી પાસે રહેલા પરદેશી કાપડનો આપણે ત્યાગ કરવો ને તેને બાળવું એ આવશ્યક સમજું છું. તેમાંથી જે ભાવના પેદા થાય તેને હું કિંમતી માનું છું. પરદેશી કાપડ વિષે આપણને છેતરવાની કોઇની હિમ્મત ન ચાલી શકે એટલે સુધી આપણામાં જોશ ફેલાવાની હું જરૂર જોઉં છું. તેથી પહેલી ઑગસ્ટે આપણે પહેરવાનાં પરદેશી કપડાં બધાં બાળી નાખીએ તો આપણે શુદ્ધિ કરી હું ગણીશ.

પરદેશી કાપડ વિષે અણગમો પેદા કરવાની આપણને જરૂર છે. પણ એથી શું પરદેશી સામે અણગમો પેદા નહિ થાય એમ કોઈ પૂછે છે. દુષ્ટતાને વખોડવી છતા દુષ્ટની ઉપર પ્રેમભાવ રાખતા શીખવાની આ લડત છે. મનુષ્ય જેટલી દુષ્ટતા કરે છે તેટલો દુષ્ટ હોતો નથી. આપણે બધા ભૂલથી ભરેલા છીએ, ત્યાં એકબીજાનો તિરસ્કાર શો કરીએ? દુષ્ટની પણ સેવા કરવી એ સર્વ ધર્મનું શિક્ષણ છે. ધર્મીની પરીક્ષા જ તેના રાગદ્વેષાદિના રોકવામા છે. ગુસ્સાનું કારણ મળતા છતાં જે ગુસ્સાને રોકે છે એણે જ પ્રભુને પીછાન્યો. મનુષ્યમાત્રનું કામ પ્રભુને જાણી લેવાનું તો છે જ. ગુસ્સો રોકવો એ કંઈ માત્ર સંન્યાસીનો જ ધર્મ નથી. સંન્યાસીએ તો બીજાં અનેક કઠણ વ્રતો પાળવા રહ્યા. એટલે આપણે કપડાં બાળીએ પણ કપડાંના બનાવનાર પર ગુસ્સો ન કરીએ. માંચેસ્ટર, જાપાન કપડાં ભલે બનાવે. આપણે ન લઇએ તો માંચેસ્ટર કે જાપાન શું કરે? આપણે દારૂ ન પીવો હોય તો પીડાવાળો શું કરે? વિવેકથી વિચારીએ તો સ્વરાજની ચાવી આપણા ખીસામાં જ રહેલી છે. આપણને દારૂનો છંદ વળગ્યો છે તે બાળીએ; રેશમી બારીક કાપડનો શોખ છે તે સળગાવીએ; અનેક તરેહનાં પકવાન્નો ખાવાનો શોખ છે તે નાખી દઇએ. સર્વ સ્ત્રીને બ્હેન સમાન ગણતા નથી શીખ્યા, આંખે પાટા બાંધીએ. જે જે વસ્તુઓ વિષે શાસ્ત્રકારોએ અણગમો ઉત્પન્ન કરાવવા ઇચ્છ્યું છે તે તે વસ્તુના દોષ એવા આબેહુબ ચીતર્યા છે કે તેનું મનન કરનારને તે તે વસ્તુ વિષે અણગમો ઉપજે જ. પણ તેના કર્તા વિષે કેમ અણગમો ઉપજાવાય? આપણે શું દારૂ બનાવનારને, પરદેશી રેશમ વણનારને, પકવાનના રાધનારને, સૌન્દર્યવાળી સ્ત્રીને બાળીએ કે આપણા વિષયોને અને આપણને તેમા લલચાવનાર વસ્તુઓને બાળીએ? સ્વરાજ કોને મળે? દારૂ છોડનારને કે દારૂના બનાવનાર ને બાળનારાને?

પણ જે કપડા બાળીને કાપડને છોડતાં ન શીખે પણ કાપડના બનાવનારને ગાળો આપતા શીખે તે તો કપડાં ન જ બાળે. તેને તેમ કરવાનો અધિકાર નથી.

ता. १७-७-१९२१

આટલું કહ્યા પછી પણ જેઓ કપડાં બાળવાનું પસંદ ન કરતાં બહાર મોકલવાનો વિચાર કરે એ પણ સ્તુત્ય પગલું ભરશે. સ્મર્ના મુસલમાન ભાઇઓ કપડાં પણ મોકલી રહ્યા છે તેમાં મોકલવા સારૂ આપણે પરદેશી કપડાં આપીયે તોયે આપણો અર્થ સરશે. પરદેશી કાપડનો ત્યાગ કરીયે એટલે આપણું પ્રથમ કાર્ય સર્યું. ત્યાગેલાના ઉપયોગ વિષે મતભેદ હોય તો જેને જેમ રુચે તેમ તે કરે.

---

# વેપારી શું કરે ?

જે વેપારીઓ પરદેશી માલના વેચનારા છે તે પોતાનો માલ ક્યાં નાખે ? તે ભીખારી થઇ જાય તો દેશનું શું થાય ? તેને નોટિસ મળવી ન જોઇયે ?

પરદેશી માલનો વેપાર કરવો એ પ્રથમથી જ ખોટું હતું. તે વેપારની લાલચમાં પડીને તો આપણે ફસાયા, ગુલામ બન્યા, ખેડૂતો ચાર મહિના કામ વિના રખડ્યા, દુષ્કાળને સારૂ જગગે પૂંજી ન રહી. પરદેશી વેપારથી હિન્દનું સત્યાનાશ વળ્યું. એવો વેપાર કરનારા શું કરે એમ પૂછાય જ નહિ. તેમણે શૂરવીર બનવું જોઇયે. સહુએ દેશહિત સમજવું ને દેશહિતને ખાતર સ્વાર્થત્યાગ કરવા તૈયાર થવું એનું નામ સ્વરાજ્યશક્તિ. તેઓએ આટલા દહાડા કેમ વેપાર કર્યો એ તેઓએ વિચારવું જોઇયે ને હવે છોડવામાં માથે આવતી અગવડ વેઠી લેવી જોઇયે.

વળી પરદેશી કાપડનો નીકાલ કરવો એ મોટી વાત જ નથી. બહાર દેશાવરમાં પણ માલ ખપી શકે છે. કેટલોક માલ સામાન્ય રીતે બહારના કામનો નથી હોતો. પણ કંઇ ને કંઇ ઉપયોગ તે માલનો બહાર થઇ શકે એ વાત વેપારીને બતાવવાપણું હોય જ નહિ.

વેપારીને ભીખારી થવાપણું નથી. પૈસો હાથનો મેલ ગણ્યો છે. વેપારી આજે કમાય છે ને કાલે ગુમાવે છે. પૈસા કમાવાની શક્તિમાં વેપારીનું રક્ષણ અને તેની નિર્ભયતા રહ્યા છે. પૈસો આવેજાય છે, વેપાર કરવાની શક્તિ કાયમ રહે છે. એક વેપારમાં ખોનાર બીજો શોધી લે છે. 'વેપારી બચ્ચો કદી ભીખ માગવાનો નથી' એવું બહાદુર વચન મેં ઘણા વેપારીઓને મુખે સાંભળ્યું છે.

વેપારી પરદેશી કાપડનો વેપાર છોડી ખાદીનો વેપાર શું નહિ કરી શકે ? સાઠ કરોડ રૂપીયાનું નવું કાપડ ઉત્પન્ન કરવું છે તે સાહસમાં હજારો વેપારી પોતાની આજીવિકા નહિ મેળવી લે ? 'શું કરશે ?' એ તો આળસનું વાક્ય છે.

ખરૂં તો એ છે કે પરદેશી કાપડના બહિષ્કારમાં આપણને સ્વરાજ સુઝયું નથી અને જ્યાં સુધી-પ્રજાનાં બધાં અંગમાં સ્વદેશીની ભાવના તીવ્રપણે ઉત્પન્ન ન થાય ત્યાં લગી બહિષ્કાર સફળ ન થાય ને ત્યાં લગી સ્વરાજ ન જ મળે. તેથી દેશને ખાતર પોતાના પરદેશી કાપડના વેપારનો ભોગ આપવાનો જોશ વેપારીવર્ગને ચડવો જોઇયે.

વેપારીને બહિષ્કારની નોટિસ નથી મળી એમ કહેવું એ અજ્ઞાનવાક્ય છે. નોટિસ તો ગયા સપ્ટેમ્બર માસની મળી ગઇ છે. તેની ચર્ચા પણ ત્યારથી જ ચાલી છે. પણ વેપારીઓ સાવધાન નથી થયા. મહાસભાના ઠરાવો તો થયાં કરે છે ને ભૂલાયા કરે છે, એટલે તેની દરકાર કોને? સમય બદલાયો છે એનું ભાન વેપારીઓને થયું નથી. એમાં દોષ કોનો? પરદેશી કાપડના ત્યાગની વાત સપ્ટેમ્બર માસથી બરોબર દરેક સભામાં મેં કરી છે. જેઓ અયોગ્ય ધંધા કરે છે, જેઓ વ્યસની છે, જેઓ વ્યભિચારી છે, જેઓ અન્ત્યજાદિનો દ્વેષ કરનારા છે તેઓને જ્યારથી અસહકાર, આત્મશુદ્ધિયજ્ઞ શરૂ થયો ત્યારથી જ નોટિસ મળી ચુકી છે તેમાંની જે જે વાતની જરૂર જણાય તે તે વાત ઉપર સમયાનુસાર ભાર મુકાયાં જ કરશે. પણ દુરાચાર—લોકકલ્યાણ વિરુદ્ધ અર્થસંગ્રહ છોડવો જ જોઇયે એવી નોટિસ તો બધાને મળી છે એમ માની જ લેવું જોઇયે.

---

# મારી નોંધ

<u>અનુકરણીય</u>

વરાડ ગામમાં જે બનાવ બન્યો અને જેનો હેવાલ છાપાંઓમાં રા. કુંવરજી વિઠ્ઠલભાઈએ છપાવ્યો છે તે વાંચી કયા અસહકારીને હર્ષ નહિ થાય? અધ્યાપક મકનજીના ધૈર્યને માટે ને તેમની ક્ષમાશીલતાને સાટે તેમને ધન્યવાદ ઘટે છે. એ જ પ્રમાણે આપણે બધા ધૈર્યપૂર્વક માર ખાતાં શીખીશું ત્યારે સ્વરાજ મળતાં વિલંબ નથી થવાનો. જે ભાઈએ અજ્ઞાનમાં પડી અધ્યાપક મકનજી ઉપર અત્યાચાર કર્યો તેને વરાડ ગામના લોકો સ્હેજે દંડ દઈ શકતા હતા, છતાં તેમણે પોતાનું બળ શમાવ્યું એમાં શુદ્ધ વીરતાનો ગુણ બતાવ્યો છે. અધ્યાપકના સાથીઓ મારની બીકથી તેને મુકી નાસી ગયા તેમને વિષે ચેતવણીની જરૂર છે. આપણા સાથીને મુકી આપણે ગમે તેવા મારનો ડર હોય તોયે ભાગી ન જ જઈયે, પણ આપણા શરીરના ભોગે તેનો બચાવ કરીયે. બચાવ કરવામાં

મારવાની નહિ પણ મરવાની શક્તિની જરૂર છે. યુદ્ધમાં 'અપલાયનમ્' એ શૂરવીરનો— ક્ષત્રિયનો ગુણ ગણ્યો છે. ચારે વર્ણમાં ઓછાવત્તા પ્રમાણમાં તો ચારેના ગુણ હોવા જ જોઇયે. બ્રાહ્મણવાણીઆને શૌર્યની આવશ્યકતા ન હોય અથવા તેમાં વીરતા ગંભરે જ નહિ એવું માનવું કેવળ અજ્ઞાન છે. બધાનામાં 'પોતાનું' ને પોતાનાં બચ્ચાં અથવા સાથીઓનું રક્ષણ કરવાની શક્તિ હોવી જ જોઈયે. મારીને રક્ષણ કરનાર પણ મરવાનું જોખમ તો ખેડે જ છે. અને શૌર્યનું માપ જોખમના પ્રમાણમાં જ રહેલું છે. આટલી ટીકા કરીને હું અધ્યાપકના સાથીનો દોષ બતાવવા નથી ઇચ્છતો. આ બધા આપણને નવા અનુભવો થાય છે. આપણી છાતી હજુ કઠણ થયેલી નથી તે દરમિયાન આવી ભૂલો તો થશે જ. જ્યાં સુધી આપણે મારવાના દોષમાં પડીને આપણી શાન્તિની પ્રતિજ્ઞાનો ભંગ ન કરીયે ત્યાં લગી આપણે કશા જોખમમાં નથી આવવાના.

## અલી ભાઇઓ પર આક્ષેપ

એક ભાઇ લખે છે કે તેણે જૂનના ઉધરાણાને સમયે અલી ભાઇઓને વિષે એવો આક્ષેપ સાંભળ્યો કે તેઓ દર માસે ખિલાફત કમિટીમાંથી છથી સાત હજાર રૂપીયા પોતાના ખર્ચ સારૂ ઉપાડે છે. બીજા વળી લખે છે કે તેઓનો હમેશનો ખાધાખરચ રૂા. ૯૦ આવે છે ને તે ખર્ચ તેઓ ખિલાફત કમિટીમાંથી ઉપાડે છે. આવી ટીકાઓ મેં ઘણે ઠેકાણેથી સાંભળી છે તેથી આ બે કાગળોની નોંધ અહીં લઉં છું. મને ખબર છે કે એ વાત તદ્દન ખોટી છે. અલી ભાઇઓ પોતાનું ખરચ ખિલાફત કમિટીમાંથી ઉપાડતા જ નથી. બન્નેનું ખર્ચ તેમના ખાનગી મિત્રો ચલાવે છે, અને તે પણ જૂજ છે. બન્ને ભાઇઓએ દેશને સારૂ ને ઇસ્લામને સારૂ ફકીરી લીધી છે એમ કહીયે તો ચાલે. ક્યાં તેમનો ચાર વર્ષ ઉપરનો ખર્ચ ને તેમની રહેણી ને ક્યાં આજનો તેમનો પોશાક ને તેમનું સાદું ખાણું!

## 'સ્વદેશી' ટોપી

દેશદ્રોહી અથવા કેવળ સ્વાર્થી માણસોને લીધે આપણે ગુલામ બન્યા ને સ્વાર્થનો ત્યાગ નથી કરી શકતા તેથી ગુલામ રહીયે છીયે. જ્યારે સ્વદેશીનું કામ જોરથી ચાલી રહ્યું છે ત્યારે દગાખોર લોકો પોતાનું કામ તેજ કરી રહ્યા છે. મારી પાસે ત્રણ ફરીઆદો આવી છે. મુંબઈમાં કોઈ માણસો પરદેશી સડી ગયેલી બનાત, પરદેશી સાટીન ને પરદેશી દોરા વાપરી સ્વદેશીને અને મારે નામે ટોપીઓ વેચી રહ્યા છે. એ ટોપીઓ કાળી છે. સ્વદેશી ટોપી પહેરનારને મારી સલાહ છે કે તેમણે ધોળી અને ખાદીની જ ટોપી પહેરવી. ધોળી ટોપીમાં જેટલી શોભા, સ્વચ્છતા ને સગવડ છે તેટલી રંગવાળીમાં નથી જ. આ ટોપી હમેશાં ધોઈ શકાય છે. કાળી ટોપીઓ મેલી હોય છે ને બદબો મારે છે. હમેશાં પસીનો ચડ્યાં જ કરે તે ટોપીઓ જેને ચોકખાઇનો ખ્યાલ છે તે તો ન જ પહેરે. જે ટોપીમાં ચામડું છે એ ટોપી મગજને સારૂ પણ ઠીક નથી. હિન્દુને તો ચામડાવાળી ટોપી ગમે જ કેમ? અંગ્રેજો ચામડાવાળી ટોપી પહેરે છે, પણ તેઓ તો માત્ર બહાર નીકળે ત્યારે જ પહેરે છે ને વખતો-વખત બદલે છે. આપણે જેઓ એક જ ખોખું કે ટોપી વર્ષો સુધી પહેરીયે છીયે ને આખો

વખત માથે રાખીયે છીયે તેને સારૂ ચામડાવાળી પાઘડી કે ટોપી અસલ જ હોવી જોઇયે. ખાદીની ટોપી સાફ અને હલકી હોવાથી તદ્દન નિર્દોષ છે. વળી નડામાં જાડી ખાદીનો સારામાં સારો ઉપયોગ ટોપી કરવામાં થાય એનાથી બીજું શું યોગ્ય ગણાય? પગથી તે માથા લગી ખાદી પહેરવાનો શોખ જેને થયો છે તે માથેથી જ શરૂ કરી દે. આ ખાદીની ટોપી તવંગર અને ગરીબ બધા પહેરી શકે છે. ખાદીની ટોપીને તવંગર, ઉમેરાં ધોશે, તેમાં દરજી વેલો ચીતરશે, એમાં પડ વધારે નાંખશે. એવા ફેરફાર ભલે હોય, પણ બધાને માથે તો એક જ જાતની ટોપી હોય એ વિચાર નાંખી દેવા જેવો નથી, છેવટ નિર્ણય એક જ હોવો જોઇયે કે ખાદીની ટોપીને જ સ્વદેશી ગણવી. તેવી ટોપીને છાપની જરૂર હોય નહિ સ્વદેશી ટોપીને બાળક પણ પારખી શકે એવી તે હોવી જોઇયે. જેમ આપણાં મગજમાંથી પ્રપંચ અને ડોળ કાઢી નાંખીને આપણે સ્વરાજવાદી થઇ શકીયે છીયે તેમ જ ટોપીમાંથી પણ પ્રપંચ અને ડોળ કાઢી નાખીયે. સ્વદેશીને નામે પરદેશી ટોપી વેચનારને હું વીનવું છું કે તેઓ પ્રામાણિકપણે પોતાનો ધંધો ન જ કરી શકતા હોય તોયે દેશહિતના કામમાં તો પોતાની અપ્રામાણિકતા ન ચલાવે. ચોરમાંયે અમુક નીતિ હોય છે. એ માંહોમાંહે નથી ચોરતા. કાઇ ઓળીઓને મુકી દે છે. આખા દેશમાં મહાયજ્ઞ ચાલી રહ્યો છે તેમાંથી નીચ સ્વાર્થ સાધવાનો ઇરાદો રાખવાની અયોગ્યતામાંથી આપણે ન ઉગરી શકીયે? પ્રજાજનને હું તો ખચીત કહીશ કે આમ જેઓ પ્રજાને છેતરે તેઓની દુકાનનો સર્વથા બહિષ્કાર કરવો યોગ્ય છે.

## ‘સ્વદેશી નાનકલાક’

જેમ ટોપીનું તેમ જ નાનકલાકનું. છેક સીમલાથી મને કાગળ મળ્યો છે કે જાપાનના નાનકલાકમાંથી જાપાનનું નામ કાતરી, તેને ફરી ધોઇ, મુંબઇની છાપ મારી કેટલાક આવો પરદેશી માલ સ્વદેશીને નામે વેચે છે ને આમાં કોઇ મીલો પણ ભાગ લે છે. મારી ઉમેદ છે કે આ વેળા મીલમાલીકો તો દેશને દગો દેવામાં ભાગ નહિ જ લે. આ શુદ્ધ પ્રવૃત્તિને સમયે દેશ તેઓની મદદની જ આશા રાખશે.

ખરીદનારે પણ સાવચેત રહેવાની જરૂર છે. જો લોકો બારીક કપડાંનો મોહ છોડશે તો છેતરાવાનો ઓછો સંભવ રહેશે. અનેક જાતની કાંજી પાયેલા માલનો પણ ત્યાગ કરવાથી લોકો પોતાની મેળે સ્વદેશી માલ પારખી લેશે. આ બધાં દુઃખોમાંથી નીકળી જવાનો ઉપાય વગરધોયેલી ખાદી છે દરેક ગામ પોતાની ખાદી પોતે બનાવી લે એટલે કોઇને કોઇ છેતરનાર જ ન રહે.

મીલના માલીકો સ્વદેશી હીલચાલમાં જેટલી સહાય કરી શકે છે તેટલી બીજા કોઇ કરી શકે તેમ નથી. અમદાવાદના મીલમાલીકોએ તિલક સ્વરાજ ફાળામાં નાણાં ભરીને પોતાનું નામ ઉજ્જ્વળ કર્યું છે. રા. અંબાલાલ સારાભાઇએ ભાવ ન વધારવાનો ને પોતાની જ દુકાન કાઢી સામટા દામે પરચુરણ ઘરાકને વેચવાનો નિશ્ચય કરી સ્વદેશીમાં ભાગ લેવાનો વિચાર જાહેર કરી મીલમાલીકોની કીર્તિમાં વધારો કર્યો છે. તેમને અસહકારમાં ભય લાગે છે તેને લીધે તેમની પૂરી મદદ આપણે નથી મેળવી શકયા. જ્યારે અસહકારી

પોતાના સંયમથી સહુને નિર્ભય કરી મુકશે ત્યારે તેઓ અસહકારમાં પણ પૂરો ભાગ લેશે એવી હું આશા રાખીશ. દરમિયાન તેમનો ભાવ નહિ વધારવાનો નિશ્ચયનો કાગળ આપણને ઘણો સહાયકારક નીવડશે એમાં તો શક જ નથી. મારી ઉમેદ છે કે બીજા મીલ-માલીકો શ. અંબાલાલનું અનુકરણ કરી સ્વદેશીના કામમાં મદદ કરશે.

મારી પાસે કાપડના વેપારીઓનું કહેવું તો ત્યાં લગી છે કે માલીકોએ આજના ભાવ કરતાં વધવું ન જોઇયે, એટલું જ નહિ પણ આજના ભાવ પણ હદ ઉપરાંતના છે ને જાપાનની મીલના દામ કરતાં વધારે છે. આ બાબત માલીકોએ મસલત કરી નિર્ણય કરવો જ જોઇયે.

તેઓએ દેશની હાજત તપાસી પરદેશના ઑર્ડરો પણ ઓછા લેવાની જરૂર હોય. સૂતર પણ ઘણું બહાર જાય છે તેમાંયે ઘટતો ફેરફાર કરવાપણું હોય. છતાં આ બાબત ઉપર વધુ વિચાર કરવાની જરૂર રહેતી હશે. પરદેશના લોકોને જ્યાં લગી આપણા માલની હાજત રહે ત્યાં લગી આપણે જ્યાં તે પૂરી કરતા આવ્યા હોઇયે ત્યાં પૂરવી પડે એમ લાગશે. આપણી વાત ઇંગ્લંડનાથી નોખી છે. ઇંગ્લંડના આપણી સાથેના વેપારમાં એક પ્રકારનો બળાત્કાર રહ્યો છે. આપણા વેપારમાં એ કદાચ ન હોય. પરદેશ સાથેનો આપણો વેપાર એ અલગ અને નાજુક વિષય છે. ત્રણ વસ્તુ વિષે સન્દેહ નથી. અફીણનો વેપાર એ કેવળ અનીતિમય છે. તેમાં હિન્દી સરકારે જે અનીતિ કરી છે તેમાં આપણે પૂરો ભાગ લીધો છે. ચીનને નુકસાન કરવાનું પાપ આપણે શિર રહી જ જશે. હિન્દુસ્તાનની હાજતો પૂરી ન પડે ત્યાં લગી અનાજ અને રૂ બહાર ન જ જવાં જોઇયે. તેને બદલે આપણું ઘણું અનાજ લડાઈ સમયે મોકલવામાં આવ્યું. રૂ વિષે તો આપણો ગુન્હો કેટલો મોટો થયો છે તેની હજુ હવે પછી વધારે ખબર પડશે.

મીલના માલીકો તરફથી છેલ્લી મદદ માગવાની માલની શુદ્ધતા વિષેની છે. તેઓ પરદેશી સૂતરનો માલ દેશી તરીકે ન વેચે, કાંજી હદ ઉપરાંત વધારે ન ચડાવે. મારી ઉમેદ છે કે માલીકો મસલત કરી આ બધી બાબતમાં દેશનું હિત જળવાય એવા નિર્ણય ઉપર આવશે.

## કોને ફાયદો ?

'અસહકાર તવંગર માણસ સિવાય બીજા કોને ફાયદો કરે છે? અસહકારમાં તોફાન અગર લડાઈ થાય તો ક્યા ક્યા વર્ગ તોફાનમાં જોડાશે ?''

આવા બે સવાલો એક પત્ર લખનાર પૂછે છે. અસહકાર જો ગરીબોને ફાયદો કરનાર ન હોય તો કોઇને ફાયદો ન જ કરી શકે. અસહકાર કોઈ પણ યોગ્ય સંસ્થા કે વ્યક્તિને નુકસાન પહોંચાડયા સિવાય બધાને ફાયદો કરનારું શસ્ત્ર છે. ગરીબમાં ગરીબનો હક જાળ-વવાનું એ હથિયાર છે.

અસહકારમાં તોફાન કે લડાઈ થાય જ નહિ ત્યાં કોણ જોડાશે એવો સવાલ જ પૂછાય નહિ. જો તોફાન કે લડાઈ જાગે તો અસહકાર રહ્યો નહિ, તે બંધ થયો. જો દેશમાં તોફાન વ્યાપે તો અસહકારનો દેરો ત્યાગ કર્યો જણાય. આ બે પરસ્પર વિરોધી વસ્તુ છે. જો તોફાન જાગે તો ક્ષણભર બદમાશોને ફાયદો થયો તેઓ સમજે. એમ જ દુનિયામાં સદાકાળ

ચાલતું આવ્યું છે. જે લખનારે ઉપરના બે સવાલ પૂછ્યા છે તે ભૂલી ગયેલ છે કે આ લડાઇ ધર્મની છે શુદ્ધ થવાની છે, ઇશ્વરથી ડરવાની છે, મનુષ્યનો ભય છોડવાની છે.

## ‘સૂડીવચ્ચે સોપારી’

એક ‘ હિતેચ્છુ’ પારસી ભાઇએ પારસી સભા પછી કેટલીક શંકાઓ બતાવી છે તે વિચારવાજોગ છે તેથી તેને ટુંકામાં અહીં વિચારી જાઉં છું. તે ભાઇ કહે છેઃ

(૧) તમારા જેવા વિચાર બધા નેતા નથી ધરાવતા એ તમે જાણો છો? મુંબઇમાં પારસીઓ વિષે સામાન્ય ટીકા સારી નથી ને તેમાં ઝેર હોય છે એ તમને કદાચ ખબર નહિ હોય. તેને અટકાવવા તમે શા ઈલાજો લો છો ને લેશો?

(૨) પારસીઓ સૂડી વચ્ચે સોપારી થઇ રહ્યા છે. દેશદાઝ પૂરી હોવાથી દેશકાર્ય છોડી શકતા નથી તેમ પોતાની અત્યારની જે કંઇ પણ સહીસલામતી છે તે જોખમમાં નાંખતાં પણ અઘરૂં લાગે છે. તમારા હાથમાંથી લગામ ચાલી જાય અથવા તમારો દેહાન્ત થાય પછી દેશમાં મહાજાગૃતિને પરિણામે જો લોકોમાં સમભાવ ન રહે તો પારસીઓ તો જરૂર કચરાઈ જાય.

આ બન્ને શંકાઓ નાંખી દેવા જેવી તો ન જ ગણાય. મેં જે વિચારો પારસીઓ વિષે બતાવ્યા છે એ જો સમાજના પણ ન હોય ને મારા ખાસ હોય તો જે ભય ઉપરના લેખકને છે તે ભય વિચારવાયોગ્ય ગણવો જોઇયે. એટલું તો ખરૂં છે કે કોઇ કોઈ મંડળોમાં પારસીઓ વિષે ટીકા થાય છે તેમાં ઝેર રહેલું હોય છે. પારસી જેવી નાની કોમના કંઇક દોષો હોય તે નજર આગળ તરી આવે છે ને તેના ગુણો ઢંકાઈ જાય છે. તેથી આપણે તેમના ગુણો આપણી નજર આગળ હમેશાં રાખવા જ જોઇયે. જો આપણે મનુષ્યોના ગુણોનું મનન કરીયે તો જ તેની ઉપર આપણો ચાહ વધે. પારસીઓ જો આપણાં ભાઈબહેન છે એમ માનીયે તો તેમની ઉદારતા, તેમની ધીરજ, તેમનો વિનય, તેમની બુદ્ધિ, તેમની આસ્તિકતા, તેમની કુદરતી રહેલી સાદાઈ આપણે જરૂર ઓળખીયે ને તેમનામાં એક પણ દોષ આપણે ન જોઈયે કે જે આપણામાં પણ ન હોય. પારસીઓના હિન્દુસ્તાનમાં હોવાથી હિન્દુસ્તાનને કંઇ પણ નુકસાન થયું છે એવું મારા ખ્યાલમાં નથી આવી શકતું. તેમના હિન્દુસ્તાનમાં આવવાથી હિન્દુસ્તાને લાભ ઉઠાવ્યો છે એ આપણે નરી આંખે જોઈ શકીયે છીયે. પારસીઓની સામે મોટામાં મોટો આરોપ તો એ છે કે તેઓએ પશ્ચિમના સુધારાની કેવળ નકલ કરી છે ને હિન્દુસ્તાનની સભ્યતા દહાડે દહાડે છોડતા જાય છે. ઉંડા ઉતરતાં આપણને માલમ પડશે કે એ વાત પણ બરોબર નથી. તેઓની ઉપર પશ્ચિમના સુધારાની માઠી અસર ખૂબ થઇ છે એ હું કબુલ કરૂં છું, પણ પ્રમાણમાં જેટલી હિન્દુમુસલમાન પર થઈ છે તેટલી જ તેઓની ઉપર થઇ છે. પણ તેઓએ કરેલા ફેરફારો તેઓની સંખ્યા થોડી હોવાથી ને તેઓ મુંબઇમાં જ ઘણે ભાગે હોવાથી તરી આવે છે, ને હિન્દુમુસલમાન જે નર્યા અંગ્રેજ બની ગયા છે તે છૂટાછવાયા હોઈ નજર આગળ તરી આવતા નથી. ઇગ્લંડમાં જનારા હિન્દીને આ વચનનો પૂરો ખ્યાલ આવી જશે. ત્યાં મેં તો પારસી મુસલમાન હિન્દુ વચ્ચે થોડો જ ભેદ જોયો. બધા નકરા જંગલી જણાયા

તા. ૧૭-૭-૧૯૨૧

## પણ હવે ?

જેમ પરિવર્તન - હિન્દુમુસલમાનમાં થયું છે તેમ પારસીઓમાં પણ શરૂ થયું છે. પારસી નવયુવકો લડાઇનો મન્ત્ર સમજી ગયા છે. પારસી બાળાઓ ખાદી પહેરી રહેલી છે. ખાદી પહેરવાની હિમ્મત નથી ચાલતી તે દેશી મીલનું કાપડ પહેરે છે. પારસીમાં જ્યારે પ્રવાહની દિશા બદલાશે ત્યારે પળવારમાં મહત્ત્વના ફેરફાર થઈ જશે એમ મારૂં માનવું છે. પારસી કોમ કદી લૂણહરામ નહિ થાય એવી છાપ તેણે મારી ઉપર પાડી છે. તે કોમ નાની સંખ્યામાં હોઈ કદાચ હિન્દુમુસલમાન જેટલી બહાર આવેલી ભલે ન જણાય, પણ તેનું હાડ હિન્દી છે ને તે હિન્દને ચાહનાર છે એ મારા મગજમાંથી ખસે તેમ નથી. કઇ બાબતમાં પારસી પછાત રહ્યા છે એ જ હું તો જાણતો નથી. એટલે હિન્દુમુસલમાનને ઘટે છે કે તેઓએ પારસી પ્રત્યે મહોબત રાખવી ને તેમના દોષો કાઢવાં કે જોયાં ન કરવા.

પારસી ભાઇઓને ડરવાનું કારણ જ નથી. જેણે બીજાનું બૂરૂં નથી કર્યું તેને કશો ડર હોવો જ ન જોઇયે. જરથુસ્ત પેગંબર શીખવે છે કે ખાનદાનીનો બદલો ખાનદાની જ હોય. નાની કોમને જેમ ભય હોય તેમ નીડરતા પણ હોય. પારસીઓએ હિન્દુસ્તાનનું કંઇ બગાડ્યું નથી એમ જાણીને માનવું જ જોઇયે કે હિન્દુસ્તાન તેનું ન જ બગાડે. જે કોમ અથવા વ્યક્તિને હિન્દુસ્તાનની વિરુદ્ધ જ સ્વાર્થ સાધવો હોય તેને જ ભય રાખવાનું કારણ છે. નિર્દોષ એક જ માણસ હોય તોયે તેને ભય રાખવાનું કારણ નથી. છેવટે આ લડત આત્મશુદ્ધિની છે એમ માની પારસી ભાઇબહેનોને હું તેમાં તન્મય થવા અવશ્ય વિનયપૂર્વક ભલામણ કરૂં છું. આ લડતમાં આપણે દરેકે એકબીજાનો વિશ્વાસ રાખવાનો છે ને તેનો વિશ્વાસ ઉત્પન્ન કરવાનું ઔષધ આત્મવિશ્વાસ છે. આત્મવિશ્વાસ એ સ્વરાજ્ય છે.

## મર્યાદા ઓળંગી

એક બાઇ મને કૃષ્ણનું રૂપ આપેલી છબીઓ વેચાઈ રહી છે તે તરફ મારૂં ધ્યાન ખેંચી મર્યાદાના થતા ભંગને રોકવાનું મને લખે છે. આમાંની એક પણ છબી મેં જોઈ નથી, મને જોવાની ઈચ્છા પણ નથી. આવાં કાર્યોને હું મર્યાદાનો ભંગ થયો સમજું છું. શ્રીકૃષ્ણને આપણે પૂર્ણ પુરુષોત્તમ તરીકે ઓળખીયે છીયે. તેને આપણે ઈશ્વરનો અવતાર માનીયે છીયે. તેને આપણે ગીતાજીમાંના સંપૂર્ણ યોગી માનીયે છીયે. લક્ષ્મીને આપણે એક દુન્યવી સ્ત્રી તરીકે માનતા નથી. તેને આપણે ભગવાનની સંપૂર્ણ માયા અને જગતની ધાત્રી તરીકે ઓળખીયે છીયે. શ્રીકૃષ્ણનું રૂપ મને અથવા લક્ષ્મીનું મારી ધર્મપત્નીને અપાય તેમાં અમે બન્ને લજાઇયે. તેવું રૂપ અપાવાથી અમે ભ્રમણામાં પડીયે તો પાપી થઇયે. મારી અપૂર્ણતાનું મને સંપૂર્ણ ભાન છે. હું સંપૂર્ણ થવા ઇચ્છનારો અલ્પ મુમુક્ષુ પ્રાણી છું. મારી સ્ત્રી અનેક વિટંબણાઓ વેઠી મારી સાથે સાથે ચાલવા પ્રયત્ન કરનારી એક કેવળ પ્રાકૃત સ્ત્રી છે. હું માનું છું કે અમારૂં ગૃહજીવન સુખી છે. પણ સેવાધર્મનું પાલન કરતો 'કરતો હું આંખ મીચું' એ સિવાય મને બીજી અભિલાષા નથી. જગતની પૂજા ઉપર મને

જરાયે મોહ નથી. જગતની પૂજા અર્થે મારી પ્રવૃત્તિ નથી. મારા કલ્યાણ અર્થે જ મારી પ્રવૃત્તિ ચાલે છે. જે કરું છું તે ધર્મ જાણીને જ હું કરું છું એવી સાક્ષી મારો અન્તરાત્મા ખચીત પૂરે છે. અને જ્યાં કંઇ પણ કાર્ય ધર્મ જાણી થાય ત્યાં પૂજારૂપી ઇનામોની આશા હોય જ નહિ. પૂજા લેવામાં એક ક્ષણ પણ આપવામાં મને કંટાળો ઉપજે છે. એટલે મને તો મારી છબીઓ વેચાય એ પણ રુચિકર નથી ત્યાં પૂર્ણ પુરુષોનાં રૂપ મને અપાય અથવા પણ સ્ત્રીનું રૂપ મારી ધર્મપત્નીને અપાય એ કેવળ અસહ્ય જ હોય. અને જેઓ એવી છબી વેચી રહ્યા છે તેઓ જો તેનો નાશ કરશે તો મારી ઉપર ઉપકાર કરશે. જેઓ મને માન આપવા ઇચ્છે છે તેઓ મેં પ્રજા આગળ મુકેલા સિદ્ધાન્તોનો પૂરો અમલ કરીને જ આપી શકે છે. મુખેથી માન આપનારા અથવા મારી છબી સંઘરનારા પણ સિદ્ધાન્તોનો અનાદર કરનારા મારું અપમાન કરે છે ને ધાર્મિક મૂર્તિઓનું રૂપ મને આપી મર્યાદાનું ઉલ્લંઘન કરે છે. એક પ્રાચીન ડાહ્યા પુરુષે કહ્યું છે કે કોઇ પણ માણસને તેના મોત પહેલાં આપણે ભલો નથી ગણી શકતા. જે મોતની અણીએ ઉભાં પણ ઇશ્વરને ન ભૂલે તેનો જ મોક્ષ સંભવે, મરતા સુધી જે ભલાઈ ન છોડે તે જ ભલો ગણાય.

## એક શંકા

ભાવનગરથી બે ભાઇઓ મહાસભામા પ્રતિનિધિ કોણ થઈ શકે તે વિષે પૂછે છેઃ 'શું જે અસહકારી ન હોય તે પ્રતિનિધિ ન થઇ શકે? મહાસભા તો રાષ્ટ્રીય સંસ્થા છે.' આ તદ્દન સાચું છે. જ્યા અસહકારીઓ જ મતદાર હોય ત્યાં સહકારી પ્રતિનિધિ ન સંભવે. પણ જો સહકારી મતદારો મહાસભામાં હોય ને તેમના મત વધારે પડે અથવા એક સહકારીને મોકલવા જેટલા પ્રમાણમાં તેઓ મત એકઠા કરી શકે તો જરૂર સહકારીને ચુંટી શકે ને તે ચુંટણી કેવળ કાયદેસર ગણાય.

## એક બીજી શંકા

મુંબઇના એક ભાઈ પૂછે છે. 'જો ઢેડભંગી ભણશે ગણશે તો નોકરી કે વેપારમાં ભળવા માગશે અને તેઓનું કામ કોણ કરશે?' આ પત્રમાં બીજા પણ પ્રશ્નો છે, પણ તેનો જવાબ ઉપલા પ્રશ્નના જવાબમાં આવી જાય છે તેથી અહી નોખા નથી લખતો. ઉપરનો પ્રશ્ન જ અસ્પૃશ્યતાને આપણે જે રીતે અત્યારે જાણીયે છીયે તેની ભયંકરતા બતાવે છે અન્ત્યજો પ્રત્યેના સામાન્ય વર્તનમાં કેવળ દ્વેષ જ ભર્યો છે. ભણે એટલે ભંગીપણું ન જ કરે એ ખ્યાલ જ મને તો ખોટો લાગે છે. પણ તેવા ખ્યાલનું કારણ પણ આપણે જ છીયે. ભંગીના ધંધાને આપણે નીચ માનીયે છીયે, પણ ખરૂં જોતાં એ તો શૌચનું કાર્ય હોઇ પવિત્ર છે. મા બચ્ચાનું મેલું ઉપાડે છે તેથી તે વધારે પવિત્ર ગણાય છે. રોગીની આરવાર કરનારી બાઈ જે અતિશય દુર્ગંધવાળી વસ્તુઓ ઉઠાવે છે તેને આપણે માન આપીયે છીયે. જે હંમેશાં આપણાં પાયખાનાં સાફ રાખી આપણને નીરોગી રહેવામાં મદદ કરે છે

તા. ૧૭-૭-૧૯૨૧

તેની આપણે પૂજા કેમ ન કરીયે? તેને ઉતારીને આપણે ઉતર્યા છીયે કોઇને કૂવામાં ઉતરનાર પોતે પણ ઉતરે છે. તેથી આપણને ભંગી ઈત્યાદિ જાતિને નીચ સમજવાનો અધિકાર જ નથી.

ભોજો ભગત મોચી હતા છતાં આપણે તેમનાં ભજનો આદરપૂર્વક ગાઇયે છીયે ને તેમને પૂજીયે છીયે. રામાયણનો કથા વાંચનાર નિષાદની રામભક્તિ નિહાળી તેની પૂજા નથી કરતો? વળી ભંગી ઇત્યાદિ જો પોતાનો ધંધો છોડે તો આપણને તેનો વિરોધ કરવાનું કે ગભરાવાનું કારણ નથી આપણે કોઈની પાસે બળાત્કારે કશું કરાવવા માગીયે ત્યાં લગી સ્વરાજને લાયક જ ન બનીયે. આપણાં પાયખાનાં સાફ રાખતાં આપણે શીખી લેવું જોઇયે. જ્યારે આપણે આપણાં પાયખાનાં મેલાં રાખતાં શરમાશું ત્યારે આપણાં પાયખાનાં બાચનગઢ જેવાં સાફ રહેશે. પાયખાનાંમાં રહેલો મેલ—તેમાં રહેલી દુર્ગંધ અને તેથી ઉપજતા અનેક વાયુઓ આપણી સભ્યતાને કલંકિત કરે છે, આરોગ્યના નિયમોનું આપણું અજ્ઞાન સૂચવે છે. આપણાં પાયખાનાંની હાલત આપણી અન્ત્યજ પ્રત્યેની મેલી દશાનો પડઘો છે, આપણામાં નીપજતા અનેક રોગોનું કારણ છે. બીજી કોમોના સંસર્ગથી આપણે વટલાશું કે અભડાશું એ વાત આપણી નબળાઇ સૂચવે છે. સંસારમાં છીયે ત્યાં લગી પ્રસંગો રહ્યા જ છે; તે છતાં આપણે નિર્દોષ રહી શકીયે તેમાં જ ધર્મની પરીક્ષા રહેલી છે. ભંગી ઇત્યાદિ જાતિઓને સ્વચ્છ બનાવવી, આગળ લાવવી, તેમનું સન્માન કરવું એ યુગધર્મ છે. આમ કરવામાં તેમની કોઇની સાથે ખાવાપીવાની જરૂર નથી, પણ હૃદયના ભાવો શુદ્ધ કરવાની જરૂર છે.

## ઘડપણનો દોષ?

'નવજીવનનો અભ્યાસી' લખે છે:

"ગુજરાતના બે પ્રમુખ સાક્ષરોએ ઘરડેઘડપણ આવી આ વિષમ દેશપરિસ્થિતિ વચ્ચે સરકારી કૉલેજોમાં ગુજરાતીના વ્યાખ્યાતાઓની જગાઓ સ્વીકારી છે! આવા આ ઉદ્વેગજનક બનાવ ઉપર આપ જરૂર કંઈક લખશો એવી મેં આશા રાખેલી, પણ 'નવજીવન'ના લાગલાગટ બે અંકોમાં વ્યર્થ ખોળ કર્યા પછી હું નિરાશ થયો છું અને આ વિષેના આપના મૌનથી ચકિત થાઉં છું. મને ખાતરી છે કે આપે એ વિષે વિચાર્યું તો લીધું હોવું જોઇયે અને વિચારપૂર્વક કશી ટીકા ન કરવાનો નિર્ણય કર્યો હશે. ક્યાં કારણોથી આપ આમ કરવા પ્રેરાયા એ ખુલાસો કરશો તો હું અને કદાચ મારા જેવા ઘણાં આ વિષે આશ્ચર્ય પામતા અટકશે."

'અભ્યાસી'નું અનુમાન સાચું છે. મેં વિચારપૂર્વક જ ટીકા નથી કરી. આપણા બે બુજરગ સાક્ષરોએ સરકારી જગ્યા સ્વીકારી એથી મને દુઃખ તો થયું જ. પણ તેમના કૃત્યની ટીકા તો કેમ જ થાય? ઘડપણમાં આવેલા વ્યાખ્યાતા ન થઈ શકે એવો તો કંઇ ન્યાય ન જ હોય? વળી ઘરડા એટલા અસહકારી હોવા જોઇયે એવો પણ ન્યાય ન હોય. ત્યારે સાક્ષર સહકારી ન હોઇ શકે એવુંયે નથી. અને જો ઘડપણ કે સાક્ષરતાને સહકારનો અધિકાર છે તો પછી આપણે શાની ટીકા કરીયે? ઘરડા અને સાક્ષર પુરુષો સરકારની

નોકરી લેવામાં કંઇ ખોટું જોતા નથી એ અસહકારીને ચોંકાવનારૂં ને-વિમાસણમાં નાખનારૂં ખચીત છે. મારી માન્યતા છે કે અસહકારીઓમાં પણ ઘરડા તેમજ હોઇ કોઈ વિદ્વાન છે. એટલે આપણને વધુ વિચારવાનું નથી રહેતું. હું એમ માનું છું કે બન્ને વિદ્વાનોએ પુખ્ત વિચારે કંઈ પણ લાલચથી દોરવાયા વિના સરકારી નોકરી લીધી છે. તેથી 'અભ્યાસી' અને તેના જેવા બીજાને આ બન્ને વડિલોને દૂષણ દેવાનું રહ્યું નથી. મને 'અભ્યાસી'ના આક્ષેપમાં કંઇક અસહિષ્ણુતાનો આભાસ આવે છે. બીજાઓને વિચારની અને કાર્યની સ્વતન્ત્રતા આપણા જેવી જ હોવી જોઇયે. વડિલોને વિશેષ.

## મિત્ર-શત્રુ

'પ્રજામિત્ર'ના અધિપતિ ઉપર એક પત્તું આવેલું છે તે મેં વાંચ્યું. તે અમદાવાદથી આવેલું છે. તેમાં સહી છે પણ ઠેકાણું નથી. મુસલમાન ભાઇની તેમાં સહી છે. તેની ભાષા લખી જાય તેમ નથી. મારા મતોની વિરુદ્ધ લખવા સારૂ તન્ત્રીને ગાળો આપેલી છે. હું ઉમેદ રાખું છું કે આ પત્તાના લખનાર ભલે ગમે તે હોય ને ગમે તે જાતના હોય પણ આ નોંધ જોશે. લખનારે બતાવી છે મિત્રતા, પણ કામ શત્રુતાનું કર્યું છે એમ ગાળો કાઢીને કે ધમકી દઇને આપણે ખિલાફતનું કે સ્વરાજનું કામ નથી કરી શકવાના. આપણે સ્વરાજ્યનું કે ખિલાફતનું કામ કરવું હોય તો સભ્યતા અને નમ્રતા શીખવાં જોઇશે. 'પ્રજામિત્ર'ના અધિપતિ અમે તેનો મતવિરોધ બતાવે તેમાં તેને કેમ જરાયે દોષ દઇ શકાય? છાપાંવાળાને છૂટથી લખવાનો અધિકાર ન હોય તો છાપાંની કંઇ જ કિંમત નથી રહેતી. છાપાં ઉપર મુકેલા સરકારી દાબને આપણે કાઢી નાંખવો માગીયે છીયે તો પછી શું લોક પોતાની ધમકીથી દાબ મુકે તે સાંખીશું? આપણે દરેકના મતને, દરેકના મનને પ્રેમથી, દલીલથી, દાખલાથી બદલવાના પ્રયત્ન કરી શકીયે. ધમકીથી કોઇનાં મન ન જ બદલી શકાય. તેથી દરેકે અને વિશેષે અસહકારીએ પોતાની જબાનને ને પોતાના વિચારોને સુધારવા જોઇયે, કોમળ કરવા જોઇયે. જે જબાન ઉપર ખુદાનું કે ઈશ્વરનું નામ શોભ્યું છે, જેના હૃદયમાં ઈશ્વરનો વાસ રહ્યો છે, તેની જીભ પર મેલી ભાષા કે તેના હૃદયમાં મેલી ભાવના કેમ એક ઘડીભર પણ ટકી શકે? અસહકારીદળમાં મેલી જીભ, મેલું મન અથવા મેલું હૃદય રાખીને જે દાખલ થાય છે તે મિત્રનો દાવો કરતા છતાં કોમના તેમજ મારા શત્રુનું કામ કરે છે.

## અસ્પૃશ્યતાની મર્યાદા*

આ લેખની સાથે મારે એક અક્ષર પણ લખવો હોય નહિ. જે અસ્પૃશ્યતા શાસ્ત્રીજીએ ઘટાવી છે તેની સામે મેં મારા ઉદ્‌ગારો નથી કાઢયા. મેલા મનુષ્યોને અડીને આપણે હમેશાં સ્નાન કરીયે. મારી આકરી ભાષા તે કેવળ પ્રચલિત અસ્પૃશ્યતા જેમાં દ્વેષ સિવાય બીજું કંઇ જ નથી તેને વિષે વપરાયેલી છે. શાસ્ત્રીજીના જેવા વિચારો બધા વૈષ્ણવો ધરાવે એટલે વૈષ્ણવોને તો મારે કંઇ જ કહેવાપણું નહિ રહે.

---

* શાસ્ત્રી વસંતરામના લેખ નીચે નોંધ

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૨૧–૭–૧૯૨૧

## § મારો દંભ (!)

એક વિચિત્ર નનામો કાગળ મને મળ્યો છે. લખનારે જે કાર્ય લોકમાન્યનાં પ્રાણથી પણ પ્રિય હતું તે ઉપાડી લીધા માટે મારી પ્રશંસા કીધી છે, અને એવી ઉમેદ બતાવી છે કે લોકમાન્યનો 'આત્મા મારામાં' અત્યારે કામ કરી રહ્યો છે તે ઓળખીને એમના અનુયાયીપદને હવે શોભાવ્યે જ છૂટકો છે એ મારે નિરન્તર ધ્યાનમાં રાખવું. એ ઉપરાંત કાગળમાં મને હિંમત ન હારતાં સ્વરાજ્યના કાર્યક્રમમાં આગળ ધપ્યે જવાનો ઉપદેશ કરેલો છે, અને છેવટે મને સાફ સંભળાવી દીધું છે કે રાજદ્વારી વિષયમાં હું જે હમેશાં ગોખલેનો શિષ્ય હોવાનો દાવો કરું છું એ મારો કેવળ દંભ છે !

હું ઇચ્છું છું કે પત્ર લખનારાઓ નનામા પત્રો લખવાની કરુણ ગુલામીમાંથી ઉગરી જાય. સ્વરાજ્યનો જોશ કેળવી રહેલા આપણે જો આગળ આવીને નીડરપણે આપણા મનની વાત કહી દેવા જેટલી પણ હિંમત નહિ બતાવી શકીએ તો કેમ આવશે ?

છતાં આ પત્રમાં ચર્ચેલી વાત જાહેર મહત્ત્વની હોવાથી તેનો જવાબ આપવો જરૂરી સમજું છું. સદ્‌ગત લોકમાન્યના અનુયાયીપદના માનનો દાવો મારાથી ન જ કરી શકાય. લાખો કરોડો હિન્દીઓની પેઠે જ હું પણ લોકમાન્યને તેમના અજીત મનોબળ માટે, તેમની અગાધ વિદ્વત્તા માટે, તેમની દેશભક્તિ અને તેમના સર્વોપરી ચારિત્ર્ય તથા આપભોગને માટે પૂજું છું. આ કાળના સર્વ રાષ્ટ્રપુરુષોમા એમણે જ પ્રજાના અન્તરમાં સૌથી વધારે સ્થાન મેળવ્યું. એમણે આપણામાં સ્વરાજનો જોશ રેડ્યો. ચાલુ રાજ્યતન્ત્રની દુષ્ટતા એમણે જેટલી ઓળખી હતી તેટલી કદાચ બીજા કોઇએ ઓળખી નહોતી, અને સંપૂર્ણ નમનતાઇ સાથે હું આજે અલબત્ત દાવો કરૂં છું કે પ્રજાને હું એમનો સંદેશો એમના કોઇ પણ ચુસ્તમાં ચુસ્ત શિષ્યના જેટલી જ વફાદારીપૂર્વક આપી રહ્યો છું.

છતા મને પૂરેપૂરૂં ભાન છે કે મારી કાર્યપદ્ધતિ એ લોકમાન્યની પદ્ધતિ નથી; અને એ જ કારણસર મહારાષ્ટ્રના કેટલાક નેતાઓ જોડે એકમત થવું મારે માટે હજુ મુશ્કેલ થઇ પડે છે. છતા હું ખરા દિલથી માનું છું કે લોકમાન્યને મારી પદ્ધતિમા અશ્રદ્ધા નહોતી. એમના વિશ્વાસનો હું અધિકારી હતો, અને એમના અવસાન પહેલા એક જ પખવાડિયા ઉપર તેમણે અનેક મિત્રોની હાજરીમા મને કહી પણ બતાવેલું કે લોકોને જો એ દિશાએ વાળી શકાય તો મારી પદ્ધતિ સુન્દર હતી. એમને શંકા એટલી જ હતી કે પ્રજાને એ માર્ગે વાળી શકાય એમ હતું કે કેમ.

મારી પાસે તો બીજી પદ્ધતિ છે જ નહિ. હું તો એ જ આશા કરૂં કે જ્યારે પરીક્ષાનો સમય આવી પહોંચશે ત્યારે પોતે અહિંસાત્મક અસહકારની પદ્ધતિ સંપૂર્ણપણે સાધી લીધી છે એ વાત પ્રજા સિદ્ધ કરી આપશે.

મારી બીજી અપૂર્ણતાઓથી પણ હું અજાણ નથી. વિદ્વત્તાનો કશો દાવો મારાથી ન કરી શકાય. લોકમાન્યનામાં જે યોજનાશક્તિ હતી તે પણ મારામાં નથી મારી પછવાડે ચાલનાર કોઈ એકદિલ અને રીતસર તાલીમથી ઉછેરેલું દળ નથી. સિવાય જીંદગીનાં ૨૩ વરસ દેશવટો ભોગવેલો હું લોકમાન્યના જેટલા હિન્દુસ્તાનને લગતા અનુભવનો દાવો કેમ જ કરી શકું ? બે વસ્તુ અમારામાં સંપૂર્ણ અંશે સરખી કહેવાય: દેશનો પ્રેમ અને સ્વરાજ માટે ઉદ્યમ. આમ આ નનામા લેખકને હું ખાતરી આપું છું કે લોકમાન્ય પ્રત્યેના મારા પૂજ્યભાવમાં કોઇથી હાર ન

તા. ૨૧-૭-૧૯૨૧

આત્તા હું સ્વરાજની લડતને માર્ગે લોકમાન્યના સૌથી મોખરાના શિષ્યની જોડાજોડ મન્ત્રલ કર્યે જઇશ. હુ જાણું છું કે સદ્ગતના સ્વીકારને યોગ્ય હિન્દુસ્તાનને એક જ અંજલિ અર્પવાની હોઇ શકે, અને તે ત્વરિતમા ત્વરિત ગતિએ હિન્દુસ્તાનમા સ્વરાજ સ્થાપવાની. આપણે જાણીયે છીયે કે એ એક જ વસ્તુ લોકમાન્યના ગત આત્માને શાશ્વત શાન્તિ આપી શકે.

પણ શિષ્યત્વ એ તો નિરાળી જ વસ્તુ છે. એ એક પવિત્ર અંગત વિષય છે. છેક ૧૮૮૮ ની સાલમા હું દાદાભાઇને ચરણે બેઠો, પણ મને એ મારાથી કેટલાયે દૂર જણાયા હું એમનો પુત્ર થઇ શકત, શિષ્ય નહિ. શિષ્ય એ પુત્રથી અધિક નિકટનો નાતો છે. શિષ્ય થવું એ નવો જન્મ લેવા જેવું છે. એ સ્વેચ્છાથી કરેલુ આત્મ-સમર્પણ છે. ૧૮૯૬મા તો મારે માગ દક્ષિણ આફ્રિકાને લગના કાર્ય નિમિત્તે તે વખતના હિન્દુસ્તાનના લગભગ એકેએક જાણીતા આગેવાનના પ્રસંગમા આવવાનું થયુ. ન્યાયમૂર્તિ રાનડે આગળ હું કેવળ અંજાઇ ગયો એમની સમક્ષ બોલતા પણ હુ ધ્રૂજતો. સ્વ. બદરૂદ્દીન તૈયબજીએ મારા પર પિતાતુલ્ય માયા કરી, અને રાનડે તેમજ ફિરોજશાહની સલાહ મુજબ ચાલવાની શિખામણ આપી. સર ફિરોજશાહે તો મારી સાથે મુરબ્બીપણુ જ ધારણ કર્યુ. એમનો શબ્દ તે કાયદો જ હતો. "ગાધી, તમારે ૨૬મી સપ્ટેમ્બરે જાહેર ભાષણ આપવુ અને વખત બરાબર સાચવવો" હુ નમ્યો. ૨૫મીની સાજે મારે ફરી મળવુ એવુ ફરમાન હતુ ૨૫મીની સાજ થઇ અને હું હાજર થયો.

"ભાષણ લખી કાઢ્યું છે કે નહિ?"

"ના, સાહેબ."

"એ ન ચાલે ભલા માણસ. આજે રાત્રે લખી કાઢશો?"

"મુનશી, તમારે ગાધીને ત્યા જવું અને એ આપે તે ભાષણ લઇને રાતોરાત છપાવી એક નકલ મને પહોંચાડવી" મારી તરફ વળીને કહે: "જુઓ ગાધી, બહુ ઝીણું ના કાતતા મુંબઇના લોક લાબા લાબા ભાષણો ન સાભળે એ તમને ખબર નહિ હોય."

ફરી હું નમ્યો મુંબઇના સિંહે મને આજ્ઞા ઉઠાવતા શીખવ્યુ, એમણે મને શિષ્ય ન કર્યો, કરવાનો પ્રયત્ન પણ ન કર્યો.

ત્યાંથી હું પૂણે ગયો. સાવ અજાણ્યો. જેમને ત્યાં ઉતરેલો તે ભાઇ મને પ્રથમ તિલક મહારાજને ત્યા લઈ ગયા. મં એમને તેમના મિત્રોથી વીંટળાયેલા જોયા. મારૂં એમણે ધ્યાનપૂર્વક સાંભળ્યું અને કહ્યું: "તમારા કામને સારૂ અમારે એક સભા તો ભરવી જ જોઇયે. પણ કદાચ તમે નહિ જાણતા હો કે કમનસીબે અમારે ત્યાં બે તડાં છે. તમારે અમને બેમાંથી એકે પક્ષનો ન હોય એવો એક પ્રમુખ શોધી આપવો જોઇયે. તમે ડૉ. ભાંડારકરને મળી જોશો?"

મેં હા પાડી અને વિદાય માગી. એ પ્રસંગની મને સ્પષ્ટ સ્મૃતિ નથી રહી; એટલું જ યાદ રહ્યું છે કે કશું અન્તર ન રાખતાં પોતાના માયાળુપણાથી એમણે મારા શરૂઆતના ગભરાટને પળવારમાં દૂર કરી દીધેલો.

ત્યારપછી ઘણે ભાગે હું ગોખલેને મળ્યો અને પછી ડૉ. ભાંડારકરને ત્યાં પહોંચ્યો. તેમણે વૃદ્ધ ગુરુ શિષ્યને આવકાર આપે તેમ મને આવકાર આપ્યો.

"તમે ઉત્સાહી અને ખંતીલા જુવાન દેખાઓ છો. આવા ખરા તડકામાં આટલે દૂર લોકો મને મળવા બહુ નથી આવતા. હું આજકાલ જાહેરસભાઓમાં બિલકુલ નથી જતો. પણ તમે કરેલું બ્યાન એટલું બધું હૃદયદ્રાવક છે કે મારાથી તમને ના ન જ પડાય."

ગંભીર મુખમુદ્રા વાળા આ જ્ઞાનવૃદ્ધ વિદ્વદ્વર્યની મનમાં ને મનમાં મેં પૂજા કરી. પણ મારા હૃદયસિંહાસન ઉપર તેમને હું ન સ્થાપી શકયો. એ હજી ખાલી જ હતું. સંતો ઘણા સાંપડયા પણ મારો ગુરુ મને લાધ્યો નહિ.

પણ ગોખલેની વાત નિરાળી જ હતી. કેમ તે હું નહિ કહી શકું. ફરગ્યુસન કૉલેજના કમ્પાઉન્ડમા એમને ત્યા હું એમને મળેલો. જાણે કોઇ પુરાતન મિત્રને મળવાનું થયું હોય અથવા તો એથીયે વધુ સાર્થ શબ્દોમાં કહું તો જાણે ઘણાં વરસથી વિખૂટાં પડેલ માદીકરો મળ્યા હોય! એમની માયાળુ મુખમુદ્રાએ ક્ષણવારમાં મારા મનની બધી ભીતિ હરી લીધી. મારે વિષે તેમજ દક્ષિણ આફ્રિકાનાં મારાં કામોને વિષે તેમણે ઝીણામાં ઝીણી વિગતો પૂછી. તત્કાળ તેમણે મારૂં હૃદયમન્દિર સર કર્યું. અને જ્યારે મેં તેમની વિદાય લીધી ત્યારે મારા મનમાં એક જ ધ્વનિ ઉઠયો: 'આ જ મારો મુરશીદ.'

તે ઘડીથી માંડીને ગોખલેએ મને કોઇ દિવસ વિસાર્યો નહિ. ૧૯૦૧ માં હું ફરીવાર હિન્દુસ્તાન આવ્યો અને અમે વધુ નિકટ સમાગમમાં આવ્યા. એમણે મને

કેવળ હાથમાં લીધો અને ઘડવા માંડયો. હું કેમ બોલતો, કેમ ચાલતો, કેમ ખાતો પીતો, બધાની એ ચિન્તા રાખતા. મારી માએ પણ ભાગ્યે જ મારી તેટલી કાળજી કરી હશે. મને ખબર છે ત્યાં સુધી અમારી વચ્ચે કોઇ જાતનો પડદો નહોતો. ખરે જ, પહેલી દૃષ્ટિએ જ પ્રેમમાં પડેલાંઓના જેવો અમારો સંબન્ધ હતો અને સને ૧૯૧૩માં તો તે કઠણમાં કઠણ કસોટીમાંથી પણ પાર ઉતર્યો. રાજદ્વારી કાર્યકર્તા વિષેના મારા આદર્શનો એ સંપૂર્ણ નમૂનો હતા. સ્ફટિક સમા નિર્મળ, ગાય જેટલા ગરીબ, સિંહ જેવા શૂર અને ખોડ ગણાય એટલી હદ સુધી ઉદાર હતા. કોઇને તે આ બધામાંથી કશું જ ન દેખાયા હોય. મારે તેની જોડે નિસબત નથી. મને પોતાને એમનામાં આંગળી ચીંધવા જેવી એક પણ ખામી ન દેખાઇ એ મારે માટે બસ છે. મારી નજરમાં તો તેઓ આજની ઘડી સુધી રાજદ્વારી ક્ષેત્રમાં આદર્શ પુરુષ જ છે.

આનો અર્થ એ નથી કે અમારી વચ્ચે મતભેદ નહોતા. છેક ૧૯૦૧ માં પણ અમારી વચ્ચે સંસારસુધારાની બાબતમાં મતભેદ હતા. દાખલા તરીકે વિધવાવિવાહની બાબતમાં. પાશ્ચાત્ય સુધારાની આંકણીમાં પણ અમારી વચ્ચે અમને મતભેદ માલમ પડેલો. અહિંસાને લગતા મારા આકરા આદર્શ સામે પણ એમનો ચોખ્ખો મતભેદ હતો. પણ આવા મતભેદ અમારા બેમાથી એકેને કદીયે નડયા નથી. કંઇ જ અમને વિખૂટા પાડી શકે એમ નહોતું. આજે એઓ જીવતા હોત તો શું કરત એના ઉપર તરંગો દોડાવવા એ પાપ છે, નાસ્તિકતા છે. હું એટલું જ જાણું છું કે હું આજે એમની છાયા તળે કામ કરી રહ્યો હોત. નનામા લખનારના કાગળમાં મારા રાજદ્વારી શિષ્યત્વને વિષે દંભનો જે આરોપ છે તેથી હું દૂભાયો અને ત્યારે જ મારે આ હૃદયના ઉદ્‌ગાર કાઢવા પડયા છે. એ આરોપથી જો એમ જ સિદ્ધ થતું હોય કે જે પવિત્ર વ્યક્તિ આજે આ દુનિયા પર નથી તેનું શિષ્યત્વ જાહેર કરવામાં મારે હાથે કશી ઉણપ આવી છે, તો મને લાગ્યું કે ખાસ કરીને જ્યારે દુનિયા મને સામા દળમાં ભળેલો માની રહી છે ત્યારે તો ગોખલે પ્રત્યેની મારી વફાદારી જાહેર કરીને મારે ખસૂસ મારા દિલનો એકરાર કરવો જ જોઇએ.

---

# † વિદેશી કાપડનો બહિષ્કાર

અત્યાર સુધીમાં પરદેશી કાપડના બહિષ્કારની પ્રવૃત્તિએ આસ્તે આસ્તે ઠીક ગતિ કરી કહેવાય; છતાં મુબઇ, મદ્રાસ, કલકત્તા, દિલ્હી, કાનપુર, અમૃતસર, કરાંચી

વગેરે પરદેશી કાપડની આયાતનાં જબરાં મથકોમાં હજી ઘણું કરવાપણું રહે છે. જો ખરેખર જોઈતી હોય તો આ બધાં મથકોમાં વગરઢીલે સંગીન કામ થવું જોઈયે. સતત ચળવળ, અવિશ્રાન્ત ઉદ્યોગપરાયણતા અને દક્ષતાભરી વ્યવસ્થાશક્તિ એ બેશક સ્વરાજની શરતો છે. સંકલ્પબળ આખા જગતનું લાવશું છતાં આ શરતો નહિ હોય તો આપણે હારવાના છીયે.

બહિષ્કારની પ્રવૃત્તિને સફળ કરવાની દિશાએ કેટલીક સામાન્ય સૂચનાઓ અહીં આપું છું:

રોજ સાંજે અમુક ઠરાવેલે વખતે સ્ત્રીઓએ અને પુરુષોએ પગથી માથા સુધી ખાદીના—હાથકંતામણના વાણાતાણાવાળી ખાદીના હોય તો વધારે સારું—પોષાકમાં સજ્જ થઈને હજારોની સંખ્યામાં એકઠા થવું જોઈયે. બીજું કંઈ નહિ તોપણ આ સ્વદેશીની પ્રવૃત્તિને તો આપણે રાજકીય ક્ષેત્રથી નિરાળી રાખી જ શકીયે. સરકારી નોકરો પણ ખાદી પહેરવા પૂરતી હિંમત તો બતાવે જ. ખાદી પહેરવા ખાતર લોકોએ અસહકારી જ બનવું જોઈયે એવું કંઈ નથી. હિન્દુસ્તાનનું આર્થિક કલ્યાણ સાધવું અને જે જાતના કાપડને આશ્રય આપવાથી ગરીબ લોકોના ઘરમાં પૈસો પેસે તેવા કાપડને આશ્રય આપવો, એ હરકોઈ હિન્દીને પોતાનું જ ઘરનું કામ લાગવું જોઈયે. ગરીબો ઘેર બેઠાં આબરૂ સાચવીને કરી શકે એવા અનેક ધંધા કાઢી શકાય, પરન્તુ આજની ઘડીએ આપણી સામે મોજૂદ છે તેવા ધંધાને મરવા દેવો એ તો કોઈ પણ દેશદાઝ જાણનારને ન પાલવે. વળી કોઈ સરકારને તેના નોકરોના પોષાકની પસંદગીની વચ્ચે ન જ પડવા દઈ શકાય. આથી આપણે આશા રાખીશું કે પુરુષો અને સ્ત્રીઓ, આખા દેશમાં, એક કે બીજા દળનો ખ્યાલ ન કરતાં, આપણી વચ્ચેથી પરદેશી કાપડનાં મૂળ હમેશને માટે ઉખેડવાનો એકદમ જબરદસ્ત પ્રયત્ન કરશે.

૧લી ઑગસ્ટને આપણે સતત આપણી આંખ સામે રાખવી ઘટે છે. આપણે લોકમાન્યની યાદગીરીને એ સ્વરાજની જીવતીજાગતી મૂર્તિને શોભે એવી જ રીતે ઉજવવી જોઈયે.

૧લી ઑગસ્ટે કોઈ જગાએ **હડતાળ ન પાડવાની** હું પ્રજાને આગ્રહપૂર્વક ભલામણ કરું છું. હું સંપૂર્ણ નમ્રતાપૂર્વક આગ્રહ કરું છું કે આ દિવસને આપણે આપણા વધતા જતા રાષ્ટ્રીય સામર્થ્યની પીછાનના અને આપણા નિશ્ચિત ધ્યેય પ્રત્યે આપણે જે ઝપાટાભેર પ્રગતિ કરી રહ્યા છીયે તેના ચિહ્ન તરીકે પ્રજાએ ઉત્સવ સમાન ગણીને ઉજવવો જોઈયે. તેમજ સદ્‌ગત લોકમાન્યની યાદગીરીમાં એ દિવસે આપણે શોક પણ પાળવાની જરૂર નથી. જે મન્ત્ર તેઓ આપણે માટે વારસામાં

મુકી ગયા છે તે આપણે દરેક જણુ ધારણ કરીયે અને તે દિવસે એ મન્ત્રની સિદ્ધિ કરવાનો ખાસ પ્રયત્ન કરીયે. એ રીતે જ લોકમાન્ય આપણી અંદર જીવવા જોઇયે.

પરન્તુ ૧લી ઑગસ્ટને આપણે મહાપર્વનો દિન કયારે કરી શકીયે ? તે માટે આપણે દરેક પરદેશી કાપડની આયાત કરનારની પાસે પહોંચી જવું જોઇયે અને હવે પછી આ દેશમાંથી પરદેશી કાપડના ઑર્ડરો અપાતા સદંતર બંધ થઈ જાય એ વાતનું મહત્ત્વ તેમને ઠસાવવું જોઇયે. આપણે મીલમાલીકો પાસે પહોંચી જવુ જોઇયે અને તેમને શ્રી. અંબાલાલ સારાભાઇનું અનુકરણ કરવાને અને પ્રજા તરફથી થતા સ્વદેશીના આ મહાપ્રયાસમા જોડાઇ જવાને સમજાવવા જોઇયે. પ્રત્યેક ખરીદનારને મળીને આપણે તેને બધાં પરદેશી કપડાલત્તાનો ત્યાગ કરવાને અને પોતાને માટે કેવળ ખાદીના જ બધાં વસ્ત્ર કરાવી લેવાને સમજાવવો જોઇયે. દરેક જણ પોતાને વિષે એમાથી એક વાત ટગવી લઈ શ છે, કે તેની મરજી પરદેશી કપડા બાળી નાખવાની છેન્કે સ્મર્ના કે એવા કોઇ પરદેશના મુલકમા મોકલી આપવાની છે.

એક એવી પણ સૂચના છે કે દરેક તાલુકાને અમુક જથ્થો ખાદીનો પૂરો પાડવામા આવવો જોઇયે કે જયાં ખરીદનારાઓ સહેલાઇથી ખાદી મેળવી શકે. દરેક તાલુકો આટલી વ્યવસ્થા તો પોતાને ત્યાં જ ખાદી તૈયાર કરાવીને સંભાળી લે.

જો આપણે આખા હિન્દુસ્તાનમા એવો મજબૂત અને સાચો લોકમત પેદા કરવો હોય કે જેથી ૧લી ઑગસ્ટને દિવસે આધળો પણ જોઇ શકે એવું સ્વદેશીનું દશ્ય આપણે રજૂ કરી શકીયે તો તેને માટેના આ કેટલાક ઉપાયો છે. જૂન મહિનામાં જેમ સ્વરાજ ફાળો હતો તેમ જ્યા સુધી પરદેશી કાપડનો બહિષ્કાર સિદ્ધ નથી થયો ત્યા સુધી મહાસભાના કાર્યકર્તાઓ—પછી તે સ્રી હો કે પુરુષ—નો પરદેશી કાપડનો બહિષ્કાર અને ખાદીની પેદાશ એ જ એકમાત્ર નહિ તો મુખ્ય ધધો હોવો જોઇયે.

આ સંક્રમણકાળમાં આપણે ઓછામાં ઓછા કાપડથી નભાવી લેવાની જરૂર છે એ વાત ઉપર જેટલો ભાર મુકાય તેટલો ઓછો છે. એ રસ્તે જ આપણે કાપડના દુકાળથી બચીશુ અને ભાવોને હદબહાર વધી જતા રોકી શકશું. જ્યા સુધી દરેક ઘરમા રેંટીયો ફરતો નથી થઇ ગયો અને દરેક વણકર હાથનું કાંતેલું સૂતર વણતો નથી થઈ ગયો સુધી આપણે બધાએ સ્વદેશી કપડુ ભારે કંજુસની જેમ વાપરવું ઘટે છે.

---

# ત્યાગ અને ઉત્પત્તિ

ત્યાગ અને ઉત્પત્તિ—નાશ અને રચના એમ અસહકારનાં બે અંગ છે. બેમાંથી એકે વિના આપણે ચલાવી શકતા જ નથી. જે પગથીએ આપણે ઉભા છીયે એ પગલામાં એ બન્ને અંગ સંપૂર્ણતાએ આવી જાય છે અને મારી મતિ પ્રમાણે તો એ વિના આપણે આગળ ચડી નહિ શકીયે. શાન્તિમય અસહકાર બીજી રીતે હું અશકય સમજું છું.

સ્વદેશી વિના આપણાથી એક પણ ડગલું ન જઈ શકાય એવું મને ભાસ્યાં જ કરે છે. તેમાં જ આપણી બધી શક્તિ ખીલી શકે છે. જ્ઞાનપૂર્વક નાશ અને જ્ઞાનપૂર્વક ઉત્પત્તિ તેમાં જ છે. પ્રજાનાં બધાં અંગને કસરત અને તેની પરીક્ષા પણ તેમાં જ છે. પ્રજા આજ લગી એક પણ કાર્યમાં તન્મય નથી થઇ. સ્વદેશીનો સફળ પ્રયોગ તન્મયતા વિના અસંભવિત છે. જો પ્રજા તન્મય થઇ તેને સ્વરાજ હથેળીમા રહેલા આમળાની માફક છે; અને સ્વદેશી વિના સ્વરાજ આકાશપુષ્પ જેમ સમજવું.

સ્વદેશીની સફળતાને સારૂ આપણે પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરવો રહ્યો ને નવું કાપડ ઉત્પન્ન કરવું રહ્યું. નાશ કરતાં આપણે આજ લગી ડરતા હતા. આપણને રેંટીયારૂપી રત્નચિંતામણી હાથ આવ્યો છે એટલે ઉત્પત્તિનો અકસીર ઇલાજ મળી રહ્યો છે. આપણે ત્યાગ ઉપર ખૂબ ધ્યાન આપવાની જરૂર છે. ઉત્પત્તિનો વેગ અમુક હદ લગી જ વધારી શકાય પછી તે તેના અનુક્રમ પ્રમાણે જ થયાં કરે. નાશ એક ક્ષણમા થઈ શકે છે. નાશ કરવામાં ભાવનાની આવશ્યકતા રહે છે. જ્યારે આપણું મન બદલાયું ત્યારે આપણે નાશ કરવા તૈયાર થયા ગણાઇયે.

ત્યાગ વૈરાગ વિના ન ટકે એ અનુભવનું વાકય છે. આપણને પરદેશી કપડા તરફ એટલો વૈરાગ, એટલો અણગમો આવવો જોઇયે કે જેવો આપણને કંઈ પણ મેલી વસ્તુ તરફ આવે છે. એવો વૈરાગ પેદા ન થાય ત્યાં સુધી ફરી ફરી આપણું મન જાપાનની સાડી તરફ, માચેસ્ટરના મલમલ તરફ ખેંચાયાં જ કરશે ને ત્યા લગી આપણે તેના જેવી ચીજો માગીશું ને ત્યાં લગી તેના જેવી ચીજો આપનારા દગો દઈ તે જ ચીજો આપણને વહોરાવશે. તેથી અત્યારે તો તેના જેવા દેખાવની ચીજોને પણ આપણે ન અડકીયે. રખેને આપણે છેતરાઇ જઇશું એવો ભય આપણને લાગવો જોઇયે. આવો વૈરાગ ઉત્પન્ન થવા આપણને એમ પણ ચોખ્ખું

તા. ૨૧-૭-૧૯૨૧

જણાઇ જવું જોઇયે કે આપણી ગુલામીનું મૂળ પરદેશી કાપડ છે. બીજું બધું તેની પાછળ આવ્યું. ઇસ્ટ ઇંડિયા કમ્પનીની કોઠી કાપડની પાછળ ને કાપડને સારૂ બંધાઇ.

ઑગસ્ટની પહેલી તારીખ એ આપણે સારૂ ભારે સ્મરણનો દહાડો હોવો જોઇયે. આ જમાનાના પ્રજામાન્ય પુરુષની પહેલી સંવત્સરી તે દહાડે છે. તે દહાડે આપણે શો ચમત્કાર જગતને દેખાડીયે ?

લોકમાન્ય તરફનો આપણો પૂજ્યભાવ આપણે કેમ બતાવીયે ? માત્ર એક જ રીતે. આપણે બધા પરદેશી - કાપડનો તે દિવસે સર્વથા ત્યાગ કરીને. તે દહાડે આપણે બધા પ્રત્યેક ગામમાં એક જ જગ્યાએ એકઠા થઇયે ને આપણી પાસેના કુલ પરદેશી કાપડનો ત્યાગ હમેશાંને સારૂ કરીયે. આમાં મોટામા મોટી પૂજા છે ને આ એક કાર્યથી આપણે સ્વરાજ આ જ વર્ષમાં મેળવવું તદ્દન શક્ય કરીયે છીયે. તેથી પહેલી ઑગસ્ટ સુધી તો આપણે ખાતા, પીતાં, બેસતા, ઉઠતાં પરદેશી કાપડનો કેમ ત્યાગ કરી શકાય ને બીજાની પાસે કરાવી શકાય તે વિચારીયે. જેમ આપણે પૈસા ઉઘરાવવા ભારે પ્રયત્ન કર્યો તેમ તેથી પણ વધારે પ્રયત્ન પરદેશી કાપડના ત્યાગને સારૂ કરવો જોઇયે. દરેક કોમે, દરેક જ્ઞાતિએ પોતાનો બંદોબસ્ત કરી લેવો જોઇયે. દરેક જાતિએ પરદેશી કાપડ ઉઘરાવી મહાસભાની સમિતિને આપી દેવું જોઇયે. તેની પહોંચ પણ લઇ લેવી જોઇયે. સ્રીઓને ભારે મુશ્કેલ લાગશે. પૈસા આપવાનું સહેલું હતું, દાગીના આપવા એ પણ સહેલું હતું, પણ 'પરદેશી કાપડની સુન્દર લાગતી સાડીઓ કાઢી નાંખવી એ તો બહુ કઠિન લાગે. છતાં એટલો કડવો ઘુંટડો પાવો જરૂરી છે.' આખી પ્રજાને સારૂ આ છેલ્લો ઘુંટડો છે. પછી તો થોડાં સ્રીપુરુષોએ જેલમાં જવાને સારૂ તૈયાર થવું રહ્યું ઇશ્વર ગુજરાતનાં સ્રીપુરુષોને આ ત્યાગવૃત્તિ આપો.

આપણી પાસે વખત થોડો છે, પણ તેટલા વખતમાં આપણે પહોંચી વળવું જોઇયે.

બીજું અંગ ઉત્પત્તિ. જેણે ખાદી પહેરી લીધી છે તેણે બીજી ખાદી ઉત્પન્ન કરાવવામાં મચી જવું જોઇયે. તેમાં ઢીલ કરવી પાપ ગણાશે. જો પ્રજા પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરે તો જરૂર આપણને ખાદી ખૂબ જોઇશે. પરદેશી કાપડનો નાશ કરીયે છીયે કેમકે ખાદીનો ઉપયોગ વધારવો છે; ખાદીનો ઉપયોગ વધારવો છે કેમકે તે દ્વારા આપણે રેંટીયાની પ્રવૃત્તિ વધારી પ્રજાને ઉદ્યોગી બનાવીયે છીયે ને પ્રજાનાં ઝુંપડાંમાં બરકતનો પ્રવેશ કરાવીયે છીયે. પ્રત્યેક હિન્દુસ્તાનીની સરેરાશ

વાર્ષિક આવક ૨૬ રૂપીયાની છે તેને બેવડાવવાનો આ સહેલામાં સહેલો રસ્તો છે. બીજો એકે રસ્તો કરોડોને સારૂ છે જ નહિ. તેથી ગુજરાતના દરેક ઘરમાં રેંટીયો ચાલવો જોઇયે, ગુજરાતના દરેક ગામમાં હાથસુતરની ખાદી ઉત્પન્ન થવી જોઇયે. મહાસભાસમિતિની આ પ્રધાન પ્રવૃત્તિ હાલ હોવી જોઇયે. ત્યાગ કરાવવો ને ઉત્પન્ન કરાવવું આમાં આપણી કાર્યદક્ષતા જણાઇ આવશે.

મીલના કાપડનો ઉપયોગ જેઓ મહાસભાને ઓળખે છે ને પૂજે છે તેનાથી ન જ થાય. જો તેઓ તેનો ઉપયોગ કરશે તો મીલનું કાપડ ગરીબોને નહિ મળે ને તેનું દામ વધશે. ખાદીની પ્રતિષ્ઠા વધારવી હોય, વણકરોને વધારે રોજ આપવું હોય તોપણ આપણે ખાદીને ખાનદાન બનાવવી જોઇશે. હિન્દુસ્તાનની અસલી જાહોજલાલી, અસલી કળા ખાદીના સદુપયોગ વિના અશક્ય છે. સ્વરાજ મેળવીને ભલે બારીકમાં બારીક સુતર કંતાવી ફરી ઢાકાની મલમલ પહેરતા આપણા શ્રીમન્તો થઇ જાઓ, અત્યારે તો તેઓ પણ ખાદીથી જ શોભે.

ગુજરાતના વેપારીઓ હવેથી પરદેશી કાપડ તો ન જ મંગાવે એવી આશા રાખવી વધારે પડતું ન ગણાય. દરેક ગામમાં જ્યાં પરદેશી કાપડ વેચાય છે ત્યાં મહાસભાનાં મહાજનોએ જઇ પરદેશી કાપડના વેપારીઓને તે વેપાર બંધ કરવા વીનવવા જોઇયે. આમ મહાસભાના સભાસદોએ પ્રજાના દરેક અંગને સ્વદેશી ભણી વાળવાના કામમાં રોકાઇ જવું એ તેમનું પ્રધાન કાર્ય છે.

---

# ખિનતિ

જો તમે વણકર હો અને તમને હિન્દુસ્તાનની આજની દશાને માટે, ખિલાફતને માટે, પંજાબના જખમને માટે લાગતું હોય તો

૧. તમારે કેવળ હાથનું કાંતેલ સુતર જ વણવું જોઇયે અને તમારૂં ગુજરાન ચાલે તેટલું દામ લેવું જોઇયે. એવા સુતરની તાણીમાં તમને મુશ્કેલીઓ આવતી હોય તો તે તમારે ઉકેલી લેવી જોઇયે અને જાડા સુતરની જરૂરીયાતોને ઘટતા ફેરફાર પણ તમારી સાળોમાં કરી લેવા જોઇયે.

૨. જો તમે આવા હાથકંતામણના સુતરથી કામ ન જ લઇ શકો તેમ હો તો તાણી પૂરતું તમે દેશી મીલોનું સુતર વાપરજો અને વાણામાં તો અલબત્ત હાથકંતામણનું જ વાપરજો.

૩. આટલું પણ કરી શકવામાં તમે અસમર્થ હો તો છેવટ તાણાવાણા બન્નેમાં પણ દેશી મીલોએ દેશી કપાસમાંથી કાંતેલું સૂતર જ તમે વાપરજો.

ચાહે તેમ કરો પણ પરદેશી સૂતર કે પરદેશી રેશમ વણવાનું તો તમારે તાબડતોબ બંધ જ કરી દેવું જોઇયે..

**જો તમે મહાસભાના કોઇ પણ અધિકારી કે કામદાર હો** તો તમારે તમારી હદમા વસતા વણકરોને ભેળા કરીને તેમની આગળ ઉપલી બાબતો મુકવી જોઇયે અને તે તેમની પાસે સ્વીકરાવવા તમારા હાથમાં હોય તે બધા પ્રકારની મદદ કરવી જોઇયે.

**જો તમે કપડાના ખરીદનાર હો** તો હમેશા પહેલા પ્રકારના વિશુદ્ધ સ્વદેશી કાપડની જ માગણીનો આગ્રહ ધરજો. છતાં જો તેમ કરવા જેટલી સમજણ કે મનોબળ તમારામાં ન જ હોય તો છેવટ બીજા કે ત્રીજા પ્રકારનું કાપડ માગજો. પણ ચાહે તેમ થાય તોપણ સાવ પરદેશી અગર તો હિન્દુસ્તાનમા વણાયેલું પણ વિલાયતી સૂતરનું કાપડ તો ન જ ખરીદ કરતા.

**જો તમે ગૃહસ્થાશ્રમી હો** તો

૧. હવે પછી કોઇ પણ જાતનું પરદેશી કાપડ ન લેવાનો દૃઢ નિશ્ચય કરો.

૨. તમારી પડોશના મહોલ્લાઓ કે ગામડાઓના વણકરોને મળો અને તેમને તમારે સારૂ હાથના કાતેલ સૂતરની ખાદી પૂરતા જથામાં વણી આપવા કહો; અને તેટલું થવું અશક્ય હોય તો દેશી મીલોના સૂતરમાંથી તે વણી આપવા કહો.

૩. તમારી પાસેનું બધું જ વિલાયતી કાપડ તમે તમારે ત્યાંની મહાસભા સમિતિને બાળી મુકવા માટે આપી દો અને તેમ તમારે ન જ કરવું હોય તો સ્મર્ના અગર હિન્દુસ્તાન બહારના બીજા કોઇ સ્થળે તે મોકલી આપવા સમિતિને કહો.

જો તમારી પાસેના **પરદેશી કાપડનો ત્યાગ કરવાની તમારામાં હિંમત ન હોય** તો તમે તેને ઘરમાં શૌચાદિ મેલી ક્રિયાઓ વેળાએ પહેરી શકજો. પણ ગમે તેમ થાય તોપણ એ પરદેશી કપડાં પહેરીને બહાર ન જવાની તો પ્રતિજ્ઞા જ લેજો.

**જો તમારી પાસે થોડા પણ વખતની બચત હોય** તો તમે તે બધો વખત કાંતતાં શીખી લેવામાં, શીખ્યા હો તો સરખો તાર કાઢવામાં અને તેને સરખો વળ આપતાં શીખીને પ્રજાને સારૂ સૂતર પેદા કરવામાં આપજો.

જો તમે વિદ્યાર્થી કે વિદ્યાર્થિની હો તો સ્વરાજ મળે ત્યાં સુધી હિન્દુસ્તાનને સારૂ ઓછામાં ઓછું રોજ ચાર કલાક કાંતવાનું, પીંજવાનું અગર વણવાનું કામ આપ્યા પહેલાં પુસ્તકનું ભણતર ભણવાને તમે પાપ સમજજો.

---

# નોંધ

## ૬ અનુકરણીય પહેલ

મ્યુનિસિપાલિટી કે ધારાસભાના લડવામાં જે આનન્દ શ્રી. વિઠ્ઠલભાઇ પટેલને આવે છે તે તેમને બીજે ક્યાંય આવતો નથી. એટલે થાણા જીલ્લા બોર્ડમાં ગઈ તા. ૯ઠ્ઠીએ તેમણે નીચલા ઠરાવ મુકયા ને પસાર કરાવ્યા ત્યારે એઓ ખરા રંગમાં હતાઃ

"૧. દારૂનું વેચાણ વંધે જ જાય છે ને પરિણામે લોકો શરીરે, પૈસે ને નીતિમાં ખુવાર થાય છે તે જોઇને આ બોર્ડ પોતાનું દુઃખ જાહેર કરે છે.

૨. આ ખરાબીનો નાશ કરવા લોકો મથે છે એ બીનાને આ બોર્ડ વધાવી લે છે, અને આવા સાર્વજનિક સેવાભાવને સારૂ આ પ્રવૃત્તિ ચલાવનારાઓને અભિનન્દન આપે છે.

૩ પોતાની હદમાં દારૂનું વેચાણ બંધ કરવાની પોતાને સત્તા નથી એ જોઇને આ બોર્ડ દિલગીર થાય છે. એટલે બોર્ડનો એવો મત છે કે તેણે પોતાની જવાબદારીએ પીઠાં આગળ પહેરા ભરાવવા, મહાસભાસમિતિઓને મદદ કરવી અને રાજીખુશીથી પોતાના પીઠાં બંધ કરનાર પીઠાંવાળાઓને ભરપાઈ આપવામાં પોતાની બધી સત્તા વાપરવી.

૪. ઉપર દર્શાવેલ કામને સારૂ પ્રમુખ, ઉપપ્રમુખ—ઠરાવ મુકનાર—અને શ્રી. આચાર્યની એક કમિટી આ બોર્ડ નીમે છે અને પહેરા ભરાવવા, પહેરા ઉપર અંકુશ રાખવા અને દારૂનો સર્વથા ત્યાગ કરાવવાની તેને સત્તા આપે છે.

૫. સદરહુ કમિટીને શરૂઆત તરીકે રૂ. ૩૦૦૦ સુધી ખર્ચ કરવાની આ બોર્ડ સત્તા આપે છે અને જરૂર પડયે ભવિષ્યમાં વિશેષ ખર્ચ કરવાને તૈયાર છે."

આ ખરેખર બહાદુરીભરેલું પગલું છે. અન્ત લગી પોતાના ઠરાવ પળાવવાનો બોર્ડ આગ્રહ રાખશે અને પોતાની હદમાં આવેલાં બધાં પીઠાં તરત બંધ કરાવશે તો તેને પહેલેરો જશ મળવા ઉપરાંત તેણે દેશની ભારે સેવા બજાવી ગણાશે. બીજા દેશની મ્યુનિસિપાલિટીઓ તથા જીલ્લાબોર્ડના સભાસદો રા. પટેલના દાખલાને અનુસરશે એવી હું આશા રાખું છું. સમસ્ત દેશનાં મંડળો એક જ સાથે આ પગલું ભરશે તો સુધારકોના હાથ વધુ મજબૂત થશે, સરકાર ઉપર પૂરું દબાણ પડશે અને પહેરાવાળા, પોલીસ તેમજ પીઠાંવાળા એ ત્રણની ધમચકડી વચ્ચે નાહકના ઘોંચપરોણા અને તોફાનરમખાણનો ભય રહે છે તે દૂર થઈ જશે.

---

તા. ૨૪–૭–૧૯૨૧

# મારી નોંધ

## ચોરલૂંટારાનો ભય

ચોરોનો ને લૂંટારાનો ભય ખેડા જીલ્લામાં હમેશાં રહે છે. બીજી જગ્યાઓમાં પણ ઓછાવત્તા પ્રમાણમાં હોય જ છે. સ્વરાજ મેળવવાનો અર્થ સ્વરક્ષા પણ છે. બીજા આપણી રક્ષા કરે ને આપણે સ્વરાજ ભોગવીયે એ ન બને. લોકોમાં પોતાની રક્ષા કરવાની શક્તિ હોવી જોઈયે. એ શક્તિ બે રીતે આવે. એક તો ચોરલૂંટારાને ચોરવા ને લૂંટવા દઇને એટલે કંઇ મિલકત ન રાખીને, અથવા તો ચોરલૂંટારાને દંડ દઇને બધા માણસો પોતાની મિલકત ખોવા અથવા કંઈ મિલકત ન રાખવા તૈયાર નથી હોતા એટલે ચોરલૂંટારાને દંડ દઇ હઠાવવા યુક્તિઓ રચે છે. કોઇ ચોકીદાર રાખે છે ને કોઇ પોતે જ તેઓની સાથે લડી લે છે. બધા રાજનું ચોરલૂંટારાથી પ્રજાની રક્ષા કરવાનું કામ એ મુખ્ય હોય છે. એ રક્ષા પ્રજા પોતાની મેળે કરતાં શીખે તો જ સ્વરાજ હોય. એટલે આપણામાં એ શક્તિ આવવી જ જોઇયે. કામ મુશ્કેલ નથી. ગામોમાં અને શહેરોમાં લોકો પોતાના સ્વયંસેવકો તૈયાર કરે ને પહેરો ભરે. દરેક ગામમાં બત્તી હોવી જ જોઇયે. આટલું જ હોય તોપણ ઘણે ભાગે ચોરોનો ભય તો દૂર થાય જ.

પણ આટલા કામની સાથે જ અને વધારે જોરથી તો સુધારણાનું કામ થવું જોઇયે. ચોરથી બચવું એ જેટલું જરૂરનું છે તેના કરતાં ચોરને તેના ધંધામાંથી બચાવી લેવો એ વધારે જરૂરનું છે. ચોરીલૂંટારાપણું એ એક જાતનો નૈતિક રોગ છે. રોગને દૂર કરવાના ઇલાજો આપણી પાસે હોવા જ જોઇયે. તેઓને પણ પ્રજાનું અંગ ગણી સુધારવાનો પ્રયત્ન થવો જોઇયે. તેમને ભણાવવાથી, સમજાવવાથી, કેળવવાથી તે ન જ સમજે એમ માનવાનું કારણ નથી. તેઓની સાથે ધીરજ રાખવી જોઇયે, તેઓ પર પ્રેમ રાખવો જોઇયે. આ બન્ને કામ આપણે ઉપાડી લેવાની પૂરી જરૂર છે.

## રેલમાં ચોરી

રેલવેમાં ચોરીની અને લાંચની એટલી બધી બૂમો આવી રહી છે કે એ બધી ફરીઆદો ખરી હોય તો આપણને શરમાવાનું કારણ છે. દેશ આખામાં આત્મશુદ્ધિની પ્રવૃત્તિ ચાલી રહી હોય તે વેળા કોઇ પણ જગ્યાએ લાંચ કે ચોરીની ફરીઆદ હોય તો દુઃખ થયા વિના ન જ રહે. રેલવેમાં ચોરી થાય છે તેમાં સરકારનો હાથ તો નથી જ. તેમાં તો જવાબદારી કેવળ આપણી છે. મારા સાંભળવામાં ત્યાં લગી આવ્યું છે કે રેલવેમાં દુષ્કાળ સમયે ઘાસ જોઇયે તોપણ લાંચ આપવી પડે! ગમે તે સામાનની ગાંસડી કરો તો તેમાંથી જરા પણ તે ગાંસડી તોડાય એવી હોય તો ચોરી થાય જ. ખાદીની ગાંસડી દમણું જ મુંબઇમાં એક

વેપારીને સારૂ આવી તેમાંથી ચોરી થઇ. રેલવેના નોકરોના જોવામાં જો આ લખાણ આવે તો મારી વિનન્તિ છે કે તેઓએ પ્રજાનો વિચાર રાખવો ને પૈસા પૂરા ન થતા હોય તો કમાણીનાં પ્રામાણિક સાધનો શોધવાં. રેલવેનાં મંડળ ચલાવનારાઓને મારી સલાહ છે કે તેમણે રેલવેના નોકરોના હકની રખેવાળી કરવા જેટલો જ પ્રયત્ન તેમની પાસે તેમની ફરજ બજાવડાવવા તરફ કરવો; સ્વરાજ મળ્યે જો આ ફરીયાદો રહી ગઈ તો આપણું તન્ત્ર જેટલું આજે મોંઘું છે તેટલું જ રહેવાનું. સ્વરાજ ત્યાં જ જાળવી શકાય કે જ્યાં ઘણાં માણસો સાચાં ને સ્વદેશાભિમાની એટલે પ્રજાના હિતમાં પોતાનું હિત સમજનારાં હોય ને થોડાં જ લાલચુ, સ્વાર્થી ને અપ્રામાણિક હોય. સ્વરાજનો એક અર્થ તો એ છે જ કે 'ઘણાનું રાજ્ય'. એ ઘણા જો અનીતિમાન અથવા સ્વાર્થી હોય તો રાજ્યમાં અંધાધુંધી જ હોય એ ચોખ્ખું છે. હું આ ચળવળમાં પંડયો છું તે એવી માન્યતાથી કે તેમાં ઘણા સાચા ને સારા છે પણ તેઓ ભીરૂ, બેદરકાર અને અજ્ઞાની હોઇ પોતાની તાકાત ઓળખતા નથી, ને જ્યારે ઓળખતા થઇ જશે ત્યારે તેઓ પોતાનું સાચું એટલે આત્મબળ અજમાવશે ને સફળતા મેળવશે.

---

તા. ૨૮-૭-૧૯૨૧

## § માફીપત્રોની ખોળમાં

સંયુક્ત પ્રાન્તની સરકારે પંડિત જવાહરલાલ નેહરૂ તથા 'ઇન્ડિપેન્ડન્ટ' વાળા મૅ. જ્યૉર્જ જોસફ તેમજ રંગા આયર પાસેથી તેમનાં કેટલાંક જરીપુરાણા ભાષણો તથા લખાણો માટે અલી ભાઇઓની માફીના નમૂનાનાં જે માફીપત્રો માગી જોયાં તેને લગતો સરકાર અને ઉપલા સદ્‌ગૃહસ્થો વચ્ચે ચાલેલો પત્રવહેવાર 'ઇન્ડિપેન્ડન્ટ'માં પ્રગટ થયો છે. સદરહુ ગૃહસ્થોએ એવાં માફીપત્રો સરકારની તહેનાતમાં રજૂ કરવાની અલબત્ત ચોખ્ખી ના પાડી છે. અલી બિરાદરોની માફીનો આવો હાસ્યાસ્પદ ઉપયોગ કરવાના સરકારે જે પ્રયત્નો આદર્યા છે તે ઉપરથી જો કોઇ એમ કહે કે ના. વાઇસિરાયને મળવામાં તેમજ અલી બિરાદરોને જાહેર માફીપત્ર પ્રગટ કરવાની સલાહ આપવામાં રાજદ્વારી દૃષ્ટિએ મેં ભૂલ જ કરી તો તે સામે હવે જોરભર્યો વાંધો લેવો કઠણ છે. કારણ મૌ. અબ્દુલ બારી સાહેબે જણાવ્યું હતું તેમ દિવસેદિવસ એ તો વધુ અને વધુ જ સ્પષ્ટ થતું જાય છે કે મારી મુલાકાતથી તેમજ અલી બિરાદરોની માફીથી જે નુકસાન થઈ શકે તેમ હતું તે તો છડેચોક થયું, જ્યારે એમાંથી જો કશું સફળ નીપજ્યું હોય તો તે તો પ્રજાની ક્યાંયે નજરે ચડે એટલું સ્પૂળ નીવડ્યું નથી.

તા. ૨૮-૭-૧૯૨૧

સદ્ભાગ્યે હું રાજદ્વારી કે મુત્સદ્દી નથી અને તેથી પંડિત જવાહરલાલ તેમજ તેમના મિત્રોને જાળમા ફસાવવાને સારૂ અલી બિરાદરોની માફીનો આટલો નામોશીભર્યો ઉપયોગ સંયુક્ત પ્રાન્તની સરકારે કર્યો એ બીનામાં પણ હું તો લાભ જ જોઈ રહ્યો છું.

પણ સંયુક્ત પ્રાન્તની સરકારે તો અલી બાઈઓના માફીપત્રોના શબ્દો સુધીની નકલ કીધી છે! અસ્થાને કે કટેકાણે પડેલી વસ્તુ મેલ કહેવાય છે. બરાબર તે જ રીતે હું પણ એમ જ કહું છું કે અલી બિરાદરોએ જાહેર કરેલું માફીપત્ર તેને ઘટતે ઠેકાણે આવેલ હોવાથી જ્યારે ખાનદાનીના વહેવારના નમૂના રૂપ છે ત્યારે સંયુક્ત પ્રાન્તની સરકારે જે માફીપત્રોની માગણી કરી તે જો આપવામાં આવત તો તે કટેકાણે અને અજાગલવહેવારના નમૂનારૂપ હોવાને કારણે સાવ શરમભરેલી બાબત થઈ પડત.

પણ સંયુક્ત પ્રાન્તની સરકારને તો સામા માણસો શાબૂત મળ્યા. તેઓ ખોટી સરખામણીઓથી ભરમાય તેમ નહોતા તેમ કેદની ધમકીથી ડરી જાય એમ પણ નહોતા. આમ જે ભાષણો કે લેખોને પ્રજા તેમ ખુદ તેના કર્તાઓ પોતે પણ ભૂલી ગયા છે તેમને ઉકેલી કાઢી આ ત્રણ દેશસેવકો ઉપર મુકદ્દમા કરીને પોતાની નાલાયકી તેમજ અસહિષ્ણુતા સાબીત કરવાનો રસ્તો ચાહે તો સરકારની સામે ખુલ્લો છે. જો સરકાર આ 'ગુન્હેગારો' ઉપર કામ ચલાવશે તો તેમા અસન્તોષના મૂળનો ઈલાજ કરવા વિષેની પોતાની અશક્તિ ફરી તે એકવાર સિદ્ધ કરશે અને વિરોધી છતાં યથાયોગ્ય ટીકા સામે પોતાની અસહિષ્ણુતાનું પ્રદર્શન કરાવશે. કાણાને કાણો કહેવો એ કાણાના કાનને કડવું લાગે. પણ શબ્દોનું સત્ય જેટલું સીધું અન્તરની આરપાર ઉતરી જાય તેટલી અસર ગોળગોળ શબ્દો ન જ ઉપજાવી શકે એ દેખીતું છે. જે સરકાર કડવાં કામ કરે છે તેને મીઠા શબ્દોથી યથાર્થપણે કઈ રીતે વર્ણવવી?

આમ સરકાર અને ઉપલા ગૃહસ્થોની વચ્ચે ચાલેલો પત્રવહેવાર છાપાંઓમા પ્રગટ થવાથી સ્વરાજની પ્રવૃત્તિને ભારે લાભ થયો છે. એનાથી વાતાવરણ સાફ થયું છે, અને જે જે કોઈ આ ત્રણ મિત્રોના જેવી જ સ્થિતિમાં આવી પડેલા છે અગર આવી પડે તે સૌને તે માર્ગદર્શક થઈ પડે એમ છે. એ બતાવે છે કે અસહકારીઓ મુકદ્દમાથી બચવા કશી જ માફી અગર ખોળાધરી સરકારને ન આપે. તે જ પ્રમાણે જ્યારે જ્યારે પોતાનાથી અત્યાચારને ઉત્તેજન મળે એવું કર્યું

બોલાઇ ગયાની તેમને ખબર પડે ત્યારે ત્યારે ત્યાં પણ તત્કાળ પોતાની ભૂલ સુધારી લઇ તેઓ પોતાના ધ્યેય પ્રત્યેની વફાદારી બતાવી આપે. આમ જો સરકારને અસહકારીઓ જોડે પ્રામાણિકતાથી વર્તવું હોય અને અસહકાર અહિંસાત્મક રહે છતાં અસહકારીઓ પોતાને ગમતા નથી એટલા ખાતર જ તે તેમને કેદ કરવા માગતી હોય તો તે સારુ તો તેમને એકલી ૧૨૪અ કલમ જ બસ છે. એ કલમ હેઠળ પકડાઇયે ત્યારે તો અમારામાંનો દરેક પોતાનો ગુન્હો કબૂલ જ રાખવાનો. એક રાજ્યતન્ત્ર તરીકે ચાલુ સરકાર સામે અસન્તોષ રાખવો, અને ફેલાવવો એ અમારો ધર્મ જ થઇ પડયો છે. અમે ચાલુ રાજ્યતન્ત્રને મિટાવવા સારુ જ નીકળેલા છીયે, અને મેં સાંભળ્યું છે કે ઉપલી કલમ મુજબ આવી પ્રવૃત્તિ રાજદ્રોહ ગણાય છે. બાકી ચાલુ રાજ્યતન્ત્રનો નાશ કરવો એ જો કાયદામાં વાંધાભર્યો ન હોય તો તો દરેક અસહકારી એવા કાયદાને વફાદાર રહેવાને બંધાયેલો જ છે, અને એવા અર્થમાં એ શુદ્ધ રાજનિષ્ઠ છે.

---

# ૬ ધોળી ટોપી

બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નૅવિગેશન કંપનીમાંના એક માણસને સફેદ ટોપી પહેર્યાના ગુન્હાને માટે નોકરીમાંથી રજા મળી છે ! આ પરાક્રમની શરૂઆત કરવાનું માન તો શૉ વૉલેસ કંપનીનું છે. આ કંપનીના હુકમ વ્યવસ્થાપકે પોતાને ત્યાંના એક કારકુનને ધોળી ટોપી પહેર્યાના 'ગુન્હા' માટે પહેલી રજા આપી.

આવી બીનાઓમાં આખી પ્રજા પ્રત્યે રહેલા અપમાનની ભયંકરતાનું ભાન હજુ આપણને પૂરેપૂરું નથી થયું. આપણે એટલા તો પડયા છીયે કે આપણી કમ્મર કેટલી વાંકી બની રહી છે તેટલું પણ આંખ ઉઘાડી જોવાનો ખ્યાલ આપણામાં નથી રહ્યો. પણ આવા અપમાનો જ ખરૂં જોતાં પ્રજાઓને માટે તેમના પર જાણીબુઝીને અગર તો ગુસ્સામાં ભાન ભૂલી જઇને કરેલા લત્તાપ્રહારોના કરતાં વધુ અસહ્ય, વધુ નીચું જોવડાવનારાં છે. પેટ ઘસવામાં અગર તો નાકલીટી તાણવામાં ફટકાઓની સજાના કરતાં ઓછી શારીરિક વેદના હતી, અને છતાં કોણ નથી કહેતું કે એવા ફટકાઓના કરતાં પેટ ઘસવામાં અને નાકલીટી તાણવામાં જ હિન્દુસ્તાનની વધુ નામોશી થઇ છે ? સલામી કરવામાં શું ભારે ભયંકર રહેલું છે ? અને

તા. ૨૮-૭-૧૯૨૧

છતાં એવી સલામ જ વાઇસરાયની હાજરીમા મુકરર કરી આપેલી નીચાઇ સાથે ન કરવાના અને ઠરાવી આપેલી ઢબે પાછે પગલે પોતાની જગા લેવામાં ભૂલ' કરવાના અપરાધનેસારૂ એક દેશી રાજાને પોતાની ગાદી લગભગ ખોવાનો વખત આવ્યો હતો.' એ સલામી ખુશીની—ખાનદાનીની નહોતી; મદોન્મત્ત સાર્વભૌમ સત્તાએ પોતાનો દરજ્જો ટકાવડાવવા ખાતર બળજોરીથી કરાવેલી એ સલામી હતી.

તે જ પ્રમાણે ઉપલી બે પેઢીવાળાઓએ પણ પોતાના બે ગરીબ કારકુનોને તેમણે પોતાનો રાષ્ટ્રીય પહેરવેશ—અગર તો જેને તેમણે પોતાનો ધર્મ માન્યો તેનું ચિહ્ન જોઇયે તો કહો—કરવાની મરદાનગી બતાવી તેટલા સારૂ નોકરીમાંથી રજા આપી છે! આ ગુમાની પેઢીઓથી પોતાના કારકુનોમા મરદાનગી આવેલી સહન થઈ શકી નહિ.

જે ક્ષણે હિન્દુસ્તાનનાં સ્ત્રીપુરુષ પોતાની અંદરની ખરી મરદાનગી અગર તો ચરાતન ઓળખશે તે જ ક્ષણે હિન્દુસ્તાન સ્વતન્ત્ર છે. પછી દુનિયાની કોઇ પણ સત્તા તેની સ્વતન્ત્રતા એક ક્ષણને સારૂ પણ અટકાવી શકશે નહિ. આ બે ભાઇઓને મળેલી બરતરફીમાંથી આપણે ભારે ધડો લેવો ઘટે. અને હું એ પણ કહી દઉં કે આ બે ભાઈઓને રજા મળ્યા પછી ઉપલી બેઉ પેઢીઓના બીજા નોકરો આ બનાવ તરફ સાવ તટસ્થ અને બેપરવા રહ્યા છે એ જોઇ મને ભારે ખેદ થયો છે. ઓછામા ઓછી સામાન્ય મજૂરના જેટલી હિંમત તો તેમણે બતાવવી જ જોઇતી હતી. અન્યાય કે જુલમના ભોગ થઈ પડેલા એક ગોઠતીની ખાતર સામટી હડતાળ પાડયાના દાખલા હિન્દુસ્તાન બતાવી શકે તેમ છે. આ બે પેઢીઓના કારકુનોને તેમના બરતરફ થયેલા ગોઠતીઓને માટે કશી જ લાગણી નથી શું? અને તેમને પોતાની પેઢીમાં પોતાની જોડે કામ કરનારા ગોઠતીને માટે લાગણી ન હોય તો આખા હિન્દુસ્તાનની જોડે સગપણનો દાવો તેઓ કયે મ્હોડે કરવાના? આ બે બહાદુર જુવાનો પ્રત્યે જે વર્તણૂક ચલાવવામાં આવી તેવી જ વર્તણૂક તેમના સગા ભાઈ જોડે ચલાવવામાં આવી હોત તો તેઓએ શું કર્યું હોત?

પણ હજુયે આ પેઢીઓના નોકરો પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરી શકે છે. તેઓ પોતાનો વાંધો જાહેર કરવા ખાતર પણ ખાસ કરીને પોતપોતાની ઑફિસોમા ખાદીની ધોળી ટોપીઓ પહેરવાનો આગ્રહ ધરી શકે છે અને પોતાના ગોઠતીઓને તેમની જગાઓ પર પાછા નીમવાની માગણી કરી શકે છે.

ઉપલી બે પેઢીઓના ચાલકોને પણ હું ચેતવી દેવા ઇચ્છું છું. આટલે સુધી અસહકારીઓ જાતિદ્વેષના વમળથી બચીને ચાલતા આવ્યા છે. તેઓ એક દુષ્ટ રાજ્યતન્ત્રને મિટાવવા ખાતર પોતાના બધા બળપૂર્વક ઝૂઝી રહ્યા છે. વ્યક્તિ તરીકે અંગ્રેજો જોડે એમને કશું જ વેર નથી. પણ આ બે પેઢીઓના મુખીઓએ કર્યું છે તેમ જો તેઓ આ લડતમાં પોતાની તટસ્થતા છોડી પક્ષ લેવા લાગશે તો જાતિદ્વેષનો ભડકો ભભૂકી ઉઠતો અટકાવવાનું મુશ્કેલ જ થઇ પડવાનું. જો ગોરા વેપારીઓ આ બાબતને ભારે અગત્યવાળી ગણીને ઉપલી પેઢીઓએ કરેલી ગંભીર ભૂલનો તાબડતોબ સન્તોષકારક નીવેડો લાવવા તૈયાર નહિ થાય તો આમાંથી અંગ્રેજી પેઢીઓ ઉપર બહિષ્કાર પડવાનો ભય છે.

---

## ૨ મહાસભાસમિતિઓ

ઘણાઓ તરફથી મને પૃછવામા આવે છે કે મહાસભાના એક કરોડ સભાસદો પૂરા થયા કે નહિ. મારી પાસે ચોક્કસ આંકડાઓ હજુ નથી આવ્યા, છતાં મને વિશ્વાસ છે કે જો માત્ર ગણિતના આંકડાથી જ આપણને સન્તોષ થવો યોગ્ય હોય તો આપણે કરોડના આંકડાની આસપાસ તો પહોંચી જ ગયા છીયે.

પણ કરોડ નામ ચોપડે ચડ્યાં એમાં સમાયેલું રહસ્ય આપણે તપાસી જોવું ઘટે. એનો અર્થ તો એ થયો કે મહાસભાના ધ્યેયને માનનારાં અને તેને સારૂ કામ કરવા ઇચ્છનારાં એક કરોડ સ્ત્રીપુરુષો પ્રજામાંથી આગળ આવ્યાં છે. પરદેશી કાપડનો બહિષ્કાર એ આપણી બારીક કસોટી છે. જો આજે હિન્દુસ્તાનમાં એક સંકલ્પ વાળા એક કરોડ સ્ત્રીપુરુષ વસે છે તો તેની નરી આંખે દેખાય એવી સાબીતી આપણા શહેરો અને ગામડાંઓમાં વાટે અને ઘાટે આપણી નજરે પડવી જોઇયે. આજે હજુ આપણે ઘરમા, ચૌટામા, જ્યા અને ત્યાં ત્રીસુમાં એક સ્ત્રી અગર પુરુષને વિશુદ્ધ ખાદી પહેરેલા જતા આવતા જોઇયે છીયે શું ? આપણી સભાઓમાં પણ હજુયે શ્રોતાવર્ગનો મોટો ભાગ પરદેશી કપડાં પહેરેલો જોવામાં આવે છે શુ ? આપણને ગમે તેટલો ખેદ થાય છતાં આનો જવાબ નકારમાં જ આપવો પડવાનો.

આથી હું તો જ્યાં સુધી પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર આપણે કરી શકીયે ત્યા સુધી મહાસભાને જોડાયેલા એકેએક મંડળ તેમજ સમિતિને એકલાં

તા. ૨૮-૭-૧૯૨૧

સ્વદેશીની પાછળ જ પોતાની બધી શક્તિઓને એકાગ્ર કરવા કહું. તુરતમાં જ મુંબઈમાં મળનારી મહાસમિતિની બેઠકને વિષે પણ હું તો એ આશા રાખી જ રહ્યો છું કે તેમાં ભાગ લેવા આવનાર દરેકને હું આવા સ્વરાજના સિપાઈના પોષાકમાં જ જોઈશ. જો ચાલુ માસની આખર સુધીમાં આપણે સંપૂર્ણ બહિષ્કાર પાર પાડવો હોય તો મહાસભાના એકેએક અંગે પીંજવાની, કાંતવાની અને વણાટની સંસ્થા બની જવું જોઈએ. મહાસભાના એકેએક કામદારે પીંજવામાં, કાંતવામાં તેમજ વણવામાં એક્કા બની જવું જોઈયે. તેમણે દરેક જરૂરીયાતને માટે સાબરમતી આશ્રમ ઉપર કાગળો લખવાની નિરાધાર સ્થિતિમાંથી ઉગરી જવું જ જોઈયે. ઈશ્વરકૃપાથી દરેક પ્રાન્તમા હવે તો આ બધી ક્રિયાઓનું જ્ઞાન ઓછાવત્તા પ્રમાણમાં ફેલાઈ ચુક્યું છે.

પ્રાન્તે પ્રાન્તના કામદારોએ પોતપોતાને ત્યાંના પીંજારાઓને, કાંતનારી બાઈ-ઓને, વણકરોને અપનાવવા જોઈયે, તેમની પાસેથી એ કળા શીખી લેવી જોઈયે. તેમની સામે હરિફાઈ શરૂ કરવા નહિ, પણ તેમનું રક્ષણ કરવાને સારૂ. તેમણે સુતારો અને લુહારો જોડે પણ ભળવું જોઈયે અને રેંટીયા તેમજ ત્રાકોની બાબતમાં તેમની મદદ સ્વેચ્છાપૂર્વક અને પ્રેમથી આવતી કરી દેવી જોઈયે.

વળી કામદારોએ ખાદી પણ ઠેકઠેકાણે સારા જથામા ભરવી જોઈયે અને માત્ર દુકાનનો ખરચ ચડાવીને પડતર ભાવે તેને લોકોમા વેચવી જોઈયે. ટુંકમા તુરતને માટે તો મહાસભાનું એકેએક નાનું મોટું મંડળ તેમજ સમિતિનું કાર્યાલય આ શાન્તિમય દારૂગોળા ભરવાનું તોપખાનું બની રહેવું જોઈયે.

આટલી માગણીને હાસ્યાસ્પદ કે અશક્ય માગણી કોણ કહેશે ? હજુ હમણા જ બે વરસ ઉપર ઇંગ્લંડ, ફ્રાન્સ અને જર્મનીમાં એકેએક નવરો માણસ લડાઈની સામગ્રી તૈયાર કરવાના કામમાં પરોવાયલો નહોતો શું ? જો આપણે માનતા હોઈયે કે સ્વદેશી વિના સ્વરાજ અસાધ્ય વસ્તુ છે તો એટલા ઉપરથી જ સાથે એ પણ શું સિદ્ધ નથી થતું કે તુરતને માટે આપણે બીજી બધી પ્રવૃત્તિઓને પાછળ રહેવા દઈને પણ પરદેશી માલનો બહિષ્કાર, સ્વદેશી કાપડની પેદાશ અને તેની ચારે મેર વહેંચણીના કામમાં જ સાવ પરોવાઈ જવું ? આપણી બધી સભાઓ અને એવી સભાઓમાં ચાલતી વગોવણીઓ બંધ થવી જોઈયે. આપણા રાજ્યકર્તાઓની નબળાઈઓ અગર દોષો શોધ્યાં કરવા કરતાં આપણી પોતાની જ ત્રુટીઓ તપાસવી અને સુધારવી એ વધુ ફળદાયી છે. આપણા વિરોધીઓના દોષોનું ચિન્તન કર્યા

કરવાથી આપણામા દ્વેષ, દુર્બળતા અને નાદારી જ વધશે. પણ જો આપણે આપણી પોતાની જ ત્રુટીઓ તપાસવામા રોકાશુ અને તે સુધારવા પાછળ ઉદ્યમ કરીશુ, તો આપણામા હિમ્મત, બળ અને આશા આવશે. તેથી આપણે સભાઓ ભરીયે તો તે પણ કાર્ય પુરતી જ હોવી જોઇયે એટ લો પ્રજાને મન પરદેશી માલના બહિષ્કારની અને જાતે કાપડ પેદા કરવાની અગત્ય વધુ અને વધુ દસવી જોઇયે અને તેને પહોચી વળવાના માર્ગ જડવા જોઇયે.

---

# મારી નોંધ

## <u>મહાસમિતિની બેઠક</u>

મુબઇમા તા ૨૮મી જુલાઇને દિવસે મળનારી મહાસમિતિની બેઠક ઉપર ઘણા મહત્વના નિર્ણયોનો આધાર રહેલો છે તાણાતાણી કરવાનો કે વિતડાવાદનો અત્યારે આપણને અવકાશ ન હોય સ્વરાજની સ્થાપનાને સારુ અને પંજાબ તથા ખિલાફતના અન્યાયોની ભરપાઈ મેળવવાને સારુ આવતા થોડા જ મહિનાની અંદર પૂરતી તૈયારી કરવાના બળ અને યોજના-શક્તિ આપણામા આવ્યાં છે કે નહિ એનો ચોખ્ખો જવાબ આ બેઠક દરમિયાન આપણાથી આપી શકાવો જોઇયે આપણુ ધ્યેય પ્રાપ્ત કરવાને મુખ્ય જરૂરી વસ્તુઓની બાબતમા આપણી વચ્ચે એકમત છે કે નહિ તેમ તેને માટે તનમનથી ઉદ્યમ કરવામા પરોવાઇ જવાને આપણે તૈયાર છીયે કે નહિ એ બાબતનો આપણે નિર્ણય લાવવો પડવાનો આશા છે કે દરેક પ્રાન્તના જવાબદાર મુખીઓ તેમજ કાર્યકર્તાઓ પોતપોતાના પ્રાન્તને લગતી નીચેની માહિતી તેમજ આકડાઓ વગેરે સાથે તૈયાર થઇને જ સમિતિમા આવશે

(ક) તિલકસ્વરાજ ફાળામા ભરાયેલી રકમ, (ખ) મહાસમિતિના ચોપડા ઉપર નોંધાયેલા સભ્યોની સખ્યા (ગ) ચાલુ રેંટીયાની સખ્યા તેમજ તે ઉપર આજ સુધીમા થયેલું કામ (ઘ) પીંજારાઓની સખ્યા (ચ) (૧) હાથનુ કાતેલ સુતર વણનારા, (૨) દેશી મીલોનુ સુતર વાપરનારા તેમજ (૩) દાક્તરી એટલે કે વિલાયતી સુતર વાપરનારા વણકરોની સખ્યા (છ) પરદેશી કાપડ મગાવનારાઓની સખ્યા

સિવાય પોતપોતાના પ્રાન્તમા 'કાયદાનો સવિનય ભગ' શરૂ કરવાની તેમજ મહેસુલ આપવાનુ બધ કરવાની બાબતમા કેટલી હદ સુધી અનુકૂળતા છે તેને લગતી ચોક્કસ અને વિગતવાર માહિતી પણ આપી શકે એટલી તૈયારી સાથે તેઓ આવશે એવી આશા છે

સમિતિની બેઠક પણ કામની ઉપર જ નજર રાખનારી અને નાહકના વાદવિવાદોમા એક પણ ક્ષણ નકામો ન ગાળનારી નીવડશે એવી મને ઉમેદ છે

તા. ૩૧-૭-૧૯૨૧

## મહુમાં ઝગડો

ઈંદોરની નજીક મહુ એ મોટું સરકારી થાણું છે. ત્યાં હિન્દુમુસલમાન બન્નેની વસ્તી છે. થોડા જ દિવસ પહેલાં મહુમાં વહોરા અને સુન્ની મુસલમાનો વચ્ચે મારામારી થયાની ખબર છાપાઓમાં ખૂણેખાંચરે જોવામાં આવી હતી. તેમાં એક વહોરાનું મરણ નીપજ્યું ને બીજા કેટલાક ઘાયલ થયા મનાય છે. એમ કહેવાય છે કે કજીઆનું મૂળ વહોરા ભાઈઓએ સ્વરાજ ફાળામાં પૈસા ન ભર્યા એ હતું. ગમે તેમ હોય પણ વહોરાઓ અને સુન્ની જમાતના મુસલમાન વચ્ચે અણબનાવ ચાલતો જોવામાં આવે છે. ગોધરામાંયે જોવામાં આવેલ છે. તે જ પ્રમાણે રતલામમાં થઈ ગયું. વહોરા કોમ બધી મળીને આખા હિન્દુસ્તાનમાં માત્ર ત્રણ લાખની છે. આવી નાની સંખ્યામાં વસતા માણસોને નિર્ભય કરવા તે મોટી કોમોનો ધર્મ છે. વહોરા ભાઈઓ ખિલાફતમાં કે સ્વરાજમાં ભાગ ન જ લે તોપણ તેઓને પજવણી ન થવી જોઈએ. નાનકડી કોમ બીકને લીધે કે પરિણામની ધાસ્તીને લીધે બહાર ન પડે એ સંભવ છે. તેવી સ્થિતિમાં તેમને કંઈ પણ તાણીને ન કહેવું એ જ યોગ્ય ગણાય. મને એમ પણ કહેવામાં આવ્યું છે કે મહુમાં હિન્દુઓએ વહોરાઓની સામે ભાગ લીધો હતો. મને લાગે છે કે જ્યારે એક જ ધર્મના લોકો વચ્ચે ટંટો થાય ત્યારે બીજાઓએ કેવળ તટસ્થ રહેવું જોઈએ, બન્નેને સમજાવવાની અને બન્ને વચ્ચે સંપ કરાવવાની મહેનત કરવી જોઈએ. જેમ હિન્દુ હિન્દુ સાથે લડે તેમ, મુસલમાને એકબીજાનો પક્ષ લેવો અનુચિત છે તેમ મુસલમાન વચ્ચેના કજીઆમાં હિન્દુએ પક્ષ લેવો અનુચિત છે. ખિલાફતના દરેક કામદારની ફરજ છે કે આવા કોઈ ઝગડા ક્યાંયે થવાની ધાસ્તી હોય તો તેને અટકાવવા.

---

તા. ૩૧-૭-૧૯૨૧

## § કસોટીના દિવસ

મારો વિશ્વાસ છે કે આપણે આપણા મુકામની ભાગોળ લગભગ આવી પહોંચ્યા છીયે. પણ ફતેહ જ્યારે સાવ નજીક આવીને ઉભી રહે છે ત્યારે એ પગથીએ જોખમ પણ સૌથી વધુમાં વધુ સામાં આવે છે. આ દુનિયામાં આજ સુધીમાં કોઈએ કોઈ પણ મહાન ફતેહ, અગાઉની બધી કોશીશો અને જહેમતોને પાછળ નાંખી દે એવી એક છેલ્લી અસાધારણ કોશીશ કર્યા વગર મેળવી નથી. ઇશ્વરના ઘરની છેલ્લી કસોટી આકરામાં આકરી હોય છે., સેતાનની છેલ્લામાં છેલ્લી લાલચ સૌથી વધુ લોભાવનારી હોય છે. જો સ્વતન્ત્રતા આપણને પ્યારી હોય તો એ ઇશ્વરી કસોટીમાંથી આપણે અણીશુદ્ધ પાર ઉતરવું જોઇયે; સેતાનની એ છેલ્લી લાલચમાંથી હરભોગે ઉગરવું જોઇયે.

અહિંસા એ આપણા વ્રતનો મોટામાં મોટો અને મુખ્યમાં મુખ્ય ભાગ છે. બીજી બધી બાબતોમાં આપણે હારીયે અને છતાં આપણા અહિંસાવ્રતને આપણે ક્યાંયે ડાઘ લાગવા ન દઇયે તો આપણી લડત વગરહરકતે આખર સુધી ચલાવ્યે જઇ શકીયે. પણ એ અહિંસાવ્રતના પાલનમાં જો આપણે નિષ્ફળ નીવડીયે તો આપણે ખરી રીતે હારીયે એમ છીયે. આપણે ઘડીવાર વિસરવું ન ઘટે કે સરકારની આખી મદાર પશુબળ ઉપર છે; અને એવું પશુબળ જ એનો આશ્રય અને એનું દૈવત હોવાથી પશુબળની બાબતમાં તો લોકોને નિમેષમાત્રમાં જેર કરવાની પોતા તરફથી પૂરી તૈયારી રાખીને, લોકોના એવા અત્યાચારી ઉભરા સામે તો એણે પોતાની જાતને અભય કરી મુકી છે. તેથી આ લડતમાં આપણે જરા પણ મારફાડ કે અત્યાચાર તરફ વળવું એ એવા કશા પણ તોફાનની વાટ જ જોતી ટાંપી રહેલી સરકારના હાથમાં કેવળ હથિયાર બનવા જેવું અને એ રીતે તેની જોડે મોટામાં મોટો પ્રત્યક્ષ સહકાર કર્યા બરાબર છે, એ વાત આજે આખી પ્રજાના મનમાં સચોટમાં સચોટ રીતે ઠસેલી રહેવી જોઇયે. અત્યારે આપણે હાથે, કહેવા ખાતર પણ ક્યાંયે અત્યાચાર થાય તો તે આપણી મૂર્ખાઇના, આપણી નાદાનીના અને આપણા દુર્બળ ગુસ્સાના જ નમૂનારૂપ લેખાય. ગંભીરમાં ગંભીર પજવણી વચ્ચે જે પોતાના મન ઉપર કાબુ ધરાવી શકે એ જ સાચો સિપાઇ છે. યુદ્ધશાસ્ત્રનો અદનામાં અદનો અભ્યાસી પણ એટલું જાણે જ છે કે એણે શત્રુએ તેને સારૂ ઇરાદાપૂર્વક પાથરેલી જાળોમાં પોતાને પગે ચાલીને તો ન જ જઇ ભરાવું જોઇયે. અને સરકાર તરફથી અસહકારીઓને અત્યારે થતા સર્વ ઘોંચપરોણા, આપણને ગમે તે રસ્તે ચીડવીને અત્યાચારપ્રવૃત્ત કરવા માટે પાથરેલી એવી જાળો જ છે, જેમાં પેસવાની પ્રજાએ દૃઢતાપૂર્વક ના પાડવી જોઇયે.

અલીગઢમાં બનેલો બનાવ પ્રજાને માટે આવો એક દાખલો છે એમ કહી શકાય. આ બનાવની જે હકીકતો અત્યાર સુધીમાં બહાર આવી છે તે ઉપરથી એ તો ખુલ્લું જણાઇ આવે છે કે પોલીસ ત્યાંના લોકોને ઘોંચપરોણો કરવામાં જરા પણ પછાત રહી નહોતી. આપણે ક્યારે નથી જાણતા કે એમ કરવું એ તો એમનો ધંધો જ છે? પણ દુઃખની વાત તો એ છે કે અલીગઢના લોકો એ બિછાવેલી જાળમા પોતાને પગે ચાલીને ગયા. તેઓ ચીડાયા. તેમણે લૂંટમાર કીધાં. સાદા પોશાકમાંના પોલીસ કૉન્સ્ટેબલના પ્રાણ કોણે લીધા એ નથી જણાયું. પણ લોકોને હાથે એ નથી મૂઓ એ પુરવાર કરવાનો ભાર આ સ્થિતિમાં લોકોની ઉપર જ ગણાય.

તા. ૩૧-૭-૧૯૨૧

આપણે આપણી દયા ખાતી ન ઘટે. જો આપણે સચ્ચાઇના સાંકડા પણ સીધા (અને તેથી અલબત્ત સૌથી ટુંકા) માર્ગે જ ચાલ્યે જવું હોય તો પોતીકા દોષ ઉપર ઢાંકપીછોડો કર્યે આપણને ન જ પાલવવો જોઇયે. આપણે હાથે થનારી ભૂલચૂકનો દોષ ટોળાંમાંના બદમાશ કે ગુંડ લોકો ઉપર ટોળીને પોતાની નિર્દોષતા સિદ્ધ કરવાની દાનત રાખી આપણને ન જ પાલવે. એમનાં કૃત્યોને માટે પણ આપણે અલબત્ત આપણને પોતાને જોખમદાર માનવા જોઇયે. એમ ન કરી શકીયે તો આપણે સ્વરાજ ચલાવવાને કઇ રીતે લાયક છીયે? એવા ગુંડ કે બદમાશોના વર્ગ ઉપર પણ કાબુ ધરાવતાં આપણને આવડવું જ જોઇયે. આપણે એટલે સુધી ઉદ્યમ કરવો જોઇયે કે એ વર્ગોના લોકો પણ આપણું પ્રજાકીય તેમજ ધાર્મિક કાર્ય બગડવા ન દેવાની અગત્ય સમજી જાય અને તેવું કશું પોતાને હાથે ન થવા દેવાની જાતે જ ખબરદારી રાખતા થઇ જાય. જો આપણી પ્રવૃત્તિ આત્મશુદ્ધિની છે તો તેની અસરથી દુષ્ટ અને પતિત સિક્કે આખી જ પ્રજા દિવસેદિવસ ચડવી જોઇયે. આપણી આત્મશુદ્ધિની પ્રવૃત્તિની એવી અસર થઈ રહી છે એવો આપણો દાવો છે, એ આપણે ન ભૂલવું જોઇયે. જો એ દાવો કેવળ મ્હોડાનો જ પૂરવાર થશે તો જે રાજ્યતન્ત્રને સેનાની કહીને આજે આપણે મિટાવવા ઉઠ્યા છીયે તેના કરતાં પણ વધુ સેનાની તન્ત્ર સ્થાપવાના આપણે ગુન્હેગાર ઠરીશું.

આમ જો આપણે અહિંસાત્મક અસહકારની લડતમાં ઉતર્યા છીયે, તો આજે તે લડતને આપણે આપણા વિચાર, વાણી તેમજ વર્તનમાં સરખી જ શોભાવવી રહી; અને જો આપણે તેટલી પૂર્ણતા બતાવવાને પૂરતા શક્તિમાન કે શ્રદ્ધાવાન ન હોઇયે તો તે નિખાલસભાવે આપણે કબુલ કરી લઇયે.

પણ આટલા ઉપરથી વાચકે એમ માની બેસવાની જરૂર નથી કે આપણે કસોટીમાં પાસ નથી થઇ રહ્યા એવું કશું હું માની રહ્યો છું. ઉલટું હું તો એમ જ માની રહ્યો છું કે અતિશય ટુંક વખતમાં અસહકારીઓ લોકો ઉપર અલૌકિક કાબુ મેળવી શક્યા છે. તેમ અહિંસાની અગત્ય પણ પ્રજા અગાઉ કદી નહિ સમજેલી તેટલે દરજ્જે આજ સમજી ગઇ છે.

પણ આપણે, આપણે માટે વિચારપૂર્વક દોરેલા માર્ગથી ક્યાંયે લેશમાત્ર પણ ચાતરીયે અને તત્કાળ સાવધ થઇને આપણો માર્ગ નિર્વિઘ્ન રાખતા ન મથીયે તો આપણે હારીયે.

આ ચેતવણી આપવાની બીજી રીતે પણ હું જરૂર જોઉં છું, કારણકે સરકાર તંત્રના દબાણ અને થોચપરોણા ભરતી ઉપર છે. સંયુક્ત પ્રાન્તમાં તો તેનાં મોજાં પૂરજોશમાં ઉછળી રહ્યાં છે. અલીગઢવાળા ભાઈ શેરવાણીને જે રીતે સવારના પાંચ વાગે પકડવામાં આવ્યા અને તે જ દિવસે થોડા કલાકમાં તેમનો મુકદ્દમો ઉકેલી સજા સુનાવી દઈ અલીગઢ બહાર પણ લઈ જવામાં આવ્યા એ બધું ઠરેલમાં ઠરેલ મિજાજના માણસને પણ ઉકળાવે એવું કહેવાય. તેમના મુકદ્દમાની જે વિગતો છપાઈ છે તે ઉપરથી જણાય છે કે મુકદ્દમો ચલાવનાર માજીસ્ટ્રેટને નહોતી કાયદાની ગતાગમ કે નહોતી એ બાબતની છાંટાભાર પરવા. એમની સામે રજૂ થયેલો પુરાવો જે છાપાંઓમાં આવ્યો છે એટલો જ હોય તો તે શિક્ષા કરવાને જરાયે પૂરતો નથી. આખી તપાસ જ એવો ભાસ આપે છે કે જાણે બધું અગાઉથી નક્કી કરી રાખેલું જ હતું. વળી પુરાવો રજુ કરવાની તો આખી ગડમથલ જ એક ગંજાવર ફારસ સમાન હતી. આ બધું, હવે પછી સામાન્ય કાયદાઓ હેઠળ ચલાવવામાં આવનારાં કામોનાં નાટકની પૂર્વતાલીમ સિવાય બીજું શું છે? આ મુકદ્દમાની દૃષ્ટિએ જોતા એક સરકારી અમલદારે કાઢેલા હુકમમાં અને અદાલતી તપાસમાં શો તફાવત રહે છે? ઉલટું આવી તપાસને અદાલતની ઓથ મળતી હોવાથી તેની બેહૂદગી ઉઘાડી પાડવાનું કાર્ય કઇક વધુ જ મુશ્કેલ થાય છે, કારણ અમુક માણસને વગરતપાસે સજા થઇ એમ કહેવામાં તેને થયેલા અન્યાયની જેટલી ઘોર કલ્પના આંખ સામે ખડી થાય છે, તેટલી તેની અદાલત આગળ તપાસ ચાલી પણ એ કેવળ ફારસ હતું એમ કહેવામાં નથી જ ખડી થતી. આમ જુલમી કાયદાઓ રદ થવાના હોય તોપણ તેથી જુલમ અટકશે એમ માની લેવાનું કારણ નથી. લેબાસ બદલાશે પણ અંદરની વસ્તુ તો એની એ જ કાયમ રહેવાની. આપણે તો એ વસ્તુને જ બદલવા માગીયે છીયે, એ વૃત્તિને પલટાવવા—દિલનો પલટો કરવા મથી રહ્યા છીયે.

અને એ પલટો જો આપણે થયેલો જ જોવો હોય તો આપણે જાતે પ્રથમ પલટાવું જોઇયે. એટલે કે આપણે ચાહે તેટલા જુલમની સામે પણ અભેદ્ય બનવું જોઇયે. અને જેમ સરકારના અત્યાચાર સામે આપણે સામા અત્યાચાર કરવા પ્રવૃત્ત ન થવું જોઇયે, તેમ સરકારના જુલમ કે જેલ ચાહે તેટલાં સખત કે અસહ્ય હોય તોપણ તેનાથી ન હારતાં મનને દૃઢ કરીને ટટાર જ રહેવું જોઇયે.

સંયુક્ત પ્રાન્તથી ખાતરીલાયક ખબર આવી છે કે એ પ્રાન્તના ત્રણ ઓછાવત્તા નામાંકિત કાર્યકર્તાઓએ જેલની જીંદગીની કઠિનાઈઓથી કાયર થઇ અમુક

તા. ૩૧-૭-૧૯૨૧

બાબતોમાં ભાગ ન લેવાની સરકારને બાંહેધરી આપીને પોતાનો છુટકારો મેળવ્યો છે. આ જો સાચું હોય તો એના કરતાં વધુ દુઃખદાયી બીજું શું હોઇ શકે ? આપણે પહાડ જેવા દૃઢ બનવું જોઇએ. પગલું ભર્યું ત્યાંથી આપણાથી પાછા કેમ જ હઠાય ? હિન્દુસ્તાનની જેલોમાં આપણે માટે જે જે કંઇ દુઃખ અને યાતનાઓ ભોગવવાની લખી હોય તે તે બધું પ્રસન્ન ચિત્તે ભોગવી છૂટયે જ આપણો આરો છે. સરકારની પાસે શરણુની યાચના આપણાથી કરી જ કેમ શકાય ? એને તો આપણે આપણી સામે કાયદેસર ગેરકાયદેસર જેટલું દોડાય તેટલું દોડી ધરાવા દેવી જોઇએ. એ જાતે સુધરવા નથી માગતી એટલે બલાબુરા હરપ્રયત્ને આપણને જ ડરાવવાના—આપણને જ નમાવવાના પ્રયત્નો એને કરવા રહ્યા.

આમાં હું સરકાર સામે નાહક કડવો થઇ રહ્યો છું એવું નથી. ધારવાડ અને અલીગઢના બનાવો સરકારના મર્યાદાભંગના પ્રમાણરૂપે મોજૂદ છે. મારી પાસે આવેલી બીજી એક અફવા જો સાચી હોય તો એક બહાદુર મુસલમાન કેદીને સંયુક્ત પ્રાન્તની જેલમાં માથું ફાટી જાય એવી બદબો વચ્ચે ત્રણ દિવસ સુધી તાળું મારી પૂરી રાખવામાં આવ્યો. મને ખબર આપનાર ભાઈએ મને પૂછ્યું કે 'આવી બદબો કોઇ રીતે સહન ન જ થઇ શકે તેણે શું કરવું ?' મેં એને દયારહિત છતાં વિચારપૂર્વક આપેલો જવાબ એ હતો કે 'છતાયે એનાથી માફી તો ન જ મગાય. જોઇએ તો કેદની દીવાલ જોડે માથું પટકીને એ પોતાના પ્રાણ કાઢી નાખે, પણ જાલીમની ઇચ્છનારા તાબેદાર એનાથી ન જ થવાય.'

અને આ માત્ર મ્હોડાનો જ અભિપ્રાય નથી, પણ દક્ષિણ આફ્રિકાના અનુભવોમાંની આ એક વાનગી છે. દક્ષિણ આફ્રિકાની જેલોમાં ગુલાબનાં બિછાનાં નહોતાં. કેટલાયે હિન્દીઓને ત્યાં એકાંત કોટડીઓની કેદ ભોગવવી પડેલી. સેંકડોને મેલું ઉઠાવવાનાં કામ કરવાં પડેલાં. અનેક જણે અપવાસો કરેલા. એક બાઈ જેને જેલના અધિકારીઓ તરફથી તેને ખપે એવો ખોરાક લેવાની પરવાનગી નહોતી તે બહાર આવી ત્યારે કેવળ હાડપિંજર રહી હતી; પણ તેનો આત્મા જેવો ને તેવો જ માની અને દૃઢ હતો. દક્ષિણ આફ્રિકાની જેલોમાં ગયેલા એ હજારો હિન્દીઓમાંથી શરૂઆતના કાળના એક બે અપવાદો સિવાય એક પણ જેલી કાયર બન્યાનો કે હારીને માફી માગી પોતાનો છુટકારો મેળવ્યાનો દાખલો મને યાદ નથી. અને પારસી રૂસ્તમજી, ઇમામ

કાદર બાવઝીર, ચમ્બી નાયડુ અને બીજા કેટલાકે તો કદી તલભાર ન ડગતાં ફરીફરીને જેલોમાં જવાનું ચાલુ રાખેલું.

સ્વાતન્ત્ર્યની દેવતાનું મન્દિર શહીદોનાં લોહી વગર ચણાતું નથી. એ મન્દિરની સ્થાપના કરવાને અહિંસાનો માર્ગ સૌથી ટુંકો, સૌથી ખાતરીભર્યો અને સૌથી શ્રેષ્ઠ છે. આપણે દરજોખમે અને દરભોગે મહાસભાની અને ખિલાફત પરિષદોની બેઠકોમા કરેલી આપણી પ્રતિજ્ઞાઓને વફાદાર રહીશું તો વિજય હસ્તામલકવત્ છે.

---

# ૬ હિન્દુમુસલમાન

એ તો સૌ કોઇ જાણે છે કે હિન્દુમુસલમાન એકતા વગર હિન્દુસ્તાન ખરી પ્રગતિ કોઈ કાળે કરી શકે નહિ. વળી જે ઇટચૂનાથી આ બન્ને કોમની એકતાનું ચણતર ચણાયુ છે તે હજુ ઢીલું અને ભીનુ છે. હજુ એકબીજા પ્રત્યેનો અણવિશ્વાસ સાવ નાબુદ નથી થયો. આગેવાનો તો સમજી ચુક્યા છે કે જ્યાં સુધી બન્ને કોમ એકબીજા ઉપર પૂરો ઇતબાર રાખવાની અને સાથે મળીને કામ કરવાની જરૂર જોતી ન થઇ જાય ત્યાં સુધી હિન્દુસ્તાન આગળ ન જ વધી શકે. અને જોકે આજે આમવર્ગના લોકોના વલણમા મહાન ક્રાન્તિ થઇ ચુકેલી નજરે પડે છે, છતા એ વૃત્તિ પ્રજામાં હજુ ઠરીને સ્થિર થયેલી જોવામા આવતી નથી. મુસલમાનોમાં સ્વરાજને માટે હિન્દુઓના જેટલી ધગશ હજુ નથી જોવામા આવતી. જાહેર સભાઓમા પણ તેઓ હિન્દુઓના જેટલી મોટી સંખ્યાઓમાં હાજર નથી રહેતા.

પણ બળજોરીથી કંઇ તેમને રાષ્ટ્રકાર્યમાં રસ લેતા ન જ કરી શકાય. તેઓ રસ લેતા થઇ જવાને મુસલમાનોની બાબતમા પૂરતો વખત વીત્યો છે એમ પણ ન જ કહેવાય. ઉલટું આજથી એક વરસ ઉપર જ્યારે એક કોમ તરીકે મુસલમાનો મહાસભાના કાર્યમાં ભાગ્યે જ રસ લેતા જોવામાં આવતા હતા, ત્યારે આજે તેઓ હજારોની સંખ્યામા મહાસભાના સભાસદ થઈ રહ્યા છે. આ એક જ લાભ જેવો તેવો ન કહેવાય

છતા હજુ ઘણું કરવાનું બાકી રહે છે એ પણ તેટલું જ સાચું છે અને તે પણ મુખ્યત્વે કરીને હિન્દુઓનું જ છે. જ્યાં જ્યાં ક્યાંયે મુસલમાનો હજુ પણ ઉદાસીન કે ધગશ વગરના હોય ત્યાં હિન્દુઓએ તેમને નોતરીને જાહેર પ્રવૃત્તિઓમા

રસ લેતા કરવા જોઇયે. મુસલમાનો મહાસભાનાં મંડળો, સમિતિઓ ઇત્યાદિમાં ભળતા નથી અગર તો સ્વરાજ ફાળામાં નાણાં ભરતા નથી એવી ફરીઆદ હિન્દુઓને મ્હોડેથી ઘણીવાર સાભળવામાં આવે છે. આમાં સ્વાભાવિકપણે જ એ સવાલ ઉભો થાય છે કે એમને ઉપલાં કામોમાં ભળવા નોતરવામાં આવે છે ખરા ? દરેક જીલ્લામાં હિન્દુઓ તરફથી પોતાના મુસલમાન પડોશીઓને મેળવી લેવાના ખાસ પ્રયત્નો થવા જોઇયે. જ્યા સુધી બેમાંથી એક પોતાને બીજાના કરતાં ઉંચા અગર તો નીચા માનશે ત્યા સુધી બન્ને કોમ વચ્ચે સાચો સમભાવ કદી પણ ઉત્પન્ન થઈ શકશે નહિ. સરખેસરખામા વડપણ કે મુરબ્બીપદ ચલાવવાપણું ન હોય. જ્યા મુસલમાનો ઓછી સંખ્યામાં છે અગર તો કેળવણીમાં પછાત છે ત્યા પણ તેમણે મનમા કશો અંદેશો ન રાખવો ઘટે કેળવણી ઓછી હોય ત્યા તે શરૂ કરી દઇને તેની સ્થિતિ સુધારી લેવી જોઇયે. ઓછી સંખ્યામા હોવી એ ઘણીવાર આશીર્વાદ સમાન હોય છે. તે જ રીતે મોટી સંખ્યા ઘણીવાર વિઘ્નરૂપ નીવડયાનું સાબીત થયું છે. આખર સરવાળે તો એક ચારિત્ર ઉપરથી જ માણસની કિંમત અંકાય છે.

પણ પૂર્ણતાની વ્યાખ્યા દોરી આપવા અગર તો દૂરના ભવિષ્યકાળનો વહેવાર બાંધી આપવા મેં આ લેખ લખવા નથી લીધો. મારો મુખ્ય ઉદ્દેશ તો આ ક્ષણે આપણી સામે પડેલા કાર્યનો વિચાર કરવાનો છે થોડા જ દિવસમા બકરી ઇદ આવી લાગશે તે વેળાએ હિન્દુમુસલમાનો વચ્ચે બખેડા ઉભા કરવાના જે પ્રયત્નો થવાના તે નિષ્ફળ કરવાને આપણે શુ કરીશું ? દાખલા તરીકે બિહાર પ્રાન્તમાં વસ્તુસ્થિતિ જોકે પુષ્કળ સુધરી ચુકી છે તોપણ તે સંબન્ધે હજી સાવ નિર્ભય ન જ રહી શકાય. અધીરા કે વધુપડતા ઉત્સાહ વાળા હિન્દુઓ હજી ઘણીવાર મુસલમાન ભાઇઓ ઉપર અજુગતું દબાણ કરતા જોવામાં આવે છે. આમ કરીને તેઓ પોતાના હિતશત્રુઓ—જેઓ હમેશાં સરકારનાં જ માણસો હોય છે એમ માનવાનું કારણ નથી અને છતાં જેઓ આ બે કોમો વચ્ચે વેર કરાવવા ટાપી રહેલા હોય છે—તેનાં કાવતરાંઓના શિકાર બને છે. આમ સ્હેજ સ્હેજમા જ મિજાજ ખોવાથી જે કાર્યની હિમાયત કરવાને આપણે મથી રહ્યા છીયે તે કાર્યને જ ઇજા કરવામાં આપણે અજાણતાં પણ હથિયાર બનીયે છીયે.

આપણે ઓળખવું ઘટે કે આપણા મુસલમાન ભાઇઓએ પણ પોતાના હિન્દુ ભાઇઓની ખાતર ગાયને બચાવવાના ભારે પ્રયત્નો કર્યા છે. એ પ્રયત્નોની

કિંમત ઓછી આંકવી એ મોટી ભૂલ છે. પણ એવા કશા ઉદ્દેશથી સુદ્ધાં જે ઘડીએ આપણા તરફથી તેમના પર લેશ પણ દબાણ થશે તે જ ઘડીએ તેમના તરફથી અત્યારે થઇ રહેલો બધો મેરુખ્યાત પ્રયત્ન સૂકાઇ જશે. આટલાં વરસોનાં વરસ આપણે ગોવધને કાં તો મૂંગે મ્હોડે બરદાસ કરતા આવ્યા છીયે અગર બહુ બહુ તો તે સામે આપણો વજન વગરનો ઝનુની વાંધો રજૂ કર્યો છે. મુસલમાનો જોડે ભાઇચારો કેળવવાના પ્રયત્ન ઇરાદાપૂર્વક કરી આપણા પ્રત્યેની લાગણી ખાતર તેમને પોતાની ઉપર સ્વેચ્છાનો સંયમ મુકતા કરી મેલવાને આપણે શો ઉદ્યમ કર્યો છે? આપણે લગભગ કશા જ કારણ વગર એવા પ્રયત્નને અશક્ય માની લીધો છે.

પણ અત્યારે તો આપણે ઇરાદાપૂર્વક અને ખસુસ કરીને મુસલમાન ભાઇઓને તેમના સંકટકાળમાં સાથ દેવાનો પ્રયત્ન માંડયો છે. આવે વખતે આપણી ભેટની વસ્તુને આપણે સાટું કે સોદો ન જ કરી મુકવો ઘટે. મૈત્રી એ કંઇ સોદો નથી; એ તો કેવળ નિર્વ્યાજ પ્રેમનો નાતો છે. સેવા તો ધર્મ છે, અને જે ધર્મ છે તે ઋણ છે. તે ન ફેડીયે તો પાપના ભાગી થઇયે. જો આપણે મુસલમાન ભાઇઓનો પ્રેમ ખરો કરી બતાવવાનો નિશ્ચય જ કર્યો હોય તો આપણે તેમને અત્યારે મદદ આપ્યે જ છૂટકો,—પછી તેઓ જોઇયે તો ગાયને બચાવે કે ન બચાવે. તેમના વર્તનની જવાબદારી આપણે તેમની જ ઉપર નાંખવી ઘટે. આપણી મદદના બદલા તરીકે આપણાથી તેની શરત ન જ કરી શકાય. એવી શરત કરીને આપેલી મદદ તો ભાડુતી થઈ. એને સેવા કેમ કહી શકાય? અને એવી મદદ કબૂલ રાખવાની મુસલમાનો ના પાડે તો તેમને પણ કેમ દોષ દઇ શકાય?

તેથી મને ઉમેદ છે કે બિહારના તેમજ આખા દેશના હિન્દુઓ આવતી બકરી ઇદને પ્રસંગે મુસલમાનો તેમને રુચે તે કરે તોપણ પોતે કડકમાં કડક સહિષ્ણુતા ધારણ કરવામાં રહેલું મહત્ત્વ સમજશે. આપણે તેમને પોતાને રુચે તેમ કરવાને સ્વતન્ત્ર કરી મુકવા જોઇયે. અમૃતસરમાં હકીમ અજમલખાનજી એક કલાકમાં જે કરી શકયા તે હિન્દુઓના વર્ષોના પ્રયત્નોથી સાધ્ય થઇ શકે તેમ નહોતું. મીયાં છોટાણી તથા ભાઇ ખત્રીએ મુંબઇમાં ગયે વર્ષે બકરી ઇદને દિવસે જે ગાયો બચાવી તે તેના લખપતિઓ પોતાની આખી મિલકતો લુંટાવીને પણ કરી શકત શું? આપણે સમજવું જોઇયે કે આ બાબતમાં આપણે મુસલમાન ભાઇઓ ઉપર જેટલું દબાણ કરવા જઇશું તેટલો વધુ ગોવધ થવાનો. એમના

પોતાના જ ખાનદાની અને ફરજના ખ્યાલ ઉપર આપણે આ બાબત છોડવામા આપણે હાથે ગાયની ભારેમા ભારે સેવા રહેલી છે.

ગાયને બચાવવાનો રસ્તો મુસલમાનનો જીવ લેવો કે તેની જોડે વેર કરવું એ નથી. ગાયને બચાવવાનો ખરો માર્ગ તો ગાયના બચાવને માટે એક પણ શબ્દ મ્હોઢેથી ન કાઢતા હિન્દુઓએ ખિલાફતના બચાવને ખાતર મરી છૂટવું એ છે. ગોરક્ષા એ આત્મશુદ્ધિનો માર્ગ છે. એ તપસ્યા એટલે કે આત્મયજ્ઞ છે. જ્યારે આપણે સ્વેચ્છાએ કરીને એટલે કે ફળની કશીયે આશા રાખ્યા વિના દુખ ભોગવતા શીખીએ ત્યારે આપણા દુઃખની ગાડ સાચે જ સ્વર્ગમા સંભળાય છે અને પ્રભુ આપણી વહારે ધાય છે. એ જ સનાતન માર્ગ છે અને જ્યારે જ્યારે એક માણસે પણ એ માર્ગને ઠેઠ સુધી કાપ્યો છે ત્યારે ત્યારે તેની મનકામના સિદ્ધ થઇ છે.

---

# † નિર્મળ પશ્ચાત્તાપ

ભાઈ યાકુબ હસન પાસેથી હમણા જ મને નીચે પ્રમાણેનો હૃદયદ્રાવક પત્ર મળ્યો છે :

"હવે હું જોઇ શકું છુ કે ક્ષણિક મોહને વશ થઈને મેં ભારે ભૂલ કરી છે. આ મારી ભૂલની ગંભીરતા મારા ધ્યાનમા આવી તે દિવસથી મારૂ હૃદય ભડભડ સળગી રહ્યુ છે. હું લગભગ ગાંડા જેવો થઈ ગયો છુ આ હીલચાલના આપ આગેવાન છો તેથી મારે આપની માફી માગવી ઘટે છે. અત્યન્ત દીન બની હું તે માફી માગું છું મારા નેતા તરીકે મારા આ ગુન્હાને માટે આપને જે સજા વાજબી જણાય તે આપ મને બેલાશક આપો. પણ હું આશા રાખું છું કે ખુદાની ખાતર આપ મારા પાપને માટે મને ક્ષમા આપશો. જે પવિત્ર કાર્યને માટે અત્યાર અગાઉ હું મારાં કૌવત અને બુદ્ધિના પ્રમાણમા સેવા કરતો હતો તેને મારા આ આચરણથી જે મહાલાંછન લાગ્યુ છે, તેને ધોઇ કાઢવા ખાતર અને આ ગુન્હાને માટે મારા ઉપર ઉતરનારી ખુદાની નારાજી દૂર કરવા ખાતર જે પ્રાયશ્ચિત્ત જરૂરી હોય તે કરવા હુ તૈયાર છુ."

આ પત્રમા જે નિખાલસપણું ઉભરાઇ રહ્યું છે તે જોઇ ટીકા કરવાનું રહેતુ જ નથી. મેં ભાઇ યાકુબ હસનને લખ્યું છે કે માફી બક્ષવાનો અધિકાર મારો નથી. સંકટ સમયે એમની પેઠે મારામા નબળાઇ ન જ આવે એની શી ખાતરી ? ક્ષમા તો એક ઇશ્વર જ આપી શકે, કેમકે તે એકલો જ ઘટઘટનો અંતરજામી છે. માણસ જ્યારે સાચા દિલથી નમ્ર બની ખુદા આગળ પોતાના ગુન્હાની તોબા કરે

છે ત્યારે ખુદા તેને માફી બક્ષે છે એવો એનો કોલ છે. જુદા જુદા દેશોમાં અને જુદી જુદી જાતિઓના લોકોને પ્રગટ થયેલાં ઇશ્વરી વચનોથી આપણને આનાં પ્રમાણ મળે છે. જાતે નબળા એવા આપણે આપણી આગળ નિખાલસ દિલથી પોતાની નબળાઇ કબૂલ કરનારા આપણા ભાઇઓ તરફ તિરસ્કારની નજરે કેમ જોઇયે?

પણ ભાઇ યાકુબ હસનના દાખલા ઉપરથી આપણે બધાએ જરૂર ચેતવું જોઇયે. વિજય પાસે દેખાવા લાગ્યો છે, તેનો તાપ સહન ન થઇને છેલ્લી અણીના પ્રસંગે રખે આપણે હારીયે. આવો પ્રસંગ આવવાની બીક હમેશાં હોય છે. આપણને પણ આવે. પ્રજામતને ખરેખર નમતું આપતા પહેલાં આ સરકાર આપણી પૂરેપૂરી કસોટી કરશે એ તો આપણે નિશ્ચયપૂર્વક માનવું જોઇયે. તેથી હજારોનાં ટોળામાં આગળ પડીને એ સરકારની જેલો ખદબદાવી મુકવાની આપણી તૈયારી હોવી જોઇયે. જેલોમાં ચાહે મરકી ફાટી નીકળે કે કૉલેરા ફાટી નીકળે, કશાથી જ આપણું રૂંવાડું સરખું ન ફરકવું જોઇયે. દેશમાં ગુલામીરૂપી નૈતિક મરકીનો જે રોગ અત્યારે ચાલુ છે તેના કરતાં એવો કૉલેરા હજારગણો સલ્લ છે. બહાદુર શેરવાણી જેલ ગયા છે. તેમના પર મુકદ્દમો ચલાવવાનું જે ફારસ કરવામાં આવ્યું તે વિષેની હકીકત સાચી હોય તો શેરવાણી વગરઅપરાધે જેલ ગયા છે. સંયુક્ત પ્રાન્તમાં દરરોજ કોઇ ને કોઇ જેલ જઇ રહ્યા છે. આન્ધ્રદેશથી હમણા જ મને તાર મળ્યો છે કે ત્યાંના બે જાણીતા દેશસેવકોને ગુંતુરમાં એક એક વર્ષની જેલ મળી છે. તાર મોકલનાર ભાઇ વેંકટપ્પય્યા કહે છે કે ત્યાં હજુ વધુ જુલમ થવાનાં ચિહ્નો જણાય છે. દબાણની નીતિ વહેલીમોડી શરૂ તો થવાની જ હતી. નીડર થઇ ડગ્યા વિના આપણે કસોટીમાંથી પસાર થઇશું તો આ વર્ષે સ્વરાજ નક્કી જ છે.

પણ આપણી આગળ નબળાઇ એ એક જ જોખમ નથી. સરકાર જુલમ કરી, લોકોને ચીડવે અને લોકો ચીડાઇ જઇ અત્યાચારની સામે અત્યાચાર કરવાને તૈયાર થાય, એ પણ બીક રહેલી છે. જુલમ સહન કરવાની આપણી અશક્તિ અથવા અનિચ્છા એ તો એક જોખમ છે જ; પણ લોકો ભાન ભૂલી ગાંડા બની જાય એ જોખમ એથી અનેકગણું વધારે ગંભીર છે. આજે હિન્દુસ્તાનના દરેક દેશસેવકની મોટામાં મોટી ફરજ એ છે કે તોફાન થાય ત્યારે તે અટકાવવા જીવના જોખમે તત્કાળ વચ્ચે પડવું. દેશમાં જે સાર્વજનિક દબાણ ચાલવાનું છે તેનો હિન્દુસ્તાનના હાથમાં સરસમા સરસ જવાબ તો એ છે કે અર્થશાસ્ત્રીઓ ગમે તેટલા આંકડાઓ રજૂ કરીને દલીલ કરે તોપણ તે સામુ ન જોતાં એકેએક

માણસે પરદેશી કાપડનો ઝાડીઝાપટીને ત્યાગ કરવો. આપણામાં નિશ્ચયનું બળ હશે તો આપણને જોઇતું બધું કાપડ હાથકંતામણ અને હાથવણાટ દ્વારા ત્રણ મહિનામાં આપણે તૈયાર કરી શકીયે છીયે. સ્વરાજ મળે ત્યાં સુધી ખાદીથી સન્તોષ માનવાની હિંમત અને નિશ્ચય આપણામાં છે?

---

# મારી નોંધ

## શ્વેતવસ્ત્ર હિન્દ

તિલક જયન્તિને દિવસે 'ક્રૉનિકલ'ના સંપાદક મિ. પિકથૉલ ખાદીનો પોશાક અને ખાદીની ટોપી પહેરીને સભામાં આવેલા, તે જોઇ હું ચકિત થયો અને તેમના નાનકડા પણ શુદ્ધ વિચારોથી ભરેલા ભાષણથી હું તેથી પણ વધારે આનન્દ પામ્યો. તેમણે કહ્યું: 'આ વખત આત્મશુદ્ધિની છે. થોડો સમય હિન્દુસ્તાન કેવળ સફેદ વસ્ત્રો પહેરશે તો કશું જ ખોશે નહિ. એકવાર સફેદ વસ્ત્ર ધારણ કરીને ધારેલું સિદ્ધ કર્યા પછી ભલે હિન્દુસ્તાન રંગ પૂરે.' આપણે ખાદી સફેદ પહેરીયે છીયે, કેમકે રંગો રંગવાનો આપણને વખત જ નથી વળી ઘણાને તો રંગો પરદેશી હોઇ ગમતા નથી. મિ. પિકથૉલે ખાદીની યોજનામાં આપણી વખતની ઉજ્જ્વળતા જોઇ એ વિચાર મને બહુ સુન્દર લાગ્યો. અને એ ખરો જ છે. અત્યારે તો આપણે જે રંગ જ્યાંથી આવ્યા તેને શોભા માની લઇયે છીયે. હકીકતમાં એ મેલ છે. જે રંગ સમય જોઇને, તેની ઉત્પત્તિ તપાસ્યા પછી યોગ્ય વસ્ત્રમાં પૂરવામાં આવે તેમાં જ કળા ને સૌન્દર્ય હોય. બાળક કાગળ પર પીંછું ફેરવે ને ચિતારો પોતાના પીંછા વતી રેખાઓ કાઢી ચિત્રને આત્મા આપે તેમાં કેટલો ફેર હોય છે? અત્યારે તો આપણો રંગો પરનો મોહ બાળકે ફેરવેલા પીંછાથી થતા ડાઘ ઉપરના મોહ જેવો છે. જ્યાં સુધી હિન્દુસ્તાન મોટે ભાગે શ્વેત વસ્ત્ર ધારણ નહિ કરે ત્યાં સુધી ચિતારા પેદા નહિ થાય ને આપણી બજારોમાં ચિત્રો જોવામાં નહિ આવે. જેમ જાત વિના ભાત નથી પડતી, તેમ શુદ્ધ સફેદ ખાદીથી શરૂઆત ન કરીયે ત્યાં લગી અનેક પ્રકારની આંખને અને મનને સારી તેવી ભાતો પડવાની જ નથી. આજના રંગો તો ધોળેલી કબર સમાન છે. હિન્દુસ્તાનની કળાનો વિકાસ ઇચ્છનારે પરદેશથી આવેલા કાપડનો કચરો કાઢી સફેદ ભૂમિકા તૈયાર કરવી જ રહી. આંગણામાં રંગ પૂરતા પહેલાં જેમ આંગણું સાફ કરીયે છીયે તેમ આપણે હિન્દુસ્તાનને આંગણે પડેલો પરદેશી કાપડનો કચરો તુરત કાઢવાની જરૂર છે.

## એક પારસી બહેન

પારસી ભાઇઓ અને બહેનો રાષ્ટ્રીય ચળવળમાં ખૂબ ભાગ લેતાં થયાં છે. ભાઈ ગોદરેજે તો તેમનો આખો તિજોરીનો ધંધો દેશને જ સારૂ ચલાવવાનું ધારેલું જણાય છે.

પારસી જુવાનો દારનાં પીઠાંઓ પર ચોકી કરવા નીકળી પડ્યા છે. પારસી ગૃહસ્થો ખાદી પહેરવા લાગ્યા છે. હિન્દના દાદાની પૌત્રી બહેન પેરીને પગથી માથા લગી જાડી ખાદીનો પોષાક ગ્રહણ કર્યો છે. પારસી બહેનોએ પોતાનાં જવાહીરો તિલક સ્વરાજ ફંડમાં આપ્યાં છે. પારસી રાજકીય સંસ્થાએ તિલક જયન્તિ એમ્પાયર થીએટરમાં ઉજવી. હવે એક પારસી બહેને દારૂનાં પીઠાંની ચોકીદારીમાં ભાગ લેવાની મુંબઈમાં માગણી કરી છે ને બીજી બહેનોને તેમાં ભાગ લેવા સૂચવે છે. તે બહેન જણાવે છે કે જો બીજી બહેનો પણ આ કામમાં દાખલ થાય તો અત્યારે પીઠાંઓના પહેરાઓની બાબતમાં ખુનરેજીનો જે ભય રાખવામાં આવે છે તે ઘણે ભાગે દૂર થાય, અને નઠારા માણસો પણ પહેરેગીર બને છે એવો જે આરોપ હાલ મુકવામાં આવે છે તેમાંથી પણ આપણે મુક્ત થઈયે. આ બહેનને હું ધન્યવાદ આપું છું.

---

તા. ૧-૮-૧૯૨૧

# પૂજાનો અધિકાર

અધિકાર વિના કરેલું કાર્ય ફળે નહિ. ધોબી હજામત કરવા બેસે તો લોહી કાઢે; વકીલ વૈદું કરવા બેસે તો નખોદ વાળે. નાગો મન્દિરે જઇને દેવની પ્રસાદી મેળવે. વઝુ વિનાની નમાઝ ખુદા કબુલ ન કરે.

તેમ જ તિલક મહારાજની પૂજા અધિકાર વિના કરીયે તો તે કબુલ ન જ રહે. જેને હિન્દુસ્તાન ગમે જ નહિ, જે હિન્દુસ્તાનની હવાથી અકળાય, જેને હિન્દુસ્તાનના રીતરિવાજો જંગલી લાગે, હિન્દુસ્તાનનો ખોરાક જોઇ જે મ્હોં મરડે, હિન્દુસ્તાનનો પોશાક જેને કરડવા ધાય, તે તિલક મહારાજની પૂજા શી કરવાના? એવી પૂજા તિલક મહારાજનો આત્મા કબુલ રાખે? પત્ર, પુષ્પ, ફળ, પાણી પણ જે ભક્તિપૂર્વક ચડાવે તેને જ દેવ પ્રસન્ન થાય. અને ભક્તિ એટલે ભાવપૂર્વક અનુકરણ.

પૂજારીની પરીક્ષાની વેળા આવી પહોંચી છે. આજ લોકમાન્યની પુણ્યતિથિ આપણે કઇ રીતે ઉજવીશું? સ્વરાજ આ વર્ષે જ મેળવાનો દૃઢ નિશ્ચય કરીશું? પરદેશી શણગાર ઉતારીશું?

જે ફરજ ન જાણે તેને હક મળતા નથી. ફરજ ન ભરે તે મુક્તિપત્ર કેમ માગી શકે? જેમ સ્વરાજ એ જન્મસિદ્ધ હક છે તેમ સ્વદેશી એ જન્મનિર્મિત ફરજ છે. સ્વદેશી વિના સ્વરાજ ન હોય. સ્વરાજ અમારો જન્મસિદ્ધ હક છે એ તિલકગીતાનો પૂર્વાર્ધ છે; સ્વદેશી અમારી જન્મનિર્મિત ફરજ છે એ ઉત્તરાર્ધ છે.

એટલે લોકમાન્યની સંવત્સરી આપણે ભલી રીતે ઉજવવા કે પાળવા ઇચ્છતા હોઇયે તો આપણે સ્વદેશીવ્રત લઇને જ પાળી શકીયે. પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કર્યા વિના સ્વદેશીમન્ત્ર જપાય નહિ. પરદેશી કાપડ એ મેલ છે. એ મેલ કાઢયા વિના આપણે સ્વચ્છ નથી, અને સ્વચ્છ થયા વિના સ્વરાજમન્દિરમાં પ્રવેશ કરવાનો આપણને અધિકાર નથી. મૌલાના મહમદઅલીએ કહ્યું તેમ આપણે શાન્તિથી સ્વરાજ મેળવવું છે એનો અર્થ સ્વચ્છન્દ નથી. આપણે કંઇ પણ ત્યાગ ન કરીયે ને શાન્તિપાઠ ભણ્યા કરીયે તે તો માત્ર મન્દતા કે આળસ જ કહેવાય. ત્યાગ અને ઉદ્યમ વિનાની શાન્તિ એ તો મૃત્યુની દશા છે. સ્મશાનના જેવી શાન્તિ કોને હોય? એવી શાન્તિને શું કરીયે? કાયર માણસ ભય જોઇને ઘરમાં ભરાઇ બેસે છે. તેવી શાન્તિથી ઘરનો નાશ જ થાય. આપણે જે શાન્તિની પ્રતિજ્ઞા લીધી છે તે વીરતા સૂચવનારી શાન્તિ છે. પરદેશી કપડાં છોડવા જેટલી પણ આપણામાં શક્તિ ન હોય, બહાદુરી ન હોય, ઇચ્છા ન હોય તો આપણી શાન્તિ એ કેવળ દંભ છે. દંભ એ નાટક છે. નાટકના ઢોળેલાં આંસુથી કંઇ જ્ઞાન આવે?

એટલે તિલક મહારાજની પૂજા કરવા ઇચ્છનારે સંપૂર્ણ સ્વદેશીનું વ્રત લીધે જ છૂટકો. સ્વદેશી વસ્ત્ર ધારણ કર્યા વિના ભલે કોઇ લોકમાન્યનુ સ્મરણ કરે, એ પોપટે પઢેલા ભાગવત જેટલું ફળ આપશે.

---

તા. ૭-૮-૧૯૨૧

# નવી પ્રતિજ્ઞા

બેઝવાડામાં જે પ્રતિજ્ઞા કરી તે પૂરી થઇ ગણાય. એક કરોડ રૂપીયા એકઠા કરવામાં પ્રતિજ્ઞાનુ પાલન રહેલું હતું તે ઇશ્વરે પાળીને હિન્દુસ્તાનનું નાક ને માન રાખ્યાં. હવે બીજી પ્રતિજ્ઞા લીધી છે તે વધારે મુશ્કેલ છે. એમ જ હોવું જોઇયે. ત્રીસમી સપ્ટેમ્બર પહેલાં આપણે પરદેશી કાપડનો ત્યાગ કરવો જોઇયે.

આમાં ગુજરાતને કરવાનું પ્રમાણ ગુજરાતને કાઢવાનું રહ્યું નથી. બધાએ પરદેશી કાપડનો પૂરો બહિષ્કાર કરવાનો રહ્યો છે. એટલે આ કામમાં એકે બીજાના કરતાં વધારે કે ઓછું કરવાપણું નથી. બહારથી આવતું કાપડ અટકાવવાનું કાર્ય બધાં તેનો ત્યાગ કરે ત્યારે જ થઇ શકે, એટલે ગુજરાતનો ફાળો એ જ રહ્યો કે દરેક ગુજરાતીએ પરદેશી કાપડનો ત્યાગ કરવો.

આ ત્યાગ કરતાં આપણે દરેક ગુજરાતી બોલનારને અને ગુજરાતમાં વસનારને પહોચી વળવું જોઇયે ને તેની ઉપર અસર ઉપજાવવી જોઇયે. આટલું સમજવામાં પણ આપણા કાર્યની કઠિનતા આપણે જોઇ શકીયે છીયે પણ તેથી કંઇ આપણે હારવાના? પરદેશી કપડાનો ત્યાગ કરવો એ આપણને એટલો ભારે પડે તેમ છે? આપણા દેશ કરતાં આપણાં રેશમી ને ઝીણાં કપડાં આપણને વધારે વ્હાલાં છે? કદાચ આપણને સ્વદેશીની સ્વરાજ અપાવવાની શક્તિ વિષે શક હોય તોપણ સ્વદેશીના પાલન વિષે તો કોઇને શંકા ન જ હોય.

આ દૃષ્ટિએ વિચારતાં આપણું કામ સહેલું છે. પૈસા આપતાં આપણને સંકોચ થતો હતો, વકીલાત છોડતાં આજીવિકાનો પ્રશ્ન ખડો થતો હતો, સરકારની નિશાળો છોડતાં કેળવણી ખોવાનો ભય હતો, પણ પરદેશી કાપડના ત્યાગમાં શો ભય હોય? નુકસાન તો નથી જ. જેનો ઉપયોગ નથી તેને સંઘરીને શું કરીયે? દરદ મટયે દવાની બાટલી ગમે તેટલા પૈસા ખરચ્યા હોય તોયે ફેંકી દઇયે. મોહ મટયે ભારે શણગાર પણ એક ઘડીમાં ફેંકી દઇયે. શું પરદેશી કપડાનો મોહ આપણને એટલો છે કે તેને છોડી ન જ શકીયે? હું ઉમેદ રાખું છું કે પરદેશી કાપડની અપારેલી કિંમતનો વિચાર તો કોઇ નહિ જ કરે. તેની કિંમતનો વિચાર કરતાં આપણે કંજુસાઇના પાપમાં પડશું. કંજુસ મા બાળકને ભાણામાં રહેલો ખોરાક ખાઇ જવાનો આગ્રહ કરી તેને માંદું પાડે છે. ખરી કરકસર ખોરાક ફેંકી દેવામા જ રહેલી છે. તે જ રીતે ખરી કરકસર પરદેશી કાપડને ત્યાગવામા જ રહેલી છે.

પરદેશી કાપડના ત્યાગની સાથે જ સાદાઇ દાખલ થાય છે, ખોટા વૈભવ જાય છે, ને ખાદીનાં કપડાં ટકાઉ હોવાથી લાબો વખત ચાલે છે. જેનું કપડાંનું ખરચ દરમાસે સો રૂપીયાનું હતું તેવાનું ખરચ હવે આખા વરસનું તેટલું નથી રહ્યું. એવાને પોતાનો હજારોનો પરદેશી પોશાક ફેંકી દેવો કંઇ તકલીફની વાત નથી. પરદેશી કાપડનો આજે ત્યાગ કરી દેશના કરોડો રૂપીયા આપણે બચાવી લઇયે છીયે. તેથી લાખો કે કરોડો રૂપીયાનું કાપડ નાંખી દેવું એ દુરંદેશીની નિશાની છે.

સ્વદેશી એ આપણી આખરની મજલ છે. તેમાં હાર્યા તો આ વર્ષે સ્વરાજ મેળવવાની આશા મુકયે જ છુટકો છે. તેથી મારી ઉમેદ છે કે ગુજરાત હવે સ્વદેશીનું કામ તુરત ઉપાડી લઈ પોતાનું કર્તવ્ય પૂરૂં કરશે.

તા. ૫-૮-૧૯૨૧

પણ ત્યાગ કરવાનો ધર્મ સહુની પર સરખો રહ્યો હોય તોપણ કાપડ ઉત્પન્ન કરવામાં તો ગુજરાત સહુથી આગળ જઈ શકે છે. દરેક નિશાળ અને દરેક ઘર કાંતવાવણવાનું કામ કરવા મંડી જાય તો આપણને કાપડની તાણ પડવાની નથી. ગુજરાત ખાદીમય ન બને તો આપણે જીતી બાજી હારી જવાના.

સ્વદેશીની મતલબ સમજી લઈએ. તેનાથી આપણે સાઠ કરોડ રૂપીયા પરદેશ જતા બચાવવા માગીએ છીએ, એટલું જ નહિ પણ આપણે તેટલા રૂપીયાનું કાપડ કરોડો સ્ત્રીપુરુષોની મારફત તૈયાર કરાવી તેમના ઘરમાં કરોડો રૂપીયા દાખલ કરવા માગીએ છીએ. તેમ કરીને આપણે હિન્દુસ્તાનમાંથી ભૂખમરાનો બહિષ્કાર કરવા માગીએ છીએ. તેથી પરદેશી કાપડના સંપૂર્ણ બહિષ્કારને હું ભૂખમરાનો બહિષ્કાર ગણું છું. વળી આપણા સદાનો વંચના જાય છે લાખો માણસો આળસુ બની કેવળ ભિક્ષા પર રહેતા થઈ બગડ્યું લાજે છે. શક્તિમાન માણસ કામ ન કરે તો ન ખાય. આજે આપણી પાસે એવું કામ જ નથી કે જે દરેક ભિક્ષુકને ન સોંપી શકાય. જ્યારે રેંટીઓ અને સાળ દેશમાં પ્રતિષ્ઠા પામશે ત્યારે જેઓ પ્રજાને જ્ઞાન દેતા હશે તેવા બ્રાહ્મણો અને ફકીરો જ માત્ર ભિક્ષા માગતા હશે. દરેક અશક્ત અપંગને પ્રજા બાઈસદિન જમાડશે. ધુતારાઓ સાધુને વેષે જમીને ભિક્ષા નહિ માગી શકે. આમ સ્વદેશીમાં રોગનો નાશ ને સાધુતાનો પ્રભાવ રહેલો છે.

આટલું સમજ્યા પછી ગુજરાત દરેક ઘરમાં રેંટીયાની, સાળની અને પીંજણની પ્રવૃત્તિ તુરત વધારી મુકી પોતાની ને હિન્દની સેવા કરશે, એવી હું આશા રાખું છું.

---

## ૬ સત્યાગ્રહ ક્યારે ?

મુંબઈ ખાતે હાલમાં જ મળેલી મહાસમિતિની બેઠકને સારૂ પ્રાન્ત પ્રાન્તમાંથી એકઠા થયેલા સભ્યોમાં જેને ને તેને મ્હોડે એક જ સવાલ રમી રહેલો જોવામાં આવતો હતો: 'સત્યાગ્રહ ક્યારે શરૂ કરવાનો?' જાતે કદી વાપરેલ ન હોવાથી આજના આપણા એકેએક દુઃખના સર્વોપરી ઓસડ તરીકે માની લેવાની ભૂલભરી માન્યતાથી દરેક જણ આ વસ્તુ પાછળ મુગ્ધ થયેલો જોવામાં આવતો હતો. છતાં મારી ખાતરી છે કે એ વસ્તુ આપણાં સર્વ દુઃખોનું સર્વોપરી ઓસડ નીવડ્યા વગર નજ રહે; માત્ર તેને માટે જોઈતું વાતાવરણ દેશમાં પેદા કરવા આપણે શક્તિમાન

થવું જોઇયે. વ્યક્તિને માટે તો એવું વાતાવરણ હમેશાં છે જ, સિવાય કે જ્યાં પોતાના એકલાના સત્યાગ્રહ કરવાથી પણ અવશ્ય ખુનામરકી ચાલે તેવું હોય. આ વ્યક્તિ-પર્યંતની મર્યાદા છેલ્લા સત્યાગ્રહ વખતે મેં જોઇ.

છતા એવો પણ વખત આવે જ્યારે ચાહે તે ભોગે પણ અન્તરના નાદની ઉપેક્ષા કરવાનું વ્યક્તિઓથી પણ બની શકે નહિ મારે પોતાને માટે હું એવો સમય આવેલો સ્પષ્ટ કલ્પી શકું છુ કે જ્યારે આગ પકડાવાથી ખુનામરકી ચાલવા વિષે ખાતરી લાગતી હોય તોપણ મારે સરકારના પ્રત્યેક કાયદાનો નિરાદર કર્યે જ છૂટકો હોય. જ્યારે અન્તરના અવાજને દબાવી રાખવો એ ઇશ્વરનો ઇનકાર કર્યા બરાબર થઇ પડે તેમ હોય ત્યારે કાયદાનો સવિનય ભંગ એ માણસનો સર્વોપરી ધર્મ થઇ પડે છે.

પણ પ્રજાકીય સત્યાગ્રહની વાત જુદી જ છે. આખી પ્રજાએ સત્યાગ્રહ શરૂ કરવાને સારૂ વાતાવરણ શાન્ત જોઇયે. એ શાન્તિ આપણા બળની અને જ્ઞાનની હોવી જોઇયે, આપણી દુર્બળતા અને આપણા અજ્ઞાનની નહિ. વ્યક્તિગત સત્યાગ્રહ ઘણીવાર પરમાર્થવૃત્તિથી પ્રેરાઇને કરેલો હોય છે, તેમાં સ્વાર્થનો અંશ ઓછો જ હોય છે, જ્યારે પ્રજાકીય પાયા ઉપર કરેલા સત્યાગ્રહમા તે અખત્યાર કરનારી પ્રજા કે વર્ગનો સ્વાર્થ રહેલો હોય છે. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમા મિ. કૅનલબૅક અને મિ પોલાકનો સત્યાગ્રહ નિષ્કામ કહેવાય. તેમને તેમાં કશો જ સ્વાર્થ ન હતો, જ્યારે હજારો હિન્દીઓના સત્યાગ્રહમા સ્વહિતની ભાવના સામેલ હતી. દાખલા તરીકે ગીરમીટમાથી છૂટેલા હિન્દીઓ, તેમની સ્ત્રીઓ તેમજ તેમના ઉમ્મરે પહોંચેલા બાળકો ઉપર નાખવામા આવેલો વાર્ષિક કર નાબુદ કરાવવાની તેમની એક નેમ હતી

છતા પ્રજાકીય પાયા ઉપર સત્યાગ્રહ ચલાવવામા સત્યાગ્રહીઓ સિદ્ધાન્તનો અમલ કરવાની રીતથી પૂરી રીતે વાકેફ હોય એટલું બસ છે. દક્ષિણ આફ્રિકાની લડત દરમિયાન બેથી ત્રણ હજાર મરદો અને થોડીક સ્ત્રીઓને લઇને હું જે 'મનાઇ કરેલા' મુલકની હદમાં પેઠો અને પકડાયો તે મુલક લગભગ વેરાન હતો. અમારા કાફલામા પઠાણો તેમજ જોરાવર કદાવર શરીર વાળા અનેક માણસો હતા. દક્ષિણ આફ્રિકાની સરકારે અમારી લડતની મોટામા મોટી પ્રશંસા આ એક જ બાબતને વિષે કરી હતી. તે જાણતી હતી કે અમારા કાફલાને હાથે કોઇનો પણ વાકો વાળ થવાની બીક નહોતી. જેઓ મને પરહેજ કરવા આવ્યા તેમને

ચપટીમાં ચોળી નાંખવા એ એ કાફલાને માટે રમતવાત હતી; પણ તેઓ જાણતા હતા કે એમ કરવું એ નામર્દાઇ હતી, એટલું જ નહિ પણ એમાં તેમની પોતાની પ્રતિજ્ઞાનો ભંગ રહેલો હતો. તેઓ જાણતા હતા કે એમ કરવાથી હિન્દીઓની સ્વતન્ત્રતાની આખી લડત ઉપર પાણી ફરત અને દક્ષિણ આફ્રિકામાંથી એકએક હિન્દીને બળજોરીથી દેશનિકાલ કરવામાં આવત.

પણ સત્યાગ્રહીઓ હલકા લોક નહોતા. તેઓ તાલીમ લીધેલા સિપાઇઓ હતા; અને હથિયાર વિનાના તેથી વધુ બળવાન હતા. મને તેમની વચ્ચેથી લઇ ગયા છતાં તેઓ ત્યાંથી વીખેરાયા નહિ કે પાછા પણ ફર્યાં નહિ. તેઓ તો જ્યાં સુધી તેમનામાંના દરેક જણને પકડવામાં અને કેદ કરવામાં ન આવ્યો ત્યાં સુધી કૂચ કર્યે જ ગયા. જાતીય સ્વતન્ત્રતાને માટે પ્રજાકીય પાયા પર લડત ચલાવવામાં આટલી તાલીમ અને અહિંસા દેખાડયાનો બીજો દાખલો મારી જાણ મુજબ ઇતિહાસમાં નથી. આવા જ સંયમ વગર અહીંઆં પણ આમવર્ગને હાથે સફળ સત્યાગ્રહ થવાની આશા રાખી શકાય નહિ.

કોઇ પણ પકડાય કે લાગલાં જ ગંજાવર સરઘસો, કે હડતાળો પાડી એવા જ પ્રદર્શનો કરીને સરકારને ધાક બતાવવાના વિચારને આપણે તદ્દન કાઢી નાખવો જોઇયે. ઉલટું આપણે પરહેજી કે ગિરફતારીને તો અસહકારીના જીવનની એક સાવ સામાન્ય અવસ્થા માનતા થઇ જવું જોઇયે. કારણ જેમ રણમાં ઘૂમતો વીર મૃત્યુને ઢૂંઢે છે તેમ આપણે પણ ગિરફતારી અને કેદની પછવાડે પડેલા છીયે. આપણે કેદથી ભાગીને નહિ પણ કેદને માગી લઇને જ સરકારને હરાવવા માગીયે છીયે, પછી તેમ કરતાં ભલે આપણે એકસામટા પકડવાની કે કેદ થવાની તૈયારી બતાવી દેવી પડે.

આમ અત્યારે સત્યાગ્રહ એટલે એક પણ હથિયાર વગરના પોલીસ સિપાઇને હાથે પણ આપણે એકલા યા સામટા આપખુશીથી પકડાઇ જવાની આપણી હિમ્મત, ખુશખુશાલ, દોરી જવામાં આવતાં નિર્દોષ ઘેટાંના ટોળાંના જેટલી જ ગરીબાઇથી આપણે હજારોની સંખ્યામાં સરકારના એક જ માણસના હાથ નીચે સરકારની જેલોમાં ચાલ્યા જઇયે તેમાં જ આપણી જીત રહેલી છે. જો દુનિયાનાં ઘેટાંઓને આપખુશીથી પોતાની ગરદન આપતાં આવડી હોત તો અત્યાર સુધીમાં કે'દહાડાનાંય કસાઇની છરીથી હમેશને માટે ઉગરી ગયાં હોત. કશા દોષ વગર પકડાવામાં અને જઇજઇને સરકારની જેલોમાં બેસવામાં જ આપણી જીત રહેલી છે.

આપણે જેટલા નિર્મળ, જેટલા વધુ નિર્દોષ રહીને જેલ જઇશું અને જેલ ભોગવશું તેટલું આપણી લડતનું બળ વધશે અને તેટલો જ વિજય પણ પાસે આવશે.

અત્યારે તો એક બાજુએ સરકાર બૂર્ઝાદિલ છે અને બીજી બાજુએ આપણે પણ તેટલા જ ડેરથી ડરીયે છીયે. એ જેલના આપણા ડરનો સરકાર લાભ લે છે. જો એકવાર આપણાં સ્ત્રીપુરુષો સરકારની જેલોને આબુ, માથેરાન, મહાબળેશ્વર જેવાં હવા ખાવાના ઠેકાણા માનતાં થઇ જાય તો આપણે આપણાં ભાઇબહેનોને જેલમાં જતા જોઇ લગીરે ન હડબડીયે. દક્ષિણ આફ્રિકામાં તો સરકારની જેલોને આપણાં ભાઇબહેનો તરફથી ના. બાદશાહે બંધાવેલા 'જાનીવાસા'નું ઉપનામ મળ્યું હતું!

આ રાજ્યના કાયદાઓનો મનથી ભંગ તો આપણે એટલાં કાળથી કરી રહ્યા છીયે તેમજ અનેક છળપ્રપંચ દ્વારા તેના પંજામાંથી છૂટી જવાના પ્રયત્નો પણ એટલા કાળથી કરતા આવ્યા છીયે કે સત્યાગ્રહ શરૂ કરીને એકાએક આવા કાયદાના સવિનય છડેચોક ખાનદાન ભંગ માટે લાયક થતાં આપણને વાર લાગે જ. કોઇ પણ પ્રકારની ચોરી છૂપાવટનો અભાવ અને અહિંસાવ્રતનું પાલન એ બે કાયદાના સવિનય ભંગની મુખ્ય શરતો છે.

સંપૂર્ણ સત્યાગ્રહ એ શાન્તિમય બળવાની એટલે કે રાજ્યના પ્રત્યેક કાયદાને માનવાનો ઇનકાર કરવાની સ્થિતિ છે. સશસ્ત્ર બળવાના કરતાં આવો બળવો અલબત્ત વધારે ભયભર્યો છે, કારણ જો તેમા ઉતરેલા સત્યાગ્રહીઓ કઠણમાં કઠણ કસોટીઓમાથી પાર નીકળનારા હોય તો તેવો બળવો કોઇ કાળે દબાવી શકાય નહિ. આવો સત્યાગ્રહ નિર્દોષપણે દુઃખ સહન કરવામા રહેલા સર્વોપરી સામર્થ્ય ઉપરની માણસની અટલ શ્રદ્ધાના પાયા પર ખડો થયેલો હોય છે. કશી જ ગડબડ કર્યા વગર જેલમા ચાલ્યો જઇને સત્યાગ્રહી શાન્તિનું વાતાવરણ જાળવવાને વિષે વિશ્વાસ ઉત્પન્ન કરે છે. સામો જવાબ ન મળતો જોઇ કુકર્મી પણ અન્તે કુકર્મ કરતો થાકે છે. પોતાના હાથમાંનો શિકાર બિલકુલ જ સામી લડાઇમાં ઉતરતો નથી—કશું જ સામું બળ વાપરતો નથી એ જોઈ, જાલીમને પણ જુલમમાથી બધો રસ જતો રહે છે.

માટે જો આવા વિશાળ પાયા ઉપર સત્યાગ્રહનો આપણે આરંભ કરવા માગતા હોઇયે તો તેવી લડતની સફળતા માટેની શરતોનો ઓછામાં ઓછું પ્રજાના પ્રતિનિધિઓએ તો પૂરેપૂરો વિચાર કરી જ લેવો ઘટે. સૌથી જલદમાં જલદ

તા. ૭-૮-૧૯૨૧

ઇલાજોમાં જોખમ પણ હમેશાં સૌથી વધુ રહેલાં હોય છે અને તે વાપરવામાં પણ અત્યન્ત કાળજી અને ચતુરાઇ રાખવાની હોય છે. મારી તો દૃઢ માન્યતા છે કે જો પરદેશી કાપડનો બહિષ્કાર આપણે પૂરેપૂરો સફળ કરી બતાવી શકીયે તો આપણે એટલા વિશાળ પાયા ઉપર સત્યાગ્રહ આરંભવાને શક્તિમાન થઇ શકીશું કે જે સત્યાગ્રહને કોઈ પણ સરકાર રોકી શકે નહિ. તેથી જેઓ આજે પ્રજાકીય પાયા ઉપર સત્યાગ્રહનો આરંભ કરવાને અધીરા થયા છે તેમને ધીરજ ધરવા અને હાલ તુરત નિશ્ચયપૂર્વક સ્વદેશીની પ્રવૃત્તિ ઉપર જ પોતાની બધી શક્તિઓને એકાગ્ર કરવા હું વીનવું છું.

---

# † ચોપાટી પરનું ભાષણ*

લોકમાન્યના નામમાં રહેલા જાદુએ ગઈ કાલે શેઠ સોબાનીના મેદાનમાં બે લાખ માણસની મેદનીને આકર્ષી હતી. મારે માટે તો એ દૃશ્ય હૃદય હલાવે એવું હતું. આ રમ્ય મુંબઇ નગરીએ ગઇ કાલે જે અગ્નિ પ્રગટાવ્યો તે પારસીઓના આતશબહેરામની પેઠે જ નિરન્તર અખંડપણે બળતો રહેવો જોઇયે અને તેમાં આપણો બધો મેલ ભસ્મ થવો જોઇયે. કાલે આપણે પરદેશી કાપડ બાળીને આપણો મોટામાં મોટો બાહ્ય મેલ બાળ્યો. આ પવિત્ર કૃત્યને આપણે ભવિષ્યમાં કદી પણ પરદેશી કપડાનો સ્પર્શ ન કરવાની આપણી પ્રતિજ્ઞાની નિશાનીરૂપ ગણીયે. હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહુદી હરકોઇ ધર્મ પાળનારી એકેએક કોમ, જેણે હિંદુસ્તાનને પોતાનું વતન કર્યું છે તે દરેકને સારૂ પરદેશી કાપડની અસ્પૃશ્યતા એ ધર્મ છે. એને જ આપણે હિન્દુસ્તાનના દરેક ધર્મનું એક આવશ્યક કુદરતી અંગ કરી મુકીયે. પ્રત્યેક ધર્મનિષ્ઠ હિન્દુને સારૂ અન્ત્યજવર્ગની અસ્પૃશ્યતા એ જેટલી પાપરૂપ છે તેટલી જ વિદેશી કાપડની અસ્પૃશ્યતા દરેક હિન્દીને સારૂ પુણ્યરૂપ હોવી જોઇયે. આ દૃષ્ટિએ ગઇ કાલે આપણે જે યજ્ઞ કર્યો તે અલૌકિક હતો એમાં સન્દેહ નથી. લોકમાન્યની પુણ્યતિથિને આમ ઉજવીને મુંબઇએ પોતાની જાતને ખરેખર દીપાવી છે.

લોકમાન્યના જીવનને યાદ કરીને તેમના મહાન આપભોગ, તેમની અડગ હિમ્મત, તેમની નિર્ભયતા અને તેમની ભવ્ય સાદાઇને આપણે અંતરમાં ભરીયે. દેશસેવાને તેમણે *ધર્મની પાયરીએ ચડાવી. એ ધર્મને આથે ચડાવી એમના સ્વરાજના સ્વપ્નાને સાચું કરી* બતાવવા આપણે આપણું જીવન સમર્પણ કરીયે. સ્વરાજસ્થાપનાથી ઓછું બીજું કોઇ પણ સ્મારક એમના પુણ્યસ્મરણને માટે યોગ્ય ન જ ગણાય.

---

* તા. ૧લી ઑગસ્ટને દિવસે મુંબઇમાં ચોપાટી ઉપર લોકમાન્યની દહનભૂમિનાં દર્શન કરી તેમની પુણ્યતિથિ ઉજવવા મળેલી ત્રણ ચાર લાખની મેદનીમાં આ ભાષણ વંચાયું હતું.

તા. ૯-૮-૧૯૨૧

અને જેમ મેં કાલે કહ્યું તેમ સાચો સ્વદેશીધર્મ અંગીકાર કર્યા સિવાય હિન્દુસ્તાનનો તરણોપાય નથી. તેથી જ કાલે આપણે જે અગ્નિ પ્રગટાવ્યો તે જ સાચો અને આવશ્યક બલિદાનનો અગ્નિ હતો.

અને જે બાહ્ય સૃષ્ટિને વિષે સાચું છે તે જ આન્તર સૃષ્ટિને વિષે પણ તેટલું જ સાચું છે. મારે મન તો ગઈ કાલનો બાહ્ય અગ્નિ આપણાં હૃદય તેમજ બુદ્ધિની બધી જ દુર્બળતાઓને ભસ્મ કરનારા આન્તર અગ્નિનો સૂચક હતો. એ અગ્નિમાં શુદ્ધ થઇને નીકળેલી આપણી બુદ્ધિને સ્વદેશીમાં રહેલો સાચો આર્થિક ઉદ્ધાર દેખાયા વગર રહેશે નહિ. અને એવી વિશુદ્ધિ પામેલાં આપણાં અન્તઃકરણથી પરદેશી કાપડની મોહિની સામે આપણે દૃઢ બનવું જોઇયે. હિન્દ બહાર પરદેશી કાપડના ચાહે તે ફાયદા હોય પણ હિન્દનું તેમાં કલ્યાણ છે જ નહિ.

આમ ગઇ કાલે આપણે પ્રગટાવ્યો તે અગ્નિ જો સાચા બલિદાનનો હોય, લોકમાન્યના પુણ્યસ્મરણને ઉજવવા આજે આપણે અહીં ભેળા થયા છીયે તે આપણી પૂજ્યભક્તિ જો સાચી હોય તો આપણે આપણી જાતને કે પ્રજાને છેતરતાં ખૂબ સાવચેત રહીયે ખાદી ઝપાટાભેર પ્રતિષ્ઠિત વર્ગનો પોશાક થતી જાય છે; અને શુભ પ્રસંગો ઉપર પણ હવે પછી વિદેશી મલમલ કે રેશમ નહિ પણ પવિત્ર ખાદી જ આપણો શણગાર બને એવો આપણે ઉદ્યોગ કરીયે. એ પવિત્ર ખાદી જ આપણા એકેએક શુભ અને પવિત્ર પ્રસંગનો પોષાક હોય, કારણ એ ગરીબોના હાથનો ધંધો કાઢી લઈ તેને બળજોરીથી બેકાર બનાવીને કે ભૂખે મારીને વણેલી નહિ પણ ઝુંપડાના ઉદ્યોગોને સજીવન કરી ગરીબમાં ગરીબ મજૂરના ઘરમાં પણ રસ મુકનારી બરકત અને રિદ્ધિની સૂચક છે.

અને ગઇ કાલના યજ્ઞનો તેમજ આજથી બરાબર એક વર્ષ ઉપર જે જગાએ આપણા પુણ્યશ્લોક લોકમાન્યના દેહને આપણે અગ્નિદેવને અર્પણ કર્યો તે જ સ્થાન ઉપર મળેલા આ મહાન દૃશ્યનો જો એ જ અર્થ હોય તો જેમ કરેલા ઠરાવમાથી પાછું હઠવાની વાત આપણા મ્હોંમા કદી હોય જ નહિ, તેમ મનને મનાવવાની કે ખોટા ડોળદેખાવની પણ વાત હોય નહિ પરદેશી કાપડનો ત્યાગ આપણે હમેશાને માટે કરી દેવો જોઇયે. જેમ ચોખ્ખામાં ચોખ્ખું દૂધ પણ તેમાં ઝેરનો ભેળ થવાની તદ્દન નિરુપયોગી બની જેમ કેવળ નાખી દેવાને જ યોગ્ય થઇ પડે છે તે જ મુજબ આપણી પાસેનાં વિદેશી કપડાં પણ આપણે માટે તેટલાં જ નકામાં છે એ આપણને ઠસી જવું જોઇયે. અને જો પરદેશી કપડાં આપણને કોઇ પણ દિવસને માટે નકામા જ છે તો પછી તેને નાહક ટ્રંકો કે આલમારીઓમાં ભરી મુકવાં એ પણ નકામો બોજો નથી શું ? યૂરોપમાં શું એકાદ વસ્તુ ગમે તેટલી કિંમતી હોય તોપણ એક વખત તે ફેશનમાથી નીકળી ગઇ એટલે તેને રદ કરવાનો રિવાજ નથી ? આ ચેતવણી હું અત્યારે આરંભથી જ એટલા માટે આપી રહ્યો છું કે ઘણાઓએ 'આગળ ઉપર કોઇ દિવસ વાપરીશું'

એ વિચારે પોતાનાં ઘણાં કપડાં સંઘરી રાખ્યાં છે અને માત્ર થોડાંક જ તજ્યાં છે! પરદેશી કાપડનો ત્યાગ એ કંઈ પૈસા કે ઘરેણાં આપવાના જેવો નથી કે જેમાં કુલ સંઘરામાંથી માત્ર અમુક જ ભાગ આપી દીધે ચાલી શકે. પરદેશી કાપડનો ત્યાગ એ તો ઘરનો કચરો કાઢવા સમાન છે. અને સુઘડ ગૃહિણી જેમ ઘરનો ખૂણેખાંચરો સિફતે વાળીઝાડીને ક્યાંય ચપટી રજ પણ ન રહેવા દઈ ઘરને આભલા જેવું રાખે તેમ આ પરદેશી કાપડરૂપી કચરાથી પણ આપણે આપણું ઘર ઝાડીઝપટીને સાફ કરી દેવાં જોઈએ. જો આપણી બજારોમાં પરદેશી કાપડને આપણે કેવળ અપવાદરૂપ જ કરી મુકવું હોય તો આપણા શોખમાં ક્રાન્તિ કરી નાંખી આ ભભકાદાર પરદેશી માલની મોહિનીમાંથી આપણે ઉગરી જ જવું જોઈએ. બીજાઓની નકલ કરવા પાછળ આપણે ગાંડા ન બનવું જોઈએ જો ગાંડા થઈશું તો પરદેશી બનાવટની નકલી ખાદીઓથી આપણે ઘેરાઈ પડીશું આ બધાથી બચવા આ ક્રાન્તિનો કાળ વીતતા સુધી જાડી વગરધોયેલી ખાદી જ આપણે માટે ઉત્તમ વસ્ત્ર છે.

હું સ્વદેશી ઉપર આટલો ભાર મુકું છું, કારણ એમાં જ હું આપણી શક્તિઓને પૂરેપૂરી ખીલવવાની અને આપણાં આબાલવૃદ્ધ લાખો સ્ત્રીપુરુષોની પરીક્ષાની તક જોઈ રહ્યો છું. જો હિન્દુસ્તાન એકદિલ બનીને આ બાબતમાં ઉદ્યમ કરે તો જ આ પ્રવૃત્તિ પાર ઉતરે એમ છે. અને સ્વદેશીની પ્રવૃત્તિને વિષે હિન્દુસ્તાન એટલું કરી વળશે તે દિવસે સ્વરાજની ચાવી એને હાથ લાગી ગઈ હશે; તે દિવસે નાશની તેમજ ઉત્પત્તિની બન્નેની કળા શાસ્ત્રીય ઢબે એણે હાથ કરી લીધી હશે.

હવે એક જ વાત કહીને હું પૂરૂ કરીશ. જે સ્થળે આપણે ગઈ કાલે આપણા પાપનો અંશ બાળ્યો તે સ્થાન આપણે માટે પવિત્ર બન્યું છે. શેઠ સોબાનીએ સ્વરાજ ફાળામાં ભારે રકમ ભરી છે. સિવાય લડતને તેમણે પોતાનો પુત્ર આપ્યો છે. આટલી સખાવત સાથે જ એમની જે જગા પર આપણે ગઈ કાલનો પવિત્ર વિધિ ઉજવ્યો તેટલી જગા પણ એ પવિત્ર કાર્યનું સ્મારક ઉભું કરવાને સારૂ એઓ દેશને આપી દેશે એવી હું આશા રાખું છું. તે જ પ્રમાણે આજે જ્યાં આપણે ભેળા થયા છીએ અને જ્યાં આપણે એક વર્ષ પર લોકમાન્યના દેહાવશેષને અગ્નિસંસ્કાર કર્યો તે આ જગા પણ આપણે આપણા રાષ્ટ્રીય સ્મારકને સારૂ મેળવવી જોઈએ આ જ સ્થળે તેમની ભસ્મમાંથી અસહકારનો જન્મ થયો ઑગસ્ટની ૧લી તારીખે જ અસહકારનો આરંભ થયો.

અને ગઈ કાલે ભાઈ ઉમર સોબાનીની જમીન ઉપર જ પ્રજાએ તો મારે મન જે સ્વરાજની છેલ્લી મજલરૂપ છે તે કાર્યની શરૂઆત કરી છે અને હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે આવતી ૩૦મી સપ્ટેમ્બરને દિવસે હિન્દ મોળું ન નીવડે.

છેલ્લે સ્વયંસેવકોને વિષે એક શબ્દ કહી લઉં. આપણી ઉપર એવું તહોમત મુકવામાં આવે છે કે આપણામાં યોજના કરવાની કે તે પાર ઉતારવાની શક્તિ નથી. ગઈ કાલનો મેળાવડો આ તહોમતનો જવાબ છે. પોલીસની કશી જ મદદ નહોતી માગવામાં

આવી, છતાં બધું નિર્વિઘ્ને પાર પડ્યું. કપડાં ઉઘરાવવાથી માંડીને બાળવા સુધીનું બધુ જ કાર્ય સ્વયંસેવકોને હાથ હતું. તેઓને તેમજ બીજા જેઓ આ મહાકાર્યમાં રોકાયા હતા તેમને ધન્યવાદ ઘટે છે. આવી ધૈર્યની, શાન્તિની, દૃઢતાની ને બંદોબસ્ત રાખવાની શક્તિ મેળવીને જ આપણે સ્વતન્ત્રતા મેળવવાની આશા રાખીયે છીયે.

---

# મારી નોંધ

## મુંબઇએ હદ વાળી

તિલક મહારાજની પૂજા મુંબઇએ ભલી કરી. તા. ૩૧ મી જુલાઇ ને રવિવારે શેઠ હાજી યુસુફ સોબાનીની જમીન પર યજ્ઞ કરી લગભગ બે લાખ માણસોએ પોતાનો મેલ બાળ્યો. બાળવાની યોગ્યતાને વિષે જેમના મનમા શંકા હતી એવા અસંખ્ય માણસોની શંકા ઉડી ગઈ લગભગ દોઢ લાખ જથ્થુસ ઓછામાં ઓછી બળી. જ્યારે યજ્ઞ શરૂ થયો ત્યારે જેઓ હજુ કાળી પરદેશી ટોપીઓ પહેરીને આવ્યા હતા તેઓ શરમાયા અને ટોપીઓનો વરસાદ વરસ્યો.

તે દિવસનો લોકોનો ઉત્સાહ વર્ણવ્યો જાય તેમ નથી. કેમ જાણે આખું મુંબઇ એ મેદાનમાં જ સમાયું ન હોય તેમ ધોળી ખાદીની ટોપીઓ અને ખાદીનાં કાપડાથી શોભી રહેલાં સ્ત્રીપુરુષોથી મેદાન ઉભરાઈ ગયું. તે દિવસે પ્રગટેલો અગ્નિ હિન્દુસ્તાનના હૃદયમાં આજે સળગી રહેલા અગ્નિની નિશાનીરૂપ હતો. અને જ્યાં લગી એક તસુ પણ પરદેશી કપડું આપણા ઘરમાં રહેલું છે ત્યાં લગી એ અગ્નિ પૂરો શાન્ત ન થાય અને દરેક અઠવાડિયે એકલા એ પવિત્ર મેદાનમાં જ નહિ પણ હિન્દુસ્તાનમાં ગામેગામ અને રસ્તે રસ્તે એ અગ્નિ પ્રગટો અને તેમાં આપણો પરદેશી કાપડરૂપી મેલ બળો એમ હું ઇચ્છું છું. આ પ્રમાણે ત્યાગ કરી પાવન થયેલાં મુંબઇનાં સ્ત્રીપુરુષો અને બાળકોએ પવિત્ર ખાદી પહેરીને જે જ્યાએ તિલક મહારાજના દેહને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો તે જ્યાએ ચોપાટીના મેદાનમાં તે પવિત્ર આત્માની પૂજા કરી તેને માન આપ્યું. ચક્રવર્તિની સંવત્સરીએ પણ આટલા માણસો આટલી પવિત્રતાથી કદી નહિ ભેળાં થયા હોય.

મુંબઇએ જૂન માસમાં હિન્દુસ્તાનની પ્રતિજ્ઞાનું પાલન થાય તેટલા સારૂ ભારે સખાવત કરીને પોતાની મનોહરતા સિદ્ધ કરી, અને આ બીજા એક મહિનામાં બીજા પગલાનો સચોટ પાયો નાંખીને મુંબઈ વધારે મનોહર બન્યું છે.

પણ હજુ બહુ કરવાનું બાકી રહ્યું છે. પરદેશી કાપડ રૂપી કચરો મુંબઇએ બધો નથી કાઢયો. આપનારાઓએ અને આપનારી બહેનોએ પોતાના દિલને ચોરીને પરદેશી કાપડ આપ્યું છે. જ્યાં સુધી બધો મેલ કાઢી નાખવામાં નથી આવ્યો ત્યાં સુધી પૂરી

તા. ૭-૯-૧૯૨૧

શુદ્ધિ થઇ નથી, અને જેમ થોડો રહેલો મેલ પણ ઝેરી હવાને પેદા કરી શકે છે તેમ થોડું રહેલું પરદેશી કાપડ ભારે નુકસાન પહોંચાડી શકે છે. તેથી મારી ઉમેદ છે કે મુંબઇમાં શું કે બીજી જગ્યાઓએ શું, કુલ પરદેશી કાપડરૂપી મેલ વાળીચોળીને કાઢી નાંખવામાં આવશે. આપણાં ઘરોમાંથી જ્યાં સુધી આ સાવ સાફ નથી થઇ ગયું ત્યા સુધી પરદેશી કાપડરૂપી મરકી પાછી ફેલાવાનો ભય રહેવાનો જ. જો આપણે સ્વરાજ મેળવવું જ હોય તો પરદેશી કાપડ આપણને હમેશને સારુ કેવળ અસહ્ય થઇ પડવું જોઇએ, અને તે એ કાપડને ઇરાદાપૂર્વક બાળી નાંખવાથી જ ઉત્પન્ન થઈ શકે તેમ છે.

## જીત કે હાર ?

ઘણા સમય પહેલા એક લખનારે પૂછ્યું હતું કે દક્ષિણ આફ્રિકામાં જેવી જીત મેળવી તેવી જીત-તો અહીંની નહિ હોય ? આ પ્રશ્નમા મેં જેટલી કડવાશ તેટલું જ અજ્ઞાન જોયું છે. દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન શો હતો એ આ લખનારને ખબર જ ન હતી. દક્ષિણ આફ્રિકામાં આજે હજુ દુઃખ છે એમ લખનારનું કહેવું હતું. દક્ષિણ આફ્રિકામાં અમુક કાયદાની સામે લડત હતી. તે તો સંપૂર્ણતાએ જીત્યા. એશિયાટિક કાયદો રદ કરાવવો, ઇમિગ્રેશન કાયદાનાંથી રંગભેદ કાઢવો, હિન્દુ તથા મુસલમાન વિવાહનો સ્વીકાર કરાવવો ને ત્રણ પાઉંડનો કર નાબુદ કરાવવો—એ માગણીઓ એક પછી એક થયેલી ને તે બધી ત્યાંની સરકારને કબૂલ કરવી પડી.

આને હું પૂરી જીત માનું છું. પણ મોટામાં મોટી જીત તો એ થઇ કે સત્યાગ્રહથી જ હિન્દી પ્રજા દક્ષિણ આફ્રિકામા પોતાનો પગ રાખી શકી. તેથી જ બીજાં સંસ્થાનોમાં હિન્દીઓ ઉપરનો હુમલો કંઇક ધીમો પડ્યો. તેથી જ દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ આખી દુનિયામાં પંકાયા. એશિયાટિક કાયદો એ હિન્દીઓનો સદંતર નાશ કરવાનું પ્રથમ પગથીઉં હતું તે મુકાતા જ ઉખેડી શકાયું તેવું જ આપણી અહીંની લડતને વિષે સમજવું જોઇએ. ખિલાફતની માગણી સ્વીકારાય તો તેથી કંઈ કોઈ દિવસ હવે પછી ખિલાફત ઉપર ભય નહિ આવે એમ નહિ થાય. સ્વરાજ મળ્યા પછી તે પાછું આપણે કોઇ દિવસ નહિ જ ખોઇએ એમ નહિ થાય. જે હથિયારથી જે વસ્તુ મેળવાય તે વસ્તુ તે હથિયારની હસ્તી હોય ત્યાં લગી જ રાખી શકાય. આત્મબળથી મેળવેલી વસ્તુ તે બળ ક્ષીણ થતાં આપણે જરૂર ખોવાના. સંયમથી મેળવેલું આરોગ્ય નિયમોના ભંગ કરી અમે તે ખાવાપીવાથી ક્ષણમાં ખોઇ નાંખીએ. સત્યાગ્રહ અને તેની શાખા અસહકાર એવાં શસ્ત્રો છે કે તેના ઉપયોગ વિષે હારને સ્થાન જ નથી. મરણાંત સુધી લડ્યા કરે છે તેને હાર કેવી ? જીવતા માણસને 'હાર્યો' કહેવડાવવામાં હાર છે. રણમાં પડેલા યોદ્ધાને હારેલો કોણ કહે ? જે સત્યાગ્રહી પોતાના આગ્રહને છોડતો જ નથી તેને હરાવનાર આ જગતમાં કોઇ છે જ નહિ. આત્મા એ જ આત્માનો શત્રુ છે ને મિત્ર પણ છે.

## કરાંચીમાં શાન્તિભંગ

કરાંચીમાં સ્વામી કૃષ્ણાનન્દને પકડયા અને તેમને જેલ આપી. સ્વામી કૃષ્ણાનન્દ લોકપ્રિય હતા. તેમણે દારૂનિષેધને સારૂ સરસ કામ કર્યું હતું. તેમની ઉપરનો આરોપ જૂઠો હતો એમ મને જણાવવામાં આવ્યું છે. આ બધું લોકોને દુઃખનું અને રોષનું કારણ હતું તેમાં શક નથી; પણ અસહકારે આપણને આપણા રોષનો સારો ઉપયોગ કરવા શીખવ્યું છે. જો લોકોને સ્વામી કૃષ્ણાનન્દ ઉપર ખરો પ્રેમ હોય તો તેઓ દારૂ છોડે, દારૂની દુકાનોની શાન્તિમય ચોકી કરે, પરદેશી કપડાં બાળી દે, રેંટીયા ચલાવે, સાળ ચલાવે ને ખાદી ઉત્પન્ન કરે. આમ કરી સ્વરાજ મેળવે ને સ્વામીને છોડવે અથવા સ્વામીના જેવું કામ કરતાં જેલમહેલમાં બિરાજે. આમ કરવાને બદલે કેટલાક લોકોએ તોફાન કર્યું ને ચાલ્યા જતા અંગ્રેજો ઉપર પથરા ફેંક્યા. તેથી કંઇ સ્વામી ન છૂટયા ને સ્વરાજ કંઇક છેટે ગયું. સ્વરાજ તો આજે જ મળવું જોઇયે, પણ નથી મળતુ કેમ કે આપણે ગુસ્સો રોકી નથી શકતા. સ્વરાજ મળવાની મોટામાં મોટી શરતનો આપણે ભંગ કરીયે ને સ્વરાજની આશા રાખીયે એ કેમ બને ? કરાંચીના મહાસભાના તેમજ ખિલાફતના કામદારોને મારી ભલામણ છે કે તેઓ ગુન્હેગારોને શોધી કાઢી તેમને સમજાવશે ને તેમની પાસે પશ્ચાત્તાપ કરાવશે. આવા શાન્તિભંગને લીધે કાયદાનો સવિનય ભંગ કરવાનું પણ છેટું થતુ જાય છે. કાં તો આપણે મારફાડને રોકવાની શક્તિ ધરાવીયે અથવા સરકાર ધરાવે જ્યાં સુધી મારફાડ રોકવાને સારૂ આપણે સરકાર ઉપર આધાર રાખવો પડે છે ત્યાં લગી આપણો શાન્ત વગ સ્વતન્ત્રતાની ઇચ્છા પનુ નહિ કે એટલું અણઘડ માણસે પણ સમજી જવુ જોઇયે ને આમલોકોમાં સ્વતન્ત્રતાની તીવ્ર લાગણી પેદા ન થાય ત્યા સુધી સ્વરાજ અશક્ય છે.

## હિન્દુમુસલમાન

આતગસુંબાના વાણીઆ ને મુસલમાનો નજીવી બાબતમાં લડી પડયા. ત્યાં એક મુસલમાન બાઈનું મકાન હિન્દુના મન્દિર પાસે છે. તે બાઈ બિચારી શાન્તપણે પોતાના ઘરમાં રહેતી હતી. તેની જમીન ઉપર ધીમે ધીમે મન્દિરના ટ્રસ્ટી વાણીઆઓએ દબાણ કર્યું. બાઇ બિચારી કંઇક અકળાઇ. તેણે કંઇક કહ્યુ હશે. તે પરથી વાણીઆ રોષે ભરાયા. બાઈનું બાળોથી અપમાન કર્યું. બાઇએ ત્યાંના રહેવાસી મુસલમાનો પાસે ફરીઆદ કરી મુસલમાનો ખીજાયા. તેઓએ વાણીઆઓને વીણીવીણીને માર્યા. રા અબ્બાસ તૈયબજીને ખબર પડી. તેમણે રા મોહનલાલ પંડયાને શાન્તિ કરવા મોકલ્યા. બન્ને પક્ષે તેમનું સાંભળ્યું અને કજીયો પત્યો. જ્યારે વાણીઆઓ ઉપર મુસલમાનોએ હુમલો કર્યો ત્યારે તેમનામાં પોતાનો બચાવ કરવા જેટલી શક્તિ ન હતી તેથી તેઓ ઘરમાં ભરાઈ ગયા હતા. આ વર્ણન મેં જેવું સાંભળ્યું તેવુ આપ્યુ છે. પણ આવી જ રીતે બે કોમો વચ્ચે વેર થયા છે. કે વધ્યાં છે. પેલી બાઇને પજવવામાં, તેની જમીન ઉપર દબાણ કરવામાં વાણીઆઓનો

ગુન્હો હતો. ભાઇએ કાંઈ ભૂલ કરી હોય તોપણ તેની બરદાસ કરવાની વાણીઆઓની ફરજ હતી. પણ તેઓએ તો કીડી ઉપર કટક ચડાવ્યું. મુસલમાનોનો દોષ હું સમજી શકું છું. પણ તેઓએ ગંભીર ભૂલ કરી. જે વાણીઆઓએ ગુન્હો કર્યો હતો તેમને તેમણે શોધવા હતા અને તેમની સામે પંચ પાસે ફરીઆદ કરવી હતી. પંચ ન હોય તો પડોશાની મહાસભા કે ખિલાફત કમિટીની આગળ જવું જોઈતું હતું ને દાદ મેળવવી જોઇતી હતી. તેમ ન કરતાં તેઓએ કુલ વાણીઆઓને સજા કરવાનો અન્યાય ગ્રહણ કર્યો ને જે દોષ વાણીઆઓએ ભાઈ પ્રત્યે કર્યો હતો તે જ દોષ મુસલમાનોએ પોતે કર્યો. સારે નસીબે રા. પંડયા પહોંચ્યા ને કજીઓ શમાવ્યો. આમાં બન્ને ગુન્હેગારોએ નબળાને દબાવવાની નીતિ પસંદ કરી. આમ જ્યાં સુધી એક પણ પક્ષ કરે ત્યાં સુધી કજીઆનાં મૂળ ભૂંસાવાના નથી. સ્વરાજનો મોટામાં મોટો અર્થ એ છે કે નબળાનું રક્ષણ કરવું અને બળિયાથી ન ડરવું. વાણીઆઓએ ભૂલ કબૂલ કરવી જોઈતી હતી અને છતાં માર પડત તો ભાગવી બરદાસ કરવી જોઇતી હતી. ઘરમાં પેસી જઈને તો તેઓ બીકણ અને સ્વરાજ સારૂ નાલાયક ઠર્યા. કોઇ વેળા આપણે માર ખાવા પડશે એમાં શક નથી. દરેક ભયને સમયે ઘરમા ભરાઈ જવું એ કંઇ સ્વરાજ ચલાવવાનું લક્ષણ નથી. શાન્તિમય અસહકાર જડીબુટ્ટી છે. શાન્તિથી મુસલમાન ભાઇઓને સમજાવવાની નીતિ તેઓએ ધારણ કરવી જોઇતી હતી શાન્તિ એટલે નામર્દાઇ નથી, શાન્તિ એટલે નિર્ભય થઇ માર પડે તે પણ સામે થયા વિના સહન કરવાની શક્તિ. શાન્તિમાં જે બળ છે તે તલવારમાં નથી જ એ સત્ય દરેક માણસ વિચાર કરી જોતાં સમજી શકે એમ છે.

## ભોજો ભગત મોચી હતા ?

માસ્તર ભોળાજી તેમજ બીજા એક ગૃહસ્થ મને લખી જણાવે છે કે ભોજો ભગત લેઉવા કણબી હોવા જોઇયે. એક ભાઇ ખાતરીપૂર્વક જણાવે છે કે તેઓ કણબી જ હતા. મારી માન્યતાને સારૂ મારી પાસે બચપણના અભ્યાસ સિવાય ને એક વેળા તેમના એક સગાને કોઈ મારી પાસે લાવેલ તે સિવાય કંઈ જ પ્રમાણ નથી. તેમના જે સગા આવેલા તેમને મેં પૂછેલું પણ ખરૂં કે 'તમે મોચીનો ધંધો કાયમ રાખ્યો છે ?' તેમણે મને ના પાડેલી એવો ખ્યાલ છે. પણ ભોજો ભગત મોચી ન હતા એમ તેમણે નહિ કહેલું. મારી ભૂલ હોય તો મને વાંચનાર ક્ષમા કરશે. ભોજા ભગતનો આત્મા તો તેમનામાં મોચીપણાના આરોપણથી નહિ જ દુભાય એવી મારી ખાતરી છે. મારા લખાણનો આશય ભૂલ છતાં કાયમ રહે છે.

# મરણભય

સ્વરાજની ઘણી વ્યાખ્યાઓ હું એટલી કરી રહ્યો છું તેમાં એક એ પણ આવે છે કે સ્વરાજ એટલે મરણભયનો ત્યાગ. જે પ્રજા મરણના ભયથી અટવાય તેનાથી સ્વરાજ ન મેળવી શકાય, ન રાખી શકાય. અંગ્રેજો મરણને ખીસામાં રાખીને ફરે છે, આરબો પઠાણો મરણને સામાન્ય વ્યાધિની જેમ ગણે છે; સગાનું મરણ થાય ત્યારે રોતા કકળતા નથી. બોઅર સ્ત્રીઓ મરણભયને જાણતી જ ન હતી. બોઅર લડાઇ વેળાએ હજારો જુવાન બોઅર સ્ત્રીઓ વિધવા થઇ. તેની તેમણે દરકાર ન કરી. ભલે મારો ધણી કે પુત્ર મૂઓ પણ મારા દેશની આબરૂ તો રહી, અને જો દેશ ગુલામ બને તો ધણીનું શું કરવું હતું? ગુલામ છોકરાને ઉછેરવા કરતાં તેના શબને દાટવું ને તેના આત્માનું સ્મરણ કરવું એ જ બસ છે. આમ પોતાના મનને સંતોષીને અસંખ્ય બોઅર ઓરતોએ ધીરજ રાખી પોતાના વ્હાલાને જતાં કર્યા.

આ બધા મારે છે ને મરે છે પણ જેઓ મારતા નથી ને મરે છે તેમનું શું? તેવાને તો જગત પૂજે છે. તેવાથી દેશ આબાદ થાય છે. અંગ્રેજ અને જર્મન બન્ને ઝૂઝયા; બન્નેએ માર માર્યા ને માર ખાધા. પરિણામ એ આવ્યું છે કે વેર વધ્યાં છે, અશાન્તિ વધી છે ને અત્યારે યુરોપની સ્થિતિ દયામણી થઇ પડી છે, પાખંડ વધ્યો છે ને એકબીજાને છેતરવાની પેરવી થઇ રહી છે. પણ જે મરણભયને આપણે છોડવા મથી રહ્યા છીયે એ તો શુદ્ધ યજ્ઞ છે અને તેથી આપણે થોડા જ સમયમાં મોટી જીત મેળવવાની આશા રાખીયે છીયે.

જ્યારે આપણને સ્વરાજ મળશે ત્યારે આપણામાંના ઘણાએ મરણભય છોડયો જ હશે, અથવા તો સ્વરાજ નહિ મળ્યું હોય. હજુ તો જુવાન છોકરાઓ જ ઘણેભાગે મર્યા છે. અલીગઢમાં જેઓ મર્યા તે બધા એકવીસ વર્ષની અંદરના હતા. તેઓને કોઈ જાણતું ન હતુ. જો સરકારને હજુ ગોળીબાર કરવા જ હોય તો હું જરૂર પડેલી પંક્તિના કોઇ માણસના ભોગની આશા રાખી બેઠો જ છું.

બાળક, જુવાન કે બુઢ્ઢા મરે તેથી આપણે શાને ભયભીત થઇયે? એક ક્ષણ એવી નથી કે જ્યારે જગતમાં કયાંયે જન્મ અને મરણ થઇ રહ્યા નથી. જન્મથી

તા. ૧૪-૮-૧૯૨૧

રાજી થવું ને મરણથી ડરવું એમા ભારે મૂર્ખતા છે એમ આપણને લાગવું જ જોઇયે. જેઓ આત્મવાદી છે—અને આપણામાંનો કોણ હિન્દુ, મુસલમાન, પારસી આત્માના અસ્તિત્વને માનતો નથી ?—તે તો જાણે છે કે આત્મા મરતો નથી. એટલું જ નહિ પણ જેઓ જીવે છે તે ને મૂઆ છે તે બધા જીવો એક જ છે, તેના ગુણો એક છે; તો પછી જગતના ઉત્પત્તિ-લય દરેક ક્ષણે થયાં જ કરે છે તેમા આપણે ખુશી થવાનું શું ને દુ:ખી થવાનુયે શું ? દેશ લગી આપણી ભાવના જાય ને દેશમાં જન્મ થાય તે બધા આપણે ત્યાં થયા માનીયે તો કેટલા જન્મ ઉજવીયે ? દેશમાં મરણ થાય તેને સારુ રુદન કરીયે તો આપણી આંખો ભીની જ રહે. આમ વિચારી આપણે મરણભય છોડવો જ જોઇયે.

હિન્દુસ્તાનીમાત્ર પ્રમાણમાં વધારે જ્ઞાની, વધારે આત્મવાદી હોવાનો દાવો કરે છે છતાં મરણની આગળ આપણે જેટલા લાચાર બનીયે છીયે તેટલા ભાગ્યે જ બીજા બનતા હશે. ને જેટલા લાચાર હિન્દુ બને છે તેટલા લાચાર બીજા હિન્દુસ્તાની નથી બનતા એમ મને લાગે છે. એક જન્મ થાય તે ઉપર આપણે ધાંધલ કરી મુકીયે છીયે ને એક મરણ થાય તો તે પાછળ રોકકળ કરી આખો વડોશ જગવીયે છીયે. જો આપણે સ્વરાજ લેવું હોય ને તે લઇને શોભાવવું હોય તો આપણે મરણનો ભય તદ્દન છોડવો જ જોઇશે.

અને જે મરણનો ભય છોડશે તેને જેલનો ભય તો હોય જ શાને ? વાચનાર વિચારી જોશે તો તેને માલમ પડશે કે આપણને જે કંઇ ઢીલ સ્વરાજ લેતા થાય છે તેનું કારણ કેવળ મરણ અને તેનાથી ઉતરતા દુ:ખો સહન કરવાની શક્તિનો આપણામાં અભાવ એ જ છે.

જેમ વધારેમા વધારે નિર્દોષ માણસો જાણીજોઇને મરણની ભેટ કરવા તૈયાર થશે તેમ બીજા બચી જવાના ને ઓછામા ઓછું દુ:ખ થવાનું. ખુશીથી સહન કરેલું દુ:ખ દુ:ખ મટી સુખ થાય છે. જે દુ:ખથી ભાગે છે તે રીબાય છે ને દુ:ખ આવ્યે અધમૂઓ થઇ જાય છે. જે આનન્દપૂર્વક દુ:ખની ભેટ કરવા નીકળે છે તેને પ્રથમનું દુ:ખના ખ્યાલથી જ નીપજતું દુ:ખ તો હોય જ શાનું ? ને તેનો આનન્દ કલોરોફોર્મની ગરજ સારે છે.

આ વિષય ઉપર મારે આ વેળા લખવું પડ્યું છે કેમકે આપણે આ વર્ષમા જ સ્વરાજ મેળવવું હોય તો મરણના વિચાર પણ કરી લેવા જોઇયે. પહેલેથી

તા. ૧૪-૮-૧૯૨૧

# મરણભય

સ્વરાજની ઘણી વ્યાખ્યાઓ હું એકઠી કરી રહ્યો છું તેમાં એક એ પણ આવે છે કે સ્વરાજ એટલે મરણભયનો ત્યાગ. જે પ્રજા મરણનાં ભયથી અકળાય તેનાથી સ્વરાજ ન મેળવી શકાય, ન રાખી શકાય. અંગ્રેજો મરણને ખીસામાં રાખીને ફરે છે, આરબો પઠાણો મરણને સામાન્ય વ્યાધિની જેમ ગણે છે; સગાનું મરણ થાય ત્યારે રોતા કકળતા નથી. બોઅર સ્ત્રીઓ મરણભયને જાણતી જ ન હતી. બોઅર લડાઇ વેળાએ હજારો જુવાન બોઅર સ્ત્રીઓ વિધવા થઇ. તેની તેમણે દરકાર ન કરી. ભલે મારો ધણી કે પુત્ર મૂઓ પણ મારા દેશની આબરૂ તો રહી, અને જો દેશ ગુલામ બને તો ધણીનું શું કરવું હતું? ગુલામ છોકરાને ઉછેરવા કરતાં તેના શબને દાટવું ને તેના આત્માનું સ્મરણ કરવું એ જ બસ છે. આમ પોતાના મનને સંતોષીને અસંખ્ય બોઅર ઓરતોએ ધીરજ રાખી પોતાનાં વ્હાલાને જતાં કર્યાં.

આ બધા મારે છે ને મરે છે પણ જેઓ મારતા નથી ને મરે છે તેમનું શું? તેવાને તો જગત પૂજે છે. તેવાથી દેશ આબાદ થાય છે. અંગ્રેજ અને જર્મન બન્ને ઝૂઝયા; બન્નેએ માર માર્યા ને માર ખાધા. પરિણામ એ આવ્યું છે કે વેર વધ્યાં છે, અશાન્તિ વધી છે ને અત્યારે યુરોપની સ્થિતિ દયામણી થઇ પડી છે, પાખંડ વધ્યો છે ને એકબીજાને છેતરવાની પેરવી થઇ રહી છે. પણ જે મરણભયને આપણે છોડવા મથી રહ્યા છીયે એ તો શુદ્ધ યજ્ઞ છે અને તેથી આપણે થોડા જ સમયમાં મોટી જીત મેળવવાની આશા રાખીયે છીયે.

જ્યારે આપણને સ્વરાજ મળશે ત્યારે આપણામાંના ઘણાએ મરણભય છોડયો જ હશે, અથવા તો સ્વરાજ નહિ મળ્યું હોય. હજુ તો જુવાન છોકરાઓ જ ઘણેભાગે મર્યા છે. અલીગઢમાં જેઓ મર્યા તે બધા એકવીસ વર્ષની અંદરના હતા. તેઓને કોઈ જાણતું ન હતું. જો સરકારને હજુ ગોળીબાર કરવા જ હોય તો હું જરૂર પહેલી પંક્તિના કોઇ માણસના ભોગની આશા રાખી બેઠો જ છું.

બાળક, જુવાન કે બુઢ્ઢા મરે તેથી આપણે શાને ભયભીત થઇયે? એક ક્ષણ એવી નથી કે જ્યારે જગતમાં ક્યાંયે જન્મ અને મરણ થઇ રહ્યા નથી. જન્મથી

રાજી થવું ને મરણથી ડરવું એમાં ભારે મૂર્ખતા છે એમ આપણને લાગવું જ જોઇયે. જેઓ આત્મવાદી છે—અને આપણામાંનો કોણ હિન્દુ, મુસલમાન, પારસી આત્માના અસ્તિત્વને માનતો નથી ?—તે તો જાણે છે કે આત્મા મરતો નથી. એટલું જ નહિ પણ જેઓ જીવે છે તે ને મૂઆ છે તે બધા જીવો એક જ છે, તેના ગુણો એક છે; તો પછી જગતનાં ઉત્પત્તિ-લય દરેક ક્ષણે થયાં જ કરે છે તેમાં આપણે ખુશી થવાનું શું ને દુઃખી થવાનુંયે શું ? દેશ લગી આપણી ભાવના જાય ને દેશમાં જન્મ થાય તે બધા આપણે ત્યાં થયા માનીયે તો કેટલા જન્મ ઉજવીયે ? દેશમાં મરણ થાય તેને સારૂ રુદન કરીયે તો આપણી આંખો ભીની જ રહે. આમ વિચારી આપણે મરણભય છોડવો જ જોઇયે.

હિન્દુસ્તાનીમાત્ર પ્રમાણમાં વધારે જ્ઞાની, વધારે આત્મવાદી હોવાનો દાવો કરે છે છતાં મરણની આગળ આપણે જેટલા લાચાર બનીયે છીયે તેટલા ભાગ્યે જ બીજા બનતા હશે. ને જેટલા લાચાર હિન્દુ બને છે તેટલા લાચાર બીજા હિન્દુસ્તાની નથી બનતા એમ મને લાગે છે. એક જન્મ થાય તે ઉપર આપણે ધાંધલ કરી મુકીયે છીયે ને એક મરણ થાય તો તે પાછળ રોકકળ કરી આખો વડોશ જગવીયે છીયે. જો આપણે સ્વરાજ લેવું હોય ને તે લઇને શોભાવવું હોય તો આપણે મરણનો ભય તદ્દન છોડવો જ જોઇશે.

અને જે મરણનો ભય છોડશે તેને જેલનો ભય તો હોય જ શાને ? વાચનાર વિચારી જોશે તો તેને માલમ પડશે કે આપણને જે કંઈ ઢીલ સ્વરાજ લેતાં થાય છે તેનું કારણ કેવળ મરણ અને તેનાથી ઉતરતા દુઃખો સહન કરવાની શક્તિનો આપણામાં અભાવ એ જ છે.

જેમ વધારેમાં વધારે નિર્દોષ માણસો જાણીજોઇને મરણની ભેટ કરવા તૈયાર થશે તેમ બીજા બચી જવાના ને ઓછામાં ઓછું દુઃખ થવાનું. ખુશીથી સહન કરેલું દુઃખ દુઃખ મટી સુખ થાય છે. જે દુઃખથી ભાગે છે તે રીબાય છે ને દુઃખ આવ્યે અધમૂઓ થઈ જાય છે. જે આનન્દપૂર્વક દુઃખની ભેટ કરવા નીકળે છે તેને પ્રથમનું દુઃખના ખ્યાલથી જ નીપજતું દુઃખ તો હોય જ શાનું ? ને તેનો આનન્દ ક્લોરોફૉર્મની ગરજ સારે છે.

આ વિષય ઉપર મારે આ વેળા લખવું પડ્યું છે કેમકે આપણે આ વર્ષમાં જ સ્વરાજ મેળવવું હોય તો મરણના વિચાર પણ કરી લેવા જોઇયે. પડેલેગી

તૈયારી કરનાર ઘણી વેળા અકસ્માતથી બચી જાય છે તેમ ભલે આપણને બને. સ્વદેશી એવી તૈયારી છે, એમ મારી દૃઢ માન્યતા છે. સ્વદેશીમાં જીત મળે એટલે આપણી કસોટી કરવાપણું સરકારને કે કોઇને નહિ રહે એમ હું માનું છું.

છતાં આપણે ભૂલમા ન રહી જઇયે એ પણ જરૂરનું છે. અમલ આંધળો છે ને બહેરો છે. તે પોતાની નજીકના બનાવો જોઇ શકતો નથી; પોતાના કાનમાં પડતા ભણકારા સાભળી શકતો નથી. એટલે મદથી છવાઇ રહેલી સરકાર શું નહિ કરે એ કહી ન શકાય. તેથી મને લાગ્યું કે દેશસેવકોએ મરણને, જેલને અને એવી ઉપાધિઓને મિત્ર તરીકે વધાવી લેવાની તૈયારી કરી ખવી જોઇયે.

શૂરવીર જેમ મરણની ભેટ હસતે મુખે કરે છે તેમ સાવધ પણ રહે છે. શાન્તિમય યુદ્ધમા ગફલતને અવકાશ જ નથી. આપણે નીતિ વિરુદ્ધ ગુન્હો કરીને જેલમા જવું નથી કે ફાસીએ ચડવું નથી. આપણે તો સરકારના જુલમી કાયદાઓની સામે થતા ફાસીએ ચડવું છે.

---

કાઠીયાવાડના

## રાજામહારાજાઓ પ્રત્યે—

સાહેબ,

મેં ઘણીયે વાર આપને બે બોલ લખવાનો વિચાર કરીને માંડી વાળ્યા. પણ કેટલુંક સાભળ્યા અને જાણ્યા પછી મારા વિચારો આપની પાસે રજૂ કરવાનો મારો ધર્મ સમજું છું.

મારો સંબન્ધ કાઠીયાવાડની સાથે નિકટ છે એ કંઇ મારે આપને કહેવાનું હોય ? પણ મારો જન્મ કાઠીયાવાડમાં થયો છે એટલું જ મને બંધન નથી. મારા પિતાશ્રીએ ત્રણ રાજ્યોમાં કારભારી તરીકે નોકરી કરેલી. મારા કાકાએ એક જગ્યાએ તેમ મારા દાદાએ પણ કારભારૂં કરેલું. ગાંધી કુટુંબના ઘણાઓએ કાઠીયાવાડનાં રાજ્યોની નોકરી કરી નિર્વાહ કર્યો છે. એટલે આપની સાથે મારો ખાસ સંબન્ધ છે. આપના પ્રત્યે મારી ખાસ ફરજ છે.

તેથી જ્યારે કાઠીયાવાડના કોઇ પણ રાજ્યની અંધાધુંધી વિષે હું કંઇ સાંભળું છું ત્યારે મારૂં મન દુખાય છે. કાઠીયાવાડને મેં શૂરવીરની ભૂમિ તરીકે ઓળખેલ

તા. ૧૪-૮-૧૯૨૧

છે ને સ્વરાજ્યયજ્ઞમાં કાઠીયાવાડ પોતાનો પૂરો ફાળો આપી પોતાને ને ભારતભૂમિને ઉજ્જ્વળ કરશે એવી આશા મેં રાખી છે.

'સ્વરાજ' શબ્દથી આપ ન જ ભડકો. સ્વરાજ, અસહકાર એ નામો આપને ન ભડકાવે એમ ઇચ્છું છું. તે અંધાધુંધીની ચળવળ છે, તે બેવફાદારીની હીલચાલ છે, તેથી દેશ પાયમાલ થશે, એમ કહેનારા છો કહેતા. તેઓ અજ્ઞાનપણે તેમ કહે છે એમ માની આપના મિત્રોની પાસે પણ મારો બચાવ કરજો.

અન્યાયની સામે જીવને જોખમમા મુકીને પણ થવું એવું આપણા શાસ્ત્રો શીખવે છે. મારા વડીલે મને પોતાના દાખલાથી એ જ શીખવ્યું. લોકો હિમ્મત શીખે તેથી દેશને હાનિ નથી થવાની.

પણ મેં આ પત્ર સ્વરાજ વિષે લખવો શરૂ નથી કર્યો. મારા સ્વરાજ વિષેના વિચાર અન્તરાયરૂપ ન થાય તેટલા સારૂ ઉપલા વાક્યો લખ્યા છે.

મારી પાસે અનેક લેખો આપના રાજ્યો વિષે આવ્યા છે. અનેક ફરીઆદો મ્હોડેથી સાંભળી છે. પણ આજ લગી મેં તેમાનું કંઇ જ છાપવું દુરસ્ત નથી ધાર્યું. મેં એવી જ આશા રાખી છે કે છેવટે બધું કુશળ થઇ રહેશે, ને હજુ એમ જ માનું છું. જો મોટી સલ્તનતની અંધાધુંધીનો નાશ થઇ જશે તો નાના રાજ્યોની અંધાધુંધી એની મેળે શમી જશે. આત્મશુદ્ધિ એવી વસ્તુ છે કે તેની જડ બેસતા વાર લાગે છે, પણ જડ બેઠા પછી તેને ફેલાતા વાર નથી લાગતી.

પણ હવે તો હું સાભળું છું કે કોઇ રાજ્યો રેંટીયાને હસી કાઢે છે, કોઇ તેને રોગ ગણી તેનો નાશ કરવા ઇચ્છે છે, કોઇ સ્વદેશી જેવી શાશ્વત પ્રવૃત્તિને રોકવા સારૂ પ્રજા ઉપર અયોગ્ય દબાણ કરે છે, કોઇ ખાદીના ઉપયોગની સામે થાય છે, ખાદીની ટોપી પહેરવી એ ગુન્હો ગણે છે. આ બધું માનતાં મને ક્ષોભ થાય છે. છતા મારી પાસે પૂરાવો એટલો બધો છે કે બધી વાતો ખોટી ન જ હોય.

કાઠીયાવાડની ભૂમિ એવી છે કે તેમાંથી એક પણ માણસને પરદેશ જવાની જરૂર ન હોવી જોઇયે. કોઇ મોટો વેપાર ખેડવાનું સાહસ કરે એ તો સ્તુત્ય છે, પણ મારા પ્રસંગમાં સેંકડો બલ્કે હજારો કાઠીયાવાડી આવ્યા છે, જે કેવળ આજીવિકાને અભાવે કાઠીયાવાડ છોડે છે. આ મને સાલે છે ને આપને સાલે એમ હું ઇચ્છું છું. કાઠીયાવાડના મજબૂત બાંધા વાળા દેખાવડા ખેડુતોના ઘરોમાં જે તેજ અગાઉ જોવામાં આવતી તે મેં મારા આ વખતના પ્રવાસોમાં ન જોઇ.

મને યાદ આવે છે કે '૩૫ના દુકાળ પહેલાં મેં ગામડાઓમાં દૂધમાખણની છોળ જોયેલી. પાવળે ઘી પીરસે તો અવિવેક ગણાતો મેં જાણ્યો છે. કાઠીયાવાડની ઉંચી પહાડ જેવી દેખાતી બ્હેનોને હાથે બચપણમાં તેમની ઉજળી તાસળીમાં ખાટી છાશ પીધેલી મને સાંભરે છે.

આજે તો છાશને બદલે ધોળું પાણી જોઉં છું. ઘીની ઝારીઓને બદલે ઘીના પાવળાં પણ મુશ્કેલીથી જોવા મળે છે. સમૃદ્ધિ જતાં લોકો સંકોચાય છે ને બહાર નાસભાગ કરે છે.

ખચીત માનજો કે જો રાજામહારાજાનો વર્ગ મદદ કરે તો રેંટીયાથી ને સાળથી કાઠીયાવાડ હતું તેના કરતાં વધારે તેજસ્વી બને. કાઠીયાવાડમાં છવ્વીસ લાખની વસ્તી ગણાય છે. તેમાં પાંચ લાખ રેંટીયા સ્હેજે ચાલે. એટલે દર માસે ઓછામાં ઓછા સાડાસાત લાખ રૂપીયાની કમાણી થઈ. જો કાઠીયાવાડની બ્હેનો આઠ જ માસ ભજન ગાતી રેંટીયા ચલાવે તો દરવર્ષે સાઠ લાખ રૂપીયા પોતાના ઘરમા મુકે. આમા આપને એક પાઈ પણ આપવી ન પડે. શું આમ થતી કમાણી કાઠીયાવાડની પ્રજા કરે તેનો આપ દ્વેષ કરો ? અથવા તેની હાંસી કરો !

કાઠીયાવાડની જાડી ખાદીની બંડી વાળા ને મોટી પાઘડી વાળા મેઘવાળોમાંથી એક લાખ સાળો ચલાવે તો તેઓ દર માસે ઓછામાં ઓછાં વીસ લાખ રૂપીયા કમાય. તેમ આઠ માસ વણે તો એક કરોડ સાઠ લાખ રૂપીયા વરસે દહાડે પોતાના ઘરમા મુકે. શું આપ દીર્ઘદૃષ્ટિ પહોંચાડી આવા બરકતવાળા ઉદ્યોગને સંપૂર્ણ ઉત્તેજન ન આપો ?

આપની પાસેથી તો હું એ આશા રાખું કે, આપ આપના દરબારોમાં પણ ગરીબોએ વણેલી ખાદીને માન આપો. દરબારી પોશાક પણ ખાદીના હોય અને આપ પોતે પ્રજાએ જ બનાવેલી ખાદી પહેરીને શોભો.

કાઠિયાવાડની પ્રજા ભૂખે મરે ને માંચેસ્ટરના કે જાપાનના લોકો આપને પૈસે મ્હાલે એ રાજન્યાય નથી એમ આપના શાસ્ત્રીઓ અવશ્ય સમજાવશે. આપને મલમલ જોઈયે તો સારૂં રૂ પકાવો, ખાસ કાંતનાર વણનારને ઉત્તેજન આપો.

કાઠીયાવાડના પહાડોમાં વસતા રાજાઓને મોજશોખ શા ? તેઓ કુતરાંનાં ટોળાં શાને રાખે ? તેઓ તો પ્રજાને સારૂ પ્રાણ આપે. પ્રજાને દુ:ખે દુ:ખી થાય

તા. ૨૪-૮-૧૯૨૧.

ને પ્રજાને ખવડાવીને જ ખાય. રાજા વણિક બને અને બ્રાહ્મણ નાટક કરે તો ધર્મ કોણ શીખવે ને કોણ સાચવે.

હું નથી ઇચ્છતો કે કાઠીયાવાડની પ્રજા આપના રાજ્યમા રહી બ્રિટિશ રાજ્યની સામે ચળવળ કરે ને આપની સ્થિતિને કફોડી કરે આપની નાજુક સ્થિતિ હું સમજી શકું છું. આપના પ્રત્યે મારી લાગણી છે. ભલે તેઓ અસહકારી ન થાય, પણ સ્વદેશીને આપ નોખું અંગ ગણો ને તેને સ્વતન્ત્ર રીતે ખીલવવામા રૈયતને મદદ આપો એ હું નમ્રતાપૂર્વક માગુ છું.

બીજું પણ માગું ? કાઠીયાવાડમા દારૂના પીઠા કેમ સાખી શકાય ? આપને વળી દારૂમાથી કંઇ ઉપજની ગરજ હોય ? લોકો જ્યારે દારૂ છોડવા ને છોડવવાનો પ્રયત્ન કરે ત્યારે તો હું આપના દરબારથી પણ દારૂની બાટલીઓના બહિષ્કારની આશા રાખું. રામે જો ધોબીની વાત સાંભળી સતી સીતાનો ત્યાગ કર્યો તો શું પ્રજાની ઇચ્છા જાણી આપ દારૂને કાઠીયાવાડમાથી ન કાઢો ?

અને આપની ટ્રેનોમાં અન્ત્યજને નોખા ડબ્બા મળે, અન્ત્યજને ટિકિટો મળતા અડચણ આવે, તેઓને ધક્કા વાગે, એ કેમ સંખાય ? રૈયતને બોલાવી આપ મસલત કરો ને ઢેડ આદિ વર્ણ ઉપર અત્યાચાર થાય છે તે ન્યાયધર્મ નથી પણ અત્યાચાર છે એ સમજાવી આપ તે ગરીબોને સુખી કરીને તેમની આંતરડીની દુવા લો.

બીજું તો ઘણું સાભળ્યું છે. તે કથા અત્યારે હું ઉખેળવા નથી ઇચ્છતો. તે જૂની વાતો છે. અત્યારે ચાલતા શુદ્ધ પ્રાણવાયુની ગતિ ન રોકો એટલું જ વીનવવા મેં આ પત્રિકા લખી છે. જે પ્રેમભાવથી મે લખ્યું છે તેને ઓળખો ને પ્રેમપૂર્વક વાચી મારી દીન સૂચનાઓ અમલમા મુકો એમ માગુ છુ. ઇશ્વર આપને ન્યાયવૃત્તિ આપો ને કાઠીયાવાડના રાજાપ્રજા નીતિને રસ્તે ચાલતા સુખી રહો એમ પ્રાર્થના કરૂં છું

લખનૌ,
૧૫ો શ્રાવણી સોમવાર

આપનો વફાદાર સેવક,
મોહનદાસ કરમચંદ ગાંધી

તા. ૧૪-૮-૧૯૨૧

# સ્વરાજની વ્યાખ્યા

સ્વરાજની વ્યાખ્યાઓ હું મારા મનમાં ઘણીવાર ગોઠવ્યા જ કરૂં છું તે વાંચનારની આગળ મુકી જવાની રજા લઉં છું.

(૧) સ્વરાજ એટલે પોતાની ઉપર મેળવેલું રાજ્ય. આ જેણે મેળવ્યું તેણે વ્યક્તિગત પ્રતિજ્ઞાનું પાલન કરી લીધું.

(૨) પણ આપણે તો કંઇક ચિહ્ન—પ્રતિમા કલ્પેલ છે. એટલે સ્વરાજ એટલે દેશના આયાતનિકાસ પર, લશ્કર પર, અદાલતો પર, પ્રજાનો સંપૂર્ણ અંકુશ. ડિસેમ્બરની પ્રતિજ્ઞાનો આ અર્થ છે. આમાં અંગ્રેજી સલ્તનત સાથે સંબન્ધને અવકાશ છે અને નથી. જો ખિલાફત અને પંજાબનો ખુલાસો ન થાય તો નથી.

(૩) પણ સાધુઓ વ્યક્તિગત સ્વરાજ અત્યારે જ ભોગવતા હોય તેવું બને, અને આપણી પાર્લામેન્ટ પણ બેમે છતાયે લોકોને મન તે સ્વરાજ ન હોય એવુંયે બને; અને તેથી સ્વરાજ એટલે અન્નવસ્ત્રની સોઘારત. પણ તે એટલે સુધી કે કોઇને તેને અભાવે ભુખ્યા કે નાગા ન રહેવું પડે.

(૪) આવા સંજોગો બને છતા એક કોમ કે એક વિભાગ બીજાને દબાવે એવું પણ બને. તેથી સ્વરાજ એટલે એક બાળા પણ નિર્ભયપણે ઘોર અંધારામા ફરી શકે એવી સ્થિતિ.

(૫) ઉપરની ચાર વ્યાખ્યાઓમા બીજી અનેક વ્યાખ્યાઓનો સમાવેશ થતો જોવામા આવશે, છતા પ્રજાના સ્વરાજમા દરેક અંગને તેજ આવ્યું હોય ને આવવું જોઇયે—તો સ્વરાજ એટલે અન્ત્યજની અસ્પૃશ્યતાનો સર્વથા નાશ.

(૬) બ્રાહ્મણ બ્રાહ્મણેતરના ઝગડાની સમાપ્તિ.

(૭) હિન્દુ મુસલમાનના મનના મેલનો સર્વથા નાશ. એટલે હિન્દુ મુસલમાનની મર્યાદા રાખે ને તેને સારૂ જાન દે; મુસલમાન હિન્દુની મર્યાદા રાખે ને જાન દે. મુસલમાન હિન્દુને પજવવા ગાય ન મારે, પણ પોતાના હિન્દુ ભાઇની લાગણી ન દુભાવવા સારૂ પોતાની મેળે જ ગોવધ બંધ કરે, ને હિન્દુ કશું સાટું કર્યા વિના મુસલમાનનું મન દુખવવા મસજીદો આગળ વાજા ન વગાડે પણ મસજીદો પાસેથી જતા વાજું બંધ રાખવામાં મોટાઇ માને.

(૮) સ્વરાજ એટલે હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ઇસાઇ, યહુદી, બધા ધર્મી પોતાના ધર્મનું પાલન કરી શકે ને એકબીજાના ધર્મને માન આપે.

(૯) સ્વરાજ એટલે દરેક ગામ ચોરલૂંટારાના ભયથી પોતાની રક્ષા કરવા શક્તિમાન થાય ને દરેક ગામ પોતાને જરૂરના અનાજ ને વસ્ત્ર પેદા કરે.

(૧૦) સ્વરાજ એટલે દેશી રાજ્યો કે જમીનદારો અને રૈયતવર્ગ વચ્ચે મિત્રતા વર્તે, દેશી રાજ્ય કે જમીનદાર રૈયતને ન કનડે અને રૈયત રાજાને કે જમીનદારને ન પજવે.

(૧૧) સ્વરાજ એટલે ધનવાન ને મજૂરવર્ગ વચ્ચે મિત્રતા. ધનવાનને સારૂ યોગ્ય દામ લઇ મજૂર ખુશીથી મજૂરી કરે.

(૧૨) સ્વરાજ એટલે સ્ત્રીજાતિને માબ્હેન સમજી પૂરૂં માન આપવું તે, ને ઉંચનીચના ભેદ નીકળી સર્વ ભાઇબ્હેન છે એવી ભાવનાથી વર્તવું તે.

આ વ્યાખ્યાઓમાંથી સિદ્ધ થાય છે કે

(૧) સ્વરાજમાં રાજ્યસત્તા દારૂ, અફીણ ઇત્યાદિનો વેપાર ન કરે.

(૨) સ્વરાજમાં અનાજ અને કપાસના સટ્ટા ન થાય

(૩) સ્વરાજમા કોઇ કાયદાનો ભંગ ન કરે.

(૪) સ્વરાજમાં સ્વેચ્છાચારને સ્થાન જ ન હોય. તેથી કોઇ પોતાની સામેની ફરીઆદનો પોતે કાજી ન બને, પણ દેશમા નીમાયેલી અદાલતમા પોતાની સામેની ફરીઆદનો ચુકાદો થવા દે.

---

## અસ્પૃશ્યતા વિ૦ રાષ્ટ્રીયતા

અંકલેશ્વરથી એક ગૃહસ્થે ઘણો લાંબો પત્ર લખ્યો છે. તેમા તે જણાવે છે કે રાષ્ટ્રીય ચળવળમાં અસ્પૃશ્યતાને દાખલ કરીને મેં હિન્દને મોટું નુકસાન પહોંચાડ્યું છે, મેં તે સવાલ ચર્ચવામા અતિશયતા વાપરી છે ને નકામું આપણામા એક બીગાડનું કારણ ઉત્પન્ન કર્યું છે. એ ભાઇના લેખમા આક્ષેપોનો પાર નથી. તેનો જવાબ અહીં નથી આપતો તેની તેઓ મને ક્ષમા આપશે.

કેટલાક સામાજિક પ્રશ્નો જ એવા વ્યાપક છે કે તેને રાજ્યપ્રકરણી બનાવ્યા વિના ચાલે જ નહિ. હિન્દુમુસલમાન એકયના સવાલને સામાજિક ગણી આપણે કાઢી નાખીએ તો આપણું ગાડું પહેલી મજલમાં જ ખોટકી જાય. દક્ષિણમાં બ્રાહ્મણ બ્રાહ્મણેતરનો સવાલ એટલો તીવ્ર થઇ પડ્યો છે કે જો રાજ્યપ્રકરણી પક્ષ તેને પડતો મુકે તે મૃત્યુ પામે. અમુક સવાલને રાષ્ટ્રીય ચળવળમાં દાખલ કરવો કે નહિ એનો નિર્ણય સહેલો છે. જેના નિર્ણય વિના આપણું કામ અટકી પડે તેનો નિર્ણય કર્યે જ છૂટકો. જો અસ્પૃશ્યતાનો સવાલ મેં ન ઉઠાવ્યો હોત તો આપણી ચળવળ આગળ ન જ જઇ શકત એમ મારો નિશ્ચયપૂર્વક અભિપ્રાય છે. જેને આપણે ઘોર અજ્ઞાનપણે અસ્પૃશ્ય ગણી નીચોની રહ્યા છીએ તેવા છ કરોડ લોકોને મુકીને આપણે સ્વર્ગવિમાનમાં બેસી જ ન શકત. તેઓ જ વિમાનને વળગી રહેત અને તેઓ ભોંયતળીએ દટાયેલા હોવાથી વિમાન ઉડી જ ન શકત. વિમાનને વળગીને જેમતેમ કરીને લટકીને પણ તેઓ ઉડી શકે એમ મને લાગત તો હું એ સવાલને ઉચકત નહિ. લખનાર ચાલુ રાજ્યતન્ત્રને જાણતા જ નથી એવો એમના લેખ ઉપરથી મને ભાસ આવ્યો.

આ રાજ્યવ્યવસ્થાનું ચણતર કેવળ આપણી નબળાઇઓ ઉપર રચાયેલું છે. આજે હિન્દુમુસલમાનનો સવાલ તો કાલે બ્રાહ્મણ બ્રાહ્મણેતરનો, પછી વળી અસ્પૃશ્ય તો બીજે રૈયત અને રાજા, ધનિક અને મજુર, આપણાં મદ્યપાન ઇત્યાદિના શોખો—એમ અનેક નબળાઇઓનો આ રાજ્યવ્યવસ્થામાં હમેશાં લાભ લેવાયો છે. એથી જ મેં આપણી લડતને આત્મશુદ્ધિની ગણી છે. મેં અસ્પૃશ્યતાને મોટામાં મોટું કલંક ગણ્યું છે કેમકે હિન્દુ સંસારે એ વર્ગ ઉપર કેવળ ડાયરશાહી ચલાવી છે.

હું શાસ્ત્રજાળમાં પડી ભોળવાઇ શકું તેમ નથી. મારી આંખોનાં પૂરાવાને હું ઉડાવી શકતો નથી. જ્યાં જોઉં ત્યાં હું અન્ત્યજનો તિરસ્કાર જોઉં છું. એક લેખક અભિમાનપૂર્વક લખે છે કે અન્ત્યજનો તિરસ્કાર હિન્દુ સમાજે સાચે જ કર્યો હત તો અન્ત્યજો ક્યારના નાશ પામ્યા હત. મને તો લાગે છે કે તેઓનો નાશ આપણે નથી કર્યો કેમકે તેમની પાસેથી આપણે મેલાં ઉપડાવવાં હતાં. ગુલામોનો નાશ કોણ કરે? જેને ભાર ઉપડાવવો છે તે પોતાના જાનવરનો નાશ નથી કરતાં. આપણે અન્ત્યજો પાસે કેટલો ભાર ઉપડાવ્યો છે ને તેમને કેવા ગુલામ બનાવ્યા છે એનો જ્યારે વિચાર કરું છું ત્યારે મારે સારૂ જીવવું પણ દોહેલું થઇ પડે છે. પણ આપણા અત્યાચારોમાં અજ્ઞાન છે, ઇરાદો નથી, એવી મારી સમજ છે તેથી હું શબ્દબાણોથી

તા. ૧૪-૮-૧૯૨૧

છતાં અતિપ્રેમ અને વિનયથી હિન્દુ સંસારને જાગૃત કરી રહ્યો છું અને કરી રહ્યો છું. આપણા આજના અન્ત્યજ પ્રત્યેના વર્તનને સારુ આપણી આગળ એક પણ નૈતિક કારણ નથી.

મેલાને અડીને ન્હાઉં એ મને ગમે છે. હું પોતે ન્હાઉં છું. બીજાને તેમ કરવાની ભલામણ કરું છું. પણ જે મારા જેવો જ દેહશુદ્ધ લાગે છે તેની જાત પૂછી જો તે અન્ત્યજ માલમ પડે તો તેનો ત્યાગ કરવો એ ન્યાય તો મને અસહ્ય છે.

સ્વરાજમા દુર્બળની રક્ષા પ્રધાન છે. જો આપણે તેઓની રક્ષા કરવા તૈયાર ન હોઇયે, આપણે કૂવે તેઓને પાણી ભરવા ન દઇયે, તેમને ગંદામા ગંદા લત્તાઓમા રાખીયે, તેમને આપણી નિશાળોમા ન આવવા દઇયે, આવવા દઇયે જ તો નોખી પાટલી આપીયે, આપણા કરતા સાફ થઇને આવેલ હોય તોપણ તેના સ્પર્શથી અભડાયા માની આપણે ન્હાઇયે, તો એ હિન્દુ શાસ્ત્ર નથી પણ શાસ્ત્રની અતિશયતા છે ને ડાયરશાહી છે.

અન્ત્યજ પક્ષના એક ભાઈ મને લખે છે કે લૉર્ડ ક્લાઇવે અન્ત્યજોની સહાય લઈ બીજાને કચર્યા હતા. મેં આ વાતને તપાસી નથી, પણ તેના સત્યને વિષે મને શંકા નથી. આજે પણ જો અન્ત્યજો ખોળા નીવડે તો એવા ક્લાઇવો પડ્યા છે કે જે ગમે તેનો લાભ લઇ માથું ઉચકનારાને દબાવવા તૈયાર છે ગુરખાઓ આપણું જ લોહી છે, તેમનો ઉપયોગ નિર્દોષ મજૂરો પર ચાંદપુરમા કોણે કર્યો ? હવે શીખોની આંખ ખુલી છે. પણ શું એ બહાદુર કોમનો ઉપયોગ આપણને દબાવવા સારુ આ રાજ્યવ્યવસ્થામા થોડો થયો છે ?

આપણી નબળાઇઓને છૂપાવવામા, તેમને સબળાઇ તરીકે વર્ણવવામાં, તેમનો ઝેરેલ મુલતવી રાખવામા આપણે પોતાને જ ગળે ફાંસો નાખીયે છીયે.

જે ધર્મમા ગરીબનો ભાગ કાઢીને જમવાનો રિવાજ છે તે જ ધર્મના અનુયાયી પોતાની થાળીની છાડ, એંઠવાડ, સડેલુ અનાજ વગેરે અન્ત્યજના ખોળામાં દૂરથી ફેંકે એ તેમના અકૃત્યને ડાયરશાહી ન ગણવી તો શું ગણવું ?

આ લખનાર જણાવે છે કે ભરુચ પરિષદમાં જ્યારે અન્ત્યજોને દાખલ કરવામા આવ્યા ત્યારે ઘણા બેસી ગયા તે કેવળ શરમથી જ, તેઓનાં દિલ તો દુખાયા જ હતા. જો આમ હોય તો હું દિલગીર છું. સ્વરાજ મેળવવું હોય તો આપણે

ભલે એક બે જ હોઇયે તોપણ આપણા વિચારો દર્શાવવા જોઇશે ને તેનો અમલ પણ કરવો જોઇશે.

હું જાણું છું કે અસ્પૃશ્યતા વિષે લખાણો લખીને કે બોલીને મેં ઘણા ભાવિક હિન્દુઓને દૂભવ્યા છે. પણ મારા દૂભવવામાં ડંખ નથી ને ન હતો એ હું જાણું છું. વૈદ કરિયાતું આપે છે ત્યારે દરદી મ્હોડું કસાણું કરતો છતો જાણે છે કે એ કરિયાતું તેના સારાને સારૂ છે.

---

# માંડવાળ ?

પૂજ્ય મહાત્માજી,

આપ શરૂઆતથી અસ્પૃશ્યતાની પાપી પ્રથાને હિન્દુ ધર્મ પરના કલંક તરીકે ઓળખાવતા આવેલા છો અને તે અસ્પૃશ્યતા દૂર ન થાય ત્યાં સુધી અન્ત્યજોદ્ધાર થવો અસંભવ છે તેમજ સ્વરાજ મળવું પણ અશક્ય છે એમ આપે શીખવ્યું છે. એ જ વિચારથી કેટલાયે લોકો અસ્પૃશ્યતાનિવારણનું કામ પોતપોતાની શક્તિ પ્રમાણે કરતા આવેલા છે. અસ્પૃશ્યતા સામેનો આપશ્રીનો પુણ્યપ્રકોપ અને ઢેડોને પણ આશ્રમમાં રહેવા દઇ અસ્પૃશ્યતા દૂર કરવાના આપે કરેલા પ્રત્યક્ષ પ્રયત્નો જોઇ ઘણાખરા આ કાર્યમા આપશ્રીની સરદારી સ્વીકારે છે.

પણ વૈષ્ણવો પ્રત્યે આપશ્રીનો છેલ્લો લેખ અને 'નવજીવન'માં પ્રસિદ્ધ થયેલા શ્રીયુત વસંતરામ શાસ્ત્રીના બે લેખો જોઈ અમને શંકા આવે છે કે આપશ્રીએ પોતાનું સ્થાન છોડી માંડવાળ કરવાની નીતિ તો આદરી નથી ? અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન પ્રજા સમક્ષ આવ્યો તે દિવસથી જ અધવચ થીગડાળ સમાધાન કરી આ આત્મશુદ્ધિને મોળી પાડવા અને આખરે તેનું ખુન કરવા તાકનાર એક પક્ષ ઉભો થયેલો જ છે 'सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडित:' એ આ પક્ષની નીતિ છે. આમ કરવામાં કશું ખોટું નથી એ તો આપદ્ધર્મનો ઇલાજ છે, એમ માની તેઓ મનનું સમાધાન કરે છે. આ પક્ષમાના કેટલાક એવી દલીલ કરે છે કે અસ્પૃશ્યતામાં તિરસ્કાર નથી, દેહશુદ્ધિની તે એક સામાજિક વ્યવસ્થા માત્ર છે. આમ કહેનારમાં બે જાતના લોક હોય છે. કેટલાક પરંપરાગત રૂઢિથી તિરસ્કારમય થઇ ગયેલા હોય છે અને આવી દલીલ કરી પોતાનો તિરસ્કાર છુપાવવા માગે છે. બીજા કેટલાક એ જ રૂઢિને લીધે અને તમોગુણથી ઘેરાયેલા હોવાથી અધર્મને ધર્મ માની બેઠેલા હોય છે. આવા લોકોને આપણે સમજાવવા પ્રયત્ન કરીયે, અને ન સમજે તો ધીરજ રાખીયે; તેમની પ્રામાણિકતા વિષે આપણે મનમાં આદર રાખીયે અને અસ્પૃશ્યતા સાચવવા જતાં જો તેઓ આ અન્ત્યજસુધારાની દિશાએ કંઈ મદદ આપે તો તેનો સદુપ

સ્વીકાર કરીયે. [કેમકે તેઓ સાચી દિશામાં પ્રવૃત્ત થયા છે—સમ્યગ્વ્યવસિતા હિ તે— અન્ત્યજોના ઉદ્ધાર માટે તેઓ જેમ જેમ પ્રયત્નો કરતા જશે તેમ તેમ અસ્પૃશ્યતાની ભાવનાની પાછળ રહેલા અધર્મનું તેમને ભાન થશે.] આ બધું સમજાય એવું છે; પણ જ્યારે શ્રીયુત વસંતરામ શાસ્ત્રી જેવા લખે છે કે 'અસ્પૃશ્યતા મૂળે વિષવૃક્ષ નથી' અને આપ એના પર લખો કે 'જે અસ્પૃશ્યતા શાસ્ત્રીજીએ ઘટાવી છે તેની સામે મેં મારા ઉદ્ગારો નથી કાઢ્યા' ત્યારે અસ્પૃશ્યતા વિષેના વિચારો આપે ફેરવ્યા છે કે શું એવી ઘણાઓને શંકા ઉઠે છે. અન્ત્યજો જ્યારે મેલ ઉપાડે છે ત્યારે તેમને ન અડવું એ સમજાય એવું છે. અને એ નિયમ તો દરેક માણસને લાગુ પડે એવો છે. પણ શ્રીયુત વસંતરામ શાસ્ત્રી અન્ત્યજોને 'પાપી જીવો' સાથે સરખાવે ત્યારે પૂછવાનું મન થાય છે કે જેઓ સમાજની ગંદકી દૂર કરવાનું પવિત્ર કામ કરે છે તે શું વૈષ્ણવધર્મમાં પાપી જીવ ગણાય છે?

* * *

આવા શાસ્ત્રાધાર મેળવીને આપ અન્ત્યજોની સેવા નહિ કરી શકો, એટલું જ નહિ પણ અસ્પૃશ્યતા પાછળ રહેલી હડહડતી અધાર્મિકતાને ઓળખી જેઓ તેનો જડમૂળમાંથી નાશ કરવા મથી રહ્યા છે તેમના રસ્તામાં આપ આ નીતિથી કાંટા વાવો છો એમ જ કહેવું પડે છે. આકરાં વચનને માટે ક્ષમા યાચું છું અને આ બાબતમાં સત્વર ખુલાસો કરવા આપશ્રીને વિનંતિ કરું છું.

સેવક,
એક સનાતની હિન્દુ

આવો લેખ મને એક જ નથી મળ્યો. કેટલાક મિત્રોએ શ્રી. વસંતરામ શાસ્ત્રીના લેખને મેં પસંદ કર્યો તેને સારુ મને મ્હોડેથી પણ ઠપકો આપ્યો છે. છતાં હું મારી પસંદગીને વળગી રહું છું. ઉપરનો લેખ ને તેવી ટીકાઓ મને પ્રિય છે. અસ્પૃશ્યતાનો દોષ જોનારા ઘણા થઈ ગયા છે ને તેમા માડવાળને ક્યાયે સ્થાન નથી એવું તેઓ સૂચવે છે એ સન્તોષજનક છે. ટીકાકારો શાસ્ત્રીના લેખને પોતાની દૃષ્ટિએ જુએ છે. મેં તેને શાસ્ત્રીની દૃષ્ટિએ જોયો, અને જ્યારે શાસ્ત્રીજીએ અસ્પૃશ્યતાને એક શૌચક્રિયા તરીકે નિરખી ત્યારે હું રાજી થયો. રજસ્વળા માતાને ન અડકવા પૂરતી અસ્પૃશ્યતા અન્ત્યજને વિષે હોય તે હું સમજી શકું છું. 'ચાંડાલ'-ને ન અડકવાની પ્રથા કેમ પડી હશે એ સમજતાં મને અડચણ નથી આવતી.

જે સુધારક પોતે પોતાનું સ્થાન ન છોડતાં જેઓ નજીક આવતા જાય તેમને વધાવે છે—કેમકે તેઓ સુધારાનું સ્વરૂપ કાળે કરી જોઈ લેશે એવી આશા રાખે છે—તે જ સાચો સુધારક છે. મેં શાસ્ત્રને નામે ચાલતી પ્રચલિત અસ્પૃશ્યતાને

વખોડી છે ને તેમા ક્યાયે હું ફેરફાર કરવા ધારતો નથી પણ જે અન્ત્યજને અડકી ન્હાતા છતા તેમની ઉપર પ્રેમભાવ રાખશે, તેમને સારૂ નવાણો બંધાવશે, તેમને ભણાવશે, અન્ત્યજને દુખે દુખી થશે, તેને ખવડાવી પોતે ખાશે, તેને આદરસહિત ટ્રેનમા બેસાડશે, તે માંદા પડે તો તેની સારવાર કરશે તેમને હું વંદીશ. અન્ત્યજના સ્પર્શથી પોતાનો આત્મા કલુષિત થયેલો માનશે તેને સારૂ હું તેમને ક્ષમાવીશ, મારી માન્યતામા, મારા વ્યવહારમા કે મારી પદ્ધતિમા ક્યાયે ફેરફાર નથી કરવાનો. અસ્પૃશ્યતાની સાથે હું બાંડવાળ કરવાનો નથી. પણ જેઓ આદર્શ ભણી જેટલે દરજ્જે જશે તેઓને તેટલે દરજ્જે માન આપીશ.

---

# મારી નોંધ

## ટોપીનો હોમ

મુંબઇએ ઉત્સાહપૂર્વક આરંભેલું કામ ઠીક જોરથી ચાલી રહેલું છે અમારી મુસાફરીમા દરેક જગ્યાએ મલમલની, મખમલની, ફેલ્ટની ટોપીઓના ઢગલા થાય છે. મુસલમાનો પોતાની તુરકી અને આગાખાન ટોપીઓ ફેંકે છે કોઇ પોતાના ફેંટા ફેંકે છે એક મિત્રે કહ્યુ કે હિન્દુસ્તાનના આન્તરિક તાર આગળ ટેલીફોન કે ટેલીગ્રાફ કઇ જ કામ નથી આપી શકતા પવનવેગે હિન્દુસ્તાને જાણી લીધુ છે કે પરદેશી કાપડ પહેરવુ કે ઘરમા રાખવુ પાપ છે તેથી દરેક દરેક જગ્યાએ થોડુંઘણું તો અમને મળ્યા જ કરે છે મને આશ્ચર્ય તો એ થાય છે કે પોતાના કપડા બાળવા આપતા ભાગ્યે જ કોઇ અચકાય છે

## અમારો સંઘ

આ વખતની મુસાફરીમા અલી ભાઇઓમાથી એક ને હું એમ નથી, પણ અમારા સંઘમા કાનપુરના મૌલાના આઝાદ સુભાની તેમજ સીમલા નજીકના કોટગઢમા રહેતા મિ સ્ટોકસ પણ છે મિ સ્ટોક્સ મહાસભાના સભાસદ છે તેમણે પહાડોમા વેઠનો રિવાજ ચાલે છે તેની પાછળ પોતાનો વખત આપ્યો છે મિ સ્ટોકસ એક હિન્દુસ્તાની ખ્રિસ્તી બાઇને પરણ્યા છે ને તેમને છ છોકરા છે છોકરાઓને તેમણે હજુ સુધી અંગ્રેજીનો એક અક્ષર પણ નથી શીખવ્યો તેઓ માત્ર પહાડી અને હિન્દી એમ બે જ ભાષા જાણે છે તેમણે પણ પોતાના કપડા જુલાઇની ૩૧મીના યજ્ઞમા બાળ્યા, ને હવે ધોતીઉં, કુડતુ ને ટોપી ત્રણે ખાદીનાં એટલો જ પોશાક પહેરે છે હમણા ફુરસદ હોવાથી થોડા દિવસ અમારી મુસાફરીમા અનુભવ લેવા પોતે અમારી સાથે ફરે છે મિ સ્ટોકસે પોતાની રહેણી ઘણા વર્ષોથી કેવળ હિન્દુસ્તાની રાખેલી હતી પોશાકમા ફેરફાર હવે જ કર્યો છે

તા. ૧૪-૮-૧૯૨૧

## જયઘોષ ને ચરણસ્પર્શ

જયઘોષોનો અને ચરણસ્પર્શનો વ્યાધિ હજુ ચાલ્યાં જ કરે છે. મારી ઉમેદ હતી કે હવે મારાં લખાણો પછી તેમાં ફેરફાર થયો હશે. પણ જ્યારથી. સંયુક્ત પ્રાન્તમાં પ્રવેશ કર્યો છે ત્યારથી જયઘોષથી અને ચરણસ્પર્શથી હું અકળાઈ રહ્યો છું. લોકોના ઉત્સાહનો પાર નથી,-પણ એ બધો ઉત્સાહ અવાજોમાં ને ચરણસ્પર્શમાં વેડફાઈ જતો જોઉં છું. મારા કાન પણ હવે એવા મજબૂત નથી રહ્યા કે મારાથી અતિશય અવાજો સહન થાય; ચરણસ્પર્શ હજારોની મેદનીમાં એટલી બધી અગવડ ઉપજાવે છે કે પ્રતિક્ષણ પડી જવાનો ભય રહે છે.

## સ્વયંસેવકો

સ્વયંસેવકો તો ઘણા થઈ ગયા છે, પણ તેઓને પોતાની ફરજનો પૂરો ખ્યાલ હજુ આવ્યો નથી. તેઓમાં તાલીમની ખામી છે. જો આપણે કાયદાનો સવિનય ભંગ કરવો હોય તો સ્વયંસેવકો સંપૂર્ણ બનવા જ જોઈએ. તેમનામાં અવાજો બંધ રાખવાની, ચરણસ્પર્શ અટકાવવાની અને લોકોને પોતાનો અવાજ પહોંચાડવાની શક્તિ હોવી જ જોઈએ. તેમ નહિ થાય તો અણીને વખતે સ્વયંસેવકો સેવા કરવા અશક્ત નીવડશે. તેથી આપણી લડતમાં સ્વયંસેવકોની તાલીમને એક અગત્યનું અંગ ગણવાની જરૂર છે.

## હિસાબનો તાળો

આપણે સ્વદેશીનું પાલન કરીએ છીએ કે નહિ તેનો તાળો કેમ મળી શકશે એમ મને સહુ પૂછયા કરે છે. તાળાની જે રીત છે બજારોમાં અત્યારે તો આપણે લોકોનાં—સ્ત્રી પુરુષોનાં શરીર પર પરદેશી કપડાં સિવાય બીજું ભાગ્યે જ જોઈએ છીએ આપણાં તોરણો વગેરે શણગારોમાં મખરાશી વગેરે માંચેસ્ટરનાં કપડાં જ જોઈયે છીએ આપણા વાવટાઓ, પટાઓ વગેરે પરદેશી કપડાંના જોઈયે છીએ. મન્દિરોમાં મસજીદોમાં એ જ જોઈયે છીએ. તેને બદલે આપણે ખાદી જ જોતા થઈશું એટલે સમજશું કે હવે પરદેશીનો જમાનો ગયો. એથી પણ સચોટ તાળો આપણી કાપડની દુકાનો ને આપણાં વણકરોની વસતીનાં સ્થાન મેળવી દેશે જો આપણી દુકાનોમાં પરદેશી કાપડ શોધેલાયથી ન મળી શકે ને ખાદી જ નજરે આવે તથા વણકરોની સાળ ઉપર પરદેશી સૂતર નહિ હોય તો આપણે સમજી જઈશું કે હવે સ્વદેશી યુગ જામ્યો છે. જો પરદેશી માલ માગનાર કોઈ હોય જ નહિ તો પરદેશી માલની દુકાનો ક્યાંથી હોય ? આ મોટું પરિણામ હિન્દુ મુસલમાન બન્ને સમજી જાય તો જ પાર પડે. કરોડો હિન્દુ બારીક મલમલનો શોખ ન છોડે તો એકલા મુસલમાન શું કરી શકે ? કરોડો મુસલમાન તેમ ન કરે તો હિન્દુ એકલા શું કરે ?

## હાથનાં કર્યાં હૈયે

આપણે પ્રજાના બીજાં અંગોને મૂક્યાં તેથી હવે આપણને મુશ્કેલી આવે છે. જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં વેપારીઓ તથા વણકરોની મદદની ખામી જોઈ રહ્યો છું. વેપારીઓ તો

થોડાઘણા પ્રવૃત્તિમાં આવી ગયા છે, પણ વણકરોને તો આપણે હાથ જ નથી લગાડ્યો તેથી તેઓને આપણે કેળવવા રહ્યા. તેઓને ન કેળવી લઇયે ત્યાં સુધી તો આપણી મુશ્કેલીઓ વધતી જવાની કેમકે વેપારીઓ પરદેશી માલ દાખલ કર્યા કરે ને વણકરો પરદેશી સૂતર વણ્યાં કરે ને હાથના કાંતેલાને અડકે પણ નહિ તો આપણા શા હાલ થાય ? દરેક મહાસભાસમિતિએ હવે વણકરોને અને વેપારીઓને મળવું જોઇયે, તેમને સભાસદ બનાવવા જોઇયે ને તેઓને તેમના ધંધામાં યોગ્ય પલટો કરવા સમજાવવું જોઇયે. આવો પ્રયત્ન મુરાદાબાદમાં સફળ થયોઃ ત્યાંની સમિતિએ જેમ કાર્ય કરનારાઓને ભેળા કર્યા હતા તેમ વેપારીઓને પણ ભેળા કર્યા હતા. તેઓએ સમજ્યા પછી ને પોતાના ગુંચવાડા દૂર કરાવ્યા પછી પરદેશી કાપડ ન ખરીદવાની પ્રતિજ્ઞા સુખેથી કરી આપી. જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ગુજરાતીઓ ઠીક જોવામાં આવે છે. તેઓમાંના ઘણા તો સો સો બસો બસો વર્ષ થયાં આ પ્રાન્તોમાં વસેલા હોય છે. તેઓ અત્યારે બધી જગ્યાએ બહુ હોંસથી કામ કરી રહ્યા છે ને જ્યાં વસે છે ત્યાંના લોકોમાં ભળીને સંપથી રહે છે. કોઈ કોઇ જગ્યાએ તો તેઓની મહેનતથી મહાસભાનું કામ જામી રહ્યું જોવામાં આવે છે. અને વળી ભાગ લેતાં છતાં પોતે નિર્માની રહે છે. આમ બહાર ગુજરાતીઓ પોતાના ગુણો બતાવી રહ્યા છે એ જોઇ મને ઘણો સન્તોષ થાય છે. આપણે ભયમાત્ર છોડી દઇયે તો હજુ વધારે દેશસેવા કરી ગણીયે

## શાન્તિનું બળ

દરેક જગ્યાએ હું જોયા કરું છું કે જ્યાં લોકો શાન્તિનો પાઠ બરોબર સમજ્યા છે ત્યા તેઓ વધારેમાં વધારે ચડયા છે. જે શાન્તિ બીકને માર્યે કે નબળાઇને લીધે જળવાય છે તે શાન્તિ જ નથી. ખરી શાન્તિ એ જ હોઇ શકે કે જેમા બળ ને તેજ રહ્યા છે. આપણે આપણી શાન્તિ જેમ અંગ્રેજો પ્રત્યેના સંબન્ધમા નથી ખોવી તેમ આપણા જ અમલદારો, સિપાહીઓ, પોલીસ વગેરે પ્રત્યે પણ નથી ખોવાની. એક ભાઇ મને પૂછે છે કે શાન્તિ તે આપણે અરસપરસ જાળવવાની કે માત્ર અંગ્રેજો પ્રત્યે ? આ સવાલને સ્થાન જ ન હોય. આપણાઓ પ્રત્યે શાન્તિ ન જાળવીયે તોપણ હારી જઇયે. અસહકારી બધા પ્રત્યે વિનયી રહે, બધા પ્રત્યે શાન્ત રહે ને નમ્ર રહે. જેમ શૂરો તેમ માણસ શાન્ત હોવો જોઇયે, જેમ મોટો તેમ નમ્ર હોવો જોઇયે છછાંછળો માણસ જે ઘડીઘડીમા મારવાને ગાળો ભાંડવા મંડી જાય છે તે પોતાનું બળ ગુમાવી બેસે છે. શાન્તિ એ પણ એક પ્રખર સૂક્ષ્મ વીર્ય છે તેનો સંચય કરનાર પણ પ્રૌઢ બ્રહ્મચારી બને છે ને તેથી તેજસ્વી બને છે. આપણે બ્રહ્મચર્યની વ્યાખ્યાને કેવળ સ્થૂળ સ્વરૂપ આપીને જેઓ પ્રતિક્ષણ ગુસ્સો કરતા આવ્યા છે તેમને દોષિત ગણવા છોડી દીધા છે. સ્થૂળ બ્રહ્મચર્યનું પાલન જેમ શરીરસુખને સારૂ આવશ્યક છે તેમ આધ્યાત્મિક બ્રહ્મચર્યની પણ આવશ્યકતા છે. મારો તો વિશ્વાસ છે કે આપણે સહકારીઓ ઉપર ગુસ્સો કરીને, પોલીસને ગાળો ભાંડીને આપણી લડતને લંબાવી છે, જો આપણે કાયાથી, વચનથી ને મનથી બધા વિરોધીઓ પ્રત્યે શાન્ત, નમ્ર અને વિનયી રહ્યા હત તો અત્યારે બધી સત્તા આપણા હાથમાં લઇને બેસી ગયા હોત.

તા. ૨૧-૮-૧૯૨૨

## પારસી બહેનોને

હું જાણું છું કે પારસી બહેનો 'નવજીવન' ઠીક ઠીક સંખ્યામાં વાંચે છે. તેઓને 'નવજીવન'ની ભાષા સમજવાં જરા મુશ્કેલી આવતી હશે એમ બને તેમ સાદી ભાષા લખવા, જોડાક્ષર ન આવવા દેવા પ્રયત્ન કરૂં છું. પણ ભાષાના નિયમોને છેક નેવે ન મુકી શકાય. પારસીઓએ ગુજરાતી એટલું બધું બગાડી મુકયું છે કે તેની સાથે હરિફાઇ કરવી એ ભાષાનું ખુન કર્યા બરોબર થાય. એટલે વાંચનાર બહેનોને મારી વિનન્તિ છે કે તેઓએ જે શબ્દો અઘરા લાગે તે જાણી લેવા મહેનત કરવી, કોઇને પૂછી લેવું. થોડાક અંકો એમ પ્રયત્નપૂર્વક વાંચ્યા પછી તેઓને મુદ્દલ અડચણ નહિ આવે.

પારસી ભાઇઓ અને બહેનો બન્નેને છાજે છે કે તેઓ ભાષાને સુધારવા પ્રયત્ન કરે. અત્યારે તો પારસી ગુજરાતી, મુસલમાની ગુજરાતી ને હિન્દુ ગુજરાતી એમ ત્રણ વિભાગ સમજાય થઇ ગયા જણાય છે, જોકે મુસલમાન ભાઇઓ ગુજરાતીને પારસીઓ જેટલું નથી બગાડતા ને તેઓને 'નવજીવન'નું ગુજરાતી સમજતાં અડચણ નથી આવતી. ખબરદાર, મલબારી વગેરે લેખકોએ બતાવી આપ્યું છે કે પારસીઓ ધારે ત્યારે સરસ ગુજરાતી લખી જ શકે છે. કેટલાક પારસીઓના પત્રો મારી પાસે આવે છે તેમાં હું શુદ્ધ ગુજરાતી જોઉં છું. માત્ર ભાષા પ્રત્યેના થોડા જ અભિમાનની જરૂર છે. તેટલું થતાં પારસીઓનું ગુજરાતી જોતજોતાં સામાન્ય ગુજરાતીને પહોંચી વળશે.

---

તા. ૨૧-૮-૧૯૨૧

# § મારી ભૂલ

મેં જીવનમાં કેટલી ભૂલો કરી છે એનો એક ઇશ્વર જ સાક્ષી છે. જેઓ મને નિર્ભાન્ત અને કેવળ ભૂલ વગરનો સમજે છે તેઓ મને ઓળખતા જ નથી. આટલા આયુષ્યના મારા જાતઅનુભવે તો મને એ જ શીખવ્યું છે કે ભૂલો સામે ઝૂઝવું એ જ જીવન છે; અને એ વાતને અતિ નમ્ર અને નિરભિમાનભાવે મેં હમેશાં મારા અંતરમા જાગ્રત રાખવા પ્રયત્ન કર્યો છે. ૧૯૧૯ ના એપ્રિલમાં મેં સહેલો માનીને સત્યાગ્રહ શરૂ કરી દીધો અને તુરત જ મેં જોયું કે મેં ભારે ભૂલ કરી; જ્યારે નડિયાદમા દૂરંદેશીનો ભારે અભાવ જોયો ત્યારે મેં એને હિમાલય જેવડી ભૂલ કહી. આમાં મેં અતિશયોક્તિ નહોતી કરી; અને હું તો માનું છું કે એ બનાવોથી હિન્દુસ્તાનની નૈતિક ઉન્નતિને ધક્કો ન પહોંચ્યો એનું કારણ પણ એ જ છે કે, મેં સમજી ચૂકતાં તુરત જ મારી ભૂલનો સ્વચ્છ અને સંપૂર્ણ એકરાર કીધો.

એવી જ બીજી એક ભૂલનો એકરાર એકાગ્ર સ્વદેશીની પ્રવૃત્તિ કરવાના આ થોડાક દિવસોમાં મારે કરવો રહ્યો છે. વિદ્યાર્થીઓ અને અધ્યાપકોની જોડેની મારી વાતોમાં તો એ એકરાર હું કરી ચુક્યો છું, પરન્તુ આજની (સ્વદેશીની) પ્રવૃત્તિને ખાતર વધુ ચોક્કસપણે, અને વધુ જાહેર રીતે એ જ એકરાર કરવાની હું જરૂર જોઉં છું. છેલ્લા નવ મહિનાના અનુભવે સરકારી શિક્ષણસંસ્થાઓના બહિષ્કારની યથાર્થતા વધુ ને વધુ જ મજબૂત કરી છે. પણ એ શિક્ષણનો બહિષ્કાર કરીને બદલામાં વિદ્યાર્થીઓને કઇ પ્રવૃત્તિમાં રોકવા એ સૂચવવામાં મેં દુર્બળતા દેખાડી. હું દુર્બળ બન્યો, કારણ શંકિત લોકોની ખાતરી કરી આપવાની મારી શક્તિને વિષે મેં અવિશ્વાસ દેખાડ્યો. મેં કાર્યના ફળનો ધણી ઇશ્વરને બનાવવાને બદલે પરિણામની આશા ધરી ને તે ગણતરી ઉપર હું ચાલ્યો. અને એ દુર્બળતાને લીધે જ શાળાકૉલેજો છોડ્યા પછી સ્વરાજ સ્થપાય ત્યાં સુધી વિદ્યાર્થીઓને ફરતા ફરવાની, ફાવે ત્યાં એનો એ અભ્યાસક્રમ ચાલુ રાખવાની, અગર તો સૌથી સારો માર્ગ તરીકે રેંટીયો કાંતવાની સલાહ મેં આપી. આમ એ પાંચ રસ્તાઓ સૂચવવામાં કરેલી ભૂલ મેં નાગપુર મહાસભાના ઠરાવ પછી તુરત જ જોઇ.

પણ થવાનું નુકસાન તો થઇ ચુક્યું હતું. ગયા સપ્ટેમ્બરમાં મેં ઉપલી બહુગામી સલાહ આપી ત્યારથી જ એ થઈ ગયું. જાન્યુઆરીથી જ હું બિગરી સુધારી લેવા મથવા મંડ્યો પણ સુધારવા જવું એ હમેશાં ફાટ્યા પર થીગડું દીધા સમાન હોય છે. અને તેથી જ આજ ઘણીખરી અસહકારી શાળાઓમાં રેંટીયો એ ઓછાવત્તા પ્રમાણમાં પણ કેવળ આગંતુક જેવો કે આળસુના વિનોદ જેવો થઇ પડેલો જોવામાં આવે છે. મારે મૂળથી જ આખી વાત કરી દેવી જોઇતી હતી અને શિક્ષણસંસ્થાઓના બહિષ્કારને લગતા ઠરાવમાં રેંટીયા અને હાથવણાટને આવશ્યક અંગ તરીકે સૂચવવાં જોઇતાં હતાં. સંભવ છે કે આથી આવ્યાં તેટલાં વિદ્યાર્થીઓ પણ સરકારી કે અર્ધસરકારી શિક્ષણસંસ્થાઓ છોડી બહાર ન આવ્યાં હોત. પણ જે થોડા બહાર આવ્યા હોત તેમણે તો હાલના—શાળાકૉલેજો છોડી બહાર પડેલા પણ કશા ચોક્કસ કાર્યક્રમ વગરના—હજારો વિદ્યાર્થીઓ કરતાં અનેક દરજ્જે વધુ વિશાળ કાર્ય કરી બતાવ્યું હોત. આટલા વખતમાં તેઓ કાંતવામાં તેમજ હાથવણાટના કામમાં પૂરા પારંગત થઇ ગયા હોત અને સ્વદેશીની પ્રવૃત્તિમાં કાપડ સૂતર ઉત્પન્ન કરવાનું કાર્ય આજે અનેકગણું સરળ થઇ પડ્યું હોત. અસહકારી શાળાકૉલેજોના વિદ્યાર્થીઓ તેમજ અધ્યાપકો આ દિશાએ ખૂબ પ્રયત્ન કરી રહ્યા છે એ હું જાણું છું.

તા. ૨૧-૮-૧૯૨૧

છતાં એ બિચારાઓને પણ કફોડી સ્થિતિ વચ્ચે કામ લેવું પડે છે. તેઓ બધા કંઈ રેંટીયો જ કાંતવાની અગર તો સ્વદેશીની પ્રવૃત્તિના સામાન્ય વિચારો વિષે પણ પૂરી શ્રદ્ધા ધરીને આ સંસ્થાઓમાં આવ્યા નહોતા. તેમણે તો અલબત્ત શિક્ષણના દૃષ્ટિબિન્દુથી જ આ પ્રશ્નનો વિચાર કરેલો; અને તેમાં તેમનો કશો વાંક પણ ન ગણાય. સરકારી શિક્ષણસંસ્થાઓમાંથી નીકળી જઈને સરકારની પ્રતિષ્ઠાને ઘટાડવી એટલું જ એમને સારુ બસ હતું. હવે તેમને કહેવું કે સરકારી શિક્ષણના એવા બહિષ્કારનો અર્થ એ જ છે કે સૂતર પેદા કરવું અને ખાદી વણવી, તેમને કહેવું કે સ્વરાજની હમની નવી શિક્ષણપદ્ધતિમાં લડાઈના સમય તરીકેની પ્રાથમિક કેળવણી એ જ છે કે દરેક વિદ્યાર્થીએ રેંટીયો કાંતી સૂતર પેદા કરતા શીખવું અને તેમાંથી કાપડ વણતાં તથા કાપડ ઉત્પન્ન કરવાને લગતી બીજી બધી ક્રિયાઓ શીખી લેવી તેમજ તેવું કાપડ પ્રજાને સારુ તૈયાર કરવામાં લાગી જવું, એ તેમની પ્રત્યે અલબત્ત વધુ પડતું જ ગણાય.

પણ ભૂલ થઈ તે તો થઈ જ; અને તેથી હવે મારે તો તેનું પ્રાયશ્ચિત્ત શંકાશીલ લોકોને ધીરજપૂર્વક સમજાવીને અસહકારી શિક્ષણસંસ્થાઓના અભ્યાસક્રમોમાં કાંતવાના કામનો જ આગ્રહ ધરવાનું કેવું શુભ પરિણામ આવ્યું હોત એ વિષે તેમની ખાતરી કરી આપીને જ લેવું રહ્યું. અને જેઓ આ બાબતમાં મારી જોડે સહમત હોય તેમને પણ બધાને મારી એ જ વિનન્તિ છે કે તેમણે સુદ્ધાં પોતપોતાને લાગતીવળગતી શિક્ષણસંસ્થાઓમાં સૂતર કાંતવાની તેમજ કાપડ પેદા કરવાની પ્રવૃત્તિને ઉપાડી લઈને આ થયેલી ભૂલને તાબડતોબ સુધારી લેવામાં પરોવાવું.

કાંતવા વણવાના શિક્ષણને મુશ્કેલ તરીકે અત્યારે તો હવે કોઈ નહિ જ ગણાવે એવી મને ઉમેદ છે. શિક્ષકોની માગણી પણ મારી પાસે કોઈ ન કરે. કાંતવાની, પીંજવાની, પૂણી બનાવવાની, ઇત્યાદિ ક્રિયાઓ બાળક પણ બે ચાર દિવસમાં હાથ કરી લે એટલે સહેલી છે. વણાટમાં અનુભવ દ્વારા જ ઉત્તરોત્તર નિપુણતા અને કૌશલ્ય પ્રાપ્ત થાય છે. આ ક્રિયાઓ શીખવાની શરૂઆતને વિષે હું જે સહેલ અને સરળતાનો દાવો કરું છું તેનાથી વાચકે ચકિત થવાનું કારણ નથી. કુદરતી અને જીવનને જરૂરી એવી બધી જ ક્રિયાઓ સાવ સહેલી અને સરળ છે. તેમાં પારંગત થવાને માત્ર અભ્યાસ અને ઉદ્યમ જોઈએ: ઉદ્યમ કરવાની—વેતરું કરવાની શક્તિ એ જ સ્વરાજ છે, એ જ યોગ છે.

, એટની એક ક્રિયા કલાકના કલાક કરીને માણસ કંટાળે એમ માની લેવાની પણ જરૂર નથી. કુદરત આખી એકરાગી ઘટમાળ છે. સૂર્ય અનન્તકાળથી એનો એ, એકનો એક, એક જ રૂપે, એક જ ઢબે, જેમનો તેમ ઉગતો ને આથમતો નથી શું? એ સૂર્ય પોતાનું એકરાગીપણું છોડી થોડી સહેલ કરી લેવા કોઇ ઘડી આડોઅવળો નીકળી પડે તો?

છતા કામ કામમા પણ ફેર હોય છે. કેટલાક કામ એનાં એ કરી કરીને માણસ કંટાળે, જડ બની જાય; બીજાં કેટલાક કામ એના એ કરીને તો માણસ અપાર સિદ્ધિ હાથ કરે અને અવર્ણનીય આનન્દ મેળવે. જીવનના આવશ્યક વ્યવસાયોમા રહેલી એકરાગિતા તો ઉત્સાહદાયક અને પ્રાણપ્રેરક હોય છે. કળાકાર પોતાની કળાના સહવાસથી કદી થાકતો નથી. તે જ રીતે કાતવાની ક્રિયામા પણ જે પારંગત થયો છે તે કલાકના કલાકો સુધી કશા કંટાળા વગર કાતશે અને તેમા અપૂર્વ રસ અને આનન્દ અનુભવશે રેંટીયાના સૂરમાં જે સંગીત ભર્યું છે તેનો આનન્દ લૂંટવામા ખગ કાતનારને વાર નથી લાગતી.

અને આમ વગરકંટાળ્યે કાતીકાતીને હિન્દુસ્તાન જે દિવસે સૂતરને તાતણે સ્વરાજને કાતી લેગે તે દિવસે એણે એમાથી જ પોતાના એકરાગી ઉદ્યમનું એવું અલૌકિક સ્મારક ઉભુ કર્યું હશે જે ચિરકાળને માટે એના ઇતિહાસમા સૌન્દર્ય અને આનન્દના નમૂના રૂપે અમર રહેશે. પણ આ બધું રેંટીયો વ્હાલો કર્યે જ થાય તેમ છે. તેથી હિન્દુસ્તાનને માટે આજે જે કોઇ ઉત્તમમા ઉત્તમ રાષ્ટ્રીય શિક્ષણ હોય તો તે સમજીને—બુદ્ધિપૂર્વક રેંટીયાને અપનાવવો એ જ છે, એવો મારો નિશ્ચિત્ મત છે.

---

## § મુસલમાનોની ચિન્તા

લખનૌની મારી મુલાકાત દરમિયાન ખિલાફતના સવાલને વિષે મુસલમાનોમાં મેં સ્વાભાવિકપણે જ અધીરાઇ અને ઉદ્વેગ જોયા. મૌલવી સલામત-ઉલ્લાએ *અંગોરાની આફતમા બ્રિટિશ સરકારનું વલણ દિવસે દિવસે અસહ્ય થતું જાય છે* એમ જે સયમભરી ભાષામા કહ્યું તેમાં કેવળ લોકલાગણીનો જ પડઘો હતો. તુર્કી પ્રત્યે મિત્રાચારીભર્યા વલણની બ્રિટિશ પ્રતિજ્ઞાઓ સામે દિવસે દિવસે અવિશ્વાસ

તા. ૨૧-૮-૧૯૨૧

વધતો જાય છે એ વિષે તો શંકા જ નથી કોઇને જ એમ નથી લાગતું કે એ બધી બ્રિટિશ પ્રતિજ્ઞાઓ સાચી છે અગર તો બ્રિટિશ સરકાર તુર્કીની રાહતને ખાતર કશું પણ કરવાને તદ્દન અશક્ત છે. આવી સ્થિતિ વચ્ચે મુસલમાનો અધીરાઇ અને ઉદ્વેગથી મહાત્મા તેમજ ખિલાફત કમિટીના મંડળોને કંઇ ને કંઇ વધુ જોરાવર અને વધુ તાકીદનું પગલું લેવા વિષે આગ્રહ કરી રહ્યા છે. મુસલમાનોને હિસાબે તો સ્વરાજ એટલે ખિલાફતની બાબતમાં ફડચો કરી લેવાની હિન્દુસ્તાનની શક્તિ જ છે, અને તે બરાબર છે તેથી જો સ્વરાજનો અર્થ મુસલમાનોએ આમ ને આમ વાટ જ જોયા કરવી અગર તો તુર્કીનું ભૂમધ્ય સમુદ્રમા નામનિશાન પણ ન રહેલું મૂંગે મ્હોડે જોયા કરવુ પડે એટલી લાંબી કોઇ પ્રવૃત્તિ ચલાવવી એવો જ હોય તો તેની રાહ જોવાને મુસલમાનો તૈયાર નથી.

આવા વલણ વિષે સહાનુભૂતિ ધરાવ્યા વિના ન જ રહી શકાય. અને જો કોઇ પણ અસરકારક પગલું મારી નજરમા દેખાતું હોત તો તેની તત્કાળ ભલામણ કર્યા વગર હું રહેત નહિ. સ્વરાજની પ્રવૃત્તિ થોભાવી દેવાથી ખિલાફતનો ફડચો કરી લેવાય તેવું હોત તો તેમ કરવાની સલાહ પણ હું આપ્યા વગર ન રહેત. એટલું જ નહિ પણ કરોડો મુસલમાન ભાઇઓને થઇ રહેલું દુઃખ હલકું કરવાને ખાતર અસહકાર સિવાય બીજો પણ કોઇ ઇલાજ મને જો જડે તો તે તત્કાળ અજમાવ્યાં વિના હું ન જ રહું.

પણ મારા નમ્ર અભિપ્રાય મુજબ ખિલાફતનો અન્યાય દૂર કરવાનો ટુંકામાં ટુંકો અને જલદમા જલદ રસ્તો એક સ્વરાજપ્રાપ્તિ જ છે. તેથી જ મારે હિસાબે સ્વરાજ એ ખિલાફતના ફડચાનો અને ખિલાફતનો ફડચો એ સ્વરાજપ્રાપ્તિનો માર્ગ છે.

તુર્કીની વિપત્તિમા મદદગાર થવાનો હિન્દુસ્તાનની પાસે એક જ રસ્તો છે અને તે એ જ કે તેણે જાતે પોતાનો કક્કો ખરો કરાવવા પૂરતા સામર્થ્યવાન બનવું. જો હિન્દુસ્તાન વેળાસર એટલું સામર્થ્ય ન કેળવી શકે તો હિન્દુસ્તાનને માટે તરી આર ઉતરવાનો બીજો એકે રસ્તો નથી. એણે દેવાધીન જ થવું રહ્યું. સકવાથી રહી ગયેલા દરદીએ જો પડોશીને મદદરૂપ થવું હોય તો પ્રથમ અલબત્ત જાતે જ સકવાથી મુક્ત થવું રહ્યું. કેવળ અજ્ઞાન, અવિચાર અને ગુસ્સાથી વર્તાવેલી ખુનામરકી બહુ તો અંદર ને અંદર ધુંધવાતા ક્રોધાગ્નિને ટાલવવાનું સાધન બનશે, પણ તેથી તુર્કીની માતનાઓ થોડી જ ઓછી થવાની હતી? તેમ હિન્દુસ્તાનનું સામર્થ્ય પણ

એવી ખુનામરકીથી કોઈ રીતે વધે નહિ. ઉલટું એને દબાવી દેવાને નામે તે સામે જે જે પગલાંઓ લેવાય તે આપણા ધ્યેયની દિશામાંની આપણી ગતિને મન્દ જ પાડે.

પણ હું પોતે તો આવી નિરાશાને સારૂ કંઈ જ કારણ જોતો નથી. મહાસભાનો આખો કાર્યક્રમ ખિલાફતના મામલાને પહોંચી વળવાની દૃષ્ટિએ જ ઘડાયો છે, અને એ રસ્તો પ્રજા કાપી પણ રહી છે. બે મહિનામાં સ્વદેશીનો કાર્યક્રમ પૂરો કરવો એ પ્રવૃત્તિ એટલી તો ભારે અને તીવ્ર છે કે તેમાં પ્રજામાંનું સઘળું પાણી પ્રગટ થયા વગર રહેશે નહિ. અને જો સપ્ટેમ્બર સુધીમાં હિન્દુસ્તાન બહિષ્કારનો કાર્યક્રમ પાર ઉતારે અને અકટોબરમાં જાતે પગભર થઇ જાય તો મને લાગે છે કે એ પરિણામ વધુમાં વધુની આશા રાખનારને તેમજ ખિલાફતનો ફડચો સૌથી વધુમાં વધુ ત્વરાથી લાવવા ઇચ્છનાર મારા જેવાને પણ સન્તોષ આપ્યા વગર રહેશે નહિ.

પણ હકીકત એ છે કે બધા જ કાર્યકર્તાઓ ઠરાવેલી મુદતની અંદર સ્વદેશીનો કાર્યક્રમ પૂરો કરી લેવાને વિષે અગર તો તેની અસરની બાબતમા જે આશા બાંધવામા આવે છે તેને વિષે તેટલા નિઃશંક નથી. આવા શંકિતોએ કા તો જ્યાં સુધી તેઓ દેશને બીજો કોઇ વધુ સારો અને વધુ જલદ માર્ગ ન બતાવી શકે અને પ્રજાની પાસે તેનો સ્વીકાર ન કરાવી શકે ત્યાં સુધી ખસી ઉભવું ઘટે અગર તો પોતાની ચાહે તેટલી શંકાઓ છતાં આ સ્વદેશીની પ્રવૃત્તિમાં ખરા દિલથી પરોવાઇ જઇને એ અખતરાને વ્યાજબી અજમાયશ આપી જોવી ઘટે; વળી સ્વદેશીનો કાર્યક્રમ પાર ઉતારી શકવાની પ્રજાની શક્તિ વિષે એવી શંકા વ્યાજબી હોય એમ ઘડીભર માનીયે તો શું એ ઉપરથી એમ જ સિદ્ધ નથી થતું કે પ્રજાની ખિલાફત માટે કશી ધગશ નથી અગર તો તેને સારૂ ભોગ આપવાની તેની તૈયારી નથી? આજે બધું જ પરદેશી કાપડ ઉતારી મુકીને એકલી ખાદી અંગીકારવી, એ હિન્દુમુસલમાનને માટે એવડો મોટો આપભોગ છે શું? અને જો હિન્દુસ્તાનમાં એટલા આપભોગની તાકાત ન હોય તો એથી શું એ પણ સિદ્ધ નહિ થાય કે વધુ ઉંચા અને વધુ વિશાળ આપભોગ આપવાને હિન્દુસ્તાન નાલાયક છે અને એ રીતે તુર્કીને મદદ કરવાને પણ તેટલુંજ નાલાયક છે? આ સ્થિતિમાંથી ઉગરવાનો એકમાત્ર ઉપાય એ જ છે કે દેશના એકેએક સમજુ સ્ત્રીપુરુષે આજે પરદેશી માલનો બહિષ્કાર સંપૂર્ણપણે પાર ઉતારવામા અને તેની જગાએ જોઇતી ખાદી પેદા કરવાના કામમાં ગિરફતાર થઇ જવું. આટલું આપણે કરીશું તે દિવસે જોઇશું કે આપણા ધ્યેયની સિદ્ધિ આપણાથી દૂર નથી.

**તા. ૨૧-૮-૧૯૨૧**

લખનૌમાં એવી પણ એક સૂચના રજૂ કરવામા આવી કે તુર્કી સામે ગ્રીકોના જુલમના બદલા તરીકે રાલી બ્રધર્સ જેઓ એક ગ્રીક વેપારી પેઢી છે તેમનો બહિષ્કાર કરવો તેમજ પરદેશની સ્ટીમરો ઉપર ગોદીના હમાલો પાસે માલ ચડતો બંધ કરાવવો. મારા અભિપ્રાય મુજબ આ સૂચનાઓ જેટલી અસ્વાભાવિક છે તેટલી જ અમલ કરવામાં પણ અશક્ય છે. ઘડીભર માની લઇયે કે આપણે રાલી બ્રધસની પેઢીને ચપટી વગાડતા વારમા ઉખાડી મુકી શકીયે, તોપણ તેથી ગ્રીકોનું શું જવાનું હતું? રાલી બ્રધર્સ કંઇ તેનો બધો કે ઘણોખરો માલ ગ્રીસને થોડો જ ચડાવે છે? તેમનો પથારો તો દુનિયાભર છે; અને તેમના એ વેપારને હંફાવવો એ સ્વદેશીનો કાર્યક્રમ પાર ઉતારવા કરતા પણ વધુ મુશ્કેલ કાર્ય છે. આવો કોઇ પણ પ્રયત્ન તેમાં રહેલા આન્તરિક દોષ ઉપરાત આપણને જગતની હાસીને જ પાત્ર બનાવે, અને આપણે પણ એને લાયક જ ઠરીયે એ વિષે મારા મનને શંકા નથી. ગોદીના હમાલોને સમજાવવાની વાત પણ તેટલી જ બેહૂદી છે. એટલો કાબુ આમવર્ગ ઉપર આપણે ધરાવતા હોત તો આપણી લડત આપણે કેન્હાડાનીયે પૂરી કરી લીધી હોત. ગોદીના હમાલો પાસે સ્ટીમરો પર ચડતો માલ બંધ પડાવવામા અત્યારના હમાલો પાસે હમેશને માટે અગર તો અચોક્કસ લાબી મુદત સુધી કામ બંધ રખાવવાની વાત આવી જાય છે, એટલું જ નહિ પણ તેમાં કામ છોડી ગયેલા હમાલોની જગાઓ પૂરવા બીજા કોઈ જ હમાલો દેશ આખામાથી ન મળી શકે એવી સ્થિતિ દેખાડી આપવાની તૈયારી પણ આવી જાય છે. પણ હું માનું છું કે એટલી હદ સુધીની યોજનાશક્તિ હજુ આપણે નથી ખીલવી. તેથી અત્યારે તો એવો કોઇ પણ પ્રયત્ન નિષ્ફળ જ જાય કે વખતે એથી પણ આપણું વધુ નુકસાન થાય.

આ સ્થિતિમા વિચારવાજોગ માર્ગ માત્ર એક જ રહે છે, અને તે કાયદાના સવિનય ભંગનો. મારી ખાતરી છે કે આ શસ્ત્રનો કશા વિશાળ પાયા ઉપર ઉપયોગ કરવા પૂરતી તાલીમ હજુ પ્રજામા નથી આવી. છતાં મારો એ પણ વિશ્વાસ છે કે જો હિન્દુસ્તાન આજે સ્વદેશીનો શુદ્ધ ચોકસાઇ કાર્યક્રમ બખતસર પાર ઉતારવા પૂરતી યોજનાશક્તિ, સમયસૂચકતા અને તાલીમ દેખાડી આપે તો એવો કાયદાનો સવિનય ભંગ પ્રજા સહજતાપૂર્વક આદરી શકે. એ શક્તિ અને એ તાલીમ આ બે માસમા હિન્દુસ્તાન દેખાડી આપશે એવી આપણે આશા રાખીયે અને ઇશ્વર પાસે પણ એ જ માગીયે.

# અસ્પૃશ્યતા

શાસ્ત્રી વસંતરામના અસ્પૃશ્યતાનિર્ણયના કાગળ પર મારી ઉપર એટલી બધી ટીકાઓ આવી છે કે તે છાપતાં ઘણી જગા રોકાય. પણ આ ટીકાઓને હું શુભ ચિહ્ન સમજું છું. બધા લખનારા આ વિષયનો ધાર્મિક—તાત્ત્વિક નિર્ણય ચાહે છે. તેઓ કેવળ વ્યવહારિક નિર્ણયથી સન્તોષ પામે તેમ નથી એ તેમના લેખો બતાવે છે. અન્ત્યજને સારુ હિન્દુ સમાજ બધી સગવડ કરી આપે છતાં મેલાનો સ્પર્શ કર્યા પછી સ્નાનાદિ કરે તોયે તેમને જો અસ્પૃશ્ય ગણવામા આવે તો આ તાત્ત્વિક નિર્ણયવાદીને તે અસહ્ય અને પાપમય લાગે છે. આ લેખકો સુધારાપન્થી નથી. આપણું એટલું ખરાબ અને યૂરોપનું બધું સારું એવું માનનારા નથી, પણ સંયમી છે. તેઓ પોતાને હિન્દુ માને છે ને માનીને અભિમાન રાખે છે. તેઓ મર્યાદાને પ્રધાનપદ આપનારા છે. તેથી મને તો હર્ષના ઉમળકા જ આવે છે; અને તેઓના આગ્રહમાં હું અસ્પૃશ્યતાના પાપમાથી વહેલી મુક્તિ જોઉં છું.

આપણે શાસ્ત્રાર્થની જંજાળમાં એટલા ઊંડા ઉતરી ગયા છીયે કે ધૂળનું ધાન કરવાને બદલે ધાનને ધૂળ કરી મુકેલ છે; સાળ છોડીને કુશકાને વળગી ગયા છીયે, માખણ મેલીને ફીકી છાશ પાછળ દોડયા છીયે! મારી પાસે પડેલા કાગળો સૂચવે છે કે આપણે ગાનારના યુગમાથી કરનારના યુગમાં પ્રવેશ કરવાની અણી ઉપર આવ્યા છીયે. વર્ણ પાંચ નથી પણ ચાર છે. અસ્પૃશ્યતા સંયમ નથી, એ વર્ણાશ્રમની મર્યાદા નથી. વર્ણાંતરને પણ અસ્પૃશ્ય ગણવા એ દયાધર્મ નથી પણ કઠોરતાધર્મ છે. રક્તપિત્તથી પીડાતાના સ્પર્શથી આત્મા અભડાતો નથી; જો ઉલટું સેવાભાવથી એવો સ્પર્શ થયો હોય તો તો આત્મા ચડે છે. ભંગીની સેવા કરવી એ ધર્મ છે; દર્દથી પીડાતા ભંગીની સારવાર પ્રથમ કરવી એ દયા છે. ભંગીએ મેલું ઉપાડયું હોય તો ન્હાવું એ શૌચક્રિયા છે, આવશ્યક છે; પણ ન ન્હાવું એ અધોગતિને પહોચાડનારૂ નથી. ભંગીને આવશ્યક સમયે ન અડવામાં પાપ હોઇ શકે. ન્હાઇધોઇ આવેલા ભંગીને આદરપૂર્વક આપણી જોડે ન બેસાડવામાં પાપ છે ને તેના સ્પર્શથી પાપ છે એમ માનવામાં અજ્ઞાન છે. આવી માન્યતા હવે ખૂબ પ્રસરેલી છે એવું હું મારા ઉપરના કાગળોથી જોઉં છું. આ બધામાંથી એક કાગળ હું આપી ચુકયો છું. હવે બીજો રા. સાકરલાલ અમૃતલાલ દવેનો નીચે આપું છું:

" અસ્પૃશ્યતા વિષેની શાસ્ત્રી વસંતરામની શાસ્ત્રોક્ત ચર્ચા રસભેર વાંચી. પરન્તુ શાસ્ત્રાર્થના વમળમાં મારા જેવો અશાસ્ત્રજ્ઞ તણાઇ જાય નહિ તેટલા માટે નીચેના મેં મુદ્દાનો સ્પષ્ટ ખુલાસો કરવા તેઓ કૃપા કરશે ?

તા. ૨૧-૮-૧૯૨૧

(૧) ' શ્રીહરિને માટે મન, વાણી, કર્મ, અર્થ અને પ્રાણ અર્પણ કરનાર ' તમે ચાડાલને અડકીને સ્નાન કરો ખરા કે નહિ ? તેવા ચાડાલને સ્પર્શ કાવાથી તમે પવિત્ર થાઓ કે અપવિત્ર ? તે હરિમન્દિરમા આવવા માગે તો તેને પેસવા દો કે નહિ ?

(૨) તમારૂ જાજરૂ સાફ કરનાર ભગી બપોરે બે વાગે ન્હાઇધોઇ સાફ થઇ તમારે ત્યા આવે તો તમે તેને ઘરમા પેસવા દઈ દીવાનખાનામા બેસવા દો કે નહિ ?

આ બે મુદ્દાના ખુલાસામા અસ્પૃશ્યતા વિષેની સર્વ ચર્ચા સમાપ્ત થશે એમ હુ માનુ છુ "

શાસ્ત્રીજીના લેખનો અર્થ હુ તો એક જ કરી શકુ છતા શાસ્ત્રીજી તેનો જવાબ આપશે તે હુ જરૂર પ્રગટ કરીશ દરમિયાન હુ રા. સાકરલાલને સાવધાન કરવા ઇચ્છુ છુ શાસ્ત્રી વસતરામના નિર્ણયથી જ કઇ અસ્પૃશ્યતાની ચર્ચા સમાપ્ત થવાની નથી. શાસ્ત્રીજીનો જવાબ ધાર્યો મળે તેથી કઇ ઘણા કાળનો મેલ એકી વેળાએ ચર્ચા માત્રથી દૂર થવાનો નથી તે મેલ તો કેવળ કાર્યથી જ જશે આપણામાના જેઓ સમજે છે કે કોઇને પણ અડકવામા પાપ ન હોય અને દેહશુદ્ધ થયેલા ભગીને અડીને ન્હાવામા પાપ છે તેઓ ભગી ઇત્યાદિ વર્ગની સેવા કરતા વખતોવખત તેમનો સ્પર્શ કરશે ત્યારે જ એ મેલ જવાનો છે બાકી અન્ત્યજનો સો પેઢી સુધી પણ સ્પર્શ કરવો એ પાપ છે એમ કહેનારા ને માનનારા તો મળ્યા જ કરશે તેમને આપણે વિનયપૂર્વક પણ તેટલા જ આગ્રહપૂર્વક થયેલા આપણા વર્તનથી અને તેના શુભ પરિણામોથી જીતી શકશુ

મે તો અસ્પૃશ્યતા જે પ્રમાણે આપણે આચરીયે છીયે તેને પાપરૂપ માની તેનો ત્યાગ કરવાનુ ધાર્મિક દૃષ્ટિએ જ સૂચવ્યુ છે પણ સ્વામી શ્રદ્ધાનદજી પોતાના એક કાગળમા લખે છે કે ઉત્તર તરફ કેટલાક અગ્રેજો અન્ત્યજવર્ગને અસહકાર સામે પણ ઉશ્કેરી ગયા છે અને જો હિન્દુસ્તાનમાં સર્વત્ર આપણે અસ્પૃશ્યતાની સામે ન થયા હોય તો અત્યારે તેનો દુરુપયોગ વિરોધીઓએ પુષ્કળ કર્યો હોત સેતાન હમેશા છિદ્રો દ્વારા પ્રવેશ કરી સકુ જોઇ શકે એવો દરવાજો પોતાની આવજા સારૂ બનાવી લે છે ધાર્મિક દૃષ્ટિથી પોતાના જીવનને ઘડનાર તો ધર્મ-કોટમાની એક પણ ઇટ નબળી થવા ન દે

---

# મારી નોંધ

## બિહારનો પ્રવાસ

ચંપારણમાં કરેલી સેવાને લીધે અને બિહારીઓના સ્વભાવને લીધે બિહારનો પ્રવાસ મારે સારુ ઘણો જ અઘરો થઈ પડેલો છે. નાનાં ગામોમાં પણ હજારો માણસો એકઠાં થઇ અવાજોથી ને ચરણસ્પર્શથી મને અકળાવી મેલે છે. એક ઘડીની ફુરસદ મને દર્શનમાંથી ન રહેવા દે. આથી રાતદિવસ ક્યાંયે શાન્તિ મેળવાય નહિ. ફરવાને તો નીકળાય જ ચાલું ! આવા શ્રદ્ધાળુ લોકો પાસેથી, જો થોડા પણ સારા કામદારો હોય તો જે કામ લેવું હોય તે લઇ શકાય. અને બિહાર તેવું કામ આપી રહેલ છે. બિહારમાં કેટલાક કાર્ય કરનારા એટલા સાદા ને પવિત્ર છે ને તેમની શ્રદ્ધા શાન્તિમય અસહકાર પર એવી સજ્જડ છે કે તેઓએ સમાજ પર ઉંડી છાપ પાડી છે ને શાન્તિપૂર્વક ઘણું કામ કર્યું છે. જ્યાં એક વષ પહેલાં થોડા જ રેંટીયા ચાલતા હતા ત્યાં હજારો ઘરમાં રેંટીયા ચાલી રહ્યા છે, હજારો ગજ ખાદી વણાઇ રહી છે ને હજારો લોકો કેવળ ખાદી પહેરતા થઇ ગયા છે.

બિહાર ઓરિસ્સા વગેરે પ્રાન્તોમાં બે આનાનું રોજ આપનાર રેંટીયો પ્રત્યેક જણને સંપૂર્ણ આજીવિકાનું સાધન છે. ઘણાને તેથી વધારે રોજ ખેતરોમાં મજૂરી કરતાયે નથી મળતું. ખેતરની મજૂરીને સારુ કસાયેલું શરીર જોઇયે. રેંટીયો તો નાજુક બદનની બાળા પણ ચલાવી બે આના દહાડાના પાડવા ઇચ્છે તો પાડી શકે. જે અસર રેંટીયાની લોકો ઉપર પડતી જાય છે તે અસર અસહકારના બીજા એકે અંગની લોકો પર નથી પડી. કેટલાક તો રેંટીયાને બરકત આપનારી વસ્તુ તરીકે પૂજતા થઇ ગયા છે. રેંટીયો એક એવી વસ્તુ છે કે જે હિન્દુ મુસલમાન બધા વર્ગમાં પ્રિય ને સામાન્ય થઇ રહેલ છે. જો રેંટીયો સર્વવ્યાપક ન થાય ને ત્રીસમી સપ્ટેમ્બર પહેલાં તે વાટે આપણે પૂરું કાપડ પેદા ન કરી શકીયે તથા પરદેશી કાપડનો બહિષ્કાર ન કરી શકીયે તો તે કેવળ આપણી યોજનાશક્તિની ને કાર્યદક્ષતાની ખામી ગણાશે.

## વણકરોની સભા

બિહારશરીફ કરીને બિહારમાં એક નાનું શહેર છે. તેની વસ્તી ૨૫૦૦૦ ની છે. તેની પડોશમાં જ પ્રસિદ્ધ તીર્થંકર મહાવીર સ્વામીનો જન્મ થયેલો ને તેની જ પાસે તે સમાધિસ્થ થયા. તે જગ્યાએ ભવ્ય મન્દિરો છે; તે બિહારશરીફ જતાં રસ્તામાં આવે છે. આ જગ્યા શરીફ કહેવાય છે કેમકે તે પ્રસિદ્ધ પીરની જગ્યા છે. એમ કહેવાય છે કે અજમેરના પીરને બીજે નંબરે આ સ્થાનની કીર્તિ છે. આ જગ્યામાં લગભગ ૫૦૦ વણકરો વસે છે. ઘણાખરા મુસલમાન જ છે. મહાસભાસમિતિ ને ખિલાફત કમિટીએ વણકરોની ખાસ સભા કરેલી. તેમાં અમે બધાએ વણકરોને વીનવ્યાં ને તેઓએ હવે પછી હાથનું જ સૂતર અને ન ચાલતાં મીલનું વાપરવાનું કબૂલ કર્યું છે. આજ લગી તો તેઓ પરદેશી

તા. ૨૧-૮-૧૯૨૧

સૂતર જ વાપરતા આવ્યા છે, જ્યારે તેઓએ જ મને કહ્યું કે તેમના બાપદાદા કેવળ હાથનું જ સૂતર વાપરતા. હવે જો આ વણકરોને હાથનું સારું સૂતર આપવામાં આવશે તો તેઓ જરૂર તે જ વાપરશે. ઉત્સાહી કામ કરનાર નહિ મળે તો તેઓ હાથનું સૂતર વાપરવાનું કબૂલ કર્યાં છતાં જરૂર પરદેશી વાપરશે. આપણું કાર્ય હવે વણકરો, પીંજારા, સુતારો, લુહારો વગેરેને પ્રજાકાર્યમાં રસ લેતા કરવાનું થઈ પડયું છે. મારી ઉમેદ છે કે ગુજરાતના દરેક ગામમાં આવા કારીગરોને મહાસભાના કામદારો મળશે, તેમને સભાસદ બનાવશે ને તેમની પાસેથી સેવા લેશે. તેઓ ભલે ખૂબ કમાય; માત્ર પ્રજાકાર્યને પ્રથમપદ આપે ને સામાન્ય દર કરતાં પ્રજાકાર્યને સારુ કંઇક ઓછું લે એટલે આપણે સન્તોષ માની શકીએ.

## મહાયજ્ઞ

પરદેશી કાપડનો ત્યાગ આપણો મહાયજ્ઞ છે. તેમાં આપણને પૂરી જીત મળે એ સ્વરાજ છે. છતાં એવું મોટું કામ હવે એક માસમાં કેમ થાય એવો ભય રાખવાનું કારણ નથી; કેમકે ભયભીત માણસ બેબાકળો બની જાય છે, તેને આંખે અંધારા આવે છે ને દિશા સૂઝતી નથી. પણ આપણે વિચાર કરીયે તો સ્વરાજ સહેલું છે, કેમકે એ જન્મસિદ્ધ હક છે. તેથી સ્વદેશી સહેલું હોવું જ જોઇયે એવો નિશ્ચય કરી આપણે કાર્યપરાયણ થવું જોઇયે. કાર્યપરાયણ થવા સારૂ આપણે નિશ્ચયવાન ને ઉદ્યોગી બનવું જોઇયે જેમ જેમ હું ભ્રમણ કરૂં છું તેમ તેમ જોઉં છું કે આપણાં ઘરોની મારફતે આપણને જોઇતું કાપડ વણી કાઢવું એ આપણે માટે સહેલામાં સહેલો રસ્તો છે. એક કરોડ માણસને એક જગ્યાએ એકઠા કરી તેમની મજૂરી લેવી તેના કરતાં દરેકને પોતપોતાના ઘરમા બેસી પોતાના ગામમાં રહી કેમ કાંતવું ને વણવું તે બતાવી દેવું એ ઘણું જ સહેલું છે રા. અબ્બાસભાઇએ બતાવ્યું છે તેમ મીલો મારફતે જે કામ કરતાં આપણને તીવ્ર વેગે જતાં પણ પચીસ વર્ષ ઓછામાં ઓછાં જોઇયે તે જ કામ આપણે ઘેર બેઠા સમજી જઇયે તો પચીસ દિવસમાં કરી શકીયે છીયે. પણ જેમ નવું અનાજ પકાવનાર પ્રથમ પોતાના હાંડલાં સાફ કરી લે છે તેમ આપણે પરદેશી કપડાં રૂપી મેલ કાઢી નાંખવો જોઇયે. તે વિના આપણું આળસ નહિ જાય એક વખત લંગડો થયેલો માણસ જેમ સાજો થયે પણ લાકડીનો ટેકો મુકતાં ડરે છે ને પડવાના ભયથી લંગડાતો ચાલે છે તેમ આપણે પણ જ્યાં સુધી પરદેશી કાપડના ટેકા ઉપર નશીયે છીએ ત્યાં સુધી પગભર નથી થવાના.

તા. ૪-૯-૧૯૨૧

# મોપલા ઉત્પાત

મલબારમાં જે અશાન્તિ એકાએક ફેલાઇ ગઇ છે તેના થોડાઘણા ખબર મેં અત્યારે હું છેક ઇશાન ખૂણામાં હોવા છતાં જાણ્યા છે. આ લેખ હું શુક્રવારે જન્માષ્ટમીને દહાડે આગગાડીમાં લખી રહ્યો છું. વાંચનારના હાથમાં આ લેખ નવ દહાડે આવશે. દરમિયાન બીજી ખબરો પ્રગટ થઇ હશે. છતાં જે ખબરો મળ્યા છે તે ઉપરથી નીકળતા કેટલાક સિદ્ધાન્તોનો વિચાર તો આપણે હકીકતોમા ગમે તે વધઘટ થાય તોપણ કરી શકીયે છીયે

મોપલા લોકો મુસલમાન છે. તેઓનામાં આરબોનું લોહી વહે છે. તેઓના બાપદાદા ઘણાં વર્ષો પહેલાં અરબસ્તાનથી આવી મલબારમાં વસ્યા કહેવાય છે. સ્વભાવે તેઓ તીખા છે. ઝનુની ગણાય છે. તેઓ ઘડીમા ચીડાઇ ને વઢી નાખે છે. તેઓને હાથે પુષ્કળ ખુન થયાં છે. તેઓને વશ કરવાને સારૂ એક ખાસ કાયદો પણ ઘણા વર્ષ પહેલા કરવામા આવેલો. તેઓની વસ્તી દસ લાખની ગણાય છે. આ કોમ અભણ પણ બહાદુર છે. મોતનો તો તેમને ડર જ નથી. લડવા નીકળે ત્યારે હારીને પાછા ન જ આવવાના સોગન ખાઇને જ નીકળે છે. તેથી તેઓ મારતા કે ખુન કરતા નથી ડરતા એમ કહેવાય. છે. તેઓ લડી પડશે એવી ધાસ્તીથી જનાબ યાકુબ હસનને રોકવામા આવ્યા હતા ને છેવટે તેમને કેદ કરવામા આવ્યા હતા. આ વખતે તેઓ કેમ ઉભરાઇ ગયા એ હજુ તો સ્પષ્ટ જણાયું નથી. તેઓએ ૭ અમલદારોનો જીવ લીધો ગણાય છે; તેમા બે ગોરા અને ચાર હિન્દી હતા. બીજા પણ મૂઆ હશે એમ કહેવાય છે. તેમનામાના લગભગ પાંચસો મૂઆ ગણાય છે. તેઓએ કેટલાક મકાનો બાળ્યાં ને લૂંટયા પણ કહેવાય છે. કાલીકટ ને તેની ઉપરના ભાગમા અત્યારે માર્શલ લૉ વર્તી રહેલ છે.

આમ અત્યારે મલબારમા પ્રગતિ અટકી છે ને સરકારનું ફાવ્યું છે. સરકાર આવી જાતનાં બંડ દાબવાની કળા પૂરેપૂરી જાણે છે. નિર્દોષ માણસો કેટલાયે મૂઆ હશે ને બીજા મરશે. સરકારને દોષ પણ કોણ દેશે? દેશે તો સરકાર સાભળે પણ શાને?

જે અશાન્તિને રોકે કે બુઝાવે તે સરકાર. મલબારે બતાવ્યું કે આપણો અસહકારીઓનો કાબુ પૂરો નથી જામ્યો. જે લોકો પર કાબુ મેળવે તે સરકાર. આપણે લોકો પર એક જ રીતે કાબુ મેળવી શકીયે, અને તે શાન્તિથી.

તા. ૪-૯-૧૯૨૧

અશાન્તિથી—મારફાડથી આપણે જીત મેળવવા ઇચ્છીયે તોપણ આપણે ધાર્યું કરવાની શક્તિ આપણામાં હોવી જોઇયે. તે શક્તિ લાવવાને સારૂ આપણે શું કરવું જોઇયે તે વિચારવું નિરર્થક છે, કેમકે તે રસ્તે જીત મેળવવી આપણી અક્કલ ને ગણુતરી બહાર છે.

પણ આપણી શાન્તિનો ભંગ તો થયો એ દેખીતું છે. બે વસ્તુઓ એકીસાથે નથી ચાલી શકવાની. એક તરફથી શાન્તિ અને બીજી તરફથી અશાન્તિ; આમાં એકેની જીત ન થાય.

મોપલાઓની ઉપર આપણે અસર ન પાડી શક્યા એ ચોખ્ખું છે. તેઓના દિલનું એટલું પરિવર્તન નથી થયું કે જેથી તેઓ અશાન્ત ન જ થાય. તેઓની અશાન્તિ આપણને ચમકાવે એમ છે, આપણી પ્રગતિને રોકે છે.

શાન્તિથી જ આપણને જય મળે તેમ છે એવું જેઓ માને છે તેઓએ તો સમજવું જ જોઇયે કે આપણે શાન્તિ જાળવવાનો બેવડો પ્રયત્ન કરવો રહ્યો છે. અશાન્તિને આપણે અન્તરમાં પણ પસંદ નથી કરવાની એ આપણે યાદ રાખવું જ જોઇયે.

બીજા પ્રાન્તોએ પોતાના કર્તવ્યમાં મશગુલ થઇ જવું જોઇયે. એક પ્રાન્ત પણ જો પૂરો પ્રયત્ન કરે તો આ વર્ષમા સ્વરાજ મેળવવું અશક્ય ન હોવું જોઇયે. બીજા પ્રાન્તો મન્દ રહે અને એક જ પ્રાન્ત સંપૂર્ણતાએ અસહકાર કરે તોપણ સ્વરાજ આ વર્ષમા મેળવવું હું તદ્દન શક્ય જોઉં છું. પણ બીજા પ્રાન્તોમાં કે એક જ પ્રાન્તમાં પણ જો અશાન્તિ ચાલતી હોય તો તે છતાં એક જ પ્રાન્તના શાન્ત સાહસથી સ્વરાજ મેળવી જ શકાય એવું નિશ્ચયપૂર્વક કહેવાની મારી હિમ્મત નથી. હું ઘણા વિઘ્નો જોયાં કરું છું, છતાં આપણું કર્તવ્ય તો હું તદ્દન ચોખ્ખું જોઇ રહ્યો છુ. આપણે વધારે સંયમ જાળવવો, આપણે વધારે શુદ્ધ થવું, આપણે વધારે જાગ્રત રહેવું ને આપણે વધારે ત્યાગો કરવા. બન્ને શક્તિની દિશા જુદી છે, તેથી આપણી શાન્તિનું બળ વધારે હોય ત્યારે જ આપણું ગાડું આગળ વધે. એક ગાડાને ચાર બળદ હોય તેમાંનો એક મરી જાય કે છૂટી જાય તો ત્રણ બળદને પેલા એકનો બોજો ઉપાડવો રહ્યો. પણ જો ચારમાંથી એક છૂટી કે મરી તો ન જાય પણ સામો થાય, અવળો માર્ગ લે, તો તો બાકીના ત્રણને એકનો બોજો ઉપાડવાનો, એટલું જ નહિ પણ એક જે સામે ચાલી રહ્યો છે તેના ઉપદ્રવને અટકાવવાની શક્તિ પણ મેળવવાની રહી. આમ શુદ્ધ અસહકારીનો બોજો વધ્યો છે.

હું તો જોયાં જ કરું છું કે આપણને મોટામાં મોટાં વિઘ્નો સરકાર તરફથી નથી પણ આપણી પોતાની જ તરફથી છે. આપણી નબળાઇ, આપણી અવળાઇ, આપણી અણસમજ આપણને જેટલે દરજ્જે રોકે છે તેટલે દરજ્જે સરકારની અવળાઇ આપણને નથી રોકતી. સરકારની અવળાઇને આપણે સમજીયે તો આપણે ચડીયે, આપણી નબળાઇ કે અવળાઇથી આપણે પડીયે. ખરે, આત્મા જ આપણો શત્રુ છે અને આપણો મિત્ર પણ છે. એ શત્રુને જીતવામાં જ શાન્તિમય અસહકારની સંપૂર્ણ જીત રહેલી છે.

---

# મહાસભાની તૈયારી

મહાસભા અમદાવાદમાં ઘણે વર્ષે પાછી ભરાવાની. આ વર્ષની મહાસભા વળી બીજીઓના કરતા નવીન જ હસે. નવું બંધારણ, નવી આશા, નવો યુગ ! કેમકે જો મહાસભા તેણે પોતાના વિષે કરેલો ઠરાવ પાળે, એટલે કે જો પ્રજા પોતે કરેલી પ્રતિજ્ઞા પાળે તો તો સ્વરાજ ઉજવવાને સારૂ એકઠા થવાનું હશે. પણ એવો રૂડો અવસર તે કંઇ હવે ચાર માસમા આવે ? ઘણા કાળની બેડી કંઇ એક ક્ષણમાં તૂટે ?

આ શંકામાં જ તેનો જવાબ આવી જાય છે. દરદીને સાજા થવું હોય તો જરૂર વાર લાગે, પણ દરદીને દરદની ભ્રમણા થઇ આવી હોય તે તો ઘડીભરમાં ભાગવાની હોય તો ભાગે. જ્યારે ભાગશે ત્યારે ઘડીમાં જ ભાગી હશે. દસ વર્ષ થયાં જેણે બેડી પહેરી હોય તેની બેડી ભાગવાનો સમય આવે ત્યારે કંઇ ભાગવાની ક્રિયાને ઓછોવત્તો વખત લાગે ? આપણો ભય ભાગવાની આ વાત છે. કોઇને પાટા છૂટતા તે તુરત જ દેખાતો ન થાય તો શું થાય ? બંધન તોડવાની શરતો પણ અઘરી હોત તો આપણને વિચારવાપણું રહેત; પણ અનિવાર્ય શરતો ત્રણ જ છેઃ ૧. હિન્દુમુસલમાનનું ઐક્ય; ૨. શાન્તિનું પાલન; ૩. સ્વદેશી.

પહેલી બે શરતોના પાલનને સારૂ કેવળ દિલના પરિવર્તનની જરૂર છે. આમાં નથી પૈસાની એટલી ગરજ, નથી મોટી કેળવણીની ને નથી તલવારની એટલે પશુબળની. પણ આ લેખથી સ્વરાજ આ વર્ષમાં મળશે જ અથવા કઇ રીતે મળે એ બતાવવાનો મારો હેતુ નથી. આવતી મહાસભા સફળ થવા સારૂ અમદાવાદે અને ગુજરાતે શું કરવું જોઇયે તે વ્યાવહારિક રીતે તપાસવાનો જ આ લેખનો હેતુ છે.

તા. ૪-૯-૧૯૨૧

ગુજરાતની ફરજ પરોણાઓની સગવડ તપાસવાની રહેલી છે. આપણું સ્વાગત શોભે એટલે આપણી પ્રાથમિક અને વિશેષ ફરજ આપણે પૂરી કરી.

પરોણાઓને રહેવાની, ખાવાની, ન્હાવાધોવાની, શૌચ વગેરેની, અજવાળાની ઇત્યાદિ સગવડો આપવી એટલું આપણે કરવાનું રહ્યું છે.

આ વખતે આપણી પાસે રહેવાની એક જ પદ્ધતિ હશે અને તે હિન્દુસ્તાની. મહાસભાના મેદાનમાં આપણે અંગ્રેજી ઢબ પ્રમાણે રહેવા માગતા પરોણાઓનો સમાવેશ ન જ કરી શકીયે એમ લાગે છે. આપણે પ્રથમથી જ ખબર આપી દેવી જોઇયે કે કેવળ અંગ્રેજી ઢબે રહેનારાઓની સગવડનું જોખમ વહોરવા મહાસભા અસમર્થ છે. તેવાઓને સારૂ આપણે હોટેલોનાં નામઠામ આપીયે એટલું બસ ગણાવું જોઇયે.

પણ હિન્દુસ્તાની સગવડ તો આપણે ઉંચા પ્રકારની આપવી જોઇયે. હાલ તો હિન્દુસ્તાની સગવડ એટલે ગંદકી ને અંગ્રેજી સગવડ એટલે સફાઇ એવા ભાગ પડી ગયા છે. નિયમ તો એવો હોવો જોઇયે કે જેમ સાદાઇ તેમ વધારે સફાઇ; જેમ આડંબર તેમ ઉપરનો ભપકો ને અંદર મેલ. પણ આપણા આધુનિક વ્યવહારમાં આપણે સાદાઇની સાથે ગંદકીને મેળવી દીધી છે. આમાથી આપણે નીકળી જવું જોઇશે.

જાજરૂનો બંદોબસ્ત સામાન્ય રીતે ઘણો ખરાબ હોય છે. આપણે પાયખાનાંની સંખ્યા ઘણી રાખવી પડશે ને તેને સાફ રાખવા સારૂ જોઇતી સગવડ હોવી જોઇયે. જો કેવળ ભંગીઓની જ ઉપર આપણો આધાર રહશે તો આપણે જોઇયે તેવી સફાઇ નહિ રાખી શકીયે. જો અસ્પૃશ્યતાના દોષમાંથી નીકળી ગયા હોઇશું તો આપણને પાયખાના સાફ કરવામાં કંઇ અડચણ ન આવવી જોઇયે. પાયખાનાંઓને સારૂ ખાડા ખોદવા પડશે અને જો આપણે મોટા જથ્થાઓમાં સૂકી માટી તૈયાર રાખીયે તો સાફ કરવામાં જરાયે અડચણ ન આવે. મારી તો સલાહ છે કે હિન્દી, ઉર્દૂ, ગુજરાતી વગેરે જેટલી ભાષાઓમા આપણે કાઢી શકીયે તેટલી ભાષાઓમાં એ બાબતની સૂચનાઓ પણ જો કાઢી હોય તો પ્રતિનિધિઓમાં તે વહેંચી શકાય.

જેવું જાજરૂનું તેવું જ ન્હાવાનું રાખવાની જરૂર છે. જેને ગરમ પાણી જોઇયે તેને ગરમની ને ઠંડું જોઇયે તેને ઠંડા પાણીની સગવડ કરી આપવી જોઇયે. તે વિભાગના નોખા સ્વયંસેવકો હોય.

મૂતરડીઓની ખાસ નોખી સગવડ રાખવી પડશે.

પીવાના પાણીની સગવડ હમેશાં જોઇયે તેવી નથી હોતી એમ મેં ઘણીવેળા જોયું છે. કામચલાઉ નળોથી કે બીજી વધારે સસ્તી સગવડોથી આપણે પાણીનો બંદોબસ્ત કરવો ઘટે કે જેથી સૌને પાણી જોઇયે તેમ સહેલાઇથી મળી શકે. વળી જેમ પાણી મળવાનો બંદોબસ્ત થવો જોઇયે તેમ ઢોળાતા પાણીના નિકાલનો બંદોબસ્ત પણ જોઇયે. નાગપુરમાં આપણે જોયું કે પાણીના જ્યાં ત્યા તળાવડા ભરાયાં હતાં.

ખાવાની બાબતમાં પણ પૂરી સગવડ વિચારવાની રહી. નાગપુરમા પ્રમાણમાં સારી સગવડ હતી એમ ગણાય છે. બંગાળ, મદ્રાસ, પંજાબ એમ દરેક છાવણીના રસોડાં નોખાં કરવાથી ઘણી તકલીફમાંથી આપણે બચી જઇશું. દરેક કમિટીના મંત્રીઓને અત્યારથી પૂછાવી લેવું એ કદાચ સારામાં સારો રસ્તો હોય. દરેક જગ્યાએથી વધારેમા વધારે કેટલા પ્રતિનિધિ આવી શકે એ તો આપણે જાણીયે છીયે એટલે સગવડ રાખવામાં જરાયે અડચણ ન આવવી જોઇયે.

એક સૂચના અત્યારથી જ કરવાની મારી ઇચ્છા થઇ જાય છે. ગુજરાતના પ્રતિનિધિઓ બધા સ્વયંસેવકો બની જાય. બીજા સ્વયંસેવકો તો આપણને જોઇશે જ; પણ ગુજરાતના પ્રતિનિધિઓ સેવક બની દરેક સગવડો તપાસે ને પોતે સેવા લેવાનો હક છોડી દે તો આપણી મહેમાની બહુ દીપી નીકળશે. ક્યાંયે અવ્યવસ્થા ન થાય એમ આપણે માગતા હોઇયે તો આપણે બધાએ પૂરા સેવક બની જવું જોઇયે.

એક લાખ માણસો બધા મળી આવશે એવી આપણે આશા રાખવાની છે ને એવી આપણે લાલચો આપવાની છે.

આ વેળા તો આપણે આપણી સગવડ કેમ જળવાય એનો જ વિચાર કર્યો. વધુ હવે પછી.

---

# નોંધ

<u>દગાથી કેમ બચાય?</u>

હરેક જગ્યાએથી કાગળો આવ્યાં કરે છે કે લાલચુ લોકો ખાદીને નામે પરદેશી કે મીલનું કાપડ વેચે છે; તેનું દામ પણ વધારી દે છે. આમાં મને આશ્ચર્ય નથી લાગતું. આખી રાજપદ્ધતિ જ્યાં દગા ઉપર રચાયેલી છે ત્યાં પ્રજાની પાસેથી બીજી શી આશા

તા. ૪-૯-૧૯૨૧

રખાય ? કોરટોમાં જાઓ તો દગો, દુકાનોમાં જાઓ તો દગો, ઈસ્પીતાલમાં જાઓ તો તે જ, ધારાસભામાં જાઓ તો પણ તે જ. આમાંથી બચવાને સારૂ અસહકાર ચાલી રહેલ છે. આપણો અસહકાર મનુષ્યો સાથે નથી, મનોષ્યોની દુષ્કૃતિ સાથે છે. પણ એક પાપથી દૂર રહેતાં બીજામાં ફસાઇ જવાનો ભય સદાય રહ્યાં કરે છે. અને જ્યાં લગી મીલના કપડા જેવું લેવાની ઇચ્છા રહેશે ને જ્યાં સુધી આપણું કપડું આપણી નજર તળે નહિ વણાય ત્યાં સુધી આપણને છેતરાવાનો ભય તો રહેવાનો જ. આનો સર્વથી સહેલો ઉપાય એક જ છે, અને તે એ કે દરેક ગામે પોતાની ખાદી પેદા કરી લેવી ને શહેરના લોકોએ મીલના જેવી ન લાગે તે જ ખાદી લેવી ને તે પણ મહાસભાની છાપવાળી હોય તો સારૂં. આટલી સાવધાની છતાં કંઇ દગાનો ભય નહિ જ રહે એવું નથી. તેટલું અનિવાર્ય ગણી સહન કર્યે જ છુટકો છે. એટલું જાણવાયોગ્ય છે કે દગાની ફરીઆદો માત્ર શહેરોમાંથી જ આવે છે. મારી ઉમેદ છે કે થોડી જ મુદતમાં લોકો ખાદી મુંબઇથી નહિ મગાવે, પણ મુંબઇના શહેરીઓ પોતાને જોઈતી ખાદી આસપાસથી મગાવી લેશે. ગામડાંઓમાંથી આવતી ખાદીમાં દગો થોડો હોવાનો સંભવ છે.

---

# આસામના અનુભવ

## ૧

## દેશ અને દેશી

આસામનું તો મેં નામ જ સાંભળ્યું હતું. વિલાયતમાં મણિપુરની ચડાઇનો કિસ્સો વાંચ્યો હતો ત્યારથી એમ જ વહેમ રહી ગયેલો કે આસામના લોકો અણઘડ જંગલી હોવા જોઇયે. તેથી જ મેં 'હિન્દ સ્વરાજ'માં તેઓને જંગલી વર્ણવ્યા હતા. આસામના ભાઇઓને એ ડંખતું હતું. તે વાકયનો અમલદારોએ દુરુપયોગ પણ પૂરો કર્યો હતો. આસામના લોકોને જેણે જંગલી માન્યા એવા અજ્ઞાનીને આસામીઓ કેમ ચાહે ? પણ પ્રજા તો અત્યારે માણસનું હૃદય સમજવા લાગી છે; તે નિર્દોષ અજ્ઞાનથી ખીજાય એમ કેમ બને ? છતાં તેઓના વર્ણનમાં કરેલી ભૂલની માફી મેં પહેલે જ અવસરે જાહેર સભામાં માગી. જ્યારે મેં મારી ભૂલનું વર્ણન કર્યું ત્યારે લોકો ખડખડ હસ્યા. તેઓ માફીની આશા રાખતા જ ન હતા.

આસામના લોકોને જંગલી કોણ કહે ? કહેનારો જ મારા જેવો જંગલી હોવો જોઇયે. જેની ઓરતો સુન્દરમાં સુન્દર કપડાં વણે ને પોતાનું જ વણેલું પહેરે તેને જંગલી કોણ માને ?

જેમ ગુજરાત હિન્દુસ્તાનની પશ્ચિમે ને વિન્ધ્યની દક્ષિણે છે તેમ આસામ છેક પૂર્વમાં ને ઉત્તરમાં છે. આસામ હિન્દુસ્તાનનો ઇશાન ખૂણો છે. ત્યાંથી બ્રહ્મપુત્રને કિનારે કિનારે ટિબેટમાં જવાય છે ને ત્યાંથી દક્ષિણમાં પહાડોમાંથી પગરસ્તે બ્રહ્મદેશ તરફ જવાય છે. આસામમાં જ્યાં જુઓ ત્યાં લીલોતરી જ છે. આસામની એક ટેકરી—ચેરાપુંજી—પર હિન્દુસ્તાનમાં વધારેમાં વધારે વરસાદ વરસે છે. દર વરસે સરેરાશ ૩૬૮ ઇંચ વરસાદ પડે છે. પણ ૧૮૬૧ની સાલમાં ૮૦૫ ઇંચ પડેલો તેમાંથી જુલાઈ માસનો જ ૩૬૬ ઇંચ હતો ! સાઠ ઇંચથી ઓછો તો ક્યાંયે નથી વરસતો. આમ એક તરફથી વરસાદ અને બીજી તરફથી બ્રહ્મપુત્ર જેવો નદ, ત્યાં લીલોતરીનું પૂછવું શું ? વળી નદીની આસપાસ ટેકરાઓ જ પથરાયેલા છે, તેથી જ્યાં નજર પડે ત્યાં ઉંચા પ્રકારનું જ દૃશ્ય જોવામાં આવે છે.

જ્યાં અમને ઉતારો આપવામાં આવ્યો છે તે મકાન છેક નદીકિનારે જ છે. સામે નદી શાન્તપણે વહી રહી છે. 'શાન્તપણે' શબ્દ હું જાણીજોઇને વાપરૂં છું. પાણી ઉંડાં હોવાથી તેમાં જરાયે ઉછાળો હું જોતો નથી. બ્રહ્મપુત્રનું જોર એવું છે કે તેમાં મોટમોટી સ્ટીમરો બારે માસ ચાલી શકે છે. તેના જેવું ગાંભીર્ય આપણામાં આવે ને આપણે તેના જેટલી શાન્તિ ભોગવીયે તો આપણને સ્વરાજ મેળવતાં શી વાર લાગે ? આપણે છીછરા પાણીનો ઘૂઘવાટ ન જોઇયે. ઉંડા પાણીની શાન્તિ ને તેમાંથી પ્રગટ થતું બળ જોઇયે.

આસામમા અનેક પ્રકારની વનસ્પતિ અને મેવા પાકે છે. ચ્હા તો છે જ. તેથી કોણ જાણે કે ફાયદો થયો છે ? તેનું નુકસાન તો આપણે સહુ જાણીયે છીયે. આસામમાં કેળાં, અનનાસ, નારંગી, સીતાફળ વગેરે ફળો-પુષ્કળ થાય છે. અનાજમાં મુખ્ય પાક ચાવલનો છે.

લોકો ભોળા ને સાદા છે. હિન્દુમુસલમાન બન્ને આસામી ભાષા બોલે છે. આસામી ભાષા બંગાળીની બ્હેન-ગણાય છે. લિપિ બંગાળી છે. હું જેમ જેમ ફરતો જાઉં છું તેમ તેમ જોઉં છું કે જો હિન્દુસ્તાનની ભાષા માત્ર દેવનાગરી લિપિમાં લખાય તો પ્રજાતત્ત્વનું બહુ ભારે પોષણ થાય. લિપિ બે જ હોઈ શકે; ઉર્દુ ને દેવનાગરી. આસામી, બંગાળી, પંજાબી, સિન્ધી વગેરે ભાષાઓ જો, દેવનાગરીમાં લખાતી હોય તો તે સમજતાં ઘણી જ થોડી મુશ્કેલી પડે એમા શક નથી. તેમ થતા આ બધી ભાષાઓના અભ્યાસીઓનો ઘણો વખત બચે ને ભાષા નણી સહેલી લાગે.

પણ આ તો મેં વચ્ચે એક નવો જ વિષય ચર્ચી લીધો. આસામના લોકો ઠીક પ્રમાણમાં સુખી ગણાય. તેમની જમીનને બહુ ખેડવી પડતી નથી. નદીની રેસો જમીનને ખાતર આપી રહે છે તેથી લોકો ઓછા કામથી પોતાની આજીવિકા મેળવી શકે છે. આસામ અંગ્રેજને ઘણું મોડું તાબે આવવાથી તેમાં 'સુધારા' ઓછા દાખલ થયેલા છે, તેથી લોકો પોતાનો પૈસો અને આબાદી સાચવી શક્યા છે. આસામના લોકો મજૂરી કરતા જ નથી. ન્હાનાં ખેતરો મજૂરો વિના ન જ ચલાવી શકાય તેથી સંયુક્ત પ્રાન્તમાંથી મજૂરોને બોલાવવામાં આવે છે. આમ હોવાથી મજૂરો પરના અત્યાચારની અનેક વાતો સાંભળવામાં આવે છે ને તેથી જ ચાંદપુર જેવો કિસ્સો બની શક્યો.

આસામમાં પચાસ વર્ષ પૂર્વે એવો સમય હતો કે જ્યારે આસામના લોકોની બધી હાજતો આસામમાં જ પૂરી પડતી હતી. વાંચનાર જાણીને રાજી થશે કે હાલ પણ આસામમાં દરેક સ્ત્રી વણી જાણે છે. પોતાનાં કપડાં પોતે જ વણે છે. નાનાંમોટાં બધાં ઘરોની ઓરતો વણકર છે. કમાણીને સારૂ નથી વણતી, પણ ઘરમાં જેટલો વખત રહે તેટલો વખત વણ્યા કરે છે. જે બાળા વણી ન જાણે તેની સગાઇ થવી જ અસંભવિત છે. જે ઘરમાં હું રહું છું તેના ધણી મોટા જમીનદાર છે, પૈસાની ખોટ નથી; પણ તેમની સિત્તેર વર્ષની મા, તેમની બહેનો, તેમની સ્ત્રી વગેરે બધાં વણે છે. તેમની દસ અગીયાર વર્ષની છોકરી છે તે પણ વણે છે!

આસામમાં રેશમ પણ ઠીક પેદા થાય છે. તેથી ઓરતો રેશમ અને સૂતર બન્ને ચીજો વણે છે. તેમા અદ્‌ભુત નકસી પણ કરી શકે છે. પચાસ વર્ષ પહેલાં દરેક ઓરત કાંતતી તેમ જ વણતી. પણ જ્યારે અંગ્રેજી રાજ્યપદ્ધતિ દાખલ થઇ ત્યારે પરદેશી સૂતર પણ દાખલ થયું. એ સૂતરે નખ્ખોદ વાળ્યું. ઓરતોએ એ સૂતરથી લલચાઇને કાંતવાનું કામ છોડ્યું. સદ્‌ભાગ્યે વણે નહિ તો પરણે નહિ એવો કાયદો હોવાથી વણવાનું રહી ગયું. ટેવાયેલી ઓરતોને કાંતવું એ તો સહેલું જ હોય; તેથી હવે પાછી ઓરતોમાં જાગૃતિ આવી છે ને કાંતવાનું પણ શરૂ થયું છે. પણ આસામમાં જ્યારે પરદેશી સૂતર દાખલ થયું ત્યારે એક અંગ્રેજ અવલોકનકારે ટીકા કરેલી કે પરદેશી સૂતર દાખલ કરી આ ઓરતો કંઇ કમાઈ નથી, કેમકે તેઓએ કાંતવાને બદલે કાંઈ બીજો ઉદ્યોગ દાખલ નથી કર્યો.

આસામમાં આજ પણ ચાળીસ હજાર એકર જમીનમાં રૂ પાકે છે. આ રૂ ઘણા ઉંચા પ્રકારનું હોવું જોઇએ, કેમકે જે પુણીઓ મને બતાવવામાં આવી તેણે

મને આન્ધ્રની પુણીઓનું સ્મરણ કરાવ્યું. પુણીઓ અતિશય સાફ, મુલાયમ અને કીટીથી રહિત હતી. મને એક કપડાનો નમૂનો આપવામાં આવ્યો છે, તે પણ એટલો બધો સરસ છે કે લગભગ આન્ધ્રના કાપડને પહોચે.

આસામી બોલી બોલતી આસામની વસ્તી સાડત્રીસ લાખની છે. સાડત્રીસ લાખમાં ઓછામા ઓછી દસ લાખ ઓરતો છે. જો દસ લાખ ઓરતો હિન્દુસ્તાનને સારૂ કાતે ને વણે તો આસામ પોતાને સારૂ કપડાં પૂરા પાડે, એટલું જ નહિ પણ આસામ હિન્દુસ્તાનને પણ ઘણી ખાદી આપી શકે.

આસામમા મહાસભાના કામદારો સારા હોય એમ લાગે છે. જેમને ત્યાં હું રહું છું તે આસામના સેનાપતિ કુટુંબના છે. તેઓ જૂના બારિસ્ટર છે. મોટા જમીનદાર છે. ધારાસભામા હતા. તેમણે ઘણા જાહેર કામો કર્યા છે. તેઓ અત્યારે ચુસ્ત અસહકારી છે. મંત્રી શ્રી. બારડોલાય છે. તે પણ જૂના વકીલ છે. તેમને પણ જમીન ઘરબાર છે. તેમણે પૂરો અસહકાર કર્યો છે. આસામી વકીલોની સંખ્યા અઠ્ઠોતેર છે, તેમાથી પંદરે વકીલાત છોડી છે ને તેઓ બધા જ અસહકારના કામમાં રોકાયેલા છે. તેઓના હાથ નીચે લગભગ ૫૦૦ સ્વયંસેવકો છે. તેમાના ઘણા કૉલેજ છોડેલા છે

આસામના લોકોને અફીણ ખાવાપીવાની બૂરી આદત છે. તેમા લાખો રૂપીયાં તેઓ ગુમાવે છે. આ કામદારો મને જણાવે છે કે અસહકારની પ્રવૃત્તિ પછી અફીણ ખાવાપીવાની ટેવ ઘણે ભાગે ઓછી થઇ છે. લગભગ પચીસ ટકા મહેસૂલ ઘટી ગઈ છે એમ કહેવાય છે. પરદેશી બીડી પણ લોકો બહુ પીતા હતા તેમાંથી આજે ભાગ્યે કોઇ પીનારા મળશે. જેઓ પીયે છે તે કેવળ દેશી બીડી પીયે છે. પણ તે ટેવ પણ હાલ તો છૂટતી જાય છે. મને એમ ખબર આપવામાં આવી છે કે અસહકારથી લોકો પોતાની મેળે જ સુધારા કરતા જાય છે.

## સ્ત્રીઓની સભા

સ્ત્રીઓની સભાઓ ત્રણ નોખી કરવામા આવી હતી. એક મારવાડી બહેનોની, એક આસામી બહેનોની ને એક બંગાળી બહેનોની. તેમા આસામી બહેનો ને બંગાળી બહેનો પોતાની બારેમા બારે વિલાયતી સાડીઓને બદલે સાદામા સાદી સાડીઓ પહેરીને આવેલી હતી. ઘણી બહેનો પોતાની પાસે ખાદીની સાડી નહિ હોવાથી શરમાતી હતી. મારવાડી બહેનો કેવળ પરદેશી કપડા જ પહેરીને આવેલી. પણ શ્રી જમનાલાલજી મને જણાવે છે કે તે બહેનોએ પણ હવે ખાદીની સાડીઓની

માગણી કરી છે. આ સભામાં મૌલાના મહમદઅલીનાં ધર્મપત્ની પણ હાજર હતાં ને તેમણે પોતાના ખાદીના પોશાકથી લોકોને ખુશ કર્યાં હતા. તેમનામા બોલવાની શક્તિ સારી છે. પોતે બુરખો ઓઢીને ભાષણ પણું કર્યું હતું.

## પરદેશી કપડાંની હોળી

આ નોંધ ગૌહટીમા લખું છું. ગૌહટી એ આસામનું મુખ્ય શહેર છે. કલકત્તાથી ઓગણીસ કલાકનો રસ્તો છે. અહીં જંગી જાહેર સભા કરવામાં આવી હતી તેમા પરદેશી કાપડના મોટા ઢગલાની હોળી કરવામાં આવી હતી. તેમાં મેં ઘણું બારીક ધોતીયાં, બારીક સાડીઓ, ટોપીઓ ને લેસ જોઇ. હોળી. સળગાવવાનું પવિત્ર કાર્ય તો મારે જ હાથે થાય. હોળી સળગ્યા પછીનો દેખાવ મને તો ભવ્ય લાગ્યો. સેંકડો બારીક પહેરણો ને બીજાં પરદેશી કપડાં હવામાં ઉડી હોળીમાં પડતાં હતા. આ દેશ તરફ ટોપીનો ઉપયોગ થોડો થાય છે એટલે પરદેશી ટોપીઓ થોડી ઉડી હતી. ખાદીએ તો અહીં પણ પ્રવેશ કર્યો છે એટલે જેઓ ટોપી પહેરે છે તેઓ તો ઘણે ભાગે ખાદીની જ પહેરે છે.

## મારવાડી

આસામમાં મારવાડી ભાઇઓની વસ્તી ઘણી મોટી જોવામા આવે છે. બધો બહારનો વેપાર તેઓના જ હાથમાં છે. મેં જણાવ્યું તેમ આસામના લોકોને પોતાનાં ખેતરનો પાક ઠીક હોવાથી તેઓ બીજા વેપારમાં કે નોકરીમા થોડા જ પડ્યા છે. તેથી વેપારનો કબજો મારવાડીઓએ લીધો છે ને સરકારી નોકરીનો બંગાળીઓએ. આમાના ઘણા મારવાડી પરદેશી સૂતર ને પરદેશી કાપડનો વેપાર કરનારા છે. તેઓમાના ઘણાખરાએ—લગભગ પાંસઠ વેપારીઓએ પ્રતિજ્ઞા લીધી છે કે હવેથી તેઓ પરદેશી કાપડ કે પરદેશી સૂતર નહિ મંગાવે.

## આસામના મુસલમાનો

આસામમા મુસલમાન ભાઇઓની વસ્તી મોટી છે, છતાં તેઓ જાહેર કામમાં ઓછો ભાગ લે છે. ખિલાફતનો પણ તેમને પૂરો ખ્યાલ નથી હોતો. પણ હવે તેઓમાં પણ જાગૃતિ સારી થયેલી જોવામાં આવે છે. તેઓને હિન્દુ નેતાઓએ જગાડ્યા છે એમ કહીયે તો ચાલે. તેથી હિન્દુ મુસલમાન વચ્ચે અહીં દ્વેષભાવ જોવામાં નથી આવતો. મૌલાના મહમદઅલી અને મૌલાના આઝાદ સુબાનીના આવવાથી મુસલમાનોમાં વધારે જાગૃતિ અને હિમ્મત આવ્યાં છે.

## પારકે પૈસે દીવાળી

મેં ઉપર જણાવ્યું કે ગૌહટી 'આસામનું' મુખ્ય શહેર છે. પણ ગૌહટી કંઇ આસામની રાજધાની નથી. આસામની રાજધાની તો શિલોંગ છે. ગૌહટીથી પાંચેક કલાકમાં મોટરથી ત્યાં જવાય છે. શિલોંગ દરીઆની સપાટીથી ૪૦૦૦ ફુટ ઉંચું છે. હું ત્યાં નથી જઇ શક્યો, પણ કહેવાય છે કે તે કેવળ યુરોપીઅનોનું મથક છે. જો બારે માસ સીમલામાં રહી શકાય એવું હોત તો સીમલા માત્ર ઉનાળાનું પાયતખ્ત ન હોત પણ હમેશાનું રહેત. જો દાર્જિલીંગમાં હમેશાં રહેવાય એમ હોત તો દાર્જિલીંગ બારે માસની બંગાળની રાજધાની હોત. મુંબઈ ઇલાકાને ત્રણ રાજધાનીઓ નથી? ઘડીમાં મુંબઇ, ઘડીમાં ગણેશખિંડ અને ઉનાળામાં મહાબળેશ્વર. પણ શિલોંગમાં બારે માસ યુરોપીઅનો રહી શકે એવી તેની હવા હોવાથી શિલોંગને આસામની રાજધાની બનાવવામાં આવ્યું છે. એટલે ઉંચે કંઇ ખેતરોમાં મજૂરી કરતા મજૂરોનો પોકાર જઇ શકે? સ્ટેટ બાબતમાં બળિયાના બે ભાગ છે 'પ્લૅંટર' શિલોંગ રહી શકે ને જ્યારે ઇચ્છે ત્યારે જઇ શકે તેના મજૂરમાંથી કોની મગદુર કે ત્યાં જઇ શકે? તેની બિચારાની અરજી પણ શિલોંગ લગી પહોંચે તેટલામાં ફાટીને ચૂંથાઇ જાય.

### ક્યાં બ્રહ્મપુત્ર ને ક્યાં સરકાર.

બ્રહ્મપુત્ર એવી વિશાળ નદી છે કે તે નદી મટીને નદ—નદ થયેલ છે. છતાં તેની નમ્રતાનો પાર નથી. હિમાલયની ટોચે રહેતા છતા તે નીચે ઉતરી લોકોને સુખી કરે છે ને પોતાની છાતી ઉપર ઉચકીને હજારો મનુષ્યો ને તેમના માલ એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જાય છે. તેથી તેને આસામનું જગત પૂજે છે ને મારા જેવા છેક પશ્ચિમથી આવનારનું મસ્તક પણ પોતાની મેળે નમે છે. આપણી સરકાર એપોલો બંદર ઉતરી અસંખ્ય મજૂરોની, વગાળની, વિજળીની મદદ લઈ નીચેથી ઉંચે ચડી સીમલા કે શીલોંગ બિરાજે છે ને ત્યાંથી લોકોને ઘુરકાવે છે. લોકો ભયભીત થઇ 'રક્ષા કરો રક્ષા કરો' એવો પોકાર કરે તેમાં શી નવાઇ? બ્રહ્મપુત્ર આશ્વાસન આપે છે. શિલોંગમાં રહેતી સરકાર ઉંચે ચડી લોકોને બાળે છે. તેથી જ આસામીઓએ સરકારની સલામી—તેનો સહકાર છોડયો છે. બ્રહ્મપુત્ર ઘેલો થઇ ખેતરો ને ગામડાં ડૂબાવે તો લોકો ભાગે નહિ તો શું કરે? સરકારના દાવાનળથી બળી લોકો ભાગે નહિ તો શું કરે? આસામીઓ સમજ્યા છે કે તેઓને સારૂ અસહકાર એ જ સુવર્ણમાર્ગ છે.

તા. ૧૧-૯-૧૯૨૧

તા. ૧૧-૯-૧૯૨૧

# આસામના અનુભવો

## ૨

### બ્રહ્મપુત્ર પર

નદીમા સ્ટીમર ચાલી રહેલી છે મારા ત્રીજા વર્ગની મુસાફરીના દિવસ તો ક્યારના પૂરા થયા છે. અમે બધા પહેલા વર્ગના તુતક પર બેઠા છીયે. જ્યારે જ્યારે ત્રીજા વર્ગનો વિચાર કરૂં છું ત્યારે ત્યારે મને પહેલા કે બીજા વર્ગમા બેસતા શરમ આવે છે. છતા હું જાણું છું કે જેમા હમેશા ફર્યા જ કરવું પડે છે એવી આટલી તનતોડ મુસાફરીમા મારૂ શરીર ત્રીજા વર્ગની બરદાસ ન કરી શકે. મારી માન્યતા એવી છે કે આપણામા ત્રીજા વર્ગમા ફરવા જેટલી શક્તિ હોવી જ જોઇયે; આપણા શરીર એટલા કસાના જોઇયે જ્યા સુધી આપણે ત્રીજા વર્ગથી ટાયર થઇને ભાગીશુ ત્યા લગી તે વર્ગ સુધરી શકવાનો નથી, તેનુ દુઃખ મટવાનુ નથી સેકડો કામદારો જો પહેલાબીજા વર્ગની મુસાફરી કરતા થઇ જાય તો પ્રજાનો પૈસો મુસાફરીમાં જ તણાઇ જાય ને આપણું સ્વરાજનુ વહાણ તો ચાલી જ ન શકે. પ્રજાનો, પૈસો વાપરતા આપણે પ્રતિક્ષણ વિચાર કરવાની જરૂર છે. આ ઉદ્ગારો હું કાઢું છુ કેમકે એવા એક ધનવાન ગૃહસ્થે મારી પાસે ટીકા કરેલી તે મને સાલ્યા જ કરે છે મેં ખાદીની વાત કરતા જ તેમણે મને કહ્યુ : 'અમારી ખબર તમને ન પડે. તમે ઇચ્છો ત્યારે તમને મોટર મળે, તમે એક પ્યાલો માગો ત્યા દસ પ્યાલા બકરીનું દૂધ મળે, તમને સૌ ખાદી આપવા આવે; પણ મારા જેવા પૈસાદારને પણ હરવખત મોટરના, હોટેલના ભાડા આપવા પડે ને જેટલી ખાદી જોઇયે તેના પૈસા આપવા પડે ત્યારે પ્રજાની સેવા આકરી ને મોઘી લાગે.' આ ગૃહસ્થ મહાસમિતિના સભાસદ છે; પૈસા ખરચતા અચકાતા નથી, પણ હું સમજી શકુ છું કે તેમને મુસાફરીમા હમેશના વીસ રૂપીયા કરતા ઓછું ખરચ ન જ થયેલું હોવું જોઇયે. એમની દલીલમા ઘણું વજુદ છે એમ મને લાગ્યા જ કરે છે. માત્ર આ સમયે મારી પાસે ઉપાય નથી. હું નાજુક થઇ જતા મારી સેવા કરવાની શક્તિ ઓછી થઇ ગઇ છે એ હું જાણું છુ. હવે સૌને પગે ચાલી આવજા કરવાનુ કહેવાની મારી હિમ્મત નથી ચાલતી. હુ નબળો તે બધાને નબળા કલ્પી લઇ ઘણી વેળા ખોટી દયા ખાઇ લઉં છુ. નહિ તો પ્રજાની સેવા કરવા માગનારને

કંઇ વધારે ખર્ચ આપવું પડે તેમ નથી. ત્રીજા વર્ગની મુસાફરીનું ખર્ચ ભારે ન પડે ને જ્યાં રહીયે ત્યા ગાડીભાડું ન જ ખરચીયે. ખોરાક સાદો લઇયે. પોશાક સાદો પહેરીયે. પણ આપણે આપણને પોતાને એટલા પંપાળ્યા છે કે લાખો જે કરી શકે છે તે કરવા આપણે આપણને પોતાને અસમર્થ ગણીયે છીયે.

મારે કરવું હતું નદીનું વર્ણન તેમાં મારાથી થઇ ગયું મારા અંતરદુઃખનું વર્ણન. નદી દરીઆ જેવી વિશાળ લાગે છે. દૂર દૂર બન્ને બાજુ કાંઠો દેખાય છે. પટ લગભગ બે માઇલ કે તેથી વધારે હોવો જોઇયે. મુસાફરી પંદર કલાકની છે. નદીની શાન્તિ ભવ્ય લાગે છે. વાદળમાં છૂપાયલો ચન્દ્ર પાણી ઉપર પોતાનું આછું તેજ પાડી રહ્યો છે. સ્ટીમરના પંખા—હલેસા પાણી કાપે છે તેનો મધુર અવાજ આવે છે તે સિવાય ચોમેર બધું શાન્ત છે. છતા મનની શાન્ત મળવી મુશ્કેલ જોઉં છું. સ્ટીમર મારી નથી, નદી મારી નથી જે સત્તાના જુલમથી હું થાકેલો છું, જે સત્તાના બળથી હિન્દુસ્તાન જખમી, નિસ્તેજ ને ભીખારી થયું છે તે જ સત્તાની મહેરબાનીથી હું નદીમા પણ ફરૂં છું, એ જ સત્તાની મહેરબાનીથી હું સ્ટીમરમા પણ ફરૂં છું, એ વિચાર મને આ શાન્તિમાં અશાન્ત કરી મુકે છે. છતા હું સત્તાનો દોષ ન કાઢી શકું. ત્રીસ કરોડ હિન્દુસ્તાનના લોકો પોતાનું કર્તવ્ય ન સમજે તેમાં હું સત્તાનો દોષ શાને કાઢું ? મારી પાસેથી દામ દુપટ લેનાર વ્યાજખોરનો દોષ કાઢું કે હું દામ દુપટ આપવાવાળો છું તેનો દોષ કાઢું ? વેપારીનો મારી સાથે વેપાર કરવાનો સ્વભાવ છે. હું તેની સાથે વેપાર કરૂં ન કરૂં એ તો મારી સત્તાની વાત છે. હું કેમ વેપાર કરૂં છું ? હું ન માગું તો મને કોણ પરદેશી કાપડ આપી શકે ? તેની સત્તાનો દોષ કાઢવો એ મારી દુર્બળતાની નિશાની છે એમ જાણી પાછો શાન્ત થાઉં છું ને પ્રજા સમક્ષ જ મારૂં કામ રહ્યું છે એ વિચારી કાર્યપરાયણ બનું છું.

## આસામના હાથી.

આસામ જેમ તેની સ્ત્રીઓની વણાટવિદ્યાને સારૂ પ્રખ્યાત છે તેવું જ તેના હાથીઓને સારૂ પ્રખ્યાત છે. એક ઝાડની છાલ ઉપર લખેલું બસેં વર્ષનું હસ્તિવિદ્યાનું જૂનુ પુસ્તક પણ મને દેખાડવામાં આવ્યું હતું. તેમા લખાણ ઉપરાત હાથી વગેરેના અનેક સુન્દર ચિત્રો હતા. તેમાં પૂરેલા રંગો અદ્ભુત હતા. એવા શોભીતા રંગ આજે ભાગ્યે જે જોવામા આવે છે. ચિત્રોમાં પણ પ્રમાણ એવું સરસ મેળવવામા આવેલું હતું કે જોનારને આસામની પ્રાચીન કળાને વિષે અભિમાન આવ્યા વિના ન જ રહે.

તા. ૧૧-૯-૧૯૨૧

હાથીની કિંમત રૂ. ૬૦૦૦ સુધી અંકાય છે. હાથીનો ઉપયોગ બોજા ઉચકવામાં ને શિકારના કામમાં કરવામાં આવે છે. એક અનુભવી માણસે મને કહ્યું કે જંગલી હાથીને પ્રથમ પકડવામાં આવે છે ત્યારે તેના ઉપર ખૂબ જુલમ કરવામાં આવે છે. હાથીને સંગીત ગમે છે તેથી સંગીતથી મહાવત તેની ખુશામત પણ કરે છે. હાથી આપણી ભાષા એટલે બધે સુધી સમજે છે કે ગુસ્સાના ને પ્રેમના શબ્દો તે બરાબર ઓળખી શકે છે. 'શાબાશ' શબ્દથી આસામનો દરેક હાથી પરિચિત છે એમ ખબર આપનારે મને જણાવ્યું. હાથીદાંત તો આસામમાં પુષ્કળ હોય જ. હું જાણીને રાજી થયો કે આસામમાં હાથીદાંતને સારૂ હાથીને મારવામાં આવતા નથી, એટલું જ નહિ પણ તેને સારૂ હાથીને મારવાની મનાઇ છે.

## આસામનું રેશમ

આસામમાં બે જાતનું રેશમ થાય છે. બન્ને પ્રકારનું રેશમ કીડામાંથી પેદા થાય છે. એકનું નામ એન્ડીકેએરી છે ને બીજાનું મૂગા. એન્ડીનું રેશમ મેળવતાં કીડાનો નાશ નથી કરવામાં આવતો. તેનું કોકડું રૂની જેમ કાંતવામાં આવે છે. મૂગાનું રેશમ મૂગો પોતે જ કાંતે છે. જ્યારે બધું કંતાઇ રહે છે ત્યારે મૂગાને તડકે સુકી મારી નાંખવામાં આવે છે. તે પછી કોકડું ઉકાળી રેશમને બૅાબીન પર ચડાવી ઉકેલી લેવામાં આવે છે. આ ક્રિયા મારી સમક્ષ કરવામાં આવી. આ બન્ને જાતનાં રેશમનાં કપડાં આસામમાં પુષ્કળ કરવામાં આવે છે, અને આ ઉદ્યોગ ચાલુ છતાં હવે પરદેશી રેશમે ઘર ઘાલ્યું છે ને ઘણાં વણકર સ્ત્રીપુરુષો કેવળ પરદેશી રેશમની જ તાણી વણે છે!

## રૂની ક્રિયા

રૂની ક્રિયા પણ મેં જોઇ. હું જોઉં છું કે આન્ધ્રના જેવું ઝીણું કપડું આસામમાં પણ નીકળશે. હાલમાં જ તૈયાર કરવામાં આવેલું એવું કપડું મને આપવામાં આવ્યું છે. મને બસેં વર્ષની સુતરની અતિ ઝીણી સાડીઓ પણ બતાવવામાં આવી. ઇજિપ્તના રૂના છોડ પણ કેટલેક ઠેકાણે હવે વવાયા છે. તેના રૂને તો કપાશીઆ સમેત કંતાતું મેં જોયું! બીજા પ્રકારના રૂને આન્ધ્રમાં જેમ કાંતે છે તેમ જ કંતાતું જોયું: દરેક બીજને પ્રથમ તો માછલીના દાંત વતી ઓળે છે એટલે રેસા બધા છૂટા પડે છે. દાંતીઆમાં જે રૂ ભરાય છે તેને એમનું એમ જ કાંતી તેની ખાદી વણે છે. જે રૂ કપાશીઆની ઉપર છૂટું થઇ હવે રહ્યું છે તેના કપાશીઆ

કાઢી નાંખે છે. પછી તેને પીંજે છે. આમ દરેક બીજની ઉપર ક્રિયા કરે છે. આવા રૂને કાંતી ઝીણામાં ઝીણું સૂતર તૈયાર કરે છે. આસામની ઓરતોને જો શર ચડશે તો તેમની તરફની મદદનો તો પાર જ નથી રહેવાનો. આસામાંની સ્વદેશીમાં મદદ કરવાની શક્તિ મને તો પંજાબના કરતાં પણ વધારે લાગે છે. આસામની ઓરતો જો કાતશે ને વણશે તો પૈસાની ગરજે નહિ પણ સ્વદેશપ્રેમને વશ થઇ કાંતશે ને વણશે. દરેક ઓરત આન્ધ્રદેશની જેમ પોતાનું રૂ પોતે જ પીંજી કાઢે છે.

## શોણિતપુર

અમે હવે તેજપુર પહોંચ્યા છીયે. તેનું પ્રાચીન નામ શોણિતપુર છે. એમ કહે છે કે કોઇ અંગ્રેજી અમલદારને 'શોણિતપુર' ઉચ્ચાર કઠણ લાગ્યો. તેણે શોણિતનો આસામી અર્થ પૂછયો. તેને ખબર પડી કે આસામમાં શોણિતને 'તેઝ' કહે છે. તેણે શોણિતપુરનું નામ 'તેજપુર' પાડયું! તેજપુર એ પૂર્વે બાણાસુરની રાજધાની હતું અને તેથી જ પુરાણીઓએ તેને શોણિતપુર કહ્યું એમ કહેવાય છે. અહીંની કથા એવી માનવામા આવે છે કે ચિત્રલેખા ઉપાને સારૂ અનિરુદ્ધને દ્વારિકામાંથી અહીં ઉપાડી લાવી હતી. અર્જુન છેક મણિપુર સુધી ગયેલો કહેવાય છે. બ્રહ્મપુત્રને પૂર્વ કિનારે પહેલું શહેર પાડુ છે. ત્યા લગી પાંડવો જ્યારે છૂપા રહેતા હતા ત્યારે આવેલા. પાડુથી પાચ માઇલ દૂર કાઠા પર જ ગૌહટી છે, જ્યાથી અમે તેજપુર પહોચ્યા-છીયે. ગૌહટીનું પણ પ્રાચીન નામ છે જ. હરિ અને હરનું યુદ્ધ તેજપુરની પાસે જ થયું મનાય છે અને ભાવિક જન રુદ્રે જ્યાં ઉભા રહીને યુદ્ધ કર્યું તે પગલાં પણ બતાવે છે. આમ જ્યાં જાઉં ત્યા પૂર્વે હિન્દુસ્તાન એક હતું એવા પૂરાવા મળ્યા જ કરે છે.

## પ્લાંટર રાજ

તેજપુરની વસ્તી છ હજારની હશે. પણ તેને મ્યુનિસિપાલિટી છે, રેલવે છે, વિજળી પણ છે; પાણીના નળો પણ છે. આટલું બધું કેમ? જવાબ તુરત અપાય તેમ છે. તેજપુરની નજીકમાં જ ન્હાનાં-મોટાં ખેતરો છે. ચ્હા લાવવાને સારૂ રેલવે છે ને આ બંદર વાટે ચ્હા લઇ જવામાં આવે છે. લોકો એમ જ માને છે કે આસામમાં પ્લાંટર રાજ છે. અંગ્રેજી રાજ તો છે જ, પણ કર્તાહર્તા તો પ્લાંટરો જ છે. ચાંદપુરમા ગરીબ મજૂરો પર હુમલો થયો તે પ્લાંટરોને ખાતર એમ મિ. એંડ્રુઝ કહે છે.

બ્રહ્મપુત્રનું પાણી જેમ ગંગાનું પીધે નરવું છે તેવું નથી ગણાતું. તેથી આસામમા ઘણી જગ્યાએ નદી આગણે છતાં લોકો નળથી આવતું પાણી જ વાપરે છે. આ પાણી ક્ષારોમાંથી ગાળીને વાપરવામાં આવે છે. આ તેજપુર ગામમાં જ નેવુ ફૂટ ઉંચે એક હોજ બાંધ્યો છે, તેમાં પાણી ગળાય છે ને તે લોકોને નળ વાટે મળે છે.

૩

# પૂર્વ બંગાળ

## અવર્ણનીય દૃશ્ય

દીબ્રુગઢ છોડયા પછી રેલવે કેટલાક એવા પ્રદેશામાંથી નીકળી કે જેનાં દેખાવ મારી આંખમાં રમ્યાં કરે છે. લમડિંગ જંકશન આસામની હદ ગણીયે. તે છોડયા પછી રેલવે ધીમે ધીમે ઉંચે ચડે છે એક ઘાટ પછી એક ઘાટ ચડયે જાય. પૂના જતાં જે ઘાટો આવે છે તે આની પાસે કંઇ જ નથી એમ કહી શકાય. હવા એકદમ બદલાય છે. માદો પણ તાજો થાય. જ્યા જુઓ ત્યા લીલાછમ ટેકરાઓ ! આ પ્રદેશોમાં વાદળાંઓનો તો પાર જ ન મળે. ઘણીવેળા ટેકરાઓની નીચે વાદળાં જેવામાં આવે. કોઇ વેળા વરાળના ગોટા ઉપર જતા વાદળામાં મળી જતા આપણે સ્પષ્ટ જોઈ શકીયે. ઘાટોમાથી નીકળતી મોટી નદીઓ તો કેમ જાણે રેલની સાથે શરત દોડતી ન હોય તેમ લાગે. આવો દેખાવ મેં દુનિયામાં કયાયે નથી જેયો. આફ્રિકા, ઇંગ્લંડ વગેરેનાં દૃશ્યો ખૂબ જેયા છે, પણ આની પાસે એકેય દૃશ્ય ઉભી શકે એમ મને ન લાગ્યું.

## સિલચર પહોંચ્યા

અમારે જવાનું સિલચર હતું સિલચરમાં વરસાદ ઘણો સખત પડે છે. બસેં ઇંચ જેટલો ખરો જ. એટલે ભેજનો તો પાર જ નહિ જ્યાં જુઓ ત્યાં પાણીનાં તળાવડાં સિલચર ઘાટાની તળેટીએ છે. એટલે અમે અહીં તો બફાઈ રહ્યા હતા. પણ લોકોનો મોહ એટલો હતો કે વરસતે વરસાદે પણ ખુલ્લા મેદાનમાં હજારો માણસો એકઠાં થયાં હતાં. દરેક જગ્યાએ ભેટ તો ખાદીના જ માનપત્રની. આડંબરી માનપત્રનો જમાનો ગયો. આ ભાગમાં લોકો અંગ્રેજીની માગણી કરશે એવી ધાસ્તી હું રાખતો હતો, પણ તેવું કંઇ જ ન જેયું. હિન્દુસ્તાનીની ટેવ એટલી બધી પડી ગયેલી છે કે હવે તો અંગ્રેજી બોલનારને શરમાવું પડે એવું લગભગ

બંગાળામાયે થઇ ગયું છે. સિલચરમાં અમે બાબુ કામિનીકુમાર ચંદાને ત્યાં ઉતર્યા હતા. તેઓ અસહકારની પૂર્વે વડી ધારાસભામાં મેંબર હતા ને વકીલાત કરતા. હવે બંને છોડયાં છે ને અસહકારનું કામ કરી રહેલ છે. તેમના ધર્મપત્ની, તેમની દીકરીઓ, સૌ રેંટીયો ચલાવે છે. રેંટીયા અકળામણુ ઉપજાવે એવા જોયા. ઘણા નાના ને તકલાદી; પાટલી બહુ જ નાની. તેમાથી સુતર બહુ થોડું નીકળે. છતાં રાષ્ટ્રીય શાળા વગેરે ઘણી જગ્યાએ રેંટીયાએ ઘર કર્યું છે.

## સિલહટ

સિલચર એક દહાડો રહી અમે સિલહટ ગયા. અહીં મુસલમાન વસ્તીનું પ્રમાણુ લગભગ ૫૫ ટકા છે. આ ભાગમા મુસલમાનોમા જાગૃતિ પ્રમાણેમા થોડી છે. તેથી આટલા બધા મુસલમાનો છતા ખિલાફતના સ્મર્નાના ઉઘરાણામાં માત્ર રૂ. ૨૧૬ થયા. સિલહટમા એક મુસલમાન વકીલ મોલવી મહમદ અબ્દુલ્લા છે તેમના ઉપર બધા કામનો આધાર છે. તેમના પ્રયાસથી એક વણાટકામની શાળા ચાલતી રહી છે. તેને અંગે સુતારનું કામ ચાલે છે. ત્યા રેંટીયા ને સાળો બનાવવામા આવે છે. આ બધુ સાહસ કેવળ અસહકાર પછીનું જ છે. સિલહટમા સભા ભરાઈ હતી તે ઇદગાહમા હતી. એના જેવી રૂપાળી ઇદગાહ બીજે કયાય મૌલાના મહમદઅલીએ નથી જોઈ એમ તેઓ કહેતા હતા. સિલહટના સુંદરમા સુંદર ટેકરા પર ઇદગાહ છે. તે ટેકરા પર લગભગ પાચ હજાર માણસો સમાઇ શકે છે. ચોમેર લીલુ ઘાસ છે. નીચે ખુલ્લુ મેદાન ને તેમા તળાવ છે. ટેકરા ઉપર અને નીચે માણસો ચિકાર ભરાઇ ગયા હતા. સિલહટની વસ્તી ૨૦,૦૦૦ માણસોની હશે. પણ સભામા જ ૨૦,૦૦૦ કરતા વધારે માણસો હતા કેમકે આખા જીલ્લામાથી લોકો આવેલા.

## ચાટગાંગ

સિલહટથી અમે ચીતાગાગ પહોચ્યા. તેનો બગાળી ઉચ્ચાર મેં ઉપર લખ્યું તેવો છે. આ મોટું રળિયામણું બંદર છે. તે ચાર ગામડાનું બનેલુ છે તેથી ચાટગાગ કહેવાય છે. તેમા ઘણા આરબો વસે છે ને એક મોટા પીર થઇ ગયા તેથી તે ઇસ્લિામાબાદ પણ કહેવાય છે. ઘણા બૌદ્ધો પણ ત્યા વસેલા, તેથી તેનું બૌદ્ધોએ પણ નોખું નામ પાડેલું. ચીતાગાગની પાસે વિશાળ નદી છે ને થોડે જ દૂર બંગાળનો ઉપસાગર છે. અહીં ઘણા ટેકરાઓ હોવાથી સૌંદર્ય ખૂબ છે. અહીં અદાલત ને રેલવેની ઑફિસ શહેરના મોટામા મોટા ટેકરા પર છે. અહીંના જાણીતા વકીલ મિ. એન. ગુપ્તે પણ કામ કર્યું છે. પોતાની મોટી વકીલાત છોડી છે. તેઓ વૅાલં-

ટીયરના કપ્તાન છે. બંગાળાના સેંકડો વૉલંટીયરો ખાદીનાં પહેરણ ને સ્વરાજ ટોપી પહેરે છે. બધા ધોતીયાં જ પહેરે છે. મુંબઇ તરફ સ્વયંસેવકોએ ધોતીને પોતાના કામને રોકનારી માની છે. તેવું અહીંના સ્વયંસેવકોમાં ન જોયું. પૂર્વ બંગાળના લાખો મુસલમાનો ધોતીયાં જ પહેરે છે. હિન્દુ ઘણે ભાગે ઉઘાડે માથે હોય છે, મુસલમાન ટોપી પહેરે છે, એ મુખ્ય બાહ્ય ભેદ જોવામાં આવે છે. પણ ખાદીના પ્રચાર પછી બંગાળી હિન્દુ સ્વયંસેવકો પણ કેટલાક ખાદી ટોપી પહેરતા થયા છે.

### અલી ભાઇઓ પકડાય તો ?

સિલહટ પહોંચતાં મેં અલી ભાઇઓના પકડાવા બાબત તાર જોયેલો. તેથી મેં મારાં ભાષણોમાં તે બાબત બોલવું શરૂ કર્યું આ બન્ને ભાઇઓ તદ્દન નિર્દોષ છે એવી મારી દૃઢ માન્યતા છે. એટલે કે જ્યાં સુધી શાન્તિમય અસહકારમાં તેઓ છે ત્યાં સુધી કદી તેઓ કાયાથી, મનથી કે વાચાથી અશાન્તિ નહિ ચાહે, નહિં કરે ને બીજાને તેવું કરતાં રોકશે. આ પ્રતિજ્ઞાને તેઓ મહાપરિશ્રમે વળગી રહ્યા છે. છતાં તેઓ બહાદુર છે. ભયથી અશાન્તિ નથી ફેલાવતા કે આચરતા એમ નથી, પણ ઇરાદાપૂર્વક પોતાના ગુસ્સાને ને વેગને રોકે છે. આવા નિરપરાધ પુરુષ જ્યારે જેલમાં જાય ત્યારે પ્રજાની લાગણી ઉશ્કેરાય એ સંભવિત છે. પણ એવે સમયે જો પ્રજા ખરો માર્ગ શોધે તો ઉગરે અને ભાન ભૂલી ખોટો માર્ગ લે તો નાશ પામે. તેથી અલી ભાઇઓના જેલ જવાથી શાન્તિ રાખવી અને આજ લગી સ્વદેશીના પાલનમાં મન્દતા બતાવી છે તે મન્દતા છોડી તીવ્રતા બતાવવી ને જે કંઈ પરદેશી કાપડ પોતાની પાસે રહ્યુંસહ્યું હોય તે પણ બાળી દેવું એ જ માર્ગ છે. આટલો વખત રેંટીયો ચલાવતાં આળસ કર્યું હોય તેણે તે છોડી હમેશાં થોડો સમય સુતર-કાંતવામાં રોકવો; આજ લગી છોકરાંઓને સરકારની નિશાળોમાં મોકલવાનું ચાલુ રાખ્યું હોય તેણે તે પાપમાંથી મુક્તિ મેળવી લેવી; આજ લગી વકીલાત છોડવાની હિમ્મત ન ચાલી હોય તેણે વકીલાત હોમવી. એમ જો બધા કરે તો જ ખિલાફતનું કામ સરે, સ્વરાજ મળે ને આપણે હાથે જ તુરત જેલના દરવાજા ખોલી આપણે આપણા નિર્દોષ ભાઇઓ ને બીજા જેઓ સરકારની રીસથી જેલમાં પડ્યા છે તેમને બહાર લાવીયે. આ વાત મેં શ્રોતાવર્ગને ખૂબ સમજાવી.

### સ્વયંસેવકો

ચાટગાંવથી સ્વયંસેવકોનું કામ વધતું જતું મેં જોયું. તેઓમાં નિયમ જાળવવાની શક્તિ વધારે જોઇ. અહીં મોટું સરઘસ કાઢ્યું હતું છતાં કોઇ મોટરની

પાછળ ન ધસ્યા. હજારો લોકો હારબધ શાન્તિથી ઉભા રહ્યા ને મોટરને પસાર થવા દીધી. જયઘોષોનો પોકાર કરવાની પણ બંધી કરવામા આવી હતી તેથી મને દેખાવ ભવ્ય લાગ્યો.

## હડતાળીઆ

હડતાળીઆ કામદારોનો મોટો સમૂહ પણ અહીં જ હતો. તેઓ સાથે મેં ઘણો કાળ ગાળ્યો. પણ તેઓની સમક્ષ કરેલુ ભાષણ 'નવજીવન'મા આવનાર છે, તેથી અહીં તે વિષે કંઇ નથી કહેતો.

## બારીસાલ

ચીતાગાગથી રવાના થઇ અમે બારીસાલ ગયા. બારીસાલ જતા વચમાં ચાદપુર આવે છે. ચાદપુરમા જે જગ્યાએ ગુરખાએ ગરીબ મજૂરો પર હુમલો કર્યો હતો તે જગ્યા જોઇ. હૃદય રડ્યું; આપણી ગુલામીનો ખ્યાલ આવ્યો. આ તો ગરીબ મજૂરો હતા. તેમની પાછળ હડતાળ પડી એટલે હિન્દુસ્તાને કંઇક પણ જાણ્યું. જો મોટા માણસોને બંદુકને કુંદેથી મધરાતે બહાર કાઢ્યા હોત તો હિન્દુસ્તાન ધ્રુજી ઉઠત. સ્વરાજ એટલે તો રક અને રાયને સરખો ન્યાય મળે એમ આપણા સ્વરાજમા થશે કે? ન થાય તો એ સ્વરાજ તો નહિ જ

બારીસાલ એ પ્રખ્યાત ભુજંગ બાબુ અશ્વિનીકુમાર દત્તનુ શહેર છે. આ પ્રદેશમા ચોખાનો પાક મોટામા મોટો થાય છે. શ્રી. અશ્વિનીકુમાર દત્તે ૫૦,૦૦૦ રૂપીયા ખરચી ચાળીસ વર્ષ પહેલા ભવ્ય નિશાળ કરી. તે આજે અસહકારી નિશાળ છે. તેમા મુખ્ય અધ્યાપક શ્રી જગદીશબાબુ છે. તેઓ આજન્મ બ્રહ્મચારી છે. હાલ તેમની ઉમ્મર ૫૦ વર્ષથી વધારે છે અતિશય ચારિત્રવાન ને નિરાભિમાની વિદ્વાન પુરુષ છે એમ સહુએ મને કહ્યું.

બારીસાલમા સ્વદેશીનુ કામ ઠીક ચાલે છે એમ કહેવાય ઉપરની નિશાળમા વિદ્યાર્થીઓએ કાતેલુ સૂતર મને દેખાડ્યું; એ ઘણું જ બારીક હતું. આ ઉપરાત એક નોખું સાળખાતુ છે, તેની નીચે લગભગ ૮૦ સાળો છે. તેઓની પાસે હાલ રૂ. ૧૫,૦૦૦ નો સાળો પર તૈયાર થયેલો માલ છે. આ સાળના મકાનમા જેટલી ચોખ્ખાઇ મે જોઇ તેટલી સુરતમા ભાઇ જોશીના કારખાના સિવાય બીજે ક્યાયે જોઇ નથી. એક સૂતરનો ધાગો કે કચરાનું તણખલું મેં જમીન ઉપર ન જોયું. કામ પણ ચોખ્ખું જોયુ. આ વણાટશાળાની ઉત્પત્તિ આ વર્ષમા જ થયેલી છે.

બારીસાલમા મેં ચીતાગાંગ કરતા પણ સ્વયંસેવકોનો નિયમ વધારે જોયો. સભા એટલી બધી વિશાળ હતી છતા શાન્તિ સખ્ત હતી. અમને જવાનો માર્ગ સ્વયંસેવકોએ કરી મુકેલો હતો. ચરણસ્પર્શ ન કરવાની પૂરી ભલામણો પ્રથમથી જ કરી રાખવામાં આવી હતી તેથી અમને ભારે સગવડ મળી.

બારીસાલ એક એવું શહેર છે કે જેમાં બંગભંગના દિવસોમાં જોકે મુસલમાનો ને હિન્દુ વચ્ચે કલહ હતો તોપણ બંને કોમો હળીમળીને રહેલ. આનો જશ સહુ કોઈ બાબુ અશ્વિનીકુમારને આપતા હતા.

---

# પતિત બહેનો

બારીસાલનાં બીજાં ઘણાં નોંધવાયોગ્ય સ્મરણો છે. પણ તે બધા આપવાનો મને સમય નથી. છતાં એક તો આપ્યા વિના ન જ રહેવાય. તે બારીસાલની પતિત બહેનોનું. એ દશ્ય હું કદી ભૂલું તેમ નથી. બારીસાલની આ બહેનોમાંની કેટલીક મહાસભાના ચોપડા પર છે તેઓએ તિલક સ્વરાજ ફંડમાં પૈસા પણ આપ્યા છે. તેઓની સંખ્યા લગભગ ૩૫૦ ની હશે. તેઓએ મારી ઉપર કાગળ મોકલ્યો હતો કે તેઓ મને મળે ? તેઓની ઈચ્છા મહાસભામા વધારે કાર્ય કરવાની હતી. તેઓ કેમ ચુંટણીમાં ચુંટાઇ હોદ્દા પણ ન ભોગવે ? હું જેવો રાત્રે સભામાંથી આવ્યો તેવી જ મેં લગભગ સો બહેનોને એક કોરે ઉભેલી જોઇ. હું ચેત્યો. તેમને અતિ આદરપૂર્વક અગાશી પર લઇ ગયો એક દુભાષીઆને સાથે રાખ્યા. બીજા પુરુષોને રજા આપી. તેમને પેટ ખોલીને વાત કરવા મેં કહ્યું. તેઓમાં ચાર પાંચ દસ વર્ષની બાળાઓ પણ હતી. કેટલીક જુવાની તરી ગયેલી હતી. બાકીની વીસથી ત્રીસ વરસની અંદરની હશે. તેઓની સાથેની વાતનો સાર સવાલજવાબોથી આપી જાઉં છું:

હું—તમે બહેનો ભલે આવી. મને તો તમે બહેન કે દીકરીઓ સમાન છો. તમારા દુઃખમાં હું ભાગ લેવા ઇચ્છું છું. પણ જો તમે મારાથી કંઇ પણ છૂપાવશો તો હું મદદ દેવા અસમર્થ થઇશ.

જ૦—આપ જે પૂછશો તેનો અમે ખરો જવાબ આપશું.

સ૦—તમારામાંની કેટલીક મોટી ઉમ્મરની દેખાઓ છો. તે પણ હજી તમારા ધંધામાં રોકાયલી રહો છો ?

જ૦—ના જી. મોટી ઉમ્મરે પહોચેલી ભિક્ષા માગી પેટ ભરીયે છીયે.

સ૦—એમ કરવું તમને છાજે ?

જ૦—પેટ બધું કરાવે છે

સ૦—આ નાનકડી છોકરીઓ છે તેમના પણ એ જ હાલ કે ?

જ૦—તમે કંઇ રસ્તો બતાવો એમ આશા રાખીને તો અમે આવી છીયે. અમે તો એકેય આ ધધામાં રહેવા નથી ઇચ્છતી.

સ૦—તમારામાની જે જુવાન છો તેમનું શુ ? તેમને આ ધંધામા રહેલા ભોગો લલચાવતા નથી ?

જ૦—એવી થોડીક હોય ખરી.

સ૦—તમને કોઇને છોકરાં થાય ખરા ?

જ૦—કોઇ કોઇને થાય.

સ૦—તમે બધી કેટલી હશો ?

જ૦—૩૫૦

સ૦—તેમા છોકરા કેટલા છે ?

જ૦—હાલ દસેક

સ૦—દીકરા કે દીકરી ?

જ૦—છએક દીકરી ને બાકી દીકરા.

સ૦—દીકરાનું શું કરો છો?

જ૦—એક મોટો થયો છે તેને અમારામાથી કોઇ છોકરીને પરણાવ્યો છે.

સ૦—તમારી છોકરીઓને મને સોપો કે ?

જ૦—તમે સંભાળો તો સોપીયે.

સ૦—તમારામાની કેટલી બહેનો ખરેખર આ ધંધો છોડવા માગો છો ?

જ૦—બધી.

તા. ૧૧-૯-૧૯૨૧

સ૦—હું કહું તે ધંધો કરશો?

જ૦—અમે જાણીયે છીયે તમે શું માગો છો તે. અમારામાંની કેટલીકે કાંતવાનું શરૂ કર્યું પણ છે.

સ૦—એ તો મને બહુ ગમ્યું. પણ જે બહેનોએ શરૂ કર્યું છે તેમણે પોતાનો ધંધો છોડ્યો છે?

જ૦—અમારી ઉપર કરજ હોય ના? તેટલેથી અમે પેટ કેમ ભરીયે?

સ૦—તમે હાલ શું કમાઓ છો?...તમે જવાબ આપતાં શરમાઓ છો. તમારી શરમ હું સમજી શકું છુ. તમારી સાથે વાત કરી રહ્યો છું, પણ મારા હૃદયમાં અંગાર સળગી રહ્યો છે. જે છે તે હમણાં તો મને જાણવા જ દો.

જ૦—અમારામાંની ઘણી સાઠ રૂપીયા કમાઇયે છીયે. દિવસના અમને બે રૂપીયા પડે.

સ૦—એટલી કમાણી તમે કાંતવામાથી તો ન કરી શકો એ હું જાણું છું. પણ તમારે અનેક પ્રકારના લલચાવનારા વિલાસો હાલ કરો છો તે તો હવે છોડવા જ જોઇયે. હું કંઇ આ માગણી તમારી જ પાસે કરૂં છું એમ નથી. મારી સ્ત્રીએ પણ શણગારો તજ્યા છે. મારી પાસે કુમળી બાળાઓ છે; તેઓના માબાપ તેમને દાગીના વગેરે આપી શકે તેમ છે; છતાં તેઓ ખાદીની ઓઢણીઓ પહેરે છે ને કશા દાગીના નથી પહેરતી. તેથી તમારી પાસેથી તમારા શણગાર ઉતારવાની માગણી કરતાં મને જરાયે આઘાત નથી પહોંચતો.

જ૦—અમે અમારૂં જીવન સાદું કરવા મહેનત કરીશું. કોઈ તુરત તો કોઇ હળવે હળવે. અમારામાંની એકે તો પોતાનું સર્વસ્વ રામકૃષ્ણ મઠને આપી દીધું છે ને પોતે હવે ભિક્ષા પર નભે છે.

સ૦—એ બહેનને હું વન્દું છું; તેણે ભલે બધું આપી દીધું. પણ હું જોઉં છું કે (તેની તરફ વળીને) તમારા હાથપગ સારા છે, એટલે તમે કાંતીને સાદાઇથી રહો તો વધારે પુણ્ય. હિન્દુસ્તાનની એક પણ બહેન કે ભાઇ જે અપંગ નથી તે ભિક્ષા માગતાં શરમાય એમ હું ઇચ્છું છું. એવું કહેવાનો હવે સમય આવ્યો છે. રેંટીયો આપણી કામધેનુ આપણને હાથ લાગેલ છે. તમે બહેનો તો કાંતો એટલેથી જ હું સન્તોષ માનું તેમ નથી. તમે વણતાં અને પીંજતા પણ શીખો. એટલે તમારી આજીવિકા તમે સંપૂર્ણપણે મેળવી લેશો.

જ૦—અમને રસ્તો બતાવો એટલે અમે જરૂર તે પકડશું.

સ૦—તમારામાંથી કેટલી બ્હેનો કાલથી જ તમારો ધંધો છોડવા તૈયાર છો ?

આના જવાબમાં અગિયાર બ્હેનો તે જ વખતે ઉભી થઇ. મેં વિચાર કરવા કહ્યું. તેઓએ જણાવ્યું કે તેમનો નિશ્ચય કાયમ જ રહેશે. તેમણે વિચાર તો કર્યો જ હતો. કેમ બને એ જ ગુંચવણ હતી. એટલે મેં કહ્યું:

"તમારે હવે પરણવાનું તો ન જ હોય. તેથી તમે ભલે ભૂતકાળમાં ગમે તેમ કર્યું હોય, પણ જો તમે હવે પછી ખરેખર શુદ્ધ થાઓ તો જગત તમારાં પાપ ભૂલી જશે. ને તમે ગૃહસ્થાશ્રમીના વ્યવસાયોથી અળગી એટલે સંન્યાસિની થઇ શકો. તમે ભારતવર્ષની સેવા કરી શકો. તમારામાની ઘણી બ્હેનો રોજ બાર કલાક ઇશ્વરનું ભજન કરતી કાંત્યાવણ્યાં કરે તો બારીસાલને તમે જ લગભગ ઢાંકી શકો. તમારા વર્ગની હિન્દુસ્તાનની બધી બ્હેનો જો મલિન કામ મુકી કાંતવાવણવાનું પુણ્યકામ કરવા મંડી જાય તો ભારતવર્ષનો સ્હેજે ઉદ્ધાર થાય. તેથી મારી ઉમેદ છે કે તમે અગિયાર બ્હેનો પોતાના નિશ્ચયને વળગી રહેશોઃ હું તો મુસાફર છું, પણ હું અહીંના આગેવાનોને પાકી ભલામણ કરતો જઇશ ને મારી ખાતરી છે કે અહીંની મહાસભાસમિતિ તમને પૂરી મદદ દેશે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો.

વાંચનાર! તમે ભાઇ હો કે બ્હેન, મને ખબર નથી કે આ વાંચીને તમારા મન ઉપર ને હૃદય ઉપર કેવી અસર થશે. મેં તમને બધું વર્ણન આપ્યું નથી. મારી શક્તિ પ્રમાણે મેં ચિત્ર આળેખ્યું છે અસલ વસ્તુ તો જોયે જ ખબર પડે. હું તો આખો સમય શરમથી મરી રહ્યો હતો; પુરુષે સ્ત્રી પ્રત્યે કરેલા અપરાધનું માપ કાઢી રહ્યો હતો. આ બ્હેનો કંઈ ઇરાદાપૂર્વક નથી પડી; પુરુષે તેમને પાડી છે. પોતાના વિષયભોગને અર્થે તેણે સ્ત્રીની ઉપર ભારે અત્યાચાર કર્યો છે. જેને લાગી આવે તેણે પ્રાયશ્ચિત્તરૂપે પણ પડેલી બ્હેનોને હાથ દેવો જોઇએ. જેમ જેમ આ બ્હેનોનો ચિતાર મારી પાસે ખડો થાય છે તેમ તેમ હું વિચારૂં છું કે એ મારી જ બ્હેનદીકરીઓ હોય તો ? હોય તો શું, છે જ. તેમને ઉગારવી એ મારૂં ને દરેક મરદનું કામ છે. તેથી જ મને રેંટીયાનો સૂર વ્હાલો લાગે છે. એ સ્ત્રીની રક્ષા કરનારો કોટ છે. હિન્દુસ્તાનમાં રહેતી આવી બ્હેનોને ટેકો આપનાર બીજી એકે વસ્તુ હું નથી જોતો. પણ તે કામ જ્યાં સુધી દરેક શહેરના સાધુપુરુષો ન ઉપાડી લે ત્યાં લગી ન બને. બારીસાલમાં આ બ્હેનોમાં પ્રવેશ કરનાર સાધુચરિત શરત્કુમાર ઘોષ અને તેમની સાથેના એક અસહકારી વકીલ ભૂપનિબાબુ છે. તેમણે તૈયાર કરેલા ક્ષેત્રનો મેં તો લાભ લીધો છે.

તા. ૧૧-૯-૧૯૨૧

બહેનો! હવે જાણ્યા પછી તો તમારે પણ વિચારવાનું છે. પતિત બહેનોના હૃદયમન્દિરમાં તો તમારાથી જ પ્રવેશ થાય. તમે જ્યાં સુધી આની બહેનોના ઉદ્ધારને સારૂ કમર ન કસો ત્યાં લગી મારા જેવાના પ્રયાસો પણ નિષ્ફળ જવાના.

સ્વરાજ એટલે પતિતોનો ઉદ્ધાર.

---

# મારી નોંધ

## બાળકોનો આશીર્વાદ

મનેઁ ઘણી બહેનો કાગળ લખે છે, ઘણા યુવકો કાગળ લખે છે, પણ કેવળ બાળકોના કાગળ ભાગ્યે જ આવે છે. એક કાગળ અણધાર્યો આવ્યો છે તે નીચે ઉતારૂં છું:

"આપના કહેવા પ્રમાણે બહુ જ કરવાની મારી ઇચ્છા છે. મેં ખાદી પહેરવાની શરૂઆત કરી છે. હું તથા—પહેલેથી જ અસહકારમાં માનીયે છીયે.—માનતો ન હતો. પણ હવે એમાં પૂરેપૂરૂં માને છે. હિન્દુસ્તાનના બધા છોકરાઓને તમે અસહકારમાં જોડો તો તમે જરૂર ફતેહ પામશો."

હું દરેક જગ્યાએ બહેનોનો આશીર્વાદ આ ધર્મયુદ્ધમાં માગી રહ્યો છું, કેમકે હું માનું છું કે તેઓનાં હૃદય કોમળ ને પવિત્ર છે, તેઓમાં કુડકપટ, ભેદ નથી. તેઓ નિખાલસપણે લડતને ધાર્મિક માને છે.

પણ બાળકોનાં હૃદય તેનાથીયે નિર્દોષ છે. બાળકોનો આશીર્વાદ કઇ રીતે માગી શકાય? તેમનાથી કંઇ માતપિતાની આજ્ઞા વિના એક ડગલુંયે ભરાય? તેથી મેં બાળકોની સાથે વિનોદ ઉપરાંત કંઈ કર્યું જ નથી. એટલે જ્યારે ઉપરનો કાગળ મને મળ્યો ત્યારે મને હર્ષ થયો. હું જાણું છું કે તે ભાષા બાળકોની નથી. તેમના મહેતાજીએ પ્રેરેલો એ કાગળ હોવો જોઇયે પણ મારી માગણી અને ઇચ્છા જ એ છે કે બાળકોને માબાપો સામાન્ય ધર્મની તાલીમ આપે, પાપનો અસહકાર અને શાન્તિના શસ્ત્રનો ઉપયોગ શીખવે ને આ ધર્મકાર્યમાં તેઓનો આશીર્વાદ મેળવે.

આ લડતમાં ઓરતો, બાળકો, લૂલાં, પાંગળાં, બધાં દાખલ થઇ શકે, ને તેમ થવું જોઇયે જેમ તેઓની સંખ્યા વધારે મળે તેમ જીત વહેલી મળે. આમાં કોઈ ઉચનીચ નથી, નાનાંમોટાં નથી. જેનું હૃદય મોટું તે મોટો, જેનું હૃદય નાનું તે નાનો અને અપંગ. એટલે બાળકોનો આશીર્વાદ મને મીઠો લાગે છે. વાઇસરાઈની મહેરબાનીથી સ્વરાજ નહિ મળે, પણ બાળકોનાં નિર્મળ હૃદયના આશીર્વાદથી અવશ્ય મળે.

તા. ૧૧-૯-૧૯૨૧

## દીવાળી કેમ ઉજવશો?

એક ભાઇએ મને ભલું યાદ આપ્યું છે કે ગયા વર્ષની જેમ જો હું દીવાળી બાબત વખતસર નહિ લખું તો ઘણા ગફલતમાં રહેશે ને નકામા ખર્ચમાં પડશે. દીવાળીને બે માસ છે તેટલામાં તો આપણે સ્વરાજ મેળવી ખરી દીપાવળી કરી શકીયે છીયે. તેથી આ મહિનામાં પરદેશી કાપડનો બહિષ્કાર કરી લઈ આપણને જોઈતું કપડું રેંટીયાથી તૈયાર કરવાની સ્થિતિમાં આવી અકટોબર માસમાં સ્વરાજ મેળવી આપણે શુદ્ધ દીવાળી ઉજવી શકીયે છીયે. દીવાળી ઉજવવાની ખરી તૈયારી એ છે કે આપણે દીવાળી પહેલાં સ્વરાજ મેળવી લેવું. આપણે તેટલી મુદતમાં સ્વરાજ કેમ ન મેળવી શકીયે? તેમાં મુશ્કેલી આપણી નબળાઇની જ છે.

પણ આપણે માનો કે દીવાળી પહેલાં સ્વરાજ નહિ મળે તો પછી આપણે શું કરવું? ખચીત શોક પાળવો. કંઈ પણ પકવાન્નો ન કરવાં, કંઇ પણ ન્યાફતો ન કરવી, રંગરાગ ન કરવા ને કેવળ સંયમ પાળી ઈશ્વરપ્રાર્થના કરવી. ભરતે ચૌદ વર્ષની તપશ્ચર્યા કરી ત્યારે દીવાળી ઉજવવાનો સમય આવ્યો. આપણે કેમ એથી હલકું કરીયે? અવસર વિના ગાવું શું? ભૂખ વિના ખાવું શું? સ્વરાજ વિના ઉજવવું શું? દીવાળીને દહાડે સાદામાં સાદું ખાઇયે. વહેલાં ઉઠી ભજન કરીયે ને આખો દહાડો રેંટીયો ચલાવીયે. આ દહાડામાં ખાદી સિવાય બીજું પહેરીયે નહિ ને કોઇને વસ્ત્રદાન કરવું હોય તોપણ ખાદીનું જ કરીયે. ફટાકીઆ તો આપણે ફોડીયે જ કેમ?

આમ દીવાળી ઉજવવાના બે રસ્તા છે; એક સ્વરાજ લઈને ઉજવવાનો, બીજો સ્વરાજ લેવાની તૈયારીનો. એમાંથી કઈ રીતે ઉજવવી એ તો આપણી શક્તિ ઉપર આધાર છે.

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૧૧-૯-૧૯૨૧

## બહિષ્કાર પ્રશ્નોત્તરી*

ગાંધીજી—જૂન મહિનામાં આપણે કરોડ રૂપીયા ભેગા કર્યાં ત્યારે આપણામાં જે ખુશાલી અને ઉત્સાહ હતાં, તે અત્યારે કયાં ગયાં ? આપણને અત્યારે ધાસ્તી લાગી ગઇ છે કે આપણે પરદેશી કાપડનો બહિષ્કાર કરી શકશું કે નહિ ? પણ આપણી નબળાઇ એ જ આપણી ધાસ્તીનું કારણ છે. આપણે શાન્તિથી વિચારશું તો જોશો કે બહિષ્કાર પછી આપણે બીજું કશું કરવાપણું રહેશે નહિ. હું જેમ જેમ વિચાર કરૂં છું તેમ તેમ મને લાગે છે કે આપણે સિપાઈઓને હથિયાર મુકવાની કે કર ભરનારાઓને કર ન દેવાની સલાહ આપવાની પણ જરૂર નહિ રહે. આપણે જો બહિષ્કાર સંપૂર્ણ રીતે કરી શકશું તો પછી થોડાકને જ કાયદાનો સાદર નિરાદર કરી જેલ જવાનું રહેશે અને થોડાકને ભોગ આપવા પડશે. એટલે આપણે ગમગીન, હતાશ કે નાહિંમત થવું ન જોઇયે.

સ્વદેશી અને બહિષ્કારને અંગે ઉઠતા કેટલાક પ્રશ્નો મારી પાસે મુકવામાં આવ્યા છે તેના જવાબ હું હવે આપીશ.

---

* જુલાઇ આખરે મુંબઈમાં મળેલી મહાસમિતિના સભ્યો સાથે થયેલી ચર્ચા

સ૦—અમે આજથી નવાં પરદેશી કપડાં ન લેવાનું વ્રત લઇયે અને અમારી પાસે જે પરદેશી કપડાં છે તે પહેરી ફાડીયે તો તેમાં શું ખોટું ?

જ૦—હું સમજતો નથી કે જે વસ્તુમાં એકવાર આપણને અધર્મ દેખાયો તેને પછી આપણે કઈ રીતે સંઘરી શકીયે. પરદેશી કપડાં પહેરવાં એ આપણે માટે અધર્મ હોય તો આપણે ક્ષણવાર પણ તે કેમ રાખી શકીયે ? કોઇના ઘરમાં પેસી હું બળાત્કારે તેનો ચૂલો ભાગી નાંખું તો મેં ઘોર પાપ કર્યું કહેવાશે પરદેશી કપડાના વેપારે આપણા ગરીબ વર્ગનો ચૂલો ભાગી નાંખ્યો છે, આપણા ઉદ્યોગને જમીનદોસ્ત કરી મુક્યો છે અને અનેકને ભૂખે મરતા કરી દીધા છે એ વેપારને લીધે આપણે આપણા પેટ ઉપર પાટુ મારી છે એ પણ ઘોર પાપ થયુ. શું આપણા પગની બેડી કોઇ તોડે તો તેના કટકા આપણે સાચવી રાખશું ? હું જાણું છું કે લાંબો વખત બેડી પહેરનાર ગુલામને જેમ બેડી ઉપર મોહ ઉત્પન્ન થાય છે તે જ રીતે આપણને પણ પરદેશી કાપડને વિષે મોહ ઉપજ્યો છે, અને એથી જ આવી શંકા આપણે કરીયે છીયે.

સ૦—કદાચ અમે અમારાં પરદેશી કપડાં કાઢી નાંખીયે તોય અમે તે આપણા દેશના ગરીબોને અને અર્ધનગ્ન દશામા ફરનાર ભાઇઓ અને બહેનોને કાં ન આપીયે ? તેઓને આપી તેઓના અન્તરાત્મા કા ન ઠારીયે ? અને પરદેશ—હિન્દ બહાર શા સારૂ મોકલીયે ?

જ૦—આપણા ઘરમા કોઇએ ગોમાસ નાંખ્યું હોય તો તેને નાંખી દઇયે કે તે ગરીબને આપીયે ? કોઇ ગરીબને તો તે કદાચ ખપનું પણ હોય. પણ આપણે જે વસ્તુ વાપરવામાં પાપ માનીયે તે બીજાને કેમ આપીયે ? આપણે આપણો કાચો સડેલો ખોરાક કોઇને ખાવા આપીશું કે તે દાટી દઇશું ? સમાજની એવી કફોડી દશા છે કે સડેલા ખોરાકથી પણ પેટ ભરવા આજે માણસો તૈયાર છે. પણ તેઓને સડેલો ખોરાક આપવામાં આપણી શ્રીમંતાઇ કે ખાનદાની તો નથી જ રહેલી એ તમે કબૂલ કરશો. આપણે નિશ્ચય કર્યો છે કે આપણે ૧લી ઑગસ્ટે ખાદી પહેરીને અગર છેવટે સ્વદેશી કપડાં તો પહેરીને જ ચોપાટી ઉપર ભેગા થઈશું એક પણ જણ ખાદી કે સ્વદેશી કપડાં પહેર્યાં વિના ચોપાટીએ ન આવે એમ આપણે ઈચ્છીયે છીયે. શું ગરીબો ત્યાં ન આવે એમ તમે ઇચ્છો છો? તમારાં ઉતારેલાં પરદેશી કપડાં પહેરીને તેઓ ત્યાં શી રીતે આવી શકે ? તેઓ પણ શા સારૂ કપડાં પહેરીને ન આવે ? આપણે તો ભારે અન્નદાન દેનારા રહ્યા. પણ આપણે દયામા વિવેક ભૂલ્યા છીયે. આપણો ઉતાર તે ગરીબોનો શણગાર શા સારૂ હોવો જોઇયે ? ગરીબને દાન શેનું હોય ? આપણે ગરીબને સ્વાશ્રયી બનાવીયે એ જ આપણું દાન હોઈ શકે, આપણી સીધસાદ જ ગરીબને આપણા જેવા બનાવવાની છે. આપણા જેવા એટલે ધનવાન નહિ, નાગાભૂખ્યા નહિ એ જ. આપણને જેમ શ્વાસોચ્છ્વાસ લેવાનો હક છે તેમ પાપીમાં પાપીને પણ તે હક રહેલો છે. તેને ખાવાપીવા ને ઓઢવાનો હક નથી એમ કોઇ શાસ્ત્ર કહેતું નથી. ભીખ માગવાનો અધિકાર કોને છે ? જે માણસ સાધુ છે, જેણે આપણને જ્ઞાનનું દાન કર્યું છે અને કરે છે તેના સિવાય બીજાને ભિક્ષાનો અધિકાર નથી. આપણે ભિક્ષા આપી અવિવેક કરીયે છીયે, પાપ

તા. ૧૧-૯-૧૯૨૧

કરીયે છીયે. આપણાં અનેક સદાવ્રતો આળસ અને પાપની નિશાનીઓ છે એમ હું માનું છું. હિન્દુસ્તાનમાં એક પણ માણસને હાથ લાંબો કરવાની જરૂર ન રહે એવી સ્થિતિ થવી જોઇયે. આપણે ગરીબને સ્વાશ્રયી બનાવવા હોય તો તેમને ઉદ્યમ શીખવવો પડશે જ. મારી પાસે આજે જ એક અંગ્રેજ આ વિષે વાત કરવા આવ્યો હતો. તેને હું સમજાવતો હતો કે તમે શું ગરીબને તમારી હૅટ આપશો કે તમારો બૂટ આપશો? અત્યારે તમે ભેગા થયેલાઓમાંથી કોઇના માથે હું એવી પાઘડી કે ટોપી જોતો નથી કે જેનો ઉપયોગ ગરીબને હોય. બહેનોની રંગબેરંગી બારીક સાડીઓને ગરીબો શું કરશે? તેમનો તે પહેરવેશ જ નથી. આપણે જો વિચાર કર્યો હોત તો આપણા પહેરવેશનું ગરીબની સાથે કાંઇક પ્રમાણ રાખત. કાઠીયાવાડની ભરવાડણોને હું પૂછાવું છું. તેઓ તમારી આપેલી સાડીઓ જરૂર ફેંકી દેશે. એવી તે ગરીબ સ્ત્રી કઈ પડી છે કે જેને તમારી રેશમી સાડીની હાજત હોય? શું દુકાળીઆંઓને આપણે રેશમી સાડીઓ મોકલીશું? શું તેઓમાં આપણે બુદ્ધિભેદ ઉત્પન્ન કરશું? ગીતાજીમાં બુદ્ધિભેદ કરવાની મનાઈ કરી છે. આપણે કાઢી નાખેલી વસ્તુઓ ગરીબોને આપીશું તો તેથી તેઓની આંતરડી ઠરશે એમ તમે શા સારૂ માનો છો? આપણે જેમાં પાપ માન્યું તે જ વસ્તુ તેઓને આપી એમ તેઓ સમજતા થશે ત્યારે તો તેઓ આપણને બદદુઆ દેશે. તમને દુકાળીઆં ઉપર દયા હોય તો તમારી પાસે તમારા પોતા માટે જે હોય તેમાંથી તેઓને આપો. શા માટે તમે જે ખાદી વાપરવાના છો તેમાંથી થોડીક તમે તેઓને ન આપો? પુણ્ય કાંઈ સહેલી વસ્તુ નથી.

પ્ર૦—અમારી પાસેનાં પરદેશી કપડાં અમે પરદેશ મોકલી આપવા કાઢી આપીયે; પણ તેની હોળી શા સારૂ કરવી? જે મજૂરી આ કપડાં ઉત્પન્ન કરવામાં માણસ જાતે કરી તે શા સારૂ નાહક પાણીમૂલે જતી કરવી?

જ૦—હું તો પરદેશ પ્રત્યે પણ સભ્યતા વાપરનારો રહ્યો. આપણે શા માટે મીલમાંનું કાપડ લઇને તેમને ન મોકલીયે? હું એટલું તો કબૂલ કરીશ કે જેટલો દોષ એ કાપડ અહીં-દઇ દેવામાં છે તેટલો તે સ્મર્નાં મોકલવામાં નથી. કેટલીક વસ્તુઓ અમુક સ્થળે જ પાપમય છે, સદા અને સર્વ સ્થળે પાપમય નથી હોતી. પરદેશી કપડાંનું તેવું છે. યૂરોપના દેશો કે જેઓ ઘણે ભાગે પરદેશ ઉપર કાપડ માટે આધાર રાખે છે અને જ્યાં રૂ પાકતું નથી તેઓ માટે પરદેશી કાપડ પાપમય ન હોય. યૂરોપમાં બની આપણા દેશમાં આવેલું કાપડ આપણે યૂરોપ પાછું મોકલી શકીયે. આ વિષે મારાથી મુસલમાન ભાઇઓ સાથે રકઝક ન થઈ શકે, એટલે મેં નમતું મુક્યું અને આપણે કાઢી નાખેલાં કપડાં સ્મર્નાં મોકલવાની છૂટ રાખી. પણ આપણો પ્રથમ ધર્મ તો તેની હોળી કરવાનો જ છે.

જે વસ્તુ ઉપર માણસજાતે મજૂરી કરી તેનો નાશ કેમ કરાય એમ પ્રશ્ન છે. પણ જગતમાં એવી તે કઇ વસ્તુ છે કે જે ઉપર મજૂરી કરવામાં આવી હોય અને જેનો નાશ ન થતો હોય? મારી પાઘડી સુંદર બાંધેલી છે—અને મારા ભાઈ તો પાઘડી બાંધવાનો

ધંધો કરતા—પણ મારી પાઘડીમાં મરકીના જંતુ પડે તો તે પાઘડી મારા ભાઇએ બાંધી છે એ ખાતર મારે તેનો નાશ ન કરવો ? મારી ફરજ તો તેનો નાશ કરવાની જ રહી. મનુષ્યદેહને આપણે સંસારસાગર તરવાની નૌકા માનીયે છીયે. એવી અગત્યની વસ્તુઓનો પણ નાશ ઇશ્વરે સરજેલો છે. તે તો ઘણીયે વસ્તુઓનો નાશ કરે છે. શું આપણે તેના કરતા વિશેષ ડાહ્યા ? આપણે ઘડેલી વસ્તુનો નાશ કરવાનો આપણને હક છે.

સ૦—જે કપડાં અમે સ્વદેશી સમજી લીધાં છે, જે સ્વદેશી છે એમ અમને સમજાવવામાં આવ્યું છે, તેનો ત્યાગ શા સારૂ ઇચ્છવામાં આવે છે ? સ્વદેશીનો અર્થ આજ સુધી એક હતો, હવે બીજો કરવામા આવે છે, અને થોડા વખત પછી વળી કંઇક નવો જ કાં નહિ કરવામાં આવે ? તો શું હરવખતે અમારે અમારા કપડાં કાઢી આપવા ?

જ૦—આપણને કોઇ કરિયાતું સમજીને સોમલ આપશે તો શું આપણે તે ખાઇ જશું ? આ સવાલ ન જ પૂછી શકાય એવો છે. મને પારો ચડાવીને કોઇએ પૈસો આપ્યો હોય અને તેને હું બજારમા અધો તરીકે વટાવવા જાઉં તો શું મને પોલીસ નહિ પકડે ? જે વસ્તુ આપણને ખોટી જણાય તેનો આપણે તે જ ઘડીએ ત્યાગ કરવો ઘટે. પણ સ્વદેશીની વ્યાખ્યા તો જે મેં ૧૯૧૯ મા બાંધી હતી તે જ આજે પણ છે. પરન્તુ જે દિવસે એ વ્યાખ્યા ઘડાઇ તે દિવસે તો મારા શરીર ઉપર પણ ખાદી ન હતી. જે ન હતું તે હું હિન્દુસ્તાન આગળ શી રીતે રજૂ કરી શકું ? આજે તો સૂતર અને ખાદીના ઢગલે ઢગલા છે. હવે માત્ર આપણને આત્મવિશ્વાસની જરૂર છે. સ્વદેશીની વ્યાખ્યાનાં રૂપાન્તર આપણે આપણી અનુકૂળતાએ કર્યાં. માણસ બધી ગુલામીમાથી છૂટે પણ તેને તેના સાથીઓના ગુલામ તો થવું જ પડે છે. મારે પણ તે વેળા ભાઈ ઉમર સોબાની અને ભાઈ શંકરલાલ બૅંકરના કહેવાને માન આપવું પડ્યુ, અને મેં તેઓની ખાતર અહીંના રૂમાથી મીલમા કંતાયેલ સૂતરનુ વણાયેલુ કાપડ વાપરી શકાય એવા પ્રકારનું બીજુ એક વ્રત ઘડ્યું ! પણ એટલેથી વાત અટકી નહિ. બહેન રમીબાઇ કામદારને આમાં પણ મુશ્કેલી જણાઈ;-એટલે વળી મેં ત્રીજુ વ્રત ઘડ્યુ ! પણ ખરૂ સ્વદેશી તો એક જ છે. એ વ્રત લેવાનું હું આજે સૌને કહી રહ્યો છું.

સ૦—કપડા બાળવામા શું અહિંસાવ્રતનો ભંગ નથી થતો ?

જ૦—મેલ ધોવામા હિંસા નથી. જેમા આત્માનુ પતન છે તે પાપ છે. કેટલીક હિંસા અનિવાર્ય છે. શાસ્ત્રો કહે છે કે શ્વાસોચ્છવાસમા હિંસા છે. વળી વનસ્પતિમા પણ જીવ છે. અને વનસ્પતિ આપણે ખાઇયે છીયે, છતા આપણે હિંસા કરીયે છીયે એમ માનતા નથી. સૂક્ષ્મદર્શક યન્ત્રથી જોઇશું તો આપણને જણાશે કે પાણીમાં પણ જંતુઓ ભર્યા છે, દૂધમા પણ જંતુઓ ખદબદી રહ્યા છે. તેમ છતા આપણે પાણી પીવામા દોષ નથી લેખ્યો, અને દૂધ તો ભારે પુષ્ટિકારક ખોરાક લેખાયો છે. હું અત્યારે તમારી સમક્ષ બોલી રહ્યો છુ તેમાં પણ કેટલીક હિંસા તો રહેલી જ છે. પણ આવી હિંસા અનિવાર્ય છે અને તેમા આપણે પાપ

માનતા નથી. એક કોળીએથી ચાલે અને બે ખાઇયે તો તે પાપ છે. આપણે અલ્પાહારી ન બનીયે તો ચોર છીયે એમ ગીતા કહે છે, છતાં આપણે બારે મોટા ન્યાતવરા કરીયે છીયે; પદે પદે ગીતાવચનનો ભંગ કરીયે છીયે. એટલે આવો પ્રશ્ન કેમ પૂછી શકાય ?

સ૦—અશ્રદ્ધા, લજ્જા, ભય આદિ કારણથી કોઈ પોતાનાં પરદેશી કપડાંમાંથી થોડાઘણાં કાઢી આપે અને પછી પાછાં તેવાં જ પરદેશી કપડાં લે તો તેમાં દેશને લાભને બદલે હાનિ જ છે. એટલે પરદેશી કપડાંનું ઉઘરાણું શા સારૂ કરવું ? પરદેશી કપડાંમાં રહેલી ગુલામી માત્ર લોકોને બતાવી દઇ ' यथेच्छसि तथा कुरु ' કાં ન કહેવું ?

જ૦—આપણે કોઇના પર અશ્રદ્ધા કે અવિશ્વાસ કેમ રાખીયે ? આપણે બીજાને શા સારૂ પાખંડી લેખીયે ? કોઇએ આપણને મનમાં મેલ રાખીને કપડાં આપ્યાં છે એમ કેમ માનીયે ? છતાં ગમે તે વૃત્તિથી માણસ સત્કાર્ય કરે તોપણ તેમાં કાંઇક તો લાભ રહેલો જ છે. અમુક માણસ ડરથી સાચું બોલે તો તેટલાથી પણ તેના જૂઠા બોલવાથી જગતને જે હાનિ થાત તે થતી અટકે છે. અશુભ ભાવથી માણસ સારૂં કામ કરશે તો તેને પોતાને તો હાનિ જ થશે, તેને તે કામનું પુણ્યફળ નહિ મળે, પરન્તુ જગતને તો તેના કામમાં રહેલ સારાપણાનો લાભ થશે જ. ભયથી પરદેશી કપડા કાઢનાર અને સ્વદેશી પહેરનારને સ્વદેશીવ્રત પાળ્યાનું પુણ્ય ભલે ન મળે, પણ તેના સ્વદેશી પહેર્યાથી દેશના કારીગરને રોજી મળશે અને તેટલું હિત તો તેના કાર્યમાંથી નીપજશે જ. પણ આપણે તો એમ જ માનવું ઘટે કે સૌએ જે કાંઇ આપ્યું છે તે શુદ્ધ નિષ્ઠાથી આપેલું છે.

' यथेच्छसि तथा कुरु ' એ વાક્યનો ઉપયોગ પણ ભૂલભરેલો સૂચવાયો છે. એ વાક્ય શ્રીકૃષ્ણે ક્યારે ઉચ્ચાર્યું ? અર્જુનને પૂરી રીતે સાણસામાં લીધા પછી જ. તેને તેનું કર્તવ્ય બતાવ્યું, ખૂબ વીનવ્યો અને આખરે કહ્યું કે ' તારી ઇચ્છામાં આવે તેમ કર. ' આપણે પણ લોકોને સમજાવતા રહ્યા, લજવતા રહ્યા; અને પછી ન માને તો ઇચ્છા હોય તેમ કરે એમ આપણે કહીયે.

આપણે મારવા ઇચ્છવું ન જોઇયે. આપણે મરવા ઇચ્છતા ન હોઇયે તોપણ આપણે પરદેશી કાપડનો બહિષ્કાર તો કરવો જ જોઇયે. કંઇ કર્યા વિના શાન્ત બેસી રહેવામાં ધર્મ નથી. હું ઑગસ્ટની ૧લી તારીખ સુધી આવી સભાઓમાં જઇશ, પણ પછી તો જવાનું પણ બંધ કરીશ. તા. ૩૧મી ઑગસ્ટ સુધી હું સ્વદેશીની વાતો કરીશ અને ત્યારપછી તે પણ છોડી દઇશ. હું તો વહેવારિક વાણીઓ રહ્યો અમુક તલમાં તેલ છે એમ મને લાગશે ત્યાં સુધી હું તે પીલીશ, પણ પછી તે છોડી દઇશ. મારે બીજો વ્યાપાર ઘણોયે કરવો રહ્યો છે!

સ૦—૮-૧૦ આનાનું રોજ કમાનારાએ પરદેશી કપડાનો બહિષ્કાર કઈ રીતે કરવો ? ૧૦૦ થી ૧૫૦ રૂપીયાનો પગાર મેળવનાર પરદેશી કપડાં કાઢી નાખી નવાં સ્વદેશી કે ખાદીના કપડાં કેમ કરાવી શકે ? તેણે શું કરજ કરવું ? શું ભિક્ષા માગવી ? કે હવે પછી નવાં પરદેશી કપડાં ન લેવાનું વ્રત લઇ સન્તોષ માનવો ?

જ૦—એવો ગરીબ માણસ પણ પરદેશી કપડાં ફેંકી મેલે તો કાઢે જ. પછી ભલે ખાદીની ભીખ માગે, મિત્ર પાસેથી ઉધાર લે કે મજૂરી કરી મેળવે, ને દરમિયાન લંગોટીભર રહે. દૃઢ આગ્રહ આપણને ઘણી ભીડોમાથી ઉગારી લેશે. દૃઢ આગ્રહ એ એક જાતની પ્રભુ-પ્રાર્થના છે ને તે ફળે છે.

---

તા. ૧૫–૯–૧૯૨૧

## § નાશની મીમાંસા

ભાઇ ઍંડ્રૂઝે મને નીચેનો હૃદય પીગળાવનારો સુન્દર પત્ર મોકલ્યો છેઃ

"હું જાણુ છુ કે આપ પરદેશી કાપડ બાળવાની જે હિમાયત કરી રહ્યા છો તે ગરીબોને મદદના હેતુથી જ કરી રહ્યા છો; છતા મને એમ જ લાગ્યા કરે છે કે આમાં આપે ભૂલ જ કરી છે. જો આપ બધુ જ અગર તો મોટા ભાગનું પરદેશી કાપડ બહિષ્કાર કરવામાં સફળ થશો તો મને તો સ્પષ્ટ જ દેખાય છે કે દેશી મીલોનું કાપડ મોંઘું થવાનું અને ગરીબોને જ એનો ફટકો પડવાનો.

પણ આ ઉપરાંત એ 'પરદેશી' શબ્દમા જાતિદ્વેષની જે ભાવના જાગૃત કરવાની સૂક્ષ્મ વીનવણી રહેલી છે તેને પણ દિવસે દિવસે અધિક પેટવવાને બદલે રોકવાની જ વધુ જરૂર છે એમ મને તો લાગે છે. જાતજાતના સુન્દર કપડાંઓના ઢગને આપ અગ્નિદાહ દેતા ઉભેલા છો એ ચિત્ર દૃષ્ટિ સન્મુખ આણતાં મને તો ખરે જ ભારે આઘાત પહોચ્યો. મને થયું કે જાણે આપણે દિવસે દિવસે વિશાળ અને સુન્દર દુનિયાને ભૂલી કેવળ હિન્દુસ્તાનથી જ આપણાં હૃદયમન ભરતા જઇયે છીયે. મને ધાસ્તી લાગવા માંડી છે કે આ બધુ આપણને અળખામણા પાશ્ચાત્ય રાષ્ટ્રપૂજાધર્મમા જ તાણી જવાનું. અને જો આવું બને તો તો જે બદીની ગર્તમાથી બહાર નીકળવા યૂરોપ આજે જીવતોડ મહેનત કરી રહ્યું છે તેમાં જ આપણે અચૂક જઇ ભરાવાના. પણ દલીલથી આ બધુ હું આપને નહિ જ સમજાવી શકું. હું ફરી એકવાર આપને મારી એની એ લાગણી કહી બતાવું કે આપને પરદેશી કાપડની હોળી સળગાવતા ઉભેલાની કલ્પનામાત્ર મને કમકમાવી મુકે છે ! મને તો એમાં લગભગ હિંસા જ દેખાય છે. અને છતા હું જાણું છું કે હિંસા આપના મનને કેટલી અસહ્ય વસ્તુ છે મને તો સાચે જ આ પરદેશી કાપડના સવાલને આટલી ધાર્મિકતા પહેરાવવાની વાત જરાય ગમતી નથી.

આટલા દિવસ જયારે આપ દારૂ, અફીણ, અસ્પૃશ્યતા, જાતિશ્રેષ્ઠતાની તુમાખી ઇત્યાદિ નૈતિક બદીઓ સામે ઝુંબેશ ચલાવી તેમના પર મરણતોલ ગદાપ્રહારો કરતા હતા અગર તો વેશ્યાગમન જેવા મહાભયાનક સમાજિક રોગ સામે થતા ત્યારે મારૂં હૃદય સુખની સમાધિમાં ગરક થતું. પણ પરદેશી કાપડની આમ હોળીઓ કરાવવી, લોકોને કહેવું કે

પરદેશી કાપડ પહેરવું એ ધર્મદૃષ્ટિએ પાપ છે, અને અન્ય દેશોનાં વતની છતા પોતાના જ જેવાં માનવ ભાઈબહેનોના હાથની સુન્દર કારીગરીના નમૂના રૂપ કાપડની 'આસટછેટ' મનાવી તેને બાળી મુકીને ભસ્મ કરી દેવા કહેવું,—મારાથી નથી લખી શકાતું આ બધું મારી દૃષ્ટિને કેટલું બધું વિરોધી દેખાય છે તે! આપ માનશો? આપે મને જે ખાદી આપી છે તે પહેરતાં પણ હવે મને સંકોચ થવા લાગ્યો છે,—એ બીકે કે રખેને ફારિસી* ધર્મધૂર્તોની પેઠે હું પણ બીજાઓની નજરમાં 'હું તમારા કરતાં વધુ પવિત્ર છું' એમ કહેતો દેખાઉં! સાચે જ, આવું અગાઉ મને કોઈ દિવસ નહોતું લાગતું.

આપ જાણો છો કે જ્યારે જ્યારે આપનું કોઈ પણ કાર્ય મારા અન્તરને આઘાત કરે છે ત્યારે ત્યારે હું મારી વેદના આપની સન્મુખ ઠરી રહું છું, અને આજે પણ મારી એ જ સ્થિતિ થઈ પડી છે.

. લેડેના 'મૉડર્ન રિવ્યુ' પરના લેખો મેં કેટલા આનંદપૂર્વક લખેલા! કારણ મને ચોક્કસ લાગ્યું હતું કે આપના જીવનનું રહસ્ય હું સમજી શકયો હતો. પણ અત્યારે તો મારૂં અંતર આર્તસ્વરે એમ જ પોકારી રહ્યું છે કે આપ કોઈ ભારે હિંસાભર્યું, ક્રૂરતાભર્યું અસ્વાભાવિક કામ કરી રહ્યા છો! આપ જાણો છો જ કે આ કહેતી વેળાએ આપની પ્રત્યેનો મારો પ્રેમ જેવો ને તેવો જ નિરવધિ છે; બલકે હમેશના કરતા કંઇક વધારે જ પ્રબળ છે,—જેમ આપનો પોતાનો આપના ભાઈ પ્રત્યેનો પ્રેમ જ્યારે તે કંઇ ખોટું કરતાં આપને જણાતા ત્યારે પ્રબળ હતો. આપના હેતુનું ગુઢ મને સમજાવો જ. આ ગુંચ મને ઉકેલાવો. 'યંગ ઇંડિયા'માં બાળવાની તરફેણમા જે કંઇ લખ્યું છે તેથી તો મારા મનનું લગીરે સમાધાન નથી થયું."

આખો કાગળ ભાઇ ઍન્ડ્રુઝના હૃદયનું પ્રતિબિંબ છે. જ્યારે જ્યારે મારા કોઈ કૃત્યને લીધે તેમનું દિલ દુખાયું છે (અને એવો પ્રસંગ આ કંઇ પહેલવહેલો જ નથી) ત્યારે ત્યારે તેમણે મારા ઉપર કાગળોનો વરસાદ વરસાવ્યો છે. તેના જવાબોની પણ તે રાહ જુએ નહિ! કારણ એમાં હૃદયેહૃદય વાત કરે છે. એમાં દલીલ નથી હોતી. એ તો આઘાત પામેલા હૃદયનો ઉભરો હોય છે. પરદેશી કાપડ બાળવાના સંબંધમાં પણ આમ જ બન્યું છે.

જે ભાઇ ઍન્ડ્રુઝે પ્રેમાળ ભાષામાં કહ્યું છે તે મારાથી છેડાઇ ગયેલા પત્ર લખનારાઓએ તોછડી, ગુસ્સાભરી અને જંગલી ભાષામાં મને સુણાવી દીધું છે. ભાઇ ઍન્ડ્રુઝનું કહેવું પ્રેમ અને કરુણામય હોઇ મારા અંતરમા ઉંડું ઉતરી ગયું છે, ત્યારે ક્રોધમાં મારી ઉપર ઉતરી આવનારાઓનાં લખાણોની તો કોઇ સ્થળે રહેજસાજ

---

* યહુદી લોકોમાં ધર્માચાર માટે ઘણો જ આગ્રહ બતાવનાર અને પવિત્રતાનો ભારે રોળ રાખનાર એક પંથમાંનો માણસ; ધર્મધૂર્ત.

અણુસારો કરવા ઉપરાંત હું વધુ બાળ લઇ શક્યો નથી. ભાઇ ઍન્ડ્રૂઝના શબ્દો અહિંસક અને પ્રેમથી ઓતપ્રોત છે; બીજાઓના શબ્દો હિંસક અને દ્વેષથી ભરેલા હોઇ છૂટી પડ્યા છે. અને જો કદાચ તેની અસર થાત તોપણ તે મારામાં સામા ટાણા મારવાની વૃત્તિ અગર ઇચ્છા હોત તો તેને ઉશ્કેરવા ઉપરાંત બીજી કશી જ થાત નહિ. સ્વરાજ્ય મેળવવા માટે જે અહિંસાભાવની જરૂર છે તેનો ભાઇ ઍન્ડ્રૂઝનો કાગળ એક નમૂનો છે.

પણ આ તો આડી વાત થઇ. પરદેશી કાપડ બાળવાની આવશ્યકતા બાબત મારા વિચારો જેવા ને તેવા જ દૃઢ છે. એ ક્રિયામાં જાતિદ્વેષ ઉપર કશો ભાર મુકવામાં આવતો જ નથી. કુટુંબનાં અથવા મિત્રોના ખાસ પવિત્ર મંડળો વચ્ચે પણ હું બરાબર એ જ ન્યાયે વર્તું. હું જે કરૂં છું અથવા કહું છું તેને હું હમેશ આ અચૂક કસોટીએ કસી જોઉં છુ કે જે હું કરવા બેઠો છું તે મારાં અંગતમાં અંગત અને પ્રિયમાં પ્રિય સ્વજનોની બાબતમાં પણ હું લાગુ પાડી શકું કે નહિ. જે ધર્મ મને પ્રિય છે તેનો ઉપદેશ આ બાબતમાં દીવા જેવો સ્પષ્ટ છે. તેના બે અર્થ થાય તેમ છે જ નહિ. વ્હાલો અને વેરી બન્ને મારે મન સરખા હોવા જોઇયે. મારાં કેટલાયે કાર્યો વિષે મારા મિત્રો ગુંચાય છે; છતા તે કાર્યોને વિષે મારા ઉપર પ્રમાણેના જાતઅનુભવથી હું પોતે નિઃશંક રહું છું.

મને યાદ છે કે એક વાર એક સુન્દર દુરબીનને મેં દરીઆમાં ફેંકી દીધેલું, કારણ મારા પ્રિય મિત્ર અને મારી વચ્ચે તે હરઘડી તકરારનું કારણ થઇ પડતું. ઘડીક તો એનું મન ખાટું થયું પરંતુ એવી સુંદર અને કિંમતી વસ્તુ અને તેય વળી એક મિત્ર તરફથી ભેટ મળેલી તેનો પણ નાશ કરવામાં રહેલી વાસ્તવિકતા એ તરત જ સમજી શક્યો. કિંમતીમાં કિંમતી ભેટ પણ જો તે આપણી નૈતિક ગતિની આડે આવનારી થઇ પડે તો દિલમાં લગીરે ખટકો ખાધા વિના બેધડક તેનો નાશ કરવો જોઇયે, એમ અનુભવ કહે છે. વારસામાં મળેલી કિંમતી ચીજોને જો પ્લેગનાં જંતુ લાગ્યાં હોય તો તેને બાળી નાખવી એ શું પવિત્ર ફરજ નહિ ગણાય? હું જ્યારે જુવાન હતો ત્યારે મને યાદ છે કે મેં એકવાર મારી પોતાની વ્હાલી સ્ત્રીની અત્યંત પ્રિય બંગડીઓની જોડના ચુરેચુરા કરી નાખ્યા હતા, કારણ એ બંગડીઓ અમારા બેની વચ્ચે કંકાસનું કારણ થઇ પડી હતી. ઘણું કરીને તો તે તેની માએ આપેલી હતી. છતાં તે મેં ભાગી, તે દ્વેષને લીધે નહિ પણ પ્રેમને લીધે. આજની ઉંમરે હું જોઇ શકું છું કે એ પ્રેમ સ્થૂલ—અજ્ઞાન પ્રેમ-હતો, છતાં તે કર્યું તો હતું

પ્રેમને જ કારણે. એ વિનાશે અમને વધારે સાંધ્યાં. જો મેં તમામ પરદેશી વસ્તુઓ બાળવાનો આગ્રહ ધર્યો હોત તો તે કાર્ય જાતિદ્વેષવાળું, ટુંકી નજરનું અને દુષ્ટતામૂલક ગણાત. આજે તો આગ્રહ માત્ર તમામ પરદેશી કાપડનો જ છે; અને આ મર્યાદાથી મોટો ડુંગર જેવડો ઢેર પડી જાય છે. હું વિલાયતી ઘડિયાળ અથવા જાપાની રોગાન અને તેથી થતી બનાવટોનો નિષેધ કરતો નથી. પરન્તુ યુરોપથી મારે ત્યાં આવનારા તોફા દારૂનો તો મારે નાશ જ કરવો જોઇયે, પછી ભલે તે ભારેમાં ભારે સંભાળ અને કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવ્યો હોય અને સંભાળી રાખેલો હોય. શયતાન પોતાની જાળ ભારે ખૂબીથી પાથરે છે. અને જ્યારે ખરાખોટાને પારખવાની લીટી ન દેખી શકાય એટલી ઝીણી હોય છે ત્યારે તો વળી તેની લાલચો બેહદ આકર્ષક હોય છે. પરન્તુ ખરાખોટાના એ ભેદની લીટી તો હોય છે જ—ખાંડાની ધાર જેવી, આઘીપાછી ન કરાય એવી. એની મર્યાદા જરા પણ ઓળંગી કે નિશ્ચય મોત.

આજે હિન્દુસ્તાનમાં જાતિદ્વેષ છે જ. મહામહેનતે લોકોની અભદ્ર વૃત્તિઓને હું અંકુશમાં રાખી રહ્યો છું. પ્રજાનો મોટો ભાગ ઝેરથી ઉકળી રહ્યો છે, કારણ પ્રજા નબળી છે અને તે નબળાઇને ખંખેરી નાખવાના ઉપાયની તેને ગતાગમ નથી. તેમનામાંના આ ઝેરને હું પ્રયત્નપૂર્વક મનુષ્યો પ્રત્યેથી વછોડાવીને વસ્તુઓ પ્રત્યે વાળી રહ્યો છું. પરદેશી કાપડના મોહથી પરદેશી રાજ્ય આવ્યું, ગરીબાઇ આવી. અરે, એટલું જ શું? કેટલાંયે ઘરની લાજ લૂંટાઇ. વાચકો નયે જાણતા હોય કે બહુ થોડા જ કાળ પૂર્વે કાઠીયાવાડના અસ્પૃશ્ય વણકરો તેમનો ધંધો પડી ભાગવાને કારણે મુંબઇ જઇ મ્યુનિસિપાલિટીના ભંગી બન્યા; અને એ શહેરમાં આ લોકોનું જીવન એવું તો કષ્ટમય થઇ ગયું છે કે કેટલાય પોતાનાં બાળકો ખોઇ બેસે છે અને શરીરે હાલહવાલ તથા નીતિમાં સંપૂર્ણ ભ્રષ્ટ થઇ તારાજ થઇ જાય છે. વળી કેટલાક તો પોતાની દીકરીઓની, પોતાની સ્ત્રી સુદ્ધાંની લાજ લૂંટાતી મૂંગે મ્હોડે જુએ છે! વાચકો નયે જાણતા હોય કે ગુજરાતમાં આ વર્ગની ઘણી સ્ત્રીઓ પોતાના ઘરમાં રહીને કરવાના રોજગારને અભાવે જાહેર રસ્તાની સડકો પર કામે જાય છે, અને ત્યાં કોઇ ને કોઇ પ્રકારના દબાણથી તેમને પોતાની લાજ વેચવાની ફરજ પડે છે. વાચકો નયે જાણતા હોય કે પંજાબના ગરવા વણકરો હજી થોડાં જ વર્ષો ઉપર બીજા કશા ધંધાને અભાવે સરકારની પલટણોમાં ભરતી થયા અને તેમના ઉપરીઓના હુકમ ઉઠાવવાને અંગે બહાદુર, નિર્દોષ આરબોને મારવામાં

હથિયારરૂપ બન્યા; અને આ બધુ કોને ખાતર ? પોતાના દેશને ખાતર નહિ પણ કેવળ પેટને ખાતર. આ ભમાયલા બાહુતી લોકોને હવે સમજાવવા અને તેમના ખૂની ધંધામાથી ઉગારી લેવા એ કઠણ કામ છે. માણુસને મારવાના ધંધામાં પડી એકવાર જે આબરૂદાર અને કળામય કસબ ગણાતો તે પોતાના બાપીકા ધંધાને તેઓ આજે હલકો ગણતા શીખ્યા છે ! ઢાકાના વણકરો આખી દુનિયામા મશહૂર 'સબ્નમ ' વણતા હશે ત્યારે તેમને કોણ હલકા ગણતું હશે ?

આમ પરદેશી કાપડને અડવામા હું પાપ માનું એમા હવે કાઇ આશ્ચર્ય રહે છે ખરૂં ? મંદ પડી ગયેલા જઠર વાળો માણસ ભારે પદાર્થ ખાય તો તે શું પાપ નથી ? તેણે તેનો નાશ ન કરી નાખવો જોઇયે ? અથવા તે આપી ન દેવો જોઇયે ? મારો દીકરો પથારીવશ હોય, તેણે ભારે ચીજ ખાવી જોઇયે નહિ, છતા ખાવાનું મન કરે તો તેવી ભારે ચીજનુ હું શું કરૂં ? તેની એ લલુતામાથી તેને ઉગારી લેવાને ખાતર હું જાતે સયમ સ્વીકારૂં અને તે પદાર્થ હું પોતે સુખેથી પચાવી શકું એમ હોઉં તોપણુ તે હું ન ખાઉં અથવા તો તેના દેખતા જ તેનો નાશ કરી નાખું, જેથી કરીને તે ખાવામાં કેટલુ પાપ રહેલું હતું તેનુ તેને બરાબર ભાન થાય.

આમ સર્વોચ્ચ નીતિની દૃષ્ટિએ પરદેશી કાપડનો નાશ એ ધર્મ્ય વસ્તુ હોય તો પછી પરદેશીનો સમૂળ નાશ કરવાથી સ્વદેશી કાપડના ભાવ વધી જશે વગેરે બીક રાખવી ઘટે ખરી ? એક વસ્તુનો નાશ કીધો એટલે તેની જગ્યા લેવા બીજી વસ્તુ ઝપાટાબધ પેદા થવાની જ. એક જબરદસ્ત પ્રયાસ કરીને અને મેલકચરાને ઝપાટાબેર બાળી મુકીને ભારતવર્ષને તેની મૂર્છા અને તેના ઉપર ઠોકી બેસાડેલી સુસ્તીમાથી જગાડવુ પડશે. આ સબન્ધમા આસામ ગૅઝેટીઅરના કર્તા મિ ઍલને સને ૧૯૦૫ મા કામરૂપ વિષે જે લખ્યુ છે તે અહીં ઉતારૂં છું:

"થોડા વર્ષ થયા પરદેશી કાપડ આયાત કરવાનો ચાલ અહીં બહુ વધ્યો છે. આ નવો ચાલ જરાયે પસંદ કરવા જેવો નથી, કારણ પહેલા (લોકોનો) જે વખત સાળ ઉપર જતો તે હવે ફાજલ પડે છે, છતા તેનો ઉપયોગ બીજા કોઈ ઉપયોગી કાર્યમા સાધારણ રીતે થતો નથી "

આસામી લોકો સાથે મારે વાત થઈ છે, અને આ વચનોની વાસ્તવિકતા ખત્તા ખાધા પછી તેઓ હવે સમજ્યા છે. હિન્દુસ્તાનમા હવે પરદેશી કાપડ દાખલ કરવું એ તો શરીરમા કોઈ બહારનો ચેપ દાખલ કરવા સમાન છે. એવા ચેપને શરીરના આરોગ્યની ખાતર વગન્ઢીલે કાઢી નાખવો એ જેટલું જરૂરી છે તેટલું

જ જરૂરનું હિન્દુસ્તાનના આરોગ્ય માટે પરદેશી કાપડનું બાળવું છે. અને એકવાર તમે સ્વદેશીની જરૂર તાત્કાળિક છે એમ સ્વીકાર્યું એટલે પછી પરદેશી કાપડનો નાશ કર્યા વિના બીજો કોઇ વચલો માર્ગ છે જ નહિ.

વળી શુદ્ધ સ્વદેશીનો જુસ્સો આપણામા સંપૂર્ણતાએ જાગૃત કરવાથી આપણે સંકુચિતતા અને ભેદભાવ વધારીશું એવી બીક રાખવાની પણ કશી જ જરૂર નથી. બીજાની પવિત્રતાનુ રક્ષણ કરવાની કાળજી ધરતા પહેલાં આપણું પોતાનું શરીર અસંયમનો કીડો કોરી ન ખાય એ જોવાનો આપણો ધર્મ છે. આજે તો હિન્દુસ્તાન બીજાની મરજી પ્રમાણે હલાવી ચલાવી શકાય એવો એક જડ સમૂહ માત્ર છે. આત્મશુદ્ધિ એટલે આત્મસંયમ દ્વારા તેમજ આપભોગને માર્ગે જો તેમાં ચેતન આવશે તો તે તેની પોતાની જાતને અને આખી માનવજાતિને કલ્યાણરૂપ થઇ પડશે. પણ જો કદી તે લાપરવા, સ્વચ્છંદી અને પારકું પડાવી લેવાની ઇચ્છાવાળું બનીને જાગ્યુ તો તે કુંભકર્ણની જેમ જાગશે—કેવળ નાશ કરવાને સાર. આવું હિન્દુસ્તાન પોતાને અને માનવજાતિને શાપસમાન થઇ પડશે.

જે સ્વદેશીમા અવિચળ શ્રદ્ધા વાળો છે તેને ખાદી વાપરવામા ફારિસીના જેવો આત્મસન્તોષ માનવાનું કાંઇ જ કારણ નથી. ફારિસી તો પોતાને ધર્મ અને સદાચારના સ્તંભ રૂપે માને છે, ત્યારે ખાદી પહેરનાર તો સ્વદેશીની દૃષ્ટિએ પોતાનાં ફેફસાંનો ઉપયોગ કરનારા માણસના જેવા છે. જે સ્વાભાવિક અને આવશ્યક કાર્ય છે તે કરવું જ જોઇયે, પછી બીજા જોઇયે તો તે જ કાર્ય અશુદ્ધ હેતુથી કરતા હોય અગર તો તેની આવશ્યકતા કે ઉપયોગિતામા વિશ્વાસ ન હોવાથી બિલકુલ ન કરતા હોય.

---

# પરગજુ પારસીઓ *

પારસી સખાવતનો વિચાર હું જ્યારે જ્યારે કરૂં છું ત્યારે મને એમ જ લાગે છે કે ખોબા જેટલા પારસી જો દુનિયામાં ઉજ્જ્વળ થઇને રહે છે તો તે કેવળ તેમની સખાવતથી જ. પ્રખ્યાત કોમોમાં નાનામા નાની કોમ પારસીની જ છે. એંશી હજાર ઓીપુરપોની ગરજ દુનિયા આજે કેમ કરે છે ? પારસીની પાસે શસ્ત્રબળ નથી,

* મુંબાઇના 'સાંજ વર્તમાન'ના પતેતીના અંકમાં પારસી કોમને ઉદ્દેશીને લખેલો લેખ

પારસીની પાસે પાખંડ નથી, પારસીની પાસે જાદુ નથી; અથવા તેની સખાવત એ જ જાદુ છે.

જો પારસીઓ કરોડો કમાયા હત છતાં તેઓએ તે પેટીમાં જ રાખી મુક્યા હત તો તેઓનો ક્યારનોયે નાશ થઇ ગયો હોત. સખાવત એ આત્મિક શક્તિ છે ને પોતાની આત્મિક શક્તિથી પારસી આજે શોભી ને નભી રહ્યા છે.

પણ પારસીની સખાવત પૈસાની છે. પૈસો તો આવે ને જાય છે. પૈસો કમાતા બંધ થઇ જાય તો પારસીની શી વલે થાય ? પૈસાની સખાવત એ આત્મિક શક્તિનો અંશ માત્ર છે. પારસી મિત્રોની સાથે વાતો કરતાં મેં ઘણીવાર કહેલું છે કે પારસીની કસોટી હવે થઇ રહી છે. તેઓ કેવળ કરોડપતિથી જ ઉજળા રહેવા માગશે તો નહિ રહી શકે. અતિશય પૈસાને લીધે પારસીનો આત્મવિકાસ બંધ થવાનો સંપૂર્ણ ભય છે એમ મેં પારસી મિત્રોને કહેલું. પારસી કોમ પર હું આસક્ત છું એમ તો હવે દરેક પારસી વાચનાર લખનાર જાણે છે. મારા ઇશ્કના કારણો પણ હું આપી ગયો છું. એ મારો પ્રેમ પારસીમા મેં કેટલાક અવનતિના ચિહ્‌ન જોયા તેથી મને દુઃખ દીધાં કરતો હતો.

કોઇ કોમ કેવળ નકલ કરીને નભી ન જ શકે. કોઇ કોમ એશઆરામમા રહી નભી ન શકે. પારસી જીવન મેં સહેલું થયેલું જોયું. પારસીને સારૂ ઇસ્પીતાલ, પારસીને સારૂ રહેવાની સગવડો, પારસીને સારૂ નોખા ફંડ. હું ગભરાયો. મેં જોયું કે સખાવતે એવું સ્વરૂપ પકડ્યું છે કે જેથી પારસી કોમ રખેને પાછળ પડે. સદાવ્રત ઉપર જે કામ રહે તેનો નાશ જ થાય. પોતાના શરીરના પરસેવાથી મેળવેલી સગવડો જ માણુસ જીરવીને પચાવી શકે છે. પોતાની જાતિએ કરેલી સગવડોનો ઉપયોગ ઓછામા ઓછો કરે છે તે જ પુરપાર્થ કરે છે. માણુસે મુસ્કેલીઓની એરણુ ઉપર ઘડાવું જ જોઇયે.

મનુષ્ય એકબીજાની નકલ કરવા જ નથી જન્મ્યો. એક બાળકને પણ વ્યક્તિત્વ—ખાસિયત હોય છે. ખાવું પીવું ઇત્યાદિ ક્રિયાઓ તો પશુમાયે છે. પશુમાંથી આપણે તરી જઇયે છીયે તેનું એક જ કારણ છે, આપણુને બુદ્ધિ છે, વિવેક છે, સારાસારની પસંદગી કરવાની શક્તિ છે. જે આપણે જ્ઞાનપૂર્વક કરીયે છીયે તે પશુ અજ્ઞાનમાં કરે છે. ભયે આપણે એક કીડીનું વર્તન જોઇને તેના ઉદ્યોગનું અનુકરણુ કરીયે, પણ જો તે જ્ઞાનપૂર્વક કરશુ તો તેમાં વિવિધતા હશે સમજપૂર્વક

થયેલું અનુકરણ એ નકલ નથી, પણ જ્યારે માલિકની નકલ ગુલામ કરવા બેસે છે ત્યારે તો તે નીચે જ પડે છે.

તેથી જ્યારે પારસી જુવાનો અને બહેનો અસહકારમાં ભાગ લેતાં થયાં ત્યારે હું હરખાયો. અસહકારનો હેતુ સરકારને એટલે અન્યાયને હરાવવાનો ભલે હોય, પણ પારસી ભાઈબહેનોના મગજમાં હું તેનો મુખ્ય હેતુ જ ઠસાવવા ઇચ્છું છું. અસહકાર એટલે આત્મશુદ્ધિ. વૈદકશાસ્ત્રનો નિયમ છે કે જેનું લોહી તદ્દન શુદ્ધ છે તેને ઝેરી જંતુ વળગી શકતાં જ નથી. શુદ્ધ લોહી પોતે ઝેરી જંતુનું નાશક છે. તેમ જ જો આપણે પોતે શુદ્ધ બની જઇયે ન્યાયી બની જઇયે, તો આપણને અન્યાય શું કરવાનો હતો ? અન્યાયીને દંડ દેવો એ ખોટી નીતિ. આપણે તેના અન્યાયને વશ ન થતાં દુઃખ ભોગવવું, તેનો દંડ ખમવો એ ખરી નીતિ. કેમકે તેવી રીતે ઠસાયેલાને પછી કોઇ દંડી શકતું જ નથી.

આત્મશુદ્ધિની કંઈ હદ નથી. પણ આપણી આત્મશુદ્ધિની હદ તો એટલી નજીક છે કે તેને બાળક પણ પહોંચી વળે.

(૧) આપણું મેલીને આપણે પારકાનું કેમ લેવા જઇયે ? હિન્દુસ્તાનના કરોડો ભૂખે મરે ને આપણે બહારની પ્રજા સાથે વેપાર કરીયે એ આપણો આપણા પ્રત્યેનો અત્યાચાર. તે અત્યાચાર અટકાવવા આપણે આપણા દેશનું જ કાપડ પહેરીયે ને પરદેશી કાપડમાત્ર ગમે તેવું સુંદર લાગતું હોય તોપણ છોડી દઇયે, ને તેમ કરી શકવા સારૂ આપણે બધા પીંજવા કાંતવા વણવાનું કામ કરતા થઈ જઇયે. આમ કરવાથી આપણે સ્વાશ્રયી બનીયે.

(૨) આવું શુદ્ધ સ્વદેશીવ્રત પાળવા સારૂ આપણે સાદાઈ ધારણ કરવાની પૂરી જરૂર છે. પોષાક પહેરવાનો હેતુ પણ બદલાય. પોષાક શણગાર સારૂ ન પહેરીયે પણ શરીર ઢાંકવા. તેથી આપણી હવાને અનુકૂળ હોય તેવાં ને તેટલાં જ કપડાં પહેરીયે. સફેદ રંગ એ જ વધારેમાં વધારે ઠરેલ રંગ હિન્દુસ્તાનને સારૂ છે. તે આંખને ગમે છે. તેમા મેલ તુરત દેખાય છે તેથી આપણને સાફ રહેવાની ફરજ પડે છે. સુદરો, ખમીસ, કબજો ને તે ઉપર કોટ એ તો શરીર ઉપર ઘાતકીપણું જ છે. જો સદરાની સાથે બીજું કંઈ જોઇયે તો પહેરણ હોય. એ ઉપરાતનું બધું નકામું છે. ખાદીના ઇજારને અંગ્રેજી પાટલૂન પહોંચી જ ન શકે. આપણા દેશમા ખુરશીઓની જરૂરીયાત નથી. ઘણા ઠંડા ને ભેજવાળા દેશમાં તેની જરૂર ભલે હોય.

આપણાથી અકડ કસકસતા, પાટલુન પહેરાય જ નહિ. આપણને તો મોકળી ને નરમ ઇજાર જ શોભે, જેથી ગોંચે બેસતાં મુશ્કેલી ન પડે. આ દેશને સારૂ મોજાંના જેવી ગંદી ચીજ બીજી નથી. મોજાં બે કલાક પહેર્યાં પછી ઉનાળામા વાસ મારશે જ. પગ ઉઘાડા રહેવાથી સારા રહે છે ને ઢાકવામા કશી શોભા નથી. જે અંગ જોતાં આપણી વૃત્તિઓ મલિન થવાનો સંભવ હોય તે સિવાયના અંગ ઢાકવામા મર્યાદાનો સવાલ તો છે જ નહિ. આ મુલકમાં બૂટ પહેરવા એ ઘાતકી-પણું છે. ચંપલ કે સ્લીપર એટલેથી આપણા પગનું કીચડકાંટાથી પૂરું રક્ષણ થાય છે. આપણા દેશમા તો જોડાનું નામ જ કાટારખાં કે પગરખા છે.

(૩) દારૂ પીવાની આદત પારસીમા ક્યાંથી હશે તે હું નથી જાણતો. જરથુસ્ત પેગમ્બરે દારૂ પીવાની રજા આપી હોય એવું હું કબૂલ ન જ કરી શકું. પણ જે અક્કલથી ઉલટું હોય તે શાસ્ત્ર તરીકે ઓળખાય તોપણ શાસ્ત્ર ન હોય. અનીતિ શીખવે એ શાસ્ત્ર ન હોય. ઉત્તર ધ્રુવમા શરાબની જરૂર ભલે ગણાય, પણ સમશીતોષ્ણ કટીબંધમા દારૂ પીવો એ તો મહાપાપ જ છે. વિલાયતમા હું એક પારસી મંડળી-મા હતો. તેમા મર્યાદાપૂર્વક બધુ ચાલતું હતું. ગાયનો ગવાતા હતાં. પછી દારૂના પ્યાલા ચાલ્યા; મર્યાદા મેલાઇ. મને ત્યા બેસતા શરમ આવી; હું ભાગ્યો. આમ જ હિન્દુમુસલમાનના ટોળામાએ મેં વિલાયતમાં જોયુ છે. સ્ટીમરો પર દારૂ પીને મસ્ત બનેલા ઉતારૂઓના અમર્યાદ વર્તનથી કયો મુસાફર બીનવાકેફ છે? 'હદની અંદર' દારૂ પીનારા 'મૉડરેટ ડ્રિંકર' મેં સંખ્યાબંધ જોયા છે. તેઓ ગટરમા આળોટતા નથી એ ખરૂ છે, પણ—?

તેથી પારસી ભાઇબહેનોએ દારૂનો સર્વથા ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લેવી જ જોઇએ.

(૪) હું તો માસાહાર કરતો જ નથી. મૂર્છિત દશામા કરેલો તેને સારૂ પસ્તાઉ છું, ખૂબ પ્રાયશ્ચિત્ત કર્યું છે. મરવા પડેલા અમે ધણીધણીઆણીએ વૈદના કહેવાથી પણ માસ ખાવાની ના પાડી છે. માસભક્ષણ કરીને પળવાર પણ હું જીવવા ઇચ્છતો નથી. મેં મુસલમાનોની સાથે વાતો કરતા જાણ્યુ છે કે તેઓનામા પરેજગાર ફકીરો પોતાના ગુસ્સાને ને પોતાની ઇન્દ્રિયોને વશ કરવા માસ છોડે છે. પણ પારસી ભાઇબહેનોને હું 'વેજીટેરિયન' થવા નથી કહેતો. તેઓના ખોરાકમા માંસમુદ્ધીનો ઘણો વધારે ઉપયોગ થાય છે એમ હું તેઓના નિકટ સંબન્ધમા રહેવાથી જાણું છું. સ્વાદેન્દ્રિયને નિયમમાં રાખવા સારૂ હું પારસી ભાઇબહેનોને જરૂર વીનવું કે તેઓ

માંસ પછી મુસ્લીમો અતિ આહાર ન કરે. કરોડો મુસલમાનો હમેશાં માંસ નથી ખાતા તેથી તેઓને ગેરલાભ નહિ પણ લાભ થયો છે એવી મારી માન્યતા છે.

પારસીને મેં વિનોદમાં પા ઋષિ કહ્યા છે. એંશી હજારની આ કોમની પાસેથી હું આત્મજ્ઞાન અને આત્મિક શક્તિની મોટી આશા રાખું છું. નાનકડી કોમ હોવાથી તેમાં મહત્ત્વના ફેરફાર વહેલા થઇ શકે છે. તે ફેરફાર કરી પારસી હિન્દુસ્તાનના પૂરા આધુનિક ઋષિ બનો એમ હું ઇચ્છું છું. જરથુસ્ત પેગમ્બરનું જીવન નીતિથી ભર્યું છે. પારસીઓમાં નીતિનો પૂરો વિકાસ ઇચ્છું છું. સ્વરાજ્યમાં નીતિમાન, નિર્ભય, સાદાં, શૂરાં, સાચાં ને દૃઢ સ્ત્રીપુરુષોની જ જરૂર છે.

હવે સખાવતનો નવો અર્થ જાણવા આપણે તૈયાર થવા. સખાવત એટલે માત્ર પૈસાનું જ દાન નહિ, પણ સખાવત એટલે તન મન ધનનું દાન. એ બધી શક્તિઓ પારસી બાઇભાઇઓ હિન્દુસ્તાનને અર્પણ કરો એવું હું પારસી નવા વર્ષની મુબારકબાદી આપતાં માગી લઉં છું. તેથી શોભેલી પારસી સખાવત વધુ શોભશે ને પારસી સદાને સારૂ પરગજુ ગણાશે. એમ થાઓ એવી હું ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું.

---

# પારમાર્થિક હડતાળ

[ આસામ-બંગાળ રેલવેની જે હડતાળ થયેલી તે કામદારોએ પોતાના સ્વાર્થને સારૂ નહિ પાડેલી, પણ ચાંદપુરમાં ચ્હાના બગીચાઓ છોડી નીકળેલા મજૂરો પર જે અત્યાચાર થયા તેના દુઃખના ઈલાજ કરવા પાડેલી. ચ્હાના બગીચાના મજૂરોને ચાંદપુર સ્ટેશનથી સરકારે મારીને કાઢી મુકેલા ને તેઓને પોતાને દેશ મોકલી દેવાની ના પાડેલી. આથી રેલવેના કામદારો દુભાયા. આ કામદારોને બગીચાના મજૂરો સાથે કશો સંબન્ધ ન હતો. મજૂરો બિહાર વગેરે પ્રાન્તોમાંથી આવેલા અને કામદારો મુખ્ય ભાગે બંગાળી એટલે રેલ કામદારોની હડતાળમાં ક્યાંયે સ્વાર્થ ન હતો. આ હડતાળીઓને હું ચીતાગાંગમાં મળ્યો. ત્યાં તેઓએ શું કરવું જોઇએ એ બતાવેલું. તે ભાષણની નોંધ લેવાયેલી છે. કેટલેક અંશે એમાંના વિચારો ઉપયોગી છે તેથી જોકે નોંધ સંપૂર્ણ નથી ને હું તેને જોઇએ તેટલી સુધારી કે ટુંકાવી નથી શક્યો તોપણ વાંચવા યોગ્ય ગણી આપું છું.

મોહનદાસ કરમચંદ ગાંધી ]

તમે ભાઇઓએ મને જે માનપત્ર આપ્યું છે તેને માટે હું તમારો બધાનો આભાર માનું છું. પણ વિનયની ભાષા વાપરી હું તમારો વધુ વખત રોકવા ઇચ્છતો નથી.

તમે હડતાળ પાડી અને આટલા મહિના સુધી ચાલુ રાખી એ યોગ્ય કર્યું છે કે અયોગ્ય કર્યું છે એ વિષે હું ઉંડાણમાં નહિ ઉતરું, કારણ એ બાબતની મને પૂરી માહિતી નથી. અહીં આવ્યા પછી ગઇ કાલે જે કંઇ મેં સાંભળી લીધું તેટલું જ હું જાણું છું. તેટલા પરથી હું તમને કોઇ પણ જાતનો અભિપ્રાય ન જ આપી શકું. આસામ બંગાળ રેલવેની હડતાળ વિષે 'યંગ ઇંડિયા' માં મેં એકવાર લખ્યું છે તે તમે કોઈ નેતા પાસેથી જાણ્યું જ હશે. તેમાં પણ મેં મારો અભિપ્રાય આપ્યો નથી, કારણ મારી પાસે અભિપ્રાય આપવા પૂરતી સામગ્રી જ ન હતી. તમારી હાલત—તમને શું દુઃખ છે એ—હું નહોતો જાણતો. હડતાળ પડવાનું યોગ્ય કારણ તમને મળ્યું છે કે નહિ તે હું નહોતો જાણતો; અને અત્યારે પણ નથી જાણતો. છતાં હું જોઉં છું કે તમે જે હડતાળ પાડી છે એ બીજી હડતાળોની માફક તમારા સ્વાર્થને સારૂ નથી પાડી. તમે પગારમાં વધારો કરાવવા માટે પણ હડતાળ નથી પાડી, પણ પરાર્થને સારૂ હડતાળ પાડી છે. ચાંદપુરમાં જે કેર વર્ત્યો અને તમારા ભાઇઓને જે દુઃખ વેઠવું પડયું તે પ્રત્યેની લાગણી બતાવવા તમે હડતાળ પાડી છે. હિન્દુસ્તાનના મજૂરોએ એટલી શક્તિ મેળવી લીધી છે કે તેઓ બીજાનાં દુઃખ માટે હડતાળ પાડી શકે એવું મને સૂઝયું નથી. બધા મજૂરવર્ગની એવી સ્થિતિ નથી, છતાં તમે તો તમારા ભાઇઓના દુઃખને કારણે જ હડતાળ પાડી છે એવું મને કહેવામાં આવ્યું છે.

અને જો તમે એમના દુઃખને લઇને જ હડતાળ પાડી હોય તો તમારો ધર્મ થઇ પડયો કે જ્યાં સુધી એ લોકોનું દુઃખ મટે નહિ, જ્યાં સુધી એ લોકોને ન્યાય મળે નહિ ત્યાં સુધી તમારામાંથી એક પણ જણ પાછો કામે ન જ ચડે.

એ લોકોનું દુઃખ મટયું કયારે કહેવાય? ચાંદપુરમાં વર્તેલા કેરનો ન્યાય કયારે મળ્યો ગણાય? સરકાર પશ્ચાત્તાપ કરે ત્યારે. લોકોને માર પડયા તેને માટે માફી માગે અને પ્લૅન્ટરોની વગથી દોરવાઇ જઈ મજૂરોને ગાડીભાડાના જે પૈસા સરકારે ન આપ્યા તે પૈસા પહોંચતા કરે ત્યારે. જે કમીશનરે ગરીબ થાકેલાં મજૂર સ્ત્રીપુરુષોને અને તેમનાં છોકરાંને મધરાતે સ્ટેશનના છાપરામાથી કાઢી મુકવાનો ઘાતકી હુકમ ગુરખા સિપાઇઓને કર્યો તે હિન્દમાં જન્મેલા અને આપણી જ જાતિના છે. તેણે શરમાવું જોઇયે. એણે પોતે જ માફી માગી લેવી ઘટે છે.

આટલું થાય ત્યારે જ રેલવે ઉપર તમારાથી ફરી કામે ચડી શકાય. એટલું સરકાર કરે પછી રેલવે કંપની તમે નોટિસ આપ્યા વગર હડતાળ પાડી તેથી પાછલા દિવસનો પગાર ન આપે તોપણ એ સાંખી શકાય. તમારી નોકરી નવી નોકરી તરીકે જ સ્વીકારે, તમને કહે કે 'જેમ જગ્યા ખાલી પડશે તેમ તમને નોકરી આપતા જશું' અને તમારી પાસે નવી શરતો પણ કરાવી લે—એ બધું પણ સાંખી શકાય; પરંતુ એ બધું સરકાર એકવાર નમે ત્યારપછી જ. સરકાર ન નમે ત્યાં સુધી તમને ગમે તેટલા પૈસા આપવામાં આવે, ગમે તેટલું સમજાવવામાં આવે તોપણ તમારાથી નોકરીએ ન જ ચડી શકાય.

તા. ૧૫-૯-૧૯૨૧

આમાં તમને મહાસભાસમિતિ તરફથી પૈસા આપવામા ન આવે, આગેવાન લોકો તમને સાથ આપવો છોડી ખસી જાય, તોપણ તમારે લાચાર થવું ન ઘટે. જે માણસના હાથપગ કામ કરી શકે છે તેને વળી લાચાર થવાપણુ શું હોય? તેણે તો બીજાની જરાય ઓશિયાળ ભોગવ્યા વિના સ્વતન્ત્ર જ રહેવું જોઇયે હું શું, મહાસભાસમિતિ શું, કોઇ પણ આગેવાન જો હડતાળ પડાવી તમારી પાસેથી ખસી જઇયે તોપણ તમારે અડગ જ રહેવું જોઇયે. અઇ કાલે તમારા ઉપર જે નોટિસ કાઢવામા આવી છે એ હુ વાચી ગયો છુ એમા લખ્યું છે કે "તમારામાના ઘણા હવે પાછા નોકરી પર ચડી ગયા છે તમે પણ વહેલા ચડી જાઓ. અમે તમારા લાભનુ કહીયે છીયે કેટલાક છીછરા લોકોએ તમારી પાસે હડતાળ પડાવી અને હવે તેઓ ખસી ગયા છે તમે તેમના ભમાવવાથી વધુ ભમશો નહિ જો નોકરીએ ચડવાનું મોડું કરશો તો પછી એ પણ જશે" આ નોટિસથી તમારે ગભરાવાનુ છે જ નહિ. તમારે નોકરીએ જવાનુ નથ, જેઓ ગયા તે છો ગયા તેઓએ ખોટુ કયુ, તમે નાક રાખો

નિરંતર યુગો બદલાતા રહે છે આ યુગ વણકરોનો છે તમે એ ધંધાને જોરે તમારા પગ ઉપર ઉભા રહી શકો છો એમ નહિ માનતા કે એ કામ કર્યે કંઈ દહાડો વળવાનો નથી વણકરો તો આજે બમણી મજૂરી મેળવી શકે છે. વળી તમારામાથી જેઓને પોતાને ગામ જવુ હોય તેઓ ત્યા જાય, તમને ભાડું પૂરૂ પાડવામા આવશે. ત્યા જઇ તમે તમારા પોતાના જમીનના ટુકડા ઉપર ખેતી કરો અને સાથે વણતો એ સિવાય તમારા ગામડામા તમે બીજુ તમને ફાવે તેવું કામ કરી સ્વતન્ત્ર થાઓ ચિતાગાંગના જ તમે બધા હો તો તમે અહીં પણ એ જ મુજબ ખેતી ને વણાટ કરો અને એ રીતે ચિતાગાંગને હિન્દુસ્તાનનું નાક બનાવો એમ કરવુ અઘરૂ પણ નથી ઇશ્વર ઘણો દયાળુ અને ન્યાયી છે કાંતવાનુ માણસ ત્રણ દિવસમા શીખી શકે છે, પીંજવાની ક્રિયા પણ સહેલી છે, અને વણવાનું પણ બરોબર શીખે તો એક મહિનામા માણસ જાણી લે છે હા, રેલવે ખાતાના નોકરોને લાંચ ખાવાની, ચોરીઓ કરવાની આદત પડી ગઇ હોય છે જો તમે મહેનત કર્યા વગર પેટ ભરવા ઇચ્છશો તો તો જરૂર તમે બીજે દિવસે મને લખશો કે વણાટકામ અમારાથી નથી થતુ પણ જો તમે મહેનત કરશો, બાર કલાક સુધી કામ કરશો, તો તમે એક મહિનામા મને એમ જ લખવાના કે તમે અમને જે ઉપાય સુઝાડયો એ ઉપાયથી અમે સ્વતન્ત્ર બની ગયા છીયે; હવે અમને ઇશ્વર વિના બીજા કોઇની પરવા જ નથી અને બાર કલાક કામ કરવુ કંઈ ભારે નથી હું ડોસો થયો, હવે મારામા કંઇ શક્તિ નથી, તોપણ હું બાર કલાક કામ કરી શકુ છું. ત્યારે તમે જુવાન લોકો શું ન કરી શકો? તમે મહેનત કરી વિચારમય જીવન ગાળશો તો ઇશ્વરને ઓળખતા થશો, કારણ જે માણસનુ ચારિત્ર્ય સારૂ નથી, જે દારૂ પીયે છે, જે વ્યભિચાર કરે છે તે બાર કલાક કામ કરી શકે જ નહિ તમે મહાસભાસમિતિ પાસે ખોરાકી ન માગી શકો, તમે હડતાળ પાડી છે તો તમે રેંટીયો માગી શકો તમારી ખોરાકી તમને રેંટીયો પૂરી પાડશે તમે રેંટીયાનો આશ્રય લઇ તમારી હડતાળ જારી રાખો,

દુખિયાંને દિલાસો આપો અને જ્યાં સુધી આ રાક્ષસી સલ્તનત ન નમે ત્યાં સુધી તમારામાંનો એક પણ માણસ પાછો નોકરીએ ન ચડો.

આજ ઓછામાં ઓછાં ત્રીસ વરસ થયાં હું મજૂરોના જીવનમાં ઓતપ્રોત છું. વકીલાત કરતો હતો ત્યારે પણ ઘણુંખરું મજૂરોના કેસોને હું હાથમાં લેતો. તેમની સાથે રહેતો, તેમની સાથે હરતોફરતો, તેમની સાથે સૂતો અને ખાતોપીતો. મેં આજ સુધીમાં કેટલીયે હડતાળો ચલાવી છે. હું મને હડતાળનો શાસ્ત્રી માનું છું. પણ મેં જેટલી હડતાળો હાથ ધરી છે તે બધીમાં મેં ઇશ્વરકૃપાથી ફતેહ મેળવી છે. એનું કારણ એ જ કે પ્રત્યેક હડતાળ વખતે મેં મજૂરોને પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખવ્યું છે; ફાળો ઉઘરાવીને હડતાળીઆઓનું ઉદરપોષણ નથી કર્યું. માણસ જેવા માણસે શા માટે બીજાના પૈસા લઇને પેટ ભરવું? મારી નોકરી ચાલી જાય કે વેપાર ડૂબી જાય તો હું કંઇ મારા ભાઇ પાસે કે મારા મિત્ર પાસે પૈસા માગવા ન જ જાઉં. મને રોગ થાય, મારા હાથપગ લૂલા થઇ જાય, તો જ મારા ભાઈ પાસે હું મારો હાથ લાંબો કરૂં. દક્ષિણ આફ્રિકામાં જ્યારે ચાળીસ હજાર માણસોની હડતાળ પડી ત્યારે તુરત જ મેં હિન્દુસ્તાનમાં ગોખલેને તાર કરી દીધો કે કંઇ ચિન્તા કરશો જ નહિ, હિન્દુસ્તાનમાંથી પૈસા એકઠા કરી અહીં મોકલવાની કશીયે જરૂર નથી. અને જ્યારે પૈસા ન હતા ત્યારે બહુ સરસ ચાલતું હતું; જ્યારે આવવા લાગ્યા ત્યારે જ મુશ્કેલીઓ ઉભી થઇ. મજૂરોને જે જોઇતું હતું તે મળ્યું. હડતાળ છ માસ સુધી નહોતી ચલાવવી પડી. હડતાળ તો સમાધાની થયે થોડાં અઠવાડિયાંમાં જ બંધ થયેલી. હડતાળીઆઓને રોજ એક રોટી અને એક અધોળ ખાંડ મળતી. એટલા ખોરાક પર ચલાવી તેઓ રોજ વીસ વીસ માઇલની મજલ કરતા. સાથે બૈરાંછોકરાં પણ હતાં.

એ હડતાળ તો બહુ ભારે હતી. તેની આગળ તમારી હડતાળનો કશો હિસાબ જ નથી. એમાં તો કેટલાયે લોકોએ મૂંગે મ્હોડે માર ખાધા હતા. દસ હજાર માણસો તો એમ ને એમ કેદમાં ચાલ્યા ગયા હતા કોઈએ એક શબ્દ સરખો પણ ઉચ્ચાર્યો ન હતો. એમાં તો પહાડ સરખા પઠાણો સુધ્ધાં હતા. એકવાર એક કોલસાની ખાણમાં કામ કરનારો પઠાણ મારી પાસે આવ્યો અને મને પોતાની પીઠ બતાવી. તે આખી સોરાઈ ગઈ હતી. તેણે મને કહ્યું, " આ જુઓ બિલકુલ હાલ્યા કે ચાલ્યા વગર મેં આ બધો માર ખાધો છે. એ જાલિમે મારી ચામડી ઉતારવામાં કાંઇ બાકી નથી રાખી, પણ માત્ર તમારી પાસે ખુદાને નામે લીધેલા કસમ પાળવા સારૂ મેં આ બધો માર ખાધો છે. નહિ તો એનો ભાર શું હતો કે એ મને મારે? એના જેવાને તો ક્યાંયે ચોળી નાંખું."

મેં તેને કહ્યું, તું ખરો બહાદુર છે. અને એ હડતાળમાં આવો એક જ પઠાણ ન હતો. એવા કેટલાયે પઠાણ હતા. એ હડતાળમાં ચોરી, ખૂન ઇત્યાદિને સારૂ જેલ ભોગવી આવેલા પણ હતા. છતાં તેઓના મનમાં એક જ વાત હતી કે આપણે જે કસમ લીધા છે તે મરી જઇએ તોપણ પાળવાના છે. એ બધા બહાદુર હતા. હું ઇચ્છું છું કે તમે બધા પણ એવા

જ બહાદુર બનો. તમને બધાંને હું ફરીથી કહું છું કે તમે મહાસભા સામું તાકીને ન બેસતા; ઈશ્વરે દાંત આપ્યા છે તે ચાવણું પણ આપી જ રહેશે. આ બંગાળ દેશ તો કેટલો ફળદ્રુપ છે ! અહીં આટઆટલો તો વરસાદ પડે છે. કુદરતના ચારે હાથ તમારા ઉપર છે. અહીંના લોકો ભૂખે મરે જ કેમ ? અહીંના લોકો કેમ કોઈના ગુલામ હોઈ શકે ? તેઓ તો તદ્દન સ્વતન્ત્ર હોવા જોઈએ. તેઓ તો ધારે તો આખા હિન્દને આજ સ્વરાજ અપાવી શકે છે. મને તો શરમ આવે છે કે ખુલનામાં દુકાળ પડે ત્યારે મુંબઈના વેપારીઓ પાસે તે પૈસા માગે, અને એ મળે ત્યારે જ ખુલનાના લોકોની લાંઘણ મટે.

હવે શું કરવું ઘટે એ વિચારીએ. કાં તો તમે સૌ તમારે ગામ જઈ કંઈક સાધન શોધી લો અથવા તો સંસ્થા સ્થાપો. જો તમે તમારે ઘેર જવા ઇચ્છો તો તમને મહાસભાસમિતિએ ભાડું આપવું જોઈએ. પણ મારી સલાહ તો એવી છે કે તમે સંસ્થા સ્થાપો. સ્વરાજવાદી તરીકે હું એ જ કહું છું કે તમે પીંજો, કાંતો, વણો. એમાંથી તમે એક માસની તાલીમ પછી એક રૂપીયો રોજ મેળવશો. જેમ કુશળ થશો તેમ વધારે મળશે. આમાં તમે દેશની સેવા પણ કરશો. તમને કુટુંબીની પણ ઉપાધિ નહિ રહે, કેમકે તેમાં તમારાં કુટુંબીઓ પણ મદદ કરી શકે છે. વળી તમારા આવા સાહસની અસર લોકમત ઉપર પડશે ને જેઓ ચડી ગયા છે તેઓ પણ તમારી સાથે થશે. આમાં દક્ષતાની જરૂર પડશે ખરી. આપણા વડિલોએ પ્રતિજ્ઞાપાલન ઉપર ખૂબ ભાર મુકયો છે. દશરથે કહ્યું કે રઘુકુળની રીત તો એ છે કે પ્રાણ ભલે જાય પણ અપાયેલું વચન ન તૂટે.

તમારામાંથી કેટલાક પાછા રેલવેની નોકરીએ ચડી ગયા છે, એઓ અણસમજુ છે, નબળા છે. એમને તમારે ગાળો ન આપવી કે મારપીટ કરીને ફરી નોકરી છોડી આવવાની ફરજ પણ ન પાડવી. તમારો એ ધર્મ નથી. તમે ટેક ન છોડતા મૂંગે મોંઢે તમારી હડતાળ ચાલુ રાખજો અને કાંતીવણીને પેટ ભરશો—ઈશ્વરમય જીવન ગાળશો, એટલે એમને આપોઆપ શરમ આવશે, લોકમત એમને શરમાવશે.

---

તા. ૧૮-૯-૧૯૨૧

## કલકત્તાના કડવા અનુભવ

પૂર્વ બંગાળની મુસાફરીનો થોડો ચિતાર હું આપી ગયો છું. ત્યાં હજારો માણસોનાં ટોળાં એકઠાં થયા છતાં તેઓએ મને થકવ્યો ન હતો. કલકત્તામાં હું પૂરો થાક્યો છું. એક તો મધરાત સુધી સૂવાનું ન મળે ને બીજી તરફથી જયઘોષના અવાજો. આ મને અસહ્ય લાગે છે. આખો દહાડો સાંભળી સાંભળીને હું થાકી જાઉં છું. કાન તે સહન કરી શકતા નથી અને તેનો કંઈ અર્થ ન હોવાથી મને

એ દુઃસહ લાગે છે. એવા અવાજોથી લોકોને ફાયદો નથી થતો એનું મને સાફ ગ્રાન છે. લોકોમાં જ્યારે શઉર ન હતું, બોલતાં પણ દબાતા હતા તે વેળા તો એ અવાજો તેમને હુંફ આપતા હશે એમ હું માનું છું. એવો અનુભવ મને ચંપારણમા થયેલો. સેંકડો મારી પાસેથી હુંફ લેવાને જ મને વીંટળાઇને બેસતા. તેથી જોકે તેમનો પ્રેમ મને મૂંઝવનો છતાં હું તે સહન કરતો. અહીં પણ પ્રેમ તો તે જ છે. જયઘોષો ગાડો મોહ સૂચવે છે. તેનો લોકોને કે મને ઉપયોગ નથી.

આ તો મેં સ્વાર્થદૃષ્ટિએ જયઘોષને તપાસ્યા. ચરણસ્પર્શ પણ એટલા જ દુઃખદાયી છે. મને ઘણીવેળા વાગી જાય છે. કોઇ કોઇ વેળા પડતો બચી જાઉં છું. સભાઓમાં જતા ધ્રુજુ છું

પણ જયઘોષોમા હુ જોખમ જોઇ રહ્યો છું. ધારો કે માણસો પ્રેમઘેલા થઇ અવાજો કર્યા જ કરે છે; એ વેળા તેઓ કાને સાભળતા નથી, આંખે દેખતા નથી; ધારો કે કોઇએ તોફાન કર્યું, બે ત્રણ લાકડી ચાલી, હું આ દૃશ્ય જોઇ રહ્યો છું. હાથ વતી ને જીભ વતી મારામારી બંધ કરવાનું કહી રહ્યો છું પણ તૂતીનો અવાજ કોણ સાભળે ? દરમિયાન ધારો કે મારામારી પ્રસરી, પક્ષ લેવાયા ને ખૂનની નદી વહી કોઇના ઇરાદા વિના આ બધુ થઇ શકે. અમૃતસરમા આમ જ થયેલુ હું માનુ છુ. કોઇએ પેલા નિર્દોષ બૅંક મૅનેજરોનુ ખૂન કરવાનો વિચાર ગોઠવી રાખ્યો હોય એમ હુ માનતો નથી. પણ લોકોનું લોહી ઉકળ્યું હતુ તેનો લાભ કોઇ દુષ્ટ માણસે ઉઠાવ્યો.

તેથી હું જોઉં છું કે આ આપણા શાન્તિમય યુદ્ધમા જયઘોષોને અવકાશ જ નથી. અથવા તો છે તો યોગ્ય રીતે, યોગ્ય વખતે અને ઓછામા ઓછી વેળા.

કલકત્તામા સ્વયંસેવકોને સભાઓમા નિયમ સાચવવાની તાલીમ દેવામા નથી આવી જણાતી, કેમકે મે જોયુ કે લોકોને પહેલેથી ચેતવણી મળી હોય તો તેઓ તે માને એમ હોય છે પ્રેમ કંઇ પરાણે બતાવાતો નથી. ચૂપ રહેવુ એ પણ શુદ્ધ પ્રેમ—અર્પણની નિશાની છે એમ લોકોને સમજાવવામા આવે તો તેઓ તે સમજી જાય એમ છે. આવો અખતરો મે બે સભાઓમા કરી જોયો. ભીડમાંથી પસાર થતા પગ કચરાયા અવાજોથી અકળાયો એક જગાએ તો સ્થાને પહોચના લગભગ વીસ મિનિટ ગઇ આ બન્ને જગાએ મારા ભાષણનો ચોથો ભાગ સભામાં ચૂપ રહેવા પર—શાન્તિ જાળવવા પર ને નેતાઓને સારૂ રસ્તો કરવા પર જ મેં

સીધેસીધે. બન્ને જગ્યાએ પરિણામ એ આવ્યું કે પાછા વળતી વેળાએ અમને રસ્તો ગમ્યો, અવાજ ન થયો અને જ્યાં સુધી અમે નીકળી ન ગયા ત્યાં સુધી લોકો ઉઠયા નહિ, અને જ્યાં ભીડમાંથી પસાર થતાં વીસ મિનિટ થઇ હતી ત્યાંથી પાછા વળતાં એક જ મિનિટ ગઇ!

આ ઉપરથી હું તો જોઉં છું કે લોકોને પહેલેથી બરોબર સૂચના આપી હોય તો તેઓ જરૂર તે સાંભળે અને તે પ્રમાણે વર્તન કરે. મારી માન્યતા છે કે સામાન્ય રીતે લોકો શાન્તિનો પાઠ સમજે છે ને તે જાળવવા ઇચ્છે જ છે.

હવે જે દાખલો મેં અનુમાન્યો છે તેને ઉલટાવીયે. ધારો કે લોકો સૌ શાન્ત બેઠા છે. સૌનું ધ્યાન મુખ્ય નેતા તરફ છે. ધારો કે આ શાન્ત સભામાં કોઇની વચ્ચે તકરાર થઇ પડી. ધારો કે બધા શાન્ત થઇ બેઠા છે. પરિણામ એ આવે કે મુખ્ય નેતાનો અવાજ સૌને પહોંચે તે લડનારાની પાસે પહોંચી પણ શકે ને તેઓને શાન્ત પાડી શકે. તેમ ન થાય તોપણ અજાણપણે ચેપ ન ફેલાય અને શાન્તિનો ભંગ થયાનો દોષ આપણી પર ન આવે.

લશ્કરોમાં તો એમ જ હોય છે. સૌ પોતપોતાનું સ્થાન જ સાચવે. તેને હુકમ ન મળે ત્યાં લગી તેનાથી બીજે કયાંયે જવાય જ નહિ; બીજા કંઇ કામમાં વચ્ચે પડાય જ નહિ. આપણે પણ સ્વરાજનું શાન્તિમય લશ્કર છીયે. આપણે પણ પોતપોતાને સ્થાને રહી પોતાના કર્તવ્યનું પાલન કરવાનું છે. બીજા શું કરી રહ્યા છે તેનો વિચાર આપણે કરવાનો નથી. આપણને જ્ઞાન છે કે તેનો બંદોબસ્ત તે તે ક્ષેત્રના કારભારી કરી લેશે. જેટલા નિયમની, જેટલા સંયમની, જેટલી વ્યવસ્થાની જરૂર શાન્તિના દળમાં છે તે અશાન્તિના શસ્ત્રધારી દળના કરતાં ઘણી વધારે છે, અથવા હોવી જોઇયે.

કલકત્તામાં જેમ પ્રેમનો કડવો અનુભવ થયો તેમ ખટપટનો પણ થયો. મને લાગે છે કે પક્ષોની વચ્ચે જેટલો દ્વેષભાવ કલકત્તામાં છે એટલો ભાગ્યે બીજે કયાંયે હશે. જે અંગ્રેજી છાપાંઓ અસહકારનો વિરોધ કરે છે તેમાં ઝેર વિના હું કંઇ જોતો જ નથી. અસહકારીના લખાણોની ખોટી ટીકાનો, તેમને વિષેનાં જૂઠાંણાંનો કંઇ પાર જ નથી. તેમાં વળી કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના લખાણો ને ભાષણોનો એટલો બધો ઝેરી ઉપયોગ કરવામાં આવે છે કે મારાથી આટલું જૂઠાણું ચલાવવાની લોકોની કેમ હિમ્મત ચાલતી હશે એ જ સમજી શકાતું નથી. હું ઘણી

વેળા આવાં જૂઠાણાં જોઇ રાવણરાજ્યના ચિત્રનું સ્મરણ કરૂં છું. જ્યા સાધનની અમર્યાદિત પસંદગી કરવામા આવે ત્યાં છળકપટ ઇત્યાદિનો ઉપયોગ નવાઇ ન પમાડે. સીતાજીનું હરણ રાક્ષસવેષે ન થઇ શકત સાધુવેષે જ એ થઈ શક્યું. અને જ્યા સાધુતાનો આવો દુરૂપયોગ થાય ત્યા નાશ થતા વાર નથી લાગતી. સત્યને નામે અહીં જૂઠ પ્રસરી રહેલુ હું અંગ્રેજી છાપાઓમા જોઇ રહ્યો છુ. અસહકારીઓ એવા જૂઠાણાથી બચે એટલો સાર ગ્રહણ કરાવવા જ મેં આ ઝેરી વાતાવરણની નોંધ લીધી છે. આપણું શસ્ત્ર શાન્તિ ને સત્ય છે એ આપણે હરગીજ ન ભૂલીયે.

અહીં રાષ્ટ્રીય મહાવિદ્યાલયમા રેંટીયા પ્રદર્શન ભરવામા આવેલું છે. ત્યા મેં લગભગ ૧૫ જાતના નવા રેંટીયા જોયા. આમાં યુક્તિનો તો પાર જ નથી. ઘણા જુવાનો પોતાની શક્તિઓનો સુન્દર પ્રયોગ કરી રહ્યા છે. કેટલાક રેંટીયા સુન્દર હતા. કેટલાક નાનકડા. એક તો દાબડીમાં લઇ જવાય એવો જોયો! એક પેટીમા મુકાય એવો ને એકમા વળી વાજીંત્ર દાખલ કરેલુ જોયુ! પણ એકે રેંટીયો વધારે સૂતર આપવામા પુરાણા રેંટીયાની હરિફાઇ કરી શકે એવું મે ન જોયુ. એટલે આ બધી શોધોમાથી એક સાર મેં ખેંચ્યો ખરો કે અત્યારે રેંટીયો ખૂબ લોકપ્રિય થઇ પડ્યો છે, ને અનેક યન્ત્રકળા જાણનારાઓની બુદ્ધિને પણ તેના સુધારાઓને વિષે રોકી રહેલ છે.

---

# ગુજરાત શું કરશે ?

સ્થૂળ દૃષ્ટિએ વિચારતા આવતી મહાસભાને આપણે કેમ શોભાવી શકીયે એ આપણે વિચારી ગયા. હવે સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારીયે.

મહાસભાને કોઇ પ્રાત નોતરે તેનો અર્થ એ કે તે પ્રાન્તને નોતરવાનો અધિકાર છે ને અધિકારજોગી લાયકાત છે. અધિકાર તો દરેક પ્રાન્તને હોય, પણ લાયકાત તો હોય કે ન હોય.

મહાસભાને નોતરીને આપણે આપણી જવાબદારી વધારી, આપણે મહાસભાના ઠરાવોનો વધારેમા વધારે અમલ કરવાની પ્રતિજ્ઞા કરી, તેનો અમલ કરવામાં આપણી બધી શક્તિ ખર્ચવાનો નિશ્ચય જાહેર કર્યો.

તા. ૧૮-૯-૧૯૨૧

મહાસભાના ઠરાવ પ્રમાણે આપણે આ વર્ષમાં ખિલાફતનો ફેંસલો મેળવવો રહ્યો છે અને આ વર્ષે જ પંજાબનો ઇન્સાફ લેવો રહ્યો છે. તે મેળવવાનાં સાધન પણ મહાસભાએ બતાવ્યા છે. તેને કેમ અમલમા મુકવા એ રાષ્ટ્રીય મહાસમિતિએ બતાવ્યું છે.—

(૧) શાન્તિ જાળવવી.

(૨) હિન્દુમુસલમાન ઐકય સજ્જડ કરવું.

(૩) પરદેશી કાપડનો સર્વથા બહિષ્કાર કરવાને દરેક પ્રાન્તે ને દરેક ગામે પોતાની ખાદી રેંટીયા ને હાથસાળ વતી વણી વણાવી લેવી.

સુરત જીલ્લામા મુસાફરી કરીને તુરત શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ મહાસભાની કારોબારી સમિતિને સારૂ કલકત્તા આવેલા. તેમણે કહ્યું કે ગુજરાત અને તેમાંયે સુરત જીલ્લો તો સ્વરાજ મેળવવા તૈયાર જ થઈ ગયેલ છે. સ્ત્રીઓ અને પુરુષો બન્ને.

મેં પૂછ્યું, "શું સ્ત્રીપુરુષો જેલમા જવા અને બાકીના શાન્તિ જાળવવા પણ તૈયાર થઇ ગયાં છે?"

શ્રી વિઠ્ઠલભાઇએ જવાબ વાળ્યો, "સુરત જીલ્લામાં તો હજારો સ્ત્રીઓ અને હજારો પુરુષો જેલ જાય તેમ છે ને તે છતા શાન્તિ જળવાશે."

આ જવાબ સાંભળી મને જેટલો આનન્દ થયો તેટલું જ આશ્ચર્ય થયું. આવા જવાબને સારૂ હું તૈયાર ન હતો. ગરવી ગુજરાતની હજારો સ્ત્રીઓ જેલમાં જવા તૈયાર થાય એ માનવામાં ન આવે એવી વાત લાગે. પણ ઇશ્વર ચાહે તે કરી શકે છે. તે તો માનવામાં ન આવે તેવું જ કર્યા કરે છે. એની પૃથ્વીની ધરી ઘસાતી જ નથી ! એનો સૂર્ય ઉગવાનું ભૂલતો જ નથી ! આ બધું આપણી નજર તળે જ ન બનતું હોય તો આપણે માનીયે ખરા ?

પણ જો ગુજરાત અથવા સુરત ખરેખર તૈયાર હોય તો તેની નિશાનીઓ પણ આગળથી બતાવવી પડશે. સૂરજ ઉગવાનાં ચિહ્ન આપણે બે કલાક વહેલા જોવા લાગીયે છીયે. તેમ આપણે સ્વરાજ્યસૂર્યના ઉદય અને ગુલામીના અંધકાર વચ્ચેનો સંધિસમય જોવો જોઇયે. પૈસા એકઠા થયા એ એક નિશાની હતી. પણ ખરી નિશાની તો સ્વદેશી જ છે. શું ગુજરાતે પરદેશી કપડાં બધાં બાળ્યાં કે ત્યાગ્યાં ? ગુજરાત પરદેશી કાપડ મંગાવતું બંધ થયું ! ગુજરાતનાં ગામો પોતાની ખાદી બનાવી તે જ પહેરતાં થયાં છે ? ગુજરાતના વણકરો હવે કેવળ હાથનું કાંતેલું

જ સતર વણે છે ? ગુજરાતના વણીઆતો કાપડને સારૂ મુંબઇ દોડધામ કરતા બંધ થયા છે ? ગુજરાતના મેઘવાળો પોતાનો વણવાનો ધંધો છોડી દીધો હતો તે પાછો લઇ બેસી ગયા છે ? ગુજરાતની બધી બહેનો ધર્મ સમજી કાંતી રહેલી છે ? ગુજરાતમાં પરદેશી કાપડની દુકાનો બંધ થવા આવી છે ? આ સવાલોના જવાબ ઉપર લાયકાત કે ન લાયકાત આધાર રાખે છે.

જ્યા લગી આપણે ખાદી પહેરતા નથી થયા, જ્યાં સુધી પરદેશી કપડાનો શોખ બહેનોને અને ભાઇઓને રહ્યો છે ત્યાં લગી કંઇ જેલ જવાને તૈયાર થયા છે એમ કહીયે તોપણ તે માને કોણ ? મારી ઉમેદ છે કે કોઇ એમ નહિ કહે કે 'હું જેલ જવાની શક્તિ રાખું છું પણ ખાદી પહેરવાની મારી હિમ્મત નથી, રેંટીયો ચલાવતા શરમાઉં છુ, વણતા કંટાળો ઉપજે છે.' આપણામા શાન્તિ જાળવવાની શક્તિ ચાલી ગઇ હોય તો આપણામાથી મેળાવડામા ઘોઘાટ કરવાની શક્તિ પણ જવી જોઇયે. હજારો માણસો ચૂપચાપ જઇ શકે એમ થવું જોઇયે. એવી તાલીમ ન આવી હોય ત્યા સુધી આપણને અશાન્ત કરવાના ઉપાય ચાલે છતાં આપણે અશાન્ત ન જ થઇયે એ કેમ માની શકાય ?

જેમ શ્રી. વિઠ્ઠલભાઇએ ઉપરની ખબર આપી તેમ સાથે આ પણ કહ્યું, "જો અસ્પૃશ્યતાનો મેલ પણ જવો જોઇયે એમ તમે માનતા હો તો સ્વરાજ આ વર્ષે મળી રહ્યું, કેમકે તમારી એકે નિશાળ ઢેડભંગીને લેવા તૈયાર નથી."

મારૂં અવશ્ય માનવુ છે કે જો આપણે ઢેડભંગી પ્રત્યે મનમા મેલ રાખતા હોઇયે તો કદી ઇશ્વર આપણને સ્વરાજ નહિ અપાવે, કદી આપણા પ્રત્યેનો તિરસ્કાર અંગ્રેજોના મનમાથી નહિ જાય. આપણી આત્મશુદ્ધિ આપણા સ્વરાજનો પાયો છે. સ્વરાજ મેળવવું એ સ્વર્ગ મેળવવા સમાન છે, યુધિષ્ઠિરે પોતાના કુતરાને મેલીને સ્વર્ગદ્વારમા પેસવાની ના પાડી. શું આપણે ભંગી ભાઇઓને વેગળા મેલી દોટ મુકી સ્વરાજ્યમંદિરમા ઘૂસી જવાના છીયે ? આપણે એમ ધારતા હોઇયે તો આપણને કડવો અનુભવ થશે જ. દરવાજે પહોચતાં આપણે સ્વરાજના દરવાજા બંધ જોઇશું.

---

# મારી નોંધ

## જોડા ક્યાં ઉતારવા?

અમદાવાદની મહાસભા વેળાએ એક પણ ખુરશી જોવામાં નહિ આવે એવી આશા કે ધાસ્તી સૌ રાખી રહ્યા છે. તેથી એક મિત્રે સવાલ કર્યો, 'પણ એટલા બધા લોકો પોતાના જોડા ક્યાં ઉતારશે?' મેં જવાબ આપ્યો, 'સૌ પોતપોતાના જોડા ઉતારી બગલમાં લઈ જઈ શકશે અને આમ કરી શકાય તેને સારુ ખાદીની કોથળીઓ વેચશું'!' સૌ પોતપોતાની કોથળી લાવે તોપણ વાંધો નથી! આ કોથળીમાં જોડા મુકી રાખ્યા હોય તો જરાય અડચણ ન આવે. બીજી પદ્ધતિ યૂરોપની એ છે કે સૌ પોતાના જોડા એક જણુસ સાચવનારને આપે ને નંબર લઈ લે તે નંબર આપી તેની પાસેથી પોતાના જોડા ગમે ત્યારે પાછા લઈ લે. સરસ રસ્તો તો કોથળીનો જ છે એ વિષે મારા મનમાં શંકા નથી. દરેક ઝીણી બાબતની સગવડ પહેલેથી કરવામાં આપણી કુશળતાની પરીક્ષા સમાયેલી છે.

## ખાવાની સગવડ

ખાવાની બાબત પણ ચર્ચા કરતાં મને એમ લાગ્યું છે કે આપણે ભાષાવાર રસોડાં રાખીએ ને તે તે પ્રાન્તના મન્ત્રીને રસોઇયા પોતાના લાવવા કહીયે આપણી જવાબદારી મોદીખાનું, પાણી, બળતણ, વાસણ વગેરે પહોંચાડવાની રહે આ વિચાર અહીં જેની સાથે મેં ચર્ચા કરી તેને પસંદ પડ્યો. આમ કરવાથી ખાવા વિષે ફરીઆદ મટી જાય છે. ઘણીવેળા તો એક પ્રાન્તના લોકોને બીજા પ્રાન્તનો ખોરાક પચતો નથી. માંસાહારીને સારુ ખિલાફત છાવણીમાં સગવડ થાય એ બનવાજોગ છે. અંગ્રેજી પદ્ધતિ મુજબ રહેનાર ખાનારને સારુ આપણે છાવણીમાં સગવડ ન કરતા હોટેલવાળાની સાથે વાત કરી તેના દર અને નામઠામ તે તે પ્રાન્તોને મોકલી આપીયે કે જેથી તેઓ પરભાર્યો બંદોબસ્ત કરી લે. આ પ્રમાણે આપણે કરીશું તો ઘણા ખટરાગમાંથી આપણે બચી જઈશું ને સૌને પોતપોતાની સગવડ પૂરતું મળી રહેશે. આમ કરવા આપણે આજથી જ પ્રાન્તોની જોડે પત્રવહેવાર શરૂ કરી બંદોબસ્ત કરી લેવો જોઇયે. દરેક પ્રાન્તને આપણને ઠીક લાગે તે સલાહ મોકલી તે ઉપર તેની ટીકા મંગાવી પછી છેવટની ગોઠવણ કરીયે

## કેટલાની ગોઠવણ?

પ્રેક્ષકો, પ્રતિનિધિઓ વગેરે મળી દસ હજાર માણસો થશે એમ આપણે માનીયે. પણ તમાશગીર મળી એક લાખ માણસની વસ્તી અમદાવાદમાં ઓછામાં ઓછી વધશે એમ આપણે માની લેવાની જરૂર છે. તેઓને રહેવાખાવાની સગવડ કરવા આપણે બંધાયેલા જ છીયે લોકો ગમે ત્યાં પડી રહે કે ગમે ત્યાં સમાઇ જાય તેના કરતાં આપણે જોઇતી સગવડો પ્રથમથી જ કરીયે એ બહુ જરૂરનું છે.

મદ્રાસમાને લગતું પ્રદર્શન તો થવાનું જ. તે પ્રદર્શન આપણે કેવળ હિન્દુસ્તાનના પ્રાચીન હુન્નરોનું, 'ખાદી'નું અને કપાસને લગતી દરેક ક્રિયાનું કરીયે એમ મને લાગે છે. આપણે મીલના કપડાનું પ્રદર્શન કરવાની મુદ્દલ જરૂર નથી. મુંબઈના પ્રદર્શનમાં મને એ ખામી નજરે પડેલી હાથના તાણાવાણાથી જે જે જાતનાં કપડા આપણે તૈયાર કરી શકીયે તેનું જ પ્રદર્શન આપણને શોભશે. અમદાવાદ આજે પણ પ્રાચીન કળાનું સંગ્રહસ્થાન છે. લાકડાનાં, દાતનાં કોતરકામને, પ્રાચીન ચિત્રોને સ્થાન ભલે આપીયે. પણ કપડાની બાબતમાં આપણે દૃઢતાપૂર્વક ખાદી અને ખાદી બનાવવાનાં યન્ત્રો સિવાય બીજી એક પણ વસ્તુને સ્થાન ન આપીયે આ બધુ હું સમિતિની આગળ વિચાર કરવા રજૂ કરું છું. મારી ઉમેદ છે કે મારા વિચારો છે તેથી તેને પસંદ કરવા જ જોઇયે એવા આગ્રહપૂર્વક ચર્ચા નહિ થાય, પણ ઘણા વિચારોની સાથે આનો પણ વિચાર નિષ્પક્ષપાતપણે સમિતિ કરે એ ઇચ્છુ છું.

## સ્વયંસેવકો

સ્વયંસેવકોની ભલાઇ, નમ્રતા, હોશિયારી ઉપર આપણો ઘણો આધાર રહેશે બંગાળામાં મેં જોયુ કે સ્વયંસેવકો કેવળ ધોતીયા જ પહેરે છે. પૂર્વ બંગાળમાં મુસલમાનો ને હિન્દુ બન્ને ધોતીયા જ પહેરે છે એમ મેં જોયું. મુસલમાનો ટોપી પહેરે છે, હિન્દુ નથી પહેરતા ઇજાર વિના સ્વયંસેવકાઇમાં અડચણ આવે એવો ધ્વનિ તો મેં અહીં ક્યાયે ન સાંભળ્યો આ વિષે બહુ અનુભવ લીધા પછી હું આટલું તો જોઉં છું કે શાન્ત સ્વયંસેવકનો પોષાક સરકારી કે શસ્ત્રધારી સિપાઇના જેવો તો ન જ હોવો જોઇયે. અસહકારના સ્વયંસેવકોને વિષે શાન્તિની છાયા હોય મિલિટરી પોષાક શાન્તિના દેખાવનો વિરોધી છે. કેટલાક સ્વયસેવકો તલવાર વગેરે રાખતાં શીખ્યા છે તે પણ તેઓએ મુકવાની જરૂર છે. હાવરાની સભામા એક સ્વયંસેવક પાસે કિરચ હતી તે મૌલાના મહમદઅલીએ એની પાસેથી લઈ લીધી. જો આપણે કોઇને મારવાના નથી પણ જાતે જ મરતાં જ શીખવું છે તો આપણને તલવાર શાને જોઇયે ? તે શાની નિશાની છે ?

---

તા. ૨૫–૯–૧૯૨૧

# 'રખે ચૂકતા'

મૌલાના મહમદઅલીને સરકાર પકડશે એવી જે વાત હમણાં હમણાં સૌ કોઇને મ્હોડે ચાલી હતી તે આખરે સાચી પડી છે. અમે મદ્રાસ જતા હતા ત્યારે રસ્તામા વૉલ્ટેર સ્ટેશન ઉપર તેમને પકડવામાં આવ્યા. તેઓના પરહેજ થયા

તા. ૨૫-૯-૧૯૨૧

બાદ થોડાક તારો લખીને લાગશે જ ટ્રેનમાંથી હું આ લખી રહ્યો છું. વૉલ્ટેર સ્ટેશન ઉપર ગાડી લગભગ અર્ધો કલાક રોકાય છે. સ્ટેશન બહાર એક સભા ગોઠવેલી; ત્યાં ભાષણ કરવા અમે બન્ને જણુ જતા હતા. પ્લાટફારમને દરવાજો વટાવીને અમે દસ પાચ ડગલા આગળ ગયા હોઇશું એટલામાં મૌલાના સાહેબે પાછળથી મને બૂમ પાડી અને પોતાને મળેલી નોટિસ વાંચી સંભળાવવા લાગ્યા. હું તેમનાથી બે ચાર ડગલા આગળ હોઇશ. પરહેજ કરનારી ટુકડીમા બે ગોરાઓ અને પાચ છ દેશી સિપાઇઓ હતા. તેના અમલદારને મૌલાનાસાહેબ પેલી નોટિસ મને વાચી સંભળાવે એ ન ખપ્યું. તેમણે તેમનું બાવડું પકડ્યું અને લઇ ગયો. મહમદઅલી હસ્યા, હાથ ઉંચો કરી હલાવ્યો અને મારી વિદાય લીધી. હું સમજી ગયો, લડતનો વાવટો હવે મારે ફરકતો રાખવાનો હતો. જે બહાદુર સાથીની જોડે રહીને આટલા દિવસ કામ કરવા હું ભાગ્યશાળી થયો તેનો આ વિદાયનો સન્દેશો ઝીલવાની શક્તિ ઇશ્વર મને આપે.

હું સભામા જતો ન અટક્યો. મારા ભાષણમા મેં લોકોને શાન્ત રહેવા અને દઢતાપૂર્વક મહાસભાનો કાયક્રમ પૂરો કરવા કહ્યું ત્યાથી ફર્યા બાદ હું ફરી એકવાર જ્યા મૌલાના સાહેબ પોલીસની અટકમા હતા ત્યા ગયો. પકડનાર અમલદારને મેં પૂછ્યું કે મૌલાના સાહેબને હું મળી શકું કે કેમ? તેણે કહ્યું કે ફક્ત મૌલાના સાહેબનાં ધર્મપત્ની અને તેમના મન્ત્રીને જ મળવા દેવાનો તેને હુકમ હતો. એટલામાં મેં બેગમ સાહેબાને અને ભાઇ હયાતને મૌલાના અટકમાં હતા તે ઓરડામાંથી બહાર આવતાં જોયાં.

વૉલ્ટેર એ આન્ધ્રદેશનું એક ભારે રમણીય સ્થળ છે. તે એક હવાનું ઠેકાણું છે અને આરોગ્યસ્થાન ગણાય છે. આવા સુન્દર સ્થળમાં પકડાવા મારે મૌલાના સાહેબની મને અદેખાઇ આવી.

*મૌ. મહમદઅલીની પણ વૉલ્ટેર ઉપર કેટલાક દિવસ થયાં નજર હતી; અને* મુસાફરી દરમિયાન બને તો વૉલ્ટેરમાં થોડાક દિવસ થોભી જઇને થાક ઉતારવાનો અને ખિલાફત ડેપ્યુટેશનના હિસાબોનું કામ પૂરું કરી લેવાનો તેમનો ઇરાદો હતો. પણ બંગાળની મુસાફરીમાં ધાર્યા કરતા વધુ દિવસો થયા અને મોપલાઓનું રમખાણ જાગ્યું તેથી તેમને પોતાની મુરાદ છોડી દેવી પડેલી.

પણ ખુદાની મરજી જુદી જ હતી. તેની ઇચ્છા મૌલાના સાહેબને પરાણે આરામ અપાવવાની હતી! અને મારી ખાતરી છે કે પરહેજીમાં મૌલાના સાહેબ ખુદાએ આપેલો આરામ મેળવીને સંપૂર્ણ સુખી છે.

મૌલાના મહમદઅલીને પકડવાને લગતું વારંટ નીચે મુજબ હતું:

એફ. ઇ. કનિંઘહામ સાહેબ,
ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ,
સી. આઇ. ડી. અને રેલવેઝ લૅગ—મદ્રાસ

મહમદઅલી પાસેથી ક્રિમિનલ પ્રોસીજર કોડની ૧૦૭ અને ૧૦૮ કલમ મુજબ એક વરસને માટે શાન્તિ જાળવવા અને સારી ચાલચલગત રાખવા જામીનગીરી કેમ ન લેવામાં આવે એનું કારણ પૂછવાનું હોવાથી તમને આ હુકમથી મજકુર મહમદઅલીને પકડી મારી આગળ રજૂ કરવાને ફરમાવવામાં આવે છે. આ કામમાં રખે ચૂકતા.

તા. ૧૪ સપ્ટેમ્બર ૧૯૨૨.

(સહી) જે. આર. હ્યુજીન્સ
ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ, વિઝાગાપટમ.

જે શખ્સ પોતે શાન્ત છે, એટલું જ નહિ પણ બીજાઓને પણ શાન્ત રાખવા અથાગ મહેનત કરી રહેલ છે અને તેમા સફળ પણ થયા છે, અને જેઓ ઉંચામા ઉંચી ખાનદાનીની વર્તણૂકના નમૂનારૂપ છે, તેમને એક મદોન્મત્ત અને ઉદ્ધત સલ્તનત 'શાન્તિ જાળવવા' અને 'સારી ચાલચલગત' રાખવા જામીન આપવા કહે એ ઓછું હાસ્યાસ્પદ છે? પણ જે સરકાર પાપ અને શેતાનિયતને વરેલી છે તેના રાજ્યમા નેક સ્ત્રીપુરુષોને માટે તેના જેલખાનાઓની બહાર બીજે ક્યાયે જગા નથી હોતી.

જે કિસ્સો નાના ભાઇને વિષે બન્યો છે તે જ મોટા ભાઇને વિષે પણ બન્યો હોવો જોઇયે. સીઆમી જોડીઆ ભાઇઓની પેઠે આ બન્ને ભાઇઓ હમેશા સાથે જ રહેવાના. જો એક જણે કસૂર કીધી છે તો બીજાએ અલબત્ત કીધી છે જ. હું માનું છું કે આ લેખ છપાશે તે પહેલાં મૌલાના શૌકતઅલીને પણ સરકારે પકડવાની વાત હિન્દુસ્તાન સાભળી ચુક્યું હશે.

મૌલાના મહમદઅલીને પૂરીને સરકારે ખિલાફતને પૂરી છે, કેમકે આજે જો ખિલાફતના સાચામા સાચા પ્રતિનિધિ કોઇ હોય તો તે અલબત્ત આ બે ભાઇઓ છે. જ્યાં સુધી તેમનો ખલીફ હકીકતમાં કેદી સમાન જ છે, જ્યા સુધી એમના પવિત્ર તીર્થસ્થાનો ખરું જોતાં ગેરઇસ્લામી લોકોના તાબામાં છે, ત્યાં સુધી તેઓ

ચૂપ બેસવાના નથી. આ બે ભાઇઓમાંથી એકને અથવા બન્નેને સરકાર કેદ કરે એનો અર્થ એ જ થયો કે ખિલાફતનો દાવો કબૂલ રાખવા સરકાર હજુ ચોખ્ખી ના પાડે છે.

પણ સરકાર જોશે કે અલી ભાઇઓને કેદ કરીને તેમના તેજને કે પરાક્રમને તે નથી કેદ કરી શકી. સરકાર જોશે કે એથી તો ખિલાફતની લડત ઉલટી બમણી ધગશથી ચોમેર ચાલી રહી છે. સરકાર જોશે કે અલી ભાઇઓનો જુસ્સો દરેક સાચા હિન્દુ અને મુસલમાનમાં અવતરશે અને તેઓ ખિલાફતની જ્યોતને જેવી ને તેવી ઝળહળતી રાખશે.

અને અલી ભાઇઓ આજે કંઇ એકલી ખિલાફતના જ પ્રતિનિધિ રહ્યા નથી. તેમને ખિલાફતના રક્ષણની સાથે સાથે જ પંજાબનો ન્યાય અને હિન્દુસ્તાનને માટે સ્વરાજ પણ જોઇએ છે. તેમની ખાનદાની એકલા ખિલાફતના નીવેડાથી જ તેમને કદાપિ મોળા ન પડવા દે. ખિલાફતનો ઇન્સાફ મેળવવા ખાતર બાકીનું બધું જતું કરી સરકાર જોડે સમાધાની પર આવી જાય એવું એમનું ઇમાન નથી જ. એમને હિસાબે તો હવે આ ત્રણે વસ્તુ એકબીજા સાથે જુદી ન પાડી શકાય એવી રીતે ગુંથાઇ ગઇ છે. અને એમ જ હોય, કેમકે એક મળવું કે મેળવવું એમાં બીજું પણ મળ્યા કે મેળવવાનું સામર્થ્ય આવી જાય છે.

મારે મન તો અલી ભાઇઓની પરહેજી એ શુભ શુકન છે. આટલા દિવસ જ્યાં સુધી સરકાર લડતના સામાન્ય અનુયાયીઓને પકડતી હતી ત્યાં સુધી તે આપણી જોડે રમત કરી રહી હતી. પણ પ્રજાકીય ઇચ્છાને માન ન આપવા માગનારી દરેક સરકારે અન્તે પ્રજાકીય નેતાઓને પકડીને જ પ્રજાકીય જુસ્સાને દાબી દેવાનો પ્રયત્ન કરવો પડે છે. અને હિન્દુસ્તાન સરકારનો તો હવે એ કુળાચાર જ થઇ પડ્યો છે કે પહેલાં તો પ્રજાના આગેવાનોને પકડવા અને જેલમાં પૂરી દેવા અને આખર વેળાએ જ્યારે પ્રજામતને વશ થવામાં કદીયે શોભા ન રહે ત્યારે જ નમતું આપવું.

તેથી અલી ભાઇઓની કેદને આપણે સ્વરાજસ્થાપનાનું પ્રથમ પગથીઉં ગણીએ. હવે તો સ્વરાજની પાર્લામેન્ટે જ જેલના દરવાજા ખોલી ઘટતા માનમરતબા સાથે અલી બિરાદરોને તેમજ તેમના જેવા બીજા અનેક દેશભક્તોને ઘેર લઇ આવવા રહ્યા, કેમકે આ લડત હવે અધવચ થોભાવાની નથી રહી.

'આવી બાઇઓનુ અને તેમના જેવા બીજા કેદીઓનું ગૌરવ કરવાનો ખરો માર્ગ એ જ છે કે આપણે આપણા દિલમાંથી શંકા, ડર અને આળસભાવનો ત્યાગ કરીયે. શાન્તિ જાળવવાથી અને સ્વદેશીવ્રત ચલાવેથી સ્વરાજ મળે અગર તો સ્વરાજનો કાર્યક્રમ આપણે એક જ વર્ષમા પૂરો કરી શકીયે, એ વિષે આટલા દિવસ આપણે શંકિત રહ્યા, એટલી મુદતની અંદર આપણા ધ્યેયને પહોચવાને જરૂરી આપભોગ આપવાની આપણી શક્તિને વિષે આપણે અશ્રદ્ધાળુ રહ્યા, અને પરિણામે આપણા કાર્યક્રમના અમલમા આપણે ઢીલા રહ્યા, એ બધુ આપણે છોડી દઇયે અને આવી બાઇઓની હિમ્મતનુ, તેમની શ્રદ્ધાનુ, તેમની નીડરતાનુ, તેમની નેકીનુ અને તેમના જાગ્રત અને અવિશ્રાન્ત ઉદ્યોગનું આપણે અનુકરણ કરીયે એટલે સ્વરાજ આપણે બારણે છે

માજીસ્ટ્રેટના હુકમના છેવા શબ્દો હતા' 'આમા રખે ચૂકતા ' અને સાચે જ તે અમલદાર ચૂક્યો નહિ અનેક અંગ્રેજ અમલદારોનો ઇતિહાસ એવો જ છે—અને એ એમની કીર્તિ આપણે નિખાલસભાવે કબૂલ કરીયે—કે તેમણે અનેક વેળા પોતાને મળેલો હુકમ બજાવવામા ' ન ચૂકવા ' પાછળ પોતાના પ્રાણ ખોયા કર્યા છે. આજે મહાસભા અને ખિલાફતના ફરમાન પણ આપણને એ જ છે કે ' આમા રખે ચૂકતા ' જે બે મહિના મહાસભાની આજ્ઞાને પાર ઉતારવા માટે હવે આપણા હાથમા બાકી રહ્યા છે તે દરમિયાન શુ આપણે એવો ઉદ્યોગ ન કરીયે કે મહાસભાને આપણે ઘટતા અભિમાનપૂર્વક આપણા કાર્યનો અહેવાલ આપીયે અને કહીયે કે ' અમે ચૂક્યા નથી '?

આપણને મળેલું ફરમાન તો જાણીતું છે :

૧. અહિંસાવ્રત પાળી હરહાલતમા શાન્તિ જાળવવી, ચાહે જેટલી પજવણી થાય તોપણ

૨. હિન્દુમુસલમાન એકતાને પ્રાણથી પણ અધિક વ્હાલી વસ્તુ ગણીને જાળવવી, ગમે તેટલું તાણ પડવાના પ્રસંગો ઉભા થાય તોપણ.

૩. પરદેશી કાપડનો સદંતર બહિષ્કાર કરવો, પછી માત્ર લંગોટીથી ચલાવી લેવુ પડે તોપણ

પોતપોતાના વખતમાથી બચતી દરેક પળ દરેક સ્ત્રીપુરુષે રેંટીયો કાંતીને સૂતર પેદા કરવામા આપવી

જ્યારે આ આજ્ઞાઓનો આપણે પૂરો અમલ કરીશું ત્યારે અને ત્યારે જ આપણામાં સત્યાગ્રહ કરવાની તૈયારી જામશે, જે શસ્ત્રમાં એક આખી પ્રજાની ઇચ્છાને તુચ્છ કરનાર ચાહે તેવડી ચક્રવર્તી સલ્તનતને સુદ્ધાં જેર કરવાનું અમોઘ સામર્થ્ય રહેલું છે.

---

# અલી ભાઈઓની જીત

અલી ભાઇઓ પકડાયા એને હું તેઓની જીત ગણું છું. અને તેઓની જીત એ આપણી જીત છે, કેમકે હવે સ્વરાજનાં કિરણ ફૂટયાં ગણું છું. બાળકની પ્રસૂતિનો કાળ માતાનો મહાદુઃખનો કાળ છે. પ્હો ફાટે છે તે પહેલાં અંધારૂં ઘોર હોય છે. 'ફાટે છે' એ શબ્દ જ એ અર્થ સૂચવનારો છે.

તેવું જ અલી ભાઇઓની જેલ વિષે હું ગણું છું. બીજા ઘણા પકડાયા, હજુ વધારે પકડાશે જોકે તેમાંયે અર્થ તો સમાયેલો છે, પણ જે અર્થ અલી ભાઇઓના પકડાવામાં છે તે બીજામાં ન હોય.

અલી ભાઇઓએ સ્વરાજ મેળવવા પોતાથી જેટલો થઇ શકે તેટલો પ્રયાસ કર્યો. તેમનું બલિદાન પવિત્ર છે એવી મારી દૃઢ માન્યતા છે. તેઓએ પોતાની શાન્તની પ્રતિજ્ઞાનું સંપૂર્ણ પાલન કર્યું છે. આનો અર્થ એવો નથી કે તેમનાં ભાષણોમાં તીખાશ કે કટુતા નહોતી; પણ તેમણે અશાન્તિને રોકી. અને અશાન્તિને રોકવી એટલે ખરી હકીકત છૂપાવવી અને લોકોને શાન્ત રાખવા એમ નહિ, પણ સરકારની અસભ્યતાનું જ્ઞાન થાય છતાં પણ શાન્ત રહેવું એ અશાન્તિની ખરી રોક.

તે ભાઇઓએ પોતાનો ગુસ્સો જાહેર કર્યો; તેઓએ સરકારના કાળાં કૃત્યોને આબેહૂબ ચીતર્યાં અને તેમ છતાં દલીલોથી ને પોતાના કાર્યથી લોકોને શાન્ત રહેવા શીખવ્યું.

તેઓની શાન્તિ સમયાનુસારી છે. તેઓ મારા જેવાની જેમ સર્વ કાળે, સર્વ પ્રસંગે શાન્તિ જાળવવાનો ધર્મ નથી માનતા; પણ આ કાળે, આ પ્રસંગે શાન્તિ એ જ પરમ ધર્મ છે એમ માને છે ને તેઓએ બીજાઓને મનાવ્યું છે. તેઓ ધારત તો ભલે પોતે મરત પણ કોઇનાં ખૂન કરત અને કરાવી શકત. તેઓએ મરણનો ભય તો તજ્યો જ છે. પણ તેઓ વ્યવહારકુશળ અને ધર્મપરાયણ હોઇ તેઓએ જોયું

કે ગુસ્સાના જ આવેશમાં ખૂન કરવું એ ગુન્હો છે ને તેમ કરવાની ઇસ્લામ મનાઇ કરે છે. હિંસા કરવાના પ્રસંગો ઇસ્લામમાં છે તેમાં આજનો પ્રસંગ નથી સમાતો એમ તેઓએ ચોક્કસ જોયું ને બીજાઓને પોતે સરસ રીતે બતાવી શક્યા.

તેથી હું કહું છું કે તેઓએ પોતાની શાન્તિની પ્રતિજ્ઞાનું પૂરું પાલન કર્યું છે, અને તેમ છતા તેઓ બહાદુર, નિર્ભય છે. તેઓની ધર્મસેવા ને લોકસેવાને વિષે કોઇથી શંકા લાવી જ ન શકાય. જ્યાં નિર્ભયતા, શૌર્ય અને સેવાનો સંગમ હોય ત્યાં બલિદાનની અવધિ ગણાય. બલિદાનનું પરિણામ હમેશા મનવાંછિત ફળ રહ્યું છે તેથી હું માનું છું કે હવે આપણી જીતનો, સ્વરાજનો, ખિલાફત અને પંજાબના ન્યાયનો સમય આવી પહોચ્યો છે.

પણ એવી જીતને શરતો રહેલી છે. એકે કરેલા યજ્ઞનું ફળ બીજાને ત્યારે જ મળે કે જ્યારે બીજો તેનો સ્વીકાર કરે. અલી ભાઇઓના યજ્ઞને આપણે આપણો કરી લઇયે તો જ જીત મળે આપણો કરવો એટલે આપણે પણ તેઓના જેવું કરવું. તેમની હિમ્મત, તેમની નિર્ભયતા ને તેમની સેવાપરાયણતાનું અનુકરણ કરવું. તેઓ જેલ ગયા, હવે ખિલાફતનું કોણ ચલાવશે, એવો તુચ્છ વિચાર મુસલમાન કરે તો તેઓ આ ભાઇઓને સમજ્યા નથી. તેઓ ગયા, હવે સ્વરાજની ગાડી કોણ ખેંચશે એવો નામર્દાઇનો સવાલ હિન્દુ કે મુસલમાન ન કરે. આપણને હવે નેતાની—માર્ગ-દર્શકની જરૂર થોડી જ રહી છે. નથી રહી એમ કહેવામાં, અતિશયોક્તિ નથી. આપણે માર્ગ જાણ્યો છે ને જોયો છે ત્રણ શરતો હિન્દુ મુસલમાન બન્નેને સારુ અનિવાર્ય છે. શાન્તિ, હિન્દુમુસલમાન ઐક્ય અને સ્વદેશી. બધા ધર્મીઓએ આ ધર્મ સરખા જ પાળવા રહ્યા છે. અસ્પૃશ્યતાના મળનો ત્યાગ હિન્દુઓએ કરવો રહ્યો.

શાન્તિનો ભંગ કરી મોપલાઓએ પોતાનો નિરર્થક નાશ વહોર્યો છે. શાન્તિ ન રહે તો હિન્દુમુસલમાનનું ઐક્ય ન જળવાય એમ મોપલાઓએ સાબીત કરી આપ્યું છે. એટલે સરકાર આપણને ગમે તેટલું ખીજવે તોપણ આપણે ગુસ્સો ન કરવો ને સ્થિરતા ન છોડવી.

અને જેમ શાન્તિ આપણો ધર્મ છે તેમ હિન્દુમુસલમાનનું ઐક્ય એ પણ આપણો ધર્મ છે. કેટલાક મોપલા દીવાના બન્યા તેથી કંઇ મુસલમાન બધા ખરાબ ન ગણાય. શાહબાદમા ત્રણ વરસ પર હિન્દુઓ દીવાના બન્યા હતા. તેથી કંઇ બધા હિન્દુઓ ખરાબ ન ગણાયા. કોઇની વચ્ચેના ઐક્યનો અર્થ જં એ છે કે

તા. ૨૫-૯-૧૯૨૧

એકબીજા વચ્ચે તકરાર થાય તોપણ તેઓ દુશ્મન ન બને પણ તકરારનો ફડચો શાન્તિથી કરે. કુટુંબોમાં ઐક્ય સામાન્ય રીતે વર્તે છે એમ કહેવાય. પણ એનો અર્થ એમ નથી કે કુટુંબીઓ કદી લડતા જ નથી. ઐક્ય જાળવવાનો પ્રયત્ન કરતાં કરતાં આપણે કોઈ કોઇ વાર લડી પડશું એમાં મને શંકા નથી. પણ લડતા છતાં આપણા નેતાઓ એવા હશે કે જે હમેશાં આપણને અંકુશમાં રાખશે. જો મુસલમાન મોપલા નેતાવર્ગ ગાંડપણને વખાણત, વખોડત નહિ, તો હિન્દુમુસલમાન ઐક્ય જોખમમાં આવી પડત ખરૂં. પણ મોપલાઓના ગાંડપણને પસંદ કરનાર એક પણ મુસલમાન હોય એમ મને નથી લાગતું. એવા એકેને હું જાણતો નથી. તેમ હો યા ન હો, પણ એ તો એક બાળક સુદ્ધાં સમજી શકે કે જો હિન્દુમુસલમાન વઢે તો ત્રીજાનો ખપ પડે જ. તેથી હિન્દુમુસલાન ઐક્ય એ સ્વરાજની બીજી અનિવાર્ય શરત છે.

તેટલી જ અગત્યની શરત સ્વદેશી એટલે રેંટીયો છે. રેંટીયો હિન્દુમુસલમાનના ઐક્યની, આપણી શાન્તિની, આપણા નિયમની, આપણા ઉદ્યોગની, યોજનાશક્તિની, આપણી વ્યાપારશક્તિની, આપણી પરમાર્થબુદ્ધિની, ગરીબો પ્રત્યેના આપણા પ્રેમની અને આપણી સ્ત્રીઓની રક્ષા કરવાની આપણી ઇચ્છાની નિશાની છે. એકલા હિન્દુ રેંટીયો ચલાવે છે તો હિન્દુને ફાયદો થાય, પણ સ્વરાજ ન મળે. આપણે ગુસ્સામાં હોઇયે, આપણું લોહી ઉકળતું હોય, તે વેળા આપણને રેંટીયો ચલાવવો નહિ ગમે. રેંટીયો શાન્તિની મૂર્તિ છે અને રેંટીયો આપણી આજીવિકાને વિષે જે ભે આપણા મનમાં પેસી ગયો છે તેને ટાળનારી વસ્તુ છે. તેથી રેંટીયો જ્યાં સુધી ઘેર ઘેર ન ચાલે ત્યાં સુધી આપણે શાન્ત છીયે, એક છીયે એમ સાબીત ન જ થાય.

રેંટીયામાં સાળ, પીંજણ વગેરે આવી ગયાં. તે ચાલે એટલે હિન્દુસ્તાનમાં પાણું નૂર આવે. તે ન ચાલે તો પરદેશી કાપડનો બહિષ્કાર ન જ થાય ને થાય તો તે ન નભે. આપણે મીલના માલિકોની મદદ માગીયે છીયે, આપણને પરદેશી કાપડના વેપારીઓની ગરજ છે, પણ છેવટે તો આપણને આપણી પોતાની ગરજ છે. જો આપણે સાચા તો જગ સાચું. સાચાને કોઇ છેતરી જ નથી શકતું. તેથી આપણે દરેકે પરદેશી કાપડનો બહિષ્કાર કરવો જોઇયે, કપાસની કોઇ પણ ક્રિયા કરવામાં રોકાઇ જવું જોઇયે.

અલી ભાઇઓને છોડાવવાની અનિવાર્ય શરત આપણે હવે જાણી. ત્રણ છે છતાં અન્તે એક જ આવીને ઉભે છેઃ **સ્વદેશી**, કેમકે તેમાં પહેલી બે છૂપાયેલી છે.

સ્વદેશીના સંપૂર્ણ પાલનથી સ્વરાજ છે; ને સ્વરાજ મળ્યે સ્વરાજની સભાની પહેલી બેઠકનું કામ અલી ભાઇઓને અને બીજા અસહકારી કેદીઓને છોડાવવાનું હોય.

આવી સરળ વાતોમાં આપણને માર્ગદર્શકની જરૂર જ નથી રહેતી. સ્વરાજ ત્યારે જ મળે કે જ્યારે આપણે બધા આપણા પોતાના માર્ગદર્શક થઇ જઇયે.

આટલી તો હિન્દુ મુસલમાન બન્નેને લાગુ પડતી શરતો.

હિન્દુ જો પોતાનું હિન્દુપણું ન સમજે તો કદી હિન્દુસ્તાન સ્વરાજ ન મેળવે. અસ્પૃશ્યતા ન જાય છતાં ખિલાફતનો ફેંસલો થઇ શકે એ હું જોઇ શકું છું, પણ અસ્પૃશ્યતા ન જાય તો સ્વરાજ તો ન જ મળે. બાવીસ કરોડ હિન્દુઓ પોતાના પાંચમા હિસ્સાને દબાવે એનું નામ સ્વરાજ નહિ પણ રાવણરાજ; એનું નામ ધર્મ નહિ પણ અધર્મ. આ લેખ હું મદ્રાસ ઇલાકાના કુંભકોણમમાંથી લખી રહ્યો છું; કુંભકોણમ તેનાં મન્દિરોને સારૂ પ્રખ્યાત શહેર છે; કુંભકોણમમાં વિદ્વાન દ્રાવિડો વસે છે; પણ કુંભકોણમના બ્રાહ્મણોને ભંગીનો પડછાયો લાગે તો તેઓ અભડાય! એ ભંગીને માર પણ પડે, ગાળો તો તેની ઉપર વરસે જ. અસ્પૃશ્યતાની ડાયરશાહી જેટલી મદ્રાસમાં ચાલે છે એટલે બીજે ક્યાંય નથી ચાલતી. અસ્પૃશ્યથી બ્રાહ્મણોની ગલીમાં તો જવાય જ શાનું? અસ્પૃશ્યને ઇરાદાપૂર્વક અજ્ઞાની રાખવામાં આવે છે. જાનવર માંદાં પડે તો તો કોઇક પણ તેની સારવાર કરનાર મળે ખરા; પણ અસ્પૃશ્યના બેલી તો રામ જ છે. નિર્દોષ અસ્પૃશ્યની હાય જ આપણને સ્વરાજથી વિખૂટા રાખે તેમ છે. મદ્રાસ ઇલાકામાં તો આ પ્રશ્ન દિવસે દિવસે ઉગ્ર સ્વરૂપ ધારણ કરતો જાય છે. મદ્રાસના અન્ત્યજ મજૂરો અને બીજાઓની વચ્ચે ભારે તડાં પડયાં છે, અને તેઓ એકબીજાની સાથે મારામારી પણ કરે છે. અસ્પૃશ્યની ઉપર પ્રેમ કરવો, તેમને સહોદર ભાઇ ગણવા, તેમના અડવાથી ન અભડાવું, એમાં સ્વરાજ તો રહ્યું જ છે, પણ તેમાં હિન્દુ ધર્મનો ઉદ્ધાર પણ રહ્યો છે. ગોરક્ષક હિન્દુથી અન્ત્યજનો ત્યાગ ન જ થાય. અન્ત્યજ મેલો છે, તે મુએલાં ઢોરનું માંસ ખાય છે, દારૂ પીયે છે, પૃથ્વી ઉપર રહેલા બધા દોષો તેનામાં છે, તે છતાં તે આપણો સગો ભાઇ છે એમ માની આપણે તેની તરફ વર્તીયે તો જ આપણાથી સ્વરાજમન્ત્રનું ઉચ્ચારણ થઇ શકે.

તા. ૧૫-૯-૧૯૨૧

# સિપાહીશાહી

## મારા ઉપર નોટિસ

મદ્રાસમાં હું પહોંચ્યો તે જ દહાડે મારા ઉપર મદ્રાસની સરકારનો કાગળ આવ્યો. તેમાં જણાવ્યું હતું કે 'મલબારમાં જવાનો તમે હાલ વિચાર રાખતા હો તો તમારે ન જવું એવો સિપાહીશાહીના વડાનો અભિપ્રાય છે અને તેમાં ગવર્નર સમત છે. આમ છતાં જો તમે જશો તો તમને સરકાર પાછા કાઢશે.' આ કાગળનો જવાબ મેં હજુ લગી વાળ્યો નથી. શું વાળું? મને તો એક જ જવાબ વાળવો ગમે : 'તમારો કાગળ જાણ્યો. મારાથી ગયા વિના નહિ રહેવાય. તમારાથી થાય તે કરજો.'

પણ આવો જવાબ કેમ વળાય? મારે જ હાથે મેં કાયદાનો સવિનય ભંગ મુલતવી રાખ્યો છે ને બીજાઓની પાસે રખાવ્યો છે. જે વાતાવરણમાં લોકો સવિનય ભંગ ને સામાન્ય ભંગ વચ્ચે ભેદ જાણતા નથી તે વાતાવરણમાં મારા જેવાથી એકદમ સવિનય ભંગ કેમ થાય? આવા વિચારોથી જવાબ દેવાનું જ માંડી વાળ્યું. મને તો સ્વરાજ મેળવવાની તક આવી છે તે હું આમ જતી કરી રહ્યો છું, તે એવી આશાએ કે હજુ જે મહિના રહ્યા છે તેમાં લોકો સવિનય ભંગને ઓળખી લેશે ને આપણે નીડર થઈને સવિનય ભંગ કરી શકશું ને સાર્વજનિક સ્વરાજ મેળવી લઈશું.

આ લેખ હું ત્રિચિનાપલ્લીમાં લખી રહ્યો છું 'અહીંઆં વળી બીજો પણ એક હુકમ મને મળ્યો છે. તે પુદુકોટા રાજ્ય તરફથી છે. તેમાં તે રાજ્યના કોઈ અંગ્રેજ અમલદારની સહી છે. મારે તે રાજ્યની હદમાં થઈને ચેટીનાદ જવાનું હતું. હદમાંથી પસાર થતાં પણ રખેને તેની રૈયત મારી અસર નીચે આવે એ ધાસ્તીથી મને તેના અમલદાર લખે છે, 'રાજાસાહેબે સાંભળ્યું છે કે તમે તેમની હદમાંથી પસાર થવાના છો. તેમ કરશો તો સરહદ પરના સિપાઈઓ તમને પાછા વાળશે.' આનો જવાબ તો મેં વાળ્યો છે, 'તમારો કાગળ મળ્યો. મારે તમારી હદમાંથી જવું હતું ખરું. પણ તમારો કાગળ આવવાથી હવે હું બીજે રસ્તે ચેટીનાદ જઈશ.'

પણ આ બધાં હું શુભ ચિહ્ન સમજું છું. આ અવસરોનો ઉપયોગ કરતાં આપણને આવડે તો આપણે જરૂર આ વર્ષમાં જ સ્વરાજ મેળવી લઈએ. ઉપાયો પણ સહેલા છે. આપણે આપણાં કાર્યમાં પ્રવૃત્ત રહેવું ને પછી જેલને વધાવી લેવી.

જેલની લાયકાત હજુ આપણામાં નથી આવી. આપણે સ્વદેશીને ઓળખ્યું નથી; રેંટીયાનું મહત્વ જાણતા નથી. આપણામાંના કેટલા કાર્યકર્તાઓ હમેશાં શ્રદ્ધાપૂર્વક ધર્મ સમજીને રેંટીયો ચલાવીયે છીયે? કેટલાએ પોતાના બધાં પરદેશી કપડાંનો ત્યાગ કર્યો છે? આંધળો પણ જોઇ શકે છે કે કાપડનો બહિષ્કાર સરકાર સાંખી જ નથી શકતી. અનેક તરેહના ઉપાયો તે એવા બહિષ્કારથી આપણને વિમુખ રાખવા યોજી રહેલ છે.

વિદ્યાર્થીઓ શાળાકૉલેજો છોડે, વકીલ વકીલાત છોડે, દારૂડીઆ દારૂ છોડે, એ બધું સરકારને વસમુ તો લાગે; છતાં તે સાંખે ખરી. પણ સ્વદેશીને તો ન જ સાંખે. પરદેશી કાપડને સારૂ સરકાર અહીં આવી ને તેને જ અર્થે હિન્દુસ્તાન ઉપર અમલ ચલાવે છે. પરદેશી કાપડ એ જ આપણા ઉપરની મોટામાં મોટી ખંડણી છે. તે ખંડણી આપતા આપણે બંધ થયા એટલે સરકાર અમલદાર મટી સેવક થવાની.

સપ્ટેમ્બરની આખર નજીક આવી. મને ખબર નથી કે ગુજરાતમાંયે બહિષ્કાર કેટલો ચાલ્યો છે, રેંટીયા કેટલા ચાલ્યા છે. હું તો અક્ટોબર માસ પહેલાં ગુજરાતનાં દર્શન નથી કરી શકવાનો. મારી ઉમેદ છે કે હું જ્યારે ગુજરાત પહોંચું ત્યારે ભાઇઓ અને બહેનોનાં શરીર ઉપર ને તેમનાં ઘરોમાં ખાદી જ ખાદી જોઇશ-ને દરેક ઘરમાં રેંટીયો ભાળીશ.

હિન્દુસ્તાનની ઉપર ખિલાફતનો ઘા તો છે જ; પંજાબનો વણાં જ કરે છે; હવે મલબારનો વધ્યો છે. એ જખમો ગુજરાત રૂઝવવા ધારે તો રૂઝવી શકે છે એવી મારી ખાતરી છે. આ પ્રત્યક્ષ જોવા મેં જેલમાં જવાના શુભ અવસરનો ત્યાગ કર્યો છે એમ કહું તો વધારે પડતું નથી. તે પણ મારી ખામોશીનું એક કારણ છે.

## ૬ પંજાબની પુનરાવૃત્તિ

આટલા દિવસ સરકાર મારા હેતુઓ શુદ્ધ હોવાની વાત કબૂલ રાખતી આવી છે. તેણે મારા હેતુઓને વિષે અણવિશ્વાસ ન હોવાનો હમેશાં દેખાવ કર્યો છે. વળી એ વાતની સૌ કોઇએ સાક્ષી પૂરી છે કે મારી હાજરી દરેક જગાએ હમેશા શાન્તિ પેદા કરાવનારી નીવડી છે. આ સ્થિતિમાં ઉપલી નોટિસમા મને કરવામાં આવેલા મનાઇ હુકમ—કારણ એ કાગળ ચોખ્ખો હુકમ જ છે—માંથી એક જ સાર ખેંચી શકાય એમ છે, અને તે એ જ કે સરકારને શાન્તિ નથી જોઇતી.

તેને મલબારમાં સિપાહશાહીએ વર્તાવેલા કેરની હકીકતો અજવાળામાં આવે એ નથી જોઇતું. એટલું જ નહિ પણ દુર્ભાગી મલબારમાં પંજાબની જે પુનરાવૃત્તિ થઇ રહી છે તેને અટકાવવા તે નથી માગતી.

એક જ દાખલો આની સાબીતીને સારૂ બસ થઇ પડશે. મલબારમાં આબરૂદાર જુવાનીઆઓમાં ખાદીનાં પહેરણ અને ખાદીની ટોપીઓ ફાડી તોડી ઝુંટવી લેવામાં આવી અને તેમની સમક્ષ સળગાવી મુકવામાં આવી. એક જણની ટોપીમાં થુંકવામાં આવ્યું અને પછી તેને તે ટોપી પહેરવાની ફરજ પાડવામાં આવી. પંજાબમાં અને આમાં રીતનો—દિલનો શો ફરક છે? આવા જુલમની અનેક કહાણીઓ મને પહોંચી છે, પણ પૂરાવાને અભાવે તે હું હજુ ન છાપું. જેમણે લૂંટફાટ વગેરે અટકાવ્યાનો પૂરાવો હતો તેઓને પણ માત્ર તેઓ મહાસભાના સભ્ય હતા એટલા જ સારૂ પકડવામાં આવ્યા! કાલીકટવાળા શ્રી. કેશવ મેનન જેવા નામાંકિત આબરૂદાર માણસને પણ કાલીકટ છોડવાની મનાઇ કરવામાં આવી છે! આ મનાઇ હુકમ મારી મલબાર જવાને લગતી ખબર જાહેર થયા પછી બજાવવામાં આવ્યો છે. શ્રી. કેશવ મેનન અશાન્તિવાળો પ્રદેશ છોડત તેમાં જાહેર સલામતીને કઇ રીતે ધક્કો પહોંચત? મને મળેલી હકીકતો ઉપરથી તો હું એમ જ જોઇ રહ્યો છું કે મિ. ટૉમસ જે મલબારના આ આખા કાંડનું મૂળ છે તે સર માઇકલ ઓડવાયરની બરાબર નકલ કરી રહેલ છે અને છતાં સર માઇકલ ઓડવાયરમાં જે ઉઘાડી દુશ્મનાવટ કરવાની બાબાઇ હતી તે આનામાં નથી. પણ હું એને અન્યાય કરતો હોઉં. કદાચ એની જીભે તાળું છે. મદ્રાસના ગવર્નરે લૉર્ડ ચેમ્સફર્ડનો પાઠ ભજવવા માંડ્યો છે. એણે પોતાના હાથ નીચેના હાકમોને ચારે પટ મોકળા મુક્યા છે.

---

# હિન્દુમુસલમાન ઐક્ય

એક પરમ મિત્ર લખે છે:

"હિન્દુમુસલમાન એક્તા અત્યારે ઘડાઇ રહી છે. મોપલા હત્યાતે હિન્દુ દિલમાં નવો વહેમ જગાડ્યો છે. મુસલમાનો હિન્દુઓને યુક્તિપ્રયુક્તિથી, બળાત્કારથી, વટલાવવા પ્રયત્ન ન હિ કરે એની ખાતરી શી? ખિલાફત એટલે ઇસ્લામની હકૂમત; અને તેમાં જીત થાય એટલે ઇસ્લામીઓ શેરે ચઢે; એટલે મુસલમાની ધર્મ ફેલાવવાનો રસ્તો લે, એટલે કે હિન્દુઓને

વટલાવવાનો રસ્તો છે. અહિંસાને બોધ મોપલાઓને ન પહોંચ્યો એટલે તેઓએ અત્યાચાર કર્યો. પણ હિન્દુઓને વટલાવવાનાકામને અને અહિંસાને શો સંબંધ છે? ધર્મની ધૂનમાં વટલાવવાને માર્ગે તેઓ વળે એમાં કંઇ નવાઇ?'

આ લખનાર હિન્દુમુસલમાન ઐક્યને માનનારા ચુસ્ત હિન્દુ છે. છતાં તેમને ઉપરની શંકા થઇ છે. આવી શંકાઓ જો એક ઐક્યને દૃઢતાપૂર્વક માનનારના મનમાં થઇ છે તો જેઓને હમેશાં શક રહ્યાં કર્યો છે તેમના મનમાં કેમ ન થાય? તેથી આવી શંકાઓનો ફડચો જાહેરમાં કરવો હું દુરસ્ત ધારું છું આપણે જો દિનપ્રતિદિન નિર્ભય થતા જતા હોઇયે તો આપણે બધી શંકાઓનો વિચાર જાહેરમાં કરી શકીયે એવી સ્થિતિ હોવી જોઇએ. ઉપરની શંકામાં અહિંસાનો અર્થ નથી સમજાયો એમ હું સ્પષ્ટ જોઉં છું. ઇસ્લામનો અર્થ નથી સમજાયો, અને હિન્દુમુસલમાનના ઐક્યનો અર્થ પણ નથી સમજાયો

અહિંસાને જે ધર્મ માને છે તે સમજે છે કે તેની સમક્ષ વેરભાવ—બળાત્કાર ઉભી જ નથી શકતો. જો મલબારના હિન્દુ અહિંસાના પાળનારા હોત તો કોઇ મોપલા તેમની ઉપર બળાત્કાર ન કરી શકત. પણ બધાનામાં અહિંસા ન હોય એમ શંકા થશે, ને તે ખરી છે. એનો ઉત્તર એ છે કે જો હિન્દુઓનો થોડો વર્ગ પણ ખરેખરી અહિંસા પાળે તો તે વડે બીજાનું રક્ષણ થઇ જાય. એવો અહિંસાનો પ્રભાવ છે. પણ કોઇ એમ કહે કે હિન્દુઓ કંઇ અહિંસાવાદી નથી તો? તો પછી ઉપરનો સવાલ જ ઉભો નથી થતો. કેમકે જે અહિંસાવાદી નથી તે તો પોતાનું રક્ષણ લડીને કરી લે, પછી તે એકલો હોય કે અનેક હોય. જે જે અર્થ શસ્ત્રબળથી સધાય છે તે બધા અહિંસાબળમા આવી જ જાય છે. શસ્ત્રબળ વાપનાર પણ બળવાનની સામે ઝૂઝે ત્યારે જ ગરો કહેવાય. અહિંસાવાદી તો વગરશસ્ત્રે ઝૂઝે એટલે તેના બળની તો હદ જ ન રહી. જે પોતાના ધર્મનું રક્ષણ ન કરી શકે તેને ધર્મનો જ અધિકાર નથી. જેઓને બળાત્કારે મુસલમાન બનાવવામાં આવ્યા તેઓએ બળાત્કાર કેમ સહન કર્યો? તેઓએ કેમ પ્રાણત્યાગ કર્યો? અથવા તો તેઓ લડતાં કાં ન છતીને આવ્યા અથવા મર્યા? જો અંગ્રેજે બચાવ્યા તેથી નવ્યા તો તેઓએ અંગ્રેજનો ધર્મ કબૂલ કર્યો; જો મારા બચાવવાથી જીવન તો મારો ધર્મ કબૂલ કરત. તેઓનો તો ધર્મ જ ન હતો. ધર્મ એક વ્યક્તિગત સંગ્રહ છે. તેને માણસ પોતે જ રાખી શકે છે ને પોતે જ ખૂએ છે. સમુદાયમાં જ બચાવી શકાય તે ધર્મ નથી, મત છે.

તા. ૨૫-૯-૧૯૨૧.

ઇસ્લામ બળાત્કારે કોઇને મુસલમાન બનાવવાની રજા નથી આપતો, એટલું જ નહિ પણ બળાત્કારની મનાઇ કરે છે. ઇસ્લામમાં બળાત્કારનો ઉપયોગ થયો છે એ કહેવું નિરર્થક છે. બધા અનુયાયીઓ કંઇ પોતાના ધર્મને નથી અનુસરતા. ગાયોને બચાવવા કંઇ મુસલમાનની કતલની હિન્દુ ધર્મમાં આજ્ઞા છે? નથી. છતાં હિન્દુ પાગલ બને છે ને મુસલમાન સાથે વઢે છે એ આપણે ક્યાં જાણતા નથી? જો ઇસ્લામમાં બળાત્કારને અવકાશ હોય તો તે ધર્મ નહિ પણ અધર્મ ગણાય. તેવો બળાત્કાર ઇસ્લામમાં નથી જ એમ મારી ખાતરી છે. જો હોય તો બધા મુસલમાનો ખુલ્લી રીતે કબૂલ ન કરે? બળાત્કારે આજ લગી એક પણ ધર્મ દુનિયામાં ચાલ્યો નથી. મુસલમાન બાદશાહીનો જે ઇતિહાસ આપણને શીખવવામાં આવે છે તેમાં ઘણી અતિશયોક્તિ છે એમ મારું માનવું છે. ખિલાફતની જીતથી મુસલમાનનું જોર વધશે જ, શૌર્ય પણ વધશે જ, પણ તેનો ઉપયોગ હિન્દુની સામે થશે એમ માનવાનો અર્થ એ થયો કે મુસલમાનોમાં ખાનદાની જેવી વસ્તુ જ નથી; તેઓમાં ઉપકારનો બદલો અપકાર જ છે; એટલે કે તેઓમાં ધર્મ જ નથી! મારો આખો અનુભવ એથી ઉલટો છે. અનેક મુસલમાનોની સચ્ચાઇ ને ખાનદાની મેં અનુભવ્યાં છે.

પણ હિન્દુમુસલમાન ઐક્યનો એવો અર્થ તો ન જ હોય કે કોઈ મુસલમાન કે કોઇ હિન્દુ કદી ભૂલ ન જ કરે. ભૂલ કરે છતાં આપણે અડગ રહીએ ત્યારે જ ઐક્યનો ધર્મ પળાયો ગણાય.

પણ હજુ આ સવાલને જરા વધારે વિચારીએ. સરકાર આપણી ચોટલી પરાણે નથી કાપતી, પણ તેણે આપણામાં આત્માને જ ક્યાં રહેવા દીધો છે? સરકારના બળાત્કાર આગળ મોપલાઓનો બળાત્કાર મને નજીવો લાગે છે. સરકારના અમલદારે એક પળમાં લોકોની ખાદી છીનવીને હિન્દુ મુસલમાન બન્નેને ધર્મહીન કર્યા. હિન્દુ-મુસલમાનની માણસાઇ હરી લીધી છે તે કોણે? સરકારના શસ્ત્રબળની સામે થવાની જ આપણી શક્તિ નથી. મુગલાઇમાં આપણી એવી હલકી દશા ન હતી. મોપલાના શસ્ત્રબળ સામે શસ્ત્રથી થવાના ઉપાયો હું હમણાં જ યોજી શકું છું. પણ જોકે હું મને પોતાને શસ્ત્રશાસ્ત્રનો કંઇક જાણનાર માનું છું તોયે સરકારના શસ્ત્રબળ સામે શસ્ત્રનો પ્રયોગ નથી હું શોધી શકતો ને નથી અલી ભાઇઓ શોધી શક્યા.

વળી હિન્દુમુસ્લીમ ઐક્યનું નભવું 'બન્નેના શાન્તિના' સ્વીકાર ઉપર જ નિર્ભર છે. દરેક કોમના આગેવાનોએ કબૂલ કરવું જ પડશે કે આપણી વચ્ચેના ઝગડાનો ફડચો કેવળ શાન્તિથી એટલે પંચ મારફતે જ થવો જોઇએ.

છેવટમાં જે હિન્દુને બળાત્કારે મુસલમાન કરવામાં આવ્યા છે તે કંઈ મુસલમાન ગણાય નહિ, તેઓ અભડાયા ગણાય નહિ, તેઓને હિન્દુમાં ગણવાનો સંપૂર્ણ અધિકાર છે. તેઓને કશાય પ્રાયશ્ચિત્તની જરૂર નથી.

મારે એટલું પણ ઉમેરી જવું ઘટે છે કે જે જે મુસલમાને મોપલાના અત્યાચારની વાત સાંભળી છે તેને ભારે દુઃખ થયું છે; ને જો આજે ત્યાં આપણા માણસોને જવાની પરવાનગી હોત તો મોપલાઓ પોતે જ માફી માગત. મારી ખચીત ઉમેદ છે કે એઓ સ્વરાજ મળ્યે તો માફી માગશે જ. તેઓ કેવળ લડવાનું જ સમજે છે. તેઓ આપણા અણસમજુ ભાઈઓ છે. તેઓને સરકારે તો સુધારવાનો પ્રયત્ન ન જ કર્યો, પણ આપણેયે નથી જ કર્યો. મલબારના હિન્દુઓનો દોષ નથી ?

# મારી નોંધ

## મોપલા ઉપદ્રવ

મોપલા ઉપદ્રવથી આપણને ભારે ધક્કો લાગ્યો છે તેમાં શક નથી. મદ્રાસ ઇલાકામાં હિન્દુમુસલમાન ઐક્ય વિષે અશ્રદ્ધા પેઠી છે. લોકો છેવટ લગી શાન્તિ નહિ જાળવી શકે એમ ઘણાને થઈ ગયું છે. બીજા હેબતાઇ ગયા છે. એટલે સભાઓ વગેરેમાં નથી આવતા એમ નથી, પણ હવે શું થશે એવા પ્રકારનો ડર લાગી ગયો છે. સેંકડો મોપલા માર્યા ગયા છે; હજુ કતલ થઇ રહ્યા છે. પરિણામ એ આવ્યું છે કે હવે મલબારમાં સ્વદેશી ચળવળ બંધ થઇ ગઇ છે. એ ચળવળ બંધ કરવી એવો તો સરકારનો ઇરાદો હતો જ. માર્શલ લૉ—સિપાહીશાહી દાખલ થતાં સ્વદેશીનો નાશ કરવાનો સરકારને ખૂબ લાગ મળ્યો છે. એમ કહેવાય છે કે સિપાહીશાહી શરૂ થઇ ત્યારે જેમણે ખાદીનાં પહેરણ પહેર્યાં હતાં તે ફાડવામાં અને બાળવામાં આવ્યાં. ખાદીની ટોપી, રેંટીયા વગેરે બાળવામાં આવ્યાં. પરિણામ એ આવ્યું કે ખાદીની ટોપી અને રેંટીયા જે કાલીકટની બજારમાં જોવામાં આવતાં હતાં તે એક દિવસમાં અલોપ થઇ ગયાં. જો મોપલા ગાંડા ન બન્યા હત તો આવું દુઃસહ પરિણામ ન આવત. જો તેઓએ ખૂનરેજી ન કરી હત છતાં કોઇ અમલદારે ખાદીનાં પહેરણ બાળવાની ઉદ્ધતાઈ કરી હત તો તે આજે બરતરફ થયો હત, અથવા ખાદીનો પ્રચાર વધ્યો હત, પણ મોપલાના ગાંડપણથી તો અવળું પરિણામ આવ્યું છે. તેઓને તો સ્વદેશીનું ભાન જ ન હતું બીજા જે રહ્યા તે ડરકણ. તેમનાથી ખાદી પહેરાય, પણ તેમનામાં મરવાનું જોર તો હજુ ન જ મળે. તેથી તેઓએ ડરને લીધે ખાદીનો ને રેંટીયાનો ત્યાગ કર્યો. આમાંથી

આપણે સારે શીખામણ લેવાની છે. આપણે ખાદી પહેરીયે છીયે અને ખાદીની ટોપી પહેરીયે છીયે તે ધર્મ જાણીને. આપણને ધમકાવીને કે ડરાવીને કોઇ ખાદી મુકાવી ન જ શકે. તેને સારૂ એટલે સ્વદેશીને સારૂ આપણે મરવા તૈયાર થવું જ જોઇએ અને આપણે ખાદીના પ્રચારમાં વધારે ઉત્સાહી બનવું જોઇયે.

## ધન્ય એ ધર્મપત્નીને !

મૌલાના મહમદઅલીનાં બેગમ સાહેબના ધૈર્યથી હું આશ્ચર્યચકિત થાઉં છું. વૉલ્ટેરમાં તેમના પતિ પકડાયા તેમને મળીને તે પાછાં ફર્યાં ને મેં પૂછયું, 'તમે ગભરાતાં તો નથી ના ?' તેમણે કહ્યું, 'મને કશો ગભરાટ નથી. પકડાવાના તો હતા જ. એ તો તેમનો ધમ હતો ' તેમના અવાજમાં મેં કંઇ ભાંસરાપણું ન જોયું. ત્યારપછી પણ તેઓ અમારી સાથે જ ફરી રહ્યાં છે ને હિમ્મત બતાવી રહ્યા છે. બૈરાઓની સભામાં તેમજ મરદોની સભામાં બુરખો ઓઢી આવે છે અને ટુંકા ને હૃદયમા પેસી શકે એવાં ભાષણો કરે છે સહુને શાન્ત રહેવા, રેંટીયા ચલાવવા ને ખાદી પહેરવા ભલામણ કરે છે. મુસલમાનોની પાસેથી સ્મર્નાને સારૂ પૈસા માગે છે. થોડા જ માસ પહેલા તેમના શોખનો પાર ન હતો. બારીક કપડાં ખૂબ જોઇતાં. આજે જાડી ખાદીનો લીલો રંગેલો ઝભ્ભો પહેરે છે. હિન્દુ સ્ત્રીના કરતાં મુસલમાન સ્ત્રીને વધારે કપડાં પહેરવા પડે છે, ને બેગમ સાહેબનું શરીર હળવું નથી, છતાં પોતે ધર્મને ખાતર અને મુલ્કને ખાતર આમ તપશ્ચર્યા કરી રહ્યાં છે. પરિણામ એ આવ્યું છે કે તેમનાં દર્શન કરવા હવે ઠેકઠેકાણે મુસલમાન બહેનો પણ નીકળી પડે છે.

મદ્રાસ પ્રાન્તની મુસલમાન બહેનોનો પોષાક ઘણો જ સાદો જોઉં છું. જ્યારે હિન્દુ બહેનોના પોષાકમાં રંગનો પાર જ નથી, ત્યારે મુસલમાન બહેનોના પોષાકમાં તો હું જાડી સફેદ જગનાથી જ જોઇ રહ્યો છું. એ દેખાવ મને બહુ પવિત્ર લાગે છે. હિન્દુ બહેનોની અનેક પ્રકારના રંગ વાળી સાડી મને અત્યારે તો અળખામણી લાગે છે.

## સ્વદેશીનો અભાવ

મદ્રાસ પ્રાન્તમા સ્વદેશીનો પ્રચાર બંગાળ કરતા પણ ઓછો જોવામા આવે છે, અને સ્ત્રીઓમાં તો નહિ જ એમ કહીયે તો ચાલે પણ મને એવો ભરોંસો આપવામા આવ્યો છે કે હવે સ્વદેશીનો પ્રચાર ઝપાટાથી ચાલશે. ગરીબોમાં કાતવાનો શોખ પોતાની મેળે વધ્યો છે. મદ્રાસના વેપારીઓએ મને ખબર આપી કે તેઓને ત્યાં પરદેશી કાપડની માગણી ઘણી જ થોડી છે ને સ્વદેશીની ખપત ખૂબ વધી છે. એમ હશે. અને એમ હોય તો એવું સિદ્ધ થાય છે કે મહાસભાના કામદારોની મારફતે આ પ્રચાર ઓછો થયો છે ને આ જાગૃતિ પોતાની મેળે જ થઇ છે.

## મદ્રાસના નાયકો

આ સ્વદેશીના પ્રચારના અભાવને સારૂ જરૂર નાયકો દોષી છે. છતાં મદ્રાસમાં સેવકો ઓછા નથી. શ્રી. રાજગોપાલાચારીની દક્ષતાનો પાર નથી; ડૉ. રાજનની ભક્તિનો

પાર નથી. પણ આવા સેવકોને નવું વાતાવરણ પેદા કરવાનું હતું તેમા તેઓને મુશ્કેલીઓ ખૂબ નડી છે. છતાં તેઓ ટકી શક્યા છે ને કામ ચલાવી રહ્યા છે એ જેટલું સન્તોષજનક છે તેટલું જ આશ્ચર્યજનક છે. મદ્રાસની ધાર્મિકતા વિષે મને શ્રદ્ધા છે. જનતા બીજા પ્રાન્તોની જેમ ભોળી છે. જનતાના ઉદ્યોગનો તો પાર જ નથી. એટલે મદ્રાસ આજે છેલ્લું છે છતાં પહેલું ન જ થાય એમ ન કહેવાય. મદ્રાસ વણકરોથી તો ખદબદી રહ્યું છે. વણકરોનો કસબ ઉત્તમ પ્રકારનો છે. તેઓના મુખ્ય માણસોને હું કુંભકોણમમાં મળ્યો. તેમણે હાથના જ કાતેલા ગતરનો ઉપયોગ કરવાનું વચન આપ્યું છે.

---

તા ૨–૧૦–૧૯૨૧

# ૬ રાજદ્રોહ

ના. મુંબઇ ગવર્નરે થોડા વખત અગાઉ પ્રજાને ચેતવણી આપી હતી કે તેઓ રમત છોડી ચોખ્ખી વાત કરી નાખવા માગે છે અને જે ભાષણો આજકાલ ચાલી રહ્યાં છે તેને હવે વધુ વખત સાંખી લેવા પોતે હરગિજ તયાર નથી.'

અલી બિરાદરો અને બીજાઓ પર કામ ચલાવવાને લગતી સરકારી યાદીમાં તેઓ નામદારે પોતાના કહેવાનો અર્થ સ્પષ્ટ કરી બતાવ્યો છે. અલી ભાઇઓ પર લશ્કરના સિપાઇઓને સરકાર પ્રત્યેની વફાદારીથી ડગાવવાના અને રાજદ્રોહી ભાષણો કર્યાના આરોપસર કામ ચલાવવાનું છે.

મારે કહેવું જોઇયે કે મુંબઇના ગવર્નરમા આટલું અજ્ઞાન પ્રવર્તતું હશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. ના. ગવર્નરે હિન્દુસ્તાનના ઇતિહાસનો છેલ્લા બાર મહિનાનો ક્રમ જ નથી નિહાળ્યો એમ કહેવું પડે છે. તેમને ખબર નથી લાગતી કે રાષ્ટ્રીય મહાસભાએ ગયા વરસના સપ્ટેમ્બર માસથી, સેંટ્રલ ખિલાફત કમિટીએ તેથી અગાઉ, અને મેં પોતે તો એથી પણ અગાઉથી લશ્કરી સિપાઇઓને વફાદારીથી ડગાવવાના પ્રયત્નો આદરી દીધા છે. કારણ આ સરકારની કોઇ પણ જાતની સેવા કરનાર તે સરકારને હાથે થતાં પાપોનો ભાગીદાર બને છે એમ લશ્કરમાંના સિપાઇને તેમજ બીજા દરેક ખાતાના નોકરોને ઉઘાડેછોક કહેવાનો હિન્દુસ્તાનને અધિકાર છે એ વાત કરવાનો જશ કે અપજશ સૌ પહેલો મારો જ છે એ જણાવવાની હું રજા લઉં છું. કરાંચીમાં મળેલી ખિલાફત પરિષદે તો મહાસભાએ જાહેર કરેલી વાતનો કેવળ ઇસ્લામની ભાષામા અનુવાદ જ કર્યો કહેવાય

તા. ૨-૧૦-૧૯૨૧

ઇસ્લામની વતી બોલવાનો અધિકાર તો ઇસ્લામના આલિમ કે ઉલેમાઓનો જ હોય, પણ હિન્દુ ધર્મની વતી અને હિન્દી રાષ્ટ્રધર્મની વતી તો હું લેશ પણ સંકોચ વગર કહું છું કે જે સરકારે હિન્દનાં મુસલમાનો જોડે વિશ્વાસઘાત કર્યો છે અને જે પંજાબના અમાનુષ અત્યાચારોની ગુન્હેગાર છે તેની લશ્કરી કે મુલ્કી કોઇ પણ જાતની નોકરી કરવી હરકોઇ હિન્દીને માટે મહાપાતક છે. આ વાત અનેક સભાઓમાં સિપાઇઓની સમક્ષ હું કહી ચુક્યો છું અને આટલો વખત પ્રત્યેક સિપાઇને અંગત વીનવણી કરીને સરકારની નોકરી મુકી દેવાનું મેં નથી કહ્યું તેનું કારણ એ નથી કે તેમ હું ઇચ્છતો નથી, પણ એટલું જ છે કે તેમને આજીવિકા આપવાનું સાધન આજે મારી પાસે નથી. અલબત્ત, એ સિપાઇઓ જો મહાસભા અથવા ખિલાફત કમિટીની મદદ વગર પોતે પોતાનું ગુજરાન કરી શકે તેમ હોય તો તો એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર સરકારી નોકરીમાંથી નીકળી જવાનું તેમને કહેતાં હું નથી અચકાતો.

અને હું એટલી પણ ખાતરી આપું છું કે જે ક્ષણે રેંટીયો દરેક ઘરમાં કાયમનું સ્થાન પામશે અને કાપડ વણીને હરકોઇ માણસ ગમે ત્યારે નિર્મળ આજીવિકા મેળવી લઇ શકે છે એ વાત હિન્દીઓને દીલે વસી જશે તે જ ક્ષણે ગોળીએ વીંધાવાનું જોખમ ખેડીને પણ હું દરેક લશ્કરી સિપાઇને તેની બંદુક હેઠી મુકી વણકર બનવાનું કહેતાં ચુકવાનો નથી. કારણ શું હિન્દી સિપાઇનો ઉપયોગ હિન્દને ગુલામીમાં જ રાખવાના કામમાં નથી થયો ? શું જલિયાવાલા બાગમાં નિર્દોષ લોકોનાં ખૂન કરવામાં તેમનો જ ઉપયોગ ન કરવામાં આવ્યો ? ચાંદપુરમાં પેલી ઘોર રાત્રે નિર્દોષ મજૂર સ્ત્રીપુરુષો અને બાળકોને નિર્દયપણે હાંકી કાઢવામાં શું તેમનો જ ઉપયોગ ન થયો ? મેસોપોટેમિયાના માની આરબોને જેર કરવામાં શું તેમને જ વાપરવામાં આવ્યા નહિ ? મીસરવાસીઓને ચગદી નાંખવામાં હિન્દી સિપાઇઓનો જ ઉપયોગ ન કરવામાં આવ્યો ?

આવી સ્થિતિ વચ્ચે લેશ પણ માણસાઇ ધરાવનારો કયો હિન્દી અગર તો પોતાના દીનનું સ્હેજ પણ અભિમાન ધરાવનારો કયો મુસલમાન અલી ભાઇઓના કરતાં જુદી ભાવનાને પોતાના હૈયામાં સ્થાન આપી શકે ? સાચે જ, હિન્દી સિપાઇનો ઉપયોગ દીનદુબળાંની સ્વતન્ત્રતા અને ઇજ્જતના રક્ષણના કરતાં ભાડુતી મારા તરીકે જ વધારે વેળા થયો છે. સરકારના ગોરા સોલજર અગર તો કાળા સિપાઇઓ મલબારમાં ન પહોંચી ગયા હોત તો શી દશા થાત એનું વર્ણન કરી બતાવીને

ના. ગવર્નરે આપણી હલકામાં હલકી મનોવૃત્તિને પોષવાનો પ્રયત્ન કર્યો છે. હું તે નામદારને જણાવવાની છૂટ લઉં છું કે સરકારી સિપાઇઓની વહાર સિવાય મલબારના હિન્દુઓની આજના કરતાં સારી જ દશા હોત, હિન્દુ મુસલમાન બન્નેએ મળીને મોપલાઓને શાન્ત કર્યા હોત; બ્રિટિશ ન હોત તો કદાચ ખિલાફત-નો સવાલ જ ઉભો ન થયો હોત અને મોપલાઓનું રમખાણ પણ ન જાગ્યું હોત. વળી બૂરામાં બૂરૂં અનુમાન કરીએ કે મુસલમાનો મોપલાઓ સાથે ભળી ગયા હોત તોપણ તે સ્થિતિમાં હિન્દુઓ કાં તો પોતાના અહિંસાધર્મ ઉપર નિર્ભય રહ્યા હોત અને દરેક મુસલમાનને મિત્ર કરી લીધો હોત અગર તો તેમની મરદાનગીની કસોટી થઇ હોત.

ના. ગવર્નરે આમ હિન્દુ અને મુસલમાન વચ્ચે વિખવાદ જગાવવાનો પ્રયત્ન કરીને પોતાનો ઓજ ખોયો છે ને પોતાનો હેતુ (તે જે હોય તે) વણસાડ્યો છે; એટલું જ નહિ પણ તેમણે હિન્દુઓ પોતાના દેશ, ધર્મ કે કુટુંબને માટે મરવા પણ અશક્ત એવા બાયલાઓ છે એવું પોતાની ચાટી દ્વારા સૂચિત કરીને હિન્દુઓનું અપમાન કર્યું છે. અને જો ના. ગવર્નરની ધારણા સાચી જ હોય તો તો એવી હિન્દુ કોમ દુનિયામાંથી જેટલી વહેલી નાબુદ થાય તેટલો દુનિયાને લાભ છે. પણ સાથેસાથે ના. ગવર્નરને હું એ પણ કહી લઉં કે તેમણે આજના હિન્દીઓને લૂંટારાઓના હાથમાંથી (પછી તે મોપલાં મુસલમાનો હોય અગર તો આશાના ચીડાયેલા હિન્દુઓ હોય) પોતાના ઘરબાર બચાવવા જેટલી પણ મર્દાનગી વગરના જોવામાં બ્રિટિશ હકુમતની આબરૂ ઉપર પોતાને હાથે કુહાડો જ માર્યો છે.

અલી ભાઇઓના રાજદ્રોહને લગતો ના. ગવર્નરનો આરોપ એ બિરાદરો પરના લશ્કરને ફિતુર કર્યાના આરોપ કરતા સહેજ જ ઓછો અક્ષમ્ય છે, કારણ તેઓ નામદારને ખબર હોવી જોઇએ કે ચાલુ સરકાર સામે અપ્રીતિ ફેલાવવી એ તો મહાસભાનું બિરુદ જ થઇ પડ્યું છે. પ્રત્યેક અસહકારી કાયદાના જોર ઉપર સ્થપાયેલી આ સરકાર સામે અપ્રીતિ ફેલાવવા બંધાયેલો છે. અસહકાર મૂળે ધાર્મિક અને કેવળ નૈતિક પ્રવૃત્તિ છતાં ચાલુ રાજ્યતન્ત્રને ધીંગદાપૂર્વક ઉથલાવી નાંખવા માગનારી પ્રવૃત્તિ છે અને તેથી ઇન્ડિયન પીનલ કોડની રૂએ તે અલબત્ત કાયદેસર રાજદ્રોહી પ્રવૃત્તિ છે.

પણ આ કંઇ નવી શોધ નથી. લૉર્ડ ચેમ્સફર્ડને આની ખબર હતી. લૉર્ડ રીડિંગ પણ આ વાતથી વાકેફ છે. મુંબઇના ગવર્નર સાહેબને આની ભાળ નથી

એમ મનાય જ કેમ? અને જ્યાં સુધી આ પ્રવૃત્તિને ખૂનામરકીથી દૂર રાખવામાં આવે ત્યા સુધી તેમાં દખલ ન થવા દેવાની સરકારની વાત બન્ને પક્ષને ઇષ્ટ હતી એટલું જ.

પણ અહીંઆં કોઇ એમ કહે કે જ્યારે સરકારને એમ જણાઇ આવે કે આ પ્રવૃત્તિ પોતાના આખા તન્ત્રને જોખમમાં નાંખવા જેટલી વિશાળ થઇ પડી છે ત્યારે શું તેને પોતાનું ધોરણ ફેરવવાનો હક નથી? અલબત્ત છે. હું એના એ અધિકારનો ઇનકાર કરતો નથી. ના. ગવર્નરની યાદીની સામે મારો એટલો જ વાંધો છે કે તેની ભાષા એવી રાખવામાં આવી છે કે અજાણ પ્રજાને જાણે એમ જ થાય કે લશ્કરી સિપાઇઓની વફાદારી ડગાવવાના અગર તો રાજદ્રોહ ફેલાવવાના નવા જ ગુન્હા અલી ભાઇઓએ કર્યા હોય અને જાણે પહેલી જ વાર તેઓ નામદારનું તે તરફ ધ્યાન ખેંચાયું હોય.

મહાસભા તેમજ ખિલાફતના કાર્યકર્તાઓની ફરજ તો સ્પષ્ટ જ છે. આપણે સરકાર પાસે કશી જ રાહત માગતા નથી તેમ તે કશી રાહત આપે એવી અપેક્ષા પણ રાખતા નથી. સુલેહનો ભંગ ન કરીયે ત્યા સુધી આપણને જેલમાં ન મોકલવાનું આશ્વાસન પણ કંઇ આપણે સરકાર પાસે માગવા નહોતા ગયા. આજે સરકાર આપણને રાજદ્રોહને માટે જેલમાં મોકલે તો આપણે ફરીઆદ ન જ કરીયે.

આમ આપણું સ્વમાન અને આપણી પ્રતિજ્ઞા આપણને શીખવે છે કે આપણે શાન્ત, સ્વસ્થ અને અહિંસાપરાયણ રહીયે. આપણો માર્ગ આપણે દોરી મુકેલો છે. આપણે હજારો સભાઓ ભરીને તેમા અલી બિરાદરોના લશ્કરી સિપાઇઓને લગતાં વચનોની ફરીફરી ઘોષણા કરીયે અને જ્યાં સુધી સરકાર આપણને પકડવાનું મુનાસબ સમજે ત્યાં સુધી ખુલ્લી રીતે અને વ્યવસ્થિતપણે આ સરકારની સામે અપ્રીતિ ફેલાવીયે. આ બધું આપણે ચીડાઇને કે વેરબુદ્ધિથી નહિ પણ આપણો ધર્મ સમજીને જ કરીયે. અલી ભાઇઓએ ખાદી ધારણ કરી તેમ આપણે પણ એકેએક જણ ખાદી ધારણ કરીયે અને સ્વદેશીધર્મનો પ્રચાર કરીયે. મુસલમાનો સ્મર્નાના લોકોના બચાવ માટે અને તુર્કીની મદદને માટે ફાળો ઉઘરાવે. સ્વરાજની સ્થાપના માટે અને ખિલાફત તથા પંજાબના અન્યાયોના નિવારણને માટે અલી ભાઇઓની પેઠે જ આપણે પણ હિન્દુમુસલમાન એકતા અને અહિંસાનો પવિત્ર સંદેશો ઘેરઘેર પહોંચાડીયે.

આપણી લડતમાં અણીની પળ આવી પહોંચી છે. અણીની ઘડી છતો તે રોગી નિર્ણય થયો. એક બાજુએ જો સંકટ સામે આપણે પહાડની જેમ અડગ રહીશું અને બીજી બાજુએ આપણે સંપૂર્ણ સંયમ જાળવીશું તો આ જ વર્ષે આપણે આપણા ધ્યેયને પહોચીશું એ વિષે મારા મનને લગીરે શંકા નથી.

---

## § મુસલમાન ભાઈઓને—

પ્યારા દેશબન્ધુઓ,

મૌલાના શૌકતઅલી અને મૌલાના મહમદઅલીના પકડાવાથી જ્યાં એકેએક હિન્દીનું દિલ ખળભળી ઉઠ્યું છે ત્યા તમારા દિલની હાલત તો શી હશે તે હું બરાબર સમજી શકું છું. બહાદુર અલી બિરાદરો ચુસ્ત દેશપ્રેમી તો છે જ, પણ તેઓ સૌ પહેલા મુસલમાન છે અને બીજું બધું પાછળથી છે. અને દરકોઇ ધાર્મિક માણસની એ જ સ્થિતિ હોય. આજે કેટલાયે વરસો થયાં આ બન્ને ભાઇઓ ઇસ્લામની દુનિયામાં ઉંચી ખાનદાનીના નમૂનારૂપ રહ્યા છે. બીજા કોઇ બે મુસલમાનોએ આ દેશમાં ઇસ્લામની પ્રતિષ્ઠા વધારવાની દિશાએ તેમના જેટલું કર્યું નથી. ખિલાફતને સારૂ પણ તેઓ જેટલું ઝૂઝ્યા છે તેટલું હિન્દના બીજા કોઇ બે મુસલમાનો ઝૂઝ્યા નથી. કારણ તેઓ સચ્ચાઇને વળગી રહ્યા છે, અને છિંદવાડામા તેમની અટક દરમિયાન પણ તેમને સાચું લાગ્યું તે કહેતાં અચકાયા નથી. તેમની લાંબી અટકથી તેઓ હાર્યા કે કમજોર થયા નહિ. તેઓ જેવા શેરદિલ અટકમા ગયા ત્યારે હતા તેવા જ શેરદિલ તેઓ અટકમાંથી બહાર આવ્યા.

અને એ અટકમાથી છૂટયા તે ઘડીથી માંડીને જ તેમણે દરેક વેળાએ પોતે સાચા રાષ્ટ્રીય હોવાનું બતાવી આપ્યું છે અને તમે પણ તેઓના જેવા થવામા ઇજ્જતે અને અભિમાન માન્યાં છે.

પોતાની સાદાઇથી, પોતાની નમ્રતાથી અને પોતાની પાગવાર કાર્યશક્તિથી આખી ઇસ્લામી આલમને અલી બિરાદરોએ જેટલી ચેતવી મુકી તેટલી બીજા કોઇ મુસલમાને નથી ચેતવી.

આ બધાં ગુણોને લીધે અલી બિરાદરો તમારા દિલોજાન થઇ પડ્યા છે. એમનામાં તમે તમારા આદર્શ પુરૂષોને જુઓ છો. તેથી એમનો વિજોગ તમને ગમગીન કરી મુકે એ કુદરતી છે.

તા. ૨-૧૦-૧૯૨૧

વળી તમારા સિવાયના બીજાં પણ કેટલાયે લોક એમનો મીઠો સહવાસ ખોવાયાથી ગમગીન છે. મારા તો એ ભાઈઓ હાથપગ થઇ પડ્યા હતા. તેઓ જતાં જાણે હું બાવડાં વગરનો બની ગયો છું!

મુસલમાનોને લગતી સઘળી બાબતોમાં મો. શૌકતઅલી મારા માર્ગદર્શક તેમજ સાથી હતા, અને એક પણ દાખલામાં એમણે મને અવળે રસ્તે દોર્યો નથી. ઘણાખરા દાખલાઓમાં એમની નજર ખરી અને ભૂલ વગરની નીવડતી. હિન્દુમુસલમાન એકતાની કિંમત અલી ભાઇઓને હૈયે જેવી બેઠી હતી તેવી આપણામાંના થોડાને જ હૈયે બેઠી હશે; અને એઓ આપણી વચ્ચે હતા ત્યાં સુધી હિન્દુમુસલમાન એકતાની બાબતમાં હું સાવ નચિન્ત રહેતો.

પણ આપણે બધા એમના વિજોગથી બેચેન હોઇયે તોપણ ગમગીન બનીએ કે નાસીપાસ થયે આપણને ન જ પાલવે. આપણે દરેક જણે સાવ એકલા પણ લડયે જતાં શીખ્યે છૂટકો છે. ખુદા આપણો સાચો અને કાયમનો ગઠજર છે.

નાસીપાસ થવું એ અલી બિરાદરોને ન પીછાન્યા બરોબર છે, એટલું જ નહિ પણ હું એટલે સુધી કહું કે પોતાના દીનને ન ઓળખ્યા બરોબર છે.

કારણ, શું દરેક મઝહબ એમ નથી શીખવતો કે આપણાં વહાલાઓ બદનથી જ્યારે આપણાથી વિખૂટાં પડે છે ત્યારે પણ તેમનો આત્મા આપણી વચ્ચે જ વસે છે? અલી બિરાદરોનો આત્મા આપણી વચ્ચે વસી રહ્યો છે જ; પણ સરકારને હાથે પકડાઇને તો તેઓ અત્યારે આપણી વચ્ચે રહીને આપણામાં પોતાની હિમ્મત, ઉમેદ અને તાકાદ ભરી રહ્યા હોત તેના કરતાં પણ પોતાની એવી કુરબાનીથી કોમની વધુ ભારે ખિદમત કરી રહ્યા છે. અહિંસા અને અસહકારની ખૂબી, કુરબાનીથી જ આપણે આપણી મુરાદ હાંસલ કરવાના છીયે એ વાત જ્યારે આપણા દિલમાં ઠસી જશે ત્યારે જ આપણને બરાબર સમજાય તેમ છે. હુલકાણો, ધારાસભાઓ, અદાલતો અને મદ્રેસાઓનો ત્યાગ એ બધાં સાવ નાનાં છતાં એવી કુરબાનીનાં જ પગલાં સિવાય બીજું શું છે? એ શરૂઆતની કુરબાનીઓ, આગળ ઉપરની જેલખાનાની જીંદગીની મુસીબતોની અગર તો આખર ફાંસીની કુરબાનગાહ પર ગરદન આપવાના અવ્વલ દરજ્જાની તૈયારીઓ છે. આપણે જેમ જેમ વધારે કુરબાની કરીશું, આપણે જેટલી ઝાઝી સંખ્યામાં એવી કુરબાની કરવા બહાર પડીશું, તેટલા આપણે તેમની નજીક જતા જઇશું.

અને ગંજાવર સભાઓ, સરઘસો કે જુલૂસો નહિ પણ મૂંગે મ્હોડે કરેલી કુરબાનીઓ જ આપણને ફતેહ અપાવશે, એ વાતને આપણે જેટલા જલદી અને વગરઅંદેશે સમજતા થઈ જઈશું તેટલા જલદી અને તેટલા વધુ ચોક્સપણે કામિયાબ થઈશું.

તમારી લડતને મેં અપનાવી છે, કારણ હું માનું છું કે તમારી લડત નેક છે. તમારા સારામાં સારા આલિમો પાસેથી હું સમજ્યો છું કે ખિલાફત એ એક આદર્શ છે. તેને ખાતર તમે લડી રહ્યા છો.. તમે કોઈ અન્યાય અગર અંધેરને ટકાવવાને જ ખાતર લડી રહ્યા નથી. તમે તુર્કોને સાથ દઈ રહ્યા છો, કારણ આજે યુરોપના લોકોમાં તુર્ક ગરીબ લોક છે. હિન્દુસ્તાનમાં તો આજે મુસલમાન શું કે હિન્દુ શું, બન્ને નીતિબળમાં મુહતાજ છે એ વાતનો ઇનકાર કરી શકાય એમ નથી. આપણે બન્ને કોમ આપઆપણા દીનના હુબળા નમૂના તરીકે હસ્તી ધરાવીયે છીયે. આપણુંમાંનો દરેક જણુ ખુદાનો સાચો બંદો નીવડે એવું કરવાને બદલે બીજાઓ આપણા દીનને દીપાવે અને આપણે માટે જાન કુરબાન કરે એવી ઉમેદો રાખનારા આપણે બન્યા છીયે!

પણ હવે આપણે જે રસ્તો પસંદ કર્યો છે તે ખુદાની તરફ જ આપણું મ્હોં ફેરવવાને આપણામાંના દરેકને મજબૂર કરે છે. અસહકારમાં આપણે એમ માનીને જ ચાલીયે છીયે કે આપણી સામેનો પક્ષ જેની સામે આપણે અસહકાર માંડ્યો છે અને જે પોતાની ગેરમુરાદને બર લાવવા ઇચ્છે છે, તે તેટલા જ ગેરતરીકાઓથી આપણી જોડે કામ લેશે. આની હાલતમાં સામા પક્ષની રીતોથી નિરાળી જ રીતો અખત્યાર કરીને જો આપણે કામ લઈશું તો ખુદાના પ્યારા બનીશું. આમ જાહેર કરવામાં આપણે મોટો દાવો રહેલો છે અને જો આપણી કામ કરવાની રીતો સરકારની રીતોના કરતાં દેખીતી જ નિરાળી હશે તો આપણે મુકરર કીધેલી ટુંક મુદતની અંદર આપણે જરૂર ફતેહ હાસિલ કરીશું.

આમ આપણી લડતની બુનિયાદ પૂરી અહિંસા છે, જ્યારે સરકારની આખરી પનાહ હિંસા છે. અને દુનિયામાં કોઈ પણ જોશ સામા જોશની જોડે ટક્કર ખાધા વિના પેદા થતું નથી, તેથી જો સરકારના જોશની સામે આપણે તેવું જ સામુ જોશ નહિ દેખાડીયે તો આ સરકારને અટકી પડયા વિના બીજો રસ્તો નથી. પણ આને સારુ આપણી અહિંસા જબાનમાં, દિલમાં તેમજ કામમાં સરખી જ સાચી હોવી જોઇયે. અહિંસાના નુસખાને તમે વખત વરતીને અખત્યાર કીધો હશે તો

તા૦ ૨-૧૦-૧૯૨૧

તેની ફીકર નહિ. તમારે માથે તો એટલી જ ફરજ છે કે જ્યાં સુધી એ ઇલાજ ચાલુ છે ત્યા સુધી તમારે તે પર કાયમ રહેવું અને પોતીકા ઇમાનની ઉપર નજર રાખીને હિંસા કે ખૂનરેજીનો ખ્યાલ સરખો દિલમાં આવવા દેવો નહિ. ઉલટું આપણે અખત્યાર કીધેલા અહિંસાના કાર્યક્રમ ઉપર આપણા દિલમા પૂરેપૂરો યકીન વસવો જોઇયે. હું ઇચ્છું છું કે એકેએક મુસલમાન ભાઈ ગુસ્સાના હરેક મૌકા પર પોતાના દિલ સાથે સમજી લે કે એક અહિંસાના જ જોસ્સા પર કાયમ રહીને આપણે આ વરસની અંદર પૂરી કામયાબી હાસિલ કરી શકીયે એમ છીયે.

યાદ રાખવું કે આવી અહિંસા એ એક ખ્યાલી કાર્યક્રમ નથી. જરા ખ્યાલ કરો કે હિન્દુઓને ન ગણીયે તોપણ એકલા સાત કરોડ મુસલમાનોના પણ એકસંપીથી કરેલા નિશ્ચયનો અર્થ શું થવા જાય? જો બધા ખિતાબદારોએ પોતાના ખિતાબો છોડ્યા હોત, બધા વકીલોએ વકીલાત છોડી હોત, બધા વિદ્યાર્થીઓએ મદ્રેસાઓ અને ધારાસભાના સભ્યોએ ધારાસભાઓ છોડી હોત, તો અત્યાર પહેલા આપણે ક્યારનાયે ફતેહમંદ નીવડ્યા ન હોત, શું? પણ આપણામાં ઘણાયે એવા છે કે જેમનામાં કુરબાનીની તાકાત નથી એ વાતને આપણે ગણતરીમા લેવી જ રહી. મુસલમાન સાત કરોડ ગણાય છે અને હિન્દુઓ બાવીસ કરોડ; પણ કસોટીમાં ઉતરે એવા સાચા મુસલમાન અને સાચા હિન્દુ થોડા જ હશે. તેથી જો આપણે આપણા કામમાં પૂરા ફતેહમંદ નથી થયા તો તેનો સબબ પણ આપણામા જ રહેલો છે. અને જો આપણે દાવો કરીયે છીયે તેમ આપણી લડત મજહબી છે, જો આપણે દીનની ખાતર લડી રહ્યા છીયે, તો આપણે આપણા પોતા સિવાય બીજા કોઇની પણ ઉપર સખ્ખી ખોપ ઉકળી ન ઉઠવું જોઇયે. આપસમા એકબીજા પર પણ ગુસ્સો ન કરવો જોઇયે.

ખૂનરેજીને ઉત્તેજન આપવાના આરોપ વિષે અલી ભાઇઓ હું જેટલો બેગુનાહ હોવાનો દાવો કરૂં છું તેટલા જ બેગુનાહ છે એ વિષે મને તનિક પણ શક નથી. તેમની કુરબાની કેવળ બેદાગ છે. તેઓ તો દીને ઇસ્લામને માટે અને પોતાના મુલકને માટે પોતાથી બનતું બધું કરી છૂટ્યા છે. હવે જો આ વરસમા ખિલાફત અને પંજાબનો ઇન્સાફ ન મળે અને સ્વરાજ ન સ્થપાય તો તે તમારો અને મારો જ વાંક ગણાશે.

આપણે અહિંસાના પાબંદ રહીયે એનો અર્થ એ નથી કે આપણે કશું ન કરતાં હાથ જોડી બેસી રહીયે. આપણે અલી બિરાદરોના ફોજી સિપાહીઓને લગતાં

વચનોને ઠેકઠેકાણે વારંવાર જાહેરપણે દુહરાવીયે અને કેદને નોતરીયે આપણા સારામા સારા લડવૈયાઓ વિના આપણી લડત ન ચાલી શકે એમ પણ આપણે ન માનીયે. જો તેવી રીતે લડત ચલાવવાની આપણામા તાકાત ન હોય તો આપણે સ્વરાજને માટે લાયક નથી, ખિલાફત અને પંજાબની દાદ મેળવવાને લાયક નથી. આપણે હજારો ઠેકાણેથી જાહેર કરવુ જોઇયે કે કોઈ પણ હિન્દુએ યા મુસલમાને ચાલુ સરકારની સિપાઇ તરીકે યા તો બીજા કોઇ પણ કામમા નોકરી કરવી એ પાપ છે

અને સૌથી વધુ તો આપણે પરદેશી કાપડનો પૂરેપૂરો બહિષ્કાર કરવા પાછળ આપણી કુલ તાકાતોને જમાવવી જોઇયે, પછી તે કાપડ માન્ચેસ્ટરની બનાવટનું હો, જાપાની હો, અમેરિકન હો, ફ્રેન્ચ હો કે બીજા કોઈ મુલકનું હો અને આવ. બહિષ્કારની સાથે જ આપણને જોઇતું કાપડ આપણે ત્યા જ વણી લેવા આપણે હજુ ન કર્યા હોય તો દરેક ઘરમા રેંટીયા અને સાળો ચાલુ કરી દેવા જોઇયે મુલ્કની આઝાદી અને ખિલાફતનો બચાવ બન્ને વાસ્તે અહિંસાના રાહમા આપણા વિશ્વાસની આ કસોટી ગણાશે વળી હિન્દુમુસલમાન વચ્ચેના સંપની પણ એ કસોટી ગણાશે અને આપણા પોતાના કાર્યક્રમ ઉપરના આપણા વિશ્વાસની પણ એ આમકસોટી હશે. હું ફરીને મારો યકીન રજૂ કરીશ કે પરદેશી કાપડનો સદંતર બહિષ્કાર કરીને એક મહિનાની અંદર આપણે બેખટકે આપણી મકસદ પાર ઉતારી શકીયે છીયે, કારણ તેટલું કર્યે આપણે એટલે દરજ્જે તાકાત ધરાવતા થઇ જઇશુ કે જો કદી ત્યારપછી પણ આપણને કાનૂન તોડવાના પગલા પર જવું પડે તો તે વખતે આપણામા ખૂનરેજીના જોસ્સાને કાબુમા રાખવાની તાકાત અને વિશ્વાસ આવી ગયા હશે.

તેથી સરકારે તમો ભાઇઓને કરેલા ઉંડા જખ્મોને માટે મારી પાસે અસહકાર અને તેના અમલરૂપે પરદેશી કાપડનો બહિષ્કાર તથા આપણા ઘરોમા દેશી કાપડની પેદાશ એ સિવાય બીજો ચડિયાતો મલમ નથી.

લિ તમારો
દોસ્ત અને સાથી,
મોહનદાસ કરમચંદ ગાંધી

તા. ૨-૧૦-૧૯૨૧

# મારો કચ્છ

મારી જીંદગીમાં મેં જે જે ફેરફારો કર્યા તે મહાન પ્રસંગોને લઇને જ કર્યા છે. અને તે એટલા બધા વિચારપૂર્વક કે મારે પાછળથી ભાગ્યે જ પસ્તાવું પડ્યું છે. વળી, તે ફેરફાર કર્યા વગર મારાથી જ્યારે નથી રહેવાયું ત્યારે જ મેં તે કર્યા છે. એવો ફેરફાર મેં મદુરામાં મારા પોશાકમાં કર્યો.

પ્રથમ વિચાર મને બારીસાલમાં થયેલો. ખુલનાના દુષ્કાળપીડિત લોકોને સારૂ જ્યારે મને ઠીક મ્હેણું મારી કહેવામાં આવ્યું કે જ્યારે ત્યાંના લોકો ભૂખે અને નાગા મરતા હતા ત્યારે હું કપડાં બાળતો હતો, ત્યારે મને લાગ્યું કે હું માત્ર કચ્છભેર રહી મારૂં પહેરણ ને મારૂં ધોતીયું ડૉ. રૉયને મોકલું. પણ મેં મારા ઉભરાને રોક્યો. તેમાં ફૂપણું હતું હું જાણતો હતો કે એ મ્હેણામાં કંઈ જ વજૂદ નહોતું. ખુલના મદદ જતી હતી ને એક જ બંગાળી જમીનદાર તેનું નિવારણ કરવા સમર્થ હતા. ત્યાં મારે કંઇ જ કરવાની જરૂર ન હતી.

બીજો પ્રસંગ મારા સાથી મહમદઅલી મારા દેખતાં જ પકડાયા ત્યારે આવ્યો. તે પકડાયા પછી તરત જ હું સભામાં ગયો. તે જ વેળા પહેરણ અને ટોપી ઉતારવાનો ઇરાદો કર્યો. પણ તેમાં દેખાવ થવાનો દોષ આવશે એમ ધારી મેં મારા આવેશને રોક્યો.

ત્રીજો પ્રસંગ મદ્રાસની મુસાફરીમાં આવ્યો. લોકો મને કહેવા લાગ્યાં કે અમારી પાસે પૂરી ખાદી જ નથી. ખાદી મળે છે તો પૈસા નથી. 'મજૂરો પોતાનાં પરદેશી કપડાં બાળે તો પછી તેઓ ખાદી ક્યાંથી લાવે ?' આ મારા હૃદયમાં પેસી ગયું. મને આ દલીલોમાં સાચ ભાસ્યું. 'ગરીબો શું કરે ?' એ ધ્વનિએ મને અકળાવ્યો. મારૂં દુઃખ મેં મૌલાના આઝાદ સોબાની, શ્રી. રાજગોપાલાચારી, દાક્તર રાજન વગેરે આગળ મુક્યું ને સૂચવ્યું કે મારે હવે કચ્છભેર જ રહેવું જોઇયે. મૌલાના સાહેબ મારૂં દુઃખ સમજ્યા. તેઓએ મારો વિચાર ખૂબ પસંદ કર્યો. બીજા સાથીઓ ગભરાયા. તેમને લાગ્યું કે મારા એટલા મોટા ફેરફારથી લોકો અકળાશે. કોઇ સમજશે નહિ, કોઈ મને દીવાનો ગણશે, ને બધાને તેની નકલ કરવી અશક્ય નહિ તો મુશ્કેલ લાગશે.

મેં ચાર દિવસ સુધી વિચારો ઘોળ્યાં જ કર્યા અને દલીલોને ઘૂંટી. મારા ભાષણોમાં કહેવા લાગ્યો કે 'જો તમને ખાદી ન મળે તો તમે માત્ર લંગોટી જ

પહેરજો, પણ પરદેશી કપડાં તો કાઢજો જ.' પણ એ કહેતાં હુ મનમાં સંકોચાતો હતો. જ્યા સુધી મેં પોતે ધોતીયુ પહેરણુ વગેરે પહેર્યાં હતા ત્યા સુધી મારા બોલવામાં કંઇ જોર ન લાગ્યું.

વળી મદ્રાસમા સ્વદેશીનો જે અભાવ મેં જોયો તેનાથી પણ હું ગભરાયો. લોકોનો પ્રેમ ખૂબ જોયો પણ તે મને લૂખો લાગ્યો.

વળી પાછો મને ઉથલો માર્યો. વળી સાથીઓની સાથે ચર્ચા કરી. તેઓની પાસે નવી દલીલ તો નહોતી. દરમિયાન સપ્ટેમ્બરનો અન્ત નજર આગળ તરવા લાગ્યો. સપ્ટેમ્બરને અન્તે બહિષ્કાર પૂરો થવો જોઇયે. એ કેમ થાય? અથવા હું તેને સારૂ શું કરૂં?

આમ વિચારતા મદુરા અમે તા. ૨૨મીની રાત્રે પહોચ્યા. મેં નિશ્ચય કર્યો ને તોડ કાઢ્યો કે ઓછામા ઓછું અકટોબરની આખર સુધી તો મારે માત્ર કચ્છભેર જ રહેવું. પ્રાતઃકાળમા મદુરાના વણકરોની જ સભા હતી ત્યાં હું કચ્છભેર હાજર થયો. આજે ત્રીજી રાત છે.

મૌલાના સાહેબને તો આ વાત એટલી ગમી છે કે તેમણે પોતે શરીયત પ્રમાણે ફેરફાર કરી શકાય તેટલો ફેરફાર કરી નાખ્યો છે. ઇજારને બદલે એક ટુંકી લુગી ધારણ કરી છે ને કોણી સુધી જ પહોચે એટલું કુડતું લીધું છે. નિમાજની વખતે માથે કાઈક હોવુ જ જોઇયે તેથી તેટલા જ વખતને માટે ટોપી પહેરે છે.

બીજા સાથીઓ શાન્ત છે. મદ્રાસનો સામાન્ય વર્ગ આશ્ચર્યવત્ થઇ જોયાં કરે છે.

પણ મને હિન્દ દીવાનો કહેશે તેથી શું? અથવા સાથીઓ નકલ નહિ કરે તેથીયે શું? આ કાર્ય સાથીઓને નકલ કરવા સારૂ તો નથી જ. આથી જનસમાજને ધીરજ આપી માર્ગ બતાવવો છે ને મારો રસ્તો સાફ કરવો છે. હુ કચ્છભેર ન રહું ત્યા લગી બીજાને કચ્છભેર રહેવાનું મારાથી કેમ કહેવાય? હિન્દુસ્તાનમા લાખો નાગા ફરે ત્યાં મારે શું કરવું? છેવટે સવા માસ કચ્છભેર રહી અનુભવ તો લઉં? મેં મારૂ કરવામા બાકી ન રાખ્યું એટલો સંન્તોષ તો મેળવું?

આમ વિચારી મેં પગલું ભર્યું છે. મારા ઉપરથી તો બોજો ઉતર્યો છે. અહીંની હવામાં પહેરણ વગેરેની જરૂર વરસના આઠ માસ તો નથી જ લાગતી.

તેમાંયે મદ્રાસમાં તો બાર માસમાં ટાઢ જેવું જ નથી હોતું એમ કહીયે તો ચાલે. અને મદ્રાસમાં સારા કહેવાતા લોક પણ ધોતીયા સિવાય બીજું ઓછું જ પહેરે છે.

હિન્દના કરોડો ખેડૂતોનો પોશાક તો ખરે કચ્છ જ છે. તેઓને એથી વધારે નથી હોતું એવું હું ચોમેર જોઉં છું.

આ બધાનો સાર માત્ર એટલો કઢાવવા ઇચ્છું છું કે વાંચનાર મારા મનનો તાપ સમજે. મારા સાથી અથવા વાંચનાર પોતે કચ્છભેર રહે એમ હું ઇચ્છતો નથી. પણ હું એટલું જરૂર ઇચ્છું છું કે તેઓ વિદેશી કાપડના બહિષ્કારનો અર્થ પૂરો સમજે ને બહિષ્કાર કરાવવા તથા ખાદી ઉત્પન્ન કરાવવા પોતાથી બનતો પ્રયત્ન કરે, સ્વદેશીમાં સર્વસ્વ છે એ સમજે.

---

# ધર્મ કે અધર્મ ?

કોઇ કોઇ વેળા જેઓ આપણી જીત ઇચ્છે છે, જેઓ અસહકારને માનનારા છે, તેઓ પણ અઘરા સવાલો પૂછે છે ને પોતાના કડવા અનુભવો સંભળાવે છે. આ મને હમેશાં ચમકાવે છે ને સાવધાન પણ કરે છે. એક મિત્રના કાગળનો સાર નીચે પ્રમાણે છે. તેમણે અતિ પ્રેમપૂર્વક તે કાગળ લખ્યો છે તે દેશનું ભલું ઇચ્છે છે; તે બીકણ નથી; તેમને ધર્મ વ્હાલો છે; તેમનો મનુષ્યસ્વભાવનો અનુભવ બહોળો છે તેમના લખાણનો ભાવાર્થ હું મારી જ ભાષામાં યાદ રહ્યો છે તેટલો આપું છું:

"તમારા હેતુઓ વિષે કોઇને શંકા નથી; તમારાં સાધન પણ શુદ્ધ છે, છતાં તમે વિદ્યાર્થીઓને વિષે જે પગલું ભર્યું તે મુત્સદ્દીપણું ગણાશે? તેનાં પરિણામ કડવાં નહિ આવે? હું તો માઠી અસર આજે જ જોઇ રહ્યો છું સ્વતન્ત્રતાનો પાઠ ભણાવતાં ઘરસંસારની આમન્યા ગઇ છે, પિતા પ્રત્યેનો બાળકોનો આદર ગયો જણાય છે જો મર્યાદાધર્મનો લોપ થાય ને સ્વરાજ મળે તો તે શા કામનું? બાળકોને તે દેંટીયો શોભે? મોટા થયા પછી મને ગમે તે કરે. છોકરા માબાપથી ઉપરવટ થાય તો ધર્મભ્રષ્ટ થાય જ.

વળી તમારા અસહકારીઓ વિષે તમને તો શ્રદ્ધા હોય જ. પણ તમે ભમાતા નહિ હો! બધા તમારા જેવા હોય એમ તમે માનો છો? હું તો જોઉં છું કે ઘણાયે દંભી છે, સ્વાર્થી છે, અભિમાની છે. તમે સારાને ખોઇ ઉચ્છૃંખલને જ રાખી શકયા હશો તો તમને ગમશે? તમને હું કઇ રીતે મારી આંખ આપી બતાવી શકું કે ઉજળું એટલું દૂધ નથી?

તમને જય મળો એ ઇચ્છાએ આ શંકાઓ કઢાવી તમારો વખત રોકયો છે."

હું મુકી શક્યો છું તેના કરતાં પણ અસલમાં વધારે સરળતા ને સભ્યતા છે. લખનારે કેવળ પ્રેમવશ થઇને કાગળ લખ્યો છે. ને એવા કાગળ મને હમેશાં વિચારમાં નાખી દે છે કે રખેને મર્યાદાધર્મનો લોપ થતો હોય.

કેટલાક બાળકો ઉદ્ધત બન્યા હશે. ગીતાને આધારે ગોળા ઉડ્યા તો પછી મારા વચનોનો અનર્થ થાય તેમાં નવાઇ શી? પણ એકંદરે નિશાળો વિષેની હીલચાલનું પરિણામ શુભજ આવ્યું છે એમ મારી ખાતરી છે. પગલું તો સારું જ હતું. રાક્ષસી રાજ્યની નિશાળોમાં જવું પાપ છે એ મારી ખાતરી છે. સોળ વરસની અંદરના બાળકોને સારુ તો એ વાત જ ન હતી; અને સોળ વર્ષની ઉપરનો જુવાનોમાં નિર્ણય કરવાની શક્તિ છે એમ મારી માન્યતા છે.

એક બીજો વિચાર મને આવ્યાં જ કરે છે. અત્યારે માબાપો પોતાનો ધર્મ સમજે છે ખરા? જ્યા માબાપ પતિત હોય ત્યાં બાળકોનો ધર્મ શો? માબાપ વ્યભિચારી હોય, વ્યસની હોય, ત્યાં જુવાન દીકરાદીકરીઓએ શું કરવું? ગુલામનાં છોકરાઓએ કઇ રીતે વર્તવું?

આવી બાબતોમા મર્યાદાશાસ્ત્રનો એકાન્તિક અર્થ કરતાં વિષમ પરિણામ આવે નહિ તો બીજું શું થાય? લાંચ ઉપર નભતા માબાપોનાં છોકરાંઓ લાંચથી મળેલા પૈસા ઉપર નભે કે તેનો ત્યાગ કરે? ધારો કે હિન્દુ માબાપો પોતાનો ધર્મ છોડે તો છોકરાઓ પણ છોડે?

આ જમાનામા જેમ રાજભક્તિની હદ આપણે આંકવી પડે છે તેમ પિતૃભક્તિની હદ પણ આંકયે જ છૂટકો.

જ્યાં રાજા વ્યભિચારી છે, જ્યાં રાજા પ્રજાને રંજાડે છે, જ્યાં તે પ્રજાને પૈસે અનેક પ્રકારના ભોગ ભોગવે છે, જ્યાં રાજા રક્ષા કરવાનો ગુણ તજી ભક્ષક બને છે, ત્યા રાજભક્તિ એ જો પાપ નથી તો પુણ્ય એ પાપ થશે. રાજભક્તિ તે રામભક્તિ હતી; રાવણભક્તિ હોય જ નહિ. દશરથ વનમાં મોકલે ને રામ ખુશીથી જાય એ પરવડે, પણ હિરણ્યકશિપુ ગાદી આપે અને પ્રહ્લાદ તે ઉપર બેસે તો ધર્મનો લોપ થાય.

બાપના કુવામા તરીયે, પણ બુડી ન મરીયે.

આપણી લડતમાં જુવાનોને સ્વચ્છન્દ શીખવવામાં આવ્યો નથી. જે જુવાન મર્યાદા જાણે, જે દુઃખ સહન કરી શકે, તેવાને જ આ જ્ઞાન મળે તોપણ

સરકારી નિશાળોનો ત્યાગ કરવાની સલાહ હતી. ઘણા એવા છે કે જે કેવળ માબાપોને રાજી રાખવા ખાતર નિશાળોમાં પડયા રહ્યા છે. એવા થોડા જ છે કે જે માબાપોની ઉપરવટ થઇને નીકળ્યા છે ને તે થોડામાંના વળી એવા તેથીયે થોડા છે જેઓ નિશાળો છોડી સ્વેચ્છાચારી બન્યા છે.

અન્તરાત્માનું નામ લઇને સ્વચ્છન્દને પુજનારા ભડ દુનિયામાં પડયા જ છે. તેઓ તો ધર્મને વગોવશે જ. પણ તેથી શું અન્તરાત્માની વાત કરતાયે ડરશું? બાળકોના હાથમાં રેંટીયા મુકીને મેં પ્રજાની ભારે સેવા કરી છે. એ વિષે મારા મનમાં જરાયે શંકા નથી. એને તો હું શાશ્વત પ્રવૃત્તિ માનું છું. બાળકોના મનને જ કેળવવામાં આપણે અત્યાચાર કર્યો છે. શરીરને પોષવામાં આપણો ઘણો સમય જાય છે. તે પોષવાના સાધનોને કેળવવાનું છોડી આપણે મહાપાપ કર્યું છે. આપણે તે કેળવણી પાછા આપતા થઇ જઇયે તો જ દેશ સુખી થઇ શકે. ઔદ્યોગિક કેળવણી આપવાની આપણી ફરજ છે. તે કેળવણી આપણે રેંટીયા વડે આપતાં અનેક અર્થ સારીયે છીયે.

આ મિત્રની બીજી શંકા ચિન્તા ઉપજાવનારી છે. આ ધાર્મિક લડતમાં દંભ ઘર કરે તો ધર્મને ઝાંખપ લાગે ને પ્રજાને નુકસાન થાય. તેમ થાય તો ધર્મના નામમાત્રથી લોક દૂર નાસે અથવા તો ધર્માંધપણાને ધર્મ માની સંતુષ્ટ રહે.

કેટલાંક પાખંડ આ લડતમા પણ પેસી ગયા હશે એમ હું જરૂર માનું છું. દંભી લોકો અસહકારને નામે સ્વાર્થ સાધવા નીકળી પડયા છે એમ હું જાણુ છું, છતાં મારી માન્યતા એવી છે કે આ લડતમા દંભે પ્રધાનપદ નથી ગ્રહણ કર્યું. જો દંભ પ્રધાનપદ લે તો આપણી આજની સ્થિતિ છે તેના કરતાં પણ આપણી માઠી દશા થશે, કેમકે આપણી ભીરતાને તેથી પોષણ મળશે. જ્યાં બીક છે ત્યાં જ દંભને અવકાશ છે. પાપનું જોખમ ઉપાડવાથી ડરનારો પાપી પુણ્યવાનનો વેષ ધારણ કરે છે ને બેવડો પાપી બને છે. પોતાની નાસ્તિકતાને ઢાંકવા ઉદરપોષણને અર્થે મોટાં ટીલાં તાણે છે ને ચંદન બગાડે છે, એટલું જ નહિ પણ પાપમાં પાપ વધારે છે. આવા લોક આ લડતમાં દાખલ ન થાય તેને સારૂ એક પામર મનુષ્ય જેટલા ઉપાયો લઇ શકે એટલા લેવાયા છે એમ મારી માન્યતા છે ને તેથી જ મેં મારી છેવટની સ્વતન્ત્રતા જાળવી રાખી છે. જ્યારે મને ચોમેર દંભ જ જોવામાં આવશે ત્યારે હું લડતમાથી દોટ મુકીને ભાગવાનો જ, કેમકે દંભી કંઇ અસહકારી નહિ હોય, અને હું અસહકારીઓનો દાસ બન્યો છું.

---

# મારી નોંધ

## મદ્રાસી

મદ્રાસની મુસાફરીમાં હું નિરાશ થયો ગણાઉં. મદ્રાસીઓ ઉપર મારો મોહ ઘણો છે. તેઓના દક્ષિણ આફ્રિકાના મીઠા અનુભવો હું ભૂલી શકતો નથી; તેઓની દુઃખ સહન કરવાની શક્તિ મેં ખૂબ જોઇ છે. પણ સ્વદેશીમાં મદ્રાસ પછાત છે. મદ્રાસની સ્ત્રીઓમાં સ્વદેશીની ઓછામાં ઓછી અસર જોઉં છું. છતાં મદ્રાસ જાગે તો ઘણું કરી શકે એમ છે. મદ્રાસની સ્ત્રીઓની ચપળતા આગળ ગુજરાતી સ્ત્રીઓની ઘણી ઓછી કિંમત ગણાય. મદ્રાસી સ્ત્રીઓની સમજશક્તિ ઘણી સરસ છે. જે હુન્નર તેમની પાસે છે તે હિન્દુસ્તાનની બીજી સ્ત્રીઓની પાસે નથી. મદ્રાસની સ્ત્રીઓમાં ધૂળને ધાન કરીને ખાવાની શક્તિ છે.

મદ્રાસમાં કામ કરનાર નથી એમ પણ નથી. શ્રી. રાજગોપાલાચારી જેવા બુદ્ધિશાળી, પ્રામાણિક અને બાહોશ કાર્યકર્તા આપણામાં ઘણા જ થોડા છે. લડતનું રહસ્ય તે પૂરેપૂરૂં સમજ્યા છે. આપત્તિને સમયે દૃઢતા ને ધીરજ રાખી શકે છે.

છતા મદ્રાસમાં મને કેમ નિરાશા ઉપજી ? બે કારણ મને નજરે આવે છે. એક તો એ કે મદ્રાસમા અંગ્રેજી ભાષાનો પ્રભાવ એટલો બધો પડ્યો છે કે અંગ્રેજી જાણનાર મદ્રાસી તામીલની થોડી જ દરકાર કરે છે. બંગાળીઓને અંગ્રેજી પર ભારે મોહ છે, પણ બંગાળીઓએ બંગાળી ભાષાનો ત્યાગ નથી કર્યો તેમણે બંગાળી ભાષાને ખૂબ ખેડી છે ને અત્યારે જે સાહિત્ય બંગાળીમા છે તે ભાગ્યે જ હિન્દુસ્તાનની બીજી કોઇ ભાષામાં હશે, અથવા છે તો તે ઉર્દૂમા છે મદ્રાસે તો તામિલ ભાષાને પડતી જ મેલી છે. પરિણામ એ આવ્યું છે કે તામિલ ભાષાની ઉન્નતિ ઓછી થઈ છે, એટલું જ નહિ પણ અંગ્રેજી જાણનાર મદ્રાસીઓ અને કેવળ તામીલ જાણનાર મદ્રાસીઓના વર્ગ વચ્ચે ઘણું મોટું અન્તર પડી ગયું છે. એ અન્તર મટાડવા શ્રી. રાજગોપાલાચારી અને તેમના સાથીઓ મહાપ્રયાસ કરી રહ્યા છે, પણ તેમને એ પૂલ બાંધતા વાર લાગશે.

બીજું મોટું કારણ એ જોઉં છું કે મદ્રાસીઓ ભાવિક હોવા છતાં તેમનામાં ધર્માન્ધપણુ એટલુ બધું પેસી ગયું છે કે ધર્મની આકૃતિ માત્ર રહી છે, ધર્મનો આત્મા લોપ થઇ ગયો છે. જેટલો અત્યાચાર મદ્રાસનાં અન્ત્યજો પર થાય છે. તેટલો ભાગ્યે જ બીજે થતો હશે. જેટલું અન્તર અહીં બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર વચ્ચે પડી ગયું છે તેટલું બીજે ભાગ્યે જ હશે છતા વિભૂતિનો, ચંદનનો ને કુંકુમનો ઉપયોગ મદ્રાસમાં થાય છે તેટલો ભાગ્યે જ બીજે ક્યાયે થતો હશે મદ્રાસમાં જેટલા દેવમન્દિરો છે તેટલાં ભાગ્યે જ બીજે ક્યાંયે હશે. મન્દિરો પાછળ પૈસો પણ મદ્રાસ પ્રાન્ત જ નાખી જાણે છે. આમ હોવાથી એક તરફથી વિદ્વાન વર્ગમાં નાસ્તિકવાદ પેસી ગયો છે તેથી તેઓ નિરાશાવાદી બન્યા છે, બીજી તરફથી આસ્તિકોના વર્ગમાં કેવળ અન્ધકાર પ્રવર્તે છે.

તા. ૨-૧૦-૧૯૨૧

પણ જ્યાં આમ હોય છે ત્યાં અન્ધકાર દૂર થાય ત્યારે અજવાળું થતાં વાર નથી લાગતી. સામાન્ય વર્ગને પોતામાં રહેલા અન્ધકારની ખાતરી થઇ એટલે તે પોતાની મેળે જ એક ક્ષણમાં જતો રહેવાનો.

તેથી નિરાશાઓમાં પણ હું આરી આશાનાં કિરણો ફૂટી રહેલાં જોઉં છું. કેમકે મને મદ્રાસમાંના કામદારો ખબર આપે છે કે તેમના પ્રયત્ન વિના પણ લોકો રેંટીયો ચલાવી રહ્યા છે. જ્યાં તેમના તરફથી પ્રયત્ન કરવામાં આવ્યો નથી ત્યાં પણ, ખાદી બની રહી છે અને હજારો માણસોએ ખાદીની ટોપી પણ ધારણ કરી લીધી છે. મદ્રાસના કામદારો પોતે તો ઘણાખરા ખાદી જ પહેરે છે. મને કોઇ પૂછે કે મદ્રાસના મારા અનુભવ પરથી હું શા નિર્ણય પર આવ્યો છું, તો મારે કહેવું જોઇયે કે મદ્રાસના અનુભવ પછી પણ આ વર્ષમાં સ્વરાજ્ય મેળવવાની આશા હું છોડતો નથી.

ધાર્મિક દૃષ્ટિથી લડનાર આશા છોડે જ નહિ. જેનું કાર્ય સ્વચ્છ છે અને તે માટેનાં સાધનો પણ સ્વચ્છ છે તેણે માનવું જ જોઇયે કે સફળતા મળશે જ. ધારેલે સમયે ન મળે ત્યારે જ તે કહે કે 'મારી ગણતરીમાં ક્યાંક ભૂલ હતી, પણ સફળતા તો આ માર્ગે છે જ.'

## મદ્રાસમાં ગુજરાતી

જ્યાં જ્યાં હું ગુજરાતીઓને જોઉં છું ત્યાં ત્યાં હું જોઇ રહ્યો છું કે અત્યારે તેઓ ગુજરાતને ઉજ્જવળ કરી રહ્યા છે. જ્યાં રહે છે ત્યાં ભળી શકાય એટલાં ભળે છે. દ્રવ્ય આપવું જોઇયે તે આપી છૂટે છે અને અસહકારનો યથાશક્તિ પ્રચાર કરે છે. બીજાઓને પૂછું છું ત્યાં પણ મને તેઓને વિષે મારો જ અભિપ્રાય મળે છે સ્થાનિક ખટપટોથી ગુજરાતીઓ અલગ રહે છે. આમ તેઓ સેવાધર્મને પ્રધાનપદ આપી રહ્યા છે એવી છાપ ગુજરાતીઓએ મારા ઉપર પાડી છે. દક્ષિણ આફ્રિકાથી, પૂર્વ આફ્રિકાથી પણ તેઓ દ્રવ્ય મોકલી રહ્યા છે ને ત્યાંની લડતોમાં ભાગ ભજવી રહ્યા છે. આ ગુજરાતીઓમાં હું ગુજરાતી બોલનારા પારસીઓ, મુસલમાનોને ગણી લઉં છું, કેમકે હું જોઉં છું કે ગુજરાતી બોલનારા મેમણો પણ ઘોડુંઘણું કરી રહ્યા છે. અને જ્યાં જ્યાં છૂટાછવાયા પારસીઓને જોઉં છું ત્યાં તેઓની માયાનો અનુભવ મને મળી જાય છે. એવો અનુભવ આસામના છેક ઇશાન ખૂણામાં પણ મને મળ્યો હતો. એક જ પારસી હતા પણ તેમણે યથાશક્તિ પોતાની લાગણી અસહકાર તરફ બતાવવામાં કચાશ ન રાખી.

## વચનભંગ ?

મિત્રો મને પૂછ્યાં કરે છે કે નાo વાઇસરાયે અલી બિરાદરો પર કામ ન ચલાવવા વિષે આપેલા વચનની દૃષ્ટિએ હાલ ગયેલી ભાઇઓ સામે મંડાયેલા મુકદ્દમામાં હિન્દુસ્તાનની સરકારે પૂરી સંમતિ બક્ષી એ હકીકત વાઇસરાય સાહેબને વચનભંગના દોષી ઠરાવે છે કે નહિ ? મને લાગે છે કે લોર્ડ રીડિંગને આપણાથી વચનભંગના દોષી ન જ ઠરાવી શકાય,

કારણ તેમણે તે વેળાએ મુકદમો અટકાવવાની દિશાએ લીધેલું પગલું સ્વેચ્છાપૂર્વક કરેલું કાર્ય હતું.

એટલું ખરું કે તેઓ નામદારના ખાણા પછીના ભાષણ પછીથી આજ લગીના સંજોગોમાં તેમને અલી બિરાદરોને પકડવાનો નવેસર વિચાર કરવાની ફરજ પાડે એવો કયો મહત્વનો ફેરફાર થયો એ બતાવી આપવું એમને છાજે. અલી ભાઇઓ પોતાની ઇચ્છે તાળું મારીને ફરશે અગર તો પોતાનાં ભાષણોને મુલાયમીથી મઢી મુકશે એવી અપેક્ષા તો તે નામદારે અલબત્ત નહિ જ રાખી હોય તેમણે માગેલી જાહેર માફી બહાદુર અને નિર્ભય માણસનું લક્ષણ હતું. તેમણે જાહેરપણે દિલગીરી દર્શાવી કે આવેશની પળમાં પોતાને મ્હોડેથી જો કદી એવો શબ્દ નીકળ્યો હોય જેનો અર્થ ખૂનામરકીને ઉત્તેજન આપવાની દિશાએ કોઇ કરે તો તે માટે પોતાને દુઃખ થાય છે. અલી ભાઇઓને હું બહાદુર, સાચા અને ખુદાથી ડરનારા માનું છું. એ મશહૂર માફીના કિસ્સા પછીનો બધો વખત મૌ૦ મહમદઅલી મારી સાથે જ મુસાફરીમા હતા. તેમણે અનેક સ્થળે ભાષણો કર્યાં અને જો કે દરેક જગાએ તેમણે આકરી ભાષા વાપરી છતાં મને ખબર છે કે દર વેળાએ અહિંસાનો ઉપદેશ કરવા તેઓ ચૂકતા નહિ. વળી ખાનગી વાતચીતો દરમિયાનનો એમનો અહિંસાનો ઉપદેશ તો એમના જાહેર ઉપદેશથી પણ ચડી જાય એટલો હતો.

પણ અલી બિરાદરોનો અહિંસાનો ઉપદેશ હમેશાં શરાને શોભે એવી જ અહિંસાનો હતો. એનો ઉપદેશ તેઓ કરતા તેનો જાતે ખસુસ અમલ કરતા મદ્રાસની સરકાર જાણતી હતી કે અગ્રે શાન્તિ ફેલાવવાને ખાતર જ મદ્રાસ જતા હતા. મૌ મહમદઅલી ત્યા પહોંચ્યા હોત તો હિન્દુમુસલમાન એકતાનો જ ઉપદેશ કરત, એમનો સન્દેશો મોપલા લોકોનાં અન્તરમાં ઠસી જાત અને તેમનું ઝનૂન શાન્ત પડત. જો એમને રમખાણોના પ્રદેશોમાં જવા દેવામાં આવ્યા હોત તો એક પણ લોહીનુ ટીપુ પડવા દીધા વગર તેમણે શાન્તિ ફેલાવી હોત

પણ એથી સરકારની પ્રતિષ્ઠાને પારાવાર ધક્કો પહોંચ્યો હોત અને અહિંસાધર્મનો વિજય સિદ્ધ થયો હોત તે?

---

તા. ૬–૧૦–૧૯૨૧

## ૬ ઝુંબેશ

જ્યારે કોઇ જાહેર પ્રવૃત્તિમાં ખૂનામરકી કે મારફાડને ધર્મવૃત્તિપૂર્વક દૂર રાખવામાં આવે છે ત્યારે તે શુદ્ધમાં શુદ્ધ અને સૌથી નિર્મળ પ્રવૃત્તિ થઇ પડે છે. પછી એવી પ્રવૃત્તિને કચડી નાખવાનો કોઇ પણ પ્રયત્ન એ પ્રજામતને જ કચડી નાખવાનો પ્રયત્ન કરવા સમાન છે. અને અત્યારે સરકાર તરફથી દેશભરમાં શરૂ થયેલી

તા. ૬-૧૦-૧૯૨૧

દબાણની નીતિ એ એવો જ પ્રયત્ન છે એ વિષે હવે શંકાને કારણ નથી રહ્યું. હું ?; શા માટે મારો દૃઢ વિશ્વાસ બાપોકાર જાહેર ન કરૂં કે

૧. આ સરકારની કોઇ નોકરીમા—અને તેમાયે ખાસ કરીને તેના લશ્કરી સિપાઇ તરીકે—કામ કરવું એ પાપ છે,

૨. દારૂ ઇત્યાદિ કેફી પીણા પીવા પાપ છે,

૩. પરદેશી કાપડ વાપરવું પાપ છે;

૪. ખાધાખોરાકીના અનાજ અગર તો રૂકપાસના જુગાર કે સટ્ટા ખેલવા પાપ છે.

સરકાર જોઇએ તો સામી ચળવળ ચલાવીને પોતાના મુલ્કી તેમજ લશ્કરી ખાતાઓને માટે નોકરો ભલે મેળવી લે, જોઇયે તો લોકોને દારૂ પીવા અને પરદેશી કાપડ વાપરવા લલચાવી ધરાય, જોઇએ તો અનાજના કે રૂના સટ્ટા પણ કરે અને એ રીતે જ્યાં સુધી દેખાતી આંખે કે અજ્ઞાનને લીધે એનુ સાભળનારા અને એની જોડે સહકાર કરનારા લોકો મળી આવે ત્યા સુધી ભલે રાજ્ય કર્યે જાય પણ જે દિવસે એવા લોકોના પડળ ખુલી જશે અને તેમની ઉલટી જ દિશાએ ખાતરી થશે તે દિવસે સરકાર જમીનદોસ્ત થવાની

અને જેમ હું દારૂડીઆઓમા અને સટોડીઆઓમા તેમને તે આડમાર્ગેથી પાછા વાળવાની મારી પ્રવૃત્તિ ચલાવું છુ તે જ ન્યાયે સિપાઇને પણ મારી દૃષ્ટિએ તેની ફરજ શુ છે એ મ્હોડામ્હોડ કહી સભળાવવાનો હું અલબત્ત હક ધરાવું છું. દેશમા શુ ચાલી રહ્યુ છે તે વાતથી સિપાઇને અધારામા રાખવાનો કઇ સબબ ? શુ સરકારને એવો ડર છે કે જો કદી સિપાઇને સાચી હકીકતની જાણ થશે તો તે ઘડીવાર તેની નોકરીમાં રહેશે નહિ ? જે સરકારનામા ખરૂ સત છે તે તો પોતાના સિપાઇઓને રજેરજથી વાકેફ રાખે અને છતા પોતા પ્રત્યેની વફાદારીમાથી તેમને ડગવા ન દે. પણ હિન્દુસ્તાનમા તો શુ સુલેહ, શું રાજભક્તિ કે શુ લોકમત, બધું જ સગીનના જોર પર જાળવવામા આવે છે માત્ર લોકોને જ નિઃશસ્ત્ર રાખવાની કાળજી રખાય છે.

આપણી ફરજ તો સ્પષ્ટ છે. આપણે તો જ્યાં સુધી આપણે સીધી કે આડકતરી રીતે ખૂનામરકીના કારણ ન બનીયે ત્યા સુધી ફાસીને લાકડે ચડીને પણ જે મત આપણા અન્તરાત્માને યોગ્ય જણાયો છે તે મતને વળગી રહીને અને તેને

છડેચોક જાહેર કરીને જ આપણો હક સિદ્ધ કરવો રહ્યો—એ જ શાન્તિમય અસહકારની આ ઝુંબેશનો સાર છે. આ લડત અરધી લડી આપણને ન જ પાલવે તેનો પાર આણ્યે જ છૂટકો છે. હું પ્રજાને ચેતવી મુકું છું કે આ 'લશ્કરને વફાદારીમાંથી ડગાવવા' માટેના મુકદ્દમાઓ એ હવે પછી મંડાનાર 'લોકોને પરદેશી કાપડ પ્રત્યેની વફાદારીમાંથી ડગાવવા' માટેના મુકદ્દમાઓના મંગળાચરણ જ છે કાલીકટમાં ખાદીની ટોપીઓ અને પહેરણો ચીરીખૂંચીને સળગાવવામાં આવ્યા એનો બીજો અર્થ જ શો છે? વિઝાગાપટ્ટમની રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓ સામે જે ઝુંબેશ ચલાવવામાં આવી તે ખાદી સામેની અધિકારીઓની જેહાદ નહિ તો બીજું શું સૂચવે છે?

પણ આપણે જો સ્વરાજ મેળવવાના નિશ્ચયી હોઇયે તો આવી જ બારીક કસોટીમાં થઇને પસાર થયે છૂટકો છે. આ સરકાર આ દેશની આમપ્રજાના હિતનો વિરોધી એવા પોતાના ખાસ સ્વાર્થો ખાતર જ આ દેશમાં પડેલી છે એ જો ખરૂં હોય તો તેણે ચાહે તે ભોગે પણ પોતાની બેઠક જમાવ્યે રાખવી રહી, અને એ દિશાએ તેના તરફથી થનાર પ્રયત્નોની સામે આપણે રોષ ન જ કરીયે વળી સ્વતન્ત્ર લોકમતને દાબી દેવાની વાત આ સરકારની કારકીર્દીમાં નવી શોધ જેવું તો કશું છે જ નહિ. સરકારના આ ગુણોથી પ્રજા પૂર્ણ પરિચિત છે અને તેથી જે તન્ત્રના આશ્રય હેઠળ તે આ બધા ગુણો ઝળકાવી શકે છે તે તન્ત્રનો નાશ કરવાને હિન્દુસ્તાન આજે મચી રહ્યું છે

એ અદૃશ્ય સ્વાર્થો હિન્દની કાચી પેદાશોને ઉદરની ક્ષુધા કેરી ખાવામાં અને એ કામમાં અન્તરાય ન આવે એટલા માટે હિન્દુસ્તાનને હમેશને માટે પરદેશીઓના ઉપર આધાર રાખી નભવું પડે એટલું નમાલું કરી મુકવામાં—મતલબ કે આપણા જ ઘરમાં આપણને કેદી બનાવવાની પેરવીઓમાં રહેલા છે. અને જે રાજ્યતન્ત્ર આ બધી પેરવીને સારૂ સ્થાપવામાં આવ્યું છે તેના એક હાથમાં ઇનામો તથા ભેટસોગાદો અને બીજા હાથમાં સજાઓ અને સખ્તી રહેલા છે. જેઓ એ તન્ત્રને સહાય કરે છે તેમને ઇલકાબો અને ખિતાબોના રૂપમાં ઇનામો મળે છે અને જેઓ *એને ખિતાબઘર કે સુધારનારા ગણે છે તેમના પર સજાઓ આગળ કાયદા કે પણ વળે* છે. તેથી ઉંચે માથે પોતાનો મત જાહેર કરનાર બધાને જ ગુંગળાવી મારવાનો અને પોતાના ખાસ સ્વાર્થોને ધક્કો પહોંચાડનારી દરેક પ્રવૃત્તિને દાબી દેવાનો સરકાર તો મરણીઆ બનીને પણ પ્રયત્ન કરવાની જ. આપણે રખે એવા ભૂલાવામાં પડીયે

કે સરકારે ઉદાર બનીને છેલ્લી ઘડી સુધી ગમ ખાધી અને હદ થઇ ત્યારે જ હાથ ઉપાડ્યો. આપણે જાણવું જ જોઇયે કે આ સરકાર એ દુનિયાએ બીજે કદી નહિ જોયેલ એટલું સામર્થ્ય અને દક્ષતા ધરાવનારૂં મંડળ છે. એ વખત જોયા કરે છે; એ પોતાના વિરોધીઓને ગેલ પણ કરવા દે છે. પણ જે ઘડીએ લોકો ગેલ છોડી ગંભીરપણે હિસાબ કરી લેવા માગે છે એમ જુએ છે તે જ ક્ષણે તે પોતાના પંજાનો થાપો મારે છે. જે લૂંટારો પોતે ચોરી લીધેલો માલ પાછો મેળવવા માલધણી જ્યા સુધી બાલિશ પ્રયત્નો કરતો રહે ત્યા સુધી તેને તેમ કરવા દે પણ તેને સાચું જોર કરતો અને વિજયી થતો જોતાની સાથે જ ભોયભેગો કરી દેવા તૈયાર છે તેને ઉદાર કોણ કહેશે ? એટલી ચાલાકીથી કામ કરનારા લૂટારાને આપણે ધૂર્ત જ કહીશું, અને જ્યારે તે પોતે સાવ નિર્દોષ હોવાનો દંભ કરશે ત્યારે તેને પાખંડી કહીશું.

ત્યારે સરકારના હાથનાં હથિયાર ન બનવામા જ આપણી દક્ષતા રહેલી છે. એ ચાહે તેટલાને કેદ પૂરે, ચાહે તેની નરમ કે સખત સજાઓ મારે અને આપણને ચીડવવાને આકાશપાતાળ એક કરે, તોપણ મિજાજ ખોઇને ઘેલા ન જ બનવામા અને આપણે હાથે ક્યાક ને ક્યાક મારફાડ કે ખૂનામરકી કરાવવાના પ્રયત્નમાં તેને સંપૂર્ણપણે નિષ્ફળ કરવામા જ આપણી જીત રહેલી છે આપણે ફાંસીને લાકડે ચડતા ન ડગવું જોઇયે. અલી ભાઇઓ મારે મન માગ સગા ભાઇઓ સમાન છે; પણ સરકારના ન્યાયાધીશો એમને ફાસીની સજા કરે તો સરકાર પાસે હું આજીજી કરવા હરગીજ ન જાઉં. એમના એવા મોતને હું ઉજ્વળ માનું અને તેવું મૃત્યુ મેળવવાને ભાગ્યશાળી થવા માટે હું તેમની અદેખાઇ કરૂં. જો તેમને જન્મદેશનિકાલની સજા મળે તો તેમની પાછા વહેલામાં વહેલી તકે સ્વરાજસ્થાપના કર્યાથી જ તેમને હું છોડાવી ઘેર આણીશ એવી શ્રદ્ધા રાખું.

આમ આપણે માટે એક જ ઇલાજ (અને તે અકસીરમા અકસીર) છે અને તે એ કે સરકારને આપણે આપણી સામે તેની ઇચ્છામા આવે તેટલું દોડી ધરાવા દેવી. અને આપણી પ્રવૃત્તિની સામેનાં તેનાં ભૂંડામા ભૂંડાં પગલા પણ હિન્દુસ્તાનને માટે રૂડામા રૂડા પરિણામ લાવનારા જ થઇ પડવાનાં એવી અટળ શ્રદ્ધા ધરીને તેના ચાહે તેટલા દબાણની સામે પણ લગીરે ન ડગતાં આપણે આપણા માટે રેંટીયા, અને હાથસાળને દેશવ્યાપી કરી મુકવાના નક્કી કરેલા કાર્યક્રમમા છેવટ સુધી જોવી-ને તેની દૃઢતાથી ધપ્યે જવું અને માનવું કે બલિદાનને અન્તે દેશના દુઃખનું નિવારણ રહેલું જ છે

# § આપણી ખિલાફત

રાષ્ટ્રીય મહાસભાની મહાસમિતિએ પૂરી ચર્ચા કર્યા બાદ તા. ૩૦મી સપ્ટેમ્બરને પરદેશી માલનો બહિષ્કાર સંપૂર્ણપણે પાર ઉતારવાના દિવસ તરીકે મુકરર કરી હતી. આ તારીખ મુકરર કરવાની બાબતમાં પુષ્કળ વાદવિવાદ પણ થયેલો. તારીખ મુકરર કરવી તે ૩૦ મી સપ્ટેમ્બર કે ૩૦મી અક્ટોબર એ સવાલ હતો. સપ્ટેમ્બરના આગ્રહવાળાઓની દલીલ એ હતી કે બહિષ્કારનો કાર્યક્રમ ૩૦મી અક્ટોબરે પાર ઉતારવો એ જો સંભવિત મનાય તો તે ૩૦મી સપ્ટેમ્બરની અંદર પાર પાડવાનું પણ સંભવિત છે

આપણે કબૂલ કરવું જોઇયે કે એ નિશ્ચયને પાર પાડવામાં આપણે નિષ્ફળ નીવડ્યા છીયે. એ દિશાએ કામ અલબત્ત પુષ્કળ થયું છે. પ્રજામાં સર્વત્ર ખાદી એ પ્રિય વસ્તુ થઇ પડી છે; એટલે લગી કે તે ફેશન ગણાવા લાગી છે. ઘણીખરી જગ્યાએ. માલ પણ સારો નીકળવા લાગ્યો છે. રેંટીયા ઘણા વધુ પ્રમાણમાં ફરતા થયા છે. ઘણી નવી સાળો ચાલવા લાગી છે. આમ સામાન્ય દૃષ્ટિએ જોવા જતાં પ્રજાએ કરેલી પ્રગતિ સન્તોષકારક લાગે એમ છે.

છતાં લડાઇની દૃષ્ટિએ લીધેલ પગલા તરીકે આ પરિણામ છેક નાનું કહેવાય.

ગમે તે સ્થિતિમાં પણ આ પ્રવૃત્તિનો અન્તિમ આધાર તો કાપડ વાપરનાર વર્ગ જ ગણાય. પરદેશી કાપડ આયાત કરનારા વેપારીઓ પણ આજની સ્થિતિને માટે દોષી તો ખરા જ; પણ ખરો દોષ તો આપણે કાપડ વાપરનાર પ્રજાએ અધૂરા કે ઉપરચોટીઆ બહિષ્કારથી સન્તોષ માન્યો છે એ સ્થિતિમાં રહેલો છે.

અત્યાર સુધીમાં મુખ્ય ફેરફાર તો ટોપીમાં જ થયેલો જોવામાં આવે છે. કેટલાકોએ પોતાનાં પહેરણ પણ બદલ્યાં છે. પણ ધોતીયાંમાં ખાદી વાપરનારા તો હજુ બહુ જ ઓછા જોઉં છું. આમ કાપડ વાપરનારે કાપડ પેદા કરનારને પૂરતો સાથ ન આપ્યો કહેવાય. આપણો કાપડ પેદા કરનાર વર્ગ અત્યારે મુખ્યત્વે ગરીબ લોકો છે. વાપરનારને હજુ એ વાત એટલે દરજ્જે હૈયે નથી વસી જણાતી કે એ પોતાના પહેરવેશને પગથી તે માથા સુધી ફેરવી મુકે. સ્વરાજમાં આપણે કેવા નવા પ્રકારનું જીવન આદરીયે એની એને હજુ ઝાંખી નથી થઇ. આપણે ઇધરઉધર ફેરફાર કરીને સિદ્ધિ ન જ પામી શકીયે. જીવનનું આખું વહેણ જ બદલ્યે આપણો છુટકો છે.

પણ શુ બંગાળમા, શું મદ્રાસમાં બધે જ એ દિશાએ વળવાની ઇચ્છા તો પ્રજામા આવી જ ગઇ છે. દરેક સ્થળે લોકોને મેં શ્રદ્ધાવાન જોયા અને દરેક જગાએ થોડા જ વખતની અંદર કાપડની ઉત્પત્તિની વ્યવસ્થા થઇ જશે એમ મને કહેવામાં આવ્યું.

વળી સ્વદેશીની બાબતમા બધે સ્ત્રીઓને લગતી મુશ્કેલી સૌથી વધુ જણાવવામા આવે છે. પુરુષોના જેટલો ત્વરિત ફેરફાર પોતાના પહેરવેશની બાબતમા કરવાનું તેમને વસમું થઇ પડયું છે. પણ આ બધી મુશ્કેલીઓ વટાવી પાર ઉતર્યે જ આપણામા હિમ્મત, ઉમેદ, આત્મબળ અને હિન્દની ખરી સ્થિતિનું જ્ઞાન કેળવાશે. સ્વદેશી એટલે દેશી ઉદ્યોગોનો પુનરુદ્ધાર અને પરિણામે પ્રજામા અત્યારે વ્યાપેલી અને દિનપ્રતિદિન વધતી જતી કંગાલિયત અને નાદારીનો નાશ. અને એમ રાજ્યાશ્રય વિના પણ જ્યારે આપણે કાપડની બાબતમા સ્વાશ્રયી થઇ જઇશું અને હિન્દની ગરીબીની જે ગુંચ ન ઉકેલી શકાય એમ લાગતું તે ઉકેલી લઇશુ તે દિવસે એની મેળે જ આપણામા આપણું તન્ત્ર જાતે જ ચલાવી લેવાનો આત્મવિશ્વાસ આવશે.

આજે સર વિલિયમ વિન્સેન્ટ આપણને મનમાન્યું નચાવી શકે છે. તેઓ સાહેબ પ્રજાના કહેવાતા પ્રતિનિધિઓને મનાવી શકે છે કે એક બ્રિટિશ સત્તા જ હિન્દની નાની કોમોના હિત સાચવી શકે; સર વિલિયમ તેમને મનાવી શકે છે કે આટઆટલાં વર્ષો વીત્યા છતા હજુ હિન્દ પરસત્તાના હૂમલાથી પોતાની સરહદનુ રક્ષણ કરવાને જોઇતા અમલદારો કે માણસો પેદા કરી શક્યું નથી.

પણ જે દિવસે સર વિલિયમ જોશે કે બ્રિટિશ સત્તાની મદદ વગર સુદ્ધા—રે, તેના બની શકયા તેટલા વિરુદ્ધ પ્રયત્નો છતા પણ—હિન્દુસ્તાન પોતાની જરૂરીયાતોને માટે પરદેશોની મદદથી સ્વતન્ત્ર થઇ શકે છે તે દિવસે એના એ સર વિલિયમ આપણી આગળ જુદા જ સુરમાં ગાતા નજરે પડશે.

સ્વદેશીની પ્રવૃત્તિ એ આપણી ખિલાફત છે. એ આપણી કામધેનુ છે. એની જ્યારે આપણે રક્ષા કરી લેશું ત્યારે આપણે જોશું કે ખિલાફતની તેમજ આપણી સરહદોની રક્ષા કરવાનું સામર્થ્ય આપણામા આવી ચુકયુ છે.

જો ત્રીસ કરોડ પ્રજા નિશ્ચય કરે, જો મહાસભાના એક કરોડ સભ્યો જ નિશ્ચય કરે, તોપણ મારી ખાતરી છે કે આ મહિનામા જ અવશ્ય આપણે પરદેશી

કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરી આપણને જરૂરી કાપડ પેદા કરતા થઇ જઇ શકીયે. આની ત્રણ શરતો છે:

૧. કુલ પરદેશી કાપડનો ત્યાગ કરવો;

૨. સ્વદેશીના પુનરુદ્ધારનો આ સન્ધિકાળ ચાલુ રહે ત્યા સુધી ઓછામા ઓછા કાપડથી ચલાવવું;

૩. આપણે હાથે અગર આપણા પડોશીએ કાતેલા સૂતરમાથી આપણા ગામના વણકર પાસે જ આપણે જોઇતી બધી ખાદી વણાવી લેવી.

---

# સ્વદેશીમાં વિઘ્નો

"બહિષ્કારની બાબતમા અત્યાર સુધીમા ફતેહ એટલી થઇ છે કે લોકોની ટેવો બદલાઇ, પણ જે ભય—જે ભૂલથી દસેક વર્ષ ઉપરની સ્વદેશીની ચળવળ ભાગી પડી તે ભય અત્યારે સન્મુખ દેખાય છે પૂર્વે લોકો મીલો ઉપર મદાર બાંધીને વિશ્વાસે રહી ગયા; પરિણામે તે ચળવળ અદૃશ્ય થઇ ગઇ. હવે સિદ્ધાન્તમા હાથવણાટ મનાયો છે પણ હજુ અમલમા મુકાયો નથી લોકોનું ધ્યાન મીલની જ નિપજ તરફ દોડે છે, તેના ચિહ્ન વચ્ચે ખાદીનો ઉઠાવ થયો તેની પછી પાછી આવેલ મન્દતામા અને મીલના શેરોના વધતા ભાવોમા હું જોઉં છું આવો મીલ ઉપરનો આધાર પરિણામે આ ચળવળને લૂલી કરી નાખે એવી બીક રહ્યા જ કરે છે; કારણકે ઉત્પત્તિમા આપણી મીલોએ પ્રથમપદ હજી સુધી લીધું જ નથી અને લઇ શકે તેમ નથી."

ઉત્પત્તિ આપણા હાથમા હજી ન ગણાય, કારણકે હજી દેશમા રેંટીયાનો સર્વ સ્થાને હમેશને માટે પ્રવેશ થઇ ચુક્યો ન ગણાય. નવીન રેંટીયો તો હજી ઘણો દૂર રહ્યો અને રાત થોડી ને વેશ ઝાઝા રહ્યા. આ સર્વ સંયોગોમાં હાથવણાટ—હાથની જ સર્વ જાતની નિપજ ઉપર ફરીફરીને ભાર મુકીને લોકો સન્મુખ તેને ઉત્તેજન આપવા અને તેના ફાયદા ઉપર આગ્રહ કરવાનો રહ્યો.

મીલોવાળાના હાથમા દસ વર્ષ ઉપર ચક્કર હતુ ત્યારે તે લોકોએ ખીસા ભરવા માડ્યાં. તે જ ભૂલ—આ ચળવળ માટે બહુ જ ભયંકર ભૂલ અત્યારના-વણકરોએ કરવા માડી છે. હિન્દુસ્તાન દેશ ગરીબ અને પ્રજા જમાનાઓથી સંકડામણમા ઉછરેલી એટલે પ્રસંગ મળતા ભૂખ્યા ડાંસની માફક સૌ તૂટી પડે. વેપારીઓ લાગ મળ્યે હદ બહારનો નફો ખાયે, બનાવનાર મીલમાલિક કે વણ-રંગો સમૂહ પોતાની મજુરીનો ગાળો હદ બહારનો વધારી દે.

ખાદી તો પ્રથમના જેટલી ૦-૬-૦થી ૦-૮-૦ વાર રહી હોત તો આજે મીલની કિંમત ઓછી થઇ હોત. પરદેશી માલ અદૃશ્ય થયો હોત અને પરિણામે હાથનું કામ કરનારની

રોજી નિર્ભય થઈ ગઇ હોત. અત્યારે તો હાથે કામ કરનારે પોતાનો નફો જ નિશ્ચય કર્યો છે, જેની અવધિ લાંબી નહિ રહે. પરિણામે તે પણ ભાંગશે અને ચળવળને અપયશ આવશે, વિલાયત પાછું સ્થાન લેશે.

વણકરનો વર્ગ વધારી પરસ્પરનું ઉભું થતું દબાણ હરિફાઇ ઉભી કરીને મજૂરીનો દર તોડે તે સમય આવતાં વખત લાંબો જશે. પ્રજા તેટલી ધીરજ નહિ જ દેખાડી શકે.

ત્રણેક મહિના ખોટી થઈને વેપારીઓ ખરીદ કરવા નીકળ્યા છે! મીલોના માલનો વેપાર કરનારે ૦–૨-૦ રતલે ચડાવ્યા છે. વિલાયતી માલનું કોકડું ગુંચવાયું હતું તે છૂટવા માડ્યું છે ને હવે પાછી ખરીદી છૂટથી થાય છે! હજી પરદેશ ઑર્ડર નથી ગયા, પણ આ સ્થિતિ ચાલુ રહી તો તેમ પણ થશે એવો ભય છે. ખાદી જો સર્વોપરી થઈ હોત તો આ સ્વરૂપ પ્રગટ ન જ થાત. પંજાબવાળા કે જેઓ પાસે સૂતરની જોગવાઈ ઢગલાબંધ છે તેઓ મુંબઈમાંથી ગામઠી મીલોનો માલ ઉપાડે ને વિલાયતી ધોયેલ માલ ઉપાડે એનો અર્થ શું? પંજાબના નાયકોએ ફરીફરીને બ્યુગલ ફુંકવું જ જોઈએ.

વચ્ચે ખાદીનો પ્રચાર વધ્યો ત્યારે વિલાયતી વેપાર બંધ જ થઈ ગયો હતો અને દેશી મીલોનો માલ પણ ખપતો બંધ થયો હતો. હવે ખાદી ગૌણપદે રહી છે ને મીલોનો માલ ખાદી જેવો કે બીજા પ્રકારનો આગળપડતો થયો છે. ચળવળને માટે આ શુભ ચિહ્ન નથી, કારણકે દેશી મીલો હરિફાઇમાં ત્રીજે નંબરે જ રહેવાની છે. પહેલો નંબર માન્ચેસ્ટર, અમેરિકા વગેરેનો છે, બીજો જાપાનનો છે ને પછી જ અહીંની મીલોનો ભાવ પૂછાય. આ સ્થિતિમાં ખાદી પ્રધાન થાય, હાથની જ બનાવટથી નિપજેલ કાપડ પ્રધાન થાય, તો જ પ્રથમનાં બેને હમેશને માટે રજા મળે.

લોકોનાં મન ખાદી તરફ છે એ નિઃસંદેહ છે, પણ હજી તેમાં વિવેક નથી. પ્રદર્શનોએ તો અવળો રસ્તો દેખાડ્યો. ફેન્સીઓને આગળ કરીને આનંદ તથા ભેગવાડાનો મોહ ઉભો કર્યો, જે શુદ્ધ ખાદીને અવગણ કરનાર જ હતો. જે સમયમાં આપણે ધાર્યું કામ કરવાની હોંશ રાખીયે છીયે તેની ટુંક મુદત જોતાં આવા મોહો એક સાધન તરીકે પણ ફાયદાકારક ન મનાય

ગાંધીજીને વધુ વસ્ત્રત્યાગ કરવો પડ્યો છે તે આપણી નિર્બળતાના પ્રતિબિંબ રૂપ હું સમજું છું. તેને હઠાવવા માટે ફરીથી શુદ્ધ ખાદી માટેના ઉપદેશની જરૂર છે—જે ઉપદેશનો અર્થ એ છે કે માણસ પોતાના ( અગર પોતાના મિત્રોના ) ગામમાં જ હાથે કંતાયેલ સૂતરનો માલ વાપરે. આ વાત એકદમ આગળ પડવી જોઇયે. સ્વાશ્રયી થવા માટે—ખાદીની સ્થિરતા માટે આ સિવાય બીજો રસ્તો મને દેખાતો નથી.

બંગાળના જમીનદારો બીજાની મહેનત ઉપર જીવે છે. બંગાળી પ્રજાનો મોટો ભાગ નોકરીયાત બનીને સન્તુષ્ટ રહે છે. જે શરીરયજ્ઞ રેંટીયા પાછળ રહ્યો છે તેને તે નહિ સમજી શકે. બંગાળ સ્વદેશીમાં પાછળ પડે તેમાં નવાઈ નથી. બંગાળને બંગાળીનું ઓઢું જોઇયે તે

મળે તો જ તેના મિથ્યાભિમાનને સન્તોષ મળે. બંગાળી નાયકો રેંટીયા પાછળ પડે તો જ બંગાળીઓ તેની પાછળ પડે. જ્યાં બંગાળીઓનાં જ મન સંશયવાળાં ત્યાં તેને પૂરૂં પાડનાર મારવાડી વેપારીવર્ગ કેટલો મજબૂત રહી શકે ? મારવાડીનું નામ અપ્રિય અને તેમને ને બંગાળીઓને મહોબત જેવું નહિ એટલે પિકેટિંગથી થોડી દાઝ કાઢી એમ મને તો બેહું છે. તેના પિકેટિંગમાં વધારે ઉંડું રહસ્ય હું નથી જોતો.

મદ્રાસ જરૂર ગાંધીજીને અનુકૂળ થશે તેની જરૂરીયાત ઓછી છે. ફેન્સી માલને જીવનમાં સ્થાન આપ્યું છે તે દૂર કરે એટલી જ વાર. હાથવણાટ તો ત્યાં ઘણા વખતથી ચાલુ જ છે.

કાઠીયાવાડને સન્દેશો પહોંચ્યો નથી એમ ગણાય, કારણકે મોટો વર્ગ ગરાશીઆ અને ખેડૂત. તેને તો સસ્તું જોઇયે તે જાપાની દેશીનો ભેદ નથી સમજતો. ખાદીની પાછળ શો મુદ્દો છ તે ખાદી બનાવનાર વર્ગ નથી સમજતો એ જ દુર્દૈવ છે."

ઉપર પ્રમાણે એક વેપારી મિત્રે કાગળ લખ્યો છે. તેમણે આજ લગી પેટ ભરીને પરદેશી કાપડનો વેપાર કર્યો છે, છતાં દેશહિત શામાં છે તે સમજી શકયા છે ને રેંટીયાની એટલે ખાદીની મહત્તા સમજ્યા છે. આ મિત્રે બતાવેલા બધા ભયો આપણે વિચારવાયોગ્ય છે.

આપણી મીલોના માલને ઉત્તેજન આપવું એ ભૂલ છે, એટલું જ નહિ પણ તેની ઉપર ધસવું એ ભૂલ છે. આપણી મીલોનો માલ તો ખપ્યાં જ કરવાનો. જો આપણે તેઓને લાલચમાં નાખીયે તો તે માલ બગડવાનો અને નફાને જ અર્થે મીલના માલનો વ્યાપાર કરનારા જરૂર ભાવો વધારવા લલચાશે. તેઓ દેશહિતને જ ખાતર વ્યાપાર કરે એવી આશા ત્યારે જ રખાય જ્યારે દેશીઓ પોતે દેશહિત વિચારે. મારે ખાદી પહેરવાની અગવડ—જો તે અગવડ હોય તો ભોગવી લેવી ને તેનું વધારે દામ હોય તો તે આપવું એ સહેલું કે મીલના માલિકો પોતાના કરોડોનો નફો છોડે એ સહેલું. આપણે માલિકોના તરફની મોટી આશા રાખવી એ મૂર્ખતા ગણાય. તેઓ પહેલા નહિ પણ છેલ્લા જાગશે એમ માનીને જ આપણે લડતને ચલાવવી જોઇયે. તેમાં તેઓનો દોષ કાઢવો એ જનસ્વભાવનો દોષ કાઢવા બરોબર છે. આપણે પણ તેમની જગ્યાએ તેમના જેવું જ કરીયે એ ચોક્કસ છે. તેથી આપણે જેઓ સ્વદેશીને ધર્મ તરીકે પાળનારા છીયે તે મીલનો માલ ન જ પહેરીયે.

એટલે સ્હેજે આપણે ભાગે હાથે કાંતેલા સુતરની ને હાથે વણેલા કપડાની ખાદી જ આવી. 'ખાદી' નામમાં ચમત્કાર નથી, તેના ગુણમાં ચમત્કાર છે. ખાદીના આકારમાંયે ચમત્કાર નથી. હાથે કાંતેલા સુતરનું ને હાથે વણેલું

કાપડ ખાદીના જેવું નહિ પણ મલમલ જેવું લાગતું હત તો આપણે તે પસંદ કરત. હાથકંતામણ ને હાથવણાટના સાર્વજનિક પ્રચારમાં જ દેશની દરિદ્રતાનો નાશ છે ને તેમ થાય તો જ સ્વરાજ સંભવે એ વાત આપણે સોનેરી અક્ષરમાં લખી રાખવી જોઇએ. મતલબ કે જાપાનથી આવેલી કે આપણી મીલોમાં બનેલી તે ખાદી નથી પણ ખાદીના 'જેવું કપડું' છે. તે કાપડનો ત્યાગ જ થવો જોઇએ.

આવી ખાદીને સારૂ નડિયાદી ન અમદાવાદ જાય કે ન મુબઇ જાય. એ ખાદી સૌ પોતે નડિયાદમાં જ બનાવે—કેમકે નડિયાદના લોકોમાં તેટલા પૈસાનો બચાવ કરવાનો આ પ્રયાસ છે—અથવા તો પોતાના છલ્લામાં કંતાયેલા ને વણાયેલા સૂતરની ખાદી તે વાપરે. આમાં મોંઘવારી હોય જ નહિ. ઘરનો ઘડેલો રોટલો બજારના ઘડેલા રોટલા કરતાં હમેશા સોંઘો જ હોય. મારા પડોશી વણકરને હું બે આના આપું તે માન્ચેસ્ટરને અપાયેલા એક પૈસા કરતા સોંઘું છે, કેમકે પેલા બે આનામાથી તો મને જ વળતર મળશે. પણ પડોશી વણકરને ભૂખે મારી માન્ચેસ્ટરના વણકરને કે મુબઇના વણકરને હું આપું તો મારા ઉપર પડોશી વણકર બોજારૂપ થવાનો; ને તેને સારૂ મારે સદાવ્રત કાઢવું પડશે. આવા સદાવ્રત આપણે હિન્દુસ્તાનમાં કાઢી આપણા મનને ફોસલાવીયે છીયે કે આપણે પુણ્ય કરીયે છીયે. સદાવ્રત કાઢવાની જરૂર પડે છે એ સ્થિતિના મૂળમાં આપણું પાપ રહેલું છે તેને આપણે જોતા નથી—જોવા માગતા નથી. આપણી દોલત છીનવી આપણે સારૂ કોઇ સદાવ્રત કાઢે તો આપણને કેવું ગમે ? અથવા ઘણા કાળની આદતથી આપણે તેમ ભીખ માગવા ટેવાઇ ગયા હોઇયે તો આપણને જોનાર આપણે વિષે કેવો ખ્યાલ બાંધશે ? છતાં કાંતવાનો ને વણવાનો પ્રાચીન ધંધો છોડી આપણે ભિક્ષુક જ બન્યા છીયે, ને ચેતશું નહિ તો વધારે ભિક્ષુક બનશું; અને છેવટે યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોર છે એ ન્યાયે આપણે ચોર ઠરવાના.

બંગાળના મિથ્યાભિમાનનો મને ભય નથી. જો ગુજરાત એકલું પણ સંપૂર્ણ સ્વદેશીવ્રત પાળી બતાવશે તો બંગાળ જરૂર નકલ કરશે. મદ્રાસનો ચિત્રવિચિત્ર રંગનો મોહ ભાંગવો એ મને મુશ્કેલ લાગે છે ખરૂ, પણ આવે ધર્મજાગૃતિને સમયે જે આગળ જતા જોવામાં આવે તે પાછળ પડતા લાગે ને જે પાછળ પડતા લાગે તે આગળ જાય તો નવાઇ નહિ. બંગાળમાં પણ મહેનત તો ચાલી જ રહી છે.

બંગાળના પિકેટિંગ વિષે તો લખનારે ખરી માહિતી ન હોવાથી બંગાળીઓને અન્યાય કર્યો છે. મારવાડીઓનું પિકેટિંગ કરનારા મારવાડી અને ખિલાફત કમિટીના

સ્વયંસેવકો જ હતા. તેમાં બંગાળીઓનો હાથ જ ન હતો. એ પિકેટિંગની શરૂઆત સ્વચ્છ હેતુથી જ થયેલી ને તે છેવટ લગી સભ્યતાથી જ ચલાવવામાં આવેલું. તેમાં શેઠ જમનાલાલજી જેવા મારવાડી ગૃહસ્થે આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

મને જે ભય છે તે કેવળ સ્ત્રીઓને જ વિષે છે. સ્ત્રીઓને આપણે આવા મહાન વિષયોથી કેવળ અજ્ઞાત રાખેલી છે. તેઓ હમણાં જ આવાં કામોમાં રસ લેતી થઈ છે. અને જ્યાં લગી તેમનો મોહ પરદેશી કપડાં પરથી ન ઉતરે ત્યાં સુધી સ્વદેશીનું કામ ઠામ ન જ પડે. સદ્‌ભાગ્યે સ્ત્રીઓમાં જાગૃતિ એકાએક એટલી બધી થયેલી છે કે તેઓમાં મહત્ત્વના ફેરફારો હું જોયાં કરૂં છું. પણ પુરુષવર્ગે પોતાની ગફલતને સારૂ મોટું પ્રાયશ્ચિત્ત કરવું જ પડશે. જ્યારે પુરુષવર્ગમાં પરદેશી કાપડ શોધ્યું નહિ સાંપડે ત્યારે સ્ત્રીવર્ગને જરાયે વાર નહિ લાગે. હજુ તો પુરુષવર્ગને પણ શણગારની ગરજ રહેલી છે. તેમનો બારીક કપડાંનો મોહ તદ્દન નથી ગયો. તેને હજુ ધોતીયાં તો મીલનાં જ જોઇયે છે. ખાદીનો ભાર ઉપાડતાં અગવડ ભાસે છે. જ્યાં સુધી પુરુષવર્ગે સંપૂર્ણ ત્યાગ નથી કર્યો ત્યાં લગી સ્ત્રીવર્ગની આશા કેમ રાખી શકાય ? આમ અનેક પ્રકારની અગવડો આપણા સ્વદેશીના માર્ગમાં પડી છે. તે બધી આપણે દૂર કરીયે એટલે સ્વરાજનો સૂર્ય આપણે દૃષ્ટિમર્યાદા પર ચમકતો જોઇશું જ.

---

## બહેનોને—

( જન્મદિવસ નિમિત્તે બહેનોને ગાંધીજીનો સન્દેશો )

વહાલી બહેનો,

આજે મારી જન્મગાંઠને દિવસે તમને હું શો સન્દેશો મોકલું એ વિચાર કર્યાં જ કરૂં છું. મારી જન્મગાંઠની સાથે બહેનોને શો સંબન્ધ હોય ? મને હિન્દની સ્ત્રીઓ કેમ ઓળખે છે ? એ વિચાર કરતાં મને લાગે છે કે તેઓ મારા પ્રેમને ઓળખે છે. તેઓને ખબર છે કે મને સ્ત્રીઓનું શિયળ વહાલું છે, અને તે સાચવવાનો સહેલામાં સહેલો ઉપાય મેં બતાવ્યો છે. એ સ્વદેશી છે. સ્વદેશીધર્મનું પાલન કરવામાં જેટલી મદદ સ્ત્રીઓ કરી શકે તેટલી પુરુષો નહિ કરી શકે. જ્યારે ભારતવર્ષની પુત્રીઓ સૂતર કાંતી પોતાને અને બીજાને ઢાંકતી હતી ત્યારે ભારતવર્ષ ભલે

ગરીબ હોય પણ આજની જેમ કંગાળ ન હતું. ત્યારે ભારતવર્ષની સ્ત્રીઓ પોતાનું સતીત્વ જેમ જાળવી શકતી હતી તેમ આજે નથી જાળવી શકતી, એ હું જોઇ રહ્યો છું. તેથી બહેનોની આગળ વળી પણ એ જ વસ્તુ મુકું છું.

. બધી બહેનો ઓછામાં ઓછો એક કલાક હમેશાં સૂતર કાંતવામાં આપો.

બધી બહેનો સાદાઇને ધર્મ જાણી તેમાં જ શણગાર સમજે ને કુમારિકાઓએ કાંતેલા જ સૂતરમાંથી જેવાં કપડાં પેદા થાય તે પવિત્ર સમજી તે વડે તેમારાં અંગ ઢાંકો.

આમાં જ હું તો હિન્દુસ્તાનને સારૂ સ્વરાજ પણ જોઉં છું. બહેનો પણ જોઇ શકે એમ ઇચ્છું છું.

જે કોઇ માણસ પ્રતિ આપણુને માન અને પ્રીતિ હોય તે માન અને પ્રીતિ સારામાં સારી રીતે એમ બતાવી શકીયે કે હમેશાં તેનું અનુકરણ કરવું.

હું હિન્દુસ્તાન પાસે જે માગી રહ્યો છું તેનો ઉદ્દેશ ફક્ત ફરી સત્યયુગ આવે એટલા માટે જ છે.

. આપણે જે કામ હિન્દુસ્તાનમા કરવાનું છે તે સ્ત્રીકેળવણીનું પ્રથમ છે. કેળવણી હોય તો સ્ત્રીઓ પોતાના શિયળનું રક્ષણ કરી શકે. તે કેળવણી આપવા માટે આપણુને ઘણી વિદ્વત્તાની જરૂર નથી, પણ ફક્ત ચારિત્રની જરૂર છે.

આજે મારા ઉપર જે પ્રેમ બતાવ્યો છે તે ઉપરથી હવે હું આપને મારા પર એવો પ્રેમ બતાવવા માગણી કરૂં છું કે આપણે ફરીથી સત્યયુગ આણવો. હિન્દુસ્તાન પોતાનું રક્ષણ કરી શકે એમ છે. જો આપણે આપણા દેશમાં પેદા થયેલા વસ્ત્રને જ વાપરીશું તો નક્કી આપણે આપણા દેશને થોડા જ વખતમાં સુરક્ષિત કરી શકીશું. હું રેંટીયા માટે પ્રયત્નો કરી રહ્યો છું. રેંટીયાથી સ્ત્રીઓનું શિયળ જળવાય છે. આથી કોઇ બીજો ધંધો નથી કે જેમાં આપણી કરોડો બહેનો ઘેર બેઠાં પોતાનો સમય ગાળી શકે. આમાં કાંઇ બહુ અક્કલની જરૂર નથી. હિન્દુસ્તાને સ્વાશ્રયી થતા શીખવું જોઇયે. જ્યારે હિન્દુસ્તાનમા વીરનરો, વીરાંગનાઓ પેદા થશે ત્યારે આપણે સ્વાશ્રયી બની શકીશું. આપણે સત્યાગ્રહની વીરતા બતાવવાની છે. શસ્ત્રની વીરતા કરતાં આમાં વધુ વીરતાની જરૂર છે. જો તેમ થાય તો આપણે સ્વતન્ત્ર જ છીયે. હિન્દુસ્તાનમાંથી જે કરોડો રૂપીયા જાય છે તેનું અને તમારી બહેનોનું રક્ષણ કરો.

હું આપની પાસે જે કાર્યની માગણી કરું છું તે આપને ઠીક લાગતી હોય તો તમે તમારા દેશને માટે તે કાર્ય કરવા તૈયાર થઇ પડજો.

૧. ગરીબવર્ગમાં ફરી જ્યાં અન્નવસ્ત્રના સાંસા પડે ત્યાં રેંટીયા દાખલ કરી, ભૂખમરો ટાળી, તેમને સ્વાશ્રયી બનાવવા.

૨. જ્યાં જ્યાં ગલીચી ગંદકી હોય, રોગગ્રસ્ત સ્ત્રીબાળકો હોય, પતિત દશા હોય ત્યાં તેમને સંયમનાં, સ્વચ્છતાનાં, આરોગ્યનાં અને વિશુદ્ધ જીવન ગાળવાનાં સાધનો કરી આપી તેમને તેમની સ્થિતિનું—રહેણીકરણીનુ ભાન કરાવવું.

૩. જ્યાં જ્યા જ્ઞાનપ્રચારની આવશ્યકતા—અભિલાષા હોય ત્યાં જ્ઞાનપ્રચારાર્થે જરૂરી સાધનો પૂરા પાડવાં અને પોતે તે માટે પ્રયાસ કરવો.

આ કાર્ય કરવા માટે પ્રથમ આત્મશુદ્ધિ—આત્મવિકાસ, ભગિનીભાવ અને વિચારવિનયની જરૂર છે.

આમ ભગિનીસમાજ કરવા ધારે તો તેની પાસે ઘણી સુન્દર ફળદાયી પ્રવૃત્તિ છે. સમાજનું કાર્યક્ષેત્ર એટલું વિસ્તીર્ણ છે કે જો સજ્જડ કાર્ય થાય તો મોટી પ્રવૃત્તિ તેની પાસે કાઇ જ નહિ ગણાય અને 'હોમરૂલ' નામનું ઉચ્ચારણ કર્યા વિના હોમરૂલની ભારે સેવા થઇ શકે. જ્યારે છાપખાના નહોતાં, ભાષણોની સગવડો ઓછી હતી, ચોવીસ કલાકમાં એક હજાર માઇલને બદલે ભાગ્યે ચોવીસ માઇલ આપણે મુસાફરી કરી શકતા હતા તે વેળાએ આપણા વિચારોનો પ્રચાર કરવાનું એક જ મુખ્ય સાધન ગણાતું હતું. તે આપણી કૃતિ હતું. એમ કહેવાય છે કે તેની અસર બહુ ભારે હતી. અત્યારે આપણે હવાને વેગે દોડાદોડા કરીયે છીયે, વ્યાખ્યાનો આપીયે છીયે, લેખો લખીએ છીયે તેમ છતા આપણું ધાર્યું અમલમા મુકાવવા આપણે લગભગ અસમર્થ છીયે. દરેક દિશાએથી લગભગ નિરાશાનો સૂર સંભળાય છે. મને તો લાગે છે કે જેમ આગળ હતું તેમ આજે પણ આપણા કાર્યના વડે જેટલો પ્રભાવ આપણે લોકો ઉપર નાખી શકીશું, તેટલો કદી આપણા ભાષણ કે લેખોથી નહિ નાખી શકીયે. આ સમાજ મૂંગા કાર્યને પ્રધાનપદ આપો એવી સમાજ પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે.

આટઆટલા પુસ્તકોનો અભ્યાસ કરવામા આવે છે, પરંતુ તેમાંથી કશું વર્તનમા ઉતારવામાં આવતું ન હોય તો તે તમામ ફોકટ છે; માટે એક ખાંડી વજન જેટલાં પુસ્તકો વાંચો તે કરતાં તેમાંથી એક અધોળ જેટલુ પણ વર્તનમાં ઉતારવાનો પ્રયત્ન કરો.

તા. ૬-૧૦-૧૯૨૧

જગતમાં અનેક શાસ્ત્રો છે, તે દરેકનાં નામ હું તમારી પાસે લેવા માગતો નથી, પરન્તુ તેમાંથી તમે તમારા વર્તનમાં જેટલે અંશે ઉતારો તેટલું શાસ્ત્રનું રહસ્ય તમે પ્રાપ્ત કર્યું એમ માનવાને કશી હરકત નથી.

આપણે અનેક પ્રતિજ્ઞાઓ કરીયે છીયે, પરન્તુ તે પાળવાને કંઇ પણ લક્ષ રાખતાં નથી તે યોગ્ય નથી. જે જે પ્રતિજ્ઞા કરવામાં આવે તે તે સચોટપણે પાળવી જોઇયે. દેહ પડે તોપણ કરેલી પ્રતિજ્ઞા ચૂકવી જોઇયે નહિ.

તમારૂં જીવન આદર્શમય બનાવો. રોમમાં તો આદર્શ પણ ફરી ગયો છે. પરન્તુ હિન્દમાં તે આદર્શ ભૂલવામાં આવ્યો નથી. હિન્દુ કે મુસલમાન આપણે સર્વે આપણા પૂર્વજોનાં વારસદાર છીયે. અને એ વારસો ત્યારે જ સંભાળી શકીશું કે જ્યારે જીવનના આદર્શો પર સતત લક્ષ આપવામાં આવશે. આપણા પૂર્વજોમાં સાત્વિક વૃત્તિ પ્રધાનપદ ભોગવતી હતી, પરન્તુ આજે તે નાશ પામેલી જણાય છે. જ્યાં જોઇયે ત્યાં દંભી જીવન જણાય છે. હરકોઈ કાર્ય પ્રસંગે અસત્ય બોલવાનું ડગલે અને પગલે થઇ ગયું છે તે દૂર કરવું જોઇયે અને જીવન સત્યમય બનાવવું જોઇયે.

તમારો દીન ભાઇ,
મોહનદાસ કરમચંદ ગાંધી

---

# મારી નોંધ

<u>પૂર્વ આફ્રિકા</u>

પૂર્વ આફ્રિકાના હિન્દીઓનાં દુઃખની કહાણી અહીંનાં છાપાઓમાં આવે છે, એટલું જ નહિ પણ ત્યાંથી મિત્રો મને ખબર આપ્યાં કરે છે. છતાં હું ભાગ્યે જ 'નવજીવન'માં કે 'યંગ ઇન્ડિયા' માં તેમને વિષે કંઇ લખું છું. આનો અર્થ તેઓ એવો ન સમજે કે મને તેઓનાં દુઃખનું જ્ઞાન નથી, અથવા તો મારી લાગણીઓ તેમના પ્રત્યે હવે ઓછી થઈ છે. પણ જેની ઉપર તરવારના ઝાટકા પડતા હોય તે ટાંકણીની ભોંકને ગણકારતો નથી એવી મારી સ્થિતિ છે. હિન્દુસ્તાનની આર્થિક, રાજનૈતિક ને ધાર્મિક સ્થિતિ એટલી બધી કંગાલ જોઉં છું ને તેથી એટલો દુઃખી થાઉં છું કે બીજાં દુઃખો પ્રમાણમાં મને કંઇ જ નથી લાગતાં. હું એટલું પણ જાણું છું કે જ્યાં લગી હિન્દુસ્તાનના દુઃખનો અન્ત ન આવે ત્યાં સુધી પૂર્વ આફ્રિકાના દુઃખનું નિવારણ નહિ થઇ શકે. પણ જેમ વાવમાં પાણી ભરાય તો હવાડામાં આવે જ છે

તેમ જો હિન્દુસ્તાનનો રોગ મટે તો પૂર્વ આફ્રિકાના હિન્દીઓનો રોગ ગયો જ છે જો હિન્દુસ્તાનના રોગને સારૂ ચાંપતા ઇલાજો ન લેવાતા હત તો આપણે પૂર્વ આફ્રિકાને સારૂ બધા વળગી મરત.

આનો અર્થ એમ નથી કે પૂર્વ આફ્રિકાના હિન્દીઓએ પોતાનો પુરુષાર્થ ન કરવો તેઓએ કરવો જ. પણ હિન્દુસ્તાનની ખરી મદદ તેમને નામે નહિ પણ હિન્દુસ્તાનના રોગ મટાડવાને નામે મળશે અને મળે છે. તેઓ સમજે છે કે હિન્દુસ્તાનનું તેજ એટલું બધુ વધ્યું છે કે તેથી તેઓને મદદ મળ્યાં જ કરે છે. તેમની શક્તિ પણ વધી છે.

પૂર્વ આફ્રિકાના ગોરાઓએ મર્યાદા મુકી છે તેઓએ અંગ્રેજી કાયદાને નહિ ગણકારવાનો નિશ્ચય કર્યો જણાય છે આ કાયદાનો અવિનયી ભંગ. જ્યારે માણસ કેવળ પોતાનો સ્વાર્થ સાધવા સારૂ કાયદાનો ભંગ કરે છે ત્યારે તે સવિનય ભંગ નથી. પોતાના આ કાર્યમા તેઓએ જનરલ સ્મટ્સની મદદ માગી પણ ત્યાથી તેમને મદદ નથી મળી. મારી ખાતરી છે કે જો પૂર્વ આફ્રિકાના હિન્દીઓ હિમ્મતવાન, વિનયી, મર્યાદાશીલ ને સાચા રહેશે તો તેમને કશી આચ નથી આવવાની જૂઠો હમેશા બીકણ હોય છે. પૂર્વ આફ્રિકાના અંગ્રેજો પાપ કરવા ઇચ્છે છે. તેથી જો હિન્દીઓ સત્યના માર્ગ પર જ રહેશે તો અંગ્રેજોની પાપમય ઉદ્ધતાઈ દબાઇ રહેશે. હિન્દીઓએ સત્ય માર્ગ પર રહેવું એનો અર્થ એ છે કે તેઓએ પોતાનો કેસ મજબૂત રાખવો, તેમાં અતિશયોક્તિ ન કરવી ને પોતામા જે કંઈ દૂષણો હોય તે કાઢી નાખવા. આપણી ઉપર હમેશા એક આરોપ મુકવામા આવે છે ને તે ખરો હોય છે. તે એ કે આપણે મેલા રહીયે છીયે; કમાઇયે છીયે તોપણ ઘરબાર મેલાં રાખીયે છીયે; ગલીની ખૂબ કરીયે છીયે ને ગીચાગીચ રહીયે છીયે આ આરોપમા જેટલું સત્ય હોય તેટલે દરજ્જે આપણે સુધારો કરી લેવો જોઇયે

બીજો આરોપ એ મુકવામા આવે છે કે આપણે હબસીઓને છેતરીયે છીયે. આ આરોપમા કંઇ વજુદ નથી, કેમકે આરોપ મુકનારા પોતે વધારે દગો દેનારા હોય છે. છતા આપણે તો તેમાયે જે દોષ હોય તે કાઢી નાખવો જોઇયે

ત્રીજો આરોપ તેઓ નથી મુકતા પણ આપણે પોતે જાણીયે છીયે આપણામા એકસંપ નથી હોતો. જાતિઅભિમાન નથી હોતું; છતા અંગત સ્વાર્થ સાધવાની પાછળ આપણે પ્રજાનાં સ્વાર્થનો વિચાર નથી કરતા. આ દોષ જ્યારે આપણે પરદેશ જઇયે છીયે ને ઓછી સંખ્યામા હોઇને પણ કરીયે છીયે ત્યારે તે તરી આવે છે ને આપણને બહુ ખરાબ સ્વરૂપમા દેખાડે છે.

આ બધા દોષોમાથી પૂર્વ આફ્રિકાના હિન્દીઓ મુક્ત રહે અથવા થાય ને હિમ્મત રાખે તો તેઓને કોઈ કંઈ કરી શકનાર નથી.

તા. ૬-૧૦-૧૯૨૧

## હૃષીકેશ

હૃષીકેશ એ હરિદ્વારથી ગંગોત્રી જતાં મોટું ધામ છે. ત્યાંથી યાત્રાળુઓ ધીમેધીમે પહાડોમાં પ્રવેશ કરે છે. કુદરતે તેને મઢવામાં જરાયે મણા નથી રાખી. નાના પહાડો, ખળખળની ગંગા, પાણીની નિર્મળતા ઇત્યાદિ જોઇને ઋષિઓની દીર્ઘદૃષ્ટિ, તેમની કળા ને તેમની સાદાઇનો પૂરો ખ્યાલ આવે છે. પણ તેમના વારસોએ તેમના હાલ કેવા કર્યા છે તેનો કંઇક દુઃખદ ખ્યાલ મને કુંભને સમયે આવ્યો હતો. હૃદયના મેલા નામના બાવાઓ શ્રદ્ધાળુ યાત્રાળુને ધૂતતા હતા. શરીરે મેલા આળસુ યાત્રાળુઓ આ પવિત્ર સ્થળને જ્યાં ત્યાં શૌચાદિ કરી બગાડતા જોઈ મારૂં હૃદય રડતું હતું. પ્રાચીન ઋષિઓ જંગલ જતા તે તો માઇલો સુધી દૂર, એકાન્તમાં. આજે તો હૃષીકેશમાં મોટી વસ્તી છે. ત્યાં લોકો ગંગાને કિનારે બેશરમ થઈ શૌચ કરે ને 'જંગલ ગયા' માને એ આળસની, અજ્ઞાનની ને મેલાપણાની સીમા થઇ. આ બધું તો મેં પાંચ વર્ષ પહેલા નજરે જોયેલું, પણ ત્રણ માસનો જાતિઅનુભવ લીધા પછી એક લેખકે મને જે હૃદયભેદક વર્ણન મોકલ્યું છે તે જોતાં હૈયું રડે છે ને મન લજ્જિત થાય છે. પુણ્યક્ષેત્રમાં પાપકર્મની હદ નથી.

વર્ણન કરનાર નામઠામ બધું આપે છે. તેણે તે છાપવા મનાઇ પણ નથી કરી પણ નામઠામ આપી છાપવાની મારી હિમ્મત નથી ચાલતી. કેટલાંક વર્ણનો તો લખ્યાં જાય એમ નથી. ત્યાં રહેનારા 'બાવાઓના સ્વેચ્છાચાર'નો, તેઓના વૈભવનો, વ્યભિચારનો, તેમાં આબેહૂબ ચિતાર છે તેમને થતા રોગોનું તેમાં દુ:ખ ઉપજાવનારૂં વર્ણન છે ગરીબ યાત્રાળુઓ કેમ લૂંટાય છે. તેનો ખ્યાલ આપ્યો છે, બાવાને વેષે અનેક માણસો કેવી મૂઝા મારે છે એ બતાવ્યું છે. સ્વર્ગાશ્રમ તે તેનાથી ઉલટું જ કેમ લાગે છે એનું વર્ણન આપ્યું છે આ સડો કોણ કાઢી શકે ? તે કાગળ શંકરાચાર્યને અને મને ઇલાજો લેવાનું સૂચવે છે મારી શક્તિ આ મલિનતાને કાઢવાની અત્યારે તો નથી એમ હુ જાણું છું હુ તો માત્ર એ વર્ણનનો સાર છાપી નાખવાની શક્તિ રાખું છું. ત્યાંના રહેનારા કોઈ આ વર્ણન જોઇ કંઇ કરી શકે તો ભલે. હિન્દુ ધર્મનાં યાત્રાસ્થાનોનો સડો એટલો ભયંકર છે કે તેનો ઉપાય ઘણા હિન્દુઓના મનમાં પરિવર્તન ન થાય ત્યાં સુધી નથી થવાનો. આ ચાલી રહેલા ધર્મયજ્ઞમાં હિન્દુ હૃદયનું પરિવર્તન કેટલું થાય છે એના ઉપર આ યાત્રાસ્થળો પાપક્ષેત્ર મટી પુણ્યક્ષેત્ર બનવાનો આધાર છે. તે સ્થળોનું શુદ્ધ બનવું એ તો હિન્દુધર્મનો પુનરુદ્ધાર કરવા બરોબર છે તેમ થવા સારૂ ભારે તપશ્ચર્યાની જરૂર છે, સ્થાનિક અસરની જરૂર છે.

## ૬ સાચા શહીદો

મૌલાના આઝાદ સોબાની જેઓ અત્યારે સ્વદેશીની બાબતમાં અદ્‌ભુત કાર્ય કરી રહ્યા છે તેઓએ મને મિસરવાસીઓની શાન્તિ અને શૌર્યનો એક હૃદય હલાવી મુકનારો કિસ્સો કહ્યો. એક મસ્જિદમાં મિસરની રાષ્ટ્રીય લડતને લગતું વિવેચન ચાલી રહ્યું હતું. સરકારી

સિપાઇઓએ વિવેચનને અટકાવવા મસ્જિદને ઘેરો ઘાલ્યો. જે જુવાન વિવેચન કરી રહ્યો હતો તેને ગોળીથી વીંધી નાખવામાં આવ્યો. પણ લોકોની શાન્તિમાં લગીરે ફેર ન પડયો. તત્ક્ષણ બીજા એક જુવાને પડેલ શહીદની જગા લીધી અને વિવેચન ચાલુ રહ્યું. તેને પણ ગોળીએ દેવામાં આવ્યો! તેની જગાએ ત્રીજો ઉભો રહ્યો ને વ્યાખ્યાન બેખટકે ચાલુ રહ્યું આમ વિવેચન પૂરૂં થયું ત્યાં સુધીમાં એક પછી એક સાત જણ ગોળી ખાઇ મૂઆ. અને આ અલૌકિક આત્મયજ્ઞ ચાલુ હતો તે દરમિયાન આખો શ્રોતૃસમાજ જેવો ને તેવો ખામોશ હતો.

મિસરવાસીઓ અહિંસાવાદી નથી. છતાં તેઓ શૂરા છે. તેઓ સાચી સિપાઇગીરી જાણે છે. તેઓ મસ્જિદને જમીનદોસ્ત થયેલી અગર તો આખા શ્રોતૃસમુદાયને ભાગી છૂટવાનો નિષ્ફળ પ્રયત્ન કરતો જોવા નહોતા માગતા. તેઓ એટલું જ બતાવી આપવું બસ ગણતા હતા કે મિસરવાસીઓ એમ નમ્યું આપે એવા નહોતા અને કોઇ ચમરબંધીનું ફરમાન પણ તેમને નમાવી શકે તેમ ન હતું.

અને તેથી જાણે કંઇ જ ન થયું હોય એ જ રીતે મસ્જિદમાંનું વિવેચન પૂરૂં કરવામાં આવ્યું. જીવવું અને મરવું બન્ને શ્રોતૃસમુદાયને મન એક જ અર્થ સૂચવનારી વસ્તુ થઈ પડી.

આ કિસ્સાનો બોધ તો ખુલ્લો છે. આપણે જેઓ અહિંસાવાદી છીયે તેઓ સર્વ-ઉપલા સાત શહીદોની અને શ્રોતૃવર્ગની વીરતા કેળવવા મથી રહ્યા છીયે. આપણા ધ્યેયને પહોંચવાને માર્ગે જતા મારવાની ઇચ્છા સરખીનો મનને સ્પર્શ ન થવા દેતાં મૃત્યુની ભેટ કરવાની હિમ્મત આપણામાં આવવી જોઇયે; અને એ આવશે તો બાકી રહેલા ત્રણ મહિનામાં ફતેહ આપણી જ છે.

---

તા. ૯—૧૦—૧૯૨૧

## હું પકડાઉં તો—

મારા પકડાવાની અફવા ઉડી રહી છે. સૌ કહે છે કે પોતાને ચોકસ ખબર મળ્યા છે. મદ્રાસમાં તો એક ગૃહસ્થે હું પકડાયો જ છું એવો તાર મોકલ્યો!

જો હું પકડાઉં તો શી નવાઇ? સરકારને પકડવાનો હક છે. જે ગુન્હાને સારૂ અલી ભાઇઓને અને તેમના સાથીઓને પકડ્યા છે તે ગુન્હો તો મેં પણ કર્યો છે. તે ગુન્હાનું મૂળ જ હું છું એમ કહીયે તોપણ ચાલે. મૂળને મેલીને ડાળને વળગે તેમાં શો અર્થ? સિપાહીને પણ ઉઘાડી રીતે કહી શકાય કે 'તમે આ સરકારની નોકરી કરવામાં પાપ કરો છો' એવું સમજાવનાર તો હું જ હતો. આખુ રાજ્યતન્ત્રનો

નાશ કરવો એ કહેનાર પણ હું જ. આ બે વાંકને સારુ જો અલી ભાઇઓ પકડાય તો મને કાં ન પકડે ?

પકડે તેમાં ગુસ્સો શો ? સરકારને કેમ ખબર પડે કે આવા વિચારો ધરાવનારા બેબા જેટલા જ માણસો છે કે ઘણા ? જે પોતાના વિચારોને સારુ દુઃખ ખમે તે જ તે વિચારોને ધરાવે છે એમ કહેવાય. હું મારા વિચારો ખરેખર ધરાવું છું કે નહિ એની કસોટી સરકાર કાં ન કરે ?

અસહકારની રીત જ એ છે. કા તો સરકાર સીધી થાય અથવા તો અસહકારીઓને જેલમા મોકલે, દંડે, ફાંસીએ ચડાવે.

લોકો ખરેખર અસહકારી હોય, બહાદુર હોય, સમજુ હોય, તો મારા કે કોઇ અસહકારીના જેલ જવાથી ગભરાય નહિ, ગુસ્સે ન થાય, મારફાડ ન કરે, હડતાળ ન પાળે. કેમ જાણે કંઇ જ નવું નથી બન્યું અથવા ધારેલું જ બન્યું છે એમ માની ખુશી થાય. હવે બંદરે વહેલા પહોંચશું એમ સમજી સન્તોષ પામે.

જે કોઇ ગુસ્સે થાય કે હડતાળ પાળે કે ખૂનરેજી કરે તે મારું અપમાન કરે, મને દુઃખ દે ને દેશનો દ્રોહી બને. તેવો માણુસ અસહકારી હોવાનો દાવો કરે તો પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે.

અલી ભાઇઓના પકડાવા છતા જે શાન્તિ હિન્દુસ્તાને સાચવી છે તેને હું ભવ્ય શાન્તિ ગણું છું. તેમાં હું આપણી જીત જોઇ રહ્યો છું. તેવી જ—તેથીયે વધારે—શાન્તિની આશા હું મારા પકડાવા વેળાએ રાખું છું. આપણે મારીને નહિ પણ મરીને જીતવું છે ને જીવવું છે.

મારા પકડાવાનું પરિણામ હું એક જ ઇચ્છું છું ને એકની જ ઉમેદ રાખું છું. જે વસ્તુને સમજાવતાં મને હજુ મુશ્કેલી પડે છે તે હું પકડાતાં સ્ત્રીપુરુષો તુરત સમજે, જે કરતાં તેઓ આળસ કરે છે અથવા અચકાય છે તે હવે તુરત જ કરે ને સ્વરાજ મેળવે. આપણામાં હજુયે પરદેશી કાપડનો જે કંઇ મોહ રહ્યો છે તે નીકળી જાય એમ ઇચ્છું. આજે તો લોકો પોતાનાં થોડા જ પરદેશી કપડાંની હોળી કરે છે. પછી તો પોતાના ઘરમાં ગમે તેટલાં પરદેશી કપડાં હોય તોપણ તત્કાળ તે બધાંની હોળી કરે. ખરું જોતાં અલી ભાઇઓના પકડાવા પછી જ એ પરિણામ આવવું જોઇતું હતું. લોકોએ ત્યારબાદ સ્વદેશી પ્રવૃત્તિ ઠીક વધારી છે, પણ પૂરી નથી વધારી.

મારા પકડાયા પછી હું જરૂર આશા રાખું કે દરેક સ્ત્રી, પુરુષ ને બાળક જેણે રેંટીયો કાંતવાનું શરૂ ન કર્યું હોય તે કરે. હું જરૂર એવી ઉમેદ રાખું કે તેઓ અન્ત્યજોની ઉપર પ્રેમ કરે, તેમનો સ્પર્શ કરે, તેમના દુ:ખમા ભાગ લે.

હું જરૂર આશા રાખું કે અન્ત્યજવર્ગ પોતાના જીવનમાં સુધારો કરે, દારૂ છોડે, બીજાં દુર્વ્યસનો છોડે, માંસાહાર ન જ કરે, ચોખ્ખાઈથી રહે, કાંતવણે ને પ્રામાણિકપણે પોતાનો ગુજારો કરે.

સહુ શાન્તિ રાખે ને રખાવે.

હિન્દુ મુસલમાનને સારૂ ને મુસલમાન હિન્દુને સારૂ મરવા તૈયાર રહે. એક-બીજાના ધર્મને માન આપે, ને તેથી હિન્દુ સમજે કે ખિલાફત રક્ષવી એ પોતાનો ધર્મ છે, એમ સમજે કે ખિલાફતને સારૂ સ્વરાજ મુલતવી રાખવું હોય તો રાખે. ખિલાફત વિના મુસલમાનને સ્વરાજનો અર્થ જ ન હોય.

કોઈ એમ ન માને કે ગાંધી ગયો એટલે અંધારૂં. એમ માનવું એ ધર્મ નથી; એમ માનવું એ નબળાઇ છે. સ્વરાજને સારૂ આપણે લાયક હોઇયે તો કોઈ પણ નેતાની આપણને એવી જરૂર ન લાગવી જોઇયે કે તેના વિના ન ચાલે. દેશનો સ્વાર્થ સમજવાની ને તે સાચવવાની દરેકનામા શક્તિ હોવી જ જોઇયે.

તેમ છતા એકને મુખી નીમવો જ જોઇયે. તેથી જેનો મત, જેની દમ, જેનું ચારિત્ર્ય, ઘણાને પસંદ પડે તે માણસને તુરત મુખી નીમી લઈ પ્રસંગે તેની સાથે વઢતા અને તેને સમજાવતા છતા સંપૂર્ણ તાલીમ બતાવી આપીને છેવટે તે જેમ કહે તેમ જ કરવું. સ્વરાજ મેળવવાના સાધનો જાણ્યા પછી, ખિલાફતની સેવા કેમ થાય એ જાણ્યા પછી, આપણે કયાય મૂંઝવણ આવે તેમ નથી. નવું જાણવાનુ નથી રહ્યું, માત્ર કરવાપણું જ રહ્યું છે. હિન્દુસ્તાન કરશે તેવું ભરશે

---

# ગુજરાતની પરીક્ષા

ગુજરાતના જે વખાણ મે મારી મુસાફરીમા સાભળ્યા છે તે ખરા કે ખોટા એનો અનુભવ લેવા હું ગુજરાતમાં આવી પહોચ્યો છું. ગુજરાતે સૌથી પહેલો અસહકારનો સ્વીકાર કર્યો. ત્યારે જ મે કહેલું કે જો ગુજરાત જ સંપૂર્ણ અસહ-કાર કરી શકે તો પોતાનુ સ્વરાજ તો મેળવે જ, પણ હિન્દસ્વરાજ પણ મેળવી

છે. આજ પણ હું એ વાત પર કાયમ છું. જો આ વર્ષે સ્વરાજ નહિ મળે તો મારી લાજ તો જશે જ, આખા ભારતવર્ષની પણ લાજ જશે. સહુથી વધારે લાજ ગુજરાતની જવાની છે. 'તમે શરત ન પાળી; હું શું કરું?' એમ કહીને હું તો જરૂર છૂટી પડીશ. પણ ગુજરાત શું કહેશે ? ગુજરાત તો એમ જ કહી શકે કે 'અમે પ્રતિજ્ઞા કરી પણ તે ન પાળી શક્યા. અમે એ જ લાગના.' આવી શરમાવનારી કબૂલત ગુજરાતને ન કરવી પડે એવો દરેક ગુજરાતીએ પ્રયત્ન કરવાનો છે.

ગુજરાતનાં વખાણ સાંભળ્યાં; છતાં હું જોઉં છું કે ગુજરાતે સરકારી હોદ્દા છોડ્યા નથી. વકીલોમાંના થોડાએ જ વકીલાત છોડી છે. વિદ્યાર્થીઓએ પ્રમાણમાં જ ઠીક કર્યું કહેવાય.

ત્યારે ખરી રીતે ગુજરાતે શું કામ કર્યું છે કે જેને સારૂ ગુજરાત યશ ભોગવે છે ?

એ કામ સ્વદેશીનું છે. સ્વદેશીમાં પણ પ્રમાણમા ઠીક કર્યું કહેવા ઉપરાંત ગુજરાતને સારૂ શું કહી શકાય ? સ્વદેશી એક એવી વસ્તુ છે કે જેને વિષે આપણે માનીયે છીયે, જ્યાં સુધી દરેક પ્રાન્ત ને ઇલ્લો પોતાનું કાપડ પોતે જ કાંતેવણે નહિ ને પરદેશી કાપડનો બહિષ્કાર ન કરે ત્યા સુધી સ્વરાજ મેળવવું અસંભવિત છે. એટલે ગુજરાતને જે યશ આપવામા આવે છે તે સ્વદેશીની બાબતમાં હોય તો જ યોગ્ય ગણાય.

બીજી બાબત અસ્પૃશ્યોની વાત છે. તે વિષે હું મારી નોંધમાં ઇશારો કરી ગયો છું. આપણે એટલું જરૂર કહી શકીયે છીયે કે ગુજરાતમાં સભાઓમાં અન્ત્યજો સુખેથી આવી શકે છે. પણ એટલેથી કંઇ સન્તોષ થોડો જ મનાય ? તેઓને છોડીને સ્વરાજનો વિચાર પણ ન કરાય. એ તો એવી વાત થઇ કે આપણે પોતે ગુલામના માલિક રહી આપણા માલિકની ગુલામીમાંથી છૂટવા માગીયે છીયે. એ કંઇ ઇશ્વર સાખવાનો છે ? એ કંઇ બનવા જેવી વાત છે ? એ ગુલામો પોતે જ શાને એવું બનવા દે ? અને આપણા માલિકો પોતે પણ એટલી સંભાળ નહિ રાખે કે તેઓ આપણા ગુલામોને પોતાના કરી લઇ તેમને પોતાની સાથે આપણી સામે મંડાયેલા રાખે ? એટલે આપણે ગુજરાતીઓએ સારી પેઠે વિચારવાનું રહ્યું છે કે શું આપણે ખરે જ સ્વરાજને સારૂ તૈયાર થયા છીયે ? આપણે પૂરા ગુણ મેળવી ચુક્યા છીયે ?

મને ખબર છે કે આપણે તિલક સ્વરાજ ફાળામાં સરસ કામ કર્યું છે. આપણે સભાઓમાં ઠીક પ્રબંધ કરી શકીયે છીયે. દારૂનિષેધની બાબતમાં પણ આપણે ઠીક કામ કર્યું છે. આપણે ખાદીનો પ્રચાર ઠીક જોઇ રહ્યા છીયે. સામાન્ય રીતે વિચારતાં તો આ બધું સૂતેલી ગુજરાતની જાગૃતિનાં ચિહ્ન તરીકે સન્તોષજનક છે. પણ જેમ એક માણસ તરવામાં ખૂબ જોર કરતો છતાં જો છેવટ લગીમાં કાંઠે આવી જવા પૂરતું જોર ન કરી શકે તો ડૂબે ને પૂરૂં જોર કરી ન શક્યો એમ જ કહેવાય. તે જ પ્રમાણે આપણે વિચારવાનું રહ્યું છે. શું આપણે સ્વરાજ મળવાપૂરતું જોર કર્યું છે? હું હા કે ના નો જવાબ નથી આપી શકતો. કેમકે હજુ અઢી માસ રહ્યા છે. તેટલામાં તો બહુયે કરી શકીયે. પહેલી મુદત સપ્ટેમ્બરની હતી; તે વીતી ગઇ. તેની અડચણ નથી. કેમકે એ તો મારી આશાનું વચન હતું. પણ આપણે યાદ રાખવું કે એ જ વસ્તુનો સ્વીકાર ડિસેમ્બરમાં મહાસભાએ ઇરાદાપૂર્વક કર્યો. સપ્ટેમ્બરથી ડિસેમ્બર સુધીમા આપણી પ્રગતિ એટલી હતી કે તેથી પ્રતિનિધિઓનો વિશ્વાસ બેઠો ને તેમણે પણ એક વર્ષની મુદત કાયમ કરી. એટલે પ્રજાની પ્રતિજ્ઞા ડિસેમ્બરથી જ ગણાય. અને ગુજરાતે આજ લગી જે કર્યું છે તે ઉપરથી અઢી માસમાં પૂરૂં કરવાની શક્તિ બતાવે તો નવાઇની વાત નથી. જો ન બતાવે તો દુઃખની વાત ગણાય.

મને કહેવામાં આવ્યું છે કે ગુજરાત જેલ જવા તૈયાર છે, કેટલાક તો ફાંસીથી, પણ ડરનારા નથી. ગુજરાત શાન્તિ તો છેવટની ઘડી લગી જાળવશે જ. આ તો જોવાનું રહ્યું છે. ખરૂં જોતા જેલમા તો છેલ્લા બાર વર્ષમાં આપણને જવાનો પ્રસંગ જ નથી મળ્યો. પણ તેનું કંઇ દુઃખ નથી. આપણે નીતિભંગ કરીને જેલ જવા નથી ઇચ્છતા. આપણી માનસિક તૈયારી હાલ તો બસ છે.

પણ જેલ જવાની તૈયારીનો અર્થ આપણે સમજી લઇયે. આપણે નિર્દોષ હોવા છતાં જેલ જવું એ ધન્ય દિવસ માનીયે. આપણાં સગાંવ્હાલાં પણ તેથી દુઃખ ન માને, કલ્પાંત ન કરે, ને જેલમા પડતી અગવડોને આપણે સગવડ માનવા તૈયાર હોઇયે.

વળી જેલની તૈયારીનો અર્થ એ છે કે આપણાં ઘરબાર વેચાય તોયે આપણે બેફિકર રહીયે. એવા પણ 'ભડ' પુરુષોને મેં જોયા છે કે જેઓએ કહ્યું છે કે અમે જેલ તો જઇયે પણ અમારાં ઘરબાર ન વેચાવા દઇયે. તે જાય તો અમે સહન ન કરી શકીયે! આવી સ્થિતિ જેલ જવાની તૈયારી નથી સૂચવતી. અન્યાયી રાજ્યમાં મિલકતની માલિકી ઘણા માણસોને સારૂ અશક્ય હોય છે. થોડા માલિકી ભોગવી

શકે છે, તેઓ ઘણેભાગે અન્યાયીના સહયોગી હોય છે અથવા અણીને વખતે એટલે જ્યારે અન્યાયી પોતાનું ખરૂં સ્વરૂપ બતાવે છે ત્યારે સહયોગી બની જાય છે. એટલે જેલ જવાની તૈયારીમા માલમિલકત જવા વિષેની બેફિકરાઇ આવી જાય છે.

ખરૂં જોતાં 'જેલ' શબ્દને દુઃખવાચક શબ્દ તરીકે આપણે વાપરીયે છીયે. ગમે તે પ્રકારનો દંડ સરકાર કરે તે સહન કરીને પણ સરકારને વશ થવાની ના પાડવાની તૈયારી એટલે જ જેલની તૈયારી. આમાં ફાંસીની તૈયારી પણ આવી ગઇ. છતાં સામાન્ય રીતે આપણે જેલમાં ફાસીને ગણી નથી લેતા. ફાંસીએ જતાં પણ દેશની આબરૂ, ધર્મનું માન જાળવવા કેટલા તૈયાર છે એ આપણે જાણવાનું રહ્યું છે.

આપણે નિર્દોષ બલિદાન આપવું છે. આપણી આત્મશુદ્ધિમા

૧. સ્વદેશીનું પાલન,

૨. અસ્પૃશ્યતાનો ત્યાગ,

૩. હર હાલતમાં સત્ય ને શાન્તિમયતાનો સ્વીકાર, અને

૪. હિન્દુ મુસલમાનની મિત્રતા,

આટલું તો ઓછામાં ઓછું છે જ.

આ દૃષ્ટિએ દરેક મહાસભાસમિતિ અને દરેક ખિલાફત સમિતિ પોતાનો હિસાબ કાઢે એમ ઇચ્છું છું.

---

# હિન્દુધર્મ

હું હમેશાં જ મને પોતાને સનાતની હિન્દુ તરીકે ઓળખાવું છું. મારી મદ્રાસની મુસાફરી દરમિયાન અસ્પૃશ્યતાના પ્રશ્નની ચર્ચા કરતાં તો મેં મારો એ દાવો હમેશના કરતાં વધારે ભારપૂર્વક રજૂ કર્યો છે. અને છતાયે હિન્દુધર્મને નામે ચનારી એવી કેટલીયે બાબતો છે જે મને માન્ય નથી. જો હું સાચો સનાતની ન હોઉં તો પોતાને સનાતની અગર એવા જ બીજા નામથી ઓળખાવવાની મને ઇચ્છા નથી. તેમ એક મોટા ધર્મના નામનો આશ્રય લઇને તેમાં છુપી રીતે કશો સુધારો કે બગાડો દાખલ કરવાની પણ મારી અલબત્ત ઇચ્છા નથી. તેથી મારો એ ધર્મ થઇ પડયો કે સનાતન હિન્દુધર્મનો હું કેવો અર્થ કરૂં છું તે મારે ઓળખાવવા

સ્પષ્ટપણે ચોખ્ખું કરી દેવું. 'સનાતન' શબ્દ હું એના સ્વાભાવિક અર્થમાં જ હમેશાં વાપરું છું.

હું મને પોતાને સનાતની હિન્દુ કહેવડાવું છું, કારણકે

૧. હું વેદોને, ઉપનિષદોને, પુરાણોને અને જે બધા ગ્રન્થો હિન્દુ ધર્મશાસ્ત્રોને નામે ઓળખાય છે તેને માનું છું અને તેથી અવતારોને અને પુનર્જન્મને પણ માનું છું.

૨. હું વર્ણાશ્રમધર્મને મને લાગે છે કે એના મૂળ વૈદિક અર્થમાં માનું છું; એના આજના લૌકિક અને અણઘડ અર્થમાં નહિ.

૩. હું ગૌરક્ષાને તેના આજના લૌકિક અર્થ કરતાં ઘણા વધારે વિશાળ અર્થમાં માનું છું.

૪. મૂર્તિપૂજાને વિષે મારી અનાસ્થા નથી.

વાચક જોશે કે વેદો તેમજ બીજાં શાસ્ત્રોનો ઉલ્લેખ કરતાં તેમને મેં અપૌરુષેય અગર ઇશ્વરપ્રણીત કહ્યાં નથી, કારણ એકલા વેદ જ અપૌરુષેય કે ઇશ્વરપ્રણીત હોય એમ હું માની શકતો નથી. હું તો બાઇબલ, કુરાન અને ઝંદ અવસ્તાને પણ વેદના જેટલાં જ ઇશ્વરપ્રેરિત સમજું છું. આ ધર્મગ્રન્થોનું મને કશું પ્રત્યક્ષ જ્ઞાન છે એવો મારો દાવો નથી. છતાં જે મુદ્દાનાં સત્યો ધર્મશાસ્ત્રો ઉપદેશે છે તે હું અન્તરથી ઓળખું છું અને લાગણીથી સમજું છું એવો અલબત્ત મારો દાવો છે. શાસ્ત્રના મારી બુદ્ધિને કે નૈતિક દૃષ્ટિને અળખામણા લાગે એવા કોઇ પણ અર્થથી —પછી તે ચાહે તેટલા વિદ્વત્તાપૂર્ણ કાં ન હોય—બંધાવાની હું ના પાડું છું. અત્યારના શંકરાચાર્યો અગર શાસ્ત્રીઓ પોતે હિન્દુ ધર્મશાસ્ત્રોનો જે અર્થ કરી બતાવે છે તે જ એક સાચો છે એવો દાવો કરતા હોય તો હું તેનો વધારેમાં વધારે આગ્રહપૂર્વક નિષેધ કરું છું. ઉલટું હું એમ માનું છું કે આ ધર્મગ્રન્થોનું આપણું અત્યારનું જ્ઞાન છેક અસ્તવ્યસ્ત છે. જેણે અહિંસા, સત્ય અને બ્રહ્મચર્યમાં પૂર્ણતા પ્રાપ્ત નથી કરી અને જેણે સર્વ પ્રકારની માલિકી અને ધનવૈભવનો ત્યાગ નથી કર્યો, તેવો કોઇ પણ મનુષ્ય શાસ્ત્રોને ખરેખરાં સમજી ન જ શકે એ ધર્મ-સત્રમાં મારી સંપૂર્ણ શ્રદ્ધા છે. હું ગુરુની પ્રથાને માનું છું, પણ સાથેસાથે એ પણ જોઉં છું કે અત્યારે તો લાખો મનુષ્યોએ ગુરુ વગર જ પોતાની જીવનયાત્રા પૂરી કરવી રહી છે, કારણ સંપૂર્ણ જ્ઞાન સાથે તેટલા જ સંપૂર્ણ સદાચારનો સંગમ આ કાળમાં સાંપડવો દુર્લભ છે.

પણ આથી પોતાના ધર્મમાં રહેલું સત્ય કદી પણ જાણવાની બાબતમાં માણસે નિરાશ થવાની બિલકુલ જરૂર નથી. કારણ બધા મહાન ધર્મોની પેઠે જ હિન્દુધર્મના પણ પાયાના સિદ્ધાન્તો સનાતન હોઇ સ્હેજે સમજાય તેવા છે. દરેક હિન્દુ ઇશ્વરને માને છે; તે 'एकमेवाद्वितीयम्' છે એમ માને છે; પુનર્જન્મને અને મોક્ષને માને છે.

પણ જે ખાસ વસ્તુ હિન્દુધર્મને બીજા ધર્મોથી નોખો પાડે છે તે તેની ગોરક્ષા અને વર્ણાશ્રમધર્મ છે.

વર્ણાશ્રમ તો મને લાગે છે કે મનુષ્યસ્વભાવમાં જ રહેલી વસ્તુ છે. હિન્દુધર્મે શાસ્ત્રીય રૂપે તેનો વિચાર કરી તેને શાસ્ત્રની પૂર્ણતાએ પહોંચાડેલ છે એટલું જ. જન્મથી જ પ્રાપ્ત થનારી વસ્તુ છે. માણસ સ્વેચ્છાએ પોતાનો વર્ણ બદલી શકતો નથી. પોતાનો વર્ણાશ્રમ ન પાળવો એ પરંપરાને તોડવા સમાન છે.

પણ વર્ણાશ્રમના તત્ત્વને લઇને એક વર્ણની અસંખ્ય ન્યાતો અને પેટાન્યાતો કરી મૂકનારે એ સિદ્ધાન્તની જોડે અણઘટતી છૂટ લઇ તેની વિડંબના જ કરી છે. ચાર વર્ણ સમાજનાં બધાં પ્રયોજનને માટે તદ્દન પૂરતા છે.

વર્ણાન્તર રોટી કે બેટીવહેવારથી માણસનો જન્મથી મળેલ દરજ્જો કે અધિકાર નષ્ટ થવો જ જોઇયે એમ હું નથી માનતો. ચાતુર્વર્ણ્યે માણસને તેના વ્યવસાય નક્કી કરી આપ્યા છે. તે મનુષ્યના સામાજિક વહેવારની મર્યાદા બાંધતો કે નિયમન કરતો નથી. ચાતુર્વર્ણ્યે માણસના ધર્મો દોરી દીધા છે, તેને જુદા જુદા ચડિયાતા કે ઉતરતા હકો બક્ષ્યા નથી. મને લાગે છે હિન્દુધર્મની પ્રકૃતિથી જ એ વિરુદ્ધ છે કે પોતાનામાં ઉંચા કે બીજાનામા નીચા દરજ્જાનું આરોપણ કરવું. હિન્દુ દૃષ્ટિએ તો સર્વ જ વર્ગ ઇશ્વરની સૃષ્ટિને સેવવા જન્મેલા છે. બ્રાહ્મણ પોતાના જ્ઞાનથી, ક્ષત્રિય પોતાની રક્ષણશક્તિથી, વૈશ્ય તેના વાણિજ્યબળથી અને શૂદ્ર તેના શરીરશ્રમથી.

આનો અર્થ એમ નથી કે બ્રાહ્મણ શરીરશ્રમ કરવાના ધર્મથી અગર તો પોતાનું અને બીજાનું રક્ષણ કરવાના ધર્મથી છૂટો છે. અર્થ એટલો જ છે કે બ્રાહ્મણ એના જન્મ વડે કરીને પ્રધાનપણે જ્ઞાની છે અને પરંપરાગત સંસ્કાર દ્વારા તેમજ કેળવણી દ્વારા જ્ઞાન બીજાને આપવાને સૌથી વધુ લાયક છે. તેમ એનો અર્થ એમ પણ નથી કે શૂદ્રને તે જેટલું ઇચ્છે તેટલું જ્ઞાન સંપાદન કરવાનો

અધિકાર નથી. માત્ર તે તેના શરીરયજ્ઞ દ્વારા જ સૌથી વધુ સારી સેવા બજાવી શકશે અને તથી તેણે બીજાઓની તેમનામાંના સેવાને લાયકના ખાસ ગુણોની અસૂયા ન ધરવી ઘટે. પણ જે બ્રાહ્મણ પોતાના જ્ઞાનધનનો ગર્વ ધરીને પોતાને બીજાના કરતાં ચડિયાતો ગણાવવા માગે છે તે નીચો પડે છે અને અજ્ઞાની છે.

આ જ ન્યાય પોતાના ખાસ સંસ્કારોનું અભિમાન કરી તેને અંગે ખાસ હકો ભોગવવા માગનારા હરકોઇ બીજાઓને પણ લાગુ છે. વર્ણાશ્રમધર્મ એ સંયમ ઉપર, શક્તિસંચય ઉપર અને તેના ઝીણવટભર્યા ઉપયોગ ઉપર રચાયેલો છે, સ્વચ્છન્દ ઉપર નહિ.

આમ જોકે વર્ણાશ્રમને વર્ણાન્તર રોટી કે બેટીવહેવારથી ધક્કો નથી પહોંચતો, છતાં હિન્દુધર્મ જુદાજુદા વર્ણો વચ્ચેના રોટી અગર બેટીવહેવાર પ્રત્યે આગ્રહપૂર્વક અરુચિ દર્શાવે છે. હિન્દુધર્મ સંયમની પરિસીમાએ પહોંચી શક્યો છે. આત્માનો મોક્ષ સાધવાને ખાતર દેહનું દમન કરવા કહેનારો એ ધર્મ છે. આમ હિન્દુધર્મમાં બાપે પોતાના દીકરાની જોડે બેસીને ખાવું જ જોઇયે એવો વિધિ નથી. એક મર્યાદિત વર્ગમાંથી જ પોતાના ઘરને માટે કન્યા પસંદ કરવાનો વિધિ પણ ભારે સંયમ સિવાય બીજું શું સૂચવે છે? વળી વિવાહિત સ્થિતિને પણ હિન્દુધર્મ મોક્ષને સારૂ કંઇ અનિવાર્ય ગણાતો નથી. હિન્દુની દૃષ્ટિએ તો જન્મ જેમ આત્માનું પતન છે તેમ લગ્ન પણ પતન જ છે. મોક્ષ એટલે જેમ જન્મબંધનથી મુક્તિ તેમ મરણના બંધનથી પણ મુક્તિ. આત્માના ત્વરિત વિકાસને માટે વર્ણાન્તર રોટી કે બેટીવહેવારનો નિષેધ જરૂરી વસ્તુ છે.

પણ આવો સંયમ એ કંઇ વર્ણની કસોટી કે લક્ષણ નથી. બ્રાહ્મણ પોતાના શૂદ્ર ભાઇની જોડે બેસીને ખાય છતાં જ્યાં સુધી તેણે જ્ઞાનદાન કરવાનો પોતાનો સ્વધર્મ મુક્યો નથી ત્યાં સુધી તે બ્રાહ્મણ મટતો નથી. આ બધા ઉપરથી એટલું ફલિત થાય છે કે રોટી કે બેટીવહેવારને લગતા સંયમ કે મર્યાદાધર્મો વર્ણોની ઉચ્ચતા કે નીચતાના ખ્યાલ ઉપર રચાયા નથી. જે હિન્દુ એવી કશી ઉચ્ચતા કે નીચતાના ખ્યાલને કારણે બીજાની જોડે જમવાની ના પાડે છે તે હિન્દુધર્મને ખોટા રૂપમાં રજૂ કરે છે.

દુર્ભાગ્યે આજકાલ હિન્દુધર્મ માત્ર ખાવા અને અભડાવાની ચર્ચામાં જ આવી રહેલો જોવામાં આવે છે. એકવાર એક ધર્મશીલ હિન્દુ ભાઇ સમક્ષ મેં મુસલમાનના ઘરમાં બ્રેડ ડબલ રોટી ખાવાનું સાહસ કરી તેમને થથરાવી મુક્યા હતા. મેં

તા. ૯-૧૦-૧૯૨૧

જોયું કે એક મુસલમાન મિત્રે આણી આપેલા ખાનામા મને દૂધ રેડી લેતા જોઇને તેમને ભારે દુઃખ થયુ. પણ જ્યારે તેમણે મને એ મુસલમાન મિત્રના હાથની ડબલ રોટી લેતા જોયા ત્યારે તો તેમની વ્યથાનો પાર જ રહ્યો નહિ ! મને ભય છે કે શુ ખાવું અને કોની જોડે ખાવું એના ઝીણામા ઝીણા વિધિનિષેધ નક્કી કરવા પાછળ જ જો હિન્દુધર્મ પોતાનુ બધું બળ રોકશે તો તે થોડા જ વખતમા ખરી વસ્તુને ખોઇ બેસશે. માદક પદાર્થો અથવા ખોરાકોના સેવનથી દૂર રહેવુ અગર તો માંસાહાર ન કરવો એ આત્માના વિકાસની દિશાએ ભારે મદદકર્તા છે એ સાવ સાચું, પણ તેથી તે એક જ વસ્તુ કંઇ ધર્મનુ સારસર્વસ્વ નથી. હરકોઇની જોડે બેસીને ખાનારા ને માંસાહાર કરનારા અને છતા ઇશ્વરથી ડરનારા અનેક માણસો માંસાહારથી અને બીજી ઘણી વસ્તુઓથી ભારે ચુસ્તતાપૂર્વક દૂર રહેનારા અને છતાયે પોતાના પ્રત્યેક કાર્યથી ઇશ્વરને અપમાન પહોંચાડનારા માણસના કરતા મોક્ષદશાની વધુ જ નજીક છે.

આ બધું છતા હિન્દુધર્મની પ્રધાન વસ્તુ નિરાળી જ છે. તે ગૌરક્ષા. ગૌરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમા મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરૂ છુ. ગાયને બહાને એ તત્ત્વ દ્વારા માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમા પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામા આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિન્દુસ્તાનમા માણસનો સૌથી સાચો સાથી—સૌથી મોટા આધાર હતી. એ જ એક હિન્દુસ્તાનની કામધેનુ હતી. તે માત્ર દૂધ જ આપનારી નહોતી આખી ખેતીનો એ આધારસ્તંભ હતી.

ગાય એ દયાધર્મની મૂર્તિમન્ત કવિતા છે. આ ગરીબ અશરણ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઉભરાતી જોઇયે છીયે. લાખો કરોડો હિન્દીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઇશ્વરની આખી મૂકસૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાન ઋષિ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળુ બીજું કશું એવું ધ્યેય હોઇ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે તેથી વળી વધારે જ અસરકારક છે. ગૌરક્ષા એ હિન્દુધર્મે દુનિયાને આપેલી બક્ષિશ છે. અને હિન્દુધર્મ પણ જ્યાં સુધી ગાયની રક્ષા કરનારા હિન્દુઓ છે ત્યાં સુધી જ રહેશે.

એ ગાયની રક્ષા કઈ રીતે થાય ? રસ્તો એ જ છે કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસને મારવા તૈયાર થવું એ તો હિન્દુધર્મ તેમજ અહિંસાધર્મ બન્નેનો ઇનકાર કર્યા સમાન છે.

હિન્દુઓને તો પોતાની તપસ્યાના, પોતાની આત્મશુદ્ધિના અને આપભોગના બળથી ગાયની રક્ષા કરવાનું કહેલું છે. આજકાલની ગૌરક્ષા તો મુસલમાનો જોડે કાયમના કંકાસ અને ઝેર કરવામાં આવી રહી છે; જ્યારે ખરું જોતાં ગૌરક્ષાનો અર્થ એ છે કે આપણે આપણી પ્રેમસેવાથી મુસલમાનોનાં મન જીતી લેવાં.

પણ ખુદ હિન્દુઓ પોતે અત્યારે ગૌરક્ષા કેટલી સમજે છે ? થોડા અરસા ઉપર એક મુસલમાન મિત્રે મને એક પુસ્તક મોકલેલું, તેમાં ગાય અને તેની ઓલાદ ઉપર આપણે જે ઘાતકીપણું ગુજારીયે છીયે તેનાં વિગતવાર વર્ણનો કરેલાં હતાં. તેનું ટીપેટીપું દૂધ ખેંચી લેવાને ખાતર આપણે તેનું કેવું લોહી લઇયે છીયે, આપણે તેને ભૂખે મારી કેવી હાડપીંજર કરી મૂકીયે છીયે, તેનાં વાછરડાંઓની આપણે કેવી દુર્દશા કરીયે છીયે, તેમને આપણે કેવા પૂરૂં ધાવવા પણ દેતા નથી, બળદો પર આપણે કેવો જુલમ ગુજારીયે છીયે, આપણે તેમને કેવા ખસ્સી કરીયે છીયે, આપણે તેને કેવા ચાબખા, પરોણી અને આરોના માર મારીયે છીયે, આપણે તેમના પર કેવા અનહદ બોજા લાદીયે છીયે—આ બધાનું એમાં વર્ણન હતું. જો તેમને વાચા હોત તો કદાચ તેઓ આપણી સામે એવા તો અમાનુષ અપરાધોની સાક્ષી પૂરત કે દુનિયા બધી કમકમી ઉઠત !

આ મૂંગાં પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિન્દુધર્મનો અને ઇશ્વરનો ઇન્કાર કરીયે છીયે. હું નથી માનતો કે દુનિયાના બીજા કોઇ પણ દેશમાં તેના ઢોરોની હાલત હિન્દુસ્તાનના કરતાં ભૂંડી હોય. આમાં અંગ્રેજનો દોષ આપણે નહિ કાઢી શકીયે. આમાં આપણી ગરીબી પણ આપણે નહિ ગાઇ શકીયે. આપણાં ઢોરોની આ દુર્દશા આપણી ઘાતકી બેદરકારી સિવાય બીજા કશાની જ સૂચક નથી. આપણી પાંજરાપોળો આપણી દયાવૃત્તિ ઉપર ખડી થયેલી સંસ્થાઓ છતાં તે વૃત્તિનો અતિ બેહૂદો અમલ કરનારી સંસ્થાઓ માત્ર છે. તેઓ નમૂનેદાર ગોશાળાઓ કે ડેરીઓ અને ધીકતી રાષ્ટ્રીય સંસ્થાઓ તરીકે ચાલવાને બદલે માત્ર ખોડાં ઢોરો રાખવાનાં ધર્માદા ખાતાંઓ જ થઇ પડી છે!

હિન્દુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વરશુદ્ધ મન્ત્રો ભણ્યાથી, તીરથજાત્રાઓ કર્યાથી કે ન્યાતરિવાજોના ઝીણામાં ઝીણા નિયમો ચીવટથી પાળ્યાથીયે નહિ, પણ

ગાયને બચાવવાની તેમની શક્તિથી જ થવાની છે. અત્યારે તો ગોરક્ષાધર્મનો દાવો કરનારાં આપણે ગાયને અને તેના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીયે.

હું શા સારૂ મને પોતાને સનાતની હિન્દુ કહેવડાવું છું એ વાચકને હવે સમજાશે. ગાય પ્રત્યેના મારા પૂજ્યભાવમાં હું કોઇથી ઉતરૂં એમ નથી. ખિલાફતની લડતને મેં અપનાવી છે, કારણકે હું જોઇ રહ્યો છું કે ખિલાફતની રક્ષા મારફત ગાયની સંપૂર્ણ રક્ષા છે. મારી સેવાના બદલા તરીકે ગાયને બચાવવા હું મુસલમાન મિત્રોને નથી કહેતો. હું ઇશ્વર પાસે રોજ એટલી જ પ્રાર્થના કરૂં છું કે જે લડતને હું સચ્ચાઇની લડત માનું છું તેને વિષેની મારી સેવા એની નજરમાં એટલી સમાય કે તે મુસલમાનોનાં દિલ પલટાવે અને તેમને વિષે પોતાના હિન્દુ બિરાદરોને માટે એટલી મહોબ્બત પેદા કરે કે હિન્દુઓ જેને પોતાના પ્રાણ સમાન પ્રિય સમજે છે તે જાનવરને તેઓ બચાવી લે.

હિન્દુધર્મ - પ્રત્યેનો મારો ભાવ હું કઇ રીતે વર્ણવી શકું ? મારી સ્ત્રી પ્રત્યેનો મારો ભાવ હું વર્ણવી શકું તો હિન્દુધર્મ પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકું. મારી સ્ત્રી મારા અંતરને જે રીતે હલાવે છે તે રીતે દુનિયાની બીજી કોઇ સ્ત્રી હલાવી શકે એમ નથી. આનો અર્થ એવો નથી કે એનામા હું કંઇ દોષ જોતો નથી. હું કહું છું કે હું જોઇ શકું છું તે કરતા પણ ઘણા વધારે દોષો તેનામા હશે. છતાં એક અટૂટ મમતાના બંધનની ભાવના અહોરાત્ર મારા અંતરમાં જાગ્રત છે. તે જ મમતાની ભાવના હિન્દુધર્મને માટે પણ તેના બધા દોષો અને મર્યાદાઓ છતાં મારા અંતરમાં છે. ગીતા કે તુલસીરામાયણ (જે બે પુસ્તકોનું જ આખા હિન્દુધર્મગ્રન્થરૂપી અર્ણવમાં મને જ્ઞાન છે એમ કહેવાય ) નું સંગીત મારામાં જે જીવન પૂરે છે તે દુનિયામાં બીજો કોઇ ગ્રન્થ પૂરી શકે એમ નથી. જ્યારે હું અન્તકાળને કિનારે છું એમ મને લાગ્યું હતું ત્યારે ગીતા જ મારા અન્તરનો વિશ્રામ હતી. હિન્દુમન્દિરો અને દેવસ્થાનોમાં આજકાલ જે અનાચાર પ્રવર્તે છે તેથી હું અજાણ નથી. પણ એ બધા અકથનીય દોષો છતાં હું એ સંસ્થાઓને ચાહું છું. એની વાતોમાં મને જે રસ આવે છે તે બીજામાં નથી આવતો. હું કેટનો સુધારક છું; છતાં સુધારાની વ્યાકુળતામાં હું હિન્દુધર્મના કોઇ પણ આવશ્યક અંગનો ત્યાગ કરવા તૈયાર નથી. હું પાછળ કહી ગયો કે મૂર્તિપૂજા પ્રત્યે મારી અનાસ્થા નથી. મૂર્તિ મારા મનમાં કશો પૂજ્યભાવ પણ પેદા નથી કરતી. છતાં હું માનું છું કે મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવનું જ એક અંગ છે. આપણે કંઇ ને કંઇ સ્થૂલ વસ્તુને માનવા પૂજવાના

તરસ્યા રહીયે છીયે. માણસ બીજી જગાના કરતાં મન્દિર કે દેવાલયમાં જ કંઇકે વધારે શાન્ત અને સાત્વિક મનોવૃત્તિવાળો બને છે એનું રહસ્ય બીજું શું છે? મૂર્તિ એ ઉપાસનાની સહાયક છે. કોઇ હિન્દુ મૂર્તિને ઇશ્વર નથી સમજતો. હું મૂર્તિપૂજાને પાપ માનતો નથી.

આટલા ઉપરથી સમજાયું હશે કે હિન્દુધર્મ કોઈ સાંકડો ધર્મમત કે સંપ્રદાય નથી એના ઉદરમાં સંસારની સર્વ વિભૂતિઓની પૂજાને સ્થાન છે. ધર્મપ્રચારનો જે સામાન્ય અર્થ લેવાય છે તે અર્થમાં એને ધર્મપ્રચારક પન્થ નહિ કહી શકાય. એણે અનેક જાતિઓને પોતાનામાં સમાવી એ સાચું, પણ એ બધુ વિકાસક્રમને ન્યાયે અદશ્ય ગતિએ બન્યુ છે. હિન્દુધર્મ દરેક માણસને તેની પોતાની જ શ્રદ્ધા અગર ધર્મની રૂએ ઇશ્વરને ભજવાનો આગ્રહ કરે છે અને તેથી સર્વ ધર્મોની જોડે એની સુલેહ છે.

આવી મારી હિન્દુધર્મની સમજણ હોવાથી હિન્દુધર્મમાં અસ્પૃશ્યતાને હું કદી પણ સાખી શક્યો નથી. અસ્પૃશ્યભાવનાને હું હમેશા હિન્દુધર્મની ઉપર વળગેલો મેલ માનતો આવ્યો છુ. અનેક પેઢીઓથી એ ચાલતો આવ્યો છે એ ભલે, પણ એવી બીજી પણ અનેક પ્રથાઓ આજદિન લગી ચાલતી આવી છે. દેવદાસીઓ અને મુરલીઓની પ્રથા હિન્દુધર્મનું એક અંગ છે એ વિચારે હું તો શરમથી મરી જ રહું. અને છતાં દેવધર્મને નામે આ ઉઘાડો વ્યભિચાર હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં હિન્દુઓમાં પ્રવર્તે છે. વળી કાળીને બકરાનો ભોગ આપવો એ વસ્તુને પણ હું નર્યો અધર્મ માનું છું અને એ હિન્દુધર્મનું અંગ છે એવું માનતો નથી. હિન્દુધર્મ એ તો અનેક યુગોનો વિકાસ છે. હિન્દુધર્મ એ નામ પણ હિન્દુસ્તાનના લોકોના ધર્મને સારૂ પરદેશીઓએ શોધી કાઢેલો શબ્દ છે. એક કાળે અહીંઆં ધર્મને નામે પશુઓનું બલિદાન અપાતું. પણ એ વસ્તુ ધર્મ ન હોય; ત્યાં હિન્દુધર્મ તો ક્યાંથી હોય જ?

અને એ જ પ્રમાણે મને લાગે છે કે જ્યારે ગૌરક્ષાએ આપણા બાપદાદાઓમાં ધર્મનું સ્વરૂપ લીધું ત્યારે જેમણે ગોમાંસભક્ષણ ન જ છોડ્યું તેમને સમાજે બહિષ્કૃત કર્યા હશે. એ સામાજિક વિગ્રહ પણ જબરો ચાલ્યો હશે, અને ગોમાંસભક્ષણનો આગ્રહ ધરાવનારાઓની સામેનો એ સામાજિક બહિષ્કાર એકલા તેમની સામે જ ચાલીને ન અટકતા તેમની પુત્રપૌત્રપરંપરાની સામે પણ ચાલુ રહ્યો હશે. આમ ઘણેભાગે મૂળ શુભ ઇરાદાઓથી શરૂ થયેલી પ્રવૃત્તિ કાળે કરીને એક કઠણ નિર્ઘૃણ પ્રથા બની ગઇ, તે એટલે સુધી કે એ પ્રથાને કેવળ અનુચિતપણે કાયમનો ટેકો આપનારા કે

તેની વિધિઓ સૂચવનારા શ્લોકો સુદ્ધાં ધીમેધીમે શાસ્ત્રગ્રન્થોમાં ઘુસી ગયા ! આ મારી કલ્પના સાચી હોય કે ન હોય તોપણ અસ્પૃશ્યભાવના આપણી વિવેકબુદ્ધિની સાવ વિરુદ્ધ અને પ્રેમ કે દયાધર્મના આપણા કુદરતી ભાવોની વિરોધી છે એ તો નિઃસંદેહ છે. જે ધર્મ ગાયની પૂજા પ્રવર્તાવતાં અચકાતો નથી તે માણસ જેવા માણસનો આટલો ઘાતકી બહિષ્કાર કેમ બરદાસ કરી જ શકે અગર તો તેને ટેકો આપી શકે ?

અને તેથી આટલા કાળ કચડાયેલા આ અસ્પૃશ્યવર્ગને તજવા કરતાં તો મારા ચૂરેચૂરા થઇ જાય તોપણ હું સન્તોષ જ માનું. હિન્દુઓ પણ જો પોતાના ઉદાત્ત ઉજ્જ્વળ ધર્મને આ અસ્પૃશ્યભાવનાના કલંકથી છોડવી ન લેતા આમ ને આમ કલંકિત રાખશે તો તેઓ કદી પણ સ્વતંત્રતાને લાયક ગણાશે નહિ. અને હું હિન્દુ-ધર્મને મારા પ્રાણથી પણ અધિક વ્હાલી વસ્તુ ગણું છું તેથી જ આ કલંકનો ભાર મને અસહ્ય થઇ પડ્યો છે. હિન્દુસમાજના એક પંચમાંશ હિસ્સાને આપણી જોડે સમાનભાવે મળવાભળવાનો અધિકાર આપવાનો ઇનકાર કરીને ઇશ્વરનો ઇનકાર કરવાનો શું હિન્દુઓ આગ્રહ ધરશે ?

---

# મારી નોંધ

## પ્રવાસનો અન્ત

મેં જે પ્રવાસ હિન્દુસ્તાનમાં છેલ્લા તેર માસ સુધી કર્યો છે એવો ભાગ્યે જ કોઈએ કર્યો હોય. હિન્દુસ્તાનની પ્રદક્ષિણા કરી કહેવાય. મારે સારુ એ પ્રવાસ પવિત્ર યાત્રા હતો. પશ્ચિમમાં કરાંચીથી પૂર્વમાં ડિબ્રુગઢ ને ઉત્તરમાં રાવળપીંડીથી દક્ષિણમાં તુતિકોરીન સુધી ફરી વળ્યો. મારે જે કંઇ કહેવાનું હતું તે હું કહી ચુક્યો. નવી વસ્તુ એક પણ કહેવાપણું મને રહેતું નથી. ખિલાફતની, પંજાબના ઇન્સાફની અને સ્વરાજ્યની શરતો હું સંભળાવી ચુક્યો છું. હવે જવાબદારી કેવળ પ્રજાની રહી છે. સ્વદેશી પાળે અને સ્વરાજ લે. સ્વદેશી વિના સ્વરાજ નથી જ.

હવે મને કોઇ પણ જગ્યાએ જવાનાં આમન્ત્રણો ન મળવાં જોઇયે. રહેલા ત્રણ માસની અંદર હું એક સ્થળે બેસીને વિચારું, લખું ને શંકાઓનું નિવારણ કરું એ જ મારે સારુ યોગ્ય છે.

ત્રણ માસમાં પ્રજા ઘણું કરી શકે છે. પ્રજા આખી મૂંગાવ્રત લઈ કાર્ય જ કરે તો પોતાની ધારણા પૂરી પાડે જ. બોલવાથી નહિ પણ કરવાથી જ સ્વરાજ મળે.

## શાન્તિ એ જ પ્રવૃત્તિ

ઈશ્વરના માનને કોણ પહોંચે ? અને છતાં એની પ્રવૃત્તિને પણ કોણ પહોંચે ? આળસ મરડવા જેટલોયે વખત એને ન જોઇયે; નિદ્રા પણ નહિ. આપણે સૂઇયે ત્યારે પણ તે જાગતો. કામ આડે એને ખાવાનું પણ ન જોઇયે. બેસે છે એમ પણ કેમ કહેવાય ? એની ગતિનો પાર

જ ક્યાં છે ? આરામ જ ન મળે, ન જોઇએ, એવો એ અભાગી. તે છતાં એનાથી ભૂલ જ ન થાય. ભૂલ કરવાની શક્તિ જાણીજોઇને છોડી દીધી એવો એ સ્વરાજવાદી. એની પાસેથી આપણે જરાયે શીખીયે તો એક ક્ષણમાં સ્વરાજ મેળવીયે. શાન્તિ રાખતા છતાં એ વધારેમાં વધારે કામ કરનારો. એ ઉપરથી આપણે એમ કાં ન શીખીયે કે શાન્તિમાં જ વધારેમાં વધારે શક્તિ છે ? ભલે સરકારને કરવું હોય તે કરે, બકવું હોય તે બકે; આપણે આપણું કર્તવ્ય કર્યે જ જઇયે એ કાયદાનું વિવેકી પાલન અને તેનો વિવેકી ભંગ.

## શાન્તિનો અર્થ

આ દિવ્ય શાન્તિ એટલે જડતા નહિ, મૂઢતા નહિ, દુર્બળતા નહિ. એ તો શુદ્ધ ચેતના, જ્ઞાન અને શૂરવીરતા. કાયાને પત્થરરૂપ ગણીને જે વિહાર કરે તે એક જ સ્થળે બેઠો છતાં જગતને હલાવ્યાં જ કરે. પત્થરને કોણ મારે.? પત્થરનો રજ કરો તોયે તે મારી ન માને પણ એ ઘર પણ ન ચણે. જેમ મારો તેમ થાકો; જેમ મારો તેમ તે ઘર ચણવાની ના પાડશે. એવી જેણે પોતાની કાયા કરી હોય તેને ડરાવનાર આ જગતમાં કોણ હોય ? મનુષ્યમાં પત્થરનો અને ઇશ્વરનો મેળાપ થાય છે. મનુષ્ય એટલે ચેતનામય પત્થર; તેથી જ શાસ્ત્રોએ શીખવ્યું કે તે જ પૂરો જીત્યો જેણે પૂરૂં દેહદમન કર્યું. એટલે શાન્તિનો અર્થ દેહદમન. આપણે કાયાના, શરીરસુખના ગુલામ થયા તેથી આપણે સરકારના ગુલામ બન્યા જો આપણે કાયાને જીતીયે તો ગુલામીમાંથી છૂટીયે. તેથી આપણે જેટલે અંશે શરીરનો મોહ છોડીયે તેટલે જ અંશે સ્વતન્ત્રતા મેળવીયે.

સરકાર આપણને શું દબાવશે ? તેની ગરજ મેલીયે તો તે શું કરે ? તેના પૈસાની, તેણે યોજેલી શાન્તિની, તેણે યોજેલાં સુખની દરકાર આપણે ન કરીયે તો આજે ગુલામીમાંથી મુક્ત થઇયે.

## વ્યવહારૂ શાન્તિ

પણ દરેક માણસ સંપૂર્ણ શાન્તિ ન મેળવી શકે; દરેક માણસ કાયાને પત્થર જેવી ન કરી શકે. તેથી આપણે સમુદાયમાં રહી થોડી થોડી શાન્તિનો સરવાળો કરી થોડું ઘણું સુખ મેળવીયે છીયે. અને એવું અલ્પ દેહદમન કરવાનો માર્ગ આપણે સ્વદેશી મારફતે શોધ્યો છે નાના મોટા બધા જ આટલોયે યજ્ઞ ન કરી શકે એવું કંઇ જ કારણ નથી. થોડો સમય કાંતવુંવણવું એ પ્રજાને ભારેપડતું ન જ હોય. તેથી જ હિન્દુમુસલમાનના એક્તાનું ચિહ્ન રેંટીયો; આપણે મદ્રાસી, કાનડી, બંગાળી, ગુજરાતી, મરાઠી, પંજાબી, સિંધી, મારવાડી બધા જ એક છીયે, એવું ભાન કરાવનાર અને સિદ્ધ કરનાર રેંટીયો. આટલું જાણ્યા છતાં પણ જે રેંટીયો ન ચલાવે ને સ્વરાજ માગે તે હક વિનાનો માગનાર ભીખારી છે. ભીખારીને સ્વરાજ ન હોય. એટલે જેને સ્વરાજ જોઇયે તેણે મૂંગે મ્હોડે જ્ઞાનપૂર્વક હમેશાં ઇશ્વરનું નામ લેતાં દેશપ્રીત્યર્થે સુવર્ણમય સૂતર કાંતવું. જ્યારે પ્રત્યેક હિન્દુસ્તાની જેમ પોતાના ઘરનું રાંધ્યું જમે છે. તેમ પોતાના ઘરમાંનું કાંત્યું વણે કે પડોશી પાસે વણાવી પહેરે અને બીજું કંઇ ન પહેરે ત્યારે જ સ્વરાજ છે, તે પહેલાં નહિ.

તા. ૯-૧૦-૧૯૨૧

મને કોણ કહેશે કે આટલું એક બાળકનાયે નજર ઉપરવટ છે? એનાથી સહેલી શરત કઇ હોઇ શકે? આપણે હાથે જ આપણે તેને અઘરી કરી મેલી છે અને મૂંઝાઈએ છીયે, દુષ્કાળથી પીડાઇયે છીયે, આભડછેટથી રીબાઇયે છીયે, હિન્દુમુસલમાન એકબીજાને વેરી ગણીયે છીયે.

## એક દાક્તરનો અનુભવ

હાંસોટમાં એક દાક્તર છે. તે અને તેમનાં ધર્મપત્ની હમેશાં ઓછામાં ઓછા ત્રણ કલાક કાંતે છે. દાક્તર ચાર માસ થયાં કાંતવાનું શીખ્યા છે. બે માસના મહાવરા પછી તેમણે ત્રીસ નંબરનું સુતર કાંતવું શરૂ કર્યું. બે માસમાં પોતાને સારૂ બેએક પહેરણ થાય તેથી થોડું વધારે સુતર તેમણે કાંત્યું. તેનાં પહેરણ પોતે પહેરે છે તેમાંથી વધેલો કકડો તેમણે મને અતિ પ્રેમપૂર્વક ગુંતકલામાં આપ્યો એ કકડો હું સાથે ફેરવું છું અને જ્યાં ત્યાં હર્ષપૂર્વક બતાવ્યાં કરૂં છું. તેમનાં ધર્મપત્ની એથીયે વધારે ઝીણું સુતર કાંતે છે. દાક્તર જો પોતાનો પ્રયાસ જારી રાખે તો એક વર્ષમાં છત્રીસ વાર ખીણી ખાદી કાંતે. એટલું તો એક માણસને એક વર્ષમાં ન જ જોઇયે.

## રૂનો સંગ્રહ

ભાઇ લક્ષ્મીદાસ પુરૂષોત્તમે રૂને વિષે જે ચેતવણી આપી છે તે તરફ હું વાચનારનું ધ્યાન ખેંચું છું. તેમણે રૂના ભાવ ચડયા છે એમ જણાવ્યું છે. હજુ ચડતા જાય છે. કોઇ કહે છે કે ભાવ ચડવાનું કારણ રૂનો સટ્ટો છે એક પરમ મિત્ર કહે છે કે અમેરિકામાં આ વરસે પાક ઘણો ઓછો થયો છે તેથી ભાવ વધ્યા છે. સત્ય આ બન્નેની વચ્ચે છે. ભાવની તેજીને સારૂ અમેરિકાનો ઓછો પાક અને સટ્ટો એ બન્ને જવાબદાર છે, ગઇ કાલે મારી પાસે પચાસ મણ સુતર હતું તે હું બાવીસ રૂપીયે વેચતો હતો અને મને મણ દીઠ ચાર રૂપીયા નફો પડતો હતો. આજે મને ખબર પડી કે અમેરિકાનો પાક બગડયો. એટલે મેં બાવીસના આડત્રીસ રૂપીયા ભાવ માંડયો. આ વધારાના સોળ રૂપીયા લેવાનો મને શો અધિકાર? આ ઉંધા અર્થશાસ્ત્રથી—વણિકને ન શોભે એવા વ્યાપારથી આખું જગત પીડાઇ રહ્યું છે. અમેરિકાની ગરજ તે આપણો અર્થ એ શાસ્ત્ર માનુષી નહિ પણ રાક્ષસી. આ જાળમાંથી નીકળવું એ જ સ્વરાજ. એક ક્ષેત્રને વિષે કેમ નીકળી જવાય તે ભાઈ લક્ષ્મીદાસે બતાવ્યું છે. ભાવ વધ્યા છે, તોપણ હાલ તો દરેક જણે થોડું રૂ લઈ સંઘરી રાખવું. કાંતતાં ન આવડે તોયે અડચણ નહિ. અને દરેક ખેડૂતને ચેતવણી આપવી કે પોતાના રૂનો બધો પાક તો ન જ વેચે. પોતાને જોઇયે તેના કરતાં વધારે પાક હોય તો તે ભલે વેચે. જે ખેડૂત તાત્કાલિક લાભને ખાતર ભાવથી લોભાઇ પોતાનું બધું રૂ વેચે તેની નજર ટુંકી છે. દરેક ખેડૂત પોતાને જોઇતો દાણો અને પોતાને જોઇતું રૂ સંઘરે અને સરસ રીત તો એ છે કે ઓછામાં ઓછો બાર માસનો સંઘરો રાખે, કે એક વર્ષ નબળું આવે ત્યાં સુધી તો તે ન જ મૂંઝાય.

આ કંઇ મેં નવી વાત નથી કરી. આપણા જંગલી નહિ પણ સભ્ય ને જ્ઞાની પૂર્વજો સો દોઢસો વર્ષ પહેલાં આમ જ કરતા. ઘણા તો ત્રીસ વર્ષ પહેલાં પણ આમ કરતા ને પોતાને સુખી માનતા. આજે તો ટૂંકી નજરવાળા આપણે આપણું જ રૂ મોઘે ભાવે વેચી, આપણો વખત નકામો ગાળી, મોઘા ભાવનાં કપડાં પાછાં ખરીદીયે છીયે ને પોતાને સુધરેલા માનીયે છીયે! તેના કરતાં તો 'જંગલી' વડવાઓને હું વધારે સારા ને દીર્ઘદર્શી ગણું. પાટીદાર મટી આપણે ખેડૂત બનીયે એમ હું જરૂર ઈચ્છું છું.

## દત્તમંડલ

નિઝામે પોતાનો કેટલોક સારામાં સારો મુલક સરકારને આપ્યો ને જે તેલુગુ—આંધ્ર—દેશનો ભાગ છે તે 'સીડેડ ડિસ્ટ્રિક્ટ' એટલે 'દત્તમંડલ' કહેવાય છે. તેની મુસાફરી મારી છેલ્લી મુસાફરી હતી. તેમાં મેં ત્રણ દિવસમાં રાતદિવસ સભાઓ જ કરી કહેવાય તેટલા દહાડામાં કાલીકારી, ચીતુર, તીરપત્તી, રેનીગુંટા, રાજમ્પેટ, કડપ્પા, તાડપત્તી, ગુંતકલ, કરનૂલ અને બેલારી એટલાં ગામ અમે ફર્યા. આમાં ઘણીખરી જગ્યાએ ઓછાવત્તા પ્રમાણમાં દુષ્કાળ વર્તે છે. વસ્તી લગભગ અઠ્ઠાવીસ લાખ માણસની છે. દુષ્કાળથી લોકો એટલા ભૂખે મરે છે કે કોઇ તો સહકુટુંબ દુઃખી આપઘાત કરે છે! આનું કારણ કંઇ અનાજ બજારમાં મળતું નથી એમ નથી. પણ તે લેવાના લોકોની પાસે પૈસા નથી ને પૈસા મેળવી શકે એવું તેમની પાસે કામ નથી. થોડા જ સરકારના રસ્તા સમારવા એટલે પત્થર ફોડવા ઉચકવા જઇ શકે છે. આમાથી સ્ત્રી ભાગ્યે પાચ પૈસા ને પુરુષ નવ પૈસા કમાય છે. વળી મજૂરીનું રોજ ભલે ત્રણ આના હોય પણ મુકાદમની દસ્તુરી દર આના પાછળ એક પૈસો તો ચોંટેલી હોય જ! આ મુલકમા લોકો ત્રીસ વર્ષ પહેલા કાંતતા ને વણતા. આજ પણ સ્ત્રીઓ ભૂલી નથી ગઈ. તાડપત્તીમાં મેં અન્ત્યજ ઓરતોને મહાસભાસમિતિના મકાનમાં છૂટથી કાંતતી જોઇ. આ ઓરતોને આઠ કલાકના ત્રણ આના મળે છે. તેમાં દસ્તુરી નથી. તેમની ઉપર કોઈ બદમાશ કુદૃષ્ટિ ન કરી શકે. ને પત્થર ફોડનારા પેલા પુરુષો કરતાં આ ઓરતો વધારે કમાય છે. દત્તમંડલના હજારો સ્ત્રીપુરુષોએ મને રેંટીયાધર્મના પુનરુદ્ધારને સારુ આશીર્વાદ આપ્યા. જો દરેક જગ્યાએ મહાસભાસમિતિ પૂરૂં કામ કરશે તો દત્તમંડલમાં આવતે વર્ષે દુષ્કાળ નહિ હોય. મોંઘવારી ભલે હશે પણ લોકો કાંતીવણી અનાજ ખરીદી શકશે.

## મેલી સરકાર

એક પરમ મિત્રે મને કહ્યું, અસહકારને વગોવનારા નથી જાણતા કે આટલાં વર્ષ સરકારે આપણી સભ્યતા સાથે, આપણી ભાષા સાથે, આપણી જાતિ સાથે અસહકાર કર્યો; હવે જો આપણે એ પદ્ધતિનો અસહકાર ન કરીયે તો આપણા જેવા બુદ્ધિહીન બીજા કોઇ જ નહિ. પણ સરકાર હાલ પણ જે અસહકાર કરી રહેલ છે તેનો તાજો ને મેલો દાખલો શેઠ ગોદરેજ વિષે જોવામાં આવે છે. આ સખી ગૃહસ્થે તિલક સ્વરાજ ફંડમાં, પણ અન્ત્યજોને અર્થે ને દારૂનિષેધના કાર્યને સારુ પૈસા આપ્યા છે. તેથી સરકારે છૂપી નોટિસ કાઢી છે કે

કોઇ સરકારી ખાતાને સારૂ મિ. ગોદરેજની તીજોરીઓ ન લેવી ! એવો એક સમય હતો કે જ્યારે આ જ તીજોરીઓ સરકારનાં ખાતાંઓમાં છૂટથી લેવામાં આવતી હતી. પણ શેઠ ગોદરેજે તિલક સ્વરાજ ફાળામાં દાન આપ્યું છે તેથી 'ન્યાયી' સરકારે તેમની તીજોરીઓનો બહિષ્કાર કર્યો છે. જે સરકારમાં આટલો મેલ, આટલું ઝેર છે તે સરકારની સાથે પ્રજા અસહકાર ન કરે તો શું કરે?

## દીવાળી

દીવાળીને દિવસે રામનો વિજય ઉજવાય છે. રામનો વિજય એટલે ધર્મનો વિજય. એ તો ધર્મી જ ઉજવી શકે. એ વિજય સ્વમાન જાળવનારી સ્વાશ્રયી પ્રજા જ ઉજવી શકે. તે દિવસોમાં જ્યાં સુધી આપણને સ્વરાજ ન મળે ત્યાં સુધી આપણે રંગરાગ ન કરવા, મિષ્ટાન્નભોજન ન કરવાં, એ આપણો ધર્મ સમજું છું. જ્યાં સેંકડો નિર્દોષ માણસો પોતાના ધર્મ ને દેશને અર્થે જેલમાં ગયા છે ત્યાં આપણાથી કેમ જરાય ભોગો ભોગવાય તે હું ન સમજી શકું. જેનો સગો ભાઈ જેલમા બાજરાનો રે ટલો ખાતો હોય તે બહાર શિખંડ કેમ જમી શકે? જેનાં હજારો ભાઈબહેનો ભૂખે રીબાતાં હોય તે કેમ નાચરંગ કરી શકે? દીવાળીને સમયે આપણે 'સભકાદાર' પરદેશી કપડાં ખરીદીયે છીયે. મારી સલાહ છે કે નકામું કપડું એક પણ કોઈ ન ખરીદે પણ જોઇયે તેટલી હાથે કાંતેલી ખાદી ખરીદે ને તે ખરીદવામાંયે કરકસર વાપરે.

## અલી ભાઇઓનો સાથી

અલી ભાઇઓ જેલમાં બેઠાં પણ રેંટીયાનું ચિન્તન કરે છે. તેમના તરફથી એક તાર છે તેમાં જણાવે છે કે તેઓએ ને તેઓના જેવી ભાઇઓએ જેલમાં રેંટીયાની માગણી કરી છે કે જેથી તેઓ પોતાનો ફાજલ વખત જેલમાં સુતર કાંતવામાં ગાળે ! આ પ્રમાણે ચીવટ બધા માણસો રાખે તો જરૂર સ્વરાજ વહેલું આવે. સરકાર તરફથી જવાબ કેવો મળે છે તે જોવું રહ્યું.

## અન્ત્યજો વિષે

અન્ત્યજો વિષે આપણે ગુજરાતમાં શું કર્યું કરીયે છીયે એ બાબત હવે વિચારવું જોઈશે. દરેક મહાસભાસમિતિ કંઇ કરે છે કે? તાડપત્તીની સમિતિએ તો પોતાના જ મકાનમાં અન્ત્યજ બહેનોને કામ સોંપ્યું છે. ત્યાં તેઓને સહુ અડી શકે છે. તેઓ સહુને અડી શકે છે. આવી અનેક રીતે અન્ત્યજો એ આપણાં સગાં ભાઇબહેન છે એવું આપણે બતાવી શકીયે છીયે. આપણામાં એ બાબતની ચીવટ આવવી જોઈયે. તેઓને સારૂ આપણે કેટલા કૂવા ખોદાવ્યા? કેટલી નિશાળો કાઢી? તેઓ જોડે આપણા જ ઘરમાં કેવી વર્તણુક ચલાવવામાં આવે છે? તેઓને આપણે એઠું ભોજન આપીયે છીયે? આ છેલ્લો સવાલ બહેનોએ વધારે વિચારવા યોગ્ય છે. અસ્પૃશ્યતા મટી એટલે આપણે અન્ત્યજના સ્પર્શથી આપણને અભડાયેલા માની નથી ન્હાતાં એટલુંજ જોવું બસ નથી. પણ એ અસ્પૃશ્યતાનો અર્થ શો કરીયે છીયે તે વિચારી જવું. તેમાં રહેલો ભારે તિરસ્કાર છે તેને જડમૂળથી કાઢવો. આપણે જ્યાં લગી તિરસ્કારને નથી કાઢ્યો ત્યાં લગી અસ્પૃશ્યતા રહેલી ઉજ. તે નીકળશે ત્યારે દરેક અન્ત્યજ ભાઈબહેન તેને ઓળખ્યા વિના નહિ રહે.

## ધર્મને નામે ધાડ

આવતી કાલે નવરાત્રિનો છઠ્ઠો દિવસ છે. ગયે વર્ષે ભદ્રકાળીને બકરાનો ભોગ આપતાં તે મન્દિરના પૂજારીને મહાજનોએ અટકાવ્યો હતો અને તેની સાથે સમજુતી કરવામાં આવી હતી કે તેને મહાજનોએ દર વર્ષે રૂ. ૬૦૦ આપવા ને તે જે બીજી પૂજા કરવી હોય તે કરે પણ બકરો ન ચડાવે.

આ વખતે પૂજારી એમ કહે છે કે ગયા વર્ષની પ્રતિજ્ઞાથી પોતે બંધાયેલ નથી. આમ તે કહેતો હોય તો એક પાપમાં પ્રતિજ્ઞાભંગના બીજા પાપનો ઉમેરો કરશે.

મેં એમ સાંભળ્યું છે કે તેને વિષે પૂજારીને બકરાનો વધ કરતો અટકાવવાનો મનાઈ હુકમ પણ નીકળવાનો છે. એ હુકમ નીકળે કે નહિ તેની સાથે આપણને સંબન્ધ હોવો જ ન જોઈયે.

જેઓ પોતાને હિન્દુ માને છે તેઓ આવા વધના સહયોગી ન જ બને. મારી દૃઢ માન્યતા છે કે ધર્મને નામે કોઇ પણ પ્રાણીનો વધ કરવો એ અધર્મ છે. જે મન્દિરમાં એવો વધ થાય તે મન્દિર જ નથી. એવા મન્દિરમાં હિન્દુ ન જ જાય. કાળીમાતા કંઈ પશુવધ નથી માગતી. તે તો આપણો પોતાનો વધ ઇચ્છે છે. આપણાં પાપોનો–આપણા મેલનો વધ કરીને જ આપણે કાળીમાતા પાસે ઉજળા થઈ શકીયે છીયે. અને જેઓ અષ્ટમીનો હોમ કરવા ઇચ્છેછે તે હિન્દુને હું કહું 'તમે સત્યનું, અહિંસાનું ને ઇન્દ્રિયદમન કરવાનું વ્રત હાથે કાંતેલા સૂતરની ખાદી પહેરીને લો.' મારી ખાતરી છે કે એમ કરનાર યુદ્ધમાં શુદ્ધ બલિદાન કરશે. એટલુંજ નહિ, પણ તે સ્વરાજને સારૂં પણ લાયક બનશે. તેથી મારી ઉમેદ છે કે જો તે પૂજારી બકરાનો વધ કરવાની હઠ કરે તો કોઇ પણ હિન્દુ તે મન્દિરમાં જઇ તે વધના પાપમાં સહયોગી થઈ ઇશ્વરને નહિ નિન્દે.

(આસો સુદ ૭ શનિવાર)

---

તા. ૧૬–૧૦–૧૯૨૧

# મુંબઈ શું કરશે?

૩૧મી જુલાઇએ મેં મુંબઇમાં પરદેશી કાપડની પહેલી હોળી સળગાવી. બીજી એવડી હોળી ગયા રવિવારે સળગાવી. ૩૧મી જુલાઇએ પણ રવિવાર હતો.

મુંબઇએ જ પોતાની ઉદારતા બતાવી. હિન્દુસ્તાનની લાજ રાખી ને તિલક સ્મારક સ્વરાજ ફાળો પૂરો કર્યો. મુંબઇએ સ્વદેશીનો પાયો રોપ્યો. સત્યાગ્રહની વિશાળ સભામાં સ્વદેશી તથા હિન્દુમુસલમાન દોસ્તીની વાત ચોપાટી પર પ્રથમ થઇ.

મુંબઇમાં હિન્દુ છે, મુસલમાન છે; પારસી વીરોનું મથક મુંબઇ છે. મુંબઇમાં ગરવા ગુજરાતીઓ છે; મુંબઇમાં પહાડોના ઉછરેલા બહાદુર મરાઠા છે; મુંબઇમાં મેમણ, ભાટીયા, પારસી અને સિંધી વેપારી જોદ્ધા છે. મુંબઇના લોકો સાહસિક છે. તેઓ ઘડીમાં કમાય છે ને ઘડીમાં ગુમાવે છે; તેનો વિચાર સરખોયે નથી કરતા.

મુબઇ ધારે તો તેનામાં સ્વરાજ મેળવવાની શક્તિ કંઇ ઓછી નથી.

સ્વદેશીમાં સ્વરાજ છે એ તો હવે સર્વમાન્ય છે.

સ્વદેશીમાં જીત મેળવવા સારૂ વેપારીની અને સ્ત્રીઓની મદદ જોઇયે.

જેટલો રસ સ્વરાજની ચળવળમાં મુંબઇના વેપારીઓએ લીધો છે. તેટલો બીજા ભાગના વેપારીએ નથી લીધો. તેઓ પોતાને ભોગે મદદ કરશે ? વિચારે તો ભોગ કશોયે આપવાનો નથી, કેમકે તેમણે પરદેશી માલમાંથી જે લાભ ઉઠાવ્યો છે તેનો તો તેમને હક ન હતો. તેથી તો દેશને પારાવાર નુકસાન થયું છે. જેટલું નુકસાન પરદેશી કાપડના વેપારથી થયું છે તેટલું નુકસાન હિન્દને બીજી એકે વસ્તુથી નથી થયું. એટલે જો પરદેશી કાપડના વેપારી હવે સમજે તો તેઓ પાપમુક્ત થાય, તેઓ શુદ્ધ થાય. શું તેઓ પૈસાની લાલચ છોડશે ?

કેમ નહિ છોડે ? જાપાનના ધનિક લોકોએ પોતાનું ધન ને ધનથી મળતા હોદ્દા જતા કર્યાં ત્યાર પછી જાપાન જાગ્યું. લડવાનું બળ પણ આપભોગ પછી જ આવી શકે છે. લડનારી પ્રજા પ્રથમ માલમિલકતનો ભોગ આપીને જ લડતાં શીખે છે. શસ્ત્રબળ કે આત્મબળ બન્નેની પૂર્વે ધનનો ભોગ તો રહ્યો જ છે.

પણ આમાં તો એવો ભોગ જ નથી. વિચારથી થયેલા કાર્યમાં હમેશાં ઓછામાં ઓછો ભોગ હોય છે. વેપારી જો જ્ઞાનપૂર્વક પરદેશી કાપડનો વેપાર છોડે તો ખાદીનો વેપાર લઇ પોતાની પ્રામાણિક આજીવિકા મેળવી શકે છે. છેવટે દર વર્ષે સાઠ કરોડ રૂપીઆનો નફો થાય એવી મૂડીનો વેપાર કોઇએ કરવો રહ્યો છે. સાઠ કરોડનો નફો ઉપજાવવાને સારૂ કેટલા વેપારી ને કેટલા વાણોતર જોઇયે ?

પણ એક વાતની જરૂર ખરી. વિચારવાન વેપારી જોઇયે. જે આળસુ વેપારી બીજાની નકલ જ કર્યા કરે છે, સટ્ટો જ કર્યા કરે છે, બાપે મુકેલા ધધામાંથી સ્વાભાવિક રીતે કમાયા કરે છે, તે બધા જો આળસ ન તજે તો ન કમાય. આળસુ કદી બહાદુર ન થઇ શકે. આળસુ કદી સ્વરાજ ન મેળવી શકે. સ્વરાજ અને સુસ્તી એ બેને હાડવેર છે.

જેમ મુંબઇના વેપારી જાગૃત છે તેમ જ સ્ત્રીઓ. મુંબઇની સ્ત્રીઓના જેટલી આગળ પડતી સ્ત્રીઓ બીજે ક્યાં છે ? અને સ્ત્રીઓની મદદ વિના સ્વદેશી ચાલે જ નહિ. તેથી તેમની મદદ વિના સ્વરાજ મળે નહિ. સ્ત્રીઓની મદદ કંઇ શોભા રૂપે નથી માગવાની. સ્ત્રીઓને ભાષણને સારૂ નથી નોતરવામાં આવતી. હિન્દુસ્તાન અત્યારે સ્ત્રીઓની શુદ્ધ સાદાઇ અને સ્ત્રીઓની મહેનતની ભિક્ષા માગે છે. સ્ત્રીઓમાં

જ્ઞાન, સ્ત્રીઓમા દેશભક્તિ જોઇયે. પરદેશી કાપડનો મોહ સ્ત્રીઓ ન જ છોડે, તેઓ પરદેશી ભડકામણા રંગોની સાડીઓનો, સાટીનોનો ને મલમલનો વાદ લઇને બેસે તો પુરુષ બિચારા શું કરે ?

બળાત્કારે કઇ સ્ત્રીઓની પાસે સ્વદેશીવ્રત લેવરાવાય ? સ્ત્રીઓની ઉપર બળ વાપરીને જ તેમને સ્વદેશી બનાવાતી હોય તો હું તે પરદેશી રહે એ જ ઇચ્છું. સ્ત્રીઓની જાગૃતિમાં, તેમના સ્વેચ્છાએ કરેલા આપભોગમા જ સ્વરાજ રહેલું છે. સ્ત્રીઓ જો પરદેશી કાપડ છોડે તો તે માત્ર ધર્મ સમજીને જ છોડશે. મુસલમાન બહેન ખિલાફતને સમજશે, હિન્દુ બહેન ગાયને સમજશે, બધી બહેનો કંગાલિયત કાઢવાનો પડોશી પ્રત્યેનો ધર્મ સમજશે,—એટલે જો હિન્દુસ્તાનની બહેનો પરદેશી કાપડ પહેરવું અધર્મ સમજે, ખાદી પહેરવી, હમેશા રેંટીયો ચલાવવો એ ધર્મ સમજે તો સ્વદેશી પવનવેગે પ્રસરે. આ કામ મુબઇની બહેનો કરી શકે છે.

તેમજ મુબઇના પુરુષો. પુરુષોએ પોતાનો બારીક કપડાનો શોખ તજવો જોઇયે. તેઓએ રેંટીયો હાથમા લેવો જોઇયે. એમ થાય તો જ સ્વદેશીનું કામ આગળ ચાલે.

જો આખું હિન્દુસ્તાન સપૂર્ણ સ્વદેશી સમજે તો કાયદાના સવિનય ભંગ વિના, શાન્તિમય બંડ વિના સ્વરાજ મેળવે એવો મારો ખાસ અભિપ્રાય છે. પણ સંભવ છે કે એવો સુયોગ ન બને અને હિન્દુસ્તાનના હજારોને જેલ જવું પડે, મરવું પણ પડે એક જ પ્રાન્તમા સ્વદેશી પૂર્ણ પ્રસરે તો તેની અસર એટલી પેદા ન થાય કે જેથી સ્વરાજની સ્થાપના થાય. પણ એક પ્રાન્ત કે જીલ્લો તૈયાર થાય તો તેને બંડ કરવાની અખત્યારી કાં ન મળે ? અને તેની શક્તિથી હિન્દુસ્તાન આખું સ્વતન્ત્ર કા ન બને? બની શકે એમ મારી ખાસ માન્યતા છે. આવી રીતે પહેલ કરવા મુબઇ તૈયાર થઇ શકે ?

તેનો જવાબ મુબઇથી જ અપાય. જે સ્વદેશીનું પૂરૂં પાલન ન કરે તેને બંડ કરવાનો અધિકાર નથી, કેમકે તે પોતાના ગુસ્સાને નહિ રોકે; તેને અણીને વખતે શાન્તિ રાખતાં નહિ આવડે. અને જો શાન્તિ ન રહે તો જીતવાની અણી પર આવેલી બાજી આપણે ખોઇ બેસીયે. એવી ભૂલ આપણાથી ન જ થવી જોઇયે.

મુંબઈ શાન્તિપાઠ સમજે છે, મુંબઇ ગંભીર બન્યું છે, મુબઇ નિશ્ચયવાન છે, મુંબઇના હિન્દુ મુસલમાન પારસી એક મનના ને એક દિલના થયા છે, એ બધાની

શહેરીઓ—સ્ત્રી, પુરુષ, બાળકો હજારોની સંખ્યામાં પીંજે, કાંતે, વણે ને ખાદી પહેરે તો તે જરૂર શાન્તિયુદ્ધ કરવા લાયક થાય.

આનો અર્થ એમ નથી કે દરેક સ્ત્રી પુરુષ કાંતતાં હોય કે ખાદી પહેરતાં હોય. અંગ્રેજો નહિ પહેરે એ સંભવ છે; સહકારી નહિ પહેરે એ બનવાજોગ છે; સરકારી નોકરો એટલી હિંમત ન કરે એમ બને. તેથી એવાઓને અર્થે એકાદ પરદેશી કાપડની દુકાનમાં કંઇ વેચાણ થતું હોય એમ મનાય. પણ મુંબઇની બજારનો, મસ્જીદોનો, મન્દિરોનો, મેળાવડાઓનો, શાદીઓનો રંગ તો બદલાઈ જ જાય. ત્યાં તો બધે આપણે ખાદી જ ખાદી જોઇયે. નાટકોનો રંગ પણ બદલેલો જ હોય. જો લોકોને પરદેશી કાપડ નાપસંદ હોય તો કંઈ જે નાટકોમાં પરદેશી કાપડ વપરાય ત્યાં તેઓ જાય? પરદેશી કાપડનો મોહ ન ઉતરે ને ખાદીનો પ્રચાર થાય એ હું અસંભવિત સમજું છું. જ્યાં જ્યાં સામાન્ય સ્વતન્ત્ર વર્ગ જાય છે તેવી જગ્યાઓમાં હું જરૂર ખાદીના જ ઉપયોગની આશા રાખું.

આટલું મુંબઇ આ માસની આખરીએ કરી શકે છે. જ્યારે કરે ત્યારે મુંબઇ એકલું ભલે શાન્ત યુદ્ધ શરૂ કરે.

કોઇ એવી શંકા ન લાવે કે શાન્ત યુદ્ધની સાથે ખાદીનો શો સંબન્ધ છે. હું ઉપર બતાવી ગયો છું કે રેંટીયો એ શાન્તિની નિશાની છે અને વળી જ્યારે તેની માગણી જ શાન્તિને નામે કરવામાં આવે છે ત્યારે જે શાન્તિને નહિ માનતો હોય તે તેનો ઉપયોગ નહિ કરે અથવા રસપૂર્વક નહિ કરે. રેંટીયામાં આપણે શૌર્ય, સચ્ચાઇ, સાદાઇ ને શાન્તિ આરોપીયે છીયે, તેથી રેંટીયો વધારે ને વધારે ગુણોને પોષનારો બનશે.

સ્વરાજ મેળવવા અને ખિલાફત રક્ષવા કરેલા બંડમાં થોડા માણસોથી ન ચાલે. તેમાં આપણને હજારો માણસ જોઇયે. એકલા મુંબઇની મારફતે આપણે સ્વરાજ મેળવવાની તાકાત કેળવવી હોય તો આપણને એક લાખ યોદ્ધા જોઇયે. તેમાં ભલે પુરુષ ને સ્ત્રી બન્ને હોય. સોળ વર્ષથી માંડી ગમે તે ઉમરનાં સ્ત્રીપુરુષ કામ આવી શકે. એટલા યોદ્ધાને ખાવાનું કોઇ સંસ્થા નહિ આપી શકે. જો મહાસભા આપવા બેસે તો આપણે હારી જઇયે. તેટલાનું ખર્ચ રોજનું આપણે જણ દીઠ આઠ આના ગણીયે તો પણ ૫૦૦૦૦ રૂપીયા થયું. એક મહિનાની આપણી લડત ગણીયે તો પંદર લાખ રૂપીયા માત્ર તેટલાં માણસના ખોરાકના થાય. તેઓના કુટુંબનું ભરણપોષણ કરવું પડે તો કેટલું ખર્ચ થાય તેનો અંદાજ કાઢવો જ મુશ્કેલ છે. પણ મેં માંડેલી રકમને ઓછામાં ઓછી બેવડાવવી જોઇયે.

એનું ખર્ચ કાઢવા આપણે તૈયાર નથી, ન કદાચ તેટલા પૈસા મુંબઈને સારૂ ભારે ન માનીયે તોયે તેમાંથી આપણે લાભ નહિ ઉઠાવીયે, પણ હારી જવાના. કેવા માણસો દાખલ થાય તેની ગણતરી ન રહે. હિન્દની લડત ચલાવવાનો બોજો ઉઠાવનાર આવા માણસો ચારિત્રમા, સચ્ચાઇમાં, શૌર્યમાં પ્રથમ પંક્તિના હોવા જોઇયે. આની કસોટી પણ રેંટીયો અથવા રૂની ક્રિયાઓ છે. જ્યાં સુધી લડવૈયાને સૂઝ ન પડે કે પીંજવાથી કે વણવાથી પોતાની રોજી મેળવી શકાય છે ત્યાં સુધી આપણે લાખો યોદ્ધાઓ મેળવી શકવાના જ નથી.

જો મુંબઇને પહેલ કરવી હોય તો મુંબઇએ શું કરવું તેનો આપણને હવે ખ્યાલ આવી શકે છે.

૧. આ માસની આખર સુધીમા દરેક યુદ્ધ કરવા ઇચ્છનારે પીંજવા, કાતવા તથા વણવાની ક્રિયાની માહિતી મેળવી લેવી જોઇયે. તેણે છેવટે એક કલાક તો કાંતવું જ જોઇયે.

૨. આ માસની અંદર મુંબઇમા લોકોએ મુખ્ય ભાગે હાથે કાંતેલા સૂતરની ખાદી વાપરતા થઇ જવું જોઇયે

૩. આ માસની આખર સુધીમા મુંબઇની બજારોનો, મન્દિરોનો, મસ્જીદોનો, નાટકશાળાઓનો દેખાવ ફરવો જોઇયે અને ખાદીમય થવો જોઇયે.

૪. મુંબઇની સ્ત્રીઓએ અને પુરષોએ પોતાનો નવરાશનો વખત પીંજવા, કાતવા કે વણવામા આપવો જોઇયે.

૫. મુંબઇના શહેરીઓનાં મનમાં હજુ પણ મારપીટ ઉપર વિશ્વાસ રહ્યો હોય તો તે નીકળી જવો જોઇયે.

૬. મુંબઇના હિન્દુમુસલમાનોમા હજુ કંઈ ત્રુટી હોય, કંઇ મેલ હોય તો તે નીકળી જવા જોઇયે.

આટલું કામ જો આ માસની આખરીયે થાય તો નવેંબરમાં મુંબઈ મોટા પાયા પર કાયદાનો શાન્ત ભંગ શરૂ કરી શકે

શાહજાદાને મુંબઈ ઉતરવાની તારીખ ૧૭મી નેવેંબર છે. તેના પહેલાં મુંબઈ પોતાની શક્તિનો ચમત્કાર દેખાડી શકશે? જ્યારે મુંબઇ ઉપરની સહેલી શરતો પાળે ત્યારે જ બંડ કરે, તે પહેલાં નહિ. જે પ્રાન્ત તેમ કરે તે જ સવિનય ભંગ આદરી શકે.

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૧૬-૧૦-૧૯૨૧

## અલી ભાઈઓ અદાલતમાં

અલી ભાઈઓને ઘણા દિલોજાન દોસ્તો છે એ તેમનું સદ્‌ભાગ્ય છે. તે જ પ્રમાણે તેમને આકરા ટીકાકારો મળ્યા છે એ પણ સદ્‌ભાગ્ય છે. એક મિત્ર મને લખે છે કે હું તેમના ઉપર એવો આફરિન છું કે તેમનામાં કોઈ ત્રૂટી જ જોતો નથી. તેનું આ કહેવું સાચું છે. શંકાશીલ ન રહેવું એ મિત્રતાનું એક લક્ષણ છે. પરંતુ જે પોતાના મિત્રની નબળાઈઓ ન જાણે તે ખોટો મિત્ર કહેવાય. હું અલી ભાઈઓની નબળાઈઓ જાણું છું, પરન્તુ હું પોતે નબળાઈઓથી ભરેલો રહ્યો એટલે તેમની નબળાઈઓ પ્રત્યે મારી કોમળ વૃત્તિ રહે છે. જે સાથીઓ સાથે કામ કરવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું છે તેમાં સૌથી બહાદુર અને શ્રેષ્ઠમાં આ ભાઈઓ છે એમ મને લાગે છે. આટલું તો તેમની સામેના સામાન્ય આરોપ સંબન્ધે.

પરન્તુ હવે તેમના ઉપરના એક ખાસ આરોપ વિષે એક ભાઈ લખે છે:

" ઘણા લાંબા અને ગંભીર ચિન્તન પછી અસહકારના સિદ્ધાન્ત સાથે જેની સંગતિ હું નથી બેસાડી શક્યો એવા કેટલાક પ્રશ્નો આપની સમક્ષ મુકવાની હું રજા લઉં છું. મારી મુશ્કેલીઓ ખરી છે કે માત્ર ઉપલકીઆ જ છે તે જણાવવા કૃપા કરશો.

બ્રિટિશ અદાલતને અસહકારના સિદ્ધાન્ત પ્રમાણે કોઇ આરોપી મદદ કરી શકે નહિ. પરન્તુ અલી ભાઇઓએ જે જવાબ આપ્યો છે તેથી શું અદાલતને એક પ્રકારની મદદ નથી થઈ ? સરકારી વકીલે જ આ વાત સ્પષ્ટ કહી છે કે આરોપીના જવાબથી તેનું પોતાનું કામ ઘણું હળવું થયું છે.

હું જાણું છું કે આવી જાતનો વાંધો ઉઠાવવામાં આવશે એવું અલી ભાઇઓએ અગાઉથી ધારી લીધેલું અને તેથી તેમના જવાબની શરૂઆતમાં જ તેમણે આ વાતનો ખુલાસો કરતાં કહ્યું છે કે તેઓ અદાલતને મદદ કરવા માટે પોતાનો જવાબ રજૂ કરતા નથી, પરન્તુ રાજદ્રોહ કરવાનો અને લશ્કરમાં અપ્રીતિ ફેલાવવાનો તેમના ઉપર આરોપ મુકવામાં આવ્યો છે તે ગુન્હા તેમણે નવા જ કર્યા છે એવી ભ્રાન્તિ લોકોમાંથી દૂર થાય એટલા સારુ આ જવાબ આપ્યો છે. તેઓએ કહ્યું છે કે પોતાના જવાબનો હેતુ તો લોકોને એ બતાવી આપવાનો છે કે તેમણે કોઇ નવા ગુન્હા કર્યા નથી, પરન્તુ જે ગુન્હા કરવા તેઓ ધર્મથી બંધાયેલા હતા અને જે ગુન્હા તેઓ ઘણો વખત થયાં કરતાં આવ્યા છે તેને માટે જ તેમના ઉપર આરોપ મુકવામાં આવ્યો છે.

પોતાના જવાબ બાબત ભાઇઓએ કરેલો આ ખુલાસો મને જરાયે સન્તોષકારક નથી લાગતો. લોકો તો આવો કાંઈ ખુલાસો માગતા જ ન હતા. આપણે સહુ જાણીયે છીયે અને ઢોલ વગાડીને તો કહેવામાં આવ્યું છે કે આપણે આ સલ્તનતને સુધારવાને કે મિટાવવાને ઝુકાવ્યું છે. એટલે સરકાર પ્રત્યે સર્વત્ર અપ્રીતિ ફેલાવવી એ તો આપણો ધર્મ જ થઇ પડયો છે. અલી ભાઇઓએ તો વારંવાર પોકારી પોકારીને કહ્યું છે કે બ્રિટિશ લશ્કરમાં નોકરી કરવી એ પાપ છે. માટે જેમ વારંવાર કહેવાઇ ચુકેલી વાત કહેવાની જરૂર નથી તેમ અલી ભાઇઓને આવો જવાબ રજૂ કરવાની કશીયે જરૂર ન હતી. એમ માનીયે કે જવાબ આપવાની જરૂર હતી, તો ભલે તે છાપામાં આપવો હતો. અદાલતમાં આપવાની શી જરૂર હતી ? અત્યારે તો જરૂર જવાબથી અદાલતને મદદ-મળી છે. હું ધારું છું કે ભાઇઓએ જવાબ રજૂ કર્યો તે અસહકારના સિદ્ધાન્ત પ્રમાણે ભૂલ છે એમ મેં બરાબર પૂરવાર કરી બતાવ્યું છે.

બીજો સવાલ મને ખૂંચે છે તે આ છે. હજુ આપણે કાયદાનો સવિનય ભંગ શરૂ નથી કર્યો. એટલે આપણે સહુએ અત્યારે તો બ્રિટિશ અમલદારોના હુકમને માન આપવું જોઇયે. આપને મલબારમાં દાખલ થતાં અટકાવવાનો હુકમ આપવામાં આવ્યો તેનો આપે પણ અનાદર નથી કર્યો. આમ છતાં મૌલાના મહમદઅલીએ કરાંચીના મૅજીસ્ટ્રેટનું કહ્યું ન માન્યું અને તેમને બેસી જવાનું કહ્યું ત્યારે મિજાજ ખોઈ બેઠા, એ શું વાજબી હતું ? મૅજીસ્ટ્રેટના હુકમનો આ ચોખ્ખો અનાદર ન કહેવાય ? મૌ. મહમદઅલીએ મૅજીસ્ટ્રેટને પૂછ્યું કે તમે ઇશ્વરને માનો છો કે નહિ, અને તેમને બેસી જવાનું કહ્યું ત્યારે બેસવા ના પાડી અને કહ્યું કે 'તમારાથી થાય તે કરી લો' એ બધું શું તેમને શોભાસ્પદ ગણાય.

તા. ૧૬-૧૦-૧૯૨૧

મને તો લાગે છે કે કાયદાનો સવિનય ભંગ શરૂ કરીયે ત્યારે પણ આપણે સહુએ નમ્રતા તો રાખવી જ જોઈશે. અસહકારી તો નમ્રતાની જીવતી મૂર્તિ હોવા જોઈયે. તેણે તો ગમે તેટલો ચીડવવામાં આવે છતાં મિજાજ ન જ ખોવો જોઈયે, તેમ જબરદસ્તી પણ ન કરવી જોઈયે. બેઅદબીનું તો તે નામ માત્ર જ જાણે. મારી આ વાત સાચી હોય તો અલી ભાઈઓનું વર્તન તદ્દન ગેરવાજબી છે અને તે બેઅદબીભરેલું જ ગણાવું જોઈયે. આ શબ્દ વાપરવા માટે ક્ષમા ચાહું છું.

મને તો લાગે છે કે અદાલતને કોઈ પણ જાતની મદદ કરવાને અને અમલદારો સાથે આમ આકળા થઈ જવાને બદલે અલી ભાઈઓ અદાલતમાં મૂંગા જ બેસી રહ્યા હોત તો એ ઘણું જ ઉત્તમ દેખાત, અતિશય ડહાપણભરેલું અને તેમના જેવા નેતાઓને છાજે તેવું થાત.

હું જાણું છું કે મારી આ ટીકા આપને પસંદ નહિ પડે. તો તે માટે આપની ક્ષમા ચાહું છું, પણ તે ટીકા કર્યા વિના મારાથી રહી શકાતું નથી હું જાણું છું કે આપ અલી ભાઈઓના વર્તનનો કોઈ પણ રીતે બચાવ કરશો જ કી રીતે કરશો તે નથી કળી શકતો."

પત્ર સ્પષ્ટ છે પણ સદ્‌ભાવથી લખેલો છે. ઘણાયે મિત્રોએ મને આ જ સવાલો પૂછ્યા છે અને મેં તેમને યથાશક્તિ સંતોષવાના પ્રયત્ન કર્યાં છે. પરન્તુ ઉપરના કાગળનો તો જાહેરમાં ઉત્તર આપવો એ જ ઠીક છે. જવાબ રજૂ કરવાગાં અસહકારના સિદ્ધાન્ત સાથે વિરોધ જેવું જણાય તો મહાસભાની મહાસમિતિએ તેમ કરવાની છૂટ આપી છે તેને લઇને તે થયેલુ છે. સમિતિના નિર્ણયના ખરાપણા વિષે તમે વાંધો ઉઠાવી શકો; પરન્તુ અલી ભાઈઓ ઉપર વિરોધી વર્તનનો આરોપ નહિ મુકી શકાય. મહાસમિતિએ મારી સલાહ ઉપરથી આ નિર્ણય કર્યો છે. અને મારી સલાહનાં કારણો જાહેરમાં જણાવવાની, હું ધારૂં છું, મારી ફરજ છે. એક તો પોતાના જવાબમાં આરોપી પોતાની હકીકત દર્શાવી શકે છે અને તે જવાબ અદાલતમાં રજૂ કરવામાં આવ્યો હોય તો કાયમને માટે દફતરમાં રહે છે. બીજું, હિન્દુસ્તાન આ વર્ષમાં સ્વરાજ મેળવશે એવી મારી શ્રદ્ધા છે. સ્વરાજ સ્થપાય તે પહેલાં હજારો માણસો જેલ જશે એવી મારી ધારણા છે. વળી મારી ધારણા એવી છે કે જેમણે નીતિ વિરુદ્ધ ગુન્હા નથી કર્યા એવા અસહકારી કેદીઓને સ્વરાજની પાર્લામેન્ટ છોડી દેશે. તે વખતે સ્વરાજના ન્યાયાધીશોને આ જવાબો બહુ મદદરૂપ થઇ પડશે. વળી ખરા ગુન્હા કરનારાઓ જવાબ ન આપે અને લોકોની આગળ નિર્દોષમાં ખપે એ રીતે તેઓ અસહકારનો લાભ ન લે એવું હું બહુ ઇચ્છું છું. આ હેતુ સાધવા માટે જવાબ બહુ ટુંકો, મુદ્દાસર અને બિલકુલ દલીલો વગરનો હોવો જોઈયે.

મૌ. મહમદઅલીનો જવાબ આ પ્રકારનો નથી. તેઓ ઇસ્લામી કાયદા વિષે લાંબી વિગતવાર ચર્ચામાં ઉતર્યા છે. તેમણે અદાલતનો ઉપયોગ પોતાના બચાવ માટે નથી કર્યો, પરન્તુ પોતાના પક્ષની જાહેરાત કરવાને કર્યો છે એ ખુલ્લું છે. અદાલતમાં રજૂ કરેલો-તેમનો રદીઓ લોકો હોંશે હોંશે વાંચી ગયા છે. તેમાની હકીકત તેમણે નિબન્ધના રૂપમાં લખી હત તો ઘણા તેની સામુયે ન જોત. તેથી આ જવાબને દોષિત ગણવા હું તૈયાર નથી, તેમ તેનો બચાવ કરવા પણ તૈયાર નથી.

જવાબ છે તે કરતા તો ઘણોયે ટુંકો જરૂર થઇ શકત. પણ મૌ. મહમદઅલીને ટુંકું કરવું અશક્ય થઇ પડેલું છે. ટુંકાણમા પતવીશ એમ કહીને કલાક કલાક સુધી ભાષણ કરતાં મેં તેમને જોયેલા છે.

બીજો આરોપ વધારે ગંભીર છે. બેસી જવાની ના પાડવામાં સવિનય કે અવિનય ભંગનો પ્રશ્ન જ નથી. તે તો અભિરુચિનો પ્રશ્ન છે. અદાલતમાં ચયેલા બધા દશ્યો મને ખટકે છે. તે બેઅદબી તો જરૂર ન ગણાય, પણ તેમાં નાહક અવજ્ઞા હતી. હું કબુલ કરૂં છુ કે અસહકારી નમ્રતાથી ભરેલો હોવો જોઇયે અને ભાઇઓની વર્તણુક નમ્ર જરાયે ન હતી.

પરન્તુ તેથી હું તેમના વર્તનને દોષી નથી ગણી શકતો. તેમણે તો આમ કરીને એક કાર્ય સાધ્યુ છે અને તે કાર્ય ખોટું નથી. આપણે બહુ દબાઇ ગયા છીયે. અદાલતોનું વાતાવરણ ગભરાવનારૂં હોય છે. કાયદાને તથા · અદાલતને માટે માન હોવુ એ એક વસ્તુ છે, તેનાથી ગભરાઇ જવું એ જુદી વસ્તુ છે મારૂં માનવું તો, એવું છે કે બે ભાઇઓ અને તેમની સાથેના બીજા કેદીઓ ટીખળ જ કરવા ઇચ્છતા હતા અદાલતો અને જેલોનો ભય ભાગી નાખવાની તેમની ઇચ્છા હતી. એટલે તેમણે અદાલતની ઇરાદાપૂર્વક અવજ્ઞા કરી. મૅજીસ્ટ્રેટ જો તેમની સાથે વિનોદમા ભળ્યા હોત તો અલી ભાઇઓ એટલા આગ્રહી થયા ન હોત. પરન્તુ અદાલતને તો પોતાનો મોભો જાળવવો હતો અને ભાઇઓને તેની જરાયે તમા ન હતી. હું એમ નથી કહેવા માગતો કે તે માટે બીજો સારો રસ્તો ન હતો પરન્તુ મારી ખાતરી છે કે ભાઇઓએ તેમની અવજ્ઞાથી પણ આપણી લડતની સેવા જ બજાવી છે. નમ્રતાનો ડોળ કરીને તો લડતને તેઓ હાનિ પહોંચાડત, હમેશ તેમની અંદર માલુમ પડતી સત્યતા અને સરળતા તેમણે આ અવસરે પણ સાબીત કરી બતાવી છે. તેમનામાં સૌથી વિશેષ વખાણવા યોગ્ય ગુણ મને એ જ લાગ્યો છે. આ અદાલતો નિન્દ્ય છે એમ આપણે માનીયે છીયે માટે આપણે તેમને બેઠબજત

કરવા ઇચ્છીયે છીયે, એ આપણે યાદ રાખવું જોઇયે. પરન્તુ હું ભાઇઓની ઉગ્રતાને દોષવાન નથી ગણુતો તે ઉપરથી તે નકલ કરવા યોગ્ય નમૂનારૂપે રજૂ કરૂં છું એમ સમજવાનું નથી. તેની નકલ કરવા જનારા ખત્તા ખાશે. કારણુ વાચકોને હું ખાતરી આપવા માગું છું કે મૅજીસ્ટ્રેટ પ્રત્યે ભાઇઓને કોઇ જાતનો દ્વેષ નથી. અને મૅજીસ્ટ્રેટ તેના હોદ્દાની ખુરશીથી નીચો ઉતરે ત્યારે તો જેટલી અદબ તેઓ મારી સાથે રાખે છે તેટલી તેની સાથે પણુ રાખે એમાં મને જરાયે શંકા નથી.

એક નજરે જોનાર તરફથી મળેલા નીચેના પત્ર પરથી વાચક એ દૃશ્ય વિષે કદાચ વધારે સારો કયાસ બાંધી શકશે.

"આ કેસની સુનાવણીની હકીકત આપે છાપાંઓમાં વાંચી તો હશે જ, છતાં એક ત્રાહિત પ્રેક્ષક તરીકે મારા પર જે છાપ પડી છે તે આપને જણાવવી એ હું મારો ધર્મ સમજું છું. છેક શરૂઆતમાં જ આરોપી 'વીર' ને ધૂતકારી દબાવી દેવાનો પ્રયત્ન કરવામાં આવેલો, પણુ બિચારા મૅજીસ્ટ્રેટ સાહેબની સામે તો કોઇ. ઇંજીપેંજી નહિ પણુ મૌ. મહમદઅલી ઉભેલા હતા. ખરેખર બિચારા ન્યાયાધીશને એના માથાનો મળ્યો હતો.

હું કબૂલ કરૂં છું કે મારી જીંદગીમાં બીજી જ વાર કોર્ટમાં કેસ સાંભળવા હું ગયેલો. પ્રથમ અનુભવનાં સ્મરણુ કંઇ મીઠાં તો નથી જ, પણુ આ બીજા પ્રસંગથી—ત્રીજો અને છેલ્લો હજી હવે આવવાનો છે—મને દુઃખ થયું છે. કાયદા અને સુલેહશાન્તિની છાયા નીચે રાખવામાં આવતા દેશમાં લૉર્ડ રીડિંગની હકુમત તળે કહેવાતી ન્યાયની અદાલતો નાટકશાળા કરતાં જરા પણુ ચડે એમ નથી.

પણુ ના સાહેબ, હું ભૂલ્યો. નાટકશાળાના નટો તો આનન્દ મેળવવાના હેતુથી જ પૈસા આપીને આવેલા પ્રેક્ષકોનાં મન રંજન કરવાની ખાતર પ્રામાણિકપણે પોતાના વેશ ભજવે છે. પણુ બ્રિટિશ અદાલતના આ કાળા કે ગોરા ન્યાયમૂર્તિઓને નેક વર્તણૂક જેવી કોઇ ચીજનું ભાન જ નથી, અને મને ખાતરી છે કે એમના કોષમાં 'ન્યાય' શબ્દ છે જ નહિ.

હું વકીલ નથી અને તેથી મુકદ્દમાને લગતી કાયદાની ટૂંકીઓ તો મને ન સમજાય, પણુ જો કાયદાને સાદી સમજ સાથે કંઇ લેવાદેવા હોય તો હું કહેવાની હિંમત ધરી શકું છું કે ખલિકદીના હૉલમાંનું આખું દૃશ્ય કેવળ એક અગડબંબ ફારસ હતો. મેં મારી જીંદગીમાં એવું દેખ્યું ન હતું.

સાક્ષીઓની જે જુબાનીઓ થઇ અને ફીતુર સાબીત કરવાનો જે અટ્ટહાસ કરવામાં આવ્યો તે બધું સાંભળતાં રમુજ આવે એવું હતું, અને કેસને અન્તે સરકારી વકીલે જે ભાષણુ કર્યું તે એટલું તો દમ વગરનું હતું કે તેને ટીકાની જરૂર પણુ નથી.

હું પોતે તો એ અનુમાન પર આવ્યો છું કે આ અદાલતોમાં લેખી એકરાર રજૂ કરવામાં પોતાના દેશબન્ધુઓને છેલ્લો સન્દેશો મોકલી ચળવળનો ફેલાવો કરવાનો હેતુ હોય તો ભલે, બાકી લેખી એકરાર કરવો એ તો રણવગડા વચ્ચે રુદન કરવા કરતાં વધારે કંઇ જ નથી."

પરન્તુ હવે આપણે બીજી બાજુ તપાસીયે. બુલંદશહરથી આવેલા નીચેના કાગળથી હું શું કહેવા માગું છું તે વિશેષ સ્પષ્ટ થશે.

"ત્રીજી તારીખે જે રાજદ્વારી મુકદ્દમો ચાલ્યો તે દરમિયાન જીલ્લા મૅજીસ્ટ્રેટનું અણછાજતું-કૃત્ય હું આપના ધ્યાન ઉપર લાવવા ઇચ્છું છું.

જીલ્લા મૅજીસ્ટ્રેટ મિ ડૉબ્સની અદાલતમાં હિન્દુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ. અને ૧૫૩ મુજબ મહાશય મહાવીરપ્રસાદ ત્યાગીના ઉપર કામ ચાલ્યું જમાદાર મહમ્મદ યારખાનની જુબાની દરમિયાન આરોપીએ આપેલા ભાષણની ટુંકી નોંધ કોર્ટને વાંચી સંભળાવવામા આવી અને કોર્ટે ટીકા કરી કે નોંધનો અંગ્રેજી તરજુમો અસલ સાથે મળતો આવતો નથી. સરકારી વકીલે પણ તે વાતને ટેકો આપ્યો. સાક્ષીની મુખ્ય જુબાની પૂરી થઇ એટલે કોર્ટે આરોપીને ઉલટ તપાસ કરવા કહ્યુ. આરોપીએ ઉલટ તપાસની ના પાડી, પરન્તુ પોતાના ભાષણની નોંધનો અંગ્રેજી તરજુમો અસલ સાથે મળતો નથી એ બાબતની નોંધ લેવા જણાવ્યુ મારે કહી દેવું જોઇયે કે આરોપીએ વકીલ રોક્યો નહોતો અને પોતે કાયદાના જાણકાર નથી તેમણે તો કેવળ લશ્કરમા નોકરી કરેલી છે અને યુદ્ધના કામસર તેઓ પરદેશમાં રહેતા હતા.

મૅજીસ્ટ્રેટે નોંધ લેવા ના પાડી અને કહ્યુ કે 'તમે યદ્વાતદ્વા બકો છો.' આરોપીને આ અપમાનકારક લાગ્યુ અને સામી સંભળાવી દીધી કે 'હું ધારૂ છું આપ એમ કરો છો' એટલે તો જે કૉન્સ્ટેબલના હવાલામા આરોપી હતો તેને મૅજીસ્ટ્રેટ સાહેબે આરોપીને તમાચો લગાવવાનું કહ્યુ. કૉન્સ્ટેબલ ખંચાયો અને બહુ જ નારાજીથી આરોપીની ગરદન આગળ જરા હાથ અડકાર્યો. એટલે મૅજીસ્ટ્રેટે મ્હોં ઉપર જોરથી તમાચો લગાવવાનો હુકમ કર્યો અને પેલા કૉન્સ્ટેબલને ફરજ પાડી એટલે તેણે તેમ કર્યું. આરોપી આ અપમાન અને તેજોવધ શાન્તિથી ગળી ગયો. આરોપીએ બિલકુલ વકીલ રોક્યો ન હતો અને સરકાર તરફના કોઇ સાક્ષીની તેણે ઉલટ તપાસ કરી નથી.

વિશેષમાં જણાવવાની રજા લઉં છું કે જ્યારે ડિસ્ટ્રિક્ટ મૅજીસ્ટ્રેટ કોર્ટમાં આવ્યા ત્યારે એક ફોજદારના હવાલામા આરોપીને બહાર બાંકડા ઉપર બેઠેલો તેમણે જોયો હતો. જ્યારે કેસ શરૂ થયો ત્યારે આરોપીને બાંકડા ઉપર બેસવા દેવા માટે તેમણે ફોજદારને ઠપકો આપ્યો અને કોર્ટમા આરોપીની બેડીઓ ઉતારી નાખવાનું કહ્યું. પણ અધી જ મિનિટમાં ફરી પાછી બેડીઓ ચડાવવાનો હુકમ આપ્યો. આરોપી તો બરાબર અદબ વાળીને ઉભો રહ્યો! મૅજીસ્ટ્રેટની આવી વર્તણુકથી અહીં લોકોમાં ખળભળાટ અને ગુસ્સાની

લાગણી પ્રસરી ગઈ છે. વકીલ મિ. સૈયદ હુસેન બર્ની બી. એ., એલએલ. બી. ના પ્રમુખપણા નીચે ચાર હજાર માણસોની એક જાહેર સભા થઇ હતી અને તેમાં ઘટતા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. ઠરાવમાં જણાવ્યા પ્રમાણે તારો મોકલી દેવામાં આવ્યા છે, પરન્તુ તે પહોંચાડવામાં આવશે કે કેમ તેની ખાતરી નથી. માટે ઠરાવેલી હકીકત બધે પહોંચે તે સારૂ કાગળ લખ્યા છે. છાપાંમાં પણ તાર મોકલ્યા છે.”

બુલંદશહરમાં મળેલી સભામાં પસાર થયેલા ઠરાવમાં આરોપીએ સંયમ, વીરતા અને ઉદાસીનતા બતાવ્યાં તે માટે તેમને ધન્યવાદ આપ્યો છે. પરન્તુ આ વિશેષણોની યોગ્યતા વિષે મને ઘણી શંકા રહે છે. આરોપીએ વાંધો દર્શાવવા એક શબ્દ પણ કેમ ઉચ્ચાર્યો નહિ ? શા માટે આવા લેભાગુ મૅજીસ્ટ્રેટ આગળ પોતાનો મુકદ્દમો ચલાવવાની તેણે ના પાડી નહિ ? મૅજીસ્ટ્રેટે પોતે જ ખુલ્લો ગુન્હો કર્યો છે અને કૉન્સ્ટેબલે પણ (જોકે નારાજીથી છતાં) કર્યો છે. આરોપી શું પ્રેમ અને નમ્રતાને લીધે મૂંગો રહ્યો ? ચૂપકી રાખવી અને મૂંગા મૂંગા ખમ્યા કરવું તે ભય અથવા તેથીયે અધમ વૃત્તિને ઢાંકવા માટે ન હોવું જોઇયે. આના કરતાં ભાઇઓની વર્તણુક વધારે બહાદુરીભરેલી અને સ્વાભાવિક ન ગણાય ? બુલંદશહરના જેવા પ્રસંગોમાં માણસનું પોતાનું બળ એ જ એકમાત્ર રક્ષણોપાય હોય છે. અને ભાઇઓએ જ્યારે અદાલતને ગણકારી નહિ ત્યારે જરૂર પોતાના દેશી ભાઇઓની કમજોરી તેમના ધ્યાનમાં હતી એ બાબત મને બિલકુલ શંકા નથી.

---

# મારી નોંધ

## થાક

જ્યારે મને કોઇ એમ કહે છે કે લોકો હવે થાક્યા છે, કંઇક નવું સોંપો, ત્યારે હું અકળાઉં છું; ત્યારે હું સમજું છું કે લોકો સ્વરાજનું રહસ્ય નથી સમજતા, ધર્મયુદ્ધનો અર્થ નથી જાણતા.

સ્વરાજ જો નિત્ય નવું થવાનું હોય તો ઉપાયો પણ નવા હોય. સ્વદેશી છોડીને બીજો ઉપાય હું તો નહિ જ શોધી શકું; અને જો આપણે સ્વદેશીથી થાક્યા હોઈયે તો આપણે સ્વરાજથી પણ થાકવાના.

જે માણસ શ્વાસ લેતાં થાકે છે તે મરવાની તૈયારીમાં છે. સાજા માણસનો શ્વાસ ચાલે છે, નાડી ચાલે છે, આંખ ચાલે છે એવી તેને ખબર પણ નથી હોતી. તે જરૂરી ક્રિયાઓ કરતો થાકતો જ નથી. કવિ પોતાની શક્તિના ઉપયોગથી થાકતો જ નથી, ને

થાકે તે કવિ નથી. જેના હાથમાં સારંગી રમી રહે છે તે થાકતો નથી. તેમ જ જો આપણને સ્વદેશીનો રંગ જ ચડ્યો હોય તો આપણે થાકીયે નહિ, પણ જોઇ શકીયે કે જેટલાં પગથીઆં સ્વદેશીનાં ચડયા તેટલાં જ સ્વરાજનાં ચડયા; અને આપણે સ્વરાજને રસ્તે જતાં થાકી ન જ શકીયે તેમ સ્વદેશીને માર્ગે પણ ન જ થાકીયે. ચોખ્ખી ને પોષક હવામાં જનારો માણસ જેમ તેની નજીક જતો જાય છે તેમ વધારે તાકાતવાન થતો લાગે છે તેમ જ આપણને થવું જોઇયે. જેમ જેમ સ્વદેશીની મજલમાં આપણે આગળ વધતા જ જઇયે છીયે તેમ તેમ આપણું બળ વધતું જાય છે. એક વર્ષ પહેલાંના રેંટીયાને હસનારા આજ કયાં છે? શ્રી. પ્રફુલ્લચન્દ્ર રૉય આપણા મહાન વિજ્ઞાનશાસ્ત્રીઓમાંના એક છે. તેઓ શ્રી૦ બોઝની જોડી છે. તેઓ નાજુક શસ્ત્રોની પરખ કરનારા છે. ઘણી કંપનીઓમાં પોતે ભાગ લેનારા છે. છતાં તેમને કબૂલ કરવું પડયું છે કે બંગાળનાં સાડાચાર કરોડ સ્ત્રીપુરુષો-નો આધાર માત્ર રેંટીયો જ છે. આવી પ્રવૃત્તિથી જે થાકે તે તેને સમજતા જ નથી.

વળી થાકેલો લડવૈયો શું કરી શકે? જે લડવૈયો હમેશાં લડાઇની ગતિ બદલ્યાં જ કરે તે હારે જ. આપણે તો ઉત્તરોત્તર આગળ વધતા જ ગયા છીયે. ધારાસભા, ખિતાબો, વકીલો, વિદ્યાર્થીઓના કિલ્લામાંથી આપણને થોડું ઘણું મળ્યું તેથી આપણે નભાવી શક્યા. પણ પરદેશીએ તો આપણો માર્ગ જ રોક્યો છે. તે કિલ્લો આપણે પૂરો ન તોડીયે ત્યાં લગી આપણે સ્વરાજની આશા ન રાખી શકીયે. તેનો તો સમૂળો નાશ હોય તો જ સ્વરાજ સંભવે. એટલે એક માસ લાગો કે અનેક, પરદેશી કાપડ રૂપી ખડકને તોડ્યા વિના આપણે આગળ વધી ન શકીયે. બીજામાં તો આપણે કોતરો ભેદીને નીકળી શક્યા છીયે.

સ્વરાજ એવી વસ્તુ છે એ અનુભવે જ જોઇ શકાય. રોગીનો રોગ ગયો છે કે નહિ તેનું છેવટનું નિરાકરણ તો દરદી જ કરી શકે. પથારીએથી જે ઉઠી ન શકે તેવા દરદીને લાલી આવે ને ચરબી ચડે ને વૈદ કહે કે તબીયત સારી છે, તોપણ દરદી તેનો ઇનકાર કરવાનો. સ્વરાજ મળ્યું છે કે નહિ તેનો સાક્ષી દરેક માણસ જ પોતાને સારુ થઇ શકવાનો છે. તેથી જો એમ સિદ્ધ થાય કે રેંટીયાથી, પીંજણથી, સાળથી, ખાદીથી લોકો થાકયા છે, તો તેનો અર્થ હું એમ કરૂં કે લોકોને સ્વરાજ નથી જોઇતું. લાંઘણ કરનારને વિષે અથવા સાળ છોડી ફુશકા ખાનારને વિષે જેમ આપણે કહી શકીયે કે તે આપઘાત કરવા માગે છે, તેમ જે સ્વદેશીની લાંઘણ કરે તેને વિષે કહેવાય કે તે સ્વરાજ નથી ચાહતો.

શું કાર્ય કરનારાઓએ, તેમનાં કુટુંબીઓએ સંપૂર્ણ સ્વદેશી સાધ્યું છે કે તેઓ હવે થાકયા છે? જ્યાં સુધી એક પણ અસહકારીએ પૂરૂં સ્વદેશી પોતાને વિષે ને પોતાના કુટુંબને વિષે નથી મેળવ્યું ત્યાં સુધી તેને થાકવાનો કે નિરાશ થવાનો પ્રસંગ જ નથી. અને જ્યારે બધા અસહકારીઓ પોતાની ફરજ સમજી ખરા સ્વદેશી થશે ત્યારે મારો નિશ્ચય છે કે આખું હિન્દુસ્તાન સ્વદેશી થઇ જશે. આજનો આપણો થાક તો બાળકના થાક જેવો છે. બાળકને દાખલા અઘરા લાગે એટલે તે છોડી બીજું માગે છે. જે શિક્ષક બાળકને એમ થાકવા, હારવા

## તા. ૧૬-૧૦-૧૯૨૧

દે છે તે ચોરી છે. બાળકે લીધેલો દાખલો પૂરો કર્યે જ છૂટકો. તેમ જ સ્વદેશીનો આરંભેલો યજ્ઞ આપણે પૂરો જ કર્યે છૂટકો છે. આપણો થાક આપણી અપૂર્ણતા ને આપણા અજ્ઞાનનો છે. આપણે સ્વરાજની કિંમત સમજતા નથી, સમજીયે છીયે તો આપવા ઇચ્છતા નથી. આપણો ખિલાફતનો પ્રેમ સભામાં ને પૈસા આપવામાં સમાઇ જાય છે. જો એમ જ હોય તો આપણને સ્વરાજ નહિ જ મળે. સ્વરાજ મેળવતાં પહેલાં આપણે ઉદ્યમી બનવું જોઈશે; સભાનો, સરઘસનો, ભાષણોનો શોખ છોડવો જોઇશે; અથવા જો એવાં રમકડાંની આપણને હજુ જરૂર છે એમ જણાય તો આપણે કબૂલ કરવું પડશે-કે સ્વરાજ છેટે છે.

### મરજીયાત સ્વીકાર

એક મિત્રે મને નીચેના સવાલો પૂછ્યાઃ

સ૦— સ્વરાજમાં આપણને કંઇ કાયદાઓની જરૂર પડશે ?

જ૦—હા જી.

સ૦—ત્યારે કાયદાઓને માન પણ લોકોએ આપવું પડશે ?

જ૦—જરૂર, પણ લોકોની મરજીથી. તેઓના મતથી તે કાયદા ઘડાયા હશે એટલે તેને માન ખુશીથી આપશે. તેમાં તમને કંઇ નવાઇ લાગે છે ?

સ૦—હા જી, મને શક છે ખરો.

મેં પૂછ્યું, 'એમ કેમ બોલો છો ?'

જ૦—અનુભવથી.

હું ચમક્યો. મેં પૂછ્યું'

સ૦—મને જરા સમજાવો. હું મૂંઝાયો છું

જ૦—જુઓ, નાગપુરમાં ૨૦૦૦૦ માણસોએ અસહકારનો ઠરાવ પસાર કર્યો. તે ઠરાવ જેણે સ્વીકાર્યો તેને તો બંધનકારક હતો જ. છતાં તેવા બધાએ એટલે વીસે હજારે તેનો અમલ કર્યો છે ? હાજર રહેલા વકીલોએ વકીલાત છોડી છે ? હાજર રહેલા વિદ્યાર્થીઓએ શાળાઓ છોડી છે ? બધાએ સ્વદેશીવ્રત પાળ્યુ છે ? બધાએ રેંટીયો લીધો છે ? એ પણ જવા દો. કારોબારી સમિતિએ જે ઠરાવો કર્યાં છે તેનો સર્વત્ર અમલ થયો છે ? જેમ મહાસભાનું તેમ નાની સંસ્થાઓમાં રહેનારાઓનું. જેટલી આપણી સંસ્થાઓ છે તેમાં જ રચેલા ધારાઓનું કેટલા પાલન કરે છે ? મને જાહેર જીંદગીનો અનુભવ છે. હું જોયા કરૂં છું પોતે કે પોતે કરેલા ધારાને પોતે થોડું જ માન આપે છે. એ કુટેવ જાય નહિ ત્યાં લગી સ્વરાજ ભોગવી શકાય ખરૂ ? તમે માનતા નથી કે આપણી આપણે આવે દુઃખને સમયે રચેલા કાયદાનું પાલન કરવાની શક્તિમાં જ સ્વરાજ છે. અને જો એ શક્તિ આપણામાં આજે નહિ હોય તો સ્વરાજ મળ્યે કંઇ આવવાની જ નથી. અર્થાત્ તે શક્તિ વિના સ્વરાજ ન સંભવે. વળી

આપણે ઘડેલા કાયદાનું આપણે પાલન કરીયે તે તો સહેલામાં સહેલું છે. તેને સારૂં આપણે બીજાને કહેવા જવાનું નથી. એ તો માત્ર આપણુને, હાથ ઉચા કરનારને જ લાગુ પડે છે; ને હું માત્ર હાથ ઉચા કરનાર મહાસભાવાદી અસહકારીની જ વાત કરૂં છું; ને જ્યારે તેઓનો વિચાર કરૂં છું ત્યારે હું ગભરાઉ છું ને આ જ વર્ષે સ્વરાજ મળવા વિષે શંકા આવે છે.

આ જવાબના પ્રત્યુત્તરમાં હું બોલ્યો: તમે કહો છો તેમાં સત્ય છે ખરૂં. આપણે બધા આપણે જ ઘડેલા કાયદાનો પૂરો સ્વીકાર નથી કરતા છતાં તમે કબૂલ કરશો કે જેટલા બેદરકાર આપણે બાર માસ પહેલાં હતા તેટલા આજે નથી. નાગપુરના ઠરાવને લોકોએ ઠીક માન આપ્યું ગણાય જ્યાં માન નથી આપ્યું ત્યા લોકો પોતાની નબળાઇ કબૂલ કરે છે ને સબળા થવા પ્રયત્ન કરે છે.

. આમ જવાબ આપી મેં પ્રશ્નકારનું કંઇક સમાધાન કર્યું, પણ મારૂં પોતાનું ન થઇ શક્યું. તેના સવાલોમાં મને ગાંભીર્ય જણાયું હું વિચારમાં પડયો તેને મેં તો કહ્યું કે એ વિષે 'નવજીવન'માં લખીશ પણ એ મિત્રના પ્રશ્નોની અસર આ લખતી વેળા મારી ઉપર વધારે થઇ છે. જોકે લોકોનો બચાવ તો મેં વાજબી કર્યો લાગે છે, છતા હું જોઇ શકું છું કે આપણા જ કાયદાનો અમલ કરવાની શક્તિ આપણામાં ઘણી જ વધારે જોઇયે. 'નહિ ઝાડ ત્યાં એરંડો રૂખ' એ ન્યાયે આપણે સન્તોષ નથી માની શકતા. આપણે તો સ્વરાજની કસોટી ઉપર કસાઇયે છીયે તેની ઉપર કસ કાઢતાં આપણે સોની ટચ નથી ઉતારતા. આપણા સોનામાં જોઇયે તેના કરતા વધારે ભેળ છે. પારખનાર જ કસમાં સોનું જોઈ શકે. અને આપણે તો સ્વરાજ પૂરતો કસ આપવો જોઇયે. તેટલા ટચ ન આવે ત્યાં લગી આપણે સ્વરાજ લેવાની શક્તિ કેમ મેળવી શકીયે? પ્રશ્નકારની દલીલ પણ વાજબી છે કે આપણે મહાસભાના દફતરે ચડેલાએ તો વગરમહેનતે સોએ સો ટચ ઉતરવું જોઇયે આપણે બધા કારોબારી સમિતિએ કરેલા, પ્રાન્તિક સમિતિએ કરેલા, ઠરાવોને યન્ત્રની જેમ નિયમિત થઇ માન નથી આપતા એ તો સ્વતઃસિદ્ધ છે.

આ બેદરકારીનું એક કારણ છે ખરૂં. આજ લગી આપણે વગરવિચારે હાથ ઉચા કર્યાં છે; આજ લગી આપણે બીકે, શરમે કે લાલચે હાથ ઉચા કર્યાં છે એ સ્વતન્ત્રતા ઈચ્છનારને ન જ શોભે. તે તો પસંદ ન પડે તે ઠરાવની સામે એકલો હોય તો પણ હાથ ઉંચો કરે ને સ્વતન્ત્ર તન્ત્રમા બીજા તેને ધન્યવાદ આપે ને તેની સામે માનની નજરથી જુએ એટલે આપણને જે ઠરાવ ગમે નહિ તેની સામે ભલે થઇયે, ભલે દરેક ઠરાવને છણીયે ને તેમાં માખણ જોઇયે તો જ સ્વીકારીયે પણ સ્વીકાર્યાં પછી તો આપણે મનથી, વચનથી ને કાયાથી પૂરૂં માન આપવું જ જોઇયે. એવા જો આપણને હજારે એક મળે તોપણ આપણે સ્વરાજ લેવા સમર્થ થઈ શકીયે એ હિસાબે આપણને સમસ્ત હિન્દુસ્તાનમા ત્રણ લાખ માણસો જોઇયે તે એવા હોય કે મહાસભાના ઠરાવોનો પોતે પૂરો અમલ કરે ને બીજાની પાસે કરાવવા પ્રયત્ન કરે. આવા માણસો જો કે ઘણા વધ્યા છે છતાં ત્રણ લાખ તો નથી જ એ હું જાણું છું.

તા. ૧૬-૧૦-૧૯૨૧

વળી આજ લગી આપણે સરકારની જ આશા રાખતા આવ્યા છીએ. તેના પ્રત્યેના આપણા ઠરાવો હતા એટલે આપણને ઠરાવો પસાર કરવા ઉપરાંત કરવાનું થોડું રહેતું હતું. ગયા બાર માસમાં તો આપણે એક જ ધંધો કર્યો છે તે એ કે આપણે જ કંઈ કામ કરવું.

હજુ મોડું નથી થયું. આપણે ખૂબ મહેનત કરીએ, જે જે ઠરાવો થયા છે તેનો અમલ કરી નાખીએ તો હું માનું છું કે આપણે ખૂબ આગળ વધીએ.

ઘણું તો વિચાર, કાર્યદક્ષતા ને ઉદ્યમને અભાવે રહી જાય છે. આળસ તજવું, કાર્યશક્તિ વધારવી ને વિચારમય બનવું એ તો આપણી ફરજ છે. એ તો સ્વરાજવાદીમાં હોવું જ જોઇએ.

## શાદીમાં ખાદી

કેવળ ખાદી જ પહેરીને લગ્ન થયાં એની પહેલ તો પારસીએ જ કરી છે. ખંડવાની મહાસભાસમિતિના પ્રમુખ મિ. લવિંગીઆની શાદી ગયે રવિવારે કામા બાગમાં દીનબાઈ પટેલની સાથે થઈ. દંપતીએ ખાદી જ પહેરી હતી. વિધિ કરાવનાર મોબેદોએ પણ ખાદીના જામા પહેર્યાં હતા. ને મહેમાનોને પણ ખાદીમાં જ આવવા વિનવવામાં આવ્યા હતા તેથી મીજલસમાં મુખ્યત્વે ખાદી જ જોવામાં આવી. બીજી રીતે પણ બધો વિધિ સાદો રાખવામાં આવ્યો હતો. વરરાજાના પિતાએ સ્વરાજ ફાળામા રૂ. ૫૦૦ ભર્યા હતા આવી સ્વદેશીની અને સાદાઇની નકલ બધા કરે એ ઇચ્છવા જેવું છે. આ દંપતી ઘણાં વર્ષ જીવો ને દેશસેવામાં મોટો ફાળો આપો એવી ઇચ્છામાં દરેક વાંચનાર જોડાશે એમ હું માની લઉં છું.

## રંગદ્વેષ

રા૦ મણિલાલ બારિસ્ટરે ફીજીમાં લોકોની ખૂબ સેવા કરેલી. તેમને ફીજી સરકારે દેશનિકાલ કર્યા ને તેઓ ન્યુઝીલૅંડ જઇ રહ્યા. ત્યાં વકીલાત કરવા મહેનત કરી. દાખલ થવા કોરટને અરજી કરી. ત્યાંની ધોળી લૉ સોસાયટીએ ફીજીમાં તપાસ કરી. ફીજી સરકારે મણિલાલની વફાદારી વિષે શક ઉઠાવ્યો. તે શક ઉપરથી રા૦ મણિલાલની અરજી કાઢી નાખવામાં આવી છે. એટલે રા૦ મણિલાલ ન્યુઝીલૅંડમાં પોતાની આજીવિકા ન મેળવી શકે એમ કર્યું છે. રા૦ મણિલાલ ઉપર ફીજીમાં કંઇ ગુન્હો સાબીત નથી થયો ન્યુઝીલૅંડમાં પણ તેમની વર્તણૂક સામે કોઇને કંઇ કહેવાપણું ન હતું. તેમની બેવફાદારી તેમની ચામડીના રંગમાં હતી, તેમના ભાઇઓની સેવામાં હતી. જેનો રંગ ઘઉંવર્ણો છે, જે હિન્દુસ્તાનનો વતની છે ને જે પોતાના ભાઇઓને મદદ કરે છે તે જો સફેદ ચામડીના માણસોના મનમાં બેવફાદાર ન ગણાય તો કોણ હોય? છતાં એવા ભોળા ને ઉદાર મનના હિન્દી ઘણા છે કે જે કહે છે કે આપણે સરકારની સાથે સહકાર કરીને જ આપણાપણું મેળવી લઈશું—મેળવી શકીશું.

## પૂર્વ આફ્રિકા

હું તો દરેક જગાએ સહકારનાં કડવાં જ પરિણામ જોઇ રહ્યો છું. પૂર્વ આફ્રિકાના ગોરાઓ મિ. ઍંડ્રુઝનું ત્યાં જવું પણ સહન કરી નથી શકતા. તેથી તેઓએ તેમનો વિરોધ કરવાની તૈયારીઓ માંડી છે. એનો અર્થ એ છે કે ગોરા લોકો મિ૦ અન્ડ્રુઝને કંઈ પણ ઈજા કરવા ઇચ્છે છે. બીજી તરફથી વિલાયતની સાથે મસલત કરી આપણા લોકોના હક ડૂબાવવાની પૂર્વ આફ્રિકાના ગોરા મહેનત કરી રહ્યા છે; ને હજુ લગી વિલાયતે તેઓને ચોખ્ખો જવાબ નથી આપ્યો કે હિન્દુસ્તાનીનો એક પણ હક લઈ લેવામાં નહિ આવે. જો હિન્દુસ્તાનીના હક ત્યાંથી છીનવવામાં આવે તો તે ધોળે દહાડે લૂંટ થઇ ગણાશે. મારી ઉમેદ છે કે પૂર્વ આફ્રિકામાં રહેનારા હિન્દીઓ પણ હક જવા દઇ સમાધાની નહિ કરે. હિન્દુસ્તાન આ બધી બાબતમાં એક જ રીતે મદદ કરી શકે છે—મદદ દેવાની શક્તિ મેળવીને. તે શક્તિ સ્વરાજ છે.

## અસ્પૃશ્યતાનું ફળ

આમ દરેક જગ્યાએ આપણે કેમ અન્ત્યજ થઇ ગયા છીયે ? તેનાં કારણો હું જોયા કરૂં છું. ઇશ્વર માણસને તેના પાપની સજા અજાયબીભરેલી રીતે કરે છે. આપણે જે આપણા છ કરોડને કરીયે છીયે તે જગત આપણને કરે છે. આપણી ઉપર જ્યાં જોઈયે ત્યાં ડાઘ રહ્યો જ છે. આફ્રિકાના હબસી પણ આપણને ગુલામ સમજી તિરસ્કારે છે એ મે જોયું છે. આપણે જ્યાં લગી અસ્પૃશ્યની તરફ ખરેખરી દયા નહિ રાખીયે ત્યાં લગી આપણે જગતની મૈત્રીને પાત્ર નથી જ બનવાના. આપણા આત્માને ધર્મને બહાને છેતરીને આપણે સુસ્ત બનીયે છીયે તેથી આપણે વધારે પછડાઇયે છીયે અન્ત્યજોના કરતાં આપણી પોતાની સ્થિતિ મને વધારે દયામણી લાગે છે, કેમકે આપણે તો જગતની અને પરમેશ્વરની પાટુ ખાવાની રહી છે. અન્ત્યજ આપણી પાટુ ખાય છે, પણ તેને ઈશ્વર પાટુ નહિ મારે. અન્ત્યજના દોષને સારૂ પણ તેના પક્ષની વાતો, તેના અપંગપણાની વાતો રજૂ થશે ને કબુલ કરવામાં આવશે અસ્પૃશ્યતાનો મેલ કાઢવો એટલે આપણા દિલનો મેલ ધોવો, એ મેલ જ્યાં સુધી નથી નીકળ્યો ત્યાં લગી આપણે બીજું ગમે તે આક કરીયે તોપણ તે ઉગી નીકળવાનું નથી. જે માણસના હૃદયમાં કઠોરતાએ ઘર કર્યું છે તે માણસને સારૂ છૂટકારો જ નથી. અને જ્યારે માણસ ધર્મને નામે નિર્દય બને ત્યારે નિર્દયતાએ તેનામાં ઘર કર્યું છે. ધર્મને નામે પશુવધ કરનાર માણસને પશુવધની નિર્દયતા બતાવવી મુશ્કેલ છે. સ્વાદને સારૂ પશુવધ કરનારને સમજાવવો સહેલ છે. તેથી આપણે ખૂબ ધ્યાનપૂર્વક વિચાર કરીને તિરસ્કાર કાઢીયે તો જ આ હિન્દુ ધર્મના સડાને દૂર કરી શકીયે. મનમાં મેલ રાખી કોઈ અન્ત્યજનો સ્પર્શ કરે એથી એ પાપમુક્ત નથી થવાનો. અન્ત્યજસ્પર્શનો અર્થ એ છે કે જ્ઞાતિબન્ધન જેવી સ્વચ્છ નીતિમાં જે ઝેર વ્યાપી ગયું છે તે કાઢી નાખવું, ઉચનીચની ભાવના ભૂલી જવી ને ભ્રાતૃભાવના બધે દાખલ કરવી. એ પ્રમાણે થાય ત્યારે જ આપણે અસ્પૃશ્યતા કાઢી ગણાય.

તા. ૧૬-૧૦-૧૯૨૧

આજ તો એ સડો એટલો બધો વ્યાપી ગયો છે કે અન્ત્યજોમાં પણ એ ઉચનીચ ભાવનાએ ઘર કર્યું છે. ઢેડભંગીનો સ્પર્શ નહિ કરીને આપણે ભંગીના મનમાં પણ પોતાને કોઇથી ઉંચ કહેવડાવવાનો વિચાર પ્રગટ કર્યો છે. એ કાઢવો એનું નામ અસ્પૃશ્યતાની ભાવના દૂર થવી અને એ જ અર્થ 'આભડછેટ અદર્શ અંગ'નો છે

મહાસભાના કામદારોએ આ બાબતમાં જરાયે ગાફેલ ન રહેવું ઘટે. તેઓએ જ્યાં જ્યાં ઉચનીચનો ભેદ જણાય ત્યાં ત્યાં તેને ડાંભવો જોઇએ. આપણે મર્યાદાધર્મનો લોપ નથી કરવો, પણ આપણે અજ્ઞાનને મર્યાદાનું સ્વરૂપ પણ નથી આપવું. મર્યાદાનું સ્વરૂપ જાતે દુઃખ સહન કરવામાં છે, બીજાને દુઃખ દેવામાં નથી. જે બીજાને દુઃખ દે છે તે સ્વેચ્છાચારી છે, સંયમી નથી. જે સ્વર્ગ ભોગવવા અનેક પ્રકારની ક્રિયાઓ બીજાની પાસે કરાવે તે સંયમધર્મ નથી પાળતો. આ અસ્પૃશ્યતા ને તેમાં રહેલી નિર્દયતા દૂર કરવા સારૂ મોટી જરૂર એ છે કે આપણે હમેશા અસ્પૃશ્યની કંઈક પણ સેવા કરવી, તેમનાં દુઃખ સમજવા, તેમનાં નિરાધાર છોકરાંને પાળવાં, તેમના લત્તામાં જઈ કઈ સેવા કરી આવવી, આપણે નિશાળ ચલાવતા હોઇયે તો એક બે તેમનાં છોકરાંને દાખલ કરવા, આપણી નીચે રહેતાં છોકરાઓને તેની આવશ્યકતા સમજાવવી, દરેક ગામમાં અન્ત્યજવાડાની તપાસ કરી તેમાં સગવડ ન હોય તે દાખલ કરવી. એમ તેઓની ઉપર પ્રેમ રાખવાની અસર આપણા મન ઉપર એટલી બધી થશે કે આપણે પોતે દિનપ્રતિદિન શુદ્ધ થતા જઇશું ને આપણામાં રહેલી કઠોરતાનો નાશ થશે. સ્વરાજ એટલે બધાંનાં દુઃખોમાં ભાગ લેવાની ભાવનાનુ પેદા થવું

## પ્રેક્ષકોની સગવડ

આગામી મહાસભામાં એટલા બધા ફેરફારો થશે કે જો તે લોકો બરોબર નહિ સમજે તો લોકોનાં મન દુભાશે અથવા ગેરવ્યવસ્થા પણ થશે. મહાસભાની સફળતાનો આધાર અધિકારીમંડળ પર, સ્વયંસેવક પર જેટલો છે તેટલો જ લોકો પર છે. લોકો વ્યવસ્થા પસંદ કરે, ધારાઓને માન આપે તો તો કાર્ય બરોબર પાર ઉતરે. પણ જો લોકો તેમ ન કરે તો પરિણામ સારૂં ન જ આવે. અત્યારથી પ્રેક્ષકોની સંખ્યાની હદ કરવામાં આવી છે તે જ કેટલાકને પસંદ નથી પડતી. છતાં જો લોકો સમજે તો તેની આવશ્યકતા તુરત જણાઈ આવે તેમ છે. મહાસભા પ્રજાનો કારભાર ચલાવનારી સંસ્થા છે. કારભાર ચલાવવાની ક્રિયા જોવાને જ જો હજારો માણસો એકઠાં થવા માગે તો તેઓની વ્યવસ્થા કરવી એ જ મોટામા મોટો કારભાર થઇ પડે. તેથી મહાસભા જ્યારે કારભાર ચલાવતી કે ઘડતી હોય ત્યારે તે કૌતાની-ખાસ ધણું માણસોએ કરવી ન જ જોઇયે.

એક રસ્તો તો એ રહ્યો કે કોઇ પણ પ્રેક્ષકને દાખલ ન કરવા પણ એમ તુરત તો ન જ બની શકે. કોઈ કોઇને આનવાની સગવડ તો હોવી જ જોઈયે. તેથી વધારેમાં વધારે ત્રણ હજારની સગવડ કરવાનો ઠરાવ સ્વાગત મંડળે કર્યો છે ત્રણ હજાર કેવા માણસો આવી શકે એ વિચાર કરવો રહ્યો. પૈસાનો પ્રતિબન્ધ કર્યો ને પ્રથમ પંક્તિના યોદ્ધાને બોલાવવાનો

હક સ્વાગત મંડળે રાખી લીધો. આમ કરી દરેક સગવડ બની શકે ત્યાં સુધી જાળવવાનું સ્વાગત મંડળે ઠરાવ્યું છે. આ મર્યાદાને પ્રજાએ સ્વીકારી લેવી ઘટે છે.

પણ જે જોવા સમજવા જેવું છે તે તો સૌ જોઇ સમજી શકશે. દરરોજ ચાર આના આપનાર મહાસભાની હદમાં આખો દહાડો રહી શકશે. તેમાં તે મહાસભામાં થનારા જલસા, સંગીત, વ્યાખ્યાનો વગેરેમાં ભાગ લઇ શકશે. માત્ર જેટલો સમય મહાસભાનું કામ ચાલતું હશે તેટલો સમય જ મહાસભાના મંડપમાં તે નહિ જઇ શકે. મહાસભાના દરેક વક્તાને સાંભળવાનું પણ તેને મળી શકશે. એટલે સર્વની જિજ્ઞાસા ચાર આનામાં તૃપ્ત થઈ શકશે. મારી આશા તો એવી છે કે આ વેળા મહાસભામાં ઓછામાં ઓછા એક લાખ માણસો જોનારા હશે. ને તેઓને સન્તોષ થાય એટલો તેમને જ્ઞાન મેળવવા યોગ્ય પ્રબન્ધ તેઓ જોશે.

## પારસી સ્વયંસેવકો

નવસારીથી ભાઇ શાપુરજી બહેરામજી ગોટલા લખે છેઃ—

"કોઇ પણ દેશમા જ્યારે જ્યારે કાઇક કારણોને લીધે દેશસેવા કરવાની મહાન ફરજ આવી પડે છે ત્યારે ત્યારે તે મહાન કાર્યમાં મદદ કરવામાં કોમ કે ધર્મનો કશો પણ બાધ રહેતો જ નથી. આવતા ડિસેમ્બર માસમાં અમદાવાદ ખાતે 'રાષ્ટ્રીય મહાસભા' ભરાનાર છે, તે વખતે પારસી ભાઇઓએ પણ દરેક કોમની માફક પોતાની એક સ્વતન્ત્ર 'વૉલંટીયર કોર' ઉભી કરી આ દેશસેવામાં મદદ કરવાની આવી અમૂલ્ય તક જતી કરવી ન જોઇયે. જો આવી કોર ઉભી કરવામા આવે તો સેવક એક વૉલંટીયર તરીકે આ કોરમાં જોડાવા અન્તઃકરણપૂર્વક ખુશી છે. આશા છે કે મારા પારસી ભાઇઓ આ સવાલ ઉપાડી લઇ સદર ચળવળ કરવા તત્પર થશે. આથી 'એક પંથ ઔર દો કાજ' માફક એક તો દેશસેવાનો અમૂલ્ય લાભ મેળવી સાથે 'પારસીઓ દેશહિતની ચળવળમાં દિલોજાની ભાગ લેતા નથી પણ પાછળ રહે છે' એવું જે તહોમત પારસીઓ ઉપર મુકવામાં આવે છે તે દૂર કરી આ મહાન ફરજનું કરજ અદા કરી મુક્ત થઇ શકશે."

મારી ઉમેદ છે કે આ સૂચના બીજા ભાઇઓ ઉપાડી લેશે. જો નોખી ટુકડી ઉભી ન થઇ શકે તો તેઓએ ચાલુ ટુકડીમાં જોડાઈ જવું જોઇયે.

## પડતીનું કારણ

એક ભાઇ પૂછે છે કે "હિન્દુ રાજ્યો નાશ પામ્યાં એનું કારણ શું એ નથી કે લોકોમાં આધ્યાત્મિક ભાવના ઘણી વધી પડી?" હું એમ નથી ધારતો. ખરી વાત તો એ છે કે દરેક વખતે આધ્યાત્મિકતા અથવા નૈતિક જોશની ખામીને લીધે હિન્દુઓ હાર્યા છે. રજપૂતો નજીવી બાબતો ઉપર માંહોમાંહે લડી મર્યા તેથી દેશ ખોઇ બેઠા. લોકોમાં વ્યક્તિગત વીરતાની મણા ન હતી, પરન્તુ સાચી આધ્યાત્મિકતાની તો તે વખતે ઉણપ જ હતી. રાવણ

હારી ગયો અને રામ તેમના વાનરસૈન્ય વડે જીત્યા, તેમાં રામની આધ્યાત્મિકતા સિવાય બીજું કારણ કયું છે ? પાંડવો શું તેમના ચઢિયાતા આધ્યાત્મિક બળના પ્રતાપે જીત્યા નથી ? ઘણીવાર આપણે આધ્યાત્મિક જ્ઞાન અને આધ્યાત્મિક અનુભવ વચ્ચે ગોટાળો કરી નાખીયે છીયે. શાસ્ત્રો જાણ્યાં અને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરી એટલે આધ્યાત્મિકતા આવી જતી નથી. એ તો હૃદયના સંસ્કારની, અગાધ બળની વાત છે. આધ્યાત્મિકતાનો મૂળ પાયો નિર્ભયતા છે. ડરપોકમાં નીતિબળ સંભવે જ નહિ.

## મૂળ કારણ

આ જ ભાઇ વળી પૂછે છે, "આપ શું એમ નથી ધારતા કે આપણા ઉચ્ચ વર્ગના માણસો ગરીબ, નબળા એવા કહેવાતા અસ્પૃશ્યોને પીડે છે તેને લીધે આ પરદેશી રાજ અહીં ફાવ્યું છે ?" આપણા પોતાના જ જાતભાઇઓ ઉપરનો આપણો આ જુલમ એ જ તેનું મૂળ કારણ છે. અને એ આધ્યાત્મિક પતન જ છે. આપણે આપણી પોતાની જાતિના છઠ્ઠા ભાગના માણસોને લૂંટ્યા અને ધર્મને પવિત્ર નામે તેમને પ્રયત્નપૂર્વક અધમ ગણ્યા એ બદલ પરદેશી આધિપત્ય અને તેની સાથે વળગેલી લૂંટનો શાપ આપણા ઉપર ઉતર્યો છે અને ઈશ્વર દરેકી એ સજા પૂરેપૂરી વાજબી છે. તેથી જ અસ્પૃશ્યતાનું નિવારણ એ સ્વરાજની આવશ્યક શરત છે એમ મેં કહ્યું છે. ગુલામોના માલિક એવા આપણે પોતે જો આપણા ગુલામોને બીનશરતે મુક્ત કરવા તૈયાર ન હોઇયે તો આપણી પોતાની ગુલામી માટે ફરીઆદ કરવાનો આપણને જરાયે હક નથી. પ્રથમ તો અસ્પૃશ્યતારૂપી પત્થર આપણી પોતાની આંખમાં છે તે, આપણા 'માલિકો'ની આંખમાં પડેલી રજ કાઢવા માગીયે તે પહેલાં આપણે કાઢી નાખવો જોઇશે.

## સ્ત્રીઓની ઉપર પણ ચઢાઇ

શ્રીમતી સેનગુપ્ત એક સંસ્કારી અંગ્રેજ બાઇ છે. તેઓ સંસ્કારી બંગાળી સજ્જનને પરણેલાં છે. શ્રીયુત સેનગુપ્તને જ્યારે પકડવામાં આવ્યા ત્યારે શ્રીમતી સેનગુપ્ત ચિતાગોંગના કાપડબજારમાં જઈ લોકોને ખાદી ખરીદવાનું અને પરદેશી કાપડનો ત્યાગ કરવાનું કહેવા લાગ્યાં. એક બાઇ માણસ આવું કરે એ તો ભારે ગુન્હો થઇ ગયો ! એટલે ૧૪૪મી કલમ પ્રમાણે તેમ નહિ કરવાની તેમને નોટિસ મળી. મહાસભાના ફરમાનને લીધે તેમણે નોટિસને માન આપ્યું છે. પુરુષો વિષે કદાચ ગમે તે કહી શકાય, પરન્તુ શ્રીમતી સેનગુપ્તનો ઇરાદો તોફાન કરાવવાનો કે ડરાવવાનો હતો એવી શંકા નહિ લાવી શકાય. અલબત્ત તેમની હાજરીથી શરમાઇને લોકો પરદેશી કાપડની દુકાને જતા જરૂર અટકત. પણ મૅજીસ્ટ્રેટ સાહેબની દૃષ્ટિએ તો આ સત્યાનાશની પાટી થાય ! એટલે આ હુકમ નીકળ્યો તે વસ્તુતઃ સ્વદેશી ચળવળની અટકાયત કરનારો છે. પરન્તુ મને તેથી જરાયે નવાઈ નથી લાગતી. આ સરકારનું રાજ્ય મુખ્યત્વે કરીને પરદેશી કાપડના વેપારના રક્ષણાર્થે છે અને પરદેશી કાપડનો બહિષ્કાર થાય તો સરકારને ઉચાળા ભરવા પડે જ. એટલે સાચા સ્વદેશીની પ્રગતિ થતી દેખીને સરકાર વધારે ને વધારે ભાનસાન ભૂલતી જાય જ.

## ગોહાટીમાંથી પડઘો

ચિતાગોંગમાં જે બન્યું છે તેની નકલ ગોહાટીમાં થઈ છે. ત્યાં દશેરાના તહેવારોમાં લોકોને પરદેશી કાપડ નહિ ખરીદવાનું શાન્તિપૂર્વક સમજાવનારા કાર્યકર્તાઓને તેમ કરતા અટકાવવામાં આવ્યા છે. તેમની સામે એવો હુકમ નીકળ્યો છે કે—

"ગોહાટીની મ્યુનીસીપલ હદમાં રહેનારા તમામ માણસોએ ધમકીથી, બૂમો પાડીને, ચાળા કરીને અથવા બળ બતાવીને માલ ખરીદનાર કે વેચનાર કોઇ માણસને ડરાવવા કે હેરાન કરવા નહિ; ઉપર જણાવેલા કાર્ય માટે કોઇએ જાહેર રસ્તા ઉપર, દુકાન પાસે કે બજાર પાસે ભટકવું નહિ; અને લોકો કાયદેસર રીતે પોતાનું કામકાજ કરવા હોય તેમાં હરકત આવે અથવા લોકની શાન્તિનો ભંગ થાય એવું કંઇ પણ કૃત્ય કરવું નહિ." મિ. ખારોંભાઈ જેમણે આ તાર કર્યો છે તેઓ ઉમેરે છે કે "શાન્તિપૂર્વક પહેરો ભરતા અટકાવવાની આ એક હિકમત છે."

## ઉપાય

કાર્યકર્તાઓને મારી સલાહ એવી છે કે ખાસ જરૂર ન જણાય ત્યા સુધી કાપડની દુકાનોએ પહેરો ભરવામાં તેમણે પડવું નહિ. પરન્તુ જો તેઓ તે કામ ઉપાડે જ તો મહાસભાની કારોબારી સમિતિએ ચિતાગોંગ અને ગોહાટીમાં અપાયા એવા હુકમોનો અનાદર કરવાની, પહેરો ભરવાનું કામ નિર્ભય થઇને જારી રાખવાની અને જેલને વધાવી લેવાની છૂટ આપી છે. સ્વદેશી એ તો રાષ્ટ્રજીવનનો પ્રાણવાયુ છે. તેને માટે જેલ મળે તો તે તો મહેલ જ છે.

---

તા. ૨૦–૧૦–૧૯૨૧

# કવિની ચોકી

શાન્તિનિકેતનના પ્રાણ કવિવર રવીન્દ્રનાથે 'મૉડર્ન રિવ્યુ'મા અત્યારે દેશમા ચાલી રહેલી હીલચાલ ઉપર એક સુન્દર નિબંધ લખ્યો છે. એમા આપેલા શબ્દચિત્રો તો એ જ ચીતરી શકે. સત્તા, મનની ગુલામગીરી કે બીજું જે કંઇ નામ આશાએ કે બીકને માર્ગે પ્રચલિત વાયગાના આંધળા સ્વીકારને આપીયે તેની સામે તેમણે સખત વિરોધ દર્શાવ્યો છે. આપણને બધા સિપાહીઓને તેમણે મધુર રીતે બતાવી આપ્યું છે કે આપણે અધીર ન બનવું જોઇયે અને ભલે ગમે તેવા 'નામાંકિત' હોઇયે તોપણ આપણે સત્તા ન ચલાવવી જોઇયે. આ સાવચેતી આવકારદાયક છે. જે કંઇ આપણી બુદ્ધિ અથવા આપણું હૃદય કબૂલ ન કરે તે બધાનો તત્કાળ ઇનકાર

કરવાનું કવિશ્રી સૂચવે છે. જો આપણે સ્વરાજ ઇચ્છતા હોઇએ તો ગમે તે સંકટ સહન કરીને પણ આપણે જેને સત્ય માનતા હોઇએ તેને સારૂ સાક્ષી થવું જ જોઇએ. પોતાનો સન્દેશો કબૂલ ન થાય તેથી જે સુધારક ખીજી ઉઠે તેણે એકાન્તવાસ શોધવો ઘટે; ત્યાં ધ્યાન ધરવું, રાહ જોવી અને પ્રાર્થના કરવી.

આ બધાની સાથે આપણે દિલોજાનીથી મળતા થઇએ, અને સત્ય તથા બુદ્ધિની હિમાયતને સારૂ કવિવરને ધન્યવાદ દઇએ. જો આપણે આપણી બુદ્ધિને ગીરો મૂકીએ તો આપણી પહેલી ગતિ કરતાં છેલ્લી વધારે ખરાબ થશે એમાં શક નથી. અને જો મને એમ માલૂમ પડે કે મારૂં કહેવું કે કરવું પ્રજાએ વગરવિચારે અંધશ્રદ્ધાથી કબૂલ કર્યું, તો મને બહુ દુઃખ થાય. જુલમગારના ચાબુકને પરાણે વશ થવા કરતા વિચાર કર્યા વિના પ્રેમના પાશમા દોરાઇ જવું એ ઘણીવેળા વધારે નુકસાન કરે છે એમ હું જાણું છું. જે જુલમનો ગુલામ બને છે તેની મુક્તિ સંભવે, પણ જેને પ્રેમે આંધળો કર્યો છે તેને કોણ છોડવી શકે ? નબળાને સબળા કરવા એ પ્રેમનો અધિકાર છે. પણ જ્યારે શ્રદ્ધા વિના માણસ પ્રેમથી દબાઇ જાય છે ત્યારે પ્રેમ જુલમગાર બને છે. જે વગરસમજ્યે મન્ત્ર પઢે છે તે મનુષ્ય નથી પણ પોપટ છે. તેથી જેઓ રેંટીયાના સન્દેશાને રૂઢિને વશ થઇને કેવળ શબ્દોચ્ચાર કર્યાં કરે છે તેવાને ખુલ્લી રીતે બહાર પડી પોતાનો વિરોધ દર્શાવવા કવિવર ભલામણ કરે છે તે વધાવી લેવા જેવું છે. આપણી સાથે જેને મતભેદ હોય તેવા પ્રત્યે અધીરાઇ અથવા તો તેથી આગળ જઇને ગુસ્સો દર્શાવવો એની સામે કવિશ્રીનો નિબન્ધ આપણને સાવધાન કરે છે. ધર્માન્ધપણું, મન્દતા, અસહિષ્ણુતા, અજ્ઞાન, જડતા ઇત્યાદિ દુશ્મનોના હુમલાની સામે આપણને ખબરદાર કરનાર એક પહેરેગીર તરીકે હું કવિને ગણું છું.

પણ જોકે અસાવધાનીમા આપણે આપણી વિચારશક્તિનો ત્યાગ ન કરવા વિષે જે કંઇ કવિશ્રી કહે છે તેનો હું સ્વીકાર કરૂં છું, તોપણ કોઇ એમ ન માની લે કે આપણા દેશમાં આજે લોકો સમજ્યા વિના મોટા પાયા ઉપર હીલચાલમાં જોડાઇ ગયા છે એવા મતને હું મળતો આવું છું. વખતોવખત મેં બુદ્ધિદેવીની આરાધના કરી છે અને હું કવિશ્રીને ખાતરી આપું છું કે જો દેશ સુમાર્ગે રેંટીયાને કામધુક્ તરીકે માનતો થઇ ગયો છે તો તે બનાવ ઘણા વિચાર પછી અને ઘણી શંકાઓના સમાધાનને અન્તે બન્યો છે. મને હજી ખાતરી નથી કે શિક્ષિતવર્ગના મનમાં રેંટીયાના રહસ્યે ઘર કર્યું છે. પોતે પોતાની આસપાસ અનુભવેલા જ્ઞાનથી

કવિ રખે એવા ભૂલાવામાં પડે કે બધે અંધેર જ છે. જરાક ઉંડા ઉતરવાની હું તેમને ભલામણ કરું છું અને તેઓ જોઇ શકશે કે જે સ્થાન આજે રેંટીયે ભોગવે છે એ કંઇ અંધશ્રદ્ધાને લઇને નથી પણ સમજાઇ ગયેલી આવશ્યક્તાને પ્રતાપે તેણે મેળવ્યું છે.

કાંતવાની ક્રિયાને ધાર્મિક ક્રિયા ગણવાનું અવશ્ય કવિ તેમજ ફિકર બન્નેને હું કહું છું. લડાઇને સમયે કવિ પોતાની વાંસળી છોડે છે, વકીલ કાયદાનાં થોથાં છોડે છે અને વિદ્યાર્થી પોતાનાં પુસ્તકો કોરે મુકે છે. લડાઇ પૂરી થયે કવિની વાંસળીમાંથી ખરો સુર નીકળશે અને ત્યારપછી માંહોમાંહે લડનારા લોકોને સારુ વકીલ ભલે એનાં થોથાં ફરી ચુંથે. ઘર બળતું હોય ત્યારે બધા બહાર નીકળી પડે છે અને ઘડા ભરી દોડે છે. મારા પડોશી બધા જ્યારે ભૂખે મરવાની અણી ઉપર આવ્યા હોય ત્યારે તેઓને અનાજ આપવાના જ કામમાં રોકાવાનો મને અધિકાર છે. મારી ખાતરી છે કે ભારતવર્ષ અંગારથી બળી રહ્યો છે, કેમકે તેના મનુષ્યત્વનો નાશ થઇ ગયો છે. ભારતવર્ષ ભૂખના દુઃખથી લોઢાઇ રહ્યો છે, કેમકે અનાજ મેળવવા પૂરતો તેની પાસે ઉદ્યોગ નથી. ખુલનામાં લોકો ભૂખથી પીડાય છે તેનું કારણ તેઓ કામ કરવા અશક્ત છે એ નથી; પણ તેઓને કામ જ નથી. દક્ષિણ ઠળમાં આ વર્ષે ચોથો દુષ્કાળ છે. ઓરિસ્સામાં દુષ્કાળે ઘર કર્યું છે. આપણાં શહેરો એ કંઇ હિન્દુસ્તાન નથી. હિન્દુસ્તાન તો સાડાસાત લાખ ગામડાંઓમાં વસે છે; અને શહેરો ગામડાંઓની ઉપર નભે છે, શહેરોની દોલત પરદેશોમાંથી ઘસડાઇ નથી આવતી. શહેરના લોકો યૂરોપ, અમેરિકા અને જાપાનની મોટી પેઢીઓના દલાલ છે, અને બસેં વર્ષ થયાં પશ્ચિમના મુલકો તરફથી હિન્દુસ્તાનનું લોહી ચુસાવાની જે ક્રિયા ચાલી રહી છે તે ક્રિયામાં શહેરો ભાગીદાર બન્યાં છે. અનુભવ પરથી હું માનું છું કે હિન્દુસ્તાન દહાડે દહાડે કંગાલ થતું જાય છે. તેને પગે અને જાંગે લોહી ફરતું બંધ થયું છે. તેથી જો આપણે હવે નહિ ચેતીયે તો હિન્દુસ્તાન ચકરી ખાઇ પડશે. ભૂખેથી પીડાતા ધંધા વગરના લોકોનો પરમેશ્વર તો યોગ્ય ધંધો અને તેને પરિણામે મળતું અનાજ જ હોઇ શકે. ઇશ્વરે માણસને પોતાના પેટને સારૂ મજૂરી કરવા પેદા કર્યો છે, અને તેણે કહ્યું છે કે જેઓ મજૂરી કર્યા વિના ખાય છે તે ચોર છે. દર વર્ષે છ માસ સુધી હિન્દુસ્તાનનાં એંશી ટકા સ્ત્રીપુરુષો પરાણે ચોર બને છે. એટલે જો આખું હિન્દુસ્તાન એક જબરદસ્ત કેદખાનું બન્યું છે તો તેમાં શી નવાઇ?

આમ હિન્દુસ્તાનનું ચિત્ત રેટીયા પર ચોંટાડનારી મોટામા મોટી દલીલ તો ભૂખ છે રેટીયાનો સન્દેશો બધાથી મધુર છે કેમકે તે પ્રેમનો સન્દેશો છે, ને પ્રેમ તે સ્વરાજ છે કવિશ્રી કહે છે કે રેટીયો એ બુદ્ધિને કચરે છે, હું નમ્રતાપૂર્વક કહુ છુ કે આવશ્યક મજૂરી જો બુદ્ધિના વિકાસને રોકનારી ગણાય તો જ રેટીયા પર કવિએ મુકેલો આક્ષેપ સાબીત થાય હિન્દુસ્તાનના કરોડો, જેઓ આજે પશુઓ કરતા પણ ઉતરતા થઇ પડયા છે અને જેઓ મરણની પથારીયે પડયા છે, તેઓની સાથે આપણે રેટીયાનું અનુસધાન કરવાનું રહ્યુ છે તેઓને હોશમા લાવવાની માત્ર આજે રેટીયો જ છે. પણ કોઇ એમ પૂછશે, જેને અનાજને સારૂ કામ નથી કરવુ પડતુ તે શાને કાતે? તેનો જવાબ એ છે કે તેઓ જે ખાય છે તે બીજાનુ છે, તેઓ બીજાઓને લૂટીને નભે છે દરેક જણ પોતાના હાથમાં આવતા પૈસાનો સગડ કાઢી જુએ તો મારા લખવાનું સત્ય તેઓને અજવાળા જેવુ લાગશે જે કરોડોને પગાણુ ઘર ઝાલીને બેઠા રહેવુ પડે છે તેઓને જો કઇ કામનો ધંધો ન મળે તો સ્વરાજ તેઓને સોરૂ અર્થ વિનાનુ છે આવુ સ્વરાજ થોડા વખતમા મેળવવુ શકય છે અને એમ કરવાને સાધન માત્ર રેટીયાનો પુનરુદ્ધાર છે

હું ઉન્નતિ ઇચ્છુ છુ, આત્મનિર્ણયનો હું ભૂખ્યો છુ, સ્વતન્ત્રતા મને પ્રિય છે, પણ એ બધુ આત્માના વિકાસને જ સારૂ જોઇયે લોખડનો યુગ ચકમકના યુગ કરતા આત્મવિકાસમા ચડે છે એ વિષે મને શકા છે, પણ હું એ વિષે બેદરકાર છુ આપણી બુદ્ધિ અને બીજી બધી શક્તિનો ઉપયોગ કેવળ આત્મોન્નતિને સારૂ જ કરવો ઘટે પગથી તે માથા સુધી જેણે આ યુગના હથિયારો ધારણ કર્યા છે તેવો માણસ કઇ ભારે લોકોપયોગી શોધ કરી શકે એવુ કલ્પવામા મને મુશ્કેલી નથી આવતી, પણ જેના હાથમા એક ચકમક અને લોખંડનો કકડો શોભી રહ્યો હોય અને જે તેનો ઉપયોગ પોતાના રસ્તા ઉપર અજવાળુ પાડવા અથવા પોતાની જામગરી સળગાવવા કરતો હોય તે ભક્તિના ચમત્કારી પરો શોધી કાઢે અને જગતને શાન્તિ દે એવો સન્દેશો આપે એવી કલ્પના કરતા મને પહેલીના કરતાયે ઓછી મુશ્કેલી જણાય છે રેટીયાની હિમાયત મજૂરીની ખાનદાનીની હિમાયત છે. હું દાવો કરીને કહી શકુ છુ કે રેટીયો ખોતા આપણે આપણું ડાબુ ફેફસુ ખોયુ અને તેથી આપણે જલદ ક્ષયમા સપડાયા છીયે. રેટીયાનો પુનરુદ્ધાર આપણી ઘાસણીને રોકનારો ઇલાજ છે કેટલીક વસ્તુઓ બધા દેશમા બધા માણસને કરવી પડે છે, અને કેટલીક વસ્તુઓ બધાને કોઇ કોઇ વાતાવરણમા કરવી પડે છે રેટીયો

આપણે બધાએ આજની સ્થિતિમાં તો અવશ્ય ફેરવવો જ જોઇયે, અને ઘણાએ હમેશાં ફેરવવો જોઇશે.

પરદેશી કાપડના આપણા મોહથી આપણે રેંટીયાને તેના સિંહાસનેથી પદભ્રષ્ટ કર્યો, અને તેથી પરદેશી કાપડના ઉદ્યોગને હું પાપ ગણું છું. મારે કબૂલ કરવું જોઇયે કે અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર વચ્ચે હું ભેદ પાડતો નથી. જે અર્થશાસ્ત્ર વ્યક્તિ અથવા પ્રજાના હિતને ઇજા કરે તે નીતિથી વિરુદ્ધ હોઇ પાપ છે. તેથી એક દેશને હાથે બીજા દેશને કચડવાને સારૂ અર્થશાસ્ત્રનો પ્રયોગ થાય તેને હું અનીતિ ગણું છું. મજૂરોનું લોહી ચૂસીને બનેલી વસ્તુઓ લેવી કે વાપરવી એ પાપ છે. મારી પડોશમા રહેનાર કણીઆને ભૂખે મારીને મારે અમેરિકાથી ઘઉં મંગાવીને ખાવા એ પાપ છે. તેજ પ્રમાણે મારા પડોશી કાંતનારાઓ અને વણનારાઓ મને આપે તે કપડાથી હું મારૂં શરીર ઢાંકી શકત અને તેથી તેઓને અન્નવસ્ત્ર લેવામા મદદ મળત એમ જાણવા છતાં વિલાયતનાં ભાતીગળ કપડાં હું પહેરૂં એ પાપ છે. અને જ્યારે મને એવું જ્ઞાન થાય ત્યારે મારા પરદેશી કપડાં બાળી મારે પવિત્ર થવું એ મારો ધર્મ છે. અને તેવા જ્ઞાનનો ઉદય થયા પછી મારા પડોશીએ બનાવેલી ખાદીથી જ મારૂં સન્તોષ માનવો જોઇયે. વળી મારાં બધાં ભાઇબહેનો કાંતવાવણવાનો ધંધો ભૂલાઇ જવાથી ઝટ ગ્રહણ ન કરે એમ જાણીને મારે તેને અડખુ કરી લોકપ્રિય કરવો જોઇયે.

કવિશ્રી માને છે કે જે કપડા બાળવાની હું સૂચના કરૂં છું એ તેમના નથી પણ.ગરીબોનાં છે. હું એમ સૂચવું છું કે એ તેમનાં પોતાનાં જ હોવાં જોઇયે અને છે. જો એ કપડા ગરીબના અથવા નવસ્ત્રાંનાં હોત તો તેઓએ ક્યારનાં ગરીબોને આપી દીધા હોત. મારા પરદેશી કપડાં બાળીને હું મારી શરમને બાળું છું. જે કપડાની તેઓને દરકાર નથી એવાં કપડાં નવસ્ત્રાંને આપીને હું તેમનું અપમાન કેમ કરૂં ? જે ધંધાની તેઓને જરૂર છે એ ધંધો તેમને આપું હું તેઓનો મહેરબાન થવાનો દોષ કેમ કરૂં ? તેઓને કંગાલ બનાવવામાં મેં ભાગ લીધો છે એવું ભાન થયે હું તો તેઓને ઉંચું સ્થાન આપું. મેં કઢી નાખેલાં અન્નવસ્ત્ર ન આપુ પણ મારા સારામા સારા અન્નવસ્ત્રનો ભાગ આપું અને તેઓની મજૂરીમા તેઓનો સાથી થાઉં.

અસહકારમાં અને સ્વદેશીમાં કવિને એકલપેટાપણાનો આભાસ આવ્યો છે, પણ તેમા એવુ કશુયે નથી. મારા સંકોચને લીધે મેં અગાશીએ ચડીને પોકાર

નથી કર્યો કે અસહકાર, અહિંસા અને સ્વદેશીનો સન્દેશો એ આખા જગતને સારૂ છે. એવો પોકાર કરતાં છતાં પણ જે ભૂમિમાં તેની ઉત્પત્તિ થઇ છે તે ભૂમિમાં જો એ ફળવાન ન થાય તો તે મિથ્યા પોકાર થઇ પડે. આજનું હિન્દુસ્તાન શું પોતાની ગુલામગીરી, ભૂખમરા અને મરકીઓનો ભાગ જગતને આપે ? અથવા તો આપણે શું આપણાં પ્રાચીન શાસ્ત્રો જગતને મોકલીયે ? જો એ શાસ્ત્રો જ મોકલવાં હોય તો તેની તો ઘણીયે આવૃત્તિ છપાયેલી છે. પણ શ્રદ્ધારહિત અને મૂર્તિપૂજક જગત તેની ઉપર નજર કરવાનીયે ના કહે છે; કેમકે આપણે, એ શાસ્ત્રોના વારસ અને રખેવાળ, તેને આપણાં જીવનમાં ઉતારતા નથી. તેથી જગતને ભાગ આપવાનો વિચાર કરતાં પહેલાં મારી પાસે સંગ્રહ હોવો જોઇયે. આપણો અસહકાર નથી અંગ્રેજો સાથે કે નથી પશ્ચિમ સાથે. પણ જે પ્રથા અંગ્રેજોએ હિન્દુસ્તાનમા દાખલ કરી છે તેની સાથે, ઇશ્વરશૂન્ય સુધારાની સાથે, તેમાથી નીપજતા રાક્ષસી લોભ અને તેને લઇને થતા ગરીબોના મરાની સાથે આપણો અસહકાર છે. આપણો અસહકાર એ આપણી વૃત્તિઓને અન્તર્મુખ કરવાનો પ્રયાસ છે. અંગ્રેજી અમલદારોની શરતે તેઓનો સાથ કરવાનો આપણો ઇનકાર છે. આપણા અસહકારથી આપણે તેમને કહીયે છીયે, “ આવો, અમારી શરતે અમને મળો; અને એમ કરશો તો અમારૂં, તમારૂં અને જગતનું ભલું છે. ” આપણે સ્થાનભ્રષ્ટ થવાનો ચોખ્ખો ઇનકાર કરવો જોઇયે. ડુબતો બીજાને શું તારે ? બીજાનું તારણ કરવાને યોગ્ય થવાને સારૂ આપણે જાતે જ તરવાનો પ્રયત્ન કરવો જોઇયે. ભારતવર્ષનું રાષ્ટ્રીયત્વ સ્વાર્થી નથી, ઉદ્ધત નથી, નાશકારક નથી; પોષક છે, ધાર્મિક છે અને તેથી જગતને કલ્યાણકારી છે. જગતને સારૂ મરવાની હોંશ કરે તેના પહેલાં હિન્દુસ્તાને જીવતાં શીખવું જોઇયે. જે ઉંદરો ન ચાલતાં બિલાડીના દાંત વચ્ચે સપડાઇ જાય છે તેમને કંઈ એવા બળાત્કારે થયેલા યજ્ઞનું પુણ્ય મળતું નથી.

કવિ ભવિષ્યને સારૂ જીવે છે અને આપણને પણ તેમ કરવા કહે છે. એ તેમના કવિત્વને શોભાવે છે. પ્હો ફાટતાં પક્ષીઓ હમેશાં આકાશમાં ઉડતાં કલ્લોલ કરી ઇશ્વરનું સ્તવન કરે છે તેનો સુન્દર ચિતાર આપણી નજર આગળ કવિશ્રી ખડો કરે છે. પણ તે પક્ષીઓને તો આગલે દહાડે ખાવાનું મળ્યું હતું અને તેઓની પાંખોમાં આગલી રાતે નવું લોહી ફરવાથી જોર હતું, અને તેથી આરામ લઈ તૈયાર થયેલી પાંખોથી તેઓ ઉડ્યાં. પણ મેં એવાં પક્ષીઓને જોવાનું પણ દુઃખ ભોગવ્યું છે કે જેઓ બિચારાં પાંખમાં જોર નહિ હોવાને લીધે તેને ફફડાવી પણ નથી

શકયા હિન્દુસ્તાનના આકાશની નીચે વસતું મનુષ્યપ્રાણી રાત્રીના સૂવાનો તો ડોળ જ કરે છે અને હમેશા ઉઠતી વખતે આગલા દહાડા કરતા નબળું હોય છે. કરોડોને સારૂ તો હમેશાનું જાગરણ અથવા તો હમેશાની મૂર્છા હોય છે. એ દુખી સ્થિતિનું વર્ણન અશકય છે. એ તો અનુભવથી જ ઓળખી શકાય. કબીરના ભજન ગાઇને હુ દુખથી પીડાતા દરદીઓને શાન્તિ નથી આપી શકયો દુખથી રીબાતા હિન્દના કરોડો બાળક એક જ કાવ્યની આશા રાખે છે—સત્ત્વ આપનારા અનાજની. એ અનાજની ભેટ થઇ શકે તેમ નથી. તેઓએ તે કમાવુ જોઇશે. અને તે કમાવા પૂરતી મજુરી જ તેઓ માગે છે

नियतं कुरु कर्म त्व कर्म ज्यायो ह्यकर्मण ।
शरीरयात्राऽपि च ते न प्रसिध्येदकर्मण ॥
यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽय कर्मबधन ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंग समाचर ॥
सहयज्ञा प्रजा सृष्ट्वा पुरोवाच प्रजापति ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥
देवान्भावयतानेन त देवा भावयतु व ।
परस्पर भावयत श्रेय परमवाप्स्यथ ॥
इष्टान्भोगान्हि वो देवा दास्यते यज्ञभाविता ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव स ।
यज्ञशिष्टाशिन सतो मुच्यते सर्वकिल्बिषै ।
भुजते ते त्वघ पापा ये पचत्यात्मकारणात् ॥
अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसभव ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञ कर्मसमुद्भव ॥
कर्म ब्रह्मोद्भव विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगत ब्रह्म नित्य यज्ञे प्रतिष्ठितम् ॥
एवं प्रवर्तितं चक्र नानुवर्तयतीह य ।
अघायुरिन्द्रियारामो मोघ पार्थ स जीवति ॥

ગીતાના આ શ્લોકમા મારી માન્યતા પ્રમાણે હિન્દુસ્તાનને સારૂ અનિવાર્ય યજ્ઞ રૂપે રેંટીયો છૂપાયેલો છે જો આપણે આજની જ ભાળ કરશું તો કાલની સંભાળ લેનારો ઇશ્વર બેઠો છે.

---

# વાંચનારને—

હું આ અંકમાં જણાવી ગયો છું કે મારાથી બને તેટલે પ્રયત્ને હું હવે પછી આ વર્ષનો વખત ગુજરાતમાં જ ગાળવા માગું છું, અને તે પણ આશ્રમમાં.

એમ કરવાનો હેતુ એ જ છે કે હું બને તેટલી એકાન્ત ભોગવી લખી વિચારી શકું ને જેને મળવું જોઇયે તેને મળી શકું. જો આખો દહાડો મને જોવાને જ ખાતર માણસો આવ્યાં કરે તો આ કામ હું ન કરી શકું. લોકોનો પ્રેમ એવો છે કે આખો દહાડો તેઓ આશ્રમ પર આવ્યાં જ કરે છે. આમ થાય તો મારે કામ કરવું છે એટલું ન થઈ શકે.

તેથી 'નવજીવન'ના વાંચનારમાંના જેઓ આશ્રમમાં આવનારા છે તેઓને મારી વિનન્તિ છે કે કેવળ મને જોવાને જ ખાતર તેઓ ન આવે. તેના કરતાં વધારે સારો રસ્તો તો એ છે કે તેઓ મને જોવાને આવવામાં જેટલો વખત ગાળે તેટલો પીંજવામાં, કાંતવામાં, વણવામાં ગાળે. જેઓને કંઇ પણ મને પૂછવાનું હોય તે લખીને પૂછાવશે તો તેમને જવાબ મળશે.

જેને આવ્યા વિના ન જ ચાલે તેઓ જો પુછીને આવે તો તેમનો વખત બચે; અથવા તો સાંજના ત્રણથી ચાર વાગતા સુધીમાં આવી જાય. સવારના તો કોઇ ખાસ પૂછ્યા વિના ન આવે એવી મારી માગણી છે, કેમકે સવારનો વખત હું લખવા વગેરેમાં ગાળું છું.

જ્યારે આપણે, જેઓ પ્રજાની સેવા કરવા ઇચ્છીયે છીયે તેઓ, આપણો ને બીજાનો પ્રજાની દૃષ્ટિ પ્રમાણે સારામાં સારો ઉપયોગ કરશું ત્યારે જ આ બાકી રહેલી મુદતમાં કામ પૂરું કરી શકશું. તે કરવામાં છેવટે 'નવજીવન'ના વાંચનારની તો પૂરી મદદની હું આશા રાખું છું; ને 'નવજીવન'ના વાંચનારા બધા તેમાં અપાતી સલાહનો પૂરો સદુપયોગ કરે ને તેને અમલમાં મુકે તોપણ આપણે મુદતસર બંદરે પહોંચી શકીયે એમ માનું છું. સત્ય, શૌર્ય ને ઉદ્યોગની અતિ આવશ્યકતા છે. જો આ વર્ષે આપણે સ્વરાજ લઇને નહિ બેસીયે તો કેવળ આપણું આળસ જ જવાબદાર હશે.

ઉદ્યોગી સ્ત્રીપુરુષ પોતાનો બધો વખત કેમ જાય છે એ વિચારી લેશે ને હમેશાંનું પોતાનું સરવૈયું કાઢશે. એક ક્ષણ પણ નકામી નહિ જવા દે, નકામી વાતમાં

નહિ ગાળે ને પોતાની આજીવિકા મેળવતા દેશને સંભારશે એટલું જ નહિ પણ બાકીનો વખત તો કેવળ દેશકાર્યમાં જ ગાળશે.

---

# મારી નોંધ

## સુરતનો અનુભવ

હું સુરતની એક દહાડાની મુસાફરી કરી આવ્યો. ત્યાં માત્ર અનુભવ લેવા જ ગયો હતો.

મને નવસારી, કઠોર વગેરે જગોએ જવાને માગણી કરવામાં આવી તે હું ન સ્વીકારી શક્યો. જો હું ગુજરાતમાં પણ દરેક સ્થળે ફરતો જ રહું તો જે હેતુથી મેં મુસાફરી હાલ તુરત બંધ કરવાનો ઈરાદો રાખ્યો છે તે હેતુ પાર નહિ પડે માટે તો આશ્રમમાં બેસી જે લખી શકાય તે લખવું, સૂચવી શકાય તે સૂચવવું એ જ યોગ્ય છે.

હું ખૂબ બોલી ચૂક્યો જો મારી હાજરીથી જ કોઈ જગ્યાએ વધારે બળ આવતું હોય તો તે બળ વિના અત્યારે ચલાવી લેવું હું જરૂરનું જોઉં છું આવેલા બળમાં વધારો કરવો ને તેને ઉપયોગ કરવા લાયક બનાવવું વધારે જરૂરનું છે; એટલું જ નહિ પણ એમ કરીએ તો જ આ વર્ષમાં સ્વરાજ લેવાનો આપણો નિશ્ચય આપણે પાર પાડી શકવાના જે જાગૃતિ દેશમાં થઈ છે તેના ઉપયોગની આવડતમાં સ્વરાજ છે એમ મારી માન્યતા છે તેથી મારો ઉપયોગ અત્યારે મારી સલાહથી ને મારા પોતાના કાંતવાથી પ્રજા વધારે કરી શકશે.

સુરત હું ગયો તે ફક્ત પરીક્ષા કરવાના હેતુથી, સુરત કેટલે દરજ્જે સ્વરાજ મેળવવા તૈયાર થયું છે તે જોવા સુરતમાં ધોળી ટોપીઓનો સમુદ્ર જોયો, ખાદીનો ઠીક વપરાશ જોયો. પણ તેથી હું લલચાઈ જાઉં એવું મને નથી લાગ્યું. સુરતની ઓરતોમાં ખાદીનો વપરાશ ઘણો ઓછો છે. તેઓ તો સભામાં ઘણી મોટી સંખ્યામાં આવેલ, છતાં તેમનાં શરીર ઉપર તો મેં પરદેશી કપડાની સાડીઓ જોઈ. છતાં સુરત જીલ્લામાં જે કામ થયું છે એ ઘણું ગણાય. મને લાગે છે કે અત્યારે હરિફાઈ સુરત અને ખેડા વચ્ચે છે. એમ છતાં મારો અભિપ્રાય છે કે સવિનય નિરાદર કરવા જેટલી શક્તિ હજુ સુરતમાં નથી. સુરતના બધા કાર્યવાહકો પીંજવા, કાંતવા, વણવામાં પ્રવીણ નથી થયા સુરતમાં હજારો માણસોને એવી ખાતરી નથી થઈ કે તેઓ જેલમાં જાય તો તેઓની પાછળના જાહેર મદદ વિના પીંજવણીને પોતાની આજીવિકા મેળવી લેશે.

પણ હું એમ માનું છું કે સુરત એક માસમાં એવી તૈયારી કરી શકે છે. સુરત જીલ્લામાં લોકો સ્વદેશીની કિમ્મત સમજ્યા છે. માત્ર સ્વદેશીને સરસ પાયા પર મુકવાની જરૂર છે. તેમ કરવા સારૂ સુરત જીલ્લાના કાર્યવાહકોએ તેમાં જ ગુંથાઈ જવું જોઈએ એમ હું માનું છું જે નિશાળો ચાલે છે તેમાં કાંતવાવણવાને પ્રધાનપદ આપવું જોઈએ શિક્ષકોએ પણ તે જ કામમાં રોકાઈ જવું જોઈએ. સુતરની જાત, નંબર, મજબૂતી વગેરે ઓળખનારા એક નહિ પણ અનેક

નીકળી પડવા જોઈયે. આપણે ખાદીમય ન બનીયે, આપણી સ્ત્રીઓ ખાદીની શોખીન ન થાય ત્યાં લગી આપણે સ્વરાજ મેળવવા લાયક નથી થયા, કેમકે ત્યાં સુધી ભૂખમરાનો ઇલાજ આપણે હાથ નથી આવવાનો ને ત્યાં સુધી આપણે કંગાલની સેવા કરવા લાયક નહિ બનીયે; અને જ્યાં સુધી એવા ન બનીયે ત્યાં સુધી સવિનય ભંગ કરવા આપણે લાયક નથી.

એક સવાલ સુરતમાં પૂછવામાં આવ્યો હતો: "હવે સ્ત્રીપુરુષો વધારે ખાદી ન વાપરે, બન્ને કાંતેવણે નહિ તો શું કરવું?" આનો ઉત્તર સીધો છે. આપણે પૂછનાર પોતે કાંતીયે વણીયે છીયે? જો બીજાને સમજાવવા જવાપણું ન રહે તો આપણે પોતે કાં આપણી દરેક ક્રિયા પીંજવા, કાંતવા, વણવાને જ શાસ્ત્ર બનાવવામાં, તેમાં જ કુશળતા મેળવવામાં ન ગાળીયે? આપણે એવું કેમ ન માનીયે કે આપણી પરિપૂર્ણતામાંથી આપણે બીજાને પરિપૂર્ણતા શીખવશું? વાડની ઓથે જ વેલો ચડે છે. દરેક જીલ્લામાં શુદ્ધ પીંજવાનું, વણવાનું, કાંતવાનું કામ જાણનારા સો શાસ્ત્રીઓ આપણી પાસે નથી, છતાં સ્વદેશી નથી ચાલતું અથવા તેમાં લોકોને રસ નથી પડતો એમ કહેવું નિરર્થક છે. સોની પાછળ આપણે લાખ પેદા કરી શકશું. એક પણ નહિ હોય તો? એટલે મારી તો સુરત જીલ્લાના કાર્યવાહકોને સલાહ છે કે તેઓ પોતે સ્વદેશીમાં પૂર્ણતા મેળવે ને બીજાને દે. એટલું તો તેઓ આ માસમાં જરૂર કરી શકશે. તેથી સ્વદેશી આપોઆપ દરેક જગ્યાએ વ્યાપક થશે. અને પ્રયત્ન કરવા છતાં પણ આપણને સફળતા નહિ મળે તો આપણે જાણશું કે આપણે હજી લાયક નથી બન્યા. જ્યારે કરશું ત્યારે આપણે કામ તો એ જ કરવાનું રહેશે.

## રાંદેરમાં અસહકાર

હું સુરતની પરીક્ષા કરવા ગયો તે દરમિયાન રાંદેર પણ જઈ આવ્યો. રાંદેર હું તેના પહેલાં પણ ગયેલો ને તે વેળાની રાંદેરની સુસ્તીને વિષે મેં નિરાશા જાહેર કરેલી. તે રાંદેર આજે બદલાઈ ગયું છે. રાંદેરમાં સુન્દર રાષ્ટ્રીય શાળા છે. રાંદેરમાં દારૂનું પીઠું બંધ થયું છે. રાંદેરમાં જ્યાં જુઓ ત્યાં ખાદીનો જ પોશાક પુરુષોનાં બદન પર છે રાંદેરમાં પરદેશી કાપડ બિલકુલ નથી જ વેચાઈ શકતું એમ કહીયે તોપણ ચાલે. રાંદેરમાં મુસલમાનોની વસ્તી મોટી છે. કેટલાંક કરોડપતિ મુસલમાનો ત્યાં રહે છે. તેઓએ લગભગ ૧૦,૦૦૦ રૂપીયાનું પરદેશી કાપડ સ્મર્ના મોકલી દેવા કાઢેલું છે. ધનિક મુસલમાનોના દીકરા દારૂનાં પીઠાંની ચોકીમાં રોકાયા હતા. આમ દરેક રીતે રાંદેરે અસહકારમાં ખૂબ પ્રગતિ કરી છે. અને આ બધી પ્રગતિ બે માસમાં થઈ છે એમ કહીયે તોપણ ચાલે. મૌલાના શૌકતઅલી ત્યાં ઉતા ગયા હતા ત્યારપછીનો આ ઉત્સાહ છે. રાંદેરીઓએ અંગોરા ફંડમાં રૂા ૨૫૦૦૦) આપ્યા, એ તે બહુ ઓછા જ ગણાય. રાંદેરની શક્તિ લાખો રૂપીયા ભરવાની છે. આ વિષે મૌલાના આઝાદ સોબાની સાહેબે ખૂબ કહેલું. મારી ઉમેદ છે કે રાંદેરના લોકો મોડા જાગ્યા છે છતાં સુરત જીલ્લામાં સહુથી પહેલે નંબરે બધી બાબતમાં આવશે. પહેલે નંબરે આવવા રાંદેરના દરેક જુવાનીઆના ને દરેક સ્ત્રીના હાથમાં રેંટીયો કે સાળ હોવાં જ જોઈયે. મનવાન

હોય તે ધંધો ન જ કરે, એવો વિચાર તો આપણા મનમાં હોવો જ ન જોઇયે. એ વિચારથી આપણે આળસુ અને દીન બન્યા છીયે. ધનવાન પણ લોકકલ્યાણ અર્થે ઉદ્યમ કરે. ઔરંગઝેબને કંઈ કામ કરવાની જરૂર ન હતી, છતાં તે ટોપી શીવતા. આપણે તો ભીખારી બની ગયા છીયે તેથી આપણી તો ઉદ્યોગ કરવાની બેવડી ફરજ. આપણે પરદેશી કાપડ પહેરી ગુલામ બન્યા છીયે તેથી સ્વદેશીને ખાતર પીંજવા, કાંતવા, વણવાનો ઉદ્યોગ કરવાની આપણી ત્રેવડી ફરજ.

## મિથ્યા વહેમો

સુરતમાં એક ભાઇએ મને દરોક રૂપીયા આપ્યા, તે એવું કહીને કે તે રૂપીયા માનતાના હતા. મારા નામની માનતા લઇ કોઇ સાજા થયેલા હતા. તે રૂપીયા સાર્વજનિક ઉપયોગને સારૂ હતા તેથી મેં લીધા તો ખરા પણ જેમણે આપ્યા તેમને મેં તેવા પૈસા ન લેવાની સૂચના કરી. આપણો દેશ વહેમમાં ખૂબ કચરાઇ રહેલો છે. તેમાં મારે નામે વધારો થાય એ મને અતિ દુઃખદાયક છે. વહેમમાં વધારો કરીને આપણે દેશને નહિ ચડાવી શકીયે. માનતા માનવાનો રિવાજ ઘણો જ પુરાણો છે. તેમાં શ્રદ્ધાનું તત્ત્વ રહેલું છે, એ ભલે ઠીક ગણાતું હોય, પણ આ રિવાજ ઉત્તેજન આપવા લાયક નથી એવી મારી ખાતરી છે. તેથી જ્યાં જ્યાં લોકો મારા નામની માનતા માને ત્યાં ત્યાં તેમને રોકવાની જરૂર છે. માનતા એવી વસ્તુ છે કે ગમે તેને સારૂ એ પ્રચલિત કરી શકાય. હું સાજો થઇશ તો ફલાણાને આટલી ભેટ કરીશ, આવી માનતા લેનારા કોઇક તો સાજા થાય જ; તે બિચારા ભેટ ચડાવે. પણ સાજા થવાની સાથે માનતાનો શો સંબંધ હોય? માનતા લીધા છતાં સાજા ન જ થાય તે જો મારો દંડ કરી શકતા હોય તો તો હું સમજી શકું કે સાજા થનારા મને પૈસા આપે; અને જો આમ રિવાજ થાય તો હું દંડ ખમતાં જ અધમૂઓ થઇ જાઉં ને લોકસેવાના કામનો જ ન રહું. પણ જેઓ સાજા ન થાય તેઓનો દંડ ભોગવવા હું તૈયાર નથી. તેથી સાજા થનારની ભેટ પણ મને ન મળે એમ ઇચ્છું છું. જાહેર લાભને સારૂ પણ આ રીતે મળતા પૈસાનો આપણે ઇનકાર કરવો એ જ મને તો યોગ્ય જણાય છે.

જેવી માનતા તેવી જ પૂજા છે. ચરણસ્પર્શ, સાષ્ટાંગ નમસ્કાર, આરતી વગેરે ક્રિયાઓ પણ તજવા જેવી છે. લાખો માણસો આરતી ઉતારવા બેસે; ચરણસ્પર્શ કરવા બેસે તો પ્રજાનો કેટલો વખત જાય? હું તો 'દર્શન' કરનારથી અકળાઇ જાઉં છું: જો બધા દર્શન કરનારા સાષ્ટાંગ નમસ્કાર કરે તો હું ગાંડો જ બની જાઉં અથવા મારે તેવા નમસ્કાર કરનારની સામે પણ ન જોવાનો અવિનય કરવો જોઇયે. એટલે મારી એ સલાહ છે કે આપણે ટટાર ઉભા રહી દૂરથી નમસ્કાર કે સલામ કરવા સિવાય બીજો વિનય વાપરવાની ટેવ જ છોડી દેવી. તેથી પ્રજાને કશું નુકસાન નહિ થાય. એકબીજા પ્રત્યેનું માન એ કેવળ મનની ભાવના છે. તેનો અમલ પ્રસંગ આવ્યે કરી શકાય છીયે. મારે વિષે તો હું જો જરાયે લાયક હોઉં તો એક જ પૂજા માગું છું. હું કહું છું તેમાંનું જે પ્રજાને પસંદ પડે છે તે સત્વર

કરે ને સ્વરાજ મેળવે એ જ ખરી ને કરવા યોગ્ય પૂજા છે. બીજી ખોટી હોઈ શકે ને તેથી ત્યાજ્ય છે.

## રાષ્ટ્રીય શાળાની રાષ્ટ્રીયતા

રાષ્ટ્રીય શાળાની રાષ્ટ્રીયતા શામાં હોય તે વિષે એક પત્રકારે કેટલીક મુદત થયાં પ્રશ્નો કર્યા છે તેમાંના જાણવા જેવાનો જવાબ આજે આપી શકું છું.

સ૦—કોઈ પણ રાષ્ટ્રીય શિક્ષણમન્દિરમાંથી પસાર થનાર વિદ્યાર્થી પોતાના જીવનને માટે ધંધાની હાયમાંથી મુક્ત રહેશે કે?

જ૦—રહેવો જોઈયે તેટલી મુક્તિ પણ ન આપે તે વિદ્યા જ નથી એ જ વિદ્યા, જે ત્રિવિધ—આર્થિક, સામાજિક અને આધ્યાત્મિક મુક્તિ અપાવે. જેને પ્રથમ પ્રકારની મુક્તિ નથી તેને બીજી અસંભવિત છે.

સ૦—રાષ્ટ્રીય સંસ્થાના નોકરને સ્વાર્થત્યાગ એ ધર્મ હોવો ન જોઈયે?

જ૦—અવશ્ય હોવો જોઈયે જે સ્વાર્થત્યાગ ન કરી શકે એ રાષ્ટ્રનો નોકર ન બની શકે એવી મારી માન્યતા છે.

સ૦—સ્નાતકે પોતાની જીંદગી દેશસેવામાં અર્પવી ન જોઈયે?

જ૦—હંમેશાને સારૂ એ નિયમ લાગુ નથી પડતો. જ્યારે રાષ્ટ્ર ધાર્મિક રીતે ઘડાય ત્યારે પ્રામાણિકપણે નિર્ભય જીવન ગાળનાર સહુ સેવા જ કરે છે

સ૦—સરકારી શાળામાં અપાતા જ્ઞાનની સાથે ચારિત્ર્ય નથી હોઈ એમ માનીયે છીયે તેનો અર્થ એ નથી કે રાષ્ટ્રીય શાળામાં ચારિત્ર્યને પ્રધાનપદ મળવું જોઈયે?

જ૦—એ અર્થ છે જ. જ્ઞાન પણ ચારિત્ર્યને અર્થે અપાવું જોઈયે જ્ઞાન સાધન છે, ચારિત્ર્ય સાધ્ય છે

સ૦—તેથી રાષ્ટ્રીય શિક્ષકોમાં ચારિત્ર્ય આવશ્યક ગણશો?

જ૦—જરૂર

સ૦—તેથી મદિરાપાન કરનારો, બીડી પીનારો શિક્ષક ત્યાજ્ય નથી?

જ૦—આપણે એટલી કોટિએ તો ચડયા જ છીયે કે જેથી દારૂ પીનાર શિક્ષકનો ત્યાગ કરી શકીયે. બીડીને વિષે એટલું કહેવાની મારી હિમ્મત નથી બીડી પીનાર બીજી રીતે ચારિત્ર્યવાન હોઈ શકે એવો મારો અનુભવ છે ચારિત્ર્ય નિહાળતાં આપણે ચારિત્ર્યશૂન્ય ચોકીદાર ન બનીયે એ પણ જરૂરનું છે

સ૦—મૅટ્રિક થતાં મારો પડે, બી એ થતાં બેહાલ થાય, એ શોચનીય નથી?

જ૦—મારૂં ચાલતું હોય તો રોગી વિદ્યાર્થીનું અક્ષરજ્ઞાન હું બંધ જ કર

સ૦—રાષ્ટ્રીય શિક્ષણ પામનારની બધી શક્તિઓ પૂરી ન ખીલવી જોઈયે?

જ૦—જોઈયે જ. તન-દુરસ્તનું જ મન દુરસ્ત, ને મન દુરસ્ત તો જ આત્મા દુરસ્ત, એ સીધો ન્યાય જણાય છે.

સ૦—૨૧ વર્ષ નીચેના પરણેલા વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય શાળામાં દાખલ થવાનો પ્રતિબન્ધ ન હોવો જોઈયે?

જ૦—હોવો તો જોઈયે. શાળાનો વિદ્યાભ્યાસ વિવાહિત જીવનનો વિરોધી છે.

સ૦—એક વખત ઘરસંગ થયેલાને ફરી ન પરણવું જોઈયે એવું શિક્ષણ ન અપાવું જોઈયે?

જ૦—એવું શિક્ષણ મને ગમે ખરૂં.

સ૦—રાષ્ટ્રીય શાળામાં દેહદંડને સ્થાન હોય કે?

જ૦—ન જ હોય.

સ૦—જો વિદ્યાર્થીને રાષ્ટ્રીય શિક્ષણ તરફ તિરસ્કાર થાય તો દોષ કોનો?

જ૦—સામાન્ય રીતે શિક્ષક અને વિદ્યાર્થી બન્નેનો હોય છે. વધારે વાર શિક્ષકનો.

સ૦—શિક્ષાક્રમમાં ભાષા વધી જતી નથી?

જ૦—એક જ ગોત્રની ચાર ભાષાનો બહુ બોજો ન લાગે. જેમકે હિન્દુસ્તાની, ગુજરાતી, મરાઠી, બંગાળી - એમ ચાર ભાષા કોઈ શીખે તો ઓછા બોજાથી શીખી લે એમ માનું છું. પણ અંગ્રેજી, ગ્રીક, લૅટિન અરબ્બીનો મેળ ન મળે.

સ૦—શિક્ષકનું પદ પ્રધાન કરતાં વધારે નહિ? વાઇસરાયના જો હજાર હોય તો શિક્ષકના બે હજાર ન હોવા જોઈયે?

જ૦—વાઇસરાયની નોકરીની કિમ્મત હોય; શિક્ષકની હોય જ નહિ તેથી શિક્ષકો હમેશાં ગરીબ જ હોવા જોઈયે. તે તો ખાઇને વાંચાવે. વાઈસરાય તો પોતાની કિમ્મત માગે છે. શિક્ષક કિમ્મત માગે તો નકામો થયો.

એક બીજો સવાલ બીજા પ્રશ્નકાર તરફથી થયો છે તે આ જ વિષયને લગતો હોવાથી અહીં જ લખી નાખું છું.

સ૦—શિક્ષક પોતાની નીચે ભણનારી કન્યાને વરે? વિદ્યાર્થી પોતાની સાથે ભણનારી કન્યાને વરે?

જ૦—મને તો બન્ને અતિશય અયોગ્ય લાગે છે. મારી નીચે ભણનારી બાળાને મારી દીકરીના જેટલું રક્ષણ હોવું જોઇયે. મારી સાથે ભણનારી બાળાને સગી બહેનના જેટલું રક્ષણ હોવું જોઇયે. સહાધ્યાયીની વચ્ચે ભાઇબહેનનો જ નિર્મળ સંબન્ધ શોભે. આટલું જ કહીને આ સવાલનો જવાબ હું અહીં મારી વાળવા ઈચ્છું છું. વિષય મોટો છે એટલે

તેની લાંબી ચર્ચા શોભે છે. પહેલા સવાલના જવાબ વિષે મને શંકા નથી. બીજાના જવાબ વિષે આજના સમયમાં જ્યાં હજારો બાળકોને બાળા એક જ નિશાળમાં ભણતાં હોય ત્યાં જરા કઠિનતા જોઉં છું. પણ મેં જેટલી સંસ્થાઓ ચલાવી છે તેમાં ઉપરના નિયમનું પાલન ફરજિયાત રાખેલું છે ને તેનું પરિણામ સારું જ અનુભવ્યું છે.

## વણકરોની ખુશામત

એક મિત્ર લખે છે કે જેમ આપણે વકીલ, વેપારી, વિદ્યાર્થી વગેરેની ખુશામત કરી સુકયા તેમ જો વણકરોની ખુશામત કરીયે તો સારું ન થાય? આ બાબત હું અગાઉ લખી તો ગયો જ છું. વખતોવખત નથી લખતો કેમકે વણકરવર્ગ વાંચનાર નથી હોતો. એમાં કંઇ શક જ નથી કે જો કારીગરવર્ગમાં ને તેમાંયે વણકરવર્ગમાં દેશસેવાવૃત્તિ પ્રગટ થાય તો આપણે સ્વદેશીનું કામ જલદી કરી જ છુટીયે. દેશમાં લાખો વણકરો—હિન્દુ અને મુસલમાન—કેવળ પરદેશીનું પોષણ કરી રહ્યા છે. તેઓ લાખો રૂપીયાનું પરદેશી સુતર વણે છે. થોડું આપણું મીલોનું પણ વણે છે. જો તેઓ કેવળ હાથનું કાંતેલું સુતર જ વણતા થઇ જાય ને તેમાં સુધારો કરતા જાય તો અત્યારે દેશ જળહળી ઉઠે ને લોકોનાં ઘરમાં કરોડો રૂપીયા દાખલ થઇ જાય.

એક વણકરવર્ગ જાગે તો ને માત્ર હાથનું જ સુતર વણે તો કરોડો કાતનાર થોડું થોડું કમાય, એટલું જ નહિ પણ તેની પાછળ લાખો પીંજારા, લાખો પીલનારા, હજારો કાંજી પાનારાનો ધંધો જાગે. હજારો સુતાર લુહારની રોજીમાં વધારો થાય. સંપૂર્ણ સ્વદેશીનો અર્થ એ છે કે દેશમાં માત્ર સાઠ કરોડ રૂપીયા દાખલ થ ય એટલું જ નહિ, પણ તેની પાછળ બીજા કરોડો રૂપીયાનો ધંધો જાગે ને દેશમાં જે સુન્દર કળાઓ હતી તે પાછી દાખલ થાય. અત્યારે તો આપણે કેવળ કળાહીન મજૂરો જ બની ગયા છીયે.

તેથી વણકરવર્ગને વીનવીને પ્રજાની સેવામાં દાખલ કરવામાં ઘણું મહત્વ છે એ તો સહુ સમજી શકે તેમ છે. વણકરને સ્વદેશકાર્યમાં જોડવાનો સારામાં સારો ઉપાય તો એ છે કે આપણે જાતે વણકર બનવું. આપણે વણકર ભાઇની પારો ગરજે ને લાચારીએ જઇયે એ એક વાત, ને આપણે તેના જ ભલાને અર્થે કંઈ કહીયે એ જુદી વાત. તેનું ભલું તેનો ધંધો શીખીને, તેમાં રહેલું શાસ્ત્ર છે તે સમજીને, વણકરને સમજાવીને જ કરી શકાય.

## ૬ અદાલતોમાં હિન્દુસ્તાની

અદાલતમાં અંગ્રેજીમાં બોલવાની ના પાડવા માટે ડૉ. કિચલુને શાબાશી ઘટે છે. કોઇ વિરલ પ્રસંગ બાદ કરતાં જરૂર અદાલતમાં આપણે આપણી સ્વભાષામાં જ પુરાવો આપવાનો આગ્રહ રાખવો જોઇયે. જ્યાં અંગ્રેજીમાં બોલવાનું કે દલીલ કરવાની હોય છે ત્યાં આપણામાંના ભલભલા ગોથાં ખાઈ જાય છે. આપણે સહુ સ્વભાષા સિવાય બીજી ભાષામાં બોલવાની ના જ પાડીયે તો અદાલતોમાંથી દુભાષીઆઓ ઝટ દૂર થાય અને ન્યાયાધીશો ને

પોતે જે પ્રાન્તમાં નોકરી કરતા હોય તે પ્રાન્તની ભાષા જાણવાની જરૂર પડે. દુનિયાંના બીજા કોઇ મુલકમાં જે લોકોમાં ન્યાય કરવા પોતે બેસે તે લોકોની ભાષા ન્યાયાધીશ ન જાણતા હોય એવું નથી.

## † ગંગાધરરાવને પત્ર

પ્રિય ગંગાધરરાવ,

હું સાંભળું છું કે જેલમહેલનું સદ્‌ભાગ્ય પામવાની તમારી વારી આવી પહોંચી છે. તમારા ભાગ્યની મને અદેખાઇ આવે છે. તમે જનારાઓ પાછળ રહેનારાઓના બોજો વધારતા જાઓ છો, પણ અમે ચિન્તામાત્ર પ્રભુને ખોળે સોંપીશું. જેલમાં રેંટીયો તો તમે અલબત્ત માગશો જ. બાકી આ વરસ આખરથી વધુ અમે તમને મહેલનું સુખ માણવા નથી જ દેવાના.

## મજૂરો વચ્ચે ગાંધીજી*

ઘણા દિવસે હું તમારી પાસે આવ્યો છું. તમને મળ્યે અઢી મહિના થયા. આ દરમિયાન કેટલાયે બનાવો બન્યા છે, અને હજી કેટલા બનવાના છે તેની તમને કે મને ખબર નથી. જે પ્રમાણે ખુદા આપણને રાખે તે પ્રમાણે આપણે રહેવાનું છે.

આજે દેશમાં જે બની રહ્યું છે તેનો તમને ખ્યાલ આપતા પહેલાં તમારી વાત પર જ હું પ્રથમ આવવા માગું છું. મેં સાંભળ્યું છે કે મજૂર ભાઇઓ વચ્ચે અને મીલમાલિકો વચ્ચે કેટલીક ગેરસમજ ચાલી રહી છે. આ બાબતમાં પંચ હજુ મળવાનું છે. પંચ ચુકાદો આપે ત્યાં સુધી ધીરજ રાખવી જોઇયે. એક વખતે મજૂરો અધીરા થયા હતા, પણ આખરે તેમણે પોતાના સલાહકારોનું સાંભળ્યું અને હડતાળ મોકુફ રાખી.

શેઠીઆઓ કબૂલ કર્યા પ્રમાણે અનાજની દુકાનો કાઢી શક્યા નથી. આ બાબતમાં મારાથી જે બની શકે તે કરીશ. આપણે અધીરાઇ ન કરવી ઘટે. હડતાળો ઝટ પાડવી નહિ. જે ઇન્સાફ માગે છે તેણે રાહ જોવી જોઇયે. આપણે પંચની દરમિયાનગિરી પસંદ કરેલી છે. તેઓ આપણને જે આપે તેટલું જ આપણે લઇયે. જે મજૂરો મહાજનની અંદર નથી તે વધારે લાભ મેળવે એ બનવાજોગ છે. તેઓ મહાજનમાં હોત તો તેમને તે લાભ ન મળત એ સંભવિત છે.

---

*ગયા અઠવાડિયામાં અત્રેની મજૂરોની નિશાળોનો એક મોટો મેળાવડો શ્રી. અનસૂયા બહેનના સેવાશ્રમના ચોગાનમાં ગોઠવવામાં આવ્યો હતો. દેશભક્ત લાલા લજપતરાય અને મદ્રાસના શ્રી૦ રાજગોપાલાચાર્ય પધાર્યા હતા. એકઠા થયેલા મજૂરો આગળ ગાંધીજીએ આ ભાષણ કર્યું હતું.

તા. ૨૦-૧૦-૧૯૨૧

કેટલીકવાર આપણે જે માગીયે તે આપણને મળે છે; પણ આપણે તે ન માગવું જોઇયે. જો માગીયે તો જે તહોમત આજે માલિકો પર જે તે જ આપણી ઉપર આવે તેઓ લોકોના દુઃખનો ખોટો લાભ લે છે એ તેમના ઉપરનું તહોમત છે. ભાવ વધ્યા છે એનો અર્થ બીજો શો હોઇ શકે ? આપણે તેમના જેવા ન થવું ઘટે. આપણી માગણી વ્યાજબી હોવી જોઇયે. મજૂરોની માગણી તો વ્યાજબી હોય છે

મજૂરોનો માલિક સાથેનો સંબંધ ભાગીદાર જેવો હોવો જોઇયે. બાપદીકરાનો જે સંબંધ હોય છે તેવો સંબંધ માલિક અને મજૂર વચ્ચે હોય એ જ યોગ્ય છે. જેમ દીકરો બાપનાં જ્ઞાન અને અનુભવનો લાભ લે છે તેવી મજૂરોની સ્થિતિ હોવી જોઇયે. માલિક મજૂરોને ચૂસે નહિ અને મજૂરો માલિકને છેતરે નહિ એવી સ્થિતિ લાવવા માટે હું પ્રયત્ન કરી રહ્યો છું.

હવે હું હાલની સ્થિતિ પર આવું છું. જે સંબંધ પિતાપુત્ર વચ્ચે હોય છે તેવો જ સંબંધ રાજાપ્રજા વચ્ચે હોવો જોઇયે. પણ સરકાર તો હિન્દુસ્તાનને લૂંટી શકાય તેટલું લૂંટવું એવી દાનત રાખે છે. આ સરકાર પાસેથી કશું મળે તેમ નથી મળે તો અલી ભાઇઓને ઉપાડી ગયા એવું મળે. આ તો માલિક અને ગુલામ વચ્ચેની સ્થિતિ છે. આપણે અલી ભાઈઓને છોડાવવાના છીયે. પણ તે સરકારની આજીજી કરીને નહિ, અરજીઓથી પણ નહિ; સ્વરાજ લઇ સ્વરાજના અધિકારની રૂએ આપણે તેમને છોડાવવાના છીયે. અત્યારે એક વિદ્યાર્થીએ ગાયું તેમ આપણે ખાદીથી જ તેમની જંજીર તોડવાના છીયે. હવે પછી પણ જે હજારો નિર્દોષ માણસો જેલ જશે તેમને પણ તે જ રસ્તે છોડાવવાના છીયે આપણે સ્વદેશી સ્વીકારીયે તો આ કામ કઠણ નથી. પણ હજી આપણે પરદેશી કપડાં કાઢવા તૈયાર નથી થયા. મજૂરોને તો ખાદી જ શોભે મજૂરો એટલા બધા ગરીબ નથી કે તેઓ ખાદી ન વાપરી શકે. તેઓ ખાનદાન પોશાક જ પહેરે. પોતાનું સૂતર, પોતાનો રેંટીયો, પોતાની સાળ તેઓ રાખી શકે અને પોતાને હાથે ખાદી વણીને પોતે પહેરે, તેમ ન બને ત્યા સુધી મારી પેઠે લંગોટી પહેરવી પડે તોપણ બહેતર.

હું કહું છું, તમે બજારની ખાદી પણ ન પહેરો, હાથની જ અને તમે પોતે તૈયાર કરેલી ખાદી વાપરો. પછી પૂછજો કે અલી ભાઈઓ કેમ ન છૂટ્યા, સ્વરાજ કેમ ન મળ્યુ, ખિલાફતનો ઇન્સાફ કેમ ન મળ્યો હું તમારા એ બધા સવાલોનો જવાબ આપવાને તૈયાર બેઠો છું.

સરકાર મને પકડશે એવી અફવા ઉડી છે. મને પકડવાનો સરકારને હક છે. અલી ભાઇઓની જ ભાષા મેં વાપરેલી છે. સરકારથી આપણે ન ડરીયે, ખુદાથી જ ડરીયે મારા ધર્મ પ્રમાણે તો ખૂનામરકી એ આપણે માટે પાપ છે અને જ્યાં સુધી હિન્દુમુસલમાન વચ્ચેનો દસ્તાવેજ કાયમ છે ત્યાં સુધી મુસલમાનને માટે પણ પણ અશાન્તિ અથવા ખૂનામરકી એ હરામ હોવી જોઇયે. મને પકડે તો તમારાથી મકાનો ન બળાય. તમે ગુસ્સો પણ નહિ કરતા. કોઇને ગાળ નહિ આપતા આજે તમે સ્વદેશીમાં મોળા હો તો મને પકડાયા પછી તેમાં

બહાદુર થાઓ મને પકડયા પછી રાત અને દહાડો રેંટીયો ચલાવો હિન્દુઓ મુસલમાન વિષે તેમના મનમાં કાંઇ પણ મેલ હોય તો તે કાઢી નાખે. મુસલમાન પણ હિન્દુઓ વિષે પોતાના મનમાં મેલ હોય તે કાઢી નાખે. કોઇ પણ મજૂર દારૂ ન પીયે, ચોરી ન કરે, ઢેડ કે ભંગીને અસ્પૃશ્ય ન ગણે એ આશા હું તમારી પાસેથી રાખું છું.

હવે હું દુર્વા કરવા નથી માગતો મારી પાસે હવે નવા વિચારો નથી, નવી ભાષા નથી. હવે હું કામ જ જોવા ઇચ્છું છું

આ ગેબાનડામા હું હવે આવી શકીશ નહિ. આટલો વખત પણ બચાવવો મારે માટે મુશ્કેલ છે. માટે મને આવાં કામોમાંથી મુક્ત કરવો જ જોઈયે. મારો મોહ છોડીને મેં બતાવ્યા છે તે કામ કરતા થઇ જાઓ. તેમ કરશો તો સ્વરાજ આપણા હાથમાં છે.

તા. ૨૩-૧૦-૧૯૨૧

# આશાવાદ

આશાવાદ આસ્તિકતા છે નાસ્તિક જ નિરાશાવાદી હોઇ શકે. આશાવાદી પોતે ઇશ્વરનો ડર રાખી નમ્રપણે પોતાનો અન્તરનાદ સુણાવે, તે પ્રમાણે વર્તે, ને માને કે 'ઇશ્વર કરે તે સારા સારૂ.'

નિરાશાવાદી 'હું કરૂ છું' એમ માને, નિષ્ફળ જાય એટલે પોતાને મેલીને બીજા બધાને દોષ દે, ઇશ્વર હોય કે ન હોય એમ મિથ્યા વદે, ને છેવટે દુનિયા જ ભુંડી ને પોતે સારો પણ પોતાની કોઇએ કદર ન કરી એમ માની આપઘાત કરે; ને ન કરે તોયે મૂઆ સમાન જીવે.

આશાવાદી પ્રેમમા મગન રહેશે ને કોઇને પોતાનો દુશ્મન નહિ માનવાથી નીડર થઇ જંગલમા ને વસ્તીમા વિચરી શકશે. ભયાનક જાનવરો અથવા તેવા જાનવર જેવા માણસોથી પણ તે નહિ ડરે; કેમકે તેના આત્માને ન સાપ કરડી શકશે, ન પાપીનું ખંજર છેદી શકશે. શરીરની તે ચિન્તા નહિ કરે, કેમકે તેને તો તે કાચની કુપી લેખશે. તે ફૂટવાની જ છે એમ માની તેના રક્ષણને અર્થે જગત નહિ ખેડે; ને નહિ કોઇને હણે કે પજવે. પોતાના હૃદયમાં વીણાનું મધુર ગાન નિરન્તર સાંભળી તે આનન્દસાગરમા ડૂબેલો રહેશે.

નિરાશાવાદી પોતે રાગદ્વેષોથી ભરપૂર હોઇ દરેકને પોતાના દુશ્મન માનશે ને દરેકથી ડરશે. અન્તરનાદ તો તેને છે જ નહિ. મધમાખની જેમ ઠેકઠેકાણે ભમી બહારના ભોગો ભોગવતો નિત થાકશે ને નિત નવા શોધનો પ્રેમરહિત અમિત્ર મરશે ને ભૂલાઇ જશે.

૨૩-૧૦-૧૯૨૧

આવા મારા વિચારો હોઇ કોઇ એમ નહિ માને કે મેં કોઇને પણ કહ્યું હોય કે જો આ વર્ષે સ્વરાજ નહિ મળે તો હું આપઘાત કરીશ. વિષયસંગમાંથી બચવા સિવાયના કોઇ પણ પ્રસંગે આપઘાત કરવો એ હું મહાપાપ અને કાયરતા માનું છું. અને હિન્દુસ્તાન સ્વરાજ ન મેળવે તો હું શાને આપઘાત કરૂં ? હિન્દુસ્તાનને ગરજ હોય તો તે સ્વરાજ લે. સ્વરાજની કિંમત હિન્દુસ્તાને જાણી છે, સ્વરાજનો સ્વાદ પણ ચાખ્યો છે. હવે તેને ગરજ હોય તો દામ દે ને સ્વરાજ લે. ? કે ન દે, લે કે ન લે, તેમાં મારે આપઘાત કરવાપણું શું હોય ?

પણ મેં એક વાત મિત્રો આગળ રજૂ કરી છે ખરી. મને પૂછવામા આવ્યું કે જાન્યુઆરી માસમાં જો સ્વરાજ ન મળે તો હું શું કરૂં ? મેં જવાબ આપ્યો હિન્દુસ્તાનની ઉપર મારો એટલો બધો વિશ્વાસ છે કે હું તો ૩૧મી ડિસેમ્બર સુધી એમ માન્યાં જ કરવાનો કે હિન્દુસ્તાનસ્વરાજ મેળવશે જ. એટલે જાન્યુઆરીમાં શું કરીશ એનું મારાથી કંઇ કહેવાય જ નહિ. હું તો જાન્યુઆરીમા પ્રજાની પાસેથી રજા લઇને કોઇ શાન્ત જગ્યાએ રહીશ અથવા પ્રજાનુ સ્વરાજતન્ત્ર ઘડવામા યથાશક્તિ ભાગ લેતો હોઇશ એ મને ગમે. જો સ્વરાજ આ વર્ષમા ન જ મેળવી લઇયે તો મને આવતા વર્ષમા જીવવું ન ગમે. મારા પોતાના આત્માને એટલો ક્લેશ થવાનો સંભવ છે કે મારો દેહ પડી જાય—એમ હું ઇચ્છું.

મેં હિન્દુસ્તાનનું દુઃખ—આર્થિક તેમજ નૈતિક—એટલું બધું જોયું છે કે તેની જ્વાળાઓથી હું જો ભસ્મ નથી થયો તો તેનું કારણ એ જ છે કે હું પ્રજાએ આપેલી આશાએ જીવ્યાં કરૂં છું. આજ આપણે આત્મશુદ્ધ થઇશું, આજ આપણા કરોડોના હાડકામાં કંઇક ચરબી ભરાશે, એમ આશાએ ને આશાએ તણાયા કરૂં છું. એ આશા પૂર્ણ થવાને સારૂ એક વર્ષ બસ છે એમ માનું છું. સપ્ટેમ્બરમાં એક વર્ષનું માનનારો અને કહેનારો એકલો હતો.

ડિસેમ્બરમાં બધાએ તે વચન ઉચ્ચરી લીધું. હવે જો મહાસભા પોતાની પ્રતિજ્ઞા ન પાળે તો મારા જેવાના શા હાલ ? જેમ મહાસભા દીવાળું કાઢે તેમ મારૂં પણ દીવાળું જ નીકળ્યું કહેવાય. મહાસભાની આશાએ મેં હુંડી કાઢી ને તે હુંડી ન સ્વીકારાય, પછી ? હું તો ઇચ્છું છું કે સ્વરાજ ન મળતાં જે દુઃખ મને જાન્યુઆરીની પહેલી તારીખે થાય તે બધાને થાય. બધાને ધર્મના ને અનાજના અભાવની પીડા થવી જ જોઇયે.

આનો અર્થ કાયરતા નહિ? એમ કોઇ મિત્રે મને પૂછ્યું. મને એમા કાયરતા નથી લાગતી. હું તેમા કરણા પ્રતિબિંબિત થયેલી જોઉં છું; તેમા વ્યવહારદષ્ટિ જોઉ છું જ્યા સેવાની કદર નહિ ત્યા સેવા શી? જે જીવવામાં લાભ નથી ત્યા જીવવું શુ? શરીર જર્જરિત થયુ હોય તેને વસંતમાલતિ આદિ આપીને આકૃતિ માત્ર પરાણે નભાવી રાખવી તેના કરતા તે શરીર ગગાજળ ઉપર નભતું ક્ષીણ થઇ જાય તેમા ખોટુ શું? અત્યારે જ્યા સુધી હું જોયા કરૂ છું ત્યા સુધી મારા મુખમાથી બીજી વાત જ નથી નીકળવાની. સ્વદેશી કરો ને સ્વરાજ લો. એ વિના બીજુ મને સૂઝે નહિ તો મારો શો ખપ?

આપણે છેવટના પગથીઆ ઉપર આવીને ઉભા છીયે ત્યા જોર મેળવ્યા વિના આગળ પગ ભરવો એ પાછળ પડવા જેવું છે. મને યાદ છે કે સિંહગઢનો ઘાટ ચડતા એક જગ્યા એવી આવી કે જ્યાથી મારો પગ આગળ ચાલે જ નહિ ત્યા શ્વાસ ખાઇ જોર મેળવ્યા પછી જ હુ આગળ ચાલી શક્યો.

એમ જ આપણું છે. સ્વદેશી સાપડ્યા વિના આપણને આગળ જવાનું જોગ જ નહિ મળે. તેથી મારૂં જીવવું, મારૂં સમાજમા રહેવું સ્વદેશી ઉપર જ નિર્ભર.

આ મારી ચિકિત્સા; આ મારી આજની મનોદશા. કાલની વાત તો પ્રભુ જાણે છે.

---

## ૬ હિન્દુ—મુસલમાન

'મૉડર્ન રિવ્યુ'ના ચાલુ અંકમા હિન્દુમુસલમાન એકતા સંબન્ધે અધિપતિની નોંધમા કેટલીક ટીકા કરેલી છે તેનો જવાબ આપવાની જરૂર જણાય છે. તેના વિદ્વાન અધિપતિએ તેનું મથાળુ 'મિથ્યા ભાસ' રાખ્યુ છે અને એવા નિર્ણય ઉપર તેઓ આવ્યા છે કે એકતા માત્ર નામની જ છે. મારે મતે આ એકતા એ મિથ્યા ભાસ તો નથી જ, પરન્તુ બહુ ઝપાટામા તે કાયમનું સ્વરૂપ પકડતી જાય છે. મે મારા લખાણોમાં એટલી વાત સ્વીકારી છે કે હજી તે કુમળો રોપ છે અને તેને કાળજીપૂર્વક ઉછેરવાની જરૂર છે. પરન્તુ આ ઢોંગ અથવા મનને મનાવવાની વાત તો નથી જ. કાંઇ નહિ તો બન્નેને માથે એક સામાન્ય એવો ભય ઝઝુમી રહ્યો છે તે તો બન્ને કોમ જોઇ જ શકે છે, તેથી પણ આ એકતા ઢોંગ ન હોય.

તા. ૨૩-૧૦-૧૯૨૧

બન્નેમાં કોમી અથવા જાતીય અભિમાન હજી પ્રધાનપણે છે એ વાત દુર્ભાગ્યે સાચી છે. હજી બન્નેમાં પરસ્પર અવિશ્વાસ છે. જૂનાં વેર હજી વિસરાયા નથી, ચુંટણીઓમાં યોગ્યતાનો નહિ પણ ધર્મનો વિચાર હજી થાય છે એ વાત સાચી છે. પરન્તુ આટલી વાતોના સ્વીકારમાં એકતા મુશ્કેલ છે એના કરતાં કાંઇ વધારે સાર નીકળતો નથી. આ વસ્તુ બન્ને કોમોની જાણમાં છે અને આટલી મુશ્કેલીઓ હોવા છતાં બન્ને કોમો એકતા સાધવા પ્રામાણિકપણે મથી રહી છે. એવી સ્થિતિમાં આ પ્રયત્નને અથવા જે થોડુંઘણું સધાયું છે તેને ડોળ કહેવો એ ભાગ્યે જ વાજબી ગણાય.

ખિલાફત મંડળોએ ગોવધ બંધ કરવાની બાબતમાં જે વીનવણી કરી છે, તેનો મુસલમાનો તરફથી બરાબર જવાબ નથી મળ્યો અથવા તે બાબતમાં તેઓ દંડા રહ્યા છે એમ કહેવું એ ખરૂં નથી. એટલી વાત જ શું ખુશી થવા જેવી નથી કે ખિલાફતમાં કામ કરનારાઓ, જેઓ મુસલમાન છે, તેઓ આજે ગોહત્યાની વિરુદ્ધ કામ કરી રહ્યા છે? બીજું, હું અધિપતિને હિમ્મતપૂર્વક ખાતરી આપું છું કે હિન્દુસ્તાનના લગભગ દરેક ભાગમાં આ વીનવણીને અજબ ફતેહ મળી છે. મુસલમાનોએ જ ગોરક્ષણનો બધો ભાર પોતાને માથે ઉપાડી લીધો છે, એ શું નાનીસૂની વાત છે? મુંબઇના જાન બાહેબ છોટાણી અને ખત્રી જેવા મુસલમાનો પોતાના ધર્મબન્ધુઓના હાથમાંથી સેંકડો ગાયોને બચાવી લે અને તે હિન્દુઓને સોંપીને તેમને ઓશિયાળા જેવા કરી મુકે, એ દેખાવ શું ઓછો હૃદયને ડોલાવનારો છે?

જરૂર, મૌ. મહમદઅલી અને હું એકબીજાનાં પગરખામાં પગ ઘાલતા નથી. પરન્તુ નિખાલસપણામાં અમને એમાથી એમ્ને કોઇ હઠાવી શકે એમ નથી. લેખક નિષ્ઠુર થઇને કહે છે તેમ અમારા મનમાં આ એકતા એ કાંઇ 'પાનાનું ઘર' નથી—ક્ષણભંગુર નથી, પરન્તુ એ એવી પાકા પાયાની વાત છે કે તે જાળવવા ખાતર અમે પ્રાણ પાથરવા તૈયાર છીયે. મારા વાચકોને હું જણાવી દઉં કે અમારી આટલી મુસાફરી દરમિયાન અમારા વચ્ચે જરા પણ ઉચા મન થયા નથી કે આડો પડદો રહ્યો નથી. અતિશય કારી ઘા તો અમને નીચેના વાક્યમાં લગાવ્યો છે, "બન્નેનાં ભાષણોનો ગર્ભિત અર્થ જોઇયે તો, સહેજે જણાશે કે એકના મનમાં દૂર પડેલા તુર્કસ્તાનમાંની ખિલાફતની દુર્દશા જ મુદ્દાની વાત છે ત્યારે બીજાના મનમાં મુખ્ય વસ્તુ હિન્દુસ્તાનના સ્વરાજની છે." હું દાવો કરૂં છું કે અમારા

બન્નેના મનમા ખિલાફત જ મુખ્ય વસ્તુ છે. મૌ. મહમદઅલી પોતાના દીનને ખાતર તેમાં પડયા છે, ત્યારે હું ખિલાફતને માટે મારો જાન આપું છું તે મુસલમાનોની છરીથી ગાયનો બચાવ ચોકસ થઇ જાય તે માટે આપું છું. તે મારો ધર્મ છે. અમને બન્નેને સ્વરાજ સરખું જ વ્હાલું છે, કારણ માત્ર સ્વરાજ વડે જ અમે બન્ને અમારી પોતપોતાની મનની મુરાદો સાધી શકીયે એમ છે. કેટલાકને આ આદર્શ નીચ કોટિનો લાગશે. પણ તેની ચોરી રાખવામાં સાર નથી. મારે મન હિન્દુસ્તાન મારફત ખિલાફતનો બચાવ એ જ હિન્દુસ્તાનનું સ્વરાજ છે. જેમ ધર્મનો પાયો પ્રેમ છે તેમ અમારી મૈત્રીનો પાયો પણ પ્રેમ છે. હું પ્રેમના હકથી મુસલમાનોની મિત્રતા મેળવવા ઇચ્છું છું. અને એક જ કોમ પોતાના પ્રેમમાં કાયમ રહે તોપણ આપણા રાષ્ટ્રીય જીવનમા એકતા એ સિદ્ધ થયેલી વસ્તુ થઇ પડે. મૌ. મહમદઅલી બંગાળાના મુસલમાનો આગળ સુન્દર પરન્તુ ન સમજાય એવી વાણીમાં બોલ્યા એમ ઇસારો કરવો એ ગેરવાજબી છે. હું જાણું છું કે પોતાની ઉર્દુ જબાનમાં જેટલી લાવી શકાય તેટલી સરળતા લાવવા તેઓ પ્રયત્ન કરે છે.

આપણે કમનસીબે એ વાત સાચી છે કે હજી એવા હિન્દુ તથા મુસલમાન પડ્યા છે, જે એકબીજાના ડરથી એમ માને છે કે પરદેશી અમલ જરૂરનો છે. અને આપણી મુરાદ બર લાવવામાં ઢીલ થાય છે તેનું આ નાનુંસનું કારણ નથી. હજી આપણે ચોખ્ખું જોઇ શકતા નથી કે પરદેશી અમલ કરતાં તો બન્ને કોમો સામસામી લડીને પોતાનો હિસાબ ચુકવી લે એ વધારે નાનું અનિષ્ટ છે. જો બ્રિટિશ-સરકારની દરમિયાનગીરીને લીધે આપણી વચ્ચે લડાઇ થતી અટકી રહી હોય તો તો આપણને લડી લેવા દેવામા આવે એ જ વધારે સારૂં છે. આપણી માણસાઇ, આપણા ધર્મ અને આપણા દેશની ખાતર લડતા આપણામાં ડહાપણ આવે તો એ કાંઇ નવી વાત નથી. શાન્તિપૂર્વક કામે લાગી ગયા તે પહેલાં એકવીસ વર્ષ સુધી અંગ્રેજો અંદરઅંદર ઝગડી મૂઆ હતા. ફ્રેંચ લોકોએ અંદર અંદર જંગલી ઝનૂનથી લડી લીધું હતું. અર્વાચીન સમયમાં એમના જેવું તો કોઇ ભાગ્યે જ લડ્યું હશે. અમેરિકાએ પોતાનું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું તે પહેલાં કાંઇ ઓછું નહોતું કર્યું. અંદર અંદર કલહ થવાના ભયને લીધે આપણે આપણી કાયરતાને ન વળગી રહીયે એ નોંધના સમર્થ લેખક આપણા જેટલા જ એકતાને ચાહનારા છે. તે સૂચવે છે કે "જડમૂળથી ફેરફાર થવા જોઇયે, સ્વરૂપ જ બદલાઇ જવું જોઇયે અને પાયામાંથી ફરી ચણતર ઉપાડવું જોઇયે." પરન્તુ તેના 'ઉપાય 'ખોળી

લેવાનું તે વાંચનાર ઉપર છોડે છે. તેમણે કાંઇ વ્યવહારૂ સૂચનાઓ કરી હોત તો ઠીક થાત. એકતાની શરૂઆત કરવા આપણે પરસ્પર કન્યાવ્યવહાર અને ભોજનવ્યવહાર કરીયે એવું તેઓ ઇચ્છતા હોય એમ જણાય છે. તેઓનો જડમૂળનો ફેરફાર જો આ હોય અને સ્વરાજ મળતાં પહેલાં આ વસ્તુઓ સાધી લેવી પડે જ એવું હોય તો મને લાગે છે કે કાંઇ નહિ તો એક સૈકું તો આપણે સ્વરાજ માટે રાહ જોવી જ પડશે. એનો અર્થ જ એ થાય છે કે બન્ને પોતપોતાનો ધર્મ છોડી દે. એમ કરવું ખોટું છે એમ હું નથી કહેતો, પરન્તુ એટલું તો કહું છું કે આ સુધારો અમલમાં મુકી શકાય એવો નથી. અને આ ફેરફાર કદાચ કોઇ દિવસ પણ થઇ શક્યો તો તેમાં હિન્દુમુસલમાનોની એકતા નહિ હોય. અત્યારે જે એકતા માટે પ્રયત્ન ચાલી રહ્યો છે તેમાં તો ચુસ્ત મુસલમાન અને ચુસ્ત હિન્દુ પોતપોતાના ધર્મ સાચવી શકે એવી વાત છે. તેથી મારાં ભાષણોમાં મેં ઘણીવાર કહ્યું છે કે અલી ભાઇઓ અને હું એ તો હિન્દુમુસલમાન એકતાના પદાર્થપાઠ રૂપે છીયે. અમે બન્ને અમને પોતપોતાના ધર્મમાં ચુસ્ત માનીયે છીયે. ભાઇઓ માટે મને આટલો આદર હોવા છતાં મારી દીકરી હું તેમના દીકરાને ન જ આપું. તેમજ મારો દીકરો હિન્દુ હોવા છતા પોતાની અંદર બીજો બધો સુધારો કરે ને તેમની દીકરીનો હાથ પકડવાને લાયક બને એમ ધારી લઇયે, તોપણ હું જાણું છું કે તેઓ તેમની દીકરી મારા દીકરાને ન જ આપે. હું તેમનો આમિષ ખોરાક ખાતો નથી અને મારા સંયમને જો તેવું નામ આપી શકાતું હોય તો, મારા ધર્માંધપણાને તેઓ માનપૂર્વક નભાવી લે છે. આટલું છતાં અલી ભાઇઓનાં દિલ અને મારૂં દિલ જેટલાં મળેલાં છે એવાં કોઇ ત્રણનાં દિલ મળેલા હશે એમ મને લાગતું નથી. હું વાચકોને ખાતરી આપું છું કે આ એકતા મિથ્યા ભાસ નથી, પણ એકબીજાની અતિ નાજુક લાગણીઓ અને માન્યતાઓ વિષે જે આદરબુદ્ધિ અને સહિષ્ણુતા અમે ધરાવીયે છીયે તેને લીધે બંધાયલી કાયમની મૈત્રી છે. જ્યારે બ્રિટિશનું રક્ષણ જતું રહેશે ત્યારે આ ભાઇઓ અથવા તેમના મિત્રો મારી સ્વતંત્રતા ઉપર કે મારા ધર્મ ઉપર તરાપ મારશે એવો મને લેશ પણ ભય નથી. મારી આ ખાતરી પરમેશ્વર ઉપરની શ્રદ્ધાને અને જે તેનો ડર રાખીને ચાલે તેનું રક્ષણ કરવાનું તેનું બિરદ છે તે વિષેની આસ્થાને લીધે પ્રથમ, અને પછી અલી ભાઇઓ અને તેમના મિત્રોની ખાનદાની ઉપરના વિશ્વાસને લીધે બંધાયલી છે; જોકે હું જાણું છું કે બે ભાઇઓમાંથી ગમે તે એક મારા જેવા દસને ખીસામાં ઘાલીને ફરે એવા

શરીરબળવાળા છે. અમારી એકતાના આ એક દાખલા ઉપરથી આખા હિન્દુસ્તાનને માટે મેં સામાન્ય નિયમ ઘડી કાઢ્યો છે, કે જો આપણામાં પરસ્પર–સહિષ્ણુતા હોય, આપણા પોતામાં એટલે કે માનવજાતના સારાપણામાં વિશ્વાસ હોય તો, હિન્દુમુસલમાનની એકતા શક્ય છે.

---

# § બુલંદશહરનો બનાવ

બુલંદશહરના મૅજિસ્ટ્રેટ આગળ શ્રી૦ ત્યાગીનો કેસ ચાલેલો અને તે કેસમાં આરોપી જ્યારે કોર્ટમાં હતો, એટલે કે મૅજિસ્ટ્રેટના રક્ષણ નીચે હતો, તે વખતે મૅજિસ્ટ્રેટે તેને તમાચો મરાવેલો એ વાચકોને યાદ હશે જ. તે મૅજિસ્ટ્રેટ સાહેબે હવે આરોપીની માફી માગી છે. તેનો મજકુર હું નીચે આપું છું:

આરોપી,

આજનું કામ આગળ ચાલે તે પહેલાં હું તમને બે શબ્દ કહેવા ઇચ્છું છું.

તેના બે કારણ છે. એક તો હું તમારો કેસ ચલાવું છું તે વખતે તમને અથવા બીજા કોઇને પણ એવો શક ન પડવો જોઇયે કે તમારો કેસ રીતસર અને ન્યાય પ્રમાણે નહિ ચલાવવામાં આવે. બીજું કારણ એ છે કે અત્યારે ગમે તેવા ગપાટા મારતાં આંચકો ન ખાય તેવા માણસો નજીવા બનાવોને પણ મોટું રૂપ આપીને દાગનો લાભ કરવા ટાંપીને બેઠેલા છે, તેવે વખતે પ્રજાના કોઈ પણ વર્ગને ખીજવવાનું વાજબી કારણ મળે એવો કોઇ પણ બનાવ બને એમ કોઈ પણ સરકારી અમલદાર ન ઇચ્છે.

કેસની પહેલી સુનાવણી વખતે હું આકળો થયો હતો અને તમે ઉદ્ધત બન્યા હતા. તમને તમાચો મરાવ્યો એ મેં ભૂલ કરી છે, અને તે માટે મને દિલગીરી થાય છે.

તમને હું હવે જણાવું છું કે અદાલત પ્રત્યે તમે અદબથી વર્તશો તો તમે જોશો કે હું તો તમારી સાથે સભ્યતાથી જ વર્તું છું. તમે બરાબર વર્તન નહિ રાખો તો તે બાબત મારે યોગ્ય ઇલાજ લેવા પડશે. પરન્તુ તમારો કેસ તો ન્યાયપૂર્વક અને ધીરજથી ચલાવવામાં આવશે જ અને કેસને લગતી બાબત ઉપર તમારે જે કહેવાનું હશે તે યોગ્ય સમયે કહેવાની તમને પૂરેપૂરી તક મળશે

(સહી) ડબલ્યુ. ઇ. ડૉબ્સ

તમારી કોમના વફાદાર ગૃહસ્થો, જેઓ આ જીલ્લામાં સારું કામ કરી રહ્યા છે તેમની ખાતર હું વધુ જણાવું છું કે તમારા ઉપર જે આરોપ મુકવામાં આવ્યો છે તે સંબન્ધે આ અદાલતમાં કે બીજી કોઈ અદાલતમાં તમે જો નિર્દોષ ઠરશો તો મલબાર દુઃખનિવારણ ફંડમાં હું રૂ. ૫૦) ની રકમ ભરીશ.

તા. ૬–૧૦–૨૧ (સહી) ડબલ્યુ. ઇ. ડૉબ્સ.

તા. ૨૩-૧૦-૧૯૨૧

મને તો ખુલ્લું દેખાય છે કે સર માઇકલ ઓડવાયરે છેલ્લી ધારાસભામાં કરેલી અપમાનકારક ટીકાઓ બદલ તેની પાસે જેમ માફી મંગાવવામાં આવી હતી તેમ આ માફી પણ ઉપરના દબાણને લીધે માગવામાં આવેલી છે. માફીના શબ્દોમાં કુટિલતા અને કૃત્રિમતા તો છે જ, પરન્તુ મૅજીસ્ટ્રેટ સાહેબે તો ધીરજથી કેસ સાંભળવાનું આરોપીને વચન આપ્યું તે તે જ દિવસે તોડ્યું. તેના એકરારમાંથી જે ફકરો તેઓ સાહેબને નહોતો ગમતો તે તેમણે કાઢી નાખ્યો. આરોપી જો નિર્દોષ ઠરે તો મૅજીસ્ટ્રેટ સાહેબ વફાદાર માણસોની ખાતર મલબાર દુઃખનિવારણ ફંડમાં રૂપીયા પચાસ આપવાનું કહે છે, તે તો તેમની નઠોરતા જ બતાવે છે. મૅજીસ્ટ્રેટે ગુન્હો કર્યો તેના દોષમાંથી મુક્ત થવા આ રકમ તો આપી છે. આરોપીના નિર્દોષપણા કે દોષીપણા સાથે વફાદાર લોકોને કોઇ લેવાદેવા નથી. તો પછી આરોપી નિર્દોષ ઠરે તો આ રકમ આપું એવી શરત શા માટે? મૅજીસ્ટ્રેટે આરોપી ઉપર હુમલો કરવાનો ગુન્હો કર્યો એમાંથી તો અતિશય ગંભીર પ્રશ્ન ઉભો થાય છે. કોઇ પણ સુધરેલા રાજ્યમાં આવો માણસ મૅજીસ્ટ્રેટનું પદ એક દિવસ પણ ભોગવી શકે ખરો? દાખલા તરીકે ઇંગ્લંડના મુખ્ય ન્યાયાધીશ તેમની સમક્ષ જે આરોપીને ઉભો કરવામાં આવે તેના ઉપર હુમલો કરે અને પોતાનું ઉચ્ચ સ્થાન પણ રાખી શકે એવું બને ખરૂં? જો આ હિન્દુસ્તાનની સરકાર ખરેખરી બેકાયદા અને પૂરેપૂરી બીનજવાબદાર સરકાર ન હોત તો તો તે મૅજીસ્ટ્રેટને બરતરફ જ કરત અને સાધારણ ગુન્હેગારની જેમ તેના ઉપર કામ ચલાવત. કેસ ચાલુ હોય તે દરમિયાન સામે ઉભેલા આરોપી ઉપર ન્યાયાધીશ હુમલો કરે એ કાંઇ સાધારણ હુમલાના ગુન્હા જેવો ગુન્હો ન ગણાય અને તે એમ ને એમ સહેલાઇથી જતો પણ ન કરાય.

સહકાર કરવાની ધીરજને પણ કાંઇ હદ હોય છે. મૅજીસ્ટ્રેટો પ્રજાના અપરાધ કરે છે તે બાબત શું હિન્દી પ્રધાનોના દિલમાં કાંઇ જ લાગતું નથી? અથવા તો શું તેમને એમ લાગે છે કે મૅજીસ્ટ્રેટ તેમના પોતાના ખાતાનો માણસ નથી, એટલે તેઓ તેને માટે જવાબદાર નથી?

અસહકારીની ફરજ તો ઉઘાડી છે. સરકારી અમલદારો કાયદા અને નીતિનો ભંગ કરે તે તે દરેક પ્રસંગે આપણે આપણા નિશ્ચયમાં વધારે ને વધારે દઢ થતા જઇએ. જે રાજ્યવ્યવસ્થામાં આવા ઘોર અત્યાચારો થઇ શકે છે તે જ્યાં સુધી ફના ન થઇ જાય ત્યાં સુધી આપણને ચેન ન વળવું જોઇયે.

કેસની બીજી મુદતના બે દિવસ અગાઉ શ્રી૰ ત્યાગીએ મૅજીસ્ટ્રેટને નીચે પ્રમાણેનો જવાબ મોકલ્યો હતો:

"બન્દે માતરમ્"

બુલન્દશહરના ડિસ્ટ્રિક્ટ મૅજીસ્ટ્રેટની કોર્ટમાં,—

હિન્દુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ તથા ૧૫૩ નીચેના આરોપી મહાવીર ત્યાગીનો જવાબ.

હું મહાવીર ત્યાગી એક નિર્દોષ આરોપી છું. મને નીચે પ્રમાણે જવાબ રજૂ કરવાની ફરજ પડે છે હું આ લેખી એકરાર કરીને જાહેર કરું છું કે ત્રીજી તારીખે ઉપર કહેલા મૅજીસ્ટ્રેટ તેનું પોતાનું જાલિમપણું અને નાલાયકી સાબીત કર્યાં છે. વળી તેમણે ભરઅદાલતમાં મારી સાથે એવું વર્તન ચલાવ્યું છે કે જેથી મને પોતાને, મારી કોમને અને મારા રાષ્ટ્રને અપમાન તથા આઘાત પહોંચ્યાં છે. કવાયતમાં 'એટેન્શન' અથવા 'હોશિયાર' ના હુકમથી જેવા ટટાર ઉભા રાખે છે, તેમ ઉભા રહેવાની તેણે મને ફરજ પાડી, પોલીસ પાસે લાતો મરાવવાની ધમકી આપી તથા તમાચા મરાવ્યા મૅજીસ્ટ્રેટનું આ કૃત્ય તદ્દન ગેરકાયદે અને જંગલી છે. તેથી મારા રાષ્ટ્રની, ધર્મની અને અંગત આબરૂ તથા સ્વમાન જાળવવા ખાતર, મૅજીસ્ટ્રેટના કૃત્યના વિરોધ તરીકે મેં મૂંગાવ્રત પાળવાનો નિશ્ચય કર્યો છે અને જે અદાલતે કાયદામાત્રને કોરે મુક્યા છે તેની સાથે અબોલા લીધા છે—"

[નોંધ: આ એકરારમાંથી નીચેના શબ્દો આરોપીની મરજી વિરુદ્ધ કોર્ટે કાઢી નાખીને સહી કરી તથા તારીખ નાખી:

"જૈસા કિ પંજાબમેં મેરી બહિનોંકી ગેર બેહુરમતી ઇન્સાફ કે લિયે દરબાર-ઇ ઇલાહિમેં પેશ હૈ." એટલે કે પંજાબમાં જેમ મારી બહેનોનું અપમાન કર્યું છે અને તેમની બેઈજ્જતીનો પરમેશ્વરના દરબારમાં તેઓ ન્યાય માગી રહી છે તે જ પ્રમાણે—]

—હું મારું અપમાન જે મારી બહેનોના અપમાન કરતાં તો ઘણું ઓછું છે, તેનો બદલો વાળવાનું પરમેશ્વરને સોંપું છું. એમ સંભવિત હોય કે મારા તરફ જે બેહૂદું વર્તન ચલાવવામાં આવ્યું તે લોકોને ઉશ્કેરવાના ઇરાદાથી જ કરેલું હોય. પણ હું મારા અનુભવથી કહું છું કે હવે હિન્દુસ્તાનના લોકોને બરાબર કેળવણી મળી ગઇ છે. તેઓ ગમે તેવા જુલમ સાંખી લેશે, પરન્તુ મહાત્મા (ગાંધી) એ બતાવેલા અહિંસાના માર્ગમાંથી એક ડગલું પણ ચળશે નહિ.

હું ઈશ્વર પાસે માગું છું કે મારા દેશનો છુટકારો કરે.

બુલંદશહર જેલ
તા. ૪-૧૯-૨૧

(સહી) મહાવીર ત્યાગી,—મૂંગો.

તા. ૨૩-૧૦-૧૯૨૧

આ એકરાર સાફ સાફ છે અને તેમાં જણાવેલા ભાવો શ્રી૦ ત્યાગીના પોતાના હોય તો તેમના ઉપર હુમલો કર્યો તે વખતની તેમની હિંમત વિષે જે શંકા ઉઠાવી હતી તે વિચાર બદલવો જોઇએ. આ કેસ બહુ અગત્યનો છે, કારણ કેદીના શરીરના રક્ષણનો પ્રશ્ન તેમાં સમાયેલો છે. માટે તેમાંથી ઉપજતા મુદ્દા કાંઇક વિગતથી તપાસવાની જરૂર છે. મારા વિચાર પ્રમાણે તો અબોલા લેવા અને મૂંગાનું ઉપનામ ધારણ કરવું તેથી કાંઈ વળે નહિ. કેદીને જે દિવસે માર મારવામાં આવ્યો તે જ દિવસે કેદીની ચોખ્ખી ફરજ હતી કે પોતે પોતાની રાજીખુશીથી અદાલતમાં રહેવાની ના પાડે. આવા કહેવાતા ન્યાયાધીશ આગળ ચાલતા કેસમાં ભાગ લેવાની તે જ ઘડીએ તે ના પાડી દે. કોર્ટની હકુમત નહિ માનવાની નિશાની તરીકે જરૂર તે ત્યાં બેસી તો જાય જ. આવું બધું કરવાથી કદાચ વધારે માર પડે, વધારે સજા થાય, પણ સબળાના શસ્ત્ર તરીકે અહિંસાનો અર્થ જ એ છે કે જુલમમાંથી બચવા માટે તે દુઃખ અને શારીરિક ઇજા વહોરી લે. આ લડતમાં સાધારણ રીતે વારંટ ઉપરથી કોર્ટમાં હાજર થવાની છૂટ રાખવામાં આવી છે, કારણ બુલંદશહરના મૅજિસ્ટ્રેટે જેવું વર્તન ચલાવ્યું તેવા વર્તનની કલ્પના જ નહોતી. પરન્તુ આ મૅજિસ્ટ્રેટનું વર્તન તો અસાધારણ હતું, એટલે તેનો ઇલાજ પણ અસાધારણ હોય.

આ એકરારમાં અહિંસા ઉપર ભાર મુકયો છે તે યોગ્ય છે. પરન્તુ મારા કહેવાનો કોઈ અનર્થ ન કરે એમ હું ઇચ્છું છું. અહિંસાની પ્રતિજ્ઞાને લીધે આપણે આપણો તેજોવધ ન થવા દઇયે, એટલે આપણને પેટે ચાલવાની કે નાકલીસોટી તાણવાની કે યુનિયન જૅકને સલામો કરવાની કે અમલદારોના કહેવાથી કોઈ પણ જાતનું નામોશી લાગે તેવું કૃત્ય કરવાની એ પ્રતિજ્ઞા ફરજ પાડતી નથી. તેથી ઉલટું, આ પ્રતિજ્ઞા તો એવી ફરજ પાડે છે કે ગોળાથી ઉડાવી મુકવામાં આવે તોપણ આવું કોઇ કૃત્ય આપણે ન કરીયે. દાખલા તરીકે જલિયાંવાલા બાગમાંના લોકો ઉપર ગોળી છોડવામાં આવી ત્યારે તેમની ફરજ પાછા ભાગવાની કે પીઠ ફેરવવાની નહોતી જ. જો તેઓ અહિંસાનો મર્મ સમજેલા હોત તો આપણે તેમની પાસેથી એવી આશા રાખત કે જ્યારે ગોળી ચાલી ત્યારે ખુલ્લી છાતીએ તેઓ તેની સામા જાય અને તેમના મરણથી દેશનો છૂટકારો થશે એવી શ્રદ્ધાપૂર્વક મૃત્યુને આનન્દથી વધાવી લે. અહિંસાવાદી તો જાલિમના જોરને હસી કાઢે છે અને પોતાની નિર્વૈરતાથી તેને ભોંઠો પાડે છે. તેણે ધાર્યું હતું તેમ આપણે વર્ત્યા તેથી જનરલ ડાયરની જાળમાં આપણે ફસાયા. તેવી ગોળીના મારામાંથી

આપણે નાસી છૂટીયે, આપણે પેટે ચાલીયે અને નાકલીસોટી તાણીયે એવું તે કરાવવા માગતો હતો. 'તોબા પોકરાવવા'ની યુક્તિનો તે એક ભાગ હતો. આપણે સામે મ્હોંએ તેનો વિરોધ કરીયે તો ભૂતના ભડકાની માફક તે ઉડી જાય. આપણે સહુ એ જાતની હિંમત નયે બતાવી શકીયે, પરન્તુ મારી ખાતરી છે કે આપણામાંના કેટલાકમાં જરા પણ બદલો લેવાની ઇચ્છા વિના આવા જુલમો સામે ખડકના જેવા અડગ થઇને ઉભવાની હિંમત નહિ હોય ત્યાં સુધી આ વર્ષે સ્વરાજ મળવાનું નથી. જેમ હવામાં જોરથી હાથ વીંઝીયે તો તે ઉતરી જાય, તેમ જાલિમના જોરનો સામો જવાબ ન મળે તો તેને પોતાને તેનો પાછો આંચકો વાગે છે.

કાયદાનો સવિનય ભંગ કરવાની શક્તિ મેળવવા સારૂ જેમ આપણામાં ઉપર વર્ણવી તેવી શાન્ત હિંમતની જરૂર છે, તે જ પ્રમાણે સ્વેચ્છાથી હુકમ ઉઠાવવાની પૂરેપૂરી તાલીમની પણ જરૂર છે. કાયદાનો સવિનય ભંગ એ અહિંસાનું સક્રિય સ્વરૂપ છે. નબળાની નિષ્ક્રિય અથવા અભાવાત્મક અહિંસા અને સબળાની અહિંસામાં જે ભેદ છે તે કાયદાના સવિનય ભંગમાં જોઇ શકાય છે. નિર્બળતાથી તો સ્વરાજ મળે જ નહિ. તેમ અભાવાત્મક અહિંસાથી પણ આપણું કાર્ય સરે નહિ.

શું આપણી અંદર જરૂરની તાલીમ છે ? એક મિત્ર મને પૂછે છે કે આપણે પોતે કરેલા નિયમો અને ઠરાવોને તાબે રહેવાની વૃત્તિ આપણે ખીલવી છે ? આ બાર મહિનામા આપણે ખૂબ આગળ વધ્યા છીયે, છતા કાયદાનો સવિનય ભંગ નિશ્ચિન્ત થઇને કરી શકીયે એટલો વિશ્વાસ નથી આવ્યો. જે નિયમો આપણે પોતાની સ્વેચ્છાથી કરેલા હોય, અને જે નિયમોના ભંગ માટે ભલે આપણા અન્તરાત્માની નાપસંદગી સિવાય બીજી કશી સજા ન હોય, તેવા નિયમો બીજાએ આપણા ઉપર ઠોકી બેસાડેલા નિયમો કરતા અથવા જેના ભંગ માટે દંડ આપીને આપણે છૂટી શકીયે તેવા નિયમો કરતાં આપણને બહુ જ વધારે બન્ધનકારક હોવા જોઇયે. એટલે એ સિદ્ધ થાય છે કે જો આપણે પોતે કરેલા નિયમો પાળવાની તાલીમ આપણે ન મેળવી હોય અથવા બીજી રીતે કહીયે તો આપણા પોતાના વચન પાળતાં આપણે ન શીખ્યા હોઇએ તો જે અનાદરને સાદર અનાદર કહી શકાય તેવો કાયદાનો અનાદર કરવાને આપણે નાલાયક છીયે. માટે હું દરેક મહાસભાવાદીને, દરેક અસહકારીને અને સૌથી વિશેષ તો મહાસમિતિના દરેક સભાસદને—પુરુષો તેમજ સ્ત્રીઓને—

સૂચવું છું કે તેઓ મહાસભાનું અને તેના ધ્યેયનું કામ લઈને બેસી જાય, સખતમાં સખત આત્મપરીક્ષણ કરે અને જ્યાં જ્યાં પોતાની ત્રૂટી દેખાય ત્યાં ત્યાં તે સુધારી લે.

---

## કામદારોને—

ભાઈઓ,

મુસાફરી પૂરી કરીને હું અમદાવાદમાં આવ્યો છું ત્યારથી સાંભળી રહ્યો છું કે શરાબ પીવાની ટેવ બધાઓમાં ઓછી થઈ છે, પણ જે પીઠા પર મીલના કામદારો જાય છે ત્યાં તો ધંધો અસલના જેટલો જ ચાલી રહ્યો છે; એટલું જ નહિ, પણ તેઓ સ્વયંસેવકોને ગણકારતા નથી, તેઓને ગાળ દે છે ને તેઓને મારે પણ છે. મને ખબર નથી કે આમાં કેટલું સત્ય છે. મારી ખાતરી છે કે સેંકડો કામદારો તો આવી વર્તણૂક પસંદ ન જ કરે.

તમારે સારુ જેઓ મહેનત કરી રહ્યા છે તેઓ એવી આશાએ મહેનત કરી રહ્યા છે કે તમે સારા થાઓ ને સુખી થાઓ, તમે તમારી ખરાબ આદતો છોડો, તમે પૈસા બચાવતાં શીખો, તમે ઇજ્જતદાર બનો, તમે સારા ઘરોમાં રહો, તમારાં છોકરાં ભણેગણે, તમે સ્વચ્છ રહો, તમે પોતે ફુરસદના વખતમાં સારું વાંચો વિચારો ને દરેક રીતે સમાજમાં દીપો.

તમને મદદ કરનારા તમને કેવળ વધારે પગાર કે બક્ષિસો અપાવીને સન્તોષ પામે તેમ નથી. તમે જો કેવળ પગાર વધારવાને જ સારુ તેમની સેવાનો સ્વીકાર કરો ને તમારા જીવનમાં સુધારો ન કરો તો તમે તેઓની સેવા ખોઈ બેસો અને જે પ્રજામત આજે તમારી તરફ છે, એ પછી તમારી તરફ ન રહે.

તમે સારા થાઓ એટલું જ નહિ, પણ તમે દેશમાં ચાલતી ધાર્મિક ને આત્મશુદ્ધિની લડતમાં ભાગ લો. તમે ખિલાફત તરફની, પંજાબ તરફની ને સ્વરાજ આપવાની તમારી ફરજ સમજો ને બજાવો. તેમ કરવું હોય તો તમારે ખરી આદતો છોડવી જ જોઈએ. આપણે ઈશ્વરને નામે લડી રહ્યા છીએ. શું ઈશ્વર શરાબી, જુગારી કે વિષયીને મદદ કરનારો છે? શરાબી મુસલમાન ખિલાફતનું શું ભલું કરે? શરાબી હિન્દુ તેના મુસલમાન ભાઈને શી મદદ કરવાનો?

જ્યારે જ્યારે તમારા પગારમાં વધારાની કે તમારે સારુ બક્ષિસની વાત હું માલિકો પાસે કરું છું ત્યારે ત્યારે તેઓ મને કહે છે, 'તમે વધારો માગીને શું

કરશો? શું કામદારો તેમાંથી સારો ખોરાક લેશે? સારાં કપડાં લેશે? પોતાનાં છોકરાં ભણાવશે? કે તેઓ તેનો વધારે દારૂ પીશે?' આ સાંભળું છું ત્યારે મારૂં માથું શરમને માર્યે નીચે નમે છે. આવી કફોડી સ્થિતિમાંથી તમારે મને ઉગારી લેવા જોઈએ. અને શરાબ છોડીને જ તમે તેમ કરી શકો છો.

તમે વાંચનાર તો શરાબ નહિ પીતા હો, પણ તમારા સાથીને સારૂ તમે કેમ જવાબદાર થઈ શકો? એ પ્રશ્નનો જવાબ એ છે કે સાથીને સારૂ જવાબદાર થવામાં જ સ્વરાજ છે. સાથીને મનાવવો ને શરમાવવો એ તમારૂં કામ છે. દારૂ પીનાર કામદારની તમે જ ચોકી કરો. એમના સુધારાનો બોજો તમારી ઉપર જ હોવો જોઈયે. અને આમ તમે તમારામાં દહાડે દહાડે સુધારા કરતા જાઓ ત્યારે જ પગારના વધારા, ઇનામો વગેરે શોભે. જો તમે સુધારા ન કરી શકો તો તમારી તરફ લોકલાગણી હમેશાને સારૂ ન જ રહી શકે એ તો સમજી શકો એવી વાત છે. તેથી મારી ઉમેદ છે કે આ શરાબની બદીને તો તમે ખૂબ પ્રયત્ન કરીને કાઢશો.

તમારો હિતેચ્છુ,
મોહનદાસ કરમચંદ ગાંધી

---

# મારી નોંધ

## મુસાફરીની શરત

ગુજરાતમાં મુસાફરી કરવાની માગણીઓ મારી પાસે આવ્યાં જ કરે છે. ડાકોર વગેરે જગ્યાએ જવાનું મને કહેવામાં આવ્યું. પેટલાદ સોજીત્રા જઈ આવવાની માગણી થઈ, પણ આ માસના અન્ત લગી તો મેં માફી માગી જ છે. પછી મારે દિલ્હી તો જવું જ છે ત્યાંથી પાછો આવી હું ગુજરાતમાં થોડું ભમવા ઇચ્છું છું. મેં કંઇ ગુજરાતની આશા છોડી જ નથી. ગુજરાત આ ધર્મયુદ્ધમાં સંપૂર્ણ બલિદાન આપશે એવી ઉમેદ હું અવશ્ય રાખી રહ્યો છું, અને તેથી મારી ઉમેદ છે કે મને એવી જ જગ્યાએ લઇ જવામાં આવશે કે જ્યાં સ્ત્રીપુરુષો વારંતહેવારે, બધે અવસરે, ઘરમાં ને બહાર ખાદીનો જ ઉપયોગ કરતાં હશે. મારો વખત સહુ બચાવી લે એમ હું ઇચ્છું છું. એક જીલ્લો પણ જો પૂરો તૈયાર હશે તો તેની મારફતે આપણે લડત ખૂબ ચલાવી વિજય મેળવી શકશું તેવા જીલ્લામાં તે સમયે રહેવા હું તૈયાર છું. તે તૈયારીની શરતો આ છેઃ

૧. ત્યાંના હિન્દુમુસલમાન સગા ભાઇની જેમ રહેતા હોય; એકબીજાથી ડરીને નહિ પણ એકબીજાના પ્રેમને વશ વર્તી.

તા. ૨૩-૧૦-૧૯૨૧

૨. ત્યાં તો હિન્દુ, મુસલમાન, પારસી બધા અન્તઃકરણપૂર્વક માનતા હોય કે, હિન્દુસ્તાનની મારફતે ખિલાફતની જીત કેવળ શાન્તિમય યુદ્ધથી થઈ શકે.

૩. ત્યાંના લોક માનતા હોય કે શાન્તિની સાથે આપણામાં ફાંસીએ લટકવા સુધીની હિમ્મત હોવી જોઈયે. ને તે હિમ્મત ત્યાંના સોમાં એક જણમાં તો હોય જ; એટલે પાંચ લાખની વસતીના જીલ્લામાં એવા શાન્ત મરણીઆ ઓછામાં ઓછા ૫૦૦૦ નીકળવા જોઈયે.

૪. ત્યાંના હિન્દુઓ અસ્પૃશ્યતાને પાપ સમજતા હોય ને ભંગી, ઢેડ ઈત્યાદિ સાથે દયાભાવથી વર્તતા હોય.

આટલું તો માનસિક આચરણ. અને એમની સચ્ચાઇની નિશાની દાખલ ને તેમની ખંતના પૂરાવા દાખલ

૫ ત્યાંની વસ્તીના નેવું ટકા સ્ત્રીપુરુષો પરદેશી કાપડનો ઉપયોગ ન કરતા હોય ને કેવળ હાથે કાતેલી ને તે જીલ્લામાં જ વણાયેલી ખાદી પહેરતાં હોય ને તેમાં દર દસ જણ દીઠ એક રેંટીયો હોય ને તે ચાલતો હોય.

આટલી શરતોનું પાલન તદ્દન સહેલું છે, ને તેટલું કરનાર એક જીલ્લો હોય તોપણ તે લગભગ સ્વરાજ મેળવવા શક્તિમાન થાય. ગુજરાત આખું એ રીતે તૈયાર થાય તો ચોક્કસ સ્વરાજ મેળવે. કોઈ જીલ્લામા દરો એક માણસ મરણીઓ નીકળે તોપણ સ્વરાજ અવશ્ય મળે. આ બધામાં એક જ કારણ છે એ વાંચનાર જોશે. આપણે આને સત્યનું ને શાન્તિનું યુદ્ધ ગણીયે છીયે. જો સત્ય ને શાન્તિએ આપણામાં ઘર કર્યું હોય તો આપણને ઉપરની શરતો રમત માત્ર છે એટલું સૌ યાદ રાખશે કે આપણા વિરોધીઓ—પછી તે અંગ્રેજ હોય કે આપણા જ વર્ણના સહકારીઓ હોય—તેમનો આપણે તિરસ્કાર ન કરીયે, તેમને ગાળ ન દઇયે, તેમનું અપમાન ન કરીયે. આપણે જ બળે આપણે ઝુઝવાનું છે, તેમને હલકા પાડીને નહિ.

આ લડત સભ્યતાની છે. સભ્યતાને જગતમાં શત્રુ નથી, નથી ને નથી જ.

## દીવાળી

દીવાળી હવે નજીક આવી છે. તેની તૈયારી કેમ કરાય એ હું એકવાર તો જણાવી ગયો છું, છતાં ફરી નોંધી જાઉં છું. દીવાળીને સારૂ આપણે પવિત્ર બનીયે રેંટીયાની પૂજા તે લક્ષ્મીપૂજન છે, એટલે દરેક ઘરમાં સારામાં સારો રેંટીયો દાખલ કરી દેવો જોઈયે. કંઈક સુતર તો તેમાંથી આપણે કાઢવું જોઇયે. એટલે ઘરનાં બધાં માણસો મળીને રેંટીયો આખો દહાડો ચલાવે. તેમાં જે સુતર નીકળે તે આપણે આપણા ચોપડામાં ઈશ્વરને ખાતે જમે કરીયે.

બાળકોને નવી વસ્તુ તો જોઇયે જ. હાથેથી કાંતેલા સૂતરની ખાદીની ટોપીઓ બાળાઓને આપીયે, તેવી જ ખાદીનાં સુન્દર દફતર બાળકોને આપીયે. હાથના સૂતરની રસીઓ બનાવી તે છોકરાંઓને તાણાવાણાની રમત રમવા સારૂ આપીયે. એવી ખાદીનું એકએક વસ્ત્ર તો જરૂર બનાવી લઇયે છતાં ખાદીનો પણ જોઇતો જ ખર્ચ કરીયે

બાળકો ફટાકડા માગે તેને કહેવાય, ફટાકડા ફોડવાના દિવસો તો સ્વરાજ મળ્યેને ભૂખમરો મટવે જ આવે જ્યા લગી ભૂખમરો નથી ગયો ત્યાં લગી આપણે ફટાકડાનાં પૈસા ન જ ખરચીયે, પણ આપણો મેલ કાઢવાને સારૂ આપણી પાસે જેટલા પરદેશી કપડાં હજુ રહી ગયાં હોય તે કાઢી તેની મઝાની હોળી દીવાળીને દહાડે કરીયે ને આપણો મેલ બળી રહ્યો છે એ જોઇ તેમાંથી આનન્દ લઇયે

પણ એક જૈન ભાઇ લખે છે કે આ હોળીમા અનેક જંતુઓ બળે છે ને હિંસા થઇ રહી છે—જોયુ જાય તેમ નથી, તેથી આપણે પરદેશી કપડાંને સંઘરી રાખીયે એ વધારે સારૂં નહિ? આ સવાલ જૈનોની અત્યારની દૃષ્ટિએ ઠીક ઉઠયો છે. અલ્પમા અલ્પ જંતુ પણ આપણા સગા છે, આપણા ભાઇ છે; તેમની ઉપર આપણે દયા રાખવી એ આપણો ધર્મ છે આ અમર વાક્ય છે પણ એટલું જ કહીને આપણે બેસી નથી શક્તા. એમ છતાં આપણે ચૂલો રાખીયે છીયે, મુડદાં બાળીયે છીયે. જેમ નાશ એ હિંસાનું સ્વરૂપ છે તેમ જ ઉત્પત્તિ પણ હિંસાનું સ્વરૂપ છે ઉત્પત્તિ વિના નાશ નથી ને નાશ વિના ઉત્પત્તિ નથી. હાથના કર્યાં હૈયે લાગવાનાં જ છે. પરદેશી કપડાંનો ઉપયોગ ત્યાજ્ય છે એ કબુલ કરીયે તો તેને બાળવા એ ઓછામાં ઓછી હિંસા છે. અને જ્યા બે હિંસાની વચ્ચે પસંદગી કરવાનો સમય આવે ત્યાં ઓછામા ઓછી હિંસા કરી વિરમવું રહ્યું કપડાને સંઘરવામા કપડા એક ઠેકાણે રહેવાથી તેને ઉધઇ વગેરે ચડવાનાં ને ત્યાં નાશ અને ઉત્પત્તિની ક્રિયા એટલી ઝડપથી થવાની કે હોળીમાં જે નાશ રહ્યો છે તે નાશ કરતાં પેલામાં બહુ વધારે થશે એક માણસને ભૂખે મરવા દેવો તેના કરતાં તેનો તુરત નાશ કરવો એ ઓછી હિંસા છે તેથી જ આપણા સમાજમમા રહેનારાનાં પાણી અનાજ બંધ કરવાં એ આપણી લડતના નિયમની વિરુદ્ધ છે એમ મેં બતાવ્યુ હતુ. પણ આ વિષયમાં હું આથી વધારે હમણાં નહિ ઉતરૂં, કેમકે તેની ચર્ચા વખત મળ્યે કોઇ વેળા વધારે કરી શકાશે અત્યારે તો હું એટલો જ અભિપ્રાય આપું છું કે દરેક દૃષ્ટિએ પરદેશી કપડા બાળવા એ ઓછામાં ઓછી હિંસાવાળી ને હિન્દુસ્તાનના એટલે જગતના કલ્યાણને સારૂ જરૂરી ક્રિયા છે

પણ દીવાળીના દિવસોમાં મુસલમાનને શું? એ તો હિન્દુનો તહેવાર છે તેથી જ હું મુસલમાનોને સૂચવું કે તેમાં એઓએ પણ રસ લેવો જોઇયે. તેમાં જે ધર્મવિધિ છે તે હિન્દુનો જ રહેશે. પણ તે હિન્દુને ઉત્સવનો દિવસ છે, તેથી તેમાં મુસલમાનો પણ ભાગ લે ને તેનો ઉપયોગ જેટલો સમસ્ત હિન્દને સારૂ કરવામાં આવે તેટલે દરજ્જે તેઓએ ને

બીજી બધી કોમોએ તેમાં ભળવું જોઇએ. મુસલમાની નવા વર્ષને દહાડે, પારસી નવા વર્ષને દહાડે, ખ્રિસ્તી નવા વર્ષને દહાડે આપણે તે તે પંથના માણસોને સુખાકારી ઇચ્છીયે ને તેવે સમયે તેઓ જે જે સાર્વજનિક ઉત્સવ કરે તેમાં ભાગ લઇયે. એકબીજાનાં સુખ-દુઃખમાં ભાગ લેવો એ આપણું કાર્ય છે જ. તેથી આ હિન્દુના દીવાળીના દહાડામાં બધી કોમો મળી સ્વદેશીને દરેક રીતે ઉચકી લેશે એવી મારી ઉમેદ છે.

## ગીતામાં રેંટીયો

ગયા અંકમાં કવિવરના રેંટીયા વિષેના વિચારનો જવાબ આપવાનો મેં પ્રયત્ન કર્યો, તેમાં એમ જણાવ્યું છે કે હું તો ગીતાજીમાં પણ રેંટીયો જોઉં છું. તેના આધાર રૂપે મેં ત્રીજા અધ્યાયના કેટલાક પ્રખ્યાત શ્લોકો ટાંક્યા છે. એ હું જાણું છું કે મેં જે અર્થ કર્યો છે તે ગીતાજીની ટીકાઓના અક્ષરમાં જોવામા નહિ આવે. છતાં એ અર્થ હું આજે નથી કરતો, પણ લગભગ ૧૯૦૯ની સાલથી કરતો આવ્યો છું એ શ્લોકોનો ભાવાર્થ એ છે કે જે યજ્ઞ કર્યા વિના જમે છે તે ચોરી કરે છે. આમાં યજ્ઞનો અર્થ આપણે સમજીયે તો મેં કરેલો અર્થ કબૂલ કરવામાં અડચણ ન જ આવે. યજ્ઞથી પર્જન્ય થાય છે, એનો સીધો અર્થ તો એ જ છે કે માણસ મજૂરી કરે તો ઝાડ ઉગે ને ઝાડ ઉગે તો વરસાદ આવે. લોકકલ્યાણ અર્થે કરેલી શારીરિક મજૂરી એ જ ખરો યજ્ઞ. પશુનો કે ફળાદિનો પણ ભોગ આપીને કરેલો હોય તે શુદ્ધ યજ્ઞ તો નથી જ. આવો સાર્વજનિક યજ્ઞ એક તો એવી છે. પોતાની મહેનતથી થયેલા પાકમાંથી ખેડુત થોડું જ ખાય છે. તેની મુખ્ય મહેનત જાણ્યે અજાણ્યે પણ લોકસંગ્રહ સારૂ છે. એ મહેનત બધાથી ન જ થઇ શકે તેને સારૂ શરીર મજબૂત અને ગડનકામાં કામ કરતાં કસાએલાં હોવાં જોઇયે. પણ રેંટીયો તો બધા ચલાવે રેંટીયામાંથી માણસ ભલે પોતાનું ભરણપોષણ ન કરી શકે પણ પ્રજાનું તો કરી શકે, એ સરસ શબ્દોમાં દાકતર રૉય જેવા શાસ્ત્રીએ પણ બતાવી આપ્યું. અને જ્યારે હિન્દુસ્તાન પાયમાલ થવાની અણીએ આવેલું છે ત્યારે જે વડે દેશ ઠેકાણે આવી શકે તે રેંટીયો જ છે અને તેથી તે ખરો યજ્ઞ છે. 'આવા પ્રવર્તિત ચક્રને જે નથી અનુસરતો તે ખાલી પોતાના વિષયોને જ સારૂ, એટલે ફોકટ જીવે છે' એ ચક્ર અત્યારે તો રેંટીયો જ છે. જ્યારે એ શ્લોક લખાયો ત્યારે ભલે રેંટીયાનું ધ્યાન એ મહાકવિ અને ઋષિના મનમાં ન હોય, પણ કવિઓ અનન્ત કાળને સારૂ લખે છે ને તેમનાં કાવ્યોમાં તેઓએ ન કલ્પેલા એવા અર્થો સિદ્ધ થઇ શકે છે એ કાવ્યની પૂર્ણતા અને ખૂબી છે. સિદ્ધાન્ત રૂપે એવાં વાક્યો અવિચળ હોય છે. તેનાં ફળો અનેક છે. અને મારો એવો નમ્ર મત છે કે અમૂલ્ય અમૃતવચનોમાંથી આપણને અનેક સુંદર ફળો ઉતારવાનો અધિકાર છે. કવિ ને કિંકર, માલિક ને મજુર, શેઠ ને નોકર, શેઠાણી અને દાસી બધાંએ લોકકલ્યાણ અર્થે મજૂરી તો કરવી જ જોઇયે કરોડપતિ ભલે પોતાને સારૂ મજૂરી ન કરે, રેંટીયો ન ચલાવે, પણ તેણે દેશને અર્થે, લોકને અર્થે તો રેંટીયો ચલાવ્યે જ છૂટકો નહિ તો ગીતાવાક્ય પ્રમાણે તે ફોકટ જીવે છે.

## § સાચા સરપાવ

હલકાબ મેળવનારાઓની યાદી રોજ વધતી જ જાય છે. સરકારના એક પ્રકારના ઇલકાબો છોડી દઇને બીજા અને સાચા પ્રકારના સરપાવો આપણે માની રહ્યા છીએ. ગંગાધરરાવ દેશપાંડેની પસંદગી તાજી જ થઈ છે. તેમનો તથા તેમના જેવા બીજા કેટલાક-નો મને વિચાર આવે છે ત્યારે આપણી જીત નજીક છે એમ મને ખાતરી થાય છે ગોળીઓ-ના વરસાદ વચ્ચે આપણે કેવળ દૃઢ રહેવાની જરૂર છે. સરકારનાં વારન્ટો આપણે કાંઇ પણ હોહા કર્યા વિના અથવા ગુસ્સે થયા વિના શાન્તિથી વધાવી લીધાં કરીયે તો જીત હાથમાંના આમળા જેવી છે એમ આપણને ચોકસ જણાશે. મિત્રો મને કાગળોમાં પૂછયાં જ કરે છે કે બધા નેતાઓને પકડી લેશે, પછી શું થશે ? આવા સવાલ પૂછનારો પોતાના સવાલોથી સ્વરાજ માટેની તેમની નાલાયકી તો નહિ કહું, પરન્તુ તેમની અશ્રદ્ધા પ્રગટ કરે છે. બધા નેતાઓ મરી જશે પછી શું થશે ? આપણા નેતાઓ જેલમાં જાય અથવા મરી જાય એટલે આપણને દોરવા માટે કોઈ ન હોય, તેવે વખતે પણ આપણું કામ ચાલુ રાખવાની શક્તિ બતાવીયે એટલે સ્વરાજ માટેની આપણી લાયકાત આપણે સાબીત કરી રહીયે છીયે. આપણા આગેવાનો જેલમાં ગયા છે તે વાતનું સ્મરણ તો આપણને વધારે ભારે અને વધારે વ્યવસ્થિત કામ કરવાને ઉત્તેજિત કરે. મને ગયા માસની પાંચમીએ પકડવાનો હતો એવી અફવા ઉડેલી, પણ મને પકડવામાં તો ન આવ્યો, તેથી એ મિત્રને નિરાશા થઇ હતી તે ભાઇએ તેમને પોતાને વિષે અને આપણા કાર્યને વિષે જબરી અશ્રદ્ધા બતાવી કહેવાય જેમ આપણે સ્વાભાવિક રીતે જ શ્વાસોચ્છ્વાસ લઇયે છીયે, તેમાં કોઇની મદદની જરૂર નથી પડતી, તેમ હવે કોઇની મદદ વિના આપણે પગભર થવું જ જોઇયે. કર્ણાટક પ્રાન્ત વિષે મારી જે કલ્પના છે તે જો સાચી હોય તો તો ગંગાધરરાવ દેશપાંડેના પકડવા-થી અને જેલ જવાથી ત્યાં પરદેશી કાપડનો પરિપૂર્ણ બહિષ્કાર થવો જોઇયે અને પુષ્કળ ખાદી પેદા થવી જોઇયે તે પ્રાન્તના જે દેશભક્તો જેલમાં ગયા છે અને ભવિષ્યમાં જેલ જશે તેઓની મુક્તિ કર્ણાટક તેના પોતાના જ પુરૂષાર્થ વડે ન મેળવી લે ત્યાં સુધી તે પગ વાળીને ન બેસે.

## § બીજા નેતાઓ

મુંબઇ સરકારે નેતાઓને બરાબર વીણી કાઢવામાં પોતાની બાજી પદ્ધતિસર ખેલવા માંડી છે, એમાં હવે કાંઈ શંકા જેવું નથી રહ્યું. પીર તુરાબઅલીશાહ અને પીર મુલાદિનને તેણે પકડયા છે. આ બન્ને મુસલમાનોને ઘણા અનુયાયીઓ છે અને આમવર્ગની તોફાની વૃત્તિને તેઓ પોતાની લાગવગથી ઠીક અંકુશમાં રાખી શકતા હતા. અલબત્ત ગંગાધરરાવ દેશપાંડેની કર્ણાટકના લોકોમાં અનુપમ લાગવગ પણ શાન્તિના એક કારણરૂપ હતી જ. પણ આ તો મુંબઇની સરકાર અત્યાર સુધી મર્યાદા રાખી રહી હતી તે માટે હવે તેને જાણે શરમ ઉપજતી હોય અને પોતે કરેલી ભૂલનું સાટું વાળવા તે તત્પર થઇ હોય તેના જેવું

લાગે છે. ધારવાડમાં જે ચુકાદો અપાયો છે અને કર્ણાટક તથા સિંધમાં જે પકડાપકડી ચાલી રહી છે તે એ જ બતાવી આપે છે કે લોકોને તોફાન તરફ વાળવાને મુંબઇ સરકાર તેમને જાણે કે આર ભોંકી રહી છે. પરન્તુ આપણે આશા રાખીશું કે તે માટે હવે મુંબઇ સરકાર બહુ મોડી જાગી છે. પોતાનું હિત શામાં રહેલું છે તે દેશ સમજી ગયો છે એમ લાગે છે. હવે સરકારની જાળમાં તે ફસાશે નહિ. આપણે હિન્દુમુસલમાનની એકતા સ્થાપીયે, લોકો પાસે સમજપૂર્વક અહિંસાનો સ્વીકાર કરાવીયે અને સ્વદેશીનું કામ પદ્ધતિસર ચલાવીયે તો આ વર્ષે જ સ્વરાજ મેળવતાં આપણને કોઈ ખાળી શકે એમ નથી.

## પરરાજ્યો સાથેની રાજનીતિ

પરરાજ્યો સાથે કેવી રાજનીતિ રાખવી એ સંબન્ધે મહાસભાની મુંબઈ ખાતે મળેલી કારોબારી સમિતિએ એક ઠરાવ પસાર કરીને તેનો મુસદ્દો મહાસમિતિના સભાસદોમાં ફેરવ્યો હતો. તેથી કેટલાકને સ્હેજ અચબો લાગ્યો છે. કારોબારી સમિતિ આ સવાલનો ગંભીરપણે વિચાર કરે છે. એ જોઈ કેટલાકને આશ્ચર્ય લાગે એનો અર્થ એ જ થયો કે હિન્દુસ્તાન હજુ સ્વરાજ માટે તૈયાર થયું નથી એમ તેમને લાગે છે. હું ઘણીવાર બતાવી ચુકેલો છું કે દરેક માણસ અને પ્રજા હમેશાં સ્વરાજ માટે લાયક હોય છે જ, એટલે બીજાના હાથ નીચે સગીર બનીને રહેવાની કોઇને કશી જરૂર નથી હોતી સ્વરાજસ્થાપનાની યોજનાઓ જ્યારે આપણે ઘડી રહ્યા છીયે ત્યારે અલબત્ત આપણા પરરાજ્યો સાથેના સંબન્ધો પણ ચોકસ કર્યે જ આપણો છુટકો. બેશક આપણે દુનિયાને રીતસર કહી દેવું જોઇયે કે આપણે તેની જોડે કેવી જાતનો નાતો રાખવા માગીયે છીયે આપણને આપણા પડોશીઓનો ભય ન લાગતો હોય અથવા પોતે વધારે બળીઆ હોવા છતાં તેમના ઉપર આપણી વક્રદૃષ્ટિ ન હોય તો તેમને તેવું ચોખ્ખું કહી દેવું ઘટે. જગતને પણ આપણે કહી દેવું જોઇયે કે ફ્રાન્સ કે મેસોપોટેમિયાનાં રણક્ષેત્રોમાં આપણે આપણા સિપાઈઓ મોકલવા માગીયે છીયે કે નહિ. રાષ્ટ્રને લગતી દરેક બાબત વિષે પોતાનું દિલ ખુલ્લું કરતાં આપણે ન જ અચકાઈયે.

લુધીઆનાથી એક ભાઈએ મારા પર એક પ્રશ્નમાળા મોકલી આપી છે તે પરથી લોકોના મનની અંદર કેવા પ્રકારનો ખળભળાટ ચાલી રહેલો છે તે જણાઇ આવે છે. તેઓ પૂછે છે:

સ૦—હિન્દુસ્તાનની પરરાજ્ય સાથેની નીતિ શાના આધારે નક્કી થશે ? પ્રજાહિતને લક્ષમાં રાખીને કે બીજા કશાને ?

જ૦—હિન્દુસ્તાનની પ્રજાના હિતને જ પ્રધાનપદ આપવું જોઇયે એ તો દેખીતું જ છે.

સ૦—ઇંગ્લંડનાં કે બીજા દેશોનાં યુદ્ધો ખાતર હિન્દુસ્તાનનાં માણસો કે નાણાં વપરાય ખરાં ?

જ૦—બીજાં રાજ્યો સાથે તેવા કરારો હિન્દુસ્તાને કર્યા હોય તો વપરાય ખરાં.

સ૦—દેશના કાયદાકાનૂન કોઈ પણ એક સંઘ, સંપ્રદાય કે સમાજના હિતને વશ થઇ શકે ખરા ?

જ૦—હરગીજ નહિ. પણ મિત્રાચારી રાખનાર પડોશીઓને મદદ કરે એવા દેશના કાયદા હોઇ શકે. જેમકે, આજે પણ આપણે સ્વતન્ત્ર હોત તો આપણે તુર્કોને લશ્કર અને નાણાંની બનતી મદદ કરતા હોત.

સ૦—કોઇ પણ ધર્મ, જાતિ કે વર્ગના રક્ષણને ખાતર શું રાજસત્તાને સાધન તરીકે વાપરી શકાય ?

જ૦—સ્વરાજની સરકાર હિન્દુસ્તાનમાં ચાલતા દરેક ધર્મનું અને તેમાં વસતી દરેક કોમનું રક્ષણ કરશે. અને તો જ તેને સ્વરાજ કહેવાય.

સ૦—શાસ્ત્ર કે શરીયતમાં એક વાત કહી હોય અને રાષ્ટ્રનું હિત તેનાથી વિરુદ્ધ હોય ત્યારે તેનો નીવેડો કેવી રીતે કરવો ?

જ૦—એ સવાલ જ અવાસ્તવિક છે. કોઇ પણ કોમનું કે તેના ધર્મનું હિત અને રાષ્ટ્રનું હિત એક જ હોવાં જોઇયે.

સ૦—શું જમીનદાર અને રૈયત વચ્ચે વિરોધશક્તિ જ રહેવી જોઇયે ?

જ૦—મને આશા છે કે સ્વરાજમાં તેમ નહિ હોય. સ્વરાજમાં તેઓ સન્તુષ્ટ અને પરસ્પર મદદકર્તા જ થશે.

સ૦—સ્વદેશભક્તિમાં કંઇ શરતો હોઇ શકે ? હોય તો કઈ ?

જ૦—દેશભક્તિ એ પ્રભુભક્તિ કરતાં હમેશા જ ગૌણ છે.

## § આવતી બેઠક

મહાસભાની મહાસમિતિની આવતી ચોથી બેઠકમાં આ વરસમાં સાધવા ધારેલા આપણા ત્રણ ઉદ્દેશના સંબન્ધમાં આપણું નસીબ નક્કી થઈ જશે. આપણી પાસે ચોકસ કાર્યક્રમ હોવો જોઇશે, અને જો તે આપણે સ્વીકારી લઇશું તો પછી આપણી જીંદગીને જોખમે તે આપણે પાર પહોંચાડવો જોઇશે. હું આશા રાખું છું કે દરેક સભાસદ તમામ બાબતોમાં પોતાના પ્રાન્તની હકીકતથી પૂરો વાકેફગાર થઇને ત્યાં આવશે. હું એવી પણ આશા રાખું છું કે આપણા કાર્યક્રમમાંથી પોતાને હિસ્સે આવેલા કામનો પોતાનો હિસાબ ચોખ્ખો કરીને દરેક જણ આવશે દરેક સભાસદને લાગવું જોઇયે કે ધારાસભામાં ગયેલા મહાપુરુષો એવો દાવો કરી શકે એમ નથી, પરન્તુ આપણે તો લોકોના અને ખાસ કરીને આપણા મતદારમંડળના પ્રતિનિધિઓ છીયે. બાકી રહેલા બે મહિનામાં રાષ્ટ્રીય ધ્યેયને પહોંચી વળવા સારૂ પોતાનો ફાળો આપી દેવો હોય તો પ્રતિનિધિ તરીકે પોતાની જવાબદારી શી છે તેનો અર્થ પણ દરેક સભાસદ વિચારી લે.

---

તા. ૩૦-૧૦-૧૯૨૧

## ૬ શાહજાદાનું સન્માન

ઉપરનું મથાળું વાંચી વાચકે આશ્ચર્યચકિત થવાનું કારણ નથી. ધારો કે શાહજાદો ઉંચો હોદ્દો ભોગવનાર મારો સગો ભાઇ છે, અને ધારો કે મારા પડોશીઓ પોતાના નીચ હેતુઓ સાધવા માટે તેનો ઉપયોગ કરે છે, અને ધારો કે તે મારો ભાઇ મારા પડોશીઓને હાથ છે, મારો અવાજ તેના કાન સુધી બરાબર પહોચતો પણ નથી અને આવી સ્થિતિમાં મારા તે પડોશીઓ મારા ભાઇને મારા ગામમા લઇ આવે છે. આવે સમયે પોતાનો સ્વાર્થ સાધવા માટે પડોશીઓ તેને જે 'માન' આપે તે માનના કાર્યક્રમમાં કશો ભાગ ન લેવો અને બનતા ઉપાયોએ તેને જણાવી દેવું કે લોકો તેની સ્થિતિનો ગેરલાભ લે છે, એ શું મારા ભાઇનું ઉત્તમમાં ઉત્તમ સન્માન ન થયું. મારા પડોશીઓએ તેને ફસાવવા માટે જે જાળ તૈયાર કરી હોય તેમાં ન પેસવાની મારા ભાઇને જો હું ચેતવણી ન આપું તો તે બન્ધુદ્રોહ ન ગણાય ?

હિન્દુસ્તાનમાં જે 'દયાળુ' અંગ્રેજી રાજ્ય ચાલે છે તેની જાહેરાત કરવા માટે જ નામદાર શાહજાદાના આગમનનો ઉપયોગ કરવામાં આવે છે એ વિષે મારા મનમાં લેશ માત્ર શંકા નથી, જ્યારે હિન્દુસ્તાનમાં અસન્તોષ ફેલાઇ રહ્યો છે, જ્યારે પ્રજામાં હાલના રાજ્યતન્ત્ર વિષે અપ્રીતિ હદ વટાવી ચાલી છે, જ્યારે ખુલના અને દત્તમંડળમાં દુકાળ ભયંકર રૂપ પકડી રહ્યા છે અને મલબારમા સશસ્ત્ર ઝુંબેશ ચાલી રહી છે, એવે વખતે મોજશોખ, રમતગમત અને એશઆરામ માણવા કે શિકાર ખેલવા નામદાર શાહજાદાને જો લાવવામા આવતા હોય તો હિન્દી પ્રજાનો તે દ્રોહ જ ગણાય. લાખો લોકો જ્યારે કાયમનો ભૂખમરો વેઠી રહ્યા છે, ત્યારે કેવળ એક તમાશાને માટે લાખો રૂપીયા ઉડાવી દેવા એ હિન્દુસ્તાનનો દ્રોહ છે. મુંબઇની ધારાસભાએ એકલીએ જ આ તમાશાને માટે આઠ લાખ રૂપીયાનો ધૂમાડો કરવાનો ઠરાવ કર્યો છે.

હિન્દુસ્તાનમાં ચોમેર દબાણની નીતિથી શાહજાદાના આગમનની દાંડી પીટાઇ રહી છે. સિંધમાં છપ્પન કે એથીએ વધારે અસહકારીઓ જેલ ભોગવી રહ્યા છે. અમુક, મત ધરાવવા માટે જ કેટલાક બહાદુર મુસલમાનો ઉપર મુકદ્દમો ચલાવવામાં આવે છે. બંગાળમાં ઓગણીસ દેશસેવકોને હમણાં જ જેલમાં પૂરવામાં આવ્યા છે. એમાં ત્યાંના પ્રખ્યાત બૅરિસ્ટર સેનગુપ્ત પણ છે. એક મુસલમાન પીર અને બીજા

વણુ નિઃસ્વાર્થી દેશસેવકો એવા જ 'ગુન્હા' ને માટે જેલમાં પહોંચી ગયા છે કર્ણાટકના ઘણા આગેવાનોને કેદ કરવામાં આવ્યા છે, અને હવે ત્યાંના મુખ્ય નેતા ઉપર, જે વાત આજ છાપાંઓમા અનેકવાર કહેવાઇ ચૂકી છે અને જે વાત ગયા બાર મહિનાથી મહાસભાના સભ્યો બધે બોલતા આવ્યા છે, તે જ વાત બોલવા માટે મુકદમો ચાલી રહ્યો છે. મધ્ય પ્રાન્તમાં પણ કેટલાયે આગેવાનોની સ્વતન્ત્રતા છીનવી લેવામા આવી છે. જેમની નિઃસ્વાર્થી સેવાને માટે એકેએક માણસના મનમાં આદર છે, એવા ત્યાંના લોકપ્રિય દાક્તર. પરાંજપે એકાદ સામાન્ય બદમાશની પેઠે સખત મજૂરીની કેદ વેઠી રહ્યા છે. જેલ ભોગવતા અસહકારીઓની યાદી આટલામાં કંઇ પૂરી નથી જ થતી. આ યાદીને વાસ્તવિક ગુન્હાની સૂચક ગણો અથવા દહાડે દહાડે વધતા જતા અસન્તોષની સૂચક ગણો, પણ આવે પ્રસંગે શાહજાદાનું આગમન કઅવસરનું છે, એટલું તો કહી જ શકાય. આ ઘડીએ શાહજાદો હિન્દુસ્તાનમાં આવે એમ હિન્દુસ્તાનના લોકોની ઇચ્છા બિલકુલ નથી, એ વિષે હવે શંકા છે જ નહિ. હિન્દુસ્તાનના લોકોએ પોતાનો મત ખુલ્લેખુલ્લો જાહેર કરી દીધો છે. લોકોએ જાહેર કર્યું છે કે જે દિવસે શાહજાદો મુંબઇને કિનારે ઉતરશે તે દિવસે મુંબઇમા બધે હડતાળ પળાશે. લોકોનો વિરોધ હોવા છતા તેમની ઉપરવટ થઇને શાહજાદાને આ રીતે લાવવો એ તો લોકો ઉપર ચોખ્ખો બળાત્કાર જ છે.

આ સ્થિતિમાં આપણે શું કરીયે ? શાહજાદાના માનમાં ગોઠવેલા બધા મેળાવડાઓનો આપણે સંપૂર્ણ બહિષ્કાર કરવો જોઇયે. તે પ્રસંગને માટે જે તમાશા થાય, આતશબાજી કરવામા આવે કે ખેરાત વહેંચવામા આવે તેમા ધાર્મિક ફરજ માનીને આપણે ગેરહાજર રહેવું જોઇયે. આપણે રોશનાઇ ન કરીયે અને સરકાર તરફથી જે રોશનાઇ થાય તે જોવા આપણાં છોકરાઓને ન મોકલીયે. પ્રજાને આની જાણ થાય તે માટે આપણે લાખો અને કરોડો પત્રિકાઓ છાપી ઘેરેઘેર વહેંચીયે અને આ બાબતમા લોકોની ફરજ શી છે તે તેમા તેમને સમજાવીયે શાહજાદાના આગમનને દિવસે મુંબઇનગરી જો એક ઉજ્જડ શહેરનું રૂપ ધારણ કરીને બેસી જશે તો તેથી શાહજાદાને ખરૂ માન આપ્યું ગણાશે.

પણ આપણે તે શાહજાદા છે એ ભૂલીને માણસ તરીકે તેમનો વિચાર કરવો ઘટે. એક સદ્‌ગૃહસ્થ તરીકે શાહજાદા સામે આપણા મનમા કશો દ્વેષ નથી; તેમને અહીં ચાલતી દબાણનીતિ વિષે વખતે કશી ખબર પણ ન હોય એ મને સંભવિત લાગે છે. પંજાબનો જખમ હજી વહ્યા જ કરે છે તેની પણ તેમને ખબર નહિ હોય.

તા. ૩૦-૧૦-૧૯૨૧

ખિલાફતની બાબતમાં હિન્દુસ્તાન સાથે રમાયેલી દગાબાજી દરેક હિન્દીના હૃદયમાં હજી સાલી રહી છે એ પણ તે જાણતા નહિ હોય. શાહજાદાને એ પણ ખબર નહિ હોય કે છેલ્લી ચુંટણી વખતે ધારાસભાઓમાં આવેલા સભાસદો કેવળ નામના જ પ્રતિનિધિઓ છે, અને જે થોડા લાખ મતદારોના પ્રતિનિધિ તરીકે તેઓ આવ્યા છે તેમનો મત પણ તેઓ પૂરો દર્શાવતા નથી, અને એ વાત સરકારે પણ સ્વીકારેલી છે. શાહજાદાના શરીરને કોઇ જાતની આંચ કરવી અથવા તેમ કરવાનો પ્રયત્ન કરવો એ તો કેવળ ક્રૂરતા અને અમાનુષતા છે; એટલું જ નહિ પણ તે આપણી પોતાની પ્રત્યે અને શાહજાદાની પ્રત્યેનો દ્રોહ ગણાય. કેમકે આપણે સ્વેચ્છાએ કોઇ જાતનો અત્યાચાર ન કરવાની પ્રતિજ્ઞા લીધી છે. શાહજાદાને જો આપણા તરફથી ઇજા થાય કે તેમનું અપમાન થાય તો તે આપણી પોતાની સામે, ઇસ્લામ સામે અને હિન્દુસ્તાન સામે જે અન્યાય અંગ્રેજોએ કર્યો છે તેના કરતાં પણ વધારે મોટો અન્યાય થાય. અંગ્રેજોની ન્યાયબુદ્ધિ ખૂટી ગણી કાઢી શકાશે, પણ આપણે અજ્ઞાન થઇને છૂટી ન શકીએ. આપણે તો ઉઘાડી આંખે, ઇશ્વરને અને પ્રજાને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા કરી છે કે જે સરકારનો નાશ કરવા માટે આપણે ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છીયે તે સરકાર સાથે કોઇ પણ જાતનો સંબન્ધ ધરાવનાર કોઇપણ ઇસમને ઇજા કરવી નહિ. માટે દરેક જાતની સાવચેતી રાખી આપણે આપણા પોતાના શરીરની જેમ શાહજાદાના શરીરનું રક્ષણ કરીયે એ આપણો ધર્મ છે.

આપણે ગમે તેટલો પ્રયાસ કરીશું તોપણ કેટલાક લોકો તો એવા નીકળશે જ કે જે બીકથી, લાલચથી કે રાજીખુશીથી સ્વાગતના જુદાજુદા કાર્યક્રમમાં ભાગ લેવાના. આપણને જેમ આપણી મરજી મુજબ વર્તવાનો હક છે તેવો હક તેમને પણ પોતાની મરજી મુજબ વર્તવાનો છે. આપણે કેવી જાતની સ્વતન્ત્રતા મેળવવા અને ભોગવવા માગીયે છીયે તેની આ કસોટી છે. ઉદ્ધત નોકરશાહી આપણને ચીડવવામાં અને હેરાન કરવામાં કચાશ નથી રાખતી. એમ છતાં આપણે ભારેમાં ભારે સંયમ રાખીશું અને જો આપણે આ તમાશાનો સંપૂર્ણ અસહકાર કરવાના—સંપૂર્ણ બહિષ્કાર કરવાના નિશ્ચયને વળગી રહીશું, અને સાથે સાથે આપણાથી જુદો મત ધરાવનાર લોકો માટે ક્ષમાની વૃત્તિ બતાવીશું તો આપણી લડતની ભારેમાં ભારે સેવા કરી કહેવાશે.

# કેટલા પાણીમાં ?

અમદાવાદ, નડિયાદ અને સુરત મ્યુનિસિપાલિટી કેટલા પાણીમાંછે એ હવે થોડા સમયમાં જણાવું જોઇયે. ત્રણેએ કેળવણી ખાતા પરના સરકારી અંકુશને ખાતલ કર્યો છે ને આજ લગી તો જોર મેળવ્યું છે; હવે સરકારે કસોટી કાઢવાનો નિશ્ચય કર્યો છે એમ કહેવાય. સરકારે કાઢેલી નોંધમાં ધમકી છે ને શહેરીઓને ઉશ્કેરણી છે. સરકાર કહે છે કે જેઓએ કેળવણી સ્વતંત્ર કરવાના ઠરાવને ટેકો આપ્યો છે તેઓ પોતે જાતે જોખમદાર બન્યા છે ને તેમની ઉપર ગમે તે કર ભરનાર દાવો કરી શકે. આવું સૂચવવાનો અર્થ તો આપણે જાણીયે છીયે. હવે સરકારનું બીજું પગલું એ હોવું જોઇયે કે કોઈ શહેરીને ઉભા કરી તેઓની પાસે કોઈ કાઉન્સિલર ઉપર દાવો કરાવવો. હું ઉમેદ રાખીશ કે એવો કોઈ કર ભરનારો સરકારને નહિ મળે કે જે ધર્મ ગણીને પોતાનું કામ કરનાર કાઉન્સિલર પર દાવો માંડે; અને એવી જ ઉમેદ રાખું કે કોઈ કર ભરનાર દાવો કરનારો નીકળી આવે તો તેથી કાઉન્સિલર નીડર રહેશે. એવાં જોખમો ખેડવાની આપણામાં શક્તિ ન આવે તો આપણે શાના સ્વરાજ મેળવવાને લાયક કહેવાઇયે ?

બીજું જે સરકાર કરી શકે તે એ છે કે મ્યુનિસિપાલિટીઓને રદ કરી કમીશન નીમી શહેરોનાં કામ પોતે જ કરે. આ વધારેમાં વધારે કરી શકે તેમ છે. અને જો તેમ કરે તો હું તો તેમાંથી સ્વરાજ મળવાની શક્તિ જોઇ શકું છું. સરકાર જો એમ કરે ને આપણે પૂરેપૂરા તૈયાર હોઇયે તો આપણે માગતા હતા તે યુદ્ધ આપણને મળ્યું; અને આમ અનાયાસે આવી પડેલું યુદ્ધ કયા લડવૈયાને વહાલું નહિ લાગે ?

સરકાર તો ડુબતો માણસ જેમ તણખલું પણ પકડવા ધાય છે તેમ જે હાથમા આવ્યું તે ઝાલે છે ને તેથી વધારે ડુબતી જાય છે. આપણે તૈયાર છીયે ?

ત્રણે શહેરના શહેરીઓ તૈયાર હોય તો સરકારને પાછી પાની કર્યે જ છુટકો. સરકાર કોઇની પાસે દાવો મંડાવે એ તો હસવા જેવું જ થાય. બીજું પગલું મ્યુનિસિપાલિટી રદ કરવાનું. એ પગલું વધાવી લેવા યોગ્ય છે. જ્યાં સુધી સરકાર રદ ન કરે ત્યા સુધી સત્તા કાઉન્સિલરના હાથમાં જ પડી છે. જ્યારે રદ કરે ત્યારે તે સત્તા સરકારના હાથમાં તો નથી જવાની, પણ તે શહેરીઓના હાથમાં રહેશે. આનું નામ જ શહેરી સત્તા. કાઉન્સિલરોની સત્તા સરકારની આપેલી નહિ પણ શહેરીઓએ આપેલી છે.

તા. ૩૦-૧૦-૧૯૨૧

જ્યાં લગી શહેરીઓ જાગ્યા ન હતા ત્યાં લગી અમલદારો ને કાઉન્સિલરો બંનેને મન શહેરીની કંઇ ગણતરી ન હતી. તેઓ જેમ ઇચ્છે તેમ શહેરીઓને નચાવી શકતા હતા. હવે જમાનો બદલાયો છે. શહેરી નાચનારા મટી નટ થયા છે અથવા થવા જોઇયે. તેથી મ્યુનિસિપાલિટીને રદ કરી સરકાર કંઇ લાડુ ન જમી શકે.

આટલી જાગૃતિ શહેરીઓમાં છે? કાઉન્સિલરો ખરેખર શહેરીઓનો જ અવાજ છે? આ પરીક્ષા હવે થઇ રહેશે. કાઉન્સિલરોએ સરકારી લખાણ શહેરીઓને પૂરૂં સમજાવી તેઓનો ધર્મ સમજાવવો જોઇયે. ત્રણ જ વાત કરવાની રહી છેઃ

૧. સરકાર પોતાની નિશાળ કાઢે તો તેમાં છોકરાંને ન મોકલવાં.

૨. સરકાર મ્યુનિસિપાલિટી રદ કરી શહેરસુધરાઇ ખાતું પોતે જ ચલાવવા ઇચ્છે તો તેને શહેરીઓએ પૈસા ન આપવા. બહારથી પૈસા લાવી સરકાર ભલે પાયખાનાં સાફ કરે.

૩. જો સરકાર કબજો લે તો શહેરસુધરાઇ આપણે પોતાને હાથ લેવી જોઇયે.

આપણી લડત સત્યની છે; એટલે નહિ સરકાર દગો દઇને નભી શકે, નહિ આપણે ડોળ કરીને જીતી શકીયે. શહેરીઓમા જીવ આવ્યો હોય તો તેનો કોઈ નાશ કરી શકનાર નથી. નહિ આવ્યો હોય તો કાઉન્સિલરો જીવ ઘાલવાના નથી. તેથી સરકારનું દરેક પગલું શહેરીઓને સમજાવી તેઓની સાથે મસલત કરી આગળ વધતા જઇયે તો આપણે જોઇ શકશું ને સરકારને બતાવી શકશું કે સરકારમાં કંઇ જ શક્તિ નથી. આપણી નબળાઇ એ જ સરકારની શક્તિ છે. આપણી શક્તિ એટલે આપણે જ સરકાર; અને આપણી શક્તિ એટલે અમદાવાદના અઢી લાખ, નડિયાદના પાંત્રીસ હજાર ને સુરતના એક લાખની માનસિક, હાર્દિક, સામાજિક ને રાજ્યપ્રકરણી કેળવણી. તેઓ મનથી સમજે કે કોનો વિશ્વાસ કરવો ને કોનો ન કરવો, હૃદયથી જાણે કે દુઃખની પાછળ જ સુખ છે, મનથી ને દિલથી જાણે કે જેમ કુટુંબવ્યવહાર શુદ્ધ હોવો જોઇયે તેમ સમાજનો પણ હોવો જોઇયે; તેથી જેમ ઘર સાફ તેમ શેરી ને શહેર પણ સાફ હોવાં જોઇયે, જેમ કુટુંબમાં કલેશનો અભાવ હોવો જોઇયે તેમ જ સમાજમાં પણ હોવો જોઇયે ને જેમ કુટુંબને સારૂ તેમ સમાજને સારૂ મરવું જોઇયે; અને તેથી એમ સમજે કે રાજાપ્રજા વચ્ચેનો વહેવાર જો મલિન થઇ જાય— ઉચનીચનો, શેઠચાકરનો, સરદારગુલામનો થઇ જાય તો તે રાજાનો એટલે તે રાજ્યપદ્ધતિનો ત્યાગ કરવો જોઇયે. આમાંથી બધા વ્યવહાર ઘટાવી શકાય છે.

# સમજણ વિ૰ અક્ષરજ્ઞાન

મારી કફોડી હાલતનો પાર જ નથી. એક ગોહેલ ગરાસીઆ ભાઇએ મને ૧૨મી એપ્રિલે કાગળ લખેલો તેને મેં સંઘરી જ રાખ્યો. તે પ્રગટ કરવાના ઇરાદાથી નથી લખાયો, પણ તેમાં મારે અમલ કરવાના વિષયો ચર્ચવામાં આવ્યા છે. મારી બધી મુસાફરીમાં તે કાગળ મારી સાથે જ ફર્યો છે. દર અઠવાડિયે જોઉં ને દર અઠવાડિયે હવે પછી લઇશ એમ ધારી છોડું. કાગળ સુન્દર છૂટા અક્ષરે લખાયો છે, પણ લાંબો છે ખરો. મને નવ પાનાના કાગળ લખનાર થોડી જ આશા રાખે કે હું તે વાંચું ને વિચારૂં. આ કાગળનાં આરંભનાં વાક્યો મને ગમેલાં તેથી સંઘર્યો ને હવે પૂરો વાંચી શક્યો છું.

આ ભાઇ તેમજ બીજા મને લખનારા મારી સ્થિતિનો ખ્યાલ કરી લે એમ ઇચ્છું છું. જે ચોખ્ખા અક્ષરમાં એક પત્તા ઉપર પોતાના બધા વિચારો મુકી શકે તે વહેલો જવાબ મેળવે એ નિયમ યાદ રાખવો જ જોઇયે. સારામાં સારા વિચારો જો એક જ વાક્યમાં મુકી શકાયા છે તો આપણી ઇચ્છા આપણે એક વાક્યમાં કેમ પ્રગટ ન કરી શકીયે? જેમ આપણે ચાલશું તેમ તેમ આપણને માલમ પડશે જ કે આપણે ઓછામાં ઓછા શબ્દોથી પ્રજાનો વ્યવહાર ચલાવી શકશું. અંગ્રેજીની 'મિલિટરી' ભાષા જેટલી સંકુચિત છે તેટલી મેં ક્યાંયે નથી જોઇ. એકએક શબ્દમાં હુકમો નીકળેલા મેં જોયા છે. શબ્દોને પણ સંકુચિત રૂપ આપે છે. તેનાં સબળ કારણો છે. જ્યા કાર્ય કરવાનું છે ત્યા શબ્દજાળ નાનામા નાની જ હોય. 'કમાન્ડિંગ ઑફિસર' શબ્દોચ્ચાર કરે તો ગુન્હો કર્યા જેવું જ લાગે. 'સી. ઓ.' એ જ નામથી કાગળોમાં લખાય છે.

મતલબ એ છે કે જ્યાં સમજણ છે ત્યાં અક્ષરની એટલે અક્ષરજ્ઞાનની થોડી જરૂર છે. જે મોક્ષને સમજ્યો છે, જેણે આત્માનો સાક્ષાત્કાર કર્યો છે, તે વેદ વાંચે ખરો? જેનું પેટ ભર્યું છે તે બાસુદીને શું કરે? જેણે હિમાલય જોયો છે તેને હિમાલય જવાનો માર્ગ બતાવનારૂં પુસ્તક શા કામનું? તેથી મેં ગરાસીઆ, કાઠીઓ વગેરેને અવલંબીને લખેલું કે તેઓની ઉન્નતિને સારૂ અક્ષરજ્ઞાનની જરૂર છે તેના કરતા સમજણની જરૂર વધારે છે.

તે ઉપરથી આ ગોહેલ ગરાસીઆએ મને લખ્યું, 'જો અક્ષરજ્ઞાન કરતા સમજણની વધારે જરૂર છે તો સમજણ તમે જ આપો. અમારામા દારૂ ને અફીણનું વ્યસન

છે, આળસ છે. બીજી જ્ઞાતિની પેઠે અમે બીજા પ્રપંચોથી પીડાતા નથી. તમે રક્ષણ-શક્તિ વધારે ઇચ્છો છો. તેનો તો અમને વારસો છે. અમને જો અમારું ભાન આવે તો અમે વળી પાછા હિન્દના સાચા સેવક થઇયે—થવા માગીયે છીયે. કેમ થવાય તે કહો.' આટલું તાત્પર્ય એ કાગળનું છે.

હું ૭ માસે આ સવાલનો જવાબ આપવા બેઠો છું એટલે મારું કામ સહેલું થઈ પડયું છે, કેમકે મેં ૭ માસમાં તો ઘણુંયે લખ્યું છે, જે સમજણપૂર્વક વંચાયું હોય તો મારે એક પણ અક્ષર હવે લખવો ન રહ્યો. ને કોઇ મારા લખાણો બધાં એકસાથે વાચી જાય તો મારી ખાતરી છે કે તે નીચે પ્રમાણે ટીકા કરી શકે, 'આ માણસે તો એક જ વાત રોજની રોજ કહ્યા કરી છે. એટલા જ સારુ એ નવજીવનનો તન્ત્રી બન્યો હશે.' એ ટીકાકાર ખરી ટીકા કરે. એક જ સત્ય કહેવા સારુ હું નવજીવનની ઉપાધિમાં રહેલો છું.

કાઠીયાવાડમાં રહેલા મેરોના ને વાઘેરોના પ્રદેશમાં જન્મેલો હું કાઠીઓના, મેરોના, વાઘેરોના ગુણદોષથી વાકેફ છું. તેઓ જ જો સાચા થાય તો સૌરાષ્ટ્રને જગવે ને હિન્દની પણ ભારે સેવા કરે. મૂળુ માણેક ને જોધો માણેક તો પોતાના નજીવા હકને સારુ હાથ ભાગ્યો ત્યારે પગેથી બંદૂક ફોડી લડેલા એવી દંતકથા છે. તેઓની બહાદુરીનો તો પાર જ ન હતો. પણ તેઓનાં ગીત આજે પણ ગવાય છે તે તેમની નિશાન તાકવાની આબાદ શક્તિ હતી તેને સારુ નહિ, પણ મોટા દળની સામે ટકી રહેવાની ને મોતને પોતાના ખીસામાં મુકવાની શક્તિને સારુ. ગ્રીસમાં તો એક જ થરમોપીલી થઇ પણ બરડામાં ઠેકઠેકાણે થરમોપીલીનો મને ભાસ આવે છે.

કાઠી રજપૂતો પાસે હું એક જ આશા રાખું. તમારા પૂર્વજો ગરાસને સારુ મારતા મર્યા. તમે તમારા વારસાને દીપાવવા ઇચ્છતા હો તો હિન્દુસ્તાન જેવા ગરાસને સારુ મારવાનો વિચાર છોડી મરવાની જ તૈયારી કરી શુદ્ધ ક્ષત્રિય થાઓ. મારવું એ ક્ષત્રિયનો ધર્મ નથી. જે ક્ષત્રિય પોતાનાથી દુર્બળને મારે છે તે ક્ષત્રિય નથી, ખૂની છે. જે દુર્બળની રક્ષા કરવા બળીઆ સાથે બાથ બીડતા તેને મારે છે તેને મારવાનું માફ થાય છે, પણ જે બળીઆને પણ ન મારતા દુર્બળની રક્ષા કરતો મરે જ છે તે પૂરો ક્ષત્રિય છે. મરવું—ન ભાગવું તેનો ધર્મ છે. બીજાને મરણનો ભય ઉત્પન્ન કરવો તેનો ધર્મ નથી પોતે મરણભય તજવો તેનો ધર્મ છે. તેથી જ

રક્ષા કરવા તે તૈયાર થાય છે. રક્ષા કરનારને કુસ્તી શીખવાની જરૂર કરતાં મરણ-ભય છોડવાની વધારે જરૂર છે. પગથી તે માથા સુધી શસ્ત્રોથી સજાયલા ને બખતર-થી રક્ષિત થયલા રાક્ષસની સામે એક નિઃશસ્ત્ર કાઠીકુમાર શું કરશે? તેના હાથમાં એક રંક બાળાને જવા દેશે કે તે રાક્ષસની પાસે તે મરણપથારી કરીને જ બાળાને ઇશ્વરને ખોળે ધરશે ને બાળાને પણ નિઃશસ્ત્ર બળનો પદાર્થપાઠ શીખવતો જશે? સીતાની નજર કેમ ભગવાં પહેરેલાં બે બાળની ઉપર ઠરી ને રાક્ષસી શરીર-વાળા મનુષ્યોનો તેણે અનાદર કર્યો? રામના આત્મબળની સીતાને પ્રતીતિ થઇ ગઈ હતી. તેનામા શિવધનુષ્ય ઉચકવાની શક્તિ છે તેથી તો તે નિર્દોષ કુમારિકા અજાણી જ હતી.

પણ એવી રામરક્ષા કોણ કરી શકે? જે બ્રહ્મચારી છે, જેણે નિદ્રા જીતી છે, જે અલ્પાહારી છે, જે નિર્વ્યસની છે, જે સત્યવાદી છે, જે અલ્પભાષી છે ને જે નિરંતર પરદુઃખનો જ વિચાર કરી દુ:ખી થાય છે ને બીજાને ન મળી શકે તેનો ત્યાગ કરવાની ઇચ્છા રાખવાવાળો હોઇ સદા અપરિગ્રહી રહે છે. એટલે સુધી દયાના સાગર કેટલાકે તો બનવું જ પડશે હું કબૂલ કરૂં છું કે ધારે તો રજપૂતો વહેલા પાર થાય. પણ અત્યારે તો હિન્દુસ્તાનમા એક જ અને તે નવો વર્ણ છે, ને તે વર્ણ ગુલામનો છે. હિન્દુસ્તાનની ગુલામી વરતે છે ત્યા સુધી ક્ષત્રિયને તો ન સૂવું ગમે, ન બેસવું ગમે, ન પહેરવું ગમે. એવા ક્ષત્રિય થવું હોય તે થઇ શકે છે. ચારે વર્ણે અને બધા ધર્માઓએ પોતાની રક્ષા કરવા પૂરતા ક્ષત્રિય તો થવું જ રહ્યું. ક્ષત્રિયજાત બીજાનું દુઃખ વહોરી છે, બીજાની પણ રક્ષા કરે છે. આપણે બધા તો ક્ષત્રિય નહિ જ બની જઇયે. કેટલાક તો દુર્બળ રહીશું જ. આપણી આ લડત તે ક્ષત્રિયનુ વસ્તીપત્રક કાઢવાની છે. હિસાબનો દિવસ ચાલ્યો આવ્યો છે. પણ જે રેંટીયાચક્ર ન ચલાવી જાણે તે આ જમાનાનો હિન્દને છોડાવનારો ક્ષત્રિય ન જ બની શકે.

---

# મારી નોંધ

**'ઢેડ લોકોને સદેશો'**

આવા મથાળાની પત્રિકા સરકારે ગુજરાતીમાં ઢેડ ભાઈઓમાં વહેંચી છે. તેમાં જણાવ્યું છે કે જે ઢેડો અસહકારમા નહિ જોડાય તેમનાં ઘર બાળી મુકવામાં આવશે એવી-અફવા તેઓનામાં ઉડાડવામાં આવી છે અને તેઓને કહેવામાં આવ્ય છે કે સરકાર તેઓનું રક્ષણ

નહિ કરે. 'સંદેશો' કહે છે કે આ અહેવાલો જૂઠી છે અને જણાવે છે કે 'કોઈ પણ જાતના ભેદભાવ વિના પ્રજાનો દરેક વર્ગ તૈયાર થાય એવાં પગલાં' ભરવામાં આવે છે.

જો ઢેડ ભાઇઓને કોઈએ ધમકી આપી હોય અથવા કોઇનાં ઘર બાળ્યાં હોય તો તે અસહકારી ન કહેવાય, તે હિન્દુ ન કહેવાય ને હિન્દી પણ ન કહેવાય. એવી ધમકી કોઈ આપે એમ મારા તો માનવામાં જ નથી આવતું. પણ જો તેવી ધમકી આપવામાં આવી જ હોય તો સરકાર ઢેડ ભાઇઓનું રક્ષણ શું કરવાની હતી? શું કર્યું છે? જે ઢેડને રેલ્વેમાં ઉદ્ધત હિન્દુઓ ગાળો કાઢે છે તેને સરકાર શું રક્ષણ આપી શકે છે? જેને કચેરીઓમાં ઓળખાયા પછી અમલદારો પોતે જ પજવે છે તેને શું રક્ષણ આપવામાં આવ્યું છે? જેઓ કૂવા, મકાન, નિશાળો વિનાના છે તેમને સરકારે શું રક્ષણ આપ્યું છે? તેઓની હાલતમાં શો સુધારો સરકારે કર્યો છે એ હું જરૂર જાણવા માગું ખરો.

હા સરકારે એક કામ કર્યું છે ખરું. તેઓની પાસેથી પુષ્કળ વેઠ લીધી છે, તેઓમાંના કેટલાકને ગોમાંસ ખાતા કરી મુક્યા છે, તેઓની ખરાબ આદતોને પોષી છે, એમાં શક નથી. તેઓની નૈતિક સ્થિતિમાં લવલેશ પણ સુધારો નથી કર્યો હવે તેઓને સારુ ટાઉનહૉલમાં સભા કરવાની રજા આપી છે ખરી. એનું કારણ શાહજાદાને માન આપવાનું છે. આમાં તો સરકારનો કેવળ સ્વાર્થ જ છે. મુંબઇના ટાઉનહૉલમાં મારી જાણ પ્રમાણે તો આ પહેલી વાર જ અન્ત્યજોનો મેળાવડો થવાનો છે. આ તો કેવળ ખુશામત અથવા લાંચ જ છે. અને જો કોઇ પણ શાહજાદાને માન આપવામાં ભળે તો તેમને સરકાર ભેળવવા આતુર છે, ને આમ કરી એક નિર્દોષ યુવરાજનું અપમાન કરે છે ને પોતાના સ્વાર્થને અર્થે તેનો દુરુપયોગ કરે છે. શાહજાદાને કેવી રીતે માન આપવાનું છે એની જો એ બિચારાને ખબર હોય તો એ અત્યારે હિન્દુસ્તાન આવે કે નહિ એ જ શકની વાત; છતાં જો આવે જ તો અંગ્રેજી પ્રજાની તાલીમની અવધિ આવી. જ્યાં ફરજ ગનાઇ ત્યાં રાજપ્રજા બન્ને વર્ગ ગમે તે ભોગ આપવા તૈયાર થાય। આવો ભોગ જો નીચ સ્વાર્થને સારુ ન અપાતો હોય તો ભોગ આપનારા મોક્ષ પામવા લાયક બને.

પણ મારો આશય અંગ્રેજ સરકારની કે અંગ્રેજોની ભૂલ બતાવવાનો ઓછો છે, હિન્દુઓને પોતાની ફરજ બતાવવાનો વધારે છે. હિન્દુધર્મીઓએ પોતાનો ધર્મ જાણ્યો નથી તેથી જ ઢેડ ભાઇઓને લાલચો આપી ફસાવવાના પ્રયત્નો થાય છે. અને આ તાજેતાજુમાંથી હું કલ્પના અનેક પ્રસંગો જોયા જ કરું છું. તેથી અન્ત્યજ હિન્દુ અને અન્ત્યજેતર હિન્દુ બન્નેને સારુ ખેંચી લેવાના આ બે પ્રસંગો છે: સરકારી સંદેશો ને ટાઉનહૉલની સભા. અન્ત્યજ આવા સન્દેશાથી કે ટાઉનહૉલની સભાથી ભોળવાય નહિ. તેઓ જેને પોતાના હક માને તેને સારુ હિન્દુ સમાજ સાથે પોતે ભલે સભ્યતાથી લડે, હિન્દુ સમાજના નિયમોનું પાલન કરે, માંસાદિનો—મુખ્યત્વે ગોમાંસનો ત્યાગ કરે, મેલાં કામો કર્યાં પછી શરીર સાફ કરે અને વ્યભિચાર વગેરે છોડી અન્તર પણ સાફ કરે. બીજા હિન્દુ અન્ત્યજ ભાઈઓ ઉપર

પ્રેમ કરે, તેમને મહાસભાસમિતિમાં દાખલ કરે, તેમની પીડા સમજે, તેમને કોઇ પણ દુઃખ દે તો તેમનો બચાવ કરે, તેમને સગા ભાઈની જેમ ગણે, તેમનો સ્પર્શ થવાથી પાપ થયું એમ ન માને.

પણ એક વિચારશીલ વિવેકી હિન્દુએ મારી સાથે વાત કરતાં જણાવ્યું કે હિન્દુ ધર્મમાં તો સ્પર્શથી—પ્રાણમાંથી નીકળતાં આંદોલનોથી પણ સામેના પર અસર થાય છે તેથી તેવાઓનાથી દૂર રહેવાનું સૂચવ્યું છે. આવી સૂક્ષ્મ અસરો જાણી તેનાથી બચી હિન્દુ હજારો વર્ષ સુધી નભી શક્યા છે ને સુન્દર શાસ્ત્રો રચી શક્યા છે આમ તેમણે કહ્યું.

આ વાત આમ મુકયે સાચી છે. મેલા સ્પર્શથી—દુર્જનસંગથી આપણે મેલા થઇયે છીયે ને સત્સંગથી આપણે સાફ થઇયે છીયે. પણ એ બધું તિરસ્કાર પોષવાને નથી લખાયું. એ કંઇ સમાજમાં અતડાપણું દાખલ કરવાને સારૂ નથી લખાયું. એ તો કેવળ એકાન્તસેવનને સારૂ, સંયમને સારૂ લખાયેલું છે અને એ અન્ત્યજ પરત્વે નથી પણ બધા સંસર્ગો પરત્વે લખાયેલું છે. આપણે આપણા આત્માને સ્વચ્છ કરવાનો છે ને તે સ્વચ્છતા આપણે અન્ત્યજ ભાઇઓની સેવા કરી, તેમની ઉન્નતિ કરી વધારે સારી રીતે મેળવી શકીયે છીયે. સાફ કરવા સારૂ તો ગટરોમાં પણ હાથ નાંખીયે છીયે, છતાં તેનો સ્પર્શ આપણને હાનિકર નથી. વળી જો આપણે હમેશાં બીજાના દોષનો જ વિચાર કરી સહુથી આળગા રહેવા માંડીયે તો આપણે પૂરા પાખંડી જ બનીયે, કારણકે બીજાના દોષોનું દર્શન કરતાં આપણે પોતાને એવા સંપૂર્ણ માની લઇયે છીયે કે આપણને કંઇ કરવાપણું જ નથી રહેતું. અર્થાત્ આપણે નીચમાં નીચ બની જઇયે છીયે. ઢેડભંગી તો આપણી અંદર જ પડયા છે. તેમનો ત્યાગ કરવાનો રહ્યો છે. તેમને અડી આપણે નહાવાનું છે બહારના ઢેડભંગી તો મેલાં કામ કરતા છતાં ઘણા તો એવા સરળ છે, એવા ભલા ને નીતિમાન છે કે તેઓ પૂજવા લાયક છે. ઢેડભંગીએ દુર્ગુણોનો ને બીજા વર્ણોએ સદ્ગુણોનો ઇજારો નથી લખાવ્યો. તેથી હિન્દુ શાસ્ત્રોમાં રહેલાં કેટલાંક વાક્યો ને વિચારો ન સમજતાં તેના અક્ષરાર્થને વળગી આપણે પતિત ન બનીયે એ સંભાળ આપણે ખૂબ રાખવાની છે.

## સ્વદેશી અને બ્રહ્મચર્ય

એક મિત્ર લખે છે કે સ્વદેશીનું જોર તો દેશમાં વધતું જ જાય છે, પણ કંઇ બ્રહ્મચર્યનો વધારો નથી થતો જતો. સ્ત્રીપુરુષો જ્યાં સુધી પોતાનાં મન ઉપર અંકુશ નહિ મુકી શકે ત્યાં લગી સ્વરાજ કેમ મળશે? આ વિચાર તો સુન્દર ભાસે છે, પણ તેમા કાર્યકારણ જેવો સંબન્ધ નથી. સ્વદેશી અને બ્રહ્મચર્ય બે નોખા વિષય છે. ખાદી એ પરદેશી કાપડને મુકાબલે પવિત્ર છે ચરોતરના ઘઉં એ અમેરિકાના ઘઉંને મુકાબલે પવિત્ર છે. (પણ જેમ ચરોતરના પવિત્ર ઘઉં ખાનાર પાખંડી અને વિષયી હોઈ શકે, તેમ પવિત્ર ખાદી પહેરનારનું પણ બની શકે. સ્વદેશીમાં કે ખાદીમાં આથી વધારે પવિત્રતાનું આરોપણ કરતાં આપણે જ નુકસાનીમાં ઉતરવાના છીયે. જો ખાદી એ સંપૂર્ણતાએ પહોંચવાનો જ પોષાક હોય તો સ્વદેશી-

નો પ્રચાર જ અશક્ય થઇ પડે. સારા નરસા, રોગી નીરોગી, પુણ્યવાન પાપી બધાએ ખાદી પહેરવા પૂરતી પવિત્રતા તો મેળવવી જ જોઇયે. તેમાં દેશદાઝ, તેમાં દેશી પ્રત્યેનો, પરદેશી પ્રત્યેનો દયાધર્મ ને મિત્રભાવ આવી જાય છે, તેથી તેને 'પણ મેં' આત્મશુદ્ધિ માની છે. અને આટલી અલ્પ આત્મશુદ્ધિ પણ જો કરોડો કરે તો તે પુણ્યનો સમૂહ એટલો થાય કે આપણે આપણો જે જન્મનો હક ગુમાવી બેઠા છીયે તે પાછો મેળવીયે. અત્યારે તો આપણે પૂર્ણ—અપૂર્ણ પણ આપણું જ રાજ્ય મેળવવા મથી રહ્યા છીયે. તે મેળવવા સારૂ સ્વદેશી આવશ્યક છે, ને બસ છે.

બ્રહ્મચર્ય તો થોડા જ પાળશે. બધા પાળે એમ ઇચ્છીયેં બધા પાળે તો આ ને પર દુનિયાનું સામ્રાજ્ય મેળવી બેસી જઈયે. તે પાળવું આપણો ધર્મ છે, પણ તેને સ્વદેશીની સાથે જોડી દઇ સ્વદેશી જે અતિ સહેલું છે તેને બ્રહ્મચર્યના જેટલું અઘરૂં ન બનાવી દઇયે.

આમ બન્નેની વચ્ચે રહેલું અંતર જાણ્યા જણાવ્યા પછી હું જરૂર કહેવા ઇચ્છું છું કે દરેક કાર્ય કરનાર સ્ત્રીપુરુષ સ્વરાજ્યપ્રાપ્તિ થતાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરે. આપણે કામ કરનારા એટલા બધા થોડા છીયે, ઉંડા ઉતરીયેં તો આપણને માલમ પડશે કે આપણે ગરીબ પણ એટલા છીયે કે નથી આપણને પ્રજોત્પત્તિને સારૂ અવકાશ કે નથી તેના પાલનને સારૂ શક્તિ. રોગીને પ્રજા ઉપજ્યે કોને લાભ? ક્ષયથી પીડાતો પ્રજોત્પત્તિ કરે તો કેટલો અત્યાચાર? તો પછી ગુલામની પ્રજા વિષે કહેવું શું? મહાદુ:ખની વાત તો એ છે કે આપણે રતિભોગ ભોગવવાનો વિચાર કરતાં પ્રજાનો વિચાર જ કરતા નથી. આપણે આપણા વિષયોના એટલા બધા ગુલામ બનેલા છીયે કે આપણે વિવેકને છોડયો છે. પ્રજાની ઉત્પત્તિ એ તો આપણા સ્વચ્છન્દનું ફળ છે; એ કંઇ સંયમીએ અલ્પ સંસારવ્યવહાર ચલાવ્યો હોય તેનું ઈચ્છેલું કે યોગ્ય પવિત્ર ફળ નથી. ઘણીવેળા તો તે નહિ ઇચ્છેલુ દુ:ખદ ફળ હોય છે.

મારી એટલી તો ખાતરી છે જ કે જેઓ પ્રજાની સેવામાં ગુલતાન બની ગયાં છે તેવા મસ્તને વિષયભોગની ઇચ્છા જ ન સંભવે તે એટલો વખત પણ ક્યાંથી કાઢે? એવી આશાએ તો હું આ સ્વરાજ્યયજ્ઞમાં યથાશક્તિ બલિદાન કરી રહ્યો છું. પ્રજાના હાથમાં સત્તા આવે એ જ જો અન્તિમ ઉદ્દેશ હોય તો તે રમકડું મેળવવાના મિથ્યા પ્રયાસમાં પડું એવો બાળક હું નથી એવો મને દૃઢ વિશ્વાસ છે. હું તો માનું છું કે એટલી પણ સ્થૂલ સ્વતન્ત્રતા મેળવવા જેટલું આજનું ધ્યેય રાખી કામ કરનારા જોશે કે તેઓ જ્યાં સુધી સત્યવાદી, દયાવાન, શૂરા, નીડર, સાદા, સ્વદેશી નહિ બને ત્યાં લગી સ્વરાજપ્રાપ્તિ નથી. ને તે પ્રયાસ કરતાં કેટલાકને તો રત્નચિન્તામણિ પણ હાથ લાગ્યા વિના રહે જ નહિ. આ પ્રયાસ પ્રજાની ઉર્ધ્વગતિ છે એમ જાણી હું તેમાં પડેલો છું ને શાન્ત છું તેથી હું જરૂર ઇચ્છું છું કે સ્વયંસેવકો તેમજ સેવિકાઓ સ્વરાજ મળતાં લગીનું બ્રહ્મચર્યનું વ્રત લે. પણ પોતાના મનને કે હૃદયને છેતરીને ન લે; મારા કહેવાથી ન લે; સમજપૂર્વક અને દૃઢ થઇને લેશે તો જ નભશે ને ફળશે.

એક શીખ ભાઇ લખે છે કે સ્વદેશી તો બરાબર છે, પણ હું પોતે જે ઈશ્વરને માનનારો છું તે ઈશ્વરનું નામ પ્રથમ કાં નથી મુકતો? બધાને પોતાના ખુદાનો, ઇશ્વરનો, રામનો—જે નામે તે પરમાત્માને ઓળખે તેનો જપ જપવાનું કાં નથી કહેતો? નથી કહેતો એ વાત સાચી છે. માત્ર શબ્દોચ્ચારથી સ્વર્ગ ન જ મળે એવો મારો દૃઢ વિશ્વાસ છે. શબ્દોચ્ચાર કરવાને સારુ લાયકાત જોઇયે. આપણે જ્યાં સુધી પરદેશી વસ્ત્ર પહેરીયે ત્યાં સુધી હિન્દુસ્તાનમાં રહી ઇશ્વરનું—ખુદાનું નામ લેવા લાયક નથી બનતા એવી મારી માન્યતા છે. એક માણસ બીજાના ગળા ઉપર છરી ફેરવતો રામનામ લે તો રામને લજવે. તેમ જ એક હિન્દી બીજા હિન્દીના હાથના સૂતરથી વણાયેલા કપડાનો ત્યાગ કરી મેંકેસ્ટર આદિ દૂરથી પોતાનાં કપડાં મંગાવી પોતાના ભાઈના ગળા પર છરી ફેરવ્યા જેવું કરે છે તે પણ ઈશ્વરનામ લેવાને લાયક નથી. મેં આ પ્રસંગમાં રેંટીયાનું મહત્ત્વ તો બતાવ્યું છે.. રેંટીયો એ એવી શાન્તિમય ક્રિયા છે કે આપણા હાથને સૂતરની સાથે મેળવી દેતાં આપણા હૃદયને આપણે ઇશ્વરના નામ સાથે જોડી શકીયે છીયે. ઈશ્વરભક્તિ એ પણ બ્રહ્મચર્યની જેમ સ્વદેશીની સાથે મેળવી ન દેવાય. ઈશ્વરનું નામ નહિ લેનાર પણ સ્વદેશીનું પાલન કરે તો તેટલું પામે જ, પણ કોઇ નાસ્તિક પણ જો સ્વદેશીનું પાલન કરે તો તેટલે દરજ્જે તેનું ફળ તો તે મેળવે જ ને દેશને પણ આપે. જેના મનમાં ઈશ્વરનું નામ છે, જેના હૃદયમાં ઇશ્વર વાસ કરે છે તે દેશને અને પોતાને ઘણો લાભ આપશે જ. સ્વદેશી એ આપણને ઇશ્વર ભણી લઇ જનારી તાકાત છે, કેમકે તે આપણને ઉંચે લઈ જાય છે. આ મિત્રની સૂચના ઉપર મેં આટલું લખ્યું છે તે એમ જણાવવા કે આપણે ઈશ્વરને ભજતા ન હોઇયે તો આપણા યુદ્ધને આપણે ધર્મયુદ્ધ ગણી ન શકીયે. એકબીજાના ધર્મની રક્ષા કરવાના હેતુથી લડનારા આપણે ઈશ્વરનું નામ તો ન જ ભૂલીયે, તેનું રટણ તો આપણા હૃદયમાં નિરંતર ચાલ્યાં જ કરવું જોઇયે. આપણા હૃદયમાં જેટલા ધબકારા થાય છે તેટલી વખત એટલે નિરંતર આપણે તેનું રટણ કરવું જ જોઈયે. એમ કરવામાં સ્વદેશી સહાયભૂત છે, પણ બન્ને એક જાત નથી. સ્વદેશી દેહનો ધર્મ છે, ઇશ્વરસ્તવન આત્માનો ગુણ છે.

## ‘પીપલ્સ ફૅર’

‘પીપલ્સ ફૅર’ એટલે લોકમેળો. બે પારસી બહેનો લખે છે કે ના• શાહજાદાના આગમન વખતે લોકમેળો થવાનો છે તેમાં લોકો જઈ શકે એમ કેટલાક માને છે તેઓ કહે છે કે શાહજાદાના માનમાં ભાગ ન લેવો એ સમજાય એવું છે, પણ મ્યુનિસિપાલિટીને ખર્ચે આતશબાજી, મેળા વગેરે થાય તેમાં કેમ ન જઇયે? આ દલીલ બરોબર નથી, કેમકે જો પૈસાની જ વાત હોય તો તો જે માન શાહજાદાને આપશે તે આપણે ખર્ચે જ આપશે. જે ખર્ચ સરકાર કરે છે તે આપણા જ પૈસાનું છે. આપણી દલીલ તો એ છે કે જેમાં લોકોનો અવાજ નથી એમાં ખર્ચાયેલા આપણા પૈસાથી થયેલા મેળાવડામાં પણ આપણે ભાગ ન

લઇયે. શું કોઇ લૂંટારો આપણે ખર્ચે જમણવાર કરે તો તેમાં આપણે જઇયે ? તેમ જ ચાદજાદાને માન અને તેના માનમાં ભરાયેલા મેળાવડા એ બે વસ્તુમાં હું તો ભેદ નથી જોઈ શકતો. જો એક તજવા જેવું હોય, તો બન્ને તજવાં જ જોઇયે.

## રેંટીયો ને બુદ્ધિ

કવિશ્રીએ પોતાના લેખમાં એક વાકય લખ્યું છે તેની ઉપર મારી પાસે ઠીક ટીકાઓ આવી રહી છે. તે વાકય એ છે કે રેંટીયો ચલાવનારની બુદ્ધિ કચરાઇ જાય છે. આની ઉપરની ટીકા છાપવા હું ઇચ્છતો નથી, કેમકે કવિશ્રીએ લખેલું વાકય અનુમાન છે. હિન્દુસ્તાનમાં અત્યારે લાખો રેંટીયા ફરી રહ્યા છે. તેમાં વકીલો, દાક્તરો, તત્વજ્ઞાનીઓ છે અને તે બધા પ્રાન્તમાં છે એમ હું જાણું છું. તેઓના અનુભવનો પૂરાવો કવિશ્રીના અનુમાનથી વિરૂદ્ધ છે એટલું જ કહેવું બસ છે. સેંકડો વિદ્યાર્થીઓને મેં પૂછ્યું છે, તેઓએ રેંટીયાને બુદ્ધિનો વિરોધી નથી જોયો. દાક્તર વકીલનો અનુભવ પણ તે જ કહે છે. બંગાળના એક પ્રખ્યાત નવલકથા લખનાર મારી પાસે માત્ર પોતાનો અનુભવ મુકવા જ આવેલ. તેમણે મને એમ કહ્યું કે રેંટીયો પોતે નિયમિત રીતે ચલાવે છે ને તેથી તેમની કથા લખવાની શક્તિ વધારે વિકાસ પામી છે. આ બધામાંથી હું થઈ શકે તેના કરતાં કંઇ વધારે સિદ્ધ કરવા ઇચ્છતો જ નથી. હું તો એટલું જ બતાવવા ઇચ્છું છું, કે બુદ્ધિવાનની બુદ્ધિ કંઇક પણ શારીરિક કાર્ય કર્યાથી વધારે તેજસ્વી થાય છે ને તે કામ જો લોકોપયોગી હોય તો પુનિત પણ થાય છે. એવા શારીરિક કાર્યોમાં રેંટીયો એ ચોખ્ખું, હળવું ને મધુર કાર્ય હોવાથી ઉત્તમ છે ને હિન્દુસ્તાનની આધુનિક સ્થિતિમાં તો કલ્પદ્રુમ સમ છે.

## ૬ સિપાઈઓ

— અલી ભાઈઓ અને તેમના બીજા સાથીઓ ઉપરનો મુકદ્દમો અને પ્રજાપક્ષનું જાહેરનામું સિપાઈઓની છાવણી સુધી પહોંચી ગયાં છે, અને સિપાઇઓ પૂછી રહ્યા છે કે અમે નોકરી છોડીયે તો અમારૂ કેવી રીતે ગુજરાન ચાલે ? એક ખબરપત્રી સિપાઈઓની વતી પૂછે છે કે 'સ્વરાજમાં સિપાઇઓની સ્થિતિમાં શી હશે ?' પહેલા સવાલના જવાબમાં કારોબારી સમિતિએ રસ્તો બતાવેલો જ છે. દરેક સૈનિક સહેલાઇથી વણકર કે પીંજારો તો બની જ શકે. પીંજણને માટે કાંડામાં તાકાત હોવી જોઇયે તે તો દરેક સિપાઈ પાસે હોય જ. મુંબઇનો કોઇ પણ પીંજારો દિવસના બેથી ત્રણ રૂપીયા તો સ્હેજે કમાય છે. પંજાબના ઘણાખરા વણકરોએ સાળ છોડી ભાડુતી સિપાઇની તલવાર હાથમાં લીધી છે. ભાડુતી તલવાર કરતાં સાળ હજાર દરજ્જે સારી એમ હું માનું છું. કયા માણસ સામે અગર કયા રાષ્ટ્ર સામે અને કયારે તલવાર ઉગામવી એની પસંદગી સિપાઇના હાથમાં ન હોય તેવી સ્થિતિમાં સિપાઇના ધંધામાં કશી ઈજ્જત કે આબરૂ હોય એમ હું માનતો નથી. સિપાઇઓની સેવાનો ઉપયોગ આપણું રક્ષણ કરવા સારૂ થયો છે તે કરતાં આપણને ગુલામ બનાવવામાં જ વધારે વાર થયો છે. એથી ઉલટું આજે વણકર તો દેશને ખરેખર મુક્તિ અપાવી શકે છે, અને તેથી તે ખરો સિપાઇ છે.

એક મિત્રે સૂચના કરી છે કે મહાસભાએ વણાટ અને પીંજણની સલાહ આપી છે, તેમા ખેતીને પણ ઉમેરવી જોઇયે. પણ એ તાત્કાલિક ઉપાય તરીકે કામ આવે એમ નથી, કેમકે ખેતીનો ધંધો સહેલાઇથી ઉપાડી લેવાય એવો નથી, અને તેમાં મૂડીની જરૂર હોવાથી તે આજે આપણો અર્થ સારે એમ નથી.

સ્વરાજ્યમાં શું થશે એનો જવાબ સહેલો છે. સ્વરાજ્યમા સિપાઇઓ ભાડુતી તરીકે નહિ રહે, પણ કેવળ રાષ્ટ્રના સંરક્ષણ અને બચાવને માટે જ એ સિપાઇઓની રાષ્ટ્રીય સેના બનશે દેશના રાજકારોબારમાં તેમને પણ પોતાનો અવાજ સંભળાવવાનો હક રહેશે. પશ્ચિમના નિરપરાધી તુર્ક અથવા અરબ લોકોની અને પૂર્વના એટલા જ નિરપરાધી ચીની અને બર્મી લોકોની કતલ કરવા માટે તો તેમને હરગીજ નહિ મોકલવામા આવે.

## 'ઇસ્માઇલી ફિરકા જમાતને અપીલ'

આ મથાળા નીચે ભાઇ ફીદાહુસેન દાઉદભાઈ પુણાવાલા લખે છે કે બધા મુસલમાનો, ખોજા, વહોરા વગેરેએ સ્વદેશીમાં પૂરો ભાગ લેવો જોઈયે, એ તેઓનો ધર્મ છે; નહિ તો ભવિષ્યમા તેઓને ખમવુ પડશે. હું પણ એમ માનું છું. જે સ્વદેશીનું બરોબર પાલન નહિ કરે તે જરૂર પાછળ રહી જવાના. આ અપીલ લાંબી છે. તેમાથી મેં તો સાર જ અહીં આપ્યો છે. બાકી તેમા જે દલીલો છે તે જાણીતી હોવાથી આખી અપીલ છાપવી દુરસ્ત નથી ધારી.

## ૬ ખાદીની ટોપી પર ચઢાઈ

કરાચીથી ભાઇ ધરમદાસ ઉધારામ લખે છે કે તેમના શેઠ ફૉર્બ્સ કૅમ્પબેલ અને કમ્પની વાળાઓએ ખાદીની ટોપી પહેરવાની ધૃષ્ટતા કર્યા બદલ તેમને બરતરફ કર્યા છે. સ્વદેશી ટોપી ઉતારવા કરતા બરતરફી સ્વીકારવાની હિંમત બતાવવા માટે હું એ ભાઇને મુબારકબાદી આપું છું. આપણો નૈતિક અધઃપાત ન થયો હોત તો ગમે ત્યા નોકરી કરતો દરેકે દરેક કારકુન એ જ ક્ષણે ખાદીની ટોપી પહેરી બરતરફી વહોરી લેત આનું પરિણામ એ જ આવત કે કમ્પનીવાળાઓ કળી જાત કે સ્વદેશી અનિવાર્ય છે, અને તેઓ સમજી જાત કે નિર્દોષ પોશાક સામે જુદ્ધે ચડવું એ મૂર્ખાઈ છે ખરું જોતા તો આ યુદ્ધ નોકરોમાં ડર ઉપજાવવા અને તેમને ગુલામીવૃત્તિના અને નામર્દ બનાવી રાખવા માટે જ ઉભું કરેલું છે. મદ્રાસમા કેળવણી ખાતાના વડા અમલદારે શાળાના નિરીક્ષકોને નિશાળોમાં રેંટીયા દાખલ કરવાની મના કરી છે. તે સાહેબ કહે છે કે રેંટીયાને રાજકીય મહત્ત્વ આપવામા આવે છે એ એક જ કારણ તેમને બંધી કરવા માટે પૂરતુ છે. આ દલીલ પ્રમાણે તો દારુનિષેધ વિષેના વ્યાખ્યાનની પણ બંધી થવી જોઇયે, કેમકે અસહકારીઓ તેને રાજકીય મહત્વ આપે છે. સ્વદેશી સામે વિવિધ પ્રકારે ઉઠાવેલી આ ઝુંબેશ એ જ બતાવી આપે છે કે સરકારને સ્વદેશી ગમતુ નથી બીજી રીતે કહીયે તો હિન્દુસ્તાન આર્થિક સ્વાતંત્ર્ય ભોગવે એ સરકારથી ખમાતુ નથી શું આ સૂચન ઉપરથી સ્વદેશીનો કાર્યક્રમ વધારે આગ્રહપૂર્વક પાર પાડવાનો આપણે નિશ્ચય ન કરવો જોઇયે ?

—

તા. ૬-૧૧-૧૯૨૧

## ૬ મહાસભાના પ્રેક્ષકો

મહાસભાની આ વખતની બેઠક સાવ વ્યવહારુ કરવાનો પ્રયત્ન સ્વાગત સમિતિ કરી રહી છે. તે મુરાદ બર લાવવા માટે જ સમિતિએ તેની પોતાની તેમજ પ્રેક્ષકોની સંખ્યાની મર્યાદા બાંધી દીધી છે. પ્રતિનિધિઓની સંખ્યા જ્યાં મર્યાદિત થઈ હોય ત્યાં પ્રેક્ષકોની સંખ્યા મર્યાદિત ન રહે એમ તો બની જ ન શકે. તેથી પ્રેક્ષકોની પસંદગી કઈ પદ્ધતિએ કરવી એ સવાલ સમિતિ આગળ ખડો થયો હતો. પ્રેક્ષકોની પસંદગી પૈસા ઉપર રાખવી, અને થોડાએક પ્રખ્યાત મહેમાનો માટે મફત ટિકિટો રાખવી એ જ નિયમ થઈ શકે એમ હતું. આમ કરવામાં અરજી કરનારાઓની સંખ્યા પર અંકુશ મૂકવો એટલો જ હેતુ છે, પૈસા રળવાનો નથી. વાર્ષિક ખર્ચને માટે પૈસા ભેગા કરવાના સાધન તરીકે મહાસભાનો ઉપયોગ આજ સુધી થતો તે આ વર્ષે બંધ થશે. આઠ આનાની ફી રાખી પ્રદર્શન, સંગીતના જલસા અને હાલના બધા પ્રખ્યાત વક્તાઓનાં વ્યાખ્યાનો વગેરે ગોઠવવા મોટા પાયા પર તૈયારીઓ ચાલી રહી છે. પ્રેક્ષકોને માટે જે ભારે ફી રાખવામાં આવી છે તે મહાસભાના મંડપમાં હાજર રહેવા માગનારને માટે જ છે. આવા પ્રેક્ષકોની અરજીઓ ઓછી આવે એ ઇચ્છા છે. નવા બંધારણ મુજબ અને અસાધારણ સંજોગોમાં ભરાનાર આ પહેલવહેલી જ બેઠકની ગોઠવણ કરવાની જવાબદારી સ્વાગત સમિતિ ઉપર આવી પડેલી હોવાથી તેની વૃત્તિ અને સ્થિતિ લોકો સમજે અને કદર કરે એમ હું ખાસ ઇચ્છું છું.

મહાસભાની સફળતાનો આધાર મુખ્યત્વે કરીને દેશ પ્રજાજનના સ્વેચ્છાપૂર્વક કરેલા અને અંતઃકરણના સહકાર ઉપર જ રહેલો છે.

---

તા. ૬-૧૧-૧૯૨૧

## ૬ વધુ પ્રશ્નો

અસહકાર એ એવું શિક્ષણ છે, જેથી લોકમત દિવસે દિવસે વિકાસ પામતો જાય છે અને બરાબર બંધાતો જાય છે. એમાં કાંઈ શક નથી. લોકો એવા વ્યવસ્થિત થાય કે જેથી આપણે અસરકારક પગલાં લઈ શકીએ તે જ ઘડીએ સ્વરાજ છે. તોફાની વાતાવરણમાં આપણે લોકમત વ્યવસ્થિત ન કરી શકીએ. મોપલાઓએ જેમને જબરદસ્તીથી ઇસ્લામ પઢાવ્યા તે જેમ મુસલમાનો કહેવાય નહિ, તે જ પ્રમાણે જેઓ ફૅશન અથવા જબરાઈના માર્યા પોતાને અસહકારી કહેવડાવે છે તેઓ અસહકારી કહેવાય નહિ. તેઓ મદદરૂપ તો નથી જ, ઊલટા વિઘ્નરૂપ છે. આપણી મરજી આપણે બીજા ઉપર ઠોકી બેસાડીએ તો આપણી આપખુદી નોકરશાહીના

મૂઠીભર અંગ્રેજો કરતાં અનંતગણી વધી જાય. તેમનો ત્રાસ એ તો વિરુદ્ધ પરિસ્થિતિમાં રહેવાનો પ્રયત્ન કરતા ખોબા જેટલા માણસોનો છે. આપણો ત્રાસ એ તો બહુમતીવાળાઓએ વર્તાવેલો ગણાય, અને તેથી વધુ ખરાબ તથા પહેલાં કરતાં વધુ અધર્મયુક્ત ગણાય. માટે આપણે તો આપણી લડતમાં કોઇ પણ પ્રકારની જબરાઇ હોય તે રજેરજ કાઢી નાખવી જોઇયે. અસહકારના સિદ્ધાન્તને સ્વેચ્છાએ વળગી રહેનારા આપણે ખોબા જેટલા હોઇયે તો આપણા મતમાં બીજાને વાળવાનો પ્રયત્ન કરવા જતા કદાચ આપણે મરવાનો પ્રસંગ આવે, પણ મરીને આપણે આપણા સિદ્ધાન્તને બરાબર જાળવીશું અને આપણી લડતને શોભાવશું. પરન્તુ આપણા વાવટા તળે જબરાઇથી લોકોને લાવીયે તો આપણે આપણા સિદ્ધાન્તને ગુમાવી બેસીયે અને ઇશ્વરથી અળગા થઇયે અને ઘડીભર આપણે જીતીયે છીયે એવું દેખાય પણ વધારે ખરાબ પ્રકારની જોહુકમી સ્થાપવામાં જ આપણી જીત થઇ હશે.

વળી અસહિષ્ણુતાથી સામાના મનને દબાવી દઇયે તોપણ આપણે લડતને બગાડીયે. કારણ પછી કોણ આપણા પક્ષના છે અને કોણ વિરુદ્ધ છે એ આપણે જાણી જ ન શકીયે. માટે આપણે માટે જીતની અટળ શરત એ છે કે મતસ્વાતન્ત્ર્યને આપણે ખૂબ ઉત્તેજન આપીયે. હાલમાં આપણા 'ધણી થઇ બેઠેલાઓ' પાસેથી કાંઇ નહિ તો એટલું તો આપણે શીખીયે જ. તેમના ફોજદારી કાયદામાં પોતાને નાપસંદ મત ધરાવવા માટે સખતમા સખત શિક્ષાઓ રાખેલી છે અને પોતાના મત પ્રદર્શિત કરવા સારૂ આપણા કેટલાક મોટામાં મોટા દેશીઓને તેમણે પકડ્યા છે. આપણો અસહકાર તે એ પદ્ધતિ સામે તુચ્છકારભર્યો અને ખુલ્લો વિરોધ છે. જ્યારે આપણે મતોને દાબી દેવાની પદ્ધતિ સામે લડી રહ્યા છીયે ત્યારે આપણા મત બીજા ઉપર ઠોકી બેસાડવાનો ગુન્હો આપણે તો ન જ કરીયે. મારા ઉપર કેટલાક પત્ર લખનારાઓ આપણને ન ગમે તેવા વિચારો દર્શાવે છે તેમનાં નામ છાપતાં મને જે ગભરાટ થાય છે તે ઉપરથી આ વિચારો મને સૂઝ્યા. જે વાચકોને તેમના વિચારો ન ગમે તેમની માનસિક હિંસાના તેઓને ભોગ બનાવવાનું મને પસંદ નથી. આપણે વિષે પ્રત્યક્ષ કે પરોક્ષ જે કાંઇ ગલીચ કહેવામાં આવે તે સઘળું વાચવાની અથવા સાંભળવાની આપણામાં હિંમત અને ઉદારતા હોવાં જ જોઇયે. તેથી તેવાઓને આપણા પક્ષમાં વાળવાની આપણને તક મળે છે. મને એક પત્ર લખનારાએ આ લડત વિષેના પ્રશ્નોની જબરી ટીપ મોકલી છે. તેના ઉપર હું આ અખતરો અજમાવવા માગું છું. તેઓ પત્ર શરૂ કરતાં લખે છે કે 'તમારા અનુ-

ચાયીઓ તમારી રાજદ્વારી પ્રવૃત્તિના ઉદ્દેશ સંબંધે સન્દેહગ્રસ્ત છે એ તો તમે કબૂલ કરશો જ, માટે નીચેના પ્રશ્નોના જવાબ આપીને તેમનો સન્દેહ ટાળવાની ઉદારતા બતાવશો ?'

પ્રશ્ન—તમે ખરેખરા મહાત્મા છો ?

ઉત્તર—હોઉં એમ મને લાગતું નથી. હું એટલું જાણું છું કે પરમેશ્વરની સૃષ્ટિમાં હું એક અલ્પ જીવ છું.

પ્ર૦—તમે મહાત્મા હો તો મહાત્મા શબ્દની વ્યાખ્યા આપશો ?

ઉ૦—કોઇ મહાત્માને ઓળખતો નથી એટલે વ્યાખ્યા નથી આપી શકતો.

પ્ર૦—તમે જો ન હો તો તમારા અનુયાયીઓને કદી તમે કહ્યું છે કે હું મહાત્મા નથી ?

ઉ૦—હું જેમ જેમ એ પદનો ઇનકાર કરૂં છું તેમ તેમ તો લોકો એ શબ્દ વધારે વાપરે છે.

પ્ર૦—તમારૂં 'આત્મબળ' અજ્ઞાન લોકો મેળવી શકે ખરા ?

ઉ૦—તેમનામાં તો એ જોઇયે એટલું છે. એક વખત ફ્રેન્ચ શાસ્ત્રીઓની એક ટુકડી જ્ઞાનની શોધમાં નીકળી પડી હતી. તેઓ ફરતા ફરતા હિન્દુસ્તાન આવ્યા. તેમણે ધારેલું કે પંડિતોમાં આત્મબળ મળી આવશે. એટલે ત્યાં ખૂબ શોધ્યું પણ લાધ્યું નહિ. અચાનક એક અન્ત્યજના ઘરમા તેઓ તે જોઇ શક્યા.

પ્ર૦—તમે કહો છો કે યંત્રો એ સુધારાના શાપરૂપ છે, ત્યારે પછી તમે કેમ રેલવેમાં અને મોટરમાં મુસાફરી કરો છો ?

ઉ૦—કેટલીક ચીજો એવી હોય છે કે તેનો ત્યાગ કરવા ઇચ્છીયે તોપણ સહસા તેમાંથી છૂટી ન શકીયે. આ જે માટીના ખોળિયામાં હું પૂરાયો છું તે મારા જીવનમાં ઝેર સમાન છે, છતાં મારે તે ચલાવી લેવું પડે છે અને તેને લાડ પણ લડાવવાં પડે છે. છતાં છેલ્લા યુદ્ધમાં યોજનાપૂર્વક જે ખુનામરકી થઇ તેને માટે આ મંત્રનો યુગ જ જવાબદાર છે એ વિષે શું તમને કાંઇ શંકા છે ? ઝેરી વાયુઓ અને બીજી એવી ધિક્કારવાજોગ વસ્તુઓથી આપણે એક તસુ પણ આગળ વધ્યા નથી.

પ્ર૦—એ વાત સાચી છે કે પહેલાં તમે રેલવેમા ત્રીજા વર્ગમાં મુસાફરી કરતા અને હવે 'સ્પેશિયલ ટ્રેન'માં અને પહેલા વર્ગમાં બેસો છો ?

ઉ૦—અરે રામ! આ પત્ર લખનારને સાવ સાચી ખબર મળી છે. મહાત્માપદ 'સ્પેશિયલ ટ્રેન' માટે જવાબદાર છે, અને આ માટીના ખોળીઆને લીધે બીજા વર્ગમાં બેસવાની અધોગતિ પ્રાપ્ત થઇ છે.

પ્ર૦—કાઉન્ટ ટૉલ્સ્ટૉય સાથે તમારા કેવા પ્રકારના સમ્બન્ધ છે?

ઉ૦—હું તેમના ભાવિક પૂજક છું અને મારા જીવનમાં ઘણી વસ્તુઓ માટે એમના ઋણી છું.

પ્ર૦—તમે સ્વરાજની વ્યાખ્યા કેમ નથી આપતા? તમને એટલુંયે નથી લાગતું કે કાંઇ નહિ તો તમારા અનુયાયીઓને તો એ શબ્દની વ્યાખ્યા આપવાની તમારી ફરજ છે?

ઉ૦—પ્રથમ તો એ શબ્દ જ એવો છે કે જેની વ્યાખ્યા ન આપી શકાય. બીજું જો 'નવજીવન' અથવા 'યંગ ઇન્ડિયા'નાં પાના ઉથલાવી જોશો તો તમારા કામ પૂરતી વ્યાખ્યા તમને મળી રહેશે. છતાં વળી એક વ્યાખ્યા આપવાનો અહીં પ્રયત્ન કરૂં છું. બીજાના વિચારો અને કાર્યની સંપૂર્ણ સ્વતંત્રતાની આડે આવ્યા વિના આપણા વિચારો અને કાર્યની પરિપૂર્ણ સ્વતંત્રતા ભોગવવી તેનું નામ સ્વરાજ. એટલે એનો અર્થ એવો થાય કે બીજા દેશોની આડે આવ્યા વિના અથવા તેમની દરમિયાનગીરી સહન કર્યા વિના પોતાની આવકનાં સાધનો અને ખર્ચની બાબતોમાં હિન્દુસ્તાનનો સંપૂર્ણ કાબુ હોય તે.

પ્ર૦—સ્વરાજ મળ્યા પછી તમે પોતે કયું પદ ભોગવશો?

ઉ૦—મને લાંબી અને કદાચ મારી વાજબી હકની રજા ભોગવવાનું ગમે.

પ્ર૦—સ્વરાજ મળ્યા પછી હિન્દુ અને મુસલમાનોનાં રાજદ્વારી હિત શી રીતે સચવાશે?

ઉ૦—તે સાચવવાની જરૂર નહિ પડે, કારણ દરેક હિન્દી બીજા હિન્દીના જેટલો સ્વતંત્ર હશે અને પરસ્પર સહિષ્ણુતા, આદર અને પ્રેમ અને તેથી પરસ્પર વિશ્વાસ હશે.

પ્ર૦—તમે સાચે જ એમ માનો છો કે ૩૧મી ઑક્ટોબર અથવા વર્ષ દરમિયાન તમે જે તારીખ નક્કી કરો તે તારીખે સરકાર હિન્દુસ્તાનમાંથી ઉચાળા ભરશે અથવા ઝટ પાછી હઠશે?

ઉ૦—સરકાર એ તો એક તન્ત્ર છે. અને હું ખચિત માનું છું કે હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી અને યાહુદી ધારે તો ૩૧મી અકટોબર પહેલાં તેનો નાશ થઇ શકે. હું હજી ઉમેદ રાખું છું કે આ વર્ષની આખર પહેલાં તેઓ તેનો અન્ત આણુશે. પરન્તુ નવા તન્ત્રમાં એક પણ અંગ્રેજ જે હિન્દુસ્તાનના નિમકહલાલ નોકર તરીકે અહીં રહેવા ઇચ્છતો હશે તેને આ દેશ છોડવો પડે એવું નહિ બને.

પ્ર૦—તમને એમ નથી લાગતું કે સરકારમા તમારી ચળવળ અટકાવવા જેટલી તાકાત નથી ?

ઉ૦—જરૂર એમ લાગે છે અને સરકાર દિવસે દિવસે વધારે વધારે નબળી થતી જાય છે. (અપૂર્ણ)

---

# §ચાંદપુરની પુનરાવૃત્તિ

હાડમારી વેઠવામાં બંગાળનો નંબર પહેલો આવવાનો હોય એમ જણાય છે, અને તેથી સ્વરાજ હાસલ કરવામાં પણ તેનો પહેલો નંબર આવવાનો છે. ચાંદપુરના અત્યાચારના ભણકાર હજી આપણી સ્મૃતિમાં તાજા જ છે. હવે વળી ચિત્તાગાંગમાં તેટલા જ કમકમાટીભર્યા અત્યાચાર થયાના ખબર આવ્યા છે. મહાસભાની જીલ્લા-સમિતિના મન્ત્રી બાબુ પ્રસન્નકુમાર ત્યાંની કથની વર્ણવે છે તે જેવી ને તેવી નીચે આપું છું:

"ચિત્તાગાંગમાં જે ઉદ્દામાં ઉદ્દા બનાવો બન્યા છે તેનું વર્ણન આપને આપવું મને વાજબી લાગે છે. જીલ્લાસમિતિના પ્રમુખ શ્રી. સેનગુપ્ત અને મન્ત્રી શ્રી મહીમચન્દ્ર દાસ તથા બીજા ૧૬ જણને પોલીસ ઍક્ટની કલમ ૩૦ની રૂએ સ્થાનિક અમલદારોએ અગાઉથી કાઢેલા જાહેરનામાની વિરુદ્ધ જઇને તેમણે તા. ૨૭ જુલાઇએ વગરલાઇસેન્સે એક સરઘસ કાઢ્યું એટલા માટે પકડવામા આવ્યા. તેમનો મુકદ્દમો ૧૯મી અક્ટોબરે ચાલ્યો. ઇ. પી. કો. કલમ ૧૫૧ અને પોલીસ ઍક્ટની કલમ ૩૨ ના આરોપ એમની ઉપર હતા તહોમતદારોએ બચાવ ન કર્યો. દરેક જણને ૨૦મી અક્ટોબરે ત્રણ ત્રણ માસની સખત જેલની સજા થઇ. શહેરમાં વાત ફેલાઈ હતી કે બધા માનવંતા કેદીઓને તે જ સાંઝે અલીપુર સેન્ટ્રલ જેલ લઇ જવામાં આવનાર છે. લોકોનાં ટોળાં ચાર વાગેથી જેલના દરવાજા સામે એકઠાં થવા લાગ્યાં. બૅન્ડવાળાઓને અને ભજનકીર્તનની મંડળીઓને પણ ત્યાં બોલાવવામાં આવ્યાં હતાં. રાત્રે આખા શહેરમાં રોશનાઇ થઈ અને આતશબાજી ફોડવામાં આવી. આ બધું લોકોએ પોતાની સ્વયંસ્ફુર્તિથી જ કર્યું છે. મહાસભાની કોઇ સમિતિએ તેમને કશી

સૂચના આપી નથી. આઠ વાગ્યા પછી તરત જ કેદીઓને જેલમાંથી કાઢવામાં આવ્યાં અને પોલીસની ગાડીઓમાં બેસાડીને સ્ટેશન તરફ લઇ જવામાં આવ્યા. લોકો સરઘસના રૂપમાં ગોઠવાઇને પાછળ પાછળ ચાલ્યા. બળતી મશાલો ને વાજતેગાજતે સૌ અત્યન્ત શાન્તિપૂર્વક ચાલતા હતા.

સરઘસ જ્યાં સ્ટેશનના કૅમ્પાઉન્ડ પાસે પહોંચ્યું તેવામાં એકાએક ગુરખાઓની એક હથિયારબંધ ટુકડી કોઈ છૂપી જગ્યામાંથી નીકળી આવી. મશાલો બધી કોઇએ આવીને બુઝાવી નાખી—એ કોણ હતો તે હજી સુધી જાણવામાં નથી. એકાએક અને કશી ચેતવણી વગર જ ગુરખાઓ સરઘસના નિર્દોષ અને શાન્ત લોકો ઉપર હિંસક પશુઓની પેરે તુટી પડયા. તેઓ 'મારો મારો' 'લગાઓ લગાઓ' એવી ચીસો નાખતા હતા. જે કોઇ ને જે કંઈ હાથમાં આવ્યું તેના ઉપર તેમણે મારો શરૂ કર્યો. બિચારા ભાડુતી ઘોડાગાડીવાળા અને તેમના ઘોડા પણ બચવા ન પામ્યા. બંદુકની સંગીનો ભોંકતા ભોંકતા તેમણે લોકોના ટોળાને સ્ટેશનથી ખૂબ દૂર સુધી પહોંચાડયું આખરે કોઇએ સીટી વગાડી કે તરત સૌ અટકી ગયા. ખબર મળી છે કે સોએક જણને શરીરનાં જુદાં જુદાં અંગોમાં લોહીલોહાણ ઘા વાગ્યા છે, અને આશરે ત્રણસો જણને અમૂઢ માર પડ્યો છે. ડિસ્ટ્રિક્ટ મૅજીસ્ટ્રેટ મિ. સ્ટ્રૅાંગ અને ઍડિશનલ ડિસ્ટ્રિક્ટ મૅજીસ્ટ્રેટ મિ. બરોઝ તે વખતે ત્યા હાજર હતા. એક આગળ પડતો અમન સભાવાળો પણ આ હુમલામાં ભાગ લેતો દેખાતો હતો. તે ઘાંટો તાણીને 'મારો મારો' એવા પોકારો કરતો હતો, અને હુમલો બંધ થયા પછી તે ડિસ્ટ્રિક્ટ મૅજીસ્ટ્રેટની પાસે જોવામાં આવ્યો હતો. સ્ટેશનના કૉમ્પાઉન્ડની બહાર થયેલા આ રમખાણ પછી કોઇ એક ગોરો લશ્કરી અમલદાર, ઘણું કરીને ગુરખા ટુકડીનો સરદાર, સ્ટેશનના પ્લૅટફોર્મમાં પેઠા પહેલાં તો તેણે કેદીઓ માટે રિઝર્વ કરી રાખેલા ડબ્બા ભણી જવાનો દેખાવ કર્યો, પણ તે અચાનક પાછો ફરી ગયો અને લોકોને પાછા ધકેલવા મંડી ગયો. લોકો બધા પાસ લઇને જ અંદર આવેલા હતા, નહિ કોઇને ચેતવણી આપવામાં આવી, નહિ કોઇને કહેવામાં આવ્યું કે દૂર ખસી જાઓ અગર પ્લૅટફોર્મ બહાર ચાલ્યા જાઓ. અમારા ધારવા પ્રમાણે એને જેવું બહાર રમખાણ કર્યું હતું તેવું બીજું રમખાણ પાછું અંદર પણ જગાવવું હતું. પણ લોકો શાન્તિપૂર્વક ત્યાંથી હઠી ગયા. પાછળથી ગુરખાઓને પ્લૅટફોર્મમાં લાવવામાં આવ્યા. પણ માણસો તો બધાં ખસી ગયેલાં એટલે તેઓ કોના ઉપર તૂટી પડે ? આટલા બધા છંછેડવામાં આવ્યા છતાં લોકોએ જો શાન્તિ અને સંયમ ન જાળવ્યાં હોત તો પ્લૅટફોર્મની બહાર તેમજ અંદર ભારે ખૂનરેજી થઇ જાત અને સેંકડોના જાન ગયા હોત. રમખાણ વખતે ગુરખાઓ ગાંડાતૂર થઇને લોકોના ટોળામાં ભળી ગયા હતા. લોકો જો ધારત તો સ્હેજમાં તેમના ટુકડે ટુકડા કરીને ઉડાડી નાખી શક્યા હોત. તેમનાં હથિયાર તો હથિયારને ઠેકાણે રહી જાત પણ તેઓ ખામોશ ખાઇ ગયા ને ગુરખાઓ સામો હાથ ન ઉગામ્યો. એક વાત નોંધ લેવા જેવી છે, કે ચાંદપુરવાળો બનાવ ૨૦મી જુન ૧૯૨૧ ની રાત્રે બન્યો હતો અને તેની પુનરાવૃત્તિ ચિત્તાગાંગમાં ૨૦મી અક્ટોબર ૧૯૨૧ ની રાતે થઈ છે. અને આ પુનરાવૃત્તિ

તા. ૬-૧૧-૧૯૨૨

ઘાતકીપણું તો મૂળને ભુલાવે એવું છે ને આ વખતે બહાનું બતાવી શકાય એવાં કંઇ કારણો પણ નથી.

અહીંની મહાસભાસમિતિ, ચિત્તાગાંગ એસોસીયેશન અને સ્થાનિક ખિલાફત કમિટીની અસાધારણ બેઠક તરત જ ૨૨મીની સવારે ભરવામાં આવી અને તેમાં તપાસ કરવા સારૂ એક સ્વતન્ત્ર મંડળ નીમવામાં આવ્યું. એ મંડળની બેઠક જાત્રામોહનસેન હૉલમાં હમેશાં ભરાય છે અને ત્યાં જુબાનીઓ નોંધાય છે. ઘવાયેલ આસામીઓના ફોટો લેવા સારૂ ફોટોગ્રાફરોને રોકવામાં આવ્યા છે. આ રમખાણને લીધે અમારે માથે આવી પડેલાં સંકટ નિવારણ કરવાનો કંઈ માર્ગ બતાવવાની કૃપા કરશો તો આપના આભારી થઈશું.

સ્વદેશીની હીલચાલ આજ સુધી ચાલતી તે કરતાં વધારે જોશથી ચલાવી રહ્યા છીયે. ચિનાગાંગમાં હાલ સેંકડે પાંચના ઊલ પર પરદેશી કાપડ રહેલું છે અને તેટલું પણ ટુંક મુદતમાં જ હતું ન હતું કરી શકશું એવી ઉમેદ છે

*આજ સુધીમાં મહાસભાના ૩૦ કાર્યકર્તાઓને સજા થઇ ચુકી છે. ૨૭ જણ હજુ જેલમાં છે. ૬ જણની સામે હજી કામ ચાલી રહ્યું છે.''*

બધી હકીકતો એટલી પાકે પાયે જણાવવામા આવી છે કે તેમા અતિશયોક્તિની શંકા કરવી મુશ્કેલ છે. અને છતાં પ્રસનખાણુ વર્ણન કરે છે તેટલી બધી નફટાઇ ત્યાંના અમલદારોમાં માની લેવી પણ તેટલી જ મુશ્કેલ છે. ખુલ્લી આંખે જોઇ શકાય છે કે લોકોને મન તે દહાડે ઉત્સવનો ઉછરંગ હતો. ઇશ્વરનો પાડ માનીયે કે કેદખાનાનો હાઉ હવે આપણને ડરાવી શકતો નથી. આવી લોકોએ ઘેરઘેર દીવાળી કરી અને કેદીઓને વળાવવા સરઘસ કાઢયું. એમા ખુનરેજી કરવાનો હેતુ સંભવતો જ નથી. પણ એટલુંયે મૅજીસ્ટ્રેટ સાંખી શકે એ કરતાં વધારે પડતું હતું. તેણે એમ ધાર્યું જણાય છે કે સજાઓથી બધી ચળવળ બંધ પાડી દેવાની જે અસર તેને ઉપજાવવી હતી તે અસર આવા ઉત્સવથી તો ઉડી જાય છે. તેણે ધાર્યું હશે કે આમ ચાલશે તો વખત જતાં ચિત્તાગાંગની કુલ રૈયતને કેદમાં નાખવી પડશે ને તેમને સારૂ આખા ચિત્તાગાંગને શહેર મટાડીને કેદખાનું બનાવી દેવું પડશે. એટલા માટે તેણે ગુરખાઓને છોડી મુકવાનો માર્ગ કાઢ્યો. એટલા જ માટે એ ઉત્સવ ઉજવી રહેલા તદ્દન નિર્દોષ લોકો ઉપર આવો ઘોર કેર ગુજારવામાં આવ્યો છે. મળેલી ખબર સાચી છે એમ માનીયે તો આનો એ સિવાય બીજો ખુલાસો કાઢવો મુશ્કેલ છે. બીજું એ પણ સ્પષ્ટ થાય છે કે કહેવાતી સુલેહશાન્તિની સંભાવાળાઓ નોકરશાહીના હાથમાં રમકડાં બની રહ્યા છે. વખત બહુ આકરો છે એમાં શક નથી. પણ આપણે જે ઘડીએ આ લડતમાં ઝુકાવ્યું તે ઘડીએ જ લડતનાં જોખમોનો અંદાજ અગાઉથી કાઢ્યો

હતો. હવે એ જોખમો ખેડગે જ છૂટકો, પ્રથમ સળગતા દાવાનળમાંથી પસાર થવાનું છે, અગ્નિ આપણી પવિત્રતાની સાક્ષી આપશે ત્યારે જ આપણી આશાના ઉજ્જ્વળ દેશમાં પગ મુકવાનો આપણને અધિકાર મળશે. ચિત્તાગાંગના નેતાઓને અને લોકોને ગુસ્સો ચઢે એવાં જબરાં કારણો હતાં, તેમ છતાં જે નમૂનેદાર સંયમ અને શાન્તિથી તેઓ વર્ત્યા છે તે માટે તેમને હાર્દિક અભિનન્દન ઘટે છે. હું તેમને બીજો કંઇ માર્ગ દર્શાવી શકતો નથી. એક જ રસ્તો મારે સૂચવવાનો છે, ને તે એ કે આથીયે જબરા ભય આવી પડે તોપણ પોતાના સરળ માર્ગમાંથી તેઓ ચળે નહિ. આપણા હાથમાં દુઃખનિવારણનો એક જ ઇલાજ છેઃ જેમ જેમ જુલમ ગુજરે તેમ તેમ વધારે ને વધારે હિંમતવાન બનવું, વધારે ને વધારે આત્મસંયમ કરતા જવું. છેવટે જુલમગાર તેના ધમપછાડાના શ્રમથી હાંફી જશે ને પટકાઇને ભોંય પર પડશે. ચિત્તાગાંગના અસહકારીઓ અમન સભાનાં કે સરકારનાં માણસો ઉપર ચીડાઇ નં જાય. તેઓ તો તેમની પ્રકૃતિને અનુસરે છે. અને અસહકારીની પ્રકૃતિ સામો ઘા કરવાનીયે નથી તેમ નમી જવાની પણ નથી. દોહદ મચી રહેલા તોફાન વચ્ચે મેરુ સમાન અવિચલિત અને અડગ તેણે ઉભું રહેવું જોઇયે. આપણા હૃદયમાં નીચેની પ્રાર્થના ગાવાનો ઉમળકો આવી શકે તો આપણે ગાઇયેઃ

તારા પ્રભાને નિભાવ્યો મને પ્રભુ !
આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મને તે સ્થિર પગલેથી
ચલવી પહોચાડશે ઘેર,
 દાખવી પ્રેમળ જ્યોતની સેર.
કર્દમભૂમિ કળણભરેલી
ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળ કેરા પ્રવાહો,
સર્વ વટાવી કૃપાળ !
 મુને પહોંચાડજે નિજ દ્વાર.

---

## હિન્દુઓની ફરજ

નીચેનો હૃદયંગવક કાગળ ગોધરા અન્ત્યજાશ્રમથી આવ્યો છે. તે તરફ દરેક હિન્દુનું ધ્યાન ખેંચું છું.

"૧૯૧૮ માં આ શાળા શરૂ થઇ, ને દોઢેક વરસ પછી હું અહીં આવ્યો ત્યારથી તો શાળાનું ધોરણ અક્ષરજ્ઞાન આપવા કરતાં વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય સુધારવા તરફ જ ખાસ

ફરીને રહ્યું છે. ગયા માર્ચ મહિના સુધી હું ગામમાં રહેતો, પણ આટલેથી મારા કામમાં ગામની સહાનુભૂતિની હું જે આશા રાખતો હતો તે સફળ થઈ શકી નહિ. તેમજ વિદ્યાર્થીઓ જ્યાં સુધી હમેશાં શિક્ષકોના સંબંધમાં ન રહી શકે ત્યાં સુધી એમના ઉપર શાળામાં થતી અસર ધૂળ પર લીંપણ જેટલી જ થાય એવા વિચારથી એક જુદું મોટું ઘર ભાડે લીધું; અને ત્યારપછી બે ત્રણ મહિને ત્રણ વિદ્યાર્થીઓને સાબરમતીની રાષ્ટ્રીય શાળામાં પણ મોકલ્યા. માબાપો આ સહન કરી શક્યાં નહિ. વિદ્યાર્થીઓ ત્યાં દોઢ મહિનો રહી શક્યા. ત્યાં તેઓ ખૂબ મઝામાં રહ્યા હતા, અને ત્યાંથી ઘણી સારી ટેવો શીખી આવ્યા. તેમજ ત્યાંના વિદ્યાર્થીઓને પણ એમ ન લાગ્યું કે આ છોકરાઓ કોઈ રીતે આપણા કરતાં ઉતરતા છે.

છોકરાઓના વિયોગથી એમનાં માબાપ અકળાયાં. (જોકે ત્યાંથી લાંબા લાંબા કાગળો તો રોજ આવતા હતા) આખા ફળિયામાં હોહા થઈ રહી. શિક્ષકો દુશ્મન ગણાયા. આખરે વિદ્યાર્થીઓ પાછા આવ્યા તોપણ માંસ કે ભીખનું ખાવું, દારૂ પીવો, આખો દિવસ ગાળો સાંભળવી ને ભાંડવી, જૂઠાણાં ચલાવવાં, તે આ બાળ-મનોને પણ પસંદ ન પડ્યું, તેથી તેઓ અમારી સાથે જ રહેવા તથા ખાવા લાગ્યા. જ્યારે ઘરમાં રાંધેલું હોય ત્યારે ઘેર જમવા જતા. આમાં પણ વડિલોને એમ લાગ્યું કે છોકરાં આપણા હાથથી જાય છે. છોકરાઓ ઘેર જાય ત્યારે તેમને કનડગત થવા લાગી. એક સાત આઠ વર્ષના બાળકને ક્ષય છે એમ માલુમ પડતાં દર પખવાડિયે દવા કરવા સારૂ એને અમદાવાદમાં લઈ જવામાં આવતો. આથી પણ માબાપોના શાપ અમે વહોરી લીધા. ગઈ આસો વદ દશમની રાત્રે એક છોકરાનો બાપ છોકરાને બોલાવવા આવ્યો અને મારી પાસે કબૂલ કર્યું કે ઘરના બાજરાનો રોટલો ઘડીને ખવડાવીશું. મેં રાજી થઈને છોકરાને મોકલ્યો. છોકરો પોતે તો કદી ક્યાંયે જતો ન હતો. બહુ સમજાવ્યા પછી રાત્રે આપેલા વચનની વિરુદ્ધ એને જુલમથી ભીખનું ખવડાવવામાં આવ્યું. અને રાતથી આજે સાંજ સુધી ખાસ કરીને એની માએ ભીખનું તથા માંસ ખવડાવવા છોકરાને એટલો બધો માર્યો કે પડોશના છોકરા દોડીને અમને કહેવા આવ્યા. અમે જોઈને લોયું પણ આજે તો એણે ગાસ ખાધું ન હતું. માબાપોના આવા વર્તનથી પણ અમને નવાઈ તો ન જ લાગી."

આ કાગળ વાંચીને દરેક હિન્દુને નીચું જોવાનું છે. આ બાળકને માર પડ્યા તેને સારૂ તેના માબાપ જવાબદાર નથી, આપણે છીએ. અન્ત્યજને આપણે તરછોડ્યા; તેઓને આપણું એઠું સડેલું અન્ન ખાતા આપ્યું ને મનને મનાવ્યું કે આપણે પુણ્ય કર્યું. તેઓને આપણે ઓછામાં ઓછો પગાર આપી તેઓને ભીખ માગતા બનાવ્યા. આપણો કચરો ઉપડાવ્યો એટલું જ નહિ, પણ કચરો ખવડાવ્યો. આપણો ઉતાર તેઓનો શૃંગાર બનાવ્યો. પરિણામ એવું આવ્યું છે કે હવે અન્ત્યજવર્ગ ભીખ માગી રાજી થાય છે, એઠું લાવે ત્યારે મગરૂર બને છે. સડેલું અનાજ જ્યારે તેઓના

ઘરમાં આવે ત્યારે છોકરાંઓ નાચે. જેના ગુલામ પોતાની ગુલામીમાં મ્હાલે તે માલિકના પાપની સીમા આવી. તેમ હિન્દુનું થયું છે.

જે બાળને સારા થવાને સારુ, જૂઠું અનાજ ખાવાની ના પાડવાને સારુ, માર પડ્યો તે આપણું બાળ હતું. આ લેખ વાંચી દરેક માબાપ પોતાના બાળ ભણી જુએ ને વિચારે કે જો પોતાના બાળકના હાલ પેલાના બાળક જેવા થાય તો? અને એ બાળક કેવું પવિત્ર! માર ખાતાં છતાં માંસ ખાવાની ના! એવા બાળકને અસ્પૃશ્ય માને તેની સ્થિતિ-કેવી? તે સ્વરાજ શું ભોગવે? તે રક્ષા કોની કરે?

પણ અત્યારે હું અન્ત્યજેતર હિન્દુ માબાપોને અસ્પૃશ્યતા વિષે કંઇ નથી કહેવા માગતો. તેઓ અન્ત્યજ બન્ધુની ઉપર દયા સરખી નહિ રાખે? શું તેઓને સડેલું, મેલુ જૂઠું અન્ન આપવું એ પણ શાસ્ત્ર છે? શું તેઓને ઓછામાં ઓછો પગાર આપવો એ શાસ્ત્ર છે? દરેક માબાપને હું વીનવું છું કે તે

૧. ગંધેલું અનાજ ન આપે.

૨. માત્ર સૂકું, વગરરાંધેલું અનાજ આપે.

૩. તેને વિદેશી કે મેલા સડેલા કપડાં ન આપે.

૪. તેનો પગાર ઓછો હોય તો વધારે.

૫ જે આપે તે પ્રેમપૂર્વક આપે

જે અન્ત્યજ આ. લેખ વાંચે તેને હું વીનવું છું કે તે જૂઠું સડેલું અનાજ કે માર્‌ ન લેવ તે, અને ન ખાવાનો નિશ્ચય કરે ને પોતાના બાળકોને રાષ્ટ્રીય શાળાએ, જે તેમને માટે ખોલવામાં આવે તેમાં મોકલે.

---

# મારી નોંધ

## જેલમાં લાંઘણ

અસહકારી કેદીઓ જેલમાં જેઠ જરા જરામાં લાંઘણનું હથિયાર અખત્યાર કરે તે ઠીક નથી. તેની સામે જેટલી ચેતવણી આપું તેટલી થોડી છે. જેલમાં આપણા ઉપર ગમે તેવા દાબ હોય તે ટાળવા આ સાધનનો ઉપયોગ કરવો વાજબી નથી. સાધારણ રીતે આપણને પાળવા ન ગમે એવા દાબ જેલમાં ન હોય તો પછી જેલ તે જેલ શાની? આપણી સાથે ઘાતકી વર્તન ચલાવવામાં આવે અથવા આપણા ધર્મમાં બાધ હોય તેવા

કે માણસજાતને ખાવા યોગ્ય ન હોય એવો ખોરાક આપવામાં આવે તો લાંઘણ કરવી વાજબી છે. અપમાનભરેલી રીતે આપવામાં આવેલો ખોરાક આપણે ન લઈએ. એટલે કે અપમાનથી દૂષિત અન્ન પેટને પરવશ બનીને તો આપણે હરગીજ ન લઈએ.

## ૨ છેવટે જેલ મળી

ચિત્તાગાંગ શહેરના આગેવાન અને એ. બી. રેલવે હડતાળના પ્રાણ શ્રી. સેનગુપ્ત તથા બીજા અઢારને જેલ મળી. પણ મુદત કાંઇ લાંબી નથી. તેમને તથા તેમના સાથીઓને સખત મજૂરી સાથે ત્રણ ત્રણ માસ જ મળ્યા છે. શ્રીમતી સેનગુપ્ત પોતાના પતિ વિષે લખતાં કહે છે કે સજા મળવાની ઉમેદમાં તેઓ ખુશ હતા. જેલ જવાને પ્રસંગે મોટા દેખાવ કે ધમાલ કંઇ કરવામાં આવ્યું ન હતું. કાયદાનો સવિનય ભંગ શરૂ કરવો હોય તો આવી જ જાતનું વાતાવરણ જોઇયે. ચિત્તાગાંગમાં મને ત્યાંના લોક કહેતા હતા કે અમે તો લગભગ સ્વરાજ મેળવી ચુક્યા છીએ. પણ 'લગભગ' શબ્દ ભૂલાવવામાં નાખે એવો છે. પૂર્ણતાની છેક નજીક હોય કે દૂરમાં દૂર હોય, બન્ને અર્થમાં લગભગ શબ્દ વાપરી શકાય. પરન્તુ ચિત્તાગાંગના લોકોને પૂર્ણ સ્વરાજ મેળવવું હોય તો તેમણે પોતાને જોઇતું કાપડ પોતાના ઘરમાં જ સૂતર કાંતીને વણી લેવું જોઇએ. પરદેશી કાપડના વેપારીઓને માટે જરાયે ગધશાળ ચોંટેલી ન રહે એવી સ્થિતિ કરી નાખવી જોઇયે, તેઓ અદાલતો ઉજ્જડ વેરાન કરી નાખે અને સરકારી શાળાઓ ખાલી કરી દે. એટલું થાય તો તેમને કાયદાનો સવિનય ભંગ કરવાની જરૂર પણ ન રહે. પરન્તુ તેમનામાં એટલું બળ અથવા એકતા નયે હોય. છતાં મોટો ભાગ સ્વરાજ માગનારો હોય તો બાકીના થોડા તેમને અટકાવી શકે નહિ. પરન્તુ બહુમતીવાળાને પોતાની સત્તા થાપવી હશે તો તેમણે કાયદાનો સવિનય ભંગ કરીને દુઃખની આગ સોંસરું નીકળવું જોઇશે.

## ૩ જેલ શા માટે?

આ જેલો ભોગવવાનો અર્થ શો છે તે સંબન્ધે સમજફેર ન રહે એમ હું ઇચ્છું છું. સરકારને પજવવાના હેતુથી તે વધાવી નથી લેવાની, જોકે તેમાં સરકારને પજવણી થાય છે ખરી. પણ આપણે તો તેને એટલા માટે વધાવી લઇયે છીયે કે જે સરકારને આપણે નખશિખ પાપી માનીયે તેના રાજ્યમાં છૂટા રહેવું આપણને ગેરમુનાસબ લાગે છે. આપણે આ સરકારના અંકુશમાં જરાયે રહીયે એવા નથી એ તેને બતાવી આપવા સારૂ આપણે આકાશ પાતાળ એક કરવાં જોઇયે. વળી આપણો અનાદર ગમે તેટલો સાદર હોય છતાં બીજી કોઇ સરકારે પોતાનો આવો અનાદર તો આજ સુધી સાંખ્યો નથી. એટલે એમ ખુશીથી કહી શકાય કે અત્યાર સુધી આપણે જેલ બહાર ફરીયે છીયે તેનું કારણ આપણે પોતે પણ છીયે તેમજ સરકાર પણ છે. આપણો સંઘ જોઇ જોઇને આસ્તેકદમ કૂચ કરે છે. હજી તો આ સરકારના કેટલાય કાયદાનું આપણે સ્વેચ્છાપૂર્વક પાલન કરી રહ્યા છીયે. દાખલા તરીકે, મદ્રાસ સરકારના હુકમનો અનાદર કરીને પકડાતાં મને કોઇ રોકનાર ન હતું, પરન્તુ મેં જ

એ અવસર જતો કર્યો. મારું ડહાપણ કહો કે મારી નબળાઇ કહો, પરન્તુ સરકારી 'બરાક'માં બીનપરવાનગીએ પ્રવેશ કરવાના અપરાધ માટે પકડાતાં મને રોકનારું બીજું કાંઇ કારણ નથી સરકારી 'બરાક'ને હું સરકારની નહિ પણ પ્રજાની મિલકત માનું છું. મારે મન તો આ સરકાર લોકની પ્રતિનિધિ કે'વડાવાનીયે મટી ગઇ છે. એટલે એક તરફથી કહેવું કે પાપી રાજ્યમાં જેલની બહાર રહેવું એ દુઃખમય છે અને બીજી તરફથી પકડાવાનું નીતિયુક્ત છે એટલા માટે નહિ પણ યુક્તિયુક્ત—તુરતને માટે જરૂરનું જાણીને ઇરાદાપૂર્વક ટાળવું એ એમાં દેખીતો વિરોધ છે. પરન્તુ આપણે આમ જેલ ટાળીયે છીયે તેનું કારણ એ છે કે આપણે માનીયે છીયે કે હજી પ્રજા પૂરેપૂરી મોટો બળવો ઉઠાવવાને તૈયાર નથી થઇ; બીજું, સ્વેચ્છાપૂર્વક હુકમ ઉઠાવતા થઇ જવાનું અને અહિંસાનું પાલન કરવાનું વાતાવરણ હજી પૂરું જામ્યું નથી; અને ત્રીજું આપણામા આત્મવિશ્વાસ આવે એટલું સામુદાયિક બાધકામ આપણે હજુ કર્યું નથી. તેટલા માટે શાન્તિમય 'બળવો કહી શકાય એવડા પાયા ઉપર કાયદાનો સવિનય ભંગ ઉપાડતાં આપણે ખામોશ ખાઇયે છીયે અને આપણો કાર્યક્રમ સ્વાભાવિક રીતે કરતે કરતે જેલ મળી જાય છે અથવા તો બળવો નહિ તો બળવાથી સ્હેજ જ ઉતરતા દરજ્જાની એવી આપણા કાર્ય અને વિચારની સ્વતન્ત્રતાનું રક્ષણ કરતાં જેલ મળી જાય છે તેને જ આપણે વધાવી લઇયે છીયે.

એટલે આટલું તો સ્પષ્ટ છે કે આ દુષ્ટ રાજ્યમાં જેલની બહાર આપણે રહ્યા છીયે તે ખાસ કારણોને લીને જ છે. આપણે જેલમાં જઇયે અથવા તો સરકારને આપણી મરજી પ્રમાણે નમાવીયે ત્યારે આપણે સ્વરાજ મેળવ્યું કહેવાય. માટે આપણા કેદમાં પડવાથી સરકારને પજવણી થતી હોય કે ટાઢક વળતી હોય, પરન્તુ આપણે માટે તો માનભર્યો અને સલામત માર્ગ જેલમાં જવાનો જ છે. આ વિચાર સ્વીકારી લઇયે તો પછી આપણી ફરજ બજાવતા બજાવતાં જેલ મળી જાય તેમાં આપણે સુખ જ માનવું જોઇયે; કારણ આપણું બળ એટલું વધ્યું, આપણી ફરજ બરાબર બજાવ્યાની કિંમત આપણે ચુકવી આપી. આપણું સાચું બળ બતાવી દેવું એ જ જો ઉત્તમમાં ઉત્તમ ચળવળ ગણાય તો પછી આપણે શ્રદ્ધા રાખવી જોઇયે કે દરેક જેલનો પ્રસંગ લોકોનું બળ વધારે છે અને સ્વરાજને નજીક ને નજીક આણે છે

## § કાંઇક ચમત્કારિક કરો

પરન્તુ મિત્રો મને છાનાછાના કહે છે કે શાહજાદા આવે ત્યારે તો આપણે કાંઇક ચમત્કારિક કરી બતાવવું. તેના ઉપર છાપ પાડવાની ખાતર આપણે તેમ ન જ કરીયે દેખાવ કરી બતાવવા ખાતર પણ તેમ ન કરીયે.' આપણને વધારે કામ કરવાનું ઉત્તેજન મળે એ રીતે આ પરાણે ઠોકી બેસાડેલી મુલાકાતનો ઉપયોગ કરવો મને ગમે. એની છાપ શાહજાદા ઉપર અને આખી આલમ ઉપર ભલે પડે, કારણ આપણા પોતા ઉપર તેની છાપ જબરી પડવાની. આપણી પોતાની પ્રતીતિ થઇ જાય, તે પ્રતીતિ પ્રમાણે જ આપણે બોલતા અને કરતા થઇ જઇયે તથા આપણા પોતા ઉપર જ આધાર રાખતા થઇયે, એ

સ્વરાજ મેળવવાનો ટુંકામાં ટુંકો રસ્તો છે. આ વસ્તુઓ વ્યક્તિને વિષે તેમજ સમુદાયને વિષે જરૂરની છે. શાહજાદા આવે તે પહેલાં આપણે જેટલો ભરી શકીએ એ મને ખૂબ વ્હાલું લાગે. પરન્તુ ધમધોકાર સ્વદેશી સિવાય તેનો બીજો કોઇ રસ્તો હું જોઈ શકતો નથી. બેશક તે દિશામાં ખૂબ પ્રગતિ થઈ છે, પણ તે ઉથલપાથલ કરી નાખે એવી અથવા વીજળીના વેગવાળી નથી. કીડીને વેગે આગળ વધ્યે કામ નહિ સરે, પવનને વેગે ધપવું જોઇશે. સ્વદેશીનાં છાંટણાં ઉડાડયે નહિ ચાલે, તેનો ધોધ વહેવરાવવો જોઇશે. પછી આપણે હજારો, જાણે બેમાલુમ બધાને સાથે જ ઉછળી આવી હોય એવી ઊર્મિથી, કાયદાના સવિનય ભંગની ભણી કૂચ કરીશું. આજે આત્મવિશ્વાસની ઉણપને લીધે આપણે ડગલે ને પગલે વિચાર કરવા પડે છે, અને તે ઠીક જ છે મને તો ખરેખરી એટલીયે ખાતરી નથી કે આપણામાંથી હજારો જેલમાં દુઃખ વેઠવા તૈયાર થઇ ગયા હોય અથવા અહિંસાનો પાઠ એટલો ભણી ગયા હોય કે ગમે તે થાય પણ તેઓ અકળાઇ કે ચીડાઇ ન જાય ને હિંસા તરફ વળી ન જાય.

## ૬ નોકરીયાત વર્ગને

એક ભાઈ પૂછે છે કે "યુરોપીઅન કંપનીઓમાં ને બીજે ઠેકાણે નોકરી કરનારાઓથી રાષ્ટ્રીય ફાળાઓમાં નાણાં ભરી નથી શકાતાં કે ખાદી પહેરી નથી શકાતી, કારણકે તેમના શેઠીઆઓને એ પસંદ નથી. તેવા નોકરીયાત વર્ગને મહાસભાના આદેશને માન આપીને રાજીનામાં આપવાને આપ ન સલાહ આપો?" હું તો માનું છું કે આવા સવાલનો જવાબ એ આજની ઘડીએ આપવાનો બાકી રહ્યો નથી. આજે તો આપણી લડત છેવટને પગથીએ પહોંચી ચુકી છે. મને તો એ જ નવાઇ જેવું લાગે છે કે એક પણ માણસ પોતે પોતાનો ધર્મ ન પાળી શકે ને સ્વમાન ન જાળવી શકે એવે ઠેકાણે હજુ સુધી કેમ રહી શક્યો છે. કારકુનોને પ્રાણપૂરક ખાદી પહેરવાની કે ખુલ્લી રીતે રાષ્ટ્રીય ફાળામાં પૈસા ભરવાની બંધી હોવા છતાં સેંકડો કારકુનોને નોકરી છોડવી અશક્ય લાગે છે. તે એ જ બતાવી આપે છે કે આપણે કેટલા ઉંડા ખાડામાં જઇ પડ્યા છીએ. સ્વમાનનાં મૂળતત્ત્વો શીખવા સારૂ અસહકારનો આકરો પાઠ ભણવાની જરૂર ન હોય, અને તેમ છતાં આટઆટલા મહિના થયાં અસહકાર એ જ કાર્ય કરી રહ્યો છે. વિઝાગાપટ્ટમના તમામ વિદ્યાર્થીઓએ શાળામાં રહેવા ખાતર ખાદીનો ત્યાગ નથી કર્યો. હું નોકરીયાત વર્ગ આગળ એ શૂરવીર વિદ્યાર્થીઓનો દાખલો મુકું છું.

## ૬ ઉદાર બક્ષિશ

છોટાણી મીયાંએ મારા ઉપર પત્ર લખ્યો છે તેમાં એક લાખ રૂપીઆનું દાન આપવાનું જાહેર કર્યું છે. વાંચનારે છાપાંઓમાં એ પત્ર જોયો હશે જ. આ ઉદાર મદદ માટે છોટાણી મીયાંને ધન્યવાદ ઘટે છે. આ સત્કાર્યને માટે તેમણે જે રકમ કાઢી હોય તેનો ઉપયોગ કેવી રીતે કરવો એ વિષે તેમને સૂચના કરવાની મેં હિંમત કરી છે. એક લાખ

રેંટીયા, બધાનો સદુપયોગ થાય એવી રીતે વહેંચવા એ રમતવાત નથી. લાયક માણસોના હાથમાં જ તે જવા જોઇયે રેંટીયા ફેરવનારને પુણીઓ પૂરી પાડવાની અને તેમની પાસેથી સૂતર પાછું લેવાની, ગોઠવણ બરાબર થાય તો જ વહેંચેલા રેંટીયા ચાલતા થઈ શકે

## ચોથી હોળી*

ભાઇઓ અને બહેનો,

### મારા મનની સ્થિતિ

આજે મારે એક પણ શબ્દ કહેવાનો નથી. નવો શબ્દ મને ગોતતા મળે એમ પણ નથી. મારા મનની સ્થિતિ મને ક્યાયે ભાષણ કરવા કે સરઘસમા ભાગ લેવા જવા દેવાને કબૂલ નથી થતી. અને મુંબઇ, અમદાવાદ કે ગુજરાતમા મારે ભાષણ કે સરઘસમા જવાનું પણ શાને હોય?

### મને ભૂલીને કાર્ય ઉકેલો

હું ગુજરાતમા વસતો નથી એમ સમજીને જ કાર્ય ઉકેલાવું જોઇયે હજુ પણ જો મારી મારફતે ગુજરાતને જોર દેવાનુ બાકી રહી ગયુ હોય તો મારે કબૂલ કરી દેવું જોઇયે કે આ વર્ષે સ્વરાજ નહિ મળે. સ્વરાજનો અર્થ જ એ છે કે ગુજરાત પોતાના પગ પર ઉભવા અને મને પણ ભૂલી જવાને તૈયાર થાય. બાળક કે બુઢ્ઢા સૌ કોઇ એવી નિર્ભયતા દાખવે કે સારા અને મોટામા મોટા માણસો જેલમા જાય કે બગડી જાય તોપણ તેઓ નિર્ભય રહે અને કહે કે ગાંધીએ ઉપાડી એ લડત હવે અમારી છે, એ ભલે દીવાનો થઇને સાન ભૂલ્યો, પણ અમે તો તેમ નહિ જ કરીયે આ સ્થિતિ આવે તેને સ્વરાજ કહી શકાય

મને જ્યારે અહીં આવવાને કહેવામા આવ્યુ ત્યારે મેં કહ્યું વલ્લભભાઈને પૂછો હું તો એ મુખીની ઇચ્છાને વશ છું મારે અહીંઆ બોલવું કે નહિ તે તો જે આખા ગુજરાતને ડોળી રહ્યા છે તે મુખીને ખબર. મારાથી એમની ઉપરવટ થઇને કદી કામ નહિ થઈ શકે હું એમને સલાહ આપી શકું, સૂચના કરી શકું, પણ એમની મરજી ઉપરવટ થઇને મારાથી કામ નહિ થાય. કોઇનોયે વિશ્વાસ ન કરવો એ પ્રથમ બુદ્ધિ લક્ષણ છે. પણ કોઇનો વિશ્વાસ કર્યા પછી તો એને ખોળે જ માથું મુકવું જોઇયે એમા પછી ખાખદ કર્યાં કરીયે તે ન ચાલે

### અહિંસાવાદી બાળે?

બીજું તો આજે હું તમને શું કહું? મારે કહેવાનું તો મેં તમને આટલામા કહી દીધું. ભઠ્ઠી સળગાવવી મને ગમે છે. ગમે તે ભઠ્ઠીમાં દીવાસળી મુકવાની કહે તો હું મુકી દઉં હું અહિંસાવાદી છું. મારી રગેરગમા અહિંસા અને પ્રેમ ભરેલાં છે કોઈનું અનિષ્ટ કરવાની

* અમદાવાદમા પરદેશી કપડાની ચોથી વારની હોળી પ્રગટાવતા કરેલું ભાષણ તા. ૨૯-૧૦-૧૯૨૧.

મારી ઇચ્છા નથી; કોઇનું બૂરું થાય એવું મેં કદી ઇચ્છયું નથી; કોઇને મારવાનો મેં કદી વિચાર નથી કર્યો. હું અહિંસાવાદી છું છતાં પરદેશી કપડાં બાળવા પર મને પ્રેમ છે; કારણ પરદેશી કપડાં બાળીયે છીયે ત્યારે આપણે પાપ નથી કરતા પણ આત્મશુદ્ધિ કરીયે છીયે. ન્હાવામાં, ખાવામાં કે રસોઈ કરવામાં પણ પાપ તો છે. તે પ્રમાણે પરદેશી કપડાં બાળવામાં પણ ભલે પાપ હોય, પણ આજે એ વિના ચાલે એમ નથી. શ્વાસોચ્છ્વાસ લીધા વિના, પાણી પીધા વિના કે રાંધ્યા વિના ન ચાલે; એ તો અનિવાર્ય છે, એમ જાણી એમાં પાપ છતાં આપણે તે બધું કરીયે છીયે. હિન્દુઓ તો શરીરની જંજાળમાંથી છૂટવાનું પણ પસંદ કરે છે, જ્યાં તેને માટે કંઈ આપઘાત કરતા નથી.

## ‘તમે ખાદી કેમ પહેરતા નથી ?’

આજે ગુલામીની સાંકળ તોડવા માટે આ સિવાય બીજો રસ્તો નથી. પરદેશી વિના પણ આપણે તો તે ઝપાટાબંધ તોડવી છે. એ કેમ બની શકે? ખુદ ગુજરાતના પાટનગરમાં જ બહેનો અને કેટલાક ભાઇઓ પરદેશી સુતરનાં કપડાં પહેરીને સરઘસમાં ને સભામાં આવવાની હિંમત ચલાવે છે. ત્યાં સુધી એ શી રીતે બની શકે? મીલના કપડાં પણ કંઇ આપણે સારૂ નથી, પણ કંગાલને સારૂ છે. મીલનાં કપડાં આપણે માટે રાખી ખાદી કંગાલ-ને આપવા જઇશું તો તેઓ પૂછશે, ‘તમે કેમ ખાદી પહેરતા નથી? અમને જાડી ખાદી આપો છો અને તમારે તો સારી ઝીણી મલમલ, જગન્નાથી અને કૅલિકો વિના ચાલતું નથી.’ હું કહી મુકેલો છું. કે જેને ગરીબની સેવા કરવી છે તેણે શણગારમાત્ર ઉતારવા જોઇએ. તે વખતે એ સ્થિતિ આવશે કે કંગાલ દલીલ નહિ કરી શકે, મીલનાં કપડાં નહિ માગે. એમને શરમાવું પડશે અને તેઓ કહેશે કે અમને પણ તમે એ ખાદી જ આપો.

## ખોટા વહેમ

પણ અમદાવાદમાં તો હજુ હજારો પુરુષો અને સ્ત્રીઓ પરદેશી કપડાં પહેરે છે. સ્ત્રીઓને તો વળી અનેક વહેમો થયા કરે છે કે આપણે જે કપડાં આજ સુધી પહેર્યાં તે બાળીયે તો અપશુકન થાય. મેલ બાળવામાં શું અપશુકન હોઈ શકે? મેલને સંઘરવાનું બની પણ કેમ શકે? ધર્મને ઉંધી રીતે જોવાનું જ આ પરિણામ છે. ધારો કે સડેલું અનાજ કંઈ સંઘરી રખાતું નથી, તો જે પરદેશી કપડું આપણી ગુલામીની નિશાની રૂપ છે તે પણ કેમ સંઘરાય?

## મહાસભા ભારી શા કામની?

હવે આપણી સામે પૂરા બે મહિના પણ નથી. ડિસેમ્બરની ૨૫મીએ તો મહાસભા મળશે. તે વખતે આપણે સ્વરાજનો વાવટો ફરકાવ્યો નહિ હોય તો મહાસભા બોલાવી એ શા કામની? એ કામ આપણે શી રીતે કરી શકીયે? મેં વલ્લભભાઇને કહ્યું કે ચિત્તરંજનદાસે મહાસભાની ‘આદી સ્વીકાર્યાનો’ તાર નથી કર્યો એનું કારણ છે. તેઓ બંગાળને શરમાવી રહ્યા છે. તેઓ બંગાળને કહી રહેલ છે કે ‘બંગાળમાંથી મને છેક હિન્દને પશ્ચિમ છેડે મોકલો છો તો ત્યાં જઇને મારે શો હિસાબ આપવાનો છે? હું બંગાળને

ઉજવવા નથી માગતો. હિન્દ અમરને મહારાજાની ગાદી માટે એક બંગાળીને ચૂંટ્યો છે એનું કારણ? બંગાળમાં કંઈ કરો એવી બંગાળની હિંમત બહાર અંકાય છે.' આ પ્રમાણે દેશબન્ધુ દાસ બંગાળીઓને વીનવી રહ્યા છે. લોકોના જીવન પર તેમનો તાર મેળવવાનો આધાર છે.

અમૃતસરની મહાસભામાં જેવા છેલી અલીઓ અલી ભાઈઓ હાજર થઈ શક્યા તેવી રીતે વાલી ભાઈઓ, મૌ. મુજફીદ અને બે બીજાઓ જેલમાં જવાની તૈયારીમાં છે તથા જેઓ જેલમાંથી છૂટ્યા છે તેવા સર્વ અસહકારીઓને આપણે અમદાવાદની મહાસભામાં આણીને વધાવી ન શકીએ તો આપણે મહાસભા ભરી શા કામની?

## હોળી શાની નિશાની?

મુંબઈમાં મેં કહેલું તેમ આ હોળી એ હૃદયમાં સળગેલી હોળીની નિશાની હોય તો સારી છે. બાળક ફટાકડા ફોડીને રાજી થાય એમ આપણે હોળી સળગાવીને રાજી થયા હોઈએ તો એથી શું મળે એમ છે? એમ હોય તો આ હોળી એ નકામો ભડકો છે, ખાલી દેખાવ છે. પણ જો એ હૃદયની હોળીની નિશાની હોય તો હું પૂછું છું કે બહેનો અહીંયાં પરદેશી કે મીલનાં કપડાં પહેરીને આવવાની હિંમત ચલાવે ખરી કે?

## ખાદી પહેર્યા પછી પૂછજો

જાડી પાતળી ગમે તેવી ઘરની રોટલી હોય છે તે ખાય છે, તેમ બહેનો જાડી પાતળી જેવી મળે તેવી ખાદી પહેરતી થઈ જશે અને પછી પૂછશે કે મહમદઅલી શૌકતઅલી કેમ નથી છૂટ્યા, બીજા નેતા કેમ નથી છૂટતા, સ્વરાજ કેમ નથી મળતું, ત્યારે હું કહીશ કે મારી ગણતરીમાં ભૂલ્યો; તે વખતે હું કહીશ કે હવે રેંટિયામાં કંઈ માલ નથી, હું તો તમને બીજું કંઈ બતાવું. આજે તો હિન્દુસ્તાન, ગુજરાત કે અમદાવાદ મને આ પ્રમાણે નહિ કહી શકે.

## હજાર બહેનો શી ગણતરીમાં?

આપણામાં જાગૃતિ ખૂબ આવી છે, ખાદીનો વાપર ઘણો વધ્યો છે, એ બધું ખરું, પણ અમદાવાદમાં પોતાનાં બધાં કપડાં ખાદીનાં હોય એવા કેટલા છે એમ મને પૂછવામાં આવે તો હું કહું કે હું જાણતો નથી, પણ એવા દશ કે બારથી વધારે માણસો નહિ હોય. ગુજરાતમાં હજારેક બહેનો ખાદી પહેરતી થઈ છે, પણ તેથી શું? આખા ગુજરાતમાં એક હજાર સ્ત્રીઓ તે શા હિસાબમાં? ગુજરાતમાં કેટલાં સ્ત્રીપુરુષો વખત મળ્યે રેંટિયા ફેરવે છે!

## ડૉ. રૉયનો સાક્ષાત્કાર

ડૉ. રૉય લખે છે કે મારા કારખાનામાંના સૌ સ્ત્રીપુરુષો રેંટિયા ફેરવતાં થઈ ગયાં છે. અને તેઓ કહે છે કે રેંટિયામાં જે ચમત્કાર ભાળ્યો છે તેવો યન્ત્રોમાં કદી નથી જોયો. અમદાવાદમાં સ્ત્રીપુરુષોએ સ્વરાજને માટે પૂરતું કર્યું છે, કે તેઓ મને સ્વરાજને વિષે પ્રશ્નો પૂછી શકે?

તા. ૬-૧૧-૧૯૨૧

## એક પટાવાળો મને પકડી શકે

'સ્વદેશી એ કરોડોને કલ્યાણકારક છે, હિન્દુમુસલમાન વચ્ચેની એકદિલીની નિશાની છે, કંગાલ પ્રત્યેની રહેમદિલીનું ચિહ્ન છે. નેતાઓ પકડાયે આપણને સરકારી મકાન બાળવાનું કે મારપીટ કરવાનું ન જ સૂઝવું જોઇયે. મને આ સભામાંથી પકડી જવો હોય તો એક પટાવાળો પણ બધાની વચ્ચેથી નિર્ભયપણે મને લઈ જઈ શકે એવી સ્થિતિ હોવી જોઇયે. તે વેળા કોઈની આંખમાંથી આંસુ ન ટપકે, પણ સર્વના મુખ પર વધારે કાન્તિ આવે અને સૌ સમજે કે હા, હવે સ્વરાજ મળ્યું.

## પરદેશી કાપડની આભડછેટ

તે વખતે સૌ કોઇ પોતાની પાસેનાં પરદેશી કપડાં નાખી દે. બહેનો પોતાની લાજ સાચવીને જેટલાં કપડાં કાઢી શકતી હોય તેટલાં તો અત્યારે મુકી જાય અને બીજું ઘેર જઇને કાઢી નાખે. જેમ અભડાયા પછી નાહી નાખે તે પ્રમાણે બહેનો પરદેશી કપડાંથી આભડાયેલી નાહી નાખે અને ફરીથી એ કપડાં ન પહેરવાનો નિશ્ચય કરે.

## હું ટહેલ નાખી રહ્યો છું

ગુજરાતમાં પડયો પડયો હું ટહેલ નાખી રહ્યો છું. મારી તો એ જ ઇચ્છા છે કે કોઈ એવો તાલુકો હોય કે જ્યાં સ્વદેશીનું સંપૂર્ણ પાલન થતું હોય, જ્યાં સ્ત્રીપુરુષો જેલમાં જવાને કે ફાંસીએ પણ ચડવાને તૈયાર હોય ત્યાં જઇને હું વસું અને કામ કરું. મને લઇ જવાની શરતો હું 'નવજીવન'માં આપી ચુક્યો છું, છતાં અહીં ગણાવી જાઉં છું

૧. સ્વદેશીનું સંપૂર્ણ પાલન કરવું.

૨. ઢેડભંગી પ્રત્યેનો તિરસ્કાર છોડવો અને તેમને સગા ભાઈ સમાન ગણવા.

૩. હિન્દુમુસલમાન એકબીજાને સગા ભાઇ જેવા સમજે.

૪. સ્વરાજને માટે શાન્તિ જેવો બીજો એકે ઉપાય નથી એવી સમજણ સૌમાં આવી જવી.

## શાન્તિનો ચમત્કાર

આપણામાં શાન્તિ અને હિંમત આવ્યાં છે તેથી જ કંઇક કરવાની શક્તિ પણ આવી છે. અલી ભાઇઓ પકડાયે આપણે ગાંડપણ ન બતાવ્યું તેથી જ અલી ભાઈઓ અદાલતને મરજી મુજબ રમાડી શક્યા છે. આપણે ભાન ભૂલ્યા હોત તો એટલું ન બની શકત. હવે તો સરકાર કહે કે અમે તમારું વર્તન નહિ સાંખીયે તો અલી ભાઇઓ કહેશે, ત્યારે ચાલ્યા જાઓ. કોર્ટ ભાઇઓની આ નિર્ભયતાને પીછાની ગઈ છે, અને તેથી કંઇ બોલતી નથી. આપણે જો ગાંડા બનીયે તો સરકાર પણ ગાંડી બની જાય.

સ્વરાજને માટે ત્રણ શરતો જરૂરની છે: (૧) શાન્તિ જાળવવી ને જળવાવવી; (૨) ગરીબને દિલાસો આપવો; (૩) હિન્દુ-મુસલમાન ઐક્ય હજુ કુમળું ઝાડ છે તેથી એને સંભાળથી પોષવું.

હિન્દુમુસલમાન એકબીજાથી રીસાઈ જાય તે કેમ ચાલે? મલબાર વિષે મારી પાસે અનેક કાગળો આવ્યાં કરે છે. તેમાં એક જણે લખ્યું છે 'હિન્દુમુસલમાન એકદિલ નથી.' આ વાક્ય એકે લખ્યું તે એકનું જ છે એમ હું ચોકસ માનું છું. હિન્દુમુસલમાન બન્નેનાં દિલ કુમળાં છે. મુસલમાન એમ ન માને કે તેઓ અને હિન્દુઓ બે એકઠા જ છે. તેમની વચ્ચે ત્રીજો ખુદા પણ ઉભેલો જ છે હિન્દુઓ પણ એવી શ્રદ્ધા માં ન રાખે કે ઈશ્વરભક્તને મુસલમાન શું કરવાને મારે? પાખંડ હોય તો જ મુસલમાન મારી શકે. પણ અત્યારે તો પાખંડ નથી છોડતા હિન્દુ કે નથી છોડતા મુસલમાન; છતાં બન્ને સ્વરાજ મેળવવાની, ખિલાફતને છોડવવાની અને ગાયને બચાવવાની વાત કરી રહ્યા છે. હિન્દુઓએ ગાયને બચાવવી હોય તો મુસલમાનને ખોળે માથું મુકી દેવું જોઇયે. તે વખતે ખુદા મુસલમાનોનાં દિલમાં વસશે જ વસશે અને ગાયને બચાવશે. મુસલમાનના ધર્મમાં ગાય મારવાની મનાઇ નથી છતાં પાડોશીનું દિલ દુખાય એવું કામ કરતાં અટકવું એ તેમની ફરજ છે. હિન્દુમુસલમાન બન્ને દરગોઝ હૃદય રાખીને નહિ પણ સાફ દિલ રાખીને સ્વરાજ મેળવી શકશે એટલું જ નહિ, પણ ખિલાફત તેમ જ ગાય બન્નેને બચાવશે.

ગુજરાતનો એક પણ તાલુકો આવી વીરતા બતાવશે તો પોતે સ્વરાજ લેશે અને બીજાને અપાવશે. આજે આપણે જે સઘડી સળગાવીયે છીયે તેમાંથી આપણામાં એવી શક્તિ પ્રગટો કે જેથી આપણે કરવાનું છે તે કરીને છુટીયે.

---

તા. ૧૦–૧૧–૧૯૨૧

# ૬ મોપલા બળવો

મોપલા લોકોના બળવા વિષે છાપાંઓમાં મેં પોતે કેમ કંઇ ચર્ચા કરી નહિ એમ એક સ્કૉટલૅંડનો ખબરપત્રી મને ઠપકો આપે છે. તે કહે છે કે આનું પરિણામ એ આવ્યું છે કે વિલાયતમાં જે લોકો હિન્દુસ્તાનની હકીકતોનો અભ્યાસ કરે છે તેમની ઉપર એવી છાપ પડી છે કે હિન્દુસ્તાનમાં તો ખરેખર એક ઇસ્લામી રાજ્ય સ્થાપન થઇ ગયું. આપવામાં આવેલો ઠપકો ગેરવાજબી નથી; પણ આમાં મારી ફરજ અદા કરવામાં મેં કસુર કરી નથી. આમાં મારું કશું ચાલ્યું જ નહિ. મારે કાલીકટ જઇ ત્યાંના તોફાનનું મૂળ શોધવું હતું. હું ત્યાં જાત તો જરૂર શોધી શકત. પણ સરકારની મરજી જ જુદી હતી. હું માનું છું—એમ માનતાં મને દુઃખ થાય છે—કે અશાન્તિનો અન્ત આણવાની દાનત ત્યાંના અધિકારીઓમાં છે જ

નહિ. મોપલાઓનું તોફાન શાન્તિથી મટાડવાનું શ્રેય અસહકારીઓને ખાટવા ન જ દઈએ, એ નિશ્ચય તો તેમનો ચોખ્ખો જ છે. હિન્દુસ્તાનમાં શાન્તિ જળવાય તો ફક્ત બ્રિટિશ સિપાઈની મદદથી જ, એમ ફરી એકવાર પ્રચાર કરવાને તેઓ તલસી રહ્યા છે, અને તે વખતે અશાન્તિવાળા જીલ્લામાં ન જવા વિષેના સરકારી હુકમનો અનાદર કરી સરકાર સામે હું ઝુંબેશ ઉઠાવું એમ ન હતું.

માારી તો ઘણી ઇચ્છા છે કે સ્થાનિક અધિકારીઓ વિષે હું આથી વધારે સારો અભિપ્રાય ધરાવી શકું. કોઈ પણ મનુષ્યનો સ્વભાવ નીચ હોઈ શકે છે એમ માનવું મારી વૃત્તિથી વિરુદ્ધ છે. પણ નોકરશાહીના મનના અધઃપતન વિષે મારી પાસે એટલો બધો પુરાવો છે કે મને લાગે છે કે નોકરશાહી પોતાનો ઉદ્દેશ પાર પાડવા માટે અમુક વસ્તુ ન જ કરે એમ રહ્યું નથી. ચંપારણ જતાં પહેલાં ત્યાંના ખેડુતો ઉપર ચાલતા અત્યાચારો વિષે મેં જે વિગતો સાંભળી તેના ઉપર પ્રથમ તો મારો મુદ્દલ જ વિશ્વાસ બેઠો નહિ એ અક્ષરશઃ સાચું છે. પણ જ્યારે હું ત્યાં ગયો ત્યારે મેં જોયું કે ત્યાંની સ્થિતિ મારી આગળ વર્ણવવામાં આવી હતી તેના કરતાં તો ઘણી જ વધારે ખરાબ હતી. જલિયાંવાલા બાગ જેવી નિર્દોષ લોકોની કાંઈ પણ કારણ વગર કશી ચેતવણી આપ્યા વગર કતલ થઈ હશે એમ માનવાને પણ પ્રથમ તો હું તૈયાર ન હતો. માણસ જેવા માણસને પેટે ચાલવાની સજા થઈ હશે એમ માનવા પણ તૈયાર ન હતો. પણ મેં મારી આંખે જોયું, અને જોઈને હું દિઙ્‌મૂઢ થઈ ગયો કે મેં સાંભળ્યું હતું તેના કરતાં બનેલા બનાવો વધારે ગંભીર અને ગોઝારા હતા. અને આ બધું શાને સારૂ કરવામાં આવ્યું? કહેવાતી શાન્તિ અને વ્યવસ્થાને નામે; પણ ખરેખર તો ખોટો મોભો ટકાવવા માટે, ગોરું સર્વોપરીપણું ટકાવી રાખવા માટે અને અસ્વાભાવિક વ્યાપાર પોષવા માટે! એ વાત સાચી છે કે ચંપારણમાં ત્યાંના હિંમતવાન લેફટેનંટ ગવર્નર પ્રબળ વિરોધ હોવા છતાં ન્યાય આપી શક્યા. પણ તે તો અપવાદ જ ગણાય અને તેનાં કારણો પણ અપવાદરૂપ જ હતાં. અને તેથી મને લાગે છે કે જ્યારે મોપલાઓનો બળવો થયો ત્યારે પોતાના જ અત્યાચારના ભાર તળે ચગદાઈ જતી નોકરશાહીને પુત્રોત્સવનો આનન્દ થયો હશે.

"

મોપલાઓનો બળવો એ હિન્દુ અને મુસલમાનોની કસોટી છે. આટલી તાણ નામે હિન્દુઓની સ્નેહદારી ટકશે કે નહિ? મુસલમાનો અન્તરના ઉંડાણમાં મોપલાઓના કૃત્યોને શું પસંદ કરી શકશે? સત્ય શું છે એ તો ભવિષ્યકાળ જ કહી શકે. થવાનું હતું તે થયું

એમ કહી હિન્દુઓ શાબ્દિક સમાધાન માને તો તે સ્નેહનું લક્ષણ નહિ ગણાય. આવા ગોઝારા અત્યાચારો બન્યા છતાં પોતે પોતાના ધર્મનું રક્ષણ કરી શકે એવી હિંમત અને શ્રદ્ધા હિન્દુઓમા હોવી જ જોઇયે. મોપલાઓના ગાંડપણ તરફ મુસલમાનો-ફક્ત શાબ્દિક અણગમો દેખાડે એ પણ તેમની દોસ્તીની નિશાની નથી. જબરદસ્તીથી વટલાવવું, લૂંટ કરવી વગેરે મોપલાઓનાં કૃત્યો માટે શરમ અને અપમાન મુસલમાનોનાં મનમાં સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થવાં જોઇયે અને તેમણે પોતાની કોમમાં કાંઇ પણ હોહા કર્યા વગર એવું કામ કરી બતાવવું જોઇયે કે ઝનુનીમા ઝનુની લોકોને હાથે પણ એવા અત્યાચારો ફરી થવા ન પામે. હું પોતે તો એમ જ માનું છું કે હિન્દુ કોમે મોપલાઓનું ગાંડપણ ઉદ્વેગ પામ્યા વગર સહન કર્યું છે અને સંસ્કારી સજ્જન મુસલમાનોને મોપલાઓએ પયગંબરના ઉપદેશનો આવો અનર્થ કર્યો જોઇ અંતઃકરણથી દુઃખ થયું છે.

મોપલાઓના બળવા ઉપરથી એક નવો પાઠ શીખી શકાય એમ છે, કે દરેક માણસને આત્મરક્ષણની કળા શીખી રાખવી જરૂરની છે. આમાં વધારે તો માનસિક કેળવણી જ પ્રધાન છે. સામુ કેમ મારવું તેની શારીરિક કેળવણી આપવાનો ભાગ આમા મુખ્ય નથી. આજે આપણી માનસિક કેળવણી તો લાચારીની જ છે. શૌર્ય એ કાંઇ શારીરિક ગુણ નથી, આત્મિક છે. મેં કેટલાક અલમસ્ત પહેલવાનોને પણ બીકણ જોયેલા છે, અને નબળા શરીરમાં અસાધારણ શૌર્ય વસતું પણ જોયેલું છે. મેં પહાડ જેવા જબ્બર લોકોને નાનકડા અંગ્રેજ છોકરાને દેખીને નમી પડતા અને ભરેલી પિસ્તોલ જોતાં વાર કાયરની પેઠે પલાયન કરતા જોયા છે. મંદવાડથી શરીર પીડાયેલું હોવા છતાં સર્વોચ્ચ શૌર્ય બતાવતાં બાઇ એમિલિ હૉબહાઉસને પણ મે જોયેલા છે. જયારે શૂર બોઅર સેનાપતિ અને તેટલી જ શૂરી બોઅર સ્ત્રીઓ પણ નિરાશ થઇ હતી ત્યારે આ જ બાઇએ એકલીએ તેમનામ હિંમત પ્રેરી હતી. આપણે ત્યાંના દુબળામાં દુબળા માણસને પણ સંકટની સામે થવાની અને પોતાની આબરૂ સાચવવાની તાલીમ આપવી જોઇયે. એક તરફ મોપલા ભાઇઓનું બેવકૂફીભર્યું ઝનુન અને બીજી તરફ લાચાર બની મુસલામી કલમા પડી જનાર અથવા ચોટલી કાપવા દેનાર અથવા ધોતીયું છોડી ચોરણો પહેરવા તૈયાર થનાર હિન્દુ ભાઇનું બીકણપણું—આ બેમાંથી કયું વધારે નિંદાપાત્ર ગણીયે ? આમા કાંઇ પણ ગેરસમજ ન થાય એમ હું ઇચ્છું છું. મારી ઇચ્છા તો એ છે કે હિન્દુ અને મુસલમાન બન્નેએ માર્યા વગર મરવાનું સાત્વિક શૌર્ય કેળવવું જોઇયે.

પણ જો કોઇનામાં તેટલું શૌર્ય ન આવે તો સંકટ જોઈ બાયલાની પેઠે નાસી જવા કરતાં મારીને મરવાની કળા તે કેળવે, એમ હું જરૂર ઇચ્છું. કેમકે નાસી જનાર બાયલો માનસિક હિંસા તો કરે જ છે. તે નાસી જાય છે એનું કારણ એટલું જ હોય છે કે મારવા જતાં પોતે જાતે મરવાનું જોખમ ખેડવાની હિંમત તેનામાં નથી હોતી.

મોપલાઓના તોફાન ઉપરથી આપણને એક ત્રીજો બોધ મળે છે. આપણા દેશમાંના કોઇ પણ વર્ગને આપણે ગાઢ અજ્ઞાન દશામાં રાખીયે અને તે આપણને ઘેરી ન લે એમ બની જ ન શકે. આપણા અંગ્રેજ 'માલિકો' ને તો મોપલાઓ શાન્તિપ્રિય શહેરીઓ બની જાય અને ઇસ્લામી ધર્મનાં તત્ત્વો સમજે તેમજ સહિષ્ણુતાનો સદ્‌ગુણ કેળવે એની દરકાર કેમ કરવા હતી જ નહિ. આપણે પણ સૈકાઓ સુધી આપણા અજ્ઞાન દેશબન્ધુઓ પ્રત્યે બેદરકાર જ રહ્યા છીયે. દયાધર્મથી કોઇ પણ માણસ બિનવાકેફ ન રહે, અને વગર કસૂરે કોઇ પણ માણસ ભૂખ્યો કે નાગો રહે નહિ; આ પ્રેમનો આદેશ આપણે સાંભળ્યો જ નથી. આ પ્રેમની પ્રેરણા આપણા હૃદયમાં જાગૃત થઇ નથી. આપણે વખતસર જો ચેતી નહિ જઇયે તો બીજા પછાત વર્ગોને પણ મોપલાના તોફાન જેવા દુઃખદ પ્રસંગો ઉભા કરતા આપણે જોઇશું. હાલની જાગૃતિની અસર બધા વર્ગો ઉપર થતી જાય છે. આપણે જો પ્રાયશ્ચિત્ત નહિ કરીયે અને લૂખો ન્યાય સરખો પણ આપવા તૈયાર નહિ થઇયે તો અન્ત્યજ કોમો અને કહેવાતી અર્ધજંગલી જાતિઓ આપણા અત્યાચારના સાક્ષીરૂપે આપણી સામે થશે.

---

## § વધુ પ્રશ્નો

( પૃ. ૧૫૦૯થી ચાલુ )

પ્ર૦—તમારા પોતાના પુત્ર ઉપર રાજદ્રોહનું નહિ પણ ન કરે નારાયણ ને ખૂનનું તહોમત હોય તો તમે તેનો બચાવ ન કરો?

ઉ૦—ખરેખર હું માનું છું કે બચાવ ન કરવાની મારામાં હિંમત છે. ઘણાએ વ્હાલા મિત્રોને તેમ કરવા સલાહ આપવાની કઠણતા મેં બતાવી છે. આંધ્ર દેશમાં એક મિત્રની સામે કેવળ રાજદ્વારી દ્વેષને લીધે દીવાની દાવો લાવવામા આવેલો તેમાં તેની આખી મિલકત કૂલ કરી નાખવાની મેં સલાહ આપી છે.

પ્ર૦—દાખલા ખાતર માનો કે તમારા પુત્રની પાસેથી કોઇ પૈસા છીનવીને લઇ જાય અને તેને કંગાળ બનાવી મુકે તો તે, શું કરે?

ઉ૦—મારો પુત્ર જો સાચો અસહકારી હોય તો ચોરને પૈસા રાખવા દે. નવ માસ ઉપર મૌલાના શૌકતઅલીના રૂ. ૬૦૦ ) ગયા હતા. કોણ લઇ ગયુ છે તે પણ તેઓ જાણતા હતા. છતાં તેમણે કાંઇ ન કર્યું.

પ્ર૦—તમારા સત્યાગ્રહની પંજાબ ઉપર શી અસર થઇ?

ઉ૦—સર માઇકલ ઓડવાયરની ઇચ્છા સત્યાગ્રહનો સન્દેશો પંજાબમા ન પહોચે એવી હતી. તેથી કેટલાક પંજાબીઓ ઉશ્કેરાયા અને કેટલાક દીવાના બન્યા સર માઇકલ ઓડવાયર વધુ દીવાના બન્યા અને તેમણે નિર્દોષ માણસોને રેસી નખાવ્યા. પણ સત્યાગ્રહ તો જરૂર શક્તિવર્ધક રસાયણ છે અને અત્યારે હિન્દુસ્તાનના બીજા કોઇ પણ પ્રાન્ત જેટલું જ ચેતન પંજાબમાં છે; અને મગજનો પારો ઝટ ચડી જાય એવી ત્યાની વસ્તી હોવા છતા બીજા પ્રાન્તોએ ઘડો લેવાજોગ આત્મસંયમ તે પ્રાન્તે બતાવ્યો છે.

પ્ર૦—તમે એમ સાથે જ માનો છો કે ખરા અસહકારી અહિંસાત્મક રહી શકે?

ઉ૦—જરૂર. સિંધમા, કર્ણાટકમા અને બગાળમા ધરપકડ ચાલી તે વખતે લોકોએ જે અજબ સયમ બતાવ્યો છે ત તેનો પુરાવો છે.

પ્ર૦—હિન્દુઓને બળાત્કારે વટલાવ્યા તથા તેમના ઘરબાર લૂંટ્યા તેની હિન્દુમુસલમાન એકતા ઉપર કેવી અસર થવાની?

ઉ૦—હિન્દુઓની ધીરજની એમા સખત પરીક્ષા થઇ છે, અને તેમાથી તેઓ પાર ઉતર્યા છે. તે ઉપરથી સાબિત થાય છે કે એકતા જ્ઞાનપૂર્વક થયેલી છે. મોપલાઓની ધર્માંધતાને કોઇ મુસલમાન પસંદ કરતો નથી.

પ્ર૦—મલબારમા હિન્દુમુસલમાન એકતામા ભંગાણ પડ્યુ તેનું ખરૂં કારણ શુ છે?

ઉ૦—ત્યા એકતામાં ભગાણ પડ્યુ જ નથી. મોપલાઓએ હિન્દુઓને પોતાના ભાઇ કોઇ દિવસ ગણ્યા જ ન હતા. આ તોફાનનું કારણ તો એ છે કે સને ૧૯૧૯ મા જેમ પંજાબમા બન્યુ હતું તેમ જ મલબારમાં પણ અસહકારનો સન્દેશો પૂરો પાસરો પહોંચ્યો ન હતો, તે પહેલા જ અમલદારોએ તેની પ્રગતિ અટકાવી. મોપલાઓ મલબારના હિન્દુઓ સાથે ખાસ એખલાસથી કોઇ દિવસ રહેતા જ નહિ.

પહેલાયે તેઓ તો લુંટફાટ કરતા. ઇસ્લામ વિષેના તેમના ખ્યાલો પણુ ઘણા કઢંગા પ્રકારના છે. સરકારે તેમને પૂરા અંધારામાં રાખ્યા અને મુસલમાનોએ કે હિન્દુઓએ તેમની સંભાળ ન લીધી. બહાદુર ખરા પણુ જંગલી અને અજ્ઞાન હોવાથી ખિલાફતનો મંત્ર તેઓ ન સમજ્યા. અને જંગલી, અમાનુષી તથા અધાર્મિક રીતે વર્ત્યા. મોપલાઓના આ વર્તનથી ઇસ્લામનો અથવા હિન્દુસ્તાનના બાકીના મુસલમાનોનો ક્યાસ બાંધવો એ વાજબી નથી.

પ્ર૦—ખિલાફતને અને પંજાબના અત્યાચારોને તમે કેમ જોડી દીધા તે કહી શકો?

ઉ૦—ખિલાફતનો અન્યાય તો પંજાબના અત્યાચારો પહેલાંનો હતો. અને દિલ્હીમાં યુદ્ધપરિષદ્ સને ૧૯૧૮માં મળી ત્યારે જ તે પ્રશ્નને મેં ઝૂઝપનાવ્યો હતો. (જુઓ વાઇસિરૉયને મારો ખુલ્લો પત્ર.) પંજાબના અત્યાચારો સામેની લડતે ચોક્કસ સ્વરૂપ પકડ્યું તે પહેલાં સને ૧૯૧૯માં દિલ્હીમાં અસહકારનો જન્મ થયો હતો. જ્યારે એમ લાગ્યું કે ખિલાફતની જેમ પંજાબના અત્યાચારો માટે પણુ સરખા જ ચાંપતા ઇલાજો લેવા પડશે ત્યારે પંજાબના સવાલને ખિલાફત સાથે જોડી દેવામાં આવ્યો.

પ્ર૦—બીજા મુસ્સલામી મુલકોના મુસલમાનો તો ખિલાફતની સામુંયે નથી જોતા, ત્યારે હિન્દુસ્તાનના મુસલમાનો ખિલાફત સંબન્ધમા આટલું ભૂમરાણુ મચાવવા કેમ મંડી ગયા છે તે તમે કહી શકો?

ઉ૦—હિન્દુસ્તાન બહારના મુસલમાનો ખિલાફતની સામુ નથી જોતા એમ હું જાણુતો નથી. પણુ તેઓ ન જોતા હોય અને હિન્દના મુસલમાનો જુએ તો મારે માટે તો એમાં આ વાતનો પૂરાવો છે કે હિન્દુસ્તાનના મુસલમાનોમાં ધાર્મિક ભાવના બીજા કરતા વધારે ખીલેલી છે.

પ્ર૦—મુસલમાનોનાં પવિત્ર સ્થળો તુર્કીનો સુલતાન સાંચવી ન શક્યો એટલે હવે તેને ખલિફા ગણુવાનો કાંઇ હક રહ્યો છે?

ઉ૦—હિન્દુને આ પ્રશ્નનો ઉત્તર ભાગ્યે જ આપવાનો હોય. પણુ હું ઉત્તર આપવા હિંમત કરૂં છું. ખિલાફત તુર્કીના હાથમાં એટલા માટે છે કે સેંકડો વર્ષોથી તેઓ બહાદુરીથી તેનો બચાવ કરી રહ્યાં છે. સુલતાન હવે બચાવ કરવામાં

નિષ્ફળ નીવડ્યો હશે, પરન્તુ તુર્કો નિષ્ફળ નીવડ્યા નથી. ખિલાફતની ચળવળ એક વ્યક્તિને માટે નહિ, પણ એક ઐહિક, ધાર્મિક અને રાજકીય ભાવનાને માટે છે. તુર્કો જો તેનું રક્ષણ નહિ કરી શકે અને દુનિયાના મુસલમાનો પોતાના મનના તથા સક્રિય સહાનુભૂતિના બળથી કંઇક પ્રયત્નો કરીને તુર્કોને મદદ નહિ કરી શકે તો તુર્કોને અને બીજા મુસલમાનોને બેહદ નુકસાન થશે. આવો બનાવ તો આખી દુનિયાને એક આફત સમાન ગણાય, કારણ હું માનું છું કે ખ્રિસ્તી ધર્મને અથવા બીજા કોઇ ધર્મને દુનિયામાં જે સ્થાન છે તેવું જ ઇસ્લામને પણ છે. તુર્કોને તેમની આફતના સમયમાં મદદ કરવી એ શૂરવીરતા અને ઉદારતા છે.

પ્ર૦—સંપત્તિશાસ્ત્રનો કાયદો છે કે સારામાં સારો અને સસ્તામાં સસ્તો માલ મળે ત્યાંથી લેવો એ શું ખોટો છે?

ઉ૦—આજના સંપત્તિશાસ્ત્રીઓએ જે કાયદા ઉપજાવી કાઢ્યા છે તેમાં વધુમા વધુ અમાનુષી કાયદો આ છે. આપણે માણસ–માણસ વચ્ચેના સંબન્ધમા આવા બખીલવેડા વચ્ચે નથી લાવતા. ઇટાલિના મજૂરો સસ્તા પડે છે, છતાં અંગ્રેજો તેમની કોલસાની ખાણોમા મોંઘા અંગ્રેજ મજૂરોને જ રાખે છે અને તે વાજબી છે. ઇંગ્લંડમા તમે સસ્તી મજૂરી દાખલ કરવા કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરો કે તરત ઉથલપાથલ થવાની. મારે એક જૂનો નિમકહલાલ નોકર હોય અને તેનો પગાર વધારે હોય, પછી મને બીજો તેના જેવો જ હોશિયાર અને સસ્તો નોકર મળે અને તે પણ તેના જેવો જ નિમકહલાલ હોય, તોપણ હું મારા પહેલા નોકરને તેના પગારની ખાતર કહાડી મુકું એ પાપ જ ગણાય. જે સંપત્તિશાસ્ત્રમા નીતિના અને લાગણીના વિચાર કરવામા આવતા નથી તે સંપત્તિશાસ્ત્ર તો લાખના પુતળા જેવું છે. તે જીવતા માણસ જેવું દેખાય છે પણ તેમાં જીવ નથી હોતો. વ્યવહારમા અણીને વખતે આ નવતર સંપત્તિશાસ્ત્રના કાયદા કાંઈ કામ નથી આવતા. જે રાષ્ટ્રો અથવા વ્યક્તિઓ તેમને માર્ગદર્શક સિદ્ધાન્ત તરીકે સ્વીકારશે તેમનું આવી બનશે. ધાર્મિક રીતે તૈયાર કરેલા ખોરાક માટે એક મુસલમાન વધારે દામ આપે અથવા એક હિન્દુ પોતાના ધાર્મિક નિયમ પ્રમાણે બરાબર સ્વચ્છ ન ગણાય એવો ખોરાક લેવાની ના પાડે ત્યારે તેમના આત્મસંયમમા ખાનદાની રહેલી છે. આપણે ઇંગ્લંડ અને જાપાનનું સસ્તું કાપડ ખરીદવા લાગ્યા ત્યારથી પડ્યા. આપણા પોતાના પડોશીઓએ તેમના ઝુંપડામા તૈયાર કરેલા કપડાં લેવા એ આપણને જ્યારે ધાર્મિક ફરજ લાગશે ત્યારે પાછા આપણે ચડશું.

પ્ર૦—પહેરો ભરવા એ શું અહિંસાત્મક છે?

ઉ૦—ઘણાયે પ્રસંગોમાં તો તે અહિંસાત્મક નીવડયું છે. પહેરો ભરતાં બળજોરીનો આશ્રય લેવાનું સ્હેજ બની જાય તેવું છે. છતાં સ્વયંસેવકોએ સઘળે સ્થળે ભારે આત્મસંયમ બતાવ્યો છે.

પ્ર૦—દેશમાં ઘણાયે લોકો અરધા નાગા ફરે છે અને આવતા શિયાળાનો વિચારથી જ થરથર ધ્રુજે છે. તેવે સમયે કપડાંની હોળી કરવામાં ધાર્મિક અથવા બીજી કાંઇ ખૂબી રહી હોય તે તમે સમજાવશો?

ઉ૦—હા. હિન્દુસ્તાને જેમ પોતાને ઘેર રાંધેલો ખોરાક ખાવો જોઇયે, તેમજ પોતે કાંતેલા સૂતરનું કપડું પહેરવું જોઇયે. એ તેને માટે જીવનનો એક મૂળભૂત કાયદો છે. તે કાયદાની અવગણના કરવાનો તેણે અપરાધ કર્યો તેમાંથી આ અર્ધનગ્ન દશા પ્રાપ્ત થઇ છે એ હું જાણું છું. હું મારા તજી દીધેલાં પરદેશી કપડાં તેમને આપું તેમાં તેમનું દુઃખ લંબાવવાપણું જ રહેલું છે. પરન્તુ આ હોળીઓમાંથી જે ગરમી પ્રગટશે તે આવતો શિયાળો તો ચાલશે જ અને એક ફક્ત કરચની હોળી કરી નાખવામાં આવે, તો તેની ગરમી હમેશને માટે રહેશે અને શિયાળે ને શિયાળે પ્રજામાં વધારે ને વધારે તાકાત આવતી જશે

---

## બ્રહ્મચર્ય કેમ પળાય?

એક સ્વયંસેવક અતિ દીન કાગળ લખે છે ને કહે છે કે ભારે પ્રયત્ન કરતાં છતાં પણ તે બ્રહ્મચર્યનું પાલન નથી કરી શકતો. તેનાથી ઉલ્મા દોષ થઇ જાય છે ને તેથી કોઇ વેળા આપઘાત કરવાની તેની ઇચ્છા થઇ જાય છે. આમાં હું ગભરાટ જોઉં છું. જ્યાં સુધી માણસ જાણીજોઇને દોષ નથી કરતો અને પુરુષ સ્ત્રીની ઉપર કે સ્ત્રી પુરુષની ઉપર એકી નજર નથી કરતાં ત્યાં સુધી નિરાશાનું કારણ નથી. જાગૃત અવસ્થામાં મન ઉપર પૂરો કાબુ મેળવ્યા પછી નિદ્રાવસ્થાને સારૂ ઇશ્વર પર આધાર રાખી સૂઇ જવું. રાત્રિદોષ થાય ત્યારે સમજવું કે મનની વાસનાનો ક્ષય નથી થયો. 'નિરાહારીનો વિષય શાન્ત થાય છે, પણ રસ જતો નથી; રસ તો આત્મદર્શન થયા પછી જ જાય છે.' એ વચન અનુભવનું છે ને અક્ષરશઃ સત્ય છે. આત્માની મૂઢ દશામાં જ પાપસંભવ છે, આત્મજ્યોતિ પ્રગટ થયા પછી પાપનો સર્વથા ક્ષય છે. બ્રહ્મચર્યનું સતત પાલન કરનારે નીચેના નિયમોનું પાલન કરવું:

અન્તરના અવાજને પ્રથમપદ ન આપે તો તે ગાપુચાઇમાંથી જાય ને તેની કિમ્મત કોડીની થઈ જાય. અન્તરનો અવાજ બધાને નથી આવી શકતો એ આપણે સમજવું જોઈએ. ખરું. અંતરનો અવાજ અભ્યાસી, વિવેકી, નમ્ર ને આસ્તિક સંયમીને જ હોય. હું અભ્યાસ, વિવેક કે નમ્રતાશૂન્ય નથી. આસ્તિક તો છું જ. સંયમનું પાલન કરવાનો સંપૂર્ણ પ્રયત્ન કરું છું. તેથી મને અન્તરઅવાજ છે એમ માનું છું. બધા તે વસ્તુ મેળવી શકે છે અને જેને તે મળી તેને એક મહાન ટેકો મળ્યો પછી તે મોટામાં મોટા પુરુષોના વચનોની તુલના કરી શકે છે. તેમાં કોઈવાર ભૂલ પણ કરે, ને ભૂલ થાય ત્યારે અતિ નમ્રતાપૂર્વક કબૂલ કરી પશ્ચાત્તાપ કરે છે.

## સવિનય ભંગ

એ જ લખનાર પૂછે છે કે 'કાયદાનો સવિનય ભંગ કરવાની સલાહ આપો છો તો સાથે કાયદાના ભંગની સજાનો અનાદર કરવાનું પણ કેમ નથી કહેતા?' જ્યારે સજાનો અનાદર થાય ત્યારે તો અંધાધુંધી જ થાય, કેમકે તેમાં વિનય ન રહ્યો. વિનય સૂચવે છે કે સજાનો અનાદર ન હોય, હુકમનો જ હોય. વળી સજાનો અનાદર અસંભવિત છે. સવિનય ભંગની ઉત્પત્તિ આત્મબળમાં રહેલી છે. જુલમગાર પોતાના શરીરબળ પર મુગ્ધ રહી જગતને તાબે કરવા મથે છે. આત્મબળી પોતાનું શરીર જુલમગારને સોંપી દઇ આત્માને સ્વતન્ત્ર બનાવે છે, કેમકે જુલમગાર આત્માનો સ્પર્શ સરખો પણ નથી કરી શકતો. પ્રહ્લાદે સવિનય ભંગ કર્યો પણ પર્વત પરથી પડતાં આંચકો ન ખાધો. અંગારથી રક્ત થયેલા સ્તંભની મિત્રની જેમ ભેટ કરી. સુધન્વા ઉકળતા તેલના પેણામાં હસતે મુખે પડયો. રસુલે પેગંબરે પાપી હુકમોનો આદર કરવાને બદલે જેલ પસંદ કરી. સવિનય ભંગી દંડ ન ભરે, કેમકે તે તો તેનું કાર્ય છે. જેલમાં જવું તેનું કાર્ય નથી, જાલિમ તેને જેલમાં નાખે છે

## ભીરુ સવાલ

એ જ લખનાર વળી પૂછે છે 'ધારો કે અસહકારને લીધે અંગ્રેજોએ આપણી સાથેનો સંબન્ધ તોડયો, તો પછી કેમ જાણ્યું કે અફઘાનિસ્તાન વગેરે દેશ ચડાઈ નહિ કરે? અને જો કરે તો આપણે જેવા હતા તેવા ને તેવા જ રહ્યા?'

આ સવાલ કેટલાકને ઉઠે છે ને જો ઘણાને ઉઠે તો સ્વરાજ ન મળે કેમકે અફઘાન, જાપાન ઈત્યાદિની બીક રાખનારા તો અંગ્રેજી રાજ્યને પસંદ જ કરશે. એવી બીક કાઢવી એનું જ નામ સ્વરાજ. જો આપણે અંગ્રેજોને કાઢવા જેટલી શક્તિ મેળવીએ તો અફઘાનિસ્તાન કે જાપાનની સામે થવાને સારુ તે જ શક્તિ બસ નથી? જ્યાં સુધી આપણે સ્વદેશીનું સંપૂર્ણ પાલન નથી કરતા ત્યાં સુધી આપણે ભયભીત રહેવાના જ. સ્વદેશીનું પાલન પતિવ્રતા સ્ત્રીના વ્રત જેવું છે. જેમ પતિવ્રતા સ્ત્રી પર કોઈ ઉદ્ધત પુરુષ એંડી નજર ન કરી શકે, તેમ જ પોતે જ કાંતેલા-વણેલા વસ્ત્રથી ઢંકાયેલી ભારતમાતાની પર કોઈ બદનજર કરી

તા. ૧૩-૧૧-૧૯૨૧

શકનાર નથી. જાપાન સ્વાશ્રયી હિન્દને શું કરે? જેના હિન્દુમુસલમાન એક થયા છે તે હિન્દુસ્તાનને અફઘાનિસ્તાન શું કરે? જેને સ્વદેશીનું સેવન નથી કરવું તેને જાપાનની બીક છે, જેને મુસલમાનની પ્રામાણિકતા વિષે શક છે તે અફઘાનથી ડરે. સ્વરાજવાદીએ સર્વ પ્રકારના ભય છોડવાના રહ્યા છે.

---

તા. ૧૩-૧૧-૧૯૨૧

## § બેઠો બળવો

હવે થોડા જ દિવસની અંદર દેશના કોઇ ને કોઇ ભાગમાં સત્યાગ્રહનો આરંભ થશે અને શાન્તિની પ્રતિજ્ઞાને વરેલ સત્યાગ્રહીઓને હાથે કાયદાનો સવિનય નિરાદર થવા લાગશે. કાયદાના ચોક્કસ હદ સુધીના નિરાદરના વ્યક્તિગત દાખલાઓથી તો દેશ હવે સારી પેઠે જાણીતો થઇ ચુક્યો છે એમ કહેવાય. એવો કાયદાનો નિરાદર સંપૂર્ણ સત્યાગ્રહની ભૂમિકાએ પહોંચે એટલે તે બેઠો બળવો કહેવાય. એમાં લોહી રેડવાનું ન હોય, એમાં ખૂનખરાબી કે જોરજબરાઈ ન હોય; એમાં જાતે લોહી આપવાનું, જાતે કુરબાન થવાનું હોય.

સત્યાગ્રહી બળવાખોર રાજ્યની સત્તાને ગણતરીમાંથી જ કાઢી નાખે; પોતે બહારવટીઓ બને અને નીતિને બાધ ન હોય એવા રાજ્યના પ્રત્યેક કાયદા સામે બહારવટું કરે. દાખલા તરીકે, તે રાજ્યના કર આપવા ના પાડે; પોતાના રોજના વહેવારની હરકોઈ બાબતોમાં તેની આણ માનવાનો ઇનકાર કરે; તે રજા વગર દાખલ ન થવાને લગતા ગુનાહકાયદાને ભાંગે અને લશ્કરી સિપાઈઓ જોડે ગુફતેગો કરવા સારૂ તેમનાં ઉતારાવણીઓમાં વગરપરવાનગીએ દાખલ થવા પોતાને સ્વતન્ત્ર સમજે. તે પીકેટ પરના પહેરાને વિષે નક્કી કરવામાં આવેલી મર્યાદાઓનું ઇરાદાપૂર્વક ઉલ્લંઘન કરે અને બાંધી આપેલી હદની અંદર પેસીને દારૂડીઆઓને વીનવે. આ બધું કરવામાં પોતે કદી શરીરબળ ન વાપરે અને પોતાની સામે શરીરબળ વાપરવામાં આવે તોપણ કદી પોતે તેનો સામો ઉપયોગ ન કરે. હકીકતમાં, એવો સત્યાગ્રહી જેલ તેમજ બીજા શરીરબળનાં પ્રયોગ પોતાની જાત ઉપર માગી લે.

આવો યજ્ઞ સત્યાગ્રહી ત્યારે જ અને એટલા કારણસર જ આદરે કે જ્યારે એને જે શારીરિક સ્વતન્ત્રતા ભોગવવા મળતી હોય તે કેવળ ભારરૂપ હોય અને તેથી તે ભોગવવી તેના આત્માને નરી વિડંબના હોય. એ વિચારે છે કે રાજ્ય તેના

શહેરીને તે જેટલે લગી તેના કાયદાકાનૂનોને માન આપે છે તેટલી જ હદ લગી અંગત સ્વતન્ત્રતા ભોગવવા દે છે. 'મતલબ કે રાજ્યના કાયદાને તાબે રહેવું એ દરેક શહેરીને પોતાની અંગત સ્વતન્ત્રતાને સારુ આપવું પડતું મૂલ છે. આ સ્થિતિમાં પોતાનાં સુખસ્વતન્ત્રતા કાયમ રાખવા ખાતર કોઇ પૂરા કે અધુરા અન્યાયી રાજ્યને તાબે રહેવા તૈયાર રહેવું એ અધર્મ જોડે સહીઆરું કર્યા સમાન છે. અને જેને રાજની એવી રીતાનિયતને વિષે શંકા નથી રહી તે શહેરીને એવા જાલિમની દયા ઉપર પોતાની સ્વતન્ત્રતા ઘડી પણ નભાવવી માથાનો ઘા જ થઇ પડે છે. અને તેથી તે નીતિનિયમોની હદમા રહેતાં છતાં એવા રાજ્યને પોતાને કેદ કરી પૂરી દેવા ફરજ પડાવવા મથે છે. જેઓની માન્યતા તેના જેવી ન હોય તેવા લોકોને આવો માણસ સમાજમા એક બલારૂપ પણ લાગે.

૮. આમ વિચારતા સત્યાગ્રહ એ આત્માની પીડનો ભારેમા ભારે પુકાર અને અધર્મી રાજ્યની હસ્તી સામે જગતમા જબરો છવનો વાંધો છે. અને દુનિયાની બધી સુધારણાનો ઇતિહાસ શું આવો જ નથી? સુધારકોએ ગંદાદી પાપી પ્રથાને દફનાવવાની ઝુંબેશ દરમિયાન પોતાના જ લોકોની ઘૃણા માથે લઇને પણ ઘણીવાર તે પ્રથાને લગતા નિર્દોષ ચિહ્નોનો સુદ્ધાં શું ત્યાગ નથી કર્યો?

આમ જ્યાર કોઇ લોકસમૂહ જેની હકુમત હેઠળ પોતે આટલા વખત રહ્યો તેની આણે માનવી છોડી તેનો ત્યાગ કરે, ત્યારે તેણે લગભગ તેનું પોતાનું સ્વતન્ત્ર રાજ્ય સ્થાપ્યું કહેવાય. 'લગભગ' એટલા સારુ કહું છું કે તેમ કરનારાઓ જ્યારે રાજ્ય તેમને તેમની પ્રવૃત્તિમાંથી શરીરબળનો ઉપયોગ કરીને અટકાવશે ત્યારે સામો શરીરબળનો ઉપયોગ કરીને 'હું કે તું'નો હિસાબ નહિ કરે.

તેમનું કામ તો જ્યા સુધી રાજ્ય તેમની સ્વતન્ત્રતાને કબૂલ ન ગણે, એટલે કે તેમની ઇચ્છાને ન નમે, ત્યાં સુધી વ્યક્તિની પેઠે જ એ રાજ્યને હાથે ગિરફતાર થઇ કેદ પૂરવાનું અને તો તેની ગોળીઓથી વીંધાવાનું જ રહ્યું. દક્ષિણ આફ્રિકાના ત્રણ હજાર હિન્દીઓએ ૧૯૧૪ની સાલમાં આ જ રીતે ટ્રાન્સવાલની સરકારને રીતસર નોટિસ આપીને તેના પરદેશીઓની વસાહતના કાયદાનો ભંગ કરી ટ્રાન્સ-વાલની સરહદમાં પ્રવેશ કરેલો અને તેમને કેદ કરવાની ટ્રાન્સવાલ સરકારને ફરજ પાડેલી, અને જ્યારે એ સરકાર એક બાજુએ તેમને ખૂનામરકી કે મારફાડ કરવા ઉશ્કેરવાની દિશાએ મથી થાકી અને બીજી બાજુએ તેમને મહાત કરીને પોતાની

સત્તા કબૂલ કરાવવામાં પણ તેવી જ હારી, ત્યારે અંતે તે નમી અને હિન્દીઓની માગણીઓ કબૂલ કરી.

આમ સત્યાગ્રહીઓનો કોઈ પણ સમૂહ ફોજ અગર લશ્કર જેવો જ છે, અને *તેને લશ્કરી જીવનને લગતા બધા જ નિયમો લાગુ સમજવાના છે.* ઉલટા સામાન્ય લશ્કરના નિયમોના કરતાં એ વધુ આકરા અને અઘરા છે, કારણ આ સેનાના સિપાઈના જીવનમાં સામાન્ય સિપાઈના જેવું ખૂન ચડવાને અને તે ટકાવવાને સારુ ગાંડાતૂર બનવાને અવકાશ નથી. બીજી બાજુએ એ પણ સાચું છે કે સત્યાગ્રહીઓનું લશ્કર ' જેસે કો તેસા ' ના જુસ્સાથી મુક્ત હોય. જેથી તેમની વૃત્તિમાં વેર કે વિકાર ન હોય; એટલે ઓછામાં ઓછી સંખ્યાથી તે પોતાનો ઉદ્દેશ સાધી શકે. ખરે જ, એક જ પૂરો સત્યાગ્રહી અધર્મની સામે ધર્મની લડાઈમાં જય મેળવવાને સારુ બસ છે.

તેથી જોકે મહાસમિતિએ પ્રાન્તિક સમિતિઓને પોતપોતાના પ્રાન્તમાં પોતાની જોખમદારી પર સત્યાગ્રહ આદરવાની સત્તા આપી છે, છતાં મને ઉમેદ છે કે દરેક પ્રાન્ત તેમાંના 'જોખમદારી' શબ્દ ઉપર પૂરતું વજન મુકી ફરીફરીને વિચારી જોશે અને કોઈ સહેલ સમજીને સત્યાગ્રહ શરૂ નહિ કરી દે. સત્યાગ્રહ આદરનાર પ્રાન્ત કે સમૂહને માટે જે શરતો મુકવામાં આવી છે તે દરેકનો પૂરેપૂરો અમલ થવો જ જોઈયે. એ શરતોમાં હિન્દુમુસલમાન એકતા, અહિંસા, સ્વદેશી અને અસ્પૃશ્યતાકલંકનિવારણનો ઉલ્લેખ કરવો પડ્યો છે, એનો અર્થ જ એ છે કે એ વસ્તુઓ આપણા પ્રજાકીય જીવનનું હજુ અંગ નથી બની ગઈ. આમ જે વ્યક્તિ અગર સમૂહ હિન્દુમુસલમાન એકતાને વિષે હજુયે શંકિત છે, પંજાબ, ખિલાફત અને સ્વરાજને સારુ અહિંસાની જરૂરીયાત હજુ જેને હૈયે નથી બેઠી, જેણે હજુ પૂર્ણ સ્વદેશીનો અંગીકાર નથી કીધો, તેમનામાંના હિન્દુઓ જો હજુ અસ્પૃશ્યતા રૂપી પાપને પોતાનામાં નભાવી રહ્યા છે તો તે સમૂહ અગર તે વ્યક્તિ હજુ સત્યાગ્રહ આદરવાને અધિકારી નથી. આવો એનો આંક છે. વળી સૌથી સરસ તો એ છે કે અધીરા ન બનતાં સબૂરી પકડી એક ચોક્કસ પ્રદેશમાં અખતરો ચાલુ થાય તેને બાકી દેશઆખાએ ધ્યાનપૂર્વક નિહાળવો.

લશ્કરની ઉપમાને ફરી એકવાર લઈયે તો લશ્કરનાં જે દળો લડાઈમાં ન ઉતરતાં સજ્જ રહ્યાં રહ્યાં બાજુએ ઉભા રાહ જુએ છે અને પ્રસંગ જોયા કરે છે તેઓ લડાઈમાં મોખરે રહી પ્રત્યક્ષ લડી રહેલાં દળોથી લડાઈમાં કોઈ રીતે ઓછો

ભાગ લે છે એમ ન જ કહેવાય. એટ જ પ્રસંગ આવો અખતરો ચાલુ હોય તે વેળાએ પણ વ્યક્તિઓ દ્વારા સત્યાગ્રહ અખત્યાર કરવાનો સંભવી શકે છે. જો સરકાર પ્રજાને હાથે થનારી શાન્ત સ્વદેશીની પ્રવૃત્તિમાં પણ દખલ દે અને કનડગત કરે તો જે કોઈના સ્વદેશીના કાર્યમાં એવી અઘટિત દખલ થાય તે હરેહાલતમાં બેલાશક સરકારના હુકમોને કોરે મેલે અને જાલિમના રોષની વેદી ઉપર કુરબાન થાય. દાખલા તરીકે, કાંતવા શીખવવા અગર ઠેકઠેકાણે રેંટીયા ચાલુ કરાવવા જનારા કાતકામના કોઈ શાસ્ત્રીની સામે મનાઈહુકમ નીકળે તો એવા હુકમોની ઘડીની વાટ જોયા વગર અનાદર કરી તેણે જેલને વહાલી કરવી ઘટે. બાકી બીજી બધી બાબતોમાં મને અત્યારે સૂઝે છે ત્યાં લગી દેશના એક ભાગમાં નીતિની મર્યાદાઓ કાયમ ગણીને ગણત્રીના બની શકે તેટલા કાયદા ભાંગવાની દિશાએ પ્રજાએ ઈરાદાપૂર્વક હુમલો ચલાવેલો હોય તે ઘડીએ બાકીના આખા દેશે બધા હુકમો અને સૂચનાઓને ધર્મબુદ્ધિપૂર્વક માન આપવું, એ જ સૌથી સારો માર્ગ છે.

આવો અખતરો ચાલુ હોય ત્યારે દેશના બીજા કોઈ પણ ભાગમાં ખૂનામરકી થાય તો તો દેખીતી રીતે જ એ અખતરાને ભારે ધક્કો પહોંચે અને કદાચ અખતરો બંધ પડવાનો પણ વખત આવે, એ વાત તો દેશને હૈયે ઠસાવવાની હવે જરૂર નથી રહી. જે ભાગમાં સત્યાગ્રહ ચાલુ હોય ત્યાંના લોકો કેદ થાય, ગોળીઓથી વીંધાઈને ચાળણો થાય અગર તો જાલિમના દૂતોને હાથે તેમના પર સિતમોના વરસાદ વરસે, તોપણ દેશના બાકીના ભાગોએ ખામોશ અને સ્વસ્થ રહેવું જોઈએ; ચાહે તેવા પ્રસંગો વચ્ચે પણ ગાળવસું સોનું નીવડીને બહાર આવવાની શક્તિની આપણે તેમનામાં આશા રાખીએ જ.

# ગાંધીજીનું 'નવજીવન'

તા ૧૩–૧૧–૧૯૨૧

## પરીક્ષા

ગુજરાતની પરીક્ષાના દહાડા નજીક આવતા જાય છે હવે મહિના ગણાવાના નથી રહ્યા, અઠવાડિયાની વાતો છે ઘડીમા દહાડાની વાત આવશે ને પછી કલાકો ગણાશે.

એક તરફથી ગુજરાતે મહાસભાને શોભાવવી રહી છે પરોણાગતમા, વ્યવહાર કુશળતામા, ઉદારતામા આપણે પાછા ન પડીયે એ જોવાનું રહ્યું

બીજી તરફથી અસહકારની જે પહેલ ગુજરાતે કરી તે શોભાવવી રહી. ગુજરાતે એક તાલુકો ઓછામા ઓછો તૈયાર કરવો જોઇયે કે જે મરણપથારી કરવા રાજી હોય ને તેટલી શક્તિ ધરાવતો હોય

તેની શરતો હું લખી ગયો છુ મહાસમિતિએ તે કબૂલ રાખી છે એમ કહી શકાય, એ શરતો તો એવી છે કે જેને વ્યવહારૂ સ્વરૂપ આપી શકાય પણ જેને વિષે ઠરાવ ન થઇ શકે અને છતા જે પાળ્યા વિના તે શરતો ન પળી શકે એ વસ્તુ પણ આપણે વિચારી જવી જોઇયે ભૂમિતિના સિદ્ધાન્તો જે મ્હોડે ગોખી જાય પણ

સમજે નહિ તે બારનું આગમું કરી નાખે તો શી નવાઇ? 'તેથી' ગોખેલ હોય ને 'કેમકે' બોલી જાય તો તેના શા હાલ થાય? જેમ તેની ગોખણપટ્ટી ઉઘાડી પડી જાય તેમ જ જે સમજ્યા વિના સમિતિની શરતોનું પાલન કરવાનો દાવો કરે તે ઝાંપેથી પાછો વળવાનો; કારણકે ઝાંપે જતાં તે ઉઘાડવાની રીત તેને નહિ આવડતી હોય.

આ લડત જ ધર્મની છે. તેને વ્યવહાર કહો કે અવ્યવહાર, તેને રાજનૈતિક કહો કે સાંસારિક, ગમે તે નામે તેને ઓળખો; તેનું મૂળ ધર્મમાં છે. ધર્મને ખાતર, ધર્મને નામે તે લડીયે છીયે. અલી ભાઇઓએ ચોખ્ખી વાત કરી. 'રાજ્યના કાયદાની ને ઇશ્વરના કાયદાની, પીનલ કોડની ને કુરાને પાકની સરખામણી કરવાની હોય ત્યારે અમે અમારા ઇશ્વરને ને અમારા પાક કુરાનને જ પસંદ કરીયે ' આ તેમનું કહેવું હતું. મુસલમાન પોતાનો, હિન્દુ પોતાનો, પારસી પોતાનો ને ખ્રિસ્તી પોતાનો ધર્મ જાણે ને પાળે એની આ લડત છે. સૌ ધર્મને ખાતર મરે. મરે તે તરે. મારે તે મરે. બીજાને મારીને પોતે ધર્મ પાળી શકત તો આજે લાખો મોક્ષ પામ્યા હત.

તેથી આપણે તો સંકટ સમયે ઇશ્વરને જ સ્મરવાનો રહ્યો છે. જેને એટલો વિશ્વાસ નથી તે છેવટ જતાં અટકવાનો. ખોટો રૂપીયો ભલે ઘણી દુકાને ફરી આવે; તેથી કંઈ તેની કિંમત વધવાની નથી. શરાફને ત્યાંથી તો પાછો જ ફરવાનો. ને વચમાં જ્યાં ક્યાં તે ફર્યો હશે તે બધા તેના અડકવાથી થોડાઘણા અભડાયા હશે. તેમ જ આપણામાંના જે ખોટા હોઇશું તે છેલ્લી તકેથી પાછા ફરવાના જ.

જેને ગમે તે રમે. જેને પાલવે તે જ મેદાનમાં આવે. નોતરૂં સૌને છે. પણ ભૂખ્યા જ ખાણે બમે બીજા બેસશે તોયે અકળાશે. જે ભૂખ્યો નથી તેને પકવાનો પણ નહિ ગમે. જે ભૂખ્યો છે તે સૂકા જારનો રોટલો પણ રસપૂર્વક જમી જશે તેમ જ જે અસહકાર સમજ્યા છે, જેણે ધર્મનો મર્મ જાણ્યો છે, તે જ ઉભા રહી શકશે. સમજેલાને સૌ સહેલું છે, અણસમજુને બધું અઘરૂં. આંધળાની પાસે આરસી શા કામની?

આ સમય આકરો છે. વગરવિચાર્યે પગલું ભરી પાછળથી પસ્તાવો ન કરીયે. જો કોઇ તાલુકો તૈયાર ન હોય તો ગુજરાત ભલે હૂંડી પાછી વાળે. પણ તેમાં સહી કર્યા પછી તો ભર્યે જ છૂટકો. અત્યારે ગુજરાતને પસંદગીનો મોકો છે. પસંદગી કર્યા પછી પાછી પાની નહિ થાય. શોખીમાં ને શોખીમાં અત્યારે બીડું ઝડપી લીધું

તા. ૧૩-૧૧-૧૯૨૧

હશે ને પછી આપણાથી કંઇ ન થાય એ જીવતે મૂઆ સમાન થશે. અત્યારે તો ગુજરાતને જરાયે ગભરાવાનું કે સંકોચાવાનું કારણ નથી.

હવે વિચારીયે કે આપણી લાયકાત શામાં રહેલી છે.

| | |
|---|---|
| ૧. શાન્તિ | ૩. સ્વદેશી |
| ૨. હિન્દુમુસલમાન એકતા | ૪. અસ્પૃશ્યતાનિવારણ |

આ તો સહેલું છે.

કાયદાનો સવિનય ભંગ ? એથી પણ આપણે અજાણ્યા નથી. જેલ તો તેની સાથે છે જ. તે ભોગવી આવીશું. ભલભલા ગયા છે, જોઇ આવ્યા છે, તો આપણે શીદને આટલું ન કરી શકીયે ? એટલે તેમાં તો કંઇ નથી.

પણ—?

મારશલ લૉ થાય તો ? ગુરખા આવે તો ? ટૉમી ઍટકીન્સ આવે તો ? ને પછી ભાલાં મારે, ગોળી છોડે, પેટે ચલાવે તો ? અરે ભલેને આવે. છો આવતો. પેટે ચલાવે તો વારૂ ? મરીયે પણ પેટ ન ઘસડીયે. ભાલું મારે તો મારે. મગરીને બદલે ભાલે મરશું. ને ગોળીબાર કરે તો થોડા આપણે પીઠ ફેરવવાના હતા ? હવે તો જોશ એવું આવ્યું છે કે છાતી ખુલ્લી મુકીને જેમ મોઇદાંડીઆમાં મોઇ ઝીલીયે તેમ ગોળીને છાતીયે ઝીલશું. ગુરખાને ભાઇ બનાવવા. ને નહિ બને તો ભાઇને હાથે મરવું તેના જેવું સુખ કયું ? એમ કહેતાં તો શેર લોહી ચડે જ.

પણ કરતાં ?

હું વિશ્વાસ તો રાખું છું કે બીકણું ગુજરાત આ વેળા કરી બતાવશે. પણ આ વચન લખતાંયે કલમ ભારે લાગે છે. ગુજરાતે બંદુકના બડાકા કયે દહાડે સાંભળેલા ? ગુજરાતે લોહીની નદીઓ ક્યારે જોયેલી ? ફટાકડાની જેમ બંદુકો છૂટતી હોય ને માટલીની જેમ માથાં ફૂટતાં હોય તે ગુજરાતથી જોયાં જાય કે ?

બીજાનાં માથાં ફૂટતાં ગુજરાત જોઇ શકે તો એ ગરવી ગુજરાત મટે. પોતાનાં માથાં ફૂટતાં જુએ તો ગુજરાત અમરપદ મેળવે. તેને સારૂ તાલીમ શી ?

• વિશ્વાસ..એ વિશ્વાસ સમિતિના ઠરાવથી ન મળે. ઇશ્વર દુર્બળનો બેલી છે, ઇશ્વર હિંમતનો દેનાર છે. રામ રાખે તેને કોઇ ન ચાખે. તેણે આ દેહ દીધો; તે ભલે લઇ જાય. આ દેહને ગંધર્યો સંઘરાય તેમ નથી. જેમ રૂપીયો તેમ દેહ સારા

કામમાં ખરચવો જ ઘટે. અને આ અત્યાચારમાંથી નીકળવાના કામમાં દેહ દેવે એના જેવો રૂડો બીજો અવસર દેહ દેવાનો કયો હોય? આમ જે હૃદયપૂર્વક માને તે તો હસતે મુખે છાતી ઉઘાડી મેલીને નિશ્ચિન્તપણે ગોળીઓને દડાની જેમ ઝીલે.

આવો અડગ વિશ્વાસ હોય તો જ ગુજરાતના કોઇ તાલુકાએ રણમાં ઝુકાવવું.

બધાંને આવો વિશ્વાસ ભલે ન હોય. મેં પ્રમાણ આપ્યું છે. બીજાઓનામાં ભલે ગોળી ઝીલવાની તાકાત ન હોય. પણ બીજાઓનાં ઘરબાર લૂટે તોપણ તેઓ માથું ન ઝુકાવે એટલી તાકાત તો તેમનામાં હોવી જ જોઇયે. ઘરબાર લૂંટશે તો ભલે લૂટે. તેમાં જ જીવતા હશું તો પાછા જઇશું, ને તે પાછાં લેતા મરીશું તો એ જ સ્વરાજ છે.

આટલું બળ કોઇ એક તાલુકામાયે ન હોય તો આપણે સ્વરાજને સારૂ લાયક કેમ બનીયે? પણ જે દહાડે એક તાલુકો આટલી પરીક્ષામાં પસાર થાય તે દહાડે સ્વરાજ છે જ. કારણ કે તે જ દહાડે હિન્દુસ્તાન દિવ્ય શસ્ત્રનો ઉપયોગ કરવામાં કુશળ નીવડયું ગણાય.

એમાં કંઇ ભારે બળ આવી ગયું એમ પણ નથી. આત્માનો તો એ સ્વભાવ. બોઅરની ઓરતોએ એ બહાદુરી બતાવેલી. લાખો અંગ્રેજોએ એ બહાદુરી બતાવેલી છે. તુર્ક ઓરતમરદો આજે એ બતાવી રહ્યાં છે.

પણ ભેદ છે. તેઓ તો મારે પણ ને મરે પણ. પણ અમરપણું તો મરવામા જ છે એમ આપણે જાણીયે છીયે. મારવાનો ધંધો છોડીને મરવાનો જ શીખવો. એમાં કંઇ મુશ્કેલી ખરી કે? મરતા શીખતાં તો છાતી જોઇયે. તે વિશ્વાસુને પલકમા આવે. મારતા શીખતા શરીર જોઇયે, બંદુકનો મહાવરો જોઇયે. હજારો ધતીંગ શીખીયે ત્યારે મારતા શીખીયે ને પછી ખૂનીમાં ખપીયે.

પણ કોઇ હિન્દુ કહેશે, આ તો ક્ષત્રિપણાની વાતો લખાય. ગુજરાતને ને ક્ષત્રિપણાને શી લેવાદેવા? આપણે તો વેપાર કરી જાણીયે. ગુજરાત ભલે આવું હોય; હિન્દુપણું એવું ન હોય. ચારે વર્ણમાં ચારે ગુણ હોવા જ જોઇયે. દરેકમા પોતપોતાના વર્ણનો ગુણ વિશેષ હોય ખરો, પણ જો બીજા ગુણ તેનામાં ન જ હોય તો તે નપુંસક છે; જે માતા પોતાના બચ્ચાને સારૂ મરી જાણે છે તે ક્ષત્રિયાણી છે, જે પતિ પોતાની સ્ત્રીને સારૂ જાન દે છે તે ક્ષત્રિય છે; પણ આ બધાનો ધંધો જગતની રક્ષા કરવાનો નથી હોતો, તેથી તેવાને આપણે ક્ષત્રિય તરીકે નથી ઓળખતા.

તા. ૨૩-૧૧-૧૯૨૧

આ કાળે જગતની—હિન્દુસ્તાનની રક્ષા કરવાનો પ્રધાનો ધર્મ છે, કેમકે તે કોઇનો નથી રહ્યો—નથી જોવામાં આવતો.

આટલું તો હિન્દુનું. ગુજરાતના મુસલમાન પારસી વગેરે શું કરે ? તેઓનુંયે હિન્દુસ્તાન છે, તેઓનુંયે ગુજરાત છે; તેઓએ પણ હિન્દુસ્તાનને ગુલામીમાંથી છોડવવાનું છે અને તેઓ પણ કેવળ મરીને છોડવી શકે છે.

એટલે હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસાઇ, યહુદી ગમે તે, જે પોતાને હિંદુસ્તાની માને છે, તે બધાએ મરવાનો મન્ત્ર શીખવાનો ને સાધવાનો છે. એ પાઠ તો કેવળ જે ઇશ્વર ઉપર આસ્થા રાખનાર છે તે જ ભણી ને ભજવી શકે.

---

# મારી નોંધ

## મોટી શંકા

એક ભાઇ પૂછે છે કે 'તમે ઊંડે ઊંડે અંદરખાનેથી શું એમ માનતા નથી કે અન્તે તો ખૂનામરકી વિના સ્વરાજ ન જ મળી શકે ? શું આ અહિંસાત્મક ચળવળ અત્યારનો વખત જોઈને, લોકોને એકત્રિત કરવા અને તેમને તાલીમ આપવા માટે જ યોજેલી એક યુક્તિ માત્ર નથી ? છેવટે તો તોફાન અને ખૂનામરકીથી ઉથલપાથલ કરવી એ સ્થિતિએ પહોંચવાનું ને ?' આ સીધો પ્રશ્ન છે તે એટલું જ બતાવે છે કે હજી કેટલાક લોકોને આ લડતના સાચાપણા વિષે શંકા છે. જો આ અહિંસા એ હિંસાને માટેની તૈયારી હોય તો એમ ચોખ્ખું નહિ કહેવાનું મારે કશું જ કારણ નથી. સરકારના કાયદા વિરુદ્ધ તો મેં કેટલાયે ગુન્હા કર્યાં છે, તો પછી આ લડત હિંસાત્મક લડતને માટેની તૈયારી છે એમ કહેતાં હું શા માટે અચકાઉં ? વાત તો એ છે કે અહિંસાત્મક ક્રાન્તિ પૂરેપૂરી શક્ય છે એમ હું જ એકલો માનનારો નથી, પરન્તુ હિન્દુસ્તાનની સ્વતંત્રતા મેળવવા માટે અહિંસાનો માર્ગ જ બરાબર છે એવો બીજા ઘણાયનો સંપૂર્ણ વિશ્વાસ છે. અલી બીરાદરો જે પોતાને લાગે છે તે જ કહેનારા છે અને જે તેઓ કહે છે તે જ તેઓ માનનારા છે અમુક સંજોગોમાં હિંસા એટલે કે શરીરબળ જરૂરી છે એમ તેઓ માને છે. પરન્તુ તેઓ ખરેખર માને છે કે હિન્દુસ્તાનના સંજોગો જોતાં હિંસાનો માર્ગ બરાબર નથી જ્યારે 'સંપ અને તાલીમ આવી જાય' ત્યારે આપણે જે ત્રીસ કરોડ છીયે તેમણે એક લાખ અંગ્રેજોને મારી નાખવા એ આપણે માટે હીણું અને અણછાજતું જણાય. આપણામાં પાકા વિચાર, શાન્તતા અને ઉદારતાનો અભાવ છે, ત્યારે સામી તરફથી દગાફટકા અને જુલમનું જોર છે, અને તે આપણામાં હજી કમજોરીનો ગુસ્સો રહેલો છે તેને માટે જવાબદાર છે. અહિંસામાં મારી

અચળ શ્રદ્ધા છે અને હિન્દુસ્તાન માટે હિંસા વિનાશક છે એમ હું માનું છું. તેથી મેં કહ્યું છે કે હિન્દુસ્તાન હિંસાનો માર્ગ સ્વીકારશે તો મારે માટે હિમાલયનો આશરો છે.

## ખાદી ક્ષણભંગુર છે?

તે જ ભાઈ વળી પૂછે છે, 'તમે કાર્યક્રમના બીજા કોઈ ભાગમાં પડી જશો અને સ્વદેશીની હીલચાલ તરફ ઓછું ધ્યાન આપશો એટલે ખાદીના માન પાછાં ઘટી જશે. અને લોકો તો તેમના બારીક પોશાક પાછા પહેરતા થઈ જશે. એમ શું ન બને? વિદ્યાર્થીઓને નિશાળો અને કૉલેજોમાંથી ઉઠાડી લેવાનો ઘો ચાલ્યો હતો તે વખતે સરકારી શાળાઓ અને કૉલેજોને બહુ નુકસાન પહોંચ્યું હતું. ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ હવે તે જ શાળાકૉલેજોમાં પાછા સંખ્યાબંધ ભરાવા લાગ્યા છે, એ ઉપરથી આ અનુમાન પણ ન કાઢી શકાય?'

આ ભાઈએ દાખલો સારો નથી પસંદ કર્યો. શાળાત્યાગની ચળવળે સરકારી શાળાઓ અને કૉલેજોની પ્રતિષ્ઠાને જે ફટકો લગાવ્યો તેમાંથી તેને પાછી કળ વળી જ નથી. બેશક જેમણે આવેશમાં ને આવેગમાં ત્યાગ કર્યો તે પાછા તેમના ઠેકાણે પહોંચી ગયા છે. પરન્તુ સર આશુતોષ મુકરજીએ બંગાળની કૉલેજોને નુકસાન પહોંચ્યા બદલ જે વિલાપ કર્યો છે તે જુઓ. આ પત્ર લખનારને કદાચ ખબર નહિ હોય કે એ ચળવળની અસર હજી પણ કામ કરી રહી છે. પરન્તુ શાળાત્યાગની હીલચાલ તો એક અલ્પ સંખ્યાને જ લાગુ પડનારી હતી અને તે સ્થાયી સ્વરૂપની હતી જ નહિ; જ્યારે સ્વદેશી તો દરેક સ્ત્રી, પુરુષ અને બાળકને લાગુ પડે છે. વળી પરદેશી બારીક કપડાં પાછાં ધારણ કરવાં એ ખર્ચાળ વસ્તુ છે. આટલા માટે જો કે હું એટલું કબૂલ રાખવા તૈયાર છું કે કેટલાક લોકો એવા છે કે જે કેવળ દેખાડો કરવાને જ સ્વદેશી પહેરે છે અને અન્તે તેમનો ખરી પડવાનો સંભવ છે, છતાં મોટી સંખ્યા તો સ્વદેશીને ચુસ્તપણે વળગી રહેશે. સ્વદેશી એ કેવળ સાધન નથી. એમાં સાધન અને સાધ્ય બન્ને રહેલા છે.

## મારા પકડાવાથી શું થાય?

આ ભાઈનો ત્રીજો સવાલ એ છે કે 'તમે એમ નથી માનતા કે સરકાર તમને પકડતાં અચકાય છે તેનું કારણ આપણી નૈતિક જીત નહિ, પરન્તુ આખા દેશમાં લોકો તોફાન કરી મુકે એવો તેનો ભય છે, અને તમારી એવી ખાતરી નથી કે તમે પૂરાઈ જાઓ તો કાં તો લડત મોળી પડી જાય અથવા તો બગડી જાય?'

સરકારના મનમાં શું હશે તે જાણવું મુશ્કેલ છે. 'સરકારને મન જેવું કાંઈ છે કે કેમ તે હું જાણતો નથી. મારી ધારણા તો એવી છે કે આ લડતના નૈતિક બળની સરકાર ઉપર અસર થઈ છે અને સરકારને તોફાનનો ભય પણ છે જ. હજી તોફાનનો ભય છે એ આપણે માટે અભિમાન લેવા જેવું નથી. ગમે તે જાતની પજવણી કરવામાં આવે છતાં શાન્તિની આપણે હૈયે પૂરી ખાતરી હોય જ તો તે ઘડીએ સ્વરાજ આપણું છે. આપણે એ દિશામાં ખૂબ પ્રગતિ કરી છે અને તેથી આ જ વર્ષે આપણે માટે સ્વરાજ મેળવવું શક્ય છે એ

વિષેની મારી શ્રદ્ધા વધારે દૃઢ થાય છે. મારા પકડાવાથી લડત મોળી પડી જાય અથવા મરી જાય તો મને ભારે નિરાશા અને દુઃખ થાય. ઉલટું મારી તો એવી ખાતરી છે કે મારા પકડાવાથી સુરની ઉડી જશે અને લડતનો વેગ ઘણો વધશે.

## ૬ હિન્દુસ્તાની

હિન્દુસ્તાની એટલે કે લોકભાષા--આમલોકોની બોલી—મહાસમિતિના કામકાજમાં હવે અપારાબંધ ઉપયોગમાં આવતી ચાલી છે. મહાસમિતિમાં અંગ્રેજીનો અક્ષર સરખો નહિ જાણનારા સભાસદો પણ છે, તેમ હિન્દુસ્તાની ન સમજનારા મદ્રાસી સભાસદો પણ છે. બંગાળી ભાઇઓ મહામુશીબતે હિન્દુસ્તાની સમજી શકે છે છતાં હિન્દુસ્તાનીમાં જ કામકાજ ચાલવું જોઇયે એ વાત બંગાળીઓને ગળે બરાબર ઉતરેલી છે; તેમણે મહાસભાસમિતિમાં હિન્દુસ્તાનીમાં બધો વ્યવહાર ચાલ્યો તે સામે કંઇ વાંધો નથી લીધો. દ્રાવીડ વિભાગના સભાસદો માટે તો ખરેખર આ મોટો આપભોગ જ કહેવાય ગઇ બેઠકમાં મદ્રાસ તરફના એક જ ભાઇ હાજર હતા અને મલબારથી પણ ઘણા જણ આવી શક્યા ન હતા. જ્યારે બધા દ્રાવીડી સભાસદો હાજર હોય છે ત્યારે ભાષાની અડચણ ભારે મોટી થઇ પડે છે. પણ તેમ છતાં એ અડચણ તરવાનો ઉપાય તો એક જ જણાય છે. દ્રાવીડી ભાઇઓ પોતાના કામ પૂરતી હિન્દુસ્તાની બની શકે તેટલી વહેલી શીખી લે. આપણાથી એવી આશા તો ન જ કરી શકાય કે અંગ્રેજી ન જાણનારા સભાસદો અંગ્રેજી ભણીને આવે. આપણી લોક-સભાઓમાં તો હવે દિવસે દિવસે અંગ્રેજી ન જાણનારાઓને વધારે ને વધારે સ્થાન આપ્યે જ છુટકો એવી રીતે, દેશાભિમાન કે ભાષાના અભિમાન ખાતર હિન્દુસ્તાનીના ભાવ આપણે ન વધારી દઇયે તોપણ જરૂરીયાતને ખાતર પણ હવે તો પ્રજાના કામ કરનારા-ઓ બધા હિન્દુસ્તાની જાણતા થઇ જ જાય અને બધાં પ્રજાકીય કામકાજ હિન્દુસ્તાનીમાં જ ચાલે. દેશની આ જરૂરીયાત દિવસે દિવસે વધતી જ જાય છે. છેલ્લી બેઠકમાં આટલી વાત તો સૌએ કબૂલ કરી, પણ સમિતિ એ સબન્ધમાં કડક નિયમ બાંધી દે એ વાત દ્રાવીડી અને બંગાળી સભાસદે એ કબૂલ ન કરી. જેઓ પોતાની ઇચ્છાથી હિન્દુસ્તાની બોલવાના હોય તેઓ ભલે હિન્દુસ્તાની બોલે. એટલું કબૂલ રાખવાને તેઓ ખુશી હતા. પણ મહાસમિતિના ઠરાવથી એ નિયમ તેમને માથે ઠોકી બેસાડવામા આવે એ સામે તેમણે વાંધો લીધો. છેવટે આ તકરારનો નીકાલ કરવાનું કામ કાર્યવાહક સમિતિને સોંપવામાં આવ્યું એકબીજાની લાગણીમા રહેલું અન્તર જોતાં બધા સભાસદો સ્વીકારી શકે એવો કંઇ તોડ કાઢવા કાર્યવાહક સમિતિને ભારે મૂંઝવણ પડવાની છે.

## ૭ કાંતવાની તરફેણમાં

દિલ્હીમાં મળેલી મહાસમિતિએ કાયદાના સવિનય ભંગનો ઠરાવ પસાર કર્યો તેમા મુકવામા આવેલી સ્વદેશીની શરતો સામે મક્કમ વિરોધ રજૂ થયો હતો. વિરોધ બે શરતો સામે હતો. તે ઠરાવ પ્રમાણે એક શરત એ છે કે કાયદાનો સવિનય ભંગ કરનારને કાંતતાં

આવડવું જોઇયે અને હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદી જ તે વાપરે. બીજી શરત એ છે કે કોઇ આખો જીલ્લો અથવા તાલુકો કાયદાનો સવિનય ભંગ ઉપાડે તો તે જીલ્લા અથવા તાલુકાએ પોતાને જોઇતું સૂતર અને કાપડ પોતાને ત્યાં જ બનાવી લેવું જોઇયે. આ વિરોધ હાથકંતામણની કેટલી અગત્ય છે તે બાબતનું ઘોર અજ્ઞાન દર્શાવે છે. હાથકંતામણ સિવાય બીજી કોઇ વસ્તુથી દેશનું દળદર ફીટનાર નથી. કંગાળ લોકો સ્વેચ્છાપૂર્વક દુઃખ ખમનારા નથી બની શકતા. તેમણે શ્રીમંતાઇનાં દુઃખો એટલાં અનુભવેલાં જ નથી હોતાં કે જેથી તેઓ રાજીખુશીથી ભૂખ વેઠવાની અથવા બીજી શારીરિક અગવડો સહી લેવાની ખૂબી સમજી શકે. તેમને માટે તો સ્વરાજનો અર્થ એટલો જ છે કે ભીખ માગ્યા વિના ગુજરાન ચલાવી શકવા જેવી તેમની સ્થિતિ થાય. તેમની હાલત વિષે અસન્તોષ તેમનામાં જાગૃત કરીયે, પણ તે સાથે તેનાં કારણોને મિટાવવાનો ઉપાય ન બતાવીયે તો નાશ, અરાજકતા, ખૂનામરકી અને લૂંટફાટ જ આપણે જરૂર વહોરી લઇયે. અને આ બધાને મુખ્ય ભોગ થઇ પડે પેલા બિચારા ગરીબ લોકો! હાથકંતામણ જ એવો ઉદ્યોગ છે જેથી તેમને એક મદદગાર રોજગાર મળી શકે અને કાંઇક વધારે રોજી જડી શકે. હાથવણાટ ઉપર ઘણા લોકો પૂરેપૂરું ગુજરાન ચલાવી શકે. પીંજવાથી પણ કેટલાક લોકોને પૂરી રોજી મળી શકે. પણ હાથવણાટની કળા હજી મરી ગઇ નથી. લાખો માણસો વણી જાણે છે પણ ખરૂં હાથકંતામણ તો બહુ થોડા જ જાણે છે. હજારો માણસો આજે રેંટીયો ફેરવે છે, પણ વણવાનું સૂતર તો થોડા જ કાઢે છે. જ્યાં ત્યાંથી એ જ ફરીઆદ આવે છે કે હાથે કાંતેલું સૂતર તાણી માટે ખપમાં નથી આવતું કાચી ચડેલી રોટલી એ રોટલી જ ન ગણાય, તેમ જેમતેમ કાંતેલો કાચો ધાગો એ સૂતર ન કહેવાય. અત્યારે દેશમાં જે સૂતર કંતાઇ રહ્યું છે તેની જાત સુધારવા સારૂ પોતપોતાના જીલ્લામાં પ્રયાસ કરવા હજારો માણસોએ સુંદર કાંતતાં શીખી લેવું જોઇયે માટે જેઓ સ્વરાજ સ્થાપવા સારૂ કાયદાનો સવિનય ભંગ કરવા ઇચ્છતા હોય તેમને તો કાંતતાં આવડવું જ જોઇયે. તેમણે કાંઇ રોજ કાંતવા બેસવું જ જોઇયે એવું નથી બેસે તો તો સારૂં. પણ રોજ ન બેસે તોપણ સારૂં વળદાર સૂતર કાંતતાં તો તેમને આવડવું જ જોઇયે. આટલો વિરોધ હોવા છતાં સુધારો ઘણા વધુ મતે ઉડી ગયો એ હું શુભ શુકન સમજું છું. આ શરત કાઢી નાખવાની તરફેણમાં એક દલીલ એવી લાવવામાં આવી હતી કે શીખ પુરુષો કાંતવાને હલકો ધંધો ગણે છે અને હાથવણાટ પ્રત્યે પણ તિરસ્કારથી જુએ છે. હું આશા રાખું છું કે આવો વિચાર એ બહાદુર કોમનો આખીનો નહિ હોય સચ્ચાઇથી રોટલો મળી શકે એવા ધંધાનો જે કોમ તિરસ્કાર કરે તે કોમે નાશનો રસ્તો પકડ્યો એમ સમજવું કાંતવાની કળા સ્ત્રીઓની ખાસ હોય તો તેનું કારણ એટલું જ છે કે તેમને નવરાશ વધારે હોય છે, નહિ કે તે કળા હલકી છે. આ દલીલમાં ધ્વનિ એવો રહેલો છે કે તલવારબહાદુર તે વળી રેંટીયો ફેરવતા હશે? પણ તેવી દલીલ કરનાર સીપાહીના ધંધાનો અવળો અર્થ કરે છે. જેમ સરકારની નોકરીમાં રહેલા સિપાહીઓ દેશની સેવા કરતા નથી તેમ જે માણસ પોતાની તલવાર ઉપર જ ગુજરાન

ચલાવે છે તે કોમની સેવા કરતો નથી. તલવારનો ધંધો તો અસ્વાભાવિક ધંધો છે. સુધરેલા લોકો અસાધારણ પ્રસંગે એને આત્મરક્ષણને માટે જ તેનો આશ્રય લે છે. હાથકંતામણ અથવા હાથવણાટ ઉપર જીવવું એ મારવાના ધંધા ઉપર જીવવા કરતાં સર્વ કાળે વધારે બહાદુરીભરેલું છે. ઔરંગઝેબ ટોપીઓ સીવતો તેથી તેની સિપાહીગીરીમાં કંઈયે ઉણપ નહોતી આવી. શીખ લોકોમાં આપણે જે સારૂં જોઈયે છીયે તે તેમની મારવાની શક્તિ નથી. મર્હુમ સરદાર લછમનસિંગ વીર તરીકે પૂજાશે, કારણ તેણે મરી જાણ્યું છે; ત્યારે નાનકાના સાહેબનો મહન્ત ખૂની ગણાશે. માટે હું આશા રાખું છું કે હાથકંતામણની રોટલો આપનારી સુન્દર કળાને હલકી ગણી કોઇ શીખવાની ના પાડશે નહિ.

## ૬ તાલુકા માટે આદર્શ

જે જીલ્લો. અથવા તાલુકો કાયદાનો સવિનય ભંગ ઉપાડે તેણે પોતાનું જ કપડું પેદા કરી લેવું જોઇયે એ શરતની સામે વાંધો ઉઠાવવાનું કારણ અજ્ઞાન સિવાય બીજું પણ હતું. તે એ કે સામટા સત્યાગ્રહમાં દરેક તાલુકો જોડાય એવો જો ઇરાદો હોય તો તે ઈરાદો ફળીભૂત થવો અશક્ય છે. પરન્તુ દરેક તાલુકો અથવા જીલ્લો સત્યાગ્રહ માટે તૈયાર થાય અને તે સારૂ બાકી રહેલા વખતમાં કાપડ માટે પોતાના પગ ઉપર ઉભતો થઈ જાય એવી કલ્પના છે જ નહિ. થોડા તાલુકા તૈયાર હોય તોપણ બસ છે જો થોડા તાલુકા પણ પગભર નહિ હોય એટલે કે સ્વરાજને માટે [illegible] નહિ હોય તો આ વર્ષે સ્વરાજ મેળવવું અશક્ય છે. જે તાલુકો પોતાનું અનાજ પકવી લેતો હોય, પોતાનું સુતર કાંતી લેતો હોય, પોતાનું કાપડ વણી લેતો હોય અને પોતાની સ્વતંત્રતાની ખાતર દુઃખ સહન કરવા તૈયાર હોય તે આ જ વર્ષે સ્વરાજ સ્થાપવાને માટે જરૂર, તૈયાર છે. અને એક તાલુકે પણ આટલું કામ પાર ઉતારવા તૈયાર હશે તો જેમ એક દીવો આખા ઘરને અજવાળશે તેમ તે આખા દેશને અજવાળશે. લગભગ આદર્શ સ્થિતિ જ્યાં ન હોય ત્યાં કાયદાનો સવિનય ભંગ ફતેહમંદ કરવો હું અશક્ય જોઉં છું. બેશક હિન્દુસ્તાનમાં એવા કેટલાક ભાગ છે જ્યાં હાથકંતામણથી ઊનનું કે સુતરાઉ કપડું થોડા વખતમાં તૈયાર કરવું અશક્ય છે. પરન્તુ જે ભાગોમાં એ કામ અત્યારે બની શકે એવું છે તે બધા ભાગો તૈયાર થઈ જાય પછી આવા ભાગો માટે આ શરતમાં છુટછાટ મુકવામાં કંઇ હરકત નથી

## ૭ નાની કોમોનું શું ?

એક ગ્રીણા પરીક્ષક મને સવાલ પૂછે છે કે 'સ્વરાજ મળ્યા પછી પારસી જેવી નાની કોમો ઉપર મોટી કોમો દોર નહિ ચલાવે તેની ખોળાધરી શી? આપણી વચ્ચે પરસ્પર ખાનદાની ભરેલા સંબન્ધની આપણે વાતો કરીયે છીયે, પણ સ્વરાજની પાર્લામેન્ટમાં જાતિદ્વેષ નહિ જોર કરે તેની ખરી કસોટી શી?'

આ લડત એ જ તેની કસોટી છે. વિચારોના સ્વતન્ત્ર વિકાસની આ લડત છે. આ લડત આત્મશુદ્ધિની છે અને શુદ્ધ થયેલી પ્રજા પણ પોતાના કામકાજમાંથી હલકા પ્રકારની અસ્પૃશ્યતા નહિ કાઢી નાખે તો માનવજાતિના શાપને યોગ્ય બનશે.

અસહકારનું રહસ્ય જ એ છે કે તે નબળામાં નબળી કોમને પણ આત્મનિર્ણય અને આત્મસંરક્ષણની શક્તિ આપે છે.

## ૬ ચીરાળા-પેરાળા

આ નાનાં સ્થળોના બહાદુર લોકો હજી તેમની લડત લડી રહ્યા છે. તેમના નાયક શ્રી. ગોપાળકૃષ્ણૈયા જેલમાં છે. પણ તેઓ નાહિંમત થયા નથી. હજી તેઓ પોતાનાં ઝૂંપડાંમાં જ છે. મારા ઉપરના એક પત્રમાં લખેલું છે કે 'લોકો દૃઢ રહ્યા છે ગામના કેટલાક આગેવાનો ઉપર મ્યુનિસિપલ વેરો નહિ ભરવા માટે હમણાં કામ ચલાવવામાં આવ્યું અને તેઓ આનન્દથી જેલમાં ચાલ્યા ગયા. તે ઉપરથી ગામમાં પાછા નહિ ફરવાના પોતાના ઠરાવમાં લોકો વધારે દૃઢ થયા છે. ગામ ખાલી કરવાથી તેમને આટલું નુકસાન વેઠવું પડ્યું છે તથા આટઆટલાં સંકટો અને હાડમારી ભોગવવાં પડ્યાં છે, છતાં તેમણે જે સ્થિતિ સ્વીકારી લીધી છે તેને વળગી રહેવાના તેમના ઠરાવમાં બન્ને ગામવાળા અત્યારે દૃઢ છે. કેટલાક ગરીબ લોકોના ઝૂંપડા પડી ગયાં છે અને કેટલાકને નવાં ઝૂંપડાંની જરૂર છે.' આવા ખાતરમાંથી સ્વરાજના પાક થાય. આગેવાનો જાય તેથી જરાયે ઢીલાં ન પડી જવું જોઇયે અને ગોળીઓનો મારો ચાલે છતાં વશ ન થવું જોઇયે.

## ૬ કુકી લોકો

મારા આસામના પ્રવાસ દરમિયાન મેં કુકી લોકો વિષે ઉલ્લેખ કરેલો તે ઉપર ત્યાંની સરકારે ખરીતો બહાર પાડ્યો છે તેની નકલ એક મિત્રે મને મોકલી છે. પ્રગટ થયા પછી ઘણા દિવસ મારા જોવામાં તે ન આવ્યો તેની મને દિલગીરી થાય છે. પરન્તુ જોયા પછી પણ મેં લખ્યું છે તેમાંથી કાંઇ હું પાછું ખેંચી લેવા ઇચ્છતો નથી. મને ખબર આપનારાઓએ કહેલું કે સાચી વાત છૂપાવી દેવામાં આવી હતી. મહાસભા તરફથી તપાસ ન થઇ હોત તો લશ્કરી કાયદાના દિવસોમાં પંજાબ સરકારે જે ઘોર અત્યાચારો કર્યા તે વિષે લોકો શું જાણત? સને ૧૮૫૭ના બળવા વખતે લશ્કરે જે ઘાતકીપણું ચલાવ્યું હતું તે કેઈ અને મૅલીસને બહાર ન પાડ્યું હોત તો કોણ જાણત? આપણા પાડોશીઓને સજા કરવાને વખતોવખત જે ચડાઇઓ લઈ જવામાં આવતી તેની સાચી બીના કોણ જાણે છે? લશ્કરમાં ભરતી કરવાને સમયે પંજાબમાં કેવા રાક્ષસી અત્યાચારો થયા હતા તે બાબત લોકો હજી કાંઇ જ જાણતા નથી એમ કહેવાની સ્થિતિમાં હું છું. મારી પાસે એનો પુરાવો પડેલો છે અને પંજાબ સરકાર આગળ તે મેં રજૂ પણ કર્યો હતો, પરન્તુ લોકો આગળ મેં તે નથી મુક્યો, કારણ જે બાબતો મારા જાણવામાં આવી તેની વિગતવાર તપાસ થયેલ નહિ હોવાથી હું

કરી શક્યો નથી. કેટલીયે બાબતો જેનો સત્તાવાર રીતે ઇનકાર કરવો શક્ય નથી તેવી બાબતોનો ઇનકાર કરવામાં આવ્યો છે. તેથી સરકાર તરફથી બહાર પડેલી સત્તાવાર પરન્તુ એકતરફી રજૂઆત કરતાં આસામના આબરૂદાર લોકોના પુરાવા ઉપર હું ઇરાદાપૂર્વક વધારે વજન રાખું છું.સ્થાનિક સરકારે મારી ફુકી ઉપરની નોંધથી વિરુદ્ધ હકીકત મુકી છે, ત્યાં મારે નછૂટકે મારી નોંધને જ વળગી રહેવું પડે છે. સ્ટેટ્સમૅન પત્રનો ખબરપત્રી ફુકી લોકોને ખરાબમાં ખરાબ વર્ણવે છે. હું તે લોક વિષે જાણતો નથી. હું તેમના તરફથી વકીલાત કરવા પણ ઉઠ્યો નથી. તેમને વર્ણવ્યા છે તેથીયે વધુ ખરાબ તેઓ હોય. પરન્તુ દંડ દેવા ખાતર કરેલી ચડાઈમાં હું જો સેનાપતિ હોઉં તો મને ખબર આપનારાઓએ તે ચડાઇમાં જેવા જુલમ થયેલા વર્ણવ્યા છે તેવા જુલમ હું તો ન જ કરૂં.

## ૬ શ્રી. ત્યાગીનો પત્ર

હું ધારતો હતો કે શ્રી ત્યાગીની બહાદુરી વિષે શંકા ઉઠાવનાર જે લખાણ મેં કરેલું તે સંબન્ધી ચર્ચા હવે ખતમ થઈ. પણ મને શ્રી ત્યાગીનો, કેદી તરીકે મીરત જતાં વાટમાથી લખેલો, પત્ર મળ્યો છે. તેનું ભાષાન્તર વાચનાર પાસે મુકતા મને આનન્દ થાય છે.

" જે 'યંગ ઇન્ડિયા' મા આપે આપના પ્રિય ભાઇ શૌક્તઅલીનો બચાવ કર્યો છે તે હમણા સુધી મારા જોવામા આવ્યું ન હતું સદ્ભાગ્યે હું તે વખતે કેદખાનામાં હતો, તેથી મને એ અંક જરા મોડો મળ્યો મારે વિષે તેમા આપે કાયર અને બાયલા જેવા શબ્દો વાપરેલા મેં જોયા. એવાં વિશેષણો મારા નામ સાથે જોડેલા જોઇને મને કેટલું દુઃખ થયું છે એ હું આપને વર્ણવી શકતો નથી. આપે જે લખ્યુ હશે તે શુદ્ધ હેતુથી જ લખ્યું હશે એમ કહી મનને મનાવવાનો પ્રયત્ન કરૂં છું; પણ આત્મા કેમે કર્યો સન્તોષ પામતો નથી. આપનો અભિપ્રાય એવો લાગે છે કે મને તમાચો મારવામા આવ્યો કે તરત મારે અદાલત બહાર ચાલ્યા જવા માંડવું જોઇતુ હતુ મને કબૂલ છે કે ધારત તો એટલું તો હું કરી શકત. પણ સત્તાના મદમા અન્ધ બનેલો મૅજીસ્ટ્રેટ તેથી વધારે મારપીટ કરત અને તે જોઇને પ્રેક્ષકોએ તેને ત્યા જ પૂરો કર્યો હોત. તેનું ફળ થાત ગોળીબાર એક હું મીજાજ ખોઇ બેસું તેમા મારા સેંકડો ભાઈઓનો ઘાણ વળત. મને રોકી રાખનારૂં જો કંઇ કારણ હોય તો તે આ વિચાર જ હતો. પણ એમ છતા હું કંઇ સાવ હાથ જોડીને તો બેસી રહ્યો ન હતો જ એ બનાવ પછી તરત મેં મૅજીસ્ટ્રેટને એક પત્ર લખેલો તે આપે હજુ જોયો નથી કે શું ? મને માર મરાવ્યા પછી મૅજીસ્ટ્રેટ મને પૂછ્યું કે કંઈ જવાબ રજૂ કરવો છે ? મેં ઘાંટો પાડી કહ્યું કે 'તમારા જેવી અન્યાયી અને બેકાયદા અદાલત પાસે—જ્યાં આરોપી ઉપર હુમલો કરવામા આવે છે એવી અદાલત પાસે—હું એક અક્ષર પણ બોલવા માગતો નથી ' ઉપરના જવાબથી એટલું પણ શું નથી ગમજી શકાતું કે 'તારી ગાય છું' કહેનારો તો હુ ન હતો મેં તે વખતે જે કંઇ કર્યું તે મારા દેશના કલ્યાણને અર્થે કર્યું છે. ને તેનાથી મારો દેશ નારાજ થશે એવો મને ખ્યાલ સરખો આવ્યો ન હતો. તમાચો પડવા છતાં

હાથ પર સંયમ રાખવો કેટલો અઘરો હતો એ હું જ જાણું છું. છતાં આપને હજી લાગતું હોય કે મારી ભૂલ થઈ છે તો મને ક્ષમા કરશો. મારી માતૃભૂમિને મારા કોટિ કોટિ પ્રણામ. વન્દે માતરમ."

શ્રી. ત્યાગીના જે દેશબન્ધુઓ ત્યાં હાજર હતા અને તેમનું વર્તન નજરે જોયું હશે તેમને તો સમજાઇ ચુકેલું જ હતું કે એ માતૃભૂમિના કલ્યાણને અર્થે જ જે કરતા હતા તે કરી રહ્યા હતા. હું તો એક દૂર બેઠે બેઠે ટીકા કરનારો રહ્યો હું જાણી ન શક્યો કે તેમણે પાછળથી પોતાના વર્તનથી મૅજિસ્ટ્રેટને બતાવી દીધું કે એમનું વશ થવું તે શરાનું વશ થવું હતું વસ્તુસ્થિતિથી અજાણ્યો હોવાથી મેં તો મને મળી હતી તેટલી હકીકતનું ફક્ત પૃથક્કરણ કર્યું અને અજાણતાં આ બહાદુર દેશબન્ધુને અન્યાય કર્યો, તે માટે હું તેમની હજારવાર ક્ષમા યાચું છું. જે હકીકતો કે બનાવો ઉપર ટીકા કરું છું તે પસંદ કરવામાં હું કેટલી બધી કાળજી રાખનારો છું એ હું જાણું છું. હું જાણુ છું કે અણઘટતી નિન્દા કે સ્તુતિ કોઇની ન થઇ જાય એ વિષે હું હમેશાં જાગૃત રહેનારો છું. પણ આવા પ્રસંગોથી દિવસે દિવસે મારી વધુ ને વધુ ખાતરી થતી જાય છે કે જે પત્રકાર સાચા સમાચાર જ પ્રગટ કરવાને ઇચ્છે છે, સાચી દિશામાં જ લોકમતને ઘડવા ઇચ્છે છે તેનું કામ ખરે જ અતિશય કઠણ છે.

## અહિંસાપાલન

વાંચનારે અનુમાન કર્યું જ હશે કે શ્રી ત્યાગી પરની નોંધ વિષે વિરોધ બતાવનારા મેં પ્રગટ કર્યા છે તે કરતાં ઘણા વધારે કાગળો મને મળ્યા હોવા જોઇયે ઘણાખરાનો જવાબ ફરીથી મેં જે ખુલાસો કર્યો છે તેમા આવી જ જાય છે પણ વળી પ્રામાણિકતાથી લખનાર એક ભાઇ લખે છે કે મારી ટીકાથી તે પોતે મૂંઝવણમાં પડી ગયા છે. તેવા જ સંજોગોમાં પોતે આવી પડે તો શું કરવું એ તેમને સૂઝતું નથી. હું કબૂલ કરું છું કે સર્વાંગ સંપૂર્ણ એવો એક નિયમ ઘડી કાઢવો મુશ્કેલ છે કાયરતા ને શરાતન, દ્વેષ ને પ્રેમ, અસત્ય ને સત્ય એ બધા હૃદયના ગુણ છે. સદ્‌ગુણને છુપાવવો સહેલો છે, કારણકે પારકાની અંદર રહેલો સદ્‌ગુણ પારખવો એ હમેશા બહુ અઘરૂં કામ છે સૌથી સલામત રસ્તો એ છે કે માણસનાં વચન તેણે કહ્યાં તેવાં સાચાં જ છે એમ માની લેવું. સબળ કારણ ન હોય ત્યા સુધી કોઇના વચન પર શંકા લાવવી નહિ. શ્રી. ત્યાગી વિષે મને અપૂર્ણ માહિતી મળેલી હતી ને તેટલી ઉપરથી મેં ન્યાય અન્યાયનો વિચાર બાંધી લીધો આપણે પોતે શી રીતે વર્તવું એનો સાર નીચેના દૃષ્ટાન્ત ઉપરથી તારવી શકાય પ્રહ્લાદને રામનામ લેવાની મના કરવામાં આવી હતી. મના થઇ તે પહેલા તે શાન્ત રીતે પોતાને રસ્તે ચાલ્યો જતો, પણ મના થઇ ત્યારે તે સામો થયો અને અત્યન્ત ક્રૂર સજા પોતાને માથે વહોરી લીધી, ને બધી સજા હસતે ચહેરે સહી લીધી ડેનિયલ પ્રથમ તો ઘરને ખૂણે પૂજા કરતો, પણ તેને મનાઈ હુકમ કરવામા આવ્યો કે તરત તેણે ઘરના બારણા ઉઘાડાં મેલી દીધા અને જગજાહેર દેવપૂજા કરવા માંડી તેને સાવજની ગુફામા બેધડક ધકેલી દેવામાં આવ્યો હજરત

અલી પોતાના જુલમગાર કરતાં ઘણા જોરાવર હતા. જુલમગાર તેમની ઉપર થુંકયો ત્યારે તેમણે તેનો હાથ ચુમ્યો; બહાદુર અલી જાણતા હતા કે જો તે જુલમગારને સામી દંભ કરશે તો તેમાં ગુસ્સાને વશ થવા જેવું થશે. પણ હું જાણું છું કે આપણે એ જૂના સંત પુરુષોની હારમાં ન જ ઉભા રહી શકીયે. નથી આપણામાં તેમનું વિશુદ્ધ શૌર્ય કે નથી આપણામા તેમનું પાવિત્ર્ય, અને તેથી તેમના જેવી સમ્યક્ દૃષ્ટિ પણ આપણામાં નથી. આપણે ભય કે ક્રોધને જીત્યા નથી. આપણે તો હજુ અહિંસાનું રહસ્ય ઉકેલવાનો ને નિર્ભયતા કેળવવાનો યત્ન કરી રહ્યા છીયે. આપણી અહિંસા તો હજી મેલમાં ભળેલી છે. આપણી અહિંસા ઘણે અંશે દુર્બળની ને કિંચિત્ અંશે સબળની છે. પોતે બળવાન બનવા જતાં ને પોતાના બળનો સાક્ષાત્કાર કરવા જતા જેટલાં જોખમ ખેડવાં પડે તેટલાં ખેડીયે, એ જ આપણે માટે તો સૌથી સલામતીભરેલો રસ્તો છે. એટલે કોઇ મૅજીસ્ટ્રેટ જ્યારે મને તમાચો મારે ત્યારે મારે એવી રીતે વર્તવાનું રહ્યુ કે જેથી મને બીજો તમાચો મળે. એટલું ખરૂં કે પ્રથમના તમાચાને સારૂ હું મારી તરફથી કારણ ન આપું. હું અસભ્ય રીતે વર્ત્યો હોઉં તો માફી માગી લઉં, ઉદ્ધત થયો હોઉં તો નમ્ર બનું, ઝનૂની બન્યો હોઉં તો શાન્ત થઇ જાઉં. અદાલતમાં તો મારે પદ્ધતિસર ને ઉચિત એવી રીતભાત રાખવી જોઇયે. અને રીતભાત ઘડીમાં ઉચિત રાખીયે અને ઘડીમા અનુચિત એમ તો કંઇ બને જ નહિં. અદાલતમા આપણી રીતભાત ત્યારે જ શોભે જ્યારે તે સ્વાભાવિક હોય. અન્તમાં જો આપણે બની શકે તેટલી ઝડપથી બંદર સર કરવું હોય તો આપણે જે કંઇ કરીયે તેમા ભૂલીયે તો પણ અહિંસાના તરફેણમાં જ આપણે ભૂલ કરીયે.

---

તા. ૨૦-૧૧-૧૯૨૧

# લોઢાના ચણા

ગુજરાત સવિનય ભંગની પહેલ કરે એ લોઢાના ચણા ચાવવા કરતા પણ મુશ્કેલ છે. પણ જો એક તાલુકો પણ તેમાથી પાર ઉતરે તો સ્વરાજ હસ્તામલકવત્ છે એમા મને લવલેશ સંદેહ નથી. તેનો અર્થ એ થાય કે એક તાલુકામા સત્યાગ્રહી લશ્કર પેદા થયું. હું કહી ગયો છું કે સત્યાગ્રહી લશ્કરની ભરતીમાં ઓરત મરદ, જુવાન, ઘરડા, લુલાં પાંગળા, દુર્બળ સબળ, હિન્દુ મુસલમાન, પારસી ઇસાઇ યાહુદી, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર, ઢેડ ભંગી—બધા દાખલ થઇ શકે. પ્રહ્લાદ જેવા કોઇ બાળક નીકળી પડે તો તે પણ દાખલ થઇ શકે. ને માબાપ પોતાના બાળકોને પણ ભરતીમા કાઢી શકે. આવો શંભુમેળો છતા એ લશ્કર સામાના લશ્કર કરતાં ઘણું વધારે કામ કરી શકે, ને તેનું ખર્ચ તો હોય જ શું? એ લશ્કરના સિપાહીમાં ગુણ

માત્ર નિર્ભયતાનો હોવો જોઇએ. તેનામાં ભંગવાની શક્તિ હોવી જોઇએ એટલે તે સિપાહીમાં આસ્તિકતા હોવી જોઇએ.

જે બીજા ગુણોની માગણી મેં આ સમયે કરી છે તે હમેશની નથી. તે ગુણો તો આજની પરિસ્થિતિને અંગે આવશ્યક છે.

પણ આમ જોકે લખવે કામ સહેલું લાગે છે છતાં ન સમન્વય ત્યાં લગી અઘરૂં છે. જે તાલુકો બીડું ઝડપે તેનામાં ભારે પરિવર્તન થયેલું હોવું જ જોઇએ. તે તાલુકાના સિપાહીઓ એક ક્ષણ પણ નવરા ન બેસે. તેથી જ્યારે લડત શરૂ થશે ત્યારે પ્રત્યેક સત્યાગ્રહી કે ગૃહિણી યા તો જેલ જવા સારૂ કોઇ જગ્યાએ સવિનય ભંગ કરતાં હશે, અથવા તો સૂતર કાંતતાં હશે, ખાદી વણતાં હશે કે રૂ પીંજતા હશે કે લોઢતાં હશે. કોઇથી એક ક્ષણવાર નવરાં ન જ બેસાય. પછી ભલે તે પૈસાદાર હોય કે ભીખારી. સિપાહીગીરીમાં તવંગરી ગરીબાઇનો ભેદ ન હોય. પંચમ જ્યોર્જ જ્યારે નૌકામાં કામ કરતો હતો ત્યારે તે પણ બીજાની જેમ બોરે ચનો ને દૂધ વિનાનો કાવો તથા ભુંસાવાળી કઠણ રોટી ખાતો. એમ જ હોય.

એટલે જે તાલુકાને તૈયારી કરવી હોય તે તેમજ તૈયાર થયેલ તાલુકો પણ પોતાના તાલુકાના ગામોનુ એકએક પત્રક કરે ને તેમાં નીચેની વિગત ભરે.

૧. ગામનું નામ
૨. મથકની જગાથી તેનુ અન્તર
૩. કુલ વસ્તી. તેમા સ્ત્રી, પુરુષ, સોળ વર્ષની અંદરના બાળકબાળકીઓ, હિન્દુ, મુસલમાન, પારસી, ઇસાઇ, ઢેડ, ભંગીની સંખ્યા
૪. રેંટીયાની સંખ્યા
૫. સાળોની સંખ્યા
૬. પીંજણોની સંખ્યા
૭. કપાસનો જથ્થો
૮. નિશાળ ને તેમાં હાજરીની સંખ્યા
૯. પોલીસની સંખ્યા
૧૦. સરકારી હકુમતની નિશાનીઓ

૧૧. જેલમાં જવાને તૈયાર હોય તેમની સંખ્યા

૧૨. દારૂનાં પીઠાની સંખ્યા

૧૩. સહકારીઓ હોય તો તેમની સંખ્યા

જો આપણે એક લશ્કર બન્યા હોઇયે તો દરેક ગામમાં પ્રજાનો પ્રતિનિધિ ને પ્રજાપંચ હોવાં જોઇયે. દરેક વીસ માણુસની ટુકડી હોવી જોઇયે ને તેમા એક તે ટુકડીનો સરદાર હોવો જોઇયે. એવા સરદારોના વીસની પાછી એક ટુકડી હોવી જોઇયે ને તે વીસમાંથી એક સરદાર નીમાય. બનતા સુધી આમા હિન્દુ, મુસલમાન કે બીજા વાડા ન બંધાવા જોઇયે. રીત તો એ છે કે પડોશીઓમા જ એમ ટુકડીઓ બંધાઇ જવી જોઇયે. જ્યા લોકમત બંધાયો હોય ત્યા આ કામમા જરાયે મુશ્કેલી ન આવવી જોઇયે. લોકમત બંધાયાની આવું સંગઠન એક ભારે નિશાની છે.

જો દરેક ગામમાં સારા કામદારો હોય તો ઉપર જણાવેલું કામ બે દિવસમા વગરમહેનતે બની જાય. આપણાં ગામોની વસ્તી મોટી નથી હોતી ને તેમની સભા સવારમાં ભરીને આ કામ પૂરું કરી શકાય જે તાલુકામા મારે જવાનું હોય ત્યાં હું ઉપર લખી બાબતોની પૂરી માહિતીની આશા રાખવાનો.

આવા નાના કામને મેં 'લોઢાના ચણા' નામ કા આપ્યું ? કેમકે આપણે સિપાઇગીરી ભૂલી ગયા છીયે. આપણે પરમાર્થને ભૂલી ગયા છીયે. નથી નાતના, નથી જાતના કે નથી ભાતના રહ્યા. આપણે કંઇ આપણે સારૂ નથી મરવું. આપણે તો પ્રજાને સારૂ મરવું છે. અને પ્રજાને સારૂ મરતા પહેલા પ્રજા તૈયાર તો થવી જોઇયે, અગર તો તૈયાર કરતા આપણે મરી જઇયે.

ખરે, આપણે ઉદ્યમની ટેવ ભૂલી ગયા છીયે અથવા જે તે ઉદ્યમમા કાળક્ષેપ કરીયે છીયે તેથી આપણુને પ્રજાસુખ કે પ્રજાસંગ્રહનું ભાન નથી. કુટુંબથી આગળ આપણી નજર પહોંચતી જ નથી. આપણો બધાનો ધર્મ તો આપણુને એ જ શીખવે છે કે વ્યક્તિ કુટુંબને સારૂ, કુટુંબ ગામને સારૂ, ગામ તાલુકાને સારૂ, તાલુકો જીલ્લાને સારૂ, જીલ્લો પ્રાન્તને સારૂ, પ્રાન્ત ભારતવર્ષને સારૂ, ને છેવટે ભારતવર્ષ જગતને સારૂ મરવા તૈયાર થાય. આ સ્વદેશાભિમાન સારૂ હું જીવું છું, ને તે પ્રગટ થવા સારૂ મરવું મને જીવવા જેટલું જ પ્રિય લાગે છે. તે વિના જીવવું મૃત્યુ સમાન છે. સંસારમાં જો કંઇ પણ સુખ હોય તો તે પરદુઃખને સારૂ દુઃખી થવામાં ને બીજાને બચાવતા પોતે મરવામાં જ છે. આમ કરનાર સ્હેજે સુખમાં

મ્હાલે છે. આ બધું કરવામાં કંઇ ભારે કામ કરવાની જરૂર નથી. માત્ર હૃદયને પલટાવવાની જરૂર છે; જરા વિચાર કરવાની જરૂર છે. તેમાં વાર ન લાગવી જોઇએ. કેમકે આપણે પડોશીને સારૂ મરવું એ આત્માનો જાતિસ્વભાવ છે.

તૈયાર થએલો તાલુકો જો આ તત્ત્વ સમજી ગયેલ હોય તો લોખંડના ચણા ચાવવા કરતાં જે અઘરૂં લાગે એવું જણાય છે તે મારા જેવા બુઢ્ઢાને સારૂ પકવેલા પોચા ચણા ચાવવાં જેટલા સહેલા લાગે તેના કરતાંયે સહેલું છે.

---

# § વિરોધાભાસ

એક બાઇ નીચેની તીખી ઢબે કેટલાક મુદ્દાના સવાલો પૂછે છેઃ

"જ્યારે ઝુલુ લોકો પોતાની સ્વતન્ત્રતાને માટે તે છીનવી બેઠેલા અંગ્રેજો સામે ઊઠ્યા ત્યારે એ કહેવાયલા બળવાને દાબી દેવામાં તમે બ્રિટિશ સત્તાને મદદ કરી પરદેશી સત્તાની ઘુંસરી ફગાવી દેવા મથવું એ બળવો થયો શું? ફ્રાન્સની જોન ઑફ આર્ક, અમેરિકાનો જ્યોર્જ વૉશિંગ્ટન, આજનો ડી વૅલેરા—બધા બળવાખોર શું? તમે કહેશો ઝુલુ લોકોએ ખૂનામરકીનો માર્ગ લીધેલો. હું કહું છું એ સાધન અનુચિત હતું એમ કહો તોપણ એમનું ધ્યેય નબળું હતું શું? ત્યારે મને આ ગુંચ ઉકેલી આપો.

વળી છેલ્લી લડાઇમા પણ જ્યારે શૂરા જર્મનો અને ઑસ્ટ્રિયનો તેમની સામે મંડાયેલી આખી દુનિયા સામે ઝુઝી રહ્યા હતા ત્યારે પણ તમે એ પ્રજાઓની સામે બ્રિટિશની બાજુએ રહીને લશ્કરભરતી કરવા નીકળેલા. એ પ્રજાઓએ તો હિન્દનુંકંઇયે બગાડ્યું નહોતું. જ્યારે બે જાતિઓ વચ્ચે લડાઇ જાગે ત્યારે તેમાંની કોઇ પણ એકને પક્ષ લેવાના નિર્ણય પર આવતા પહેલા માણસે બન્ને પક્ષનું સાંભળી લેવું જોઇયે. છેલ્લી લડાઇમાં તો આપણી આગળ એક જ બાજુનુ ગાવામા આવતું. અને ગાયાં કરનારી પ્રજા પણ તેની પ્રામાણિકતા કે સત્યવાદીપણા વિષે કંઇ પંકાયેલી નહોતી. સત્યાગ્રહ અને અહિંસાના કાયમના હિમાયતી તમે શા માટે તમે લોકોને તેઓ જે લડાઇના ધર્મી અધર્મી પક્ષ વિષે અંધારામા હતા તેવી લડાઇમા સામ્રાજ્યતૃષ્ણાના કીચડમાં હવાતીઆં મારતી પ્રજાની ભૂખ શમાવવાને સા લડવા લલચાવ્યા? તમે કહેશો, તે વખતે તમને બ્રિટિશ નોકરશાહીમાં શ્રદ્ધા હતી. એક પરદેશી પ્રજા, જેનુ એકેએક કૃત્ય તેણે આપેલાં વચનોનું હડહડતું વિરોધી નીવડ્યું છે તેનામાં શ્રદ્ધા હોવી કોઇ શખ્સને શક્ય છે શું? તો તમારા જેટલા બુદ્ધિમાન પ્રતિભાવાન પુરુષની બાબતમાં તો એવું બને જ કેમ? આ બીજી ગુંચનો પણ મને આપની પાસેથી જવાબ જોઇયે છે.

તા. ૨૦-૧૧-૧૯૨૧

ત્રીજી પણ એક વાત મારે કરવાની છે. આપ અહિંસાવાદી છો. અને આજની સ્થિતિમાં તો ભલે આપણને કદાચ અહિંસાવાદી રહેવું લાજમ હોય, પણ જે દિવસે હિન્દુસ્તાન સ્વતન્ત્ર થશે અને તે દિવસે જો કદી કોઇ પરરાજ્યે આપણા પર હુમલો કર્યો તો શું ત્યારે પણ આપણે હથિયારની આખડછેટ માનશું? તે જ પ્રમાણે રેલવે, તાર અને આગબોટો જે દિવસે આપણા દેશનો માલ પરદેશ ઘસડવાનાં હથિયાર બનતાં બંધ થશે તે દિવસે પણ, શું આપ તેનો બહિષ્કાર કરવા કહેવાના?"

મારા વર્તનમાં પરસ્પરવિરોધ હોવાને લગતી અનેક ટીકાઓ મેં સાંભળી છે તેમજ વાંચી છે, પણ તે જોડે મને એકલાને જ નિસબત હોય છે તેથી ઘણુંખરું હું તેના જવાબ આપવાની ભાંજગડમાં નથી ઉતરતો. પણ ઉપલા ભાઇએ કરેલા સવાલો સામાન્ય સ્વરૂપના હોવાથી જોકે મારે માટે તે નવા નથી તોપણ અહીં તેની ચર્ચા કરવી ઘટે છે.

ઝુલુ બળવા વખતે જ મેં મારી સેવા બ્રિટિશ સલ્તનતને અર્પણ કરી એમ નહિ, પણ તે પહેલાં બોઅર લડાઇ દરમિયાન પણ કરેલી, અને છેલ્લી લડાઇમાં રંગરૂટભરતી માટે હું ફર્યો એટલું જ નહિ, પણ ૧૯૧૪માં લડાઇ જામી તે વેળા જ લંડનમાં મેં જખમી સિપાઇઓને મદદ પહોંચાડનારું 'સેવાપથક' પણ ઉભું કરેલું.

આમ જો મેં પાપ કર્યું છે તો તે ભરપૂર કર્યું છે એ તો નિઃસન્દેહ વાત છે. મેં તો હરવેળાએ સરકારની સેવા બજાવવાનો એકે પ્રસંગ જવા દીધેલો નહિ. એ બધા પ્રસંગોએ બે જ સવાલ મારી સમક્ષ ઉભા થતા. હું તે વેળાએ પોતાને જે સલ્તનતનો શહેરી માનતો તે (૧) શહેરી તરીકે મારો ધર્મ શું હતો અને (૨) એક ચુસ્ત અહિંસાવાદી તરીકે મારો ધર્મ કયો હતો?

આજે હું જાણું છું કે હું સલ્તનતનો શહેરી હતો એ મારી માન્યતા ભૂલભરેલી હતી. પણ ઉપલા ચાર પ્રસંગોની વેળાએ તો પ્રામાણિકપણે જ હું એમ માનતો હતો કે અનેક અન્તરાયો વચ્ચે ચાલવું પડવા છતાં મારો દેશ સ્વતન્ત્રતા તરફ ગતિ કરી રહ્યો હતો અને એકંદરે જોતાં લોકદૃષ્ટિએ પણ સરકાર સાવ ખરાબ નહોતી; તેમ બ્રિટિશ અધિકારીઓ પણ સ્થૂલ અને અતડા છતાં પ્રામાણિક હતા.

આવી મનોદશામાં હું જે હરકોઇ અંગ્રેજ કરે તે જ કરવા નીકળ્યો. સ્વતન્ત્ર કાર્ય ઉપાડી લેવા જેટલી મેં મારી જાતને ડાહી કે કિંમતી ન માની. સલ્તનતના કારભારીઓના નિર્ણયોના કાજી બનવાનું કામ મુને મારું ન લાગ્યું. બોઅર લડાઇ વેળાએ

શું, યુદ્ધ મળવા વખતે શું, અગર તો છેલ્લી લડાઇમાં શું—સલ્તનતના મન્ત્રીઓમાં દુષ્ટબુદ્ધિનું હું આરોપણ નહોતો કરતો. અંગ્રેજ લોકો ખાસ કરીને બૂરા હોવાનું અગર તો ઇતર મનુષ્યોના કરતાં નપાવટ હોવાનું મેં માન્યું નહિ અને હજુયે તેવું માનતો નથી. હું તે વેળાએ પણ તેમને ઉચ્ચ હેતુઓ ધરાવવાને અને ઉચ્ચ કાર્યો કરવાને હરકોઇ પ્રજાના જેટલા જ લાયક અને ભૂલો કરવાને પણ તેટલા જ પાત્ર સમજતો અને હજુ સમજું છું.

તેથી મને લાગ્યું કે સલ્તનતના સંકટની ઘડીમાં એક માણસ તરીકે અને શહેરી તરીકે મારી અલ્પ સેવા અર્પણ કરી એટલે મેં મારો ધર્મ બજાવ્યો. સ્વરાજમાં પણ દરેક દેશવાસી પાસેથી તેના દેશને માટે હું એવા જ વર્તનની આશા રાખું. જો દરેક વેળાએ અને દરેક પ્રસંગે દરેક જણ પોતે જ પોતાનો કાયદો બને અને વીસ-નગરી કાટો લઇને આપણી ભાવિ રાષ્ટ્રીય મહાસભાનું પ્રત્યેક કાર્ય તોળી જોવા બેસે તો મને તો ભારે દુઃખ થાય. હું તો ઘણીખરી બાબતોમાં રાષ્ટ્રના પ્રતિનિધિઓના નિર્ણય આગળ મારો અંગત નિર્ણય જતો કરી રાષ્ટ્રની આજ્ઞા માથે ચડાવું. માત્ર એ પ્રતિનિધિઓને ચુંટી મોકલવામાં હું ખાસ સંભાળ લઉં. હું જાણું છું કે બીજી કોઇ પણ રીતે પ્રજાકીય સરકારની સંસ્થા એક દહાડો પણ ચલાવી જ ન શકાય.

આ મારા તે કાળના વર્તનની મીમાંસા. આજ ?

આજે મારી સામે આખો નકશો ફરી ગયો છે મારી આંખો મને લાગે છે ખુલી ગઇ છે. અનુભવે મને વધુ સમજણ આપી છે. આજે હું ચાલુ રાજ્યતન્ત્રને સદંતર ભમરાળું અને કાં તો સુધારવાના નહિ તો દફનાવવાના જ લાગનું સમજું છું. તેનામાં પોતાની મેળે સુધરવાની કશી જ શક્તિ નથી એ વિષે મને લેશ શંકા નથી રહી. હું માનું છું કે આજે પણ એવા અંગ્રેજ અમલદારો પડયા છે જેઓ પ્રામાણિક છે, પણ તેથી આજે હિન્દુસ્તાનનું કશું વળે તેમ નથી કારણ કે પોતે આટલો કાળ જે ભ્રમણામાં આથડતો હતો તે જ ભ્રમણામાં તેઓ આંધળા છે એમ હું માનું છું. તેથી આજે આ સલ્તનતને મારી કહીને અગર તો પોતાને તેનો શહેરી કહેવડાવીને હું કશું અભિમાન લઇ શકતો નથી. ઉલટું એ સલ્તનતમાં હું કેવળ અન્ત્યજને દરજ્જે છું એ હું દીવા જેવું જોઇ રહ્યો છું તેથી જેમ હિન્દુ કોમનો અન્ત્યજ હિન્દુધર્મ અગર હિન્દુસમાજને શાપ દે તેમ મારે પણ આ સલ્તનતની કાં તો કાયાપલટની નહિ તો તેના સમૂળ નાશની પ્રાર્થના જ કર્યે છૂટકો.

તા૦ ૨૦-૧૧-૧૯૨૧"

બીજો અહિંસાને લગતો મુદ્દો વધારે સૂક્ષ્મ છે. મારી અહિંસાભાવના તો મને સદાકાળ મારી એકેએક પ્રવૃત્તિમાંથી છૂટી જવા પ્રેરે છે, જ્યારે મારો આત્મા જ્યાં સુધી દુનીયામાં એક પણ અન્યાય કે એક પણ દુઃખના તેને અસહાય સાક્ષી થવું પડે છે ત્યાં સુધી સુખી થવાની ના પાડે છે. પણ મારા જેવા દુર્બળ અલ્પ જીવને દુનિયાનું દરેક દુઃખ મટાડવાનું અગર તો દેખું તે દરેક અન્યાયને વિષે મારું હરી છૂટવાનું સંભવતું નથી. આ બે બે ચાળોમાંથી મુક્ત રહેવાનો માર્ગ છે, પણ તે સ્થિતિ બહુ ધીમે ક્રમે અને અનેક વ્યથાઓ પછી પ્રાપ્ત થઇ શકે છે. કાર્યમા પ્રવૃત્ત થવાની ના પાડીને નહિ, પણ સમજપૂર્વક નિષ્કામ રૂપે કાર્ય કર્યા જઇને જ તે મુક્તિ મારે મેળવવી રહી. અને આ લડતનું રહસ્ય જ આત્મતત્ત્વને મુક્ત અને પૂર્ણ સ્વાધીન કરવા સારૂ શરીરતત્ત્વનો સતત યત્ન કરવાના મુદ્દામા રહેલું છે.

વળી હું એક બાજુએ જ્યારે બીજાઓના જેવો જ સામાન્ય સમજણવાળો અહિંસાવાદી ઠહેરી હતો, ત્યારે બાકીના તેવા અહિંસાવાદી ન છતા સરકાર પ્રત્યેના રોષ અને દ્વેષભાવને લીધે જ તેને મદદ કરવાની પોતાની ફરજ બજાવવાની ના પાડનારા હતા. તેમના ઇન્કારના મૂળમા તેમના અજ્ઞાન અને દુર્બળતા હતા. તેમના સાથી તરીકે તેમને સાચે માર્ગે દોરવા એ મારો ધર્મ હતો. તેથી મે તેમની સામે જે તેમની દેખીતી ફરજ હતી તે મુકી, અહિંસાતત્ત્વ સમજાવ્યુ અને પસંદગી કરવા કહ્યુ. તેમણે તે કરી અને મને તેનુ કશુ ન લાગ્યું. આમ અહિંસાની દૃષ્ટિએ પણ મારા કાર્યમા હું પસ્તાવો કરવાપણું નથી જોતો; કારણ સ્વરાજમા જુદા જેઓ હથિયાર બાંધતા હશે તેમને તેમ કરવા અને દેશને ખાતર લડવા કહેતા હું અચકાવાનો નથી.

અને એમા જ લેખકના બીજા પ્રશ્નનો ઉત્તર આવી જાય છે. મારા મનોરથની ઢબના સ્વરાજમા તો હથિયારની કયાયે આવશ્યકતા જ નથી; પણ આજના આ પ્રજાકીય પ્રયત્નમાથી એવું હિન્દસ્વરાજ નીપજાવવાની મારી ધારણા નથી કારણ એક તો એ વસ્તુને તાત્કાળિક ધ્યેયરૂપે ફળીભૂત કરવાને આજનો પ્રયત્ન જ નથી, અને બીજું એ કે એની તૈયારી ઉપર પ્રજાને લઇ જવાને સારૂ ઘટતો વર્તનક્રમ ઘડી આપવાની લાયકાત મારામા હોય એવું હું માનતો નથી. મારામા હજી એટલા બધા વિકાર અને માનવી દુર્બળતાઓ ભર્યા છે કે એવા કાર્યની પ્રેરણા કે શક્તિ હુ અનુભવતો નથી. હું એટલો જ દાવો કરૂં છુ કે મારી દરેક દુર્બળતાને જીતવા હું સતત પ્રયત્નવાન રહું છુ. મને લાગે છે કે ઇન્દ્રિયોનું દમન કરવાની મે ખૂબ

શક્તિ મેળવી છે. છતાં મારાથી પાપ થઇ જ ન શકે, ઇન્દ્રિયો મને પાડી જ ન શકે, એ સ્થિતિએ પહોંચ્યાનું કહેવાની હું હિંમત ન કરૂં. છતાં હું માનું છું કે એ પૂર્ણ અવર્ણનીય નિષ્પાપ અવસ્થા, જ્યાં માણસ પોતાના અન્તરાત્મામાં બીજી સવ વસ્તુઓ અલોપ થઇ કેવળ ઇશ્વરની જ હાજરી અનુભવે છે, એ પામવી દરેક મનુષ્યને સારૂ શક્ય છે. હું કબૂલ કરૂં છું કે એ હજુ ઘણે આઘેની અવસ્થા છે અને તેથી સંપૂર્ણ અહિંસાનો વર્તનક્રમ પ્રજાને ઘડી આપવાને આજે હું અધિકારી નથી.

આ મહાન તત્ત્વની ચર્ચા પછી રેલવે ઇત્યાદિનો સવાલ તો છેક જ ગૌણ થઇ પડે છે. હું પોતે આ સગવડોનો અંગત ઉપયોગ તરછોડતો નથી અને પ્રજા તેનો ઉપયોગ કરતી અટકે એવી મારી અપેક્ષા નથી. સ્વરાજમા એ વસ્તુઓ બંધ થશે એવું પણ હું કશું માનતો નથી. અને છતાં હું એટલી અલબત્ત આશા રાખું છું કે સ્વરાજમાં પ્રજા એવું માનતી અટકે કે આ સગવડોમાં આપણી નૈતિક ઉન્નતિ આગળ વધારવાનો કશો ખાસ ગુણ છે અગર તો આપણી ઐહિક ઉન્નતિને સારૂ પણ તે અનિવાર્ય છે. એ સાધનોનો ખપજોગો જ ઉપયોગ કરવાનું અને હિન્દુસ્તાનનાં પંચોતેર હજારે ગામડા રેલ-તારના જાળાંઓથી સાંધી મેલવાની બળતરા ન રાખવાની હું પ્રજાને સલાહ આપુ ખરો. સ્વતન્ત્રતાની દૃષ્ટથી પ્રજા જ્યારે જરા ટટ્ટાર થશે તે વેળાએ તે જોશે કે આ વસ્તુઓ આપણી પ્રગતિના કરતાં આપણી ગુલામીને સારૂ વધુ સાધનભૂત હોવાથી આપણા રાજ્યકર્તાઓને જરૂરી હતી. પ્રગતિ તો ગોકળ ગાય જેવી છે. એ ખોડંગતી ખોડંગતી કુદકે કુદકે જ આવે; તાર કે રેલથી તેને મોકલી શકાય નહિ.

---

## § નિર્દોષ સામે ગુન્હેગાર

માણસ જ્યારે જાણીબૂજીને પોતે જ કરેલા કાયદા તોડે છે ત્યારે તેવા ભંગથી તે બમણો ગુન્હેગાર બને છે. કારણ તેમ કરવામા એક તો તે પોતાની સામે ગુન્હો કરે છે અને બીજો જે કોઇના સામે ઉપયોગ કરવા સારૂ તે તેમ કરે છે તેની સામે પણ તે ગુન્હો કરે છે. વળી તેમ કરીને તે પોતે તેની સજામાંથી છૂટી જાય છે, (કારણ કાયદો ઘડનારે તેવા ભંગને સારૂ કશી સજા રાખેલી નથી હોતી) એટલું

જે નહિ 'પણું તેવો કાયદાના પાલનમાં રહેલી અગવડમાંથી પણ તે અનાયાસે છૂટી મેળવે છે.

વ્યક્તિની બાબતમાં જે સાચું છે તે જ સમુદાયની બાબતમાં પણ સાચું છે. અત્યારે સારા હિન્દુસ્તાનભર ઠેરઠેર સરકારને હાથે પોતાના જ કાયદાઓના આવા હડહડતા ભંગ સિવાય બીજું શું જોવામાં આવે છે? પીનલ કોડ અને ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમોનો ફાવે તેવો દુરુપયોગ કરવામાં કોઇ પાછું વાળીને જોતું નથી; અને પોતાના તરફથી નીકળતા એવા હુકમો સામે અસહકારીઓ તકરારમાં ઉતરતા નથી એ વાતનો લાભ લઇને સરકારી અમલદારો બેધડકપણે કાયદાના હડહડતા ભંગ કરી રહ્યા છે બુલંદશહરમાં, ચિતાગોંગમાં, આખા સિંધમાં અને મદ્રાસ ઇલાકામાં તો વળી બીજે ક્યાયે નહિ એટલી વ્યવસ્થિત રીતે આપણે આ અનુભવી રહ્યા છીયે. જનાબ યાકુબ હસને સચોટ રીતે બતાવી આપ્યું છે કે તેમની પરહેજી તેમજ સજાથી વાઇસરાય તરફથી અપાયેલા વચનના ધોરણનો ચોખ્ખો ભંગ થયો છે. ખરૂં જોતા તો લૉર્ડ રીડીંગની પ્રતિજ્ઞાના ધોરણથી જ નહિ, પણ તેમની અગાઉ લૉર્ડ ચેમ્સફર્ડે બહાર પાડેલા સરકારી ખરીતાના પ્રત્યક્ષ શબ્દોથી પણ તે સાવ વિરુદ્ધ છે, જેમાં એવી પ્રતિજ્ઞા જાહેર કરવામા આવી હતી કે જ્યાં સુધી અસહકારીઓ ખૂનામરકીથી દૂર રહેશે ત્યાં સુધી દબાણની નીતિ હરગિજ અખત્યાર નહિ કરવામાં આવે.

જનાબ યાકુબ હસને તંજાવરની પરિષદમાં ચુટાઇને આવેલા પ્રતિનિધિઓને પોતાના ભાષણથી ખૂનામરકી કરવા ઉશ્કેર્યા એમ કોઇ કહી શકશે ખરૂં? તેમ એ ભાષણને પરિણામે તંજાવર જીલ્લામાં ક્યાયે ખૂનામરકી થયાનું પણ જણાયું નથી 'દેશભક્તન' પત્રવાળા શ્રી આયરના મુકદ્દમામાં તો મૅજીસ્ટ્રેટે એટલે સુધી કબૂલ કીધું કે ગુન્હેગાર ગણાયેલા લેખમાં ખૂનામરકીના ઉત્તેજનની તો ગંધ સરખી નહોતી, એટલું જ નહિ પણ એમાં ઉલટી અહિંસા માટે વીનવણી હતી! કોઇમ્બતૂરના આગેવાન વકીલ શ્રી રામસ્વામી આયંગારને 'હિન્દુ' પત્ર પર એક જોરદાર કાગળ લખ્યાને સારૂ પકડવામા આવ્યા છે, જોકે એ કાગળમાં ખૂનામરકીનું નામનિશાન નહોતું. અને એ જ પ્રમાણે ડૉ. વરદરાજુલુ અને શ્રી ગોપાળકૃષ્ણય્યાને પણ પકડવામા આવ્યા છે, જોકે એ જાણીતી વાત છે કે તેમનાં ભાષણોમાં ખૂનામરકી તરફ કદી ઇશારાણી નથી હોતી, ઉલટું લોકોને ભારે પજવણી વચ્ચે સુદ્ધા શાન્ત રાખવાના કામ માટે તેઓ પંકાયેલા છે.

આ બધી દમનનીતિ ઉપરથી સરકાર ખૂનામરકી નોતરી રહી છે એવું કોઇ અનુમાન કાઢે તો શી નવાઇ? ઉપર જણાવેલા મુકદ્દમાઓમાંના એક પણ દાખલામાં તેમાં જણાવેલ લેખ કે ભાષણથી ખૂનામરકી થયાનો પુરાવો નથી. આમ સરકાર પોતે જ પોતાના કાયદાનો ગુન્ડાખોરીભર્યો ભંગ કર્યાની દોષી છે. વળી આમાં ખમનાર વ્યક્તિના હાથમાં સરકારની સામે કાયદેસર ઇલાજ પણ કયો રહે છે? જ્યારે કોઇ સરકાર પોતાના નીચ હેતુઓ બર આણવાની ખાતર પોતાના જ કાયદાઓ જોડે વ્યભિચાર આદરે ત્યારે તેની સામે કાયદામાં શિક્ષા કયાંથી જડે?

તેથી જ્યારે કોઇ સરકાર આમ વ્યવસ્થાપૂર્વક કાયદા વગરની બને ત્યારે તેના કાયદાઓનો સવિનય ભંગ એ ધર્મ થઇ પડે છે, અને એ સરકારમાં અગર એના કાયદા રચવામાં જેમનો હિસ્સો નથી હોતો એવા લોકોને માટે તો એ એક જ ઉપાય છે. બીજો પણ ઉપાય છે, અને તે સશસ્ત્ર બળવો કરવાનો. કાયદાનો સવિનય ભંગ એ એવી ખૂનરેજીની અવેજીનો ઉપાય છે, અને તે સંપૂર્ણ, સચોટ અને ખૂનખરાબાથી રહિત છે. વળી એ પણ ઠીક છે કે એવા અન્યાયી અને ગેરકાયદે હુકમોનું પણ પાલન કરીને નમ્રતેદાર સંયમ કેળવીને અને તાલીમ મેળવીને આપણે કાયદાના સવિનય ભંગને સારુ જોઇતું વાતાવરણ ઉત્પન્ન કરીયે છીયે, કારણ તેમ કરીને એક બાજુએ સરકારનો જુલમી સ્વભાવ વધુ ઉઘાડો પડ્યો છે અને બીજી બાજુએ અન્યાયી હુકમોનું પણ અમુક સમય સુધી ઇરાદાપૂર્વક અને આપણા પોતાના બળથી પાલન કરીને આપણે તેના ભંગને માટે લાયક બન્યા છીયે.

વળી એ પણ એટલું જ યોગ્ય છે કે હજુ આજે પણ કાયદાના એવા સવિનય ભંગનું ક્ષેત્ર જેમ બને તેમ મર્યાદિત રાખવામાં આવે છે. આપણે સમજવું જોઇએ કે જેમ કોઇ ભ્રષ્ટ અને પ્રજાનિન્દિત સરકાર સુધરેલા સમાજમાં રોગ સમાન હોઇ એક અસ્વાભાવિક વસ્તુ છે તેમ કાયદાઓનો સવિનય ભંગ એ પણ એક અસામાન્ય સ્થિતિ છે. તેથી જે શહેરીએ રાજ્યના કાયદાઓનું સ્વેચ્છાપૂર્વક પાલન કરવાની બાબતમાં સંપૂર્ણ તાલીમ લીધેલી છે તે જ ખૂજ પ્રસંગો પર ઇરાદાપૂર્વક પણ વિનયપૂર્વક કાયદાઓનો ભંગ કરીને એવા ભંગને માટે થનારી સજા પોતાને માથે વહોરી લેવાનો અધિકારી થઈ શકે. તેથી જે આપણે ઓછામાં ઓછા સમયમાં મોટામાં મોટા પરિણામની આશા રાખતા હોઇયે તો એક બાજુએ એક મર્યાદિત ક્ષેત્રમાં કાયદાનો જોગવરમાં જોરાવર ભંગ ચાલી રહ્યો હોય ત્યારે દેશના બીજા બધા ભાગોમાં આપણે બધા કાયદાઓનું સંપૂર્ણ પાલન કરી બતાવવું

તા૦ ૨૦-૧૧-૧૯૨૧.

રહ્યું કે જેથી પ્રજાની સ્વેચ્છાપૂર્વક કાયદા પાળવાની શક્તિ અને કાયદાના સવિનય ભંગની ખૂબીની સમજણુ સાથેલાંગાં દેખાઇ આવે. ટુંકમાં હિન્દુસ્તાનના કોઇ પણ ભાગમાં જો ઘટતી સત્તા અને પરવાનગી મળ્યા વગર કાયદાના ભંગની સ્હેજ પણ શરૂઆત થશે તો તે આપણા કાર્યને ભારે હાનિ પહોંચાડશે અને કાયદાના સવિનય ભંગના સિદ્ધાન્ત વિષેનું આપણું અક્ષમ્ય અજ્ઞાન સિદ્ધ કરશે.

વળી આ ઝઝુમી રહેલા બળવા સામે સરકાર તો સખતમાં સખત પગલાંઓ લેવા મથશે એ આપણે બરાબર ગણતરીમાં રાખવું જોઇયે. કારણ સરકારની આખી હસ્તી જ એ લડત ઉપર આધાર રાખે છે. નરી આત્મસંરક્ષણની પ્રેરણા પણ એની પાસે છેક મિટાવી દેવા સુધીની દમનનીતિ અખત્યાર કરાવશે. અને જો તે એમાં નિષ્ફળ જશે તો અલબત્ત એ અન્તર્ધાન પામશે. મતલબ કે કાં તો એને પ્રજાની ઇચ્છા આગળ નમતું પડશે અગર તો તૂટી પડવું પડશે. આપણે તો મોટામાં મોટો ભય એટલો જ સાચવવાનો છે કે સરકારની પજવણીથી ઉશ્કેરાઇને સુદ્ધાં કોઇને પણ હાથે ક્યાયે મારફાડ કે ખૂનખરાબો ન થાય. એમ થાય તો તેમાં આપણી અહિંસાની પ્રતિજ્ઞાનો ચોખ્ખો ભંગ તો છે જ; પણ એમ એકવાર જાણીબૂજીને મર્યાદાપૂર્વક જાલિમ જોડે ઝુબેશ માંડીને તેનું સખતમાં સખત દબાણ વહોરી લીધા પછી એવા દબાણ સામે ઉશ્કેરાઇને ઘેલા બનવું એ ગેર છે એટલુંજ નહિ, પણ આપણી મરદાનગીને બટ્ટો લગાડનારૂં છે. કદાચ મને પકડવામાં આવે, આ શાન્ત બળવામાં ભાગ લેનારા બીજા પણ હજારોને પકડવામાં આવે, કેદમાં મોકલવામાં આવે, તેમના ઉપર હરપ્રકારના ત્રાસ ગુજારવામાં આવે, છતાં બાકીના હિન્દુસ્તાને મિજાજ ન ખોવો જોઇયે જ્યારે વખત આવે ત્યારે બાકીનું હિન્દુસ્તાન ભલે જાતે કાયદાનો સવિનય ભંગ આદરે અને ગિરફતારી, જેલ અને જુલમ નોતરે. આપણે કેવળ નિર્દોષોનાં જ બલિદાન લેવાની જાલિમને ફરજ પાડવા માગીયે છીયે. એવાં નિર્દોષ બલિદાન જ ઇશ્વરને દ્વેર રજૂ થશે.

અને તેથી આજ જ્યારે પ્રજા આ મહાન લડત આદરવાની અણી ઉપર છે ત્યારે મારી પ્રત્યેક અસહકારીને ફરીફરીને એની એ વીનવણી છે કે કાયદાના સવિનય ભંગને સારૂ—દિલ્હીના ઠરાવમાં મુકવામાં આવેલી એકેએક શરતનું અક્ષરશઃ પાલન કરીને તે સવિનય ભંગની લાયકાત મેળવે અને ઠેરઠેર અહિંસાનું વાતાવરણ જાળવી શાન્તિની ખોળાધરી આપે. આપણે હાથે અહિંસાનું વ્યક્તિશઃ પાલન થાય એટલેથી જ આપણે સન્તોષ માનવાનો નથી. આપણે તો દાવો કરીયે છીયે કે આખો

દેશ અસહકારી બની ગયો છે, આપણે કહીયે છીયે કે આપણે પ્રજાના તોફાની વર્ગો પણ મારફાડ ન કરી બેસે એટલે દરજ્જે તેમની ઉપર કાબુ મેળવી લીધો છે. આજ આપણે એ દાવાને સાચો કરી બતાવવો રહ્યો છે

---

# સત્ય એટલે શું ?

અંગ્રેજી ધર્મશાસ્ત્રમાં એક કથા છે. તેમા એક ન્યાયાધીશે સવાલ કરેલો 'સત્ય શું છે?' તેનો જવાબ તેને મળ્યો નહિ હિન્દુ ધર્મશાસ્ત્રમાં સત્યને સારૂ હરિશ્ચન્દ્રે સર્વસ્વ દીધુ ને પોતે સ્ત્રીપુત્રાદિ સુદ્ધા ચાંડાળને ત્યા વેચાયો (તે કાળે અસ્પૃશ્યતાની શી સ્થિતિ હશે?) ઇમામ હસન ને હુસેને સત્યને ખાતર પોતાનો જીવ ખોયો.

એમ છતાં પેલા ન્યાયાધીશે પૂછેલા સવાલનો જવાબ નથી મળ્યો હરિશ્ચન્દ્ર પોતે જાણતો હતો તે સત્યને સારૂ ખુવાર થયો ને અમર થયો. ઇમામ હુસેને પોતે જાણ્યું તે સત્યને સારૂ પ્યારો દેહ દીધો પણ હરિશ્ચન્દ્રનુ સત્ય ને ઇમામ હુસેનનુ સત્ય તે આપણું હોય કે ન હોય.

પણ આવા પરિમિત સત્ય ઉપરાન્ત એક શુદ્ધ સત્ય છે જે અખંડ છે, સર્વ વ્યાપક છે પણ તે અવર્ણનીય છે કેમકે સત્ય એ જ પરમેશ્વર છે. અથવા પરમેશ્વર જ સત્ય છે બીજું બધુ મિથ્યા ખોટુ છે એટલે માત્ર પ્રમાણમા જ બીજા બધામા સત્ય હોય તે ખરૂં

તેથી જે સત્યને જાણે છે, મનથી વાચાથી કાયાથી સત્ય જ આચરે છે તે પરમેશ્વરને ઓળખે છે તેથી તે ત્રિકાળદર્શી થાય છે તેને આ દેહે મોક્ષ છે.

એવો એક સત્યાચરણ અસ્વાર્થ જો ડિસેમ્બરની ૩૧મી પહેલા તૈયાર થાય તો સ્વરાજ આજ સામાન્ય સ્થિતિ છે,

આપણામાંના ઘણાખરા સત્યાગ્રહી છીયે, સત્ય આચરવાનો આગ્રહ રાખનારા છીયે અને તે પણ વિનયપૂર્વક જુના સત્યને પહોંચી વળીયે છીયે. આમ વિચારતા સત્યવ્રતનું પાલન એ રૂડુલી વસ્તુ નથી

એક મિત્રે પૂછ્યું, 'તમે સત્યવ્રતનું પાલન કરનાર છો છતા તમે શ્રીયુત દાસના તારનો અર્થ તમારા પક્ષમાં ખેંચી લીધો ને બંગાળના પદરને બદલે પચીસ લાખ

તા-૨૭-૧૧-૧૯૨૧

જાહેર ક્ર્યા તેમાં તમે સૂક્ષ્મ અસત્યનું આચરણ ન કર્યું ?' મેં મારા પ્રશ્નનો અર્થ ખેંચવાનો-પ્રયાસ તો કર્યો જ ન હતો; પોતાને ભાવતો અર્થ કરવાની મને ટેવ નથી. પણ મેં તે તારનો અર્થ કરવામાં ઉતાવળ કરી. એ તાર શતના આર વાગ્યા પછી મળેલો.' આ 'ટંઇ બચાવને ખાતર નથી કહેતો, પણ એમ જણાવવા કે સત્ય તો શ્રણીએ-પણ તેવું ને તેવું જ ઝળકવું જોઇયે, જે ત્રણે કાલે સત્ય જ આચરવા ઇચ્છે છે-તેનાથી એવી ઉતાવળ ન થાય. વળી સત્યાચરણી અજાણ્યે પણ અસત્ય ન વદે, ન આચરે. તે અસત્ય કરવા કે કહેવા અસમર્થ બની જાય છે. એ વ્યાખ્યા પ્રમાણે મેં સત્યનો ભંગ અવશ્ય કર્યો.

મને સન્તોષ એટલો જ છે કે હું સત્યનો આગ્રહ રાખવા સિવાય એ વ્રતને વિષે વધારે દાવો કરતો જ નથી. મારાથી જાણીને અસત્ય ભાષણ થાય જ નહિ. જાણીજોઇને ને તે પણ મારા પૂજ્ય પિતાશ્રીને છેતરવાના એક જ પ્રસંગ સિવાય મારી જીંદગીમાં બીજો પ્રસંગ મને તેવો જૂનો યાદ નથી. સત્ય કહેવું ને કરવું એ મારો સ્વભાવ થઈ પડ્યો છે. પણ જે સત્યને હું પરોક્ષ રીતે ઓળખું છું તે સત્યનું પાલન કરવાનો મારાથી દાવો કરાય તેમ જ નથી મારાથી અજાણપણે પણ અતિશયોક્તિ થઈ જાય, આત્મશ્લાઘા થઈ જાય, કરેલા કાર્યનું વર્ણન કરવામાં રસ આવી જાય, આ બધામાં અસત્યની છાયા છે ને સત્યની કસોટીએ તે ન ચડી શકે. જેનું જીવન સત્યમય છે એ તો શુદ્ધ સ્ફટિકમણિના જેવું હોય. તેની પાસે અસત્ય એક ઘડી પણ ન નભે. સત્યાચરણીને કોઇ છેતરી જ ન શકે, કેમકે તેની પાસે અસત્ય એ અશક્ય હોવું જોઇયે જગતમાં આકરામાં આકરું વ્રત સત્યનું છે લાખો મધ્યે તેમાંથી કોઇક જ એ જ જન્મમાં પાર ઉતરે.

મારી પાસે કોઈ અસત્ય બોલે ત્યારે મને તેની ઉપર ક્રોધ થવાને બદલે મારા પોતાની ઉપર વધારે ચડે છે. કેમકે હું જાણું છુ કે મારામાં હજુ અસત્યનો વાસ ઉંડે ઉંડે પડ્યો જ છે.

સત્ય શબ્દની ઉત્પત્તિ સત્માંથી છે સત્ એટલે હોવું ત્રણે કાળમાં એક જ રૂપે હસ્તી એક માત્ર પરમાત્માની છે એવા સત્યની ભક્તિ કરી તે સત્યને જેણે પોતાની હૃદયમાં સદાને સારૂ વાસ આપ્યો છે તેને શતકોટી નમન હજો. એ સત્યની સેવા કરવા હું મથી રહ્યો છું તેને સારૂ હિમાલયની ટોચ પરથી પડવા જેટલી હિંમત મારામાં છે એમ માનું છું છતાં હું હજુ તેથી બહુ દૂર છુ એનું મને ભાન

છે. જેમ હું નજીક પહોંચતો જાઉં છું તેમ મને મારી અશક્તિનું ભાન વધારે ને વધારે થતું જાય છે ને તેમ મને તે જ્ઞાન નમ્ર બનાવે છે. પોતાનું નજીવાપણું ન જાણવું ને અભિમાન રાખવું એ બનવાજોગ છે. પણ જે જાણે છે તેનો ગર્વ ઉતરી જાય છે. મારો તો ક્યારનોયે ઉતરી ગયો છે. તુલસીદાસે પોતાને શઠની ઉપમા આપી તે હું બરોબર સમજી શકું છું. એ મારગ શૂરાનો છે, કાયરનું ત્યાં કામ નથી. ચોવીસે કલાક જે પ્રયત્ન કરે, ખાતાં, બેસતાં, સૂતાં, કાંતતાં, શૌચ જતાં—દરેક ક્રિયા કરતાં જે કેવળ સત્યનું જ ચિન્તન કરે તે જરૂર સત્યમય બને. અને જ્યારે સત્યનો સૂર્ય હૃદયમાં સંપૂર્ણ પ્રકાશે છે ત્યારે તે છુપો રહેતો નથી. ત્યારે તેને બોલવાપણું કે સમજાવવાપણું રહેતું નથી. અથવા તો તેના બોલમાં એટલું જોર ભરેલું હોય છે, એટલો જીવ ભર્યો હોય છે કે તેની અસર લોકો ઉપર તુરત થાય છે. એવું સત્ય મારામાં નથી. પણ એ માર્ગે વિચરતો હોવાથી જ્યાં ઝાડ જેવું ન હોય ત્યાં એરંડો પ્રધાન હોય એવી મારી દીન દશા છે.

સત્યમાં પ્રેમ હોય સત્યમાં અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય આદિનો સમાવેશ થઇ જાય છે. કેવળ સગવડને ખાતર યમો પાંચ ગણાવ્યા. સત્યને જાણ્યા પછી હિંસા કરે તે સત્યને છોડે. સત્યને જાણ્યા પછી જે વ્યભિચાર કરે તે તો સૂરજ છતાં અંધારાની હસ્તી માન્યા જેવું થયું. આવા શુદ્ધ સત્યનું સંપૂર્ણ પાલન કરનાર એક માણસ પણ આ વર્ષના અન્ત પહેલાં નીકળી પડે તો સ્વરાજ મળે જ. કેમકે તે કહે તે સહુને માનવું જ પડે. સૂરજનો પ્રકાશ કંઇ બતાવવો નથી પડતો. સત્ય સ્વયં-પ્રકાશ છે ને સ્વયંસિદ્ધ છે. એવું સત્યાચરણ આ વિષમ કાળને વિષે કઠિન છે પણ અસક્ય નથી એ હું જાણું છું. એવા સત્યના આગ્રહી આપણે ઘણા થોડેઘણે અંશે પણ થઇયે તો સ્વરાજ મેળવીયે. એવા સત્યના સખત આગ્રહી આપણે થોડા પણ થઇયે તોયે મળે. પણ આપણે સાચા હોવા જોઇયે. સત્યને બદલે સત્યનો ડોળ નહિ ચાલે. ભલે ને રૂપીએ આની હો પણ તે સત્ય જ હોવું જોઇયે. થોડાઘણા સત્યમાં કોઇ પણ ભૂલેચૂકે જાણીજોઇને બોલેલા અસત્યનો સમાવેશ તો ન જ કરે. આ ધર્મયજ્ઞમાં આપણે બધા સત્યનું સેવન કરતા થઇ જઇયે એવી મારી મહત્વાકાંક્ષા છે.

---

ता. २०-११-१९२१

# § આત્મનિરીક્ષણ

અનેક સ્થળોએથી કરુણ ભાષામા લખેલા કાગળો મારા ઉપર આવ્યા છે જેમા મને આજીજી કરવામાં આવી છે કે જો ડિસેમ્બરની આખરે સ્વરાજ ન મળે અને હું પોતે કેદની દીવાલો બહાર હોઉં તો મારે આપઘાત ન કરવો. હું જોઉં છું કે ભાષા એ વિચાર દર્શાવવાનું અધૂરું જ સાધન છે, ખાસ કરીને જ્યારે એ વિચાર પણ કંઈક દુર્બોધ અને અપૂર્ણ હોય છે. ‘નવજીવન’મા પ્રગટ થયેલો મારો લેખ સ્પષ્ટ હતો એમ મને લાગેલું; પણ હું જોઉં છું કે એના ભાષાતરોએ ઘણી જગોએ ગેરસમજ ઉભી કરી છે. અને આમ ભાષાન્તરોની દશા થઇ તેવી જ દશામાથી મૂળ ગુજરાતી લેખ પણ કેટલેક અંશે નથી બચ્યો.

આવી ગેરસમજનું એક તો મોટું કારણ હું એ જોઇ રહ્યો છુ કે મને મનુષ્યત્વ-ની પૂર્ણાવસ્થાએ પહોચેલા પુરુષ તરીકે માનવામા આવે છે જે મિત્રો ભગવદ્-ગીતા પ્રત્યેનો મારો અનુરાગ જાણે છે તેઓએ અનુકૂળ શ્લોકો ટાકી બતાવીને મને જણાવ્યું કે મારી આપઘાત કરવાની ધમકી જે સત્યોને હુ જીવનમા આચરવા મથી રહ્યો છું તેની કેવી વિરોધી છે. મારા આ બધા શુભેચ્છકો ભૂલી જાય છે કે હુ સત્યનો એક વટેમાર્ગુ માત્ર છું, એ સત્યનો માર્ગ મને જડ્યો છે એમ કહુ છું અને તેને શોધી વળવાને હું સતત પ્રયત્ન કરી રહ્યો છું એટલો જ દાવો કરૂં છુ. હું એ કબૂલ કરૂ છુ કે હજુ એ સત્ય મને સાપડ્યું નથી પૂર્ણ સત્ય સાપડવું એટલે આત્મ-સાક્ષાત્કાર કરવો અને પોતાના જીવનનું નિર્માણ સાધવું, એટલે કે પૂર્ણાવસ્થાએ પહોચવું. મારી અપૂર્ણતાઓનું તો મને દુખદ ભાન છે અને એમા જ મારૂ બધું બળ સમાયેલું છે. કારણકે પોતાની અપૂર્ણતા અને પોતાની ત્રુટીઓ જાણવી એ આ દુનિયામા દુર્લભ વસ્તુ છે.

જો હું પૂર્ણતા પ્રાપ્ત કરી ચુક્યો હોત તો મારા પડોશીના દુ:ખ જોઇ અત્યારે હુ જે રીતે દુખી થાઉં છું તેવો દુઃખી થાત નહિ. પૂર્ણ મનુષ્ય તરીકે હું તે ધ્યાનમા લેત, તેનો ઉપાય બતાવત અને મારામાના અજેય સત્યના સામર્થ્ય વડે હુ તે ઉપાયો બીજાઓની પાસે લેવડાવત. પણ હજી તો હુ કાચમાથી જોતો હોઉં તેમ ઝાખું ઝાખુ જ જોઈ શકું છું અને તેથી ધીરજપૂર્વક અને મહેનતભરી રીતોથી મને સૂઝે છે તે વસ્તુ મારે સામાને ગળે ઉતારવી પડે છે

આવી સ્થિતિ હોવાથી આજે મટાડી શકાય તેવા આધિવ્યાધિઓમા દેશ આખાને ડૂબેલો જાણવા છતા અને પ્રત્યક્ષ જગન્નાથની છાયા હેઠળ સુદ્ધા હાડપિંજર

બનેલા હજારો લાખો દેશબાન્ધવોને જોવા છતાં જો હું એ બધાના દુઃખથી દુઃખી ન થાઉં તો મારી માણસાઈ લાજે. એ દુઃખના પુંજમાંથી ધીરેધીરે પહાડો થઈ રહેલ છે એ જ આશા મારી જ્વાહોરી છે. પણ ધારો કે દેશનાં દુઃખો તરફનો—સુખદુઃખ, શીતોષ્ણ વગેરે પ્રત્યેના—મારા બધા વવળાટ છતાં અને રેંટીયાનો જીવનદાયી સન્દેશો દેશના હૈયામાં સ્થાપવાના મારા બધા પ્રયત્નને અન્તે પણ હું, માત્ર દેશના કાન સુધી જ પહોંચું અને હૈયાને ન જ પહોંચી શકું, વળી એમ પણ ધારો કે આ વર્ષની આખરે સુદ્ધાં આખો દેશ રેંટીયાના શાન્ત ચક્રપરિવર્તન દ્વારા સ્વરાજ મેળવવાની શક્યતાને વિષે આજના જેટલો જ અશ્રદ્ધાળુ રહે, એમ પણ માનો કે છેલ્લા બાર મહિના અને તેથી વધુ મુદ્દતનાં બધાં જોશ અને ઉત્સાહ કેવળ જોશ અને ઉત્સાહ જ રહ્યાં છે અને તેમાંથી દેશ સમક્ષ રજૂ થયેલા કાર્યક્રમને વિષે કશી ચોક્કસ શ્રદ્ધા જન્મ નથી પામી એવું જોવામાં આવે, અને અન્તે એ પણ સિદ્ધ થાય કે શાન્તિના સન્દેશાએ અંગ્રેજોના અંતઃકરણ નથી ભેદ્યાં—તો શું મારા તપોબળને વિષે મારે શંકા ન કરવી અને આ લડતની આગેવાની કરવાને મારી જાતને નાલાયક ન ગણવી? સાચને વળગી રહેનારા માણસ તરીકે એ પ્રસંગે મારો શો ધર્મ? શું મારે અતિ દીનપણે મારા માલિકની સામે ઝૂકીને તેને આ નિરુપયોગી ખોળીઉ લઈ લેવા અને મને સેવાનું કોઈ વધુ સારૂં હથિયાર બનાવવાની પ્રાર્થના ન કરવી?

સ્વરાજ રાજપલટામાં અને એની ખરી સત્તા પ્રજાને હાથ આવ્યામાં જ નથી આવી જતું. એ તો બહારનો આકાર માત્ર થયો. હું જે સારવસ્તુની પાછળ ઝૂરી રહ્યો છું એ તો જે સાધનોથી એ મેળવવાનું છે એ સાધનોનો ચોક્કસપણે સ્વીકાર એટલે કે પ્રજાના હૃદયનો પલટો છે. અને મારી ખાતરી છે કે અસ્પૃશ્યતા જેવી ભૂલનો ત્યાગ કરવાને હિન્દુઓને, હિન્દુમુસલમાનને પરસ્પરના વેર ભૂલી જવાને અને દિલની એકતાને પોતાના રાષ્ટ્રીય જીવનનું કાયમનું અંગ માનતા થઈ જવાને, અગર તો હિન્દના આર્થિક ઉકેલને સારૂ રેંટીયો એ એક જ સાર્વત્રિક તરણોપાય છે એ જાણી તેનો દેશ આખાએ સ્વીકાર કરવાને, અને એક માત્ર અહિંસાને જ માર્ગે હિન્દની સ્વતન્ત્રતા સંભવે છે—બીજા કોઈ માર્ગે નહિ એ વાત સૌ કોઈએ માનતા થવાને કંઈ જુગના જુગ વીતવાની જરૂર નથી. ચોક્કસપણે, સમજણપૂર્વક અને સ્વેચ્છાથી દેશને હાથે આ કાર્યક્રમનો સ્વીકાર થાય એટલું પણ આ સારવસ્તુના સ્વીકારની સાબીતી મનાશે. એટલું થયું તો પ્રત્યક્ષ સત્તાનો બદલો બરાબર વાવેલા બીજમાંથી ઝાડ નીપજે એ જ ન્યાયે કદાપિ થયા વગર રહેનાર નથી.

તા. ૨૦-૧૧-૧૯૨૧

આમ વાચક જોશે કે હું જે 'સી પહેલવહેલું પૂનામાં મિત્રો આગળ 'સ્હેજ બોલેલો અને પછી બીજે બીજાઓ આગળ બોલ્યો તે મારી પોતાની અપૂર્ણતા અને ત્રુટીઓની કબૂલાત અને જે મહાન કાર્ય અત્યારની ઘડી પૂરતું હું દોરી રહેલો દેખાઉં છું તેને માટેની મારી અપાત્રતાના ઉદ્‌ગાર ઉપરાંત બીજું કશું નહોતું. મેં કશો નિરાશાવાદ રજૂ નથી કર્યો. ઉલટું આ જ વરસની અંદર હિન્દુસ્તાન હું ઉપર કહી ગયો તે સારવસ્તુ મેળવશે એ વિષે આ લખી રહ્યો છું તે વેળાએ હું જેટલો આશાપૂર્ણ છું તેટલો અગાઉ કદી નહોતો. વળી વહેવારૂ તત્ત્વવાદી તરીકે એ પણ હું કહી ચૂક્યો છું કે જે કાર્ય દોરવાની મારી પોતાની શક્તિને વિષે મને પૂરતો ભરોસો ન હોય એવું કાર્ય ઉપાડવાનો મારે મને પોતાને ઘડીવાર અધિકારી ન ગણવો જોઈએ. નિષ્કામ કર્મ કર્યે જવાના સિદ્ધાન્તમાં પણ એ આવી જ જાય છે કે સત્યની શોધમાં જેટલા અવિશ્રાન્તપણે લાગ્યા રહેવું તેટલી જ દૃઢતાથી જ્યાં પોતાની ભૂલ જણાય ત્યાંથી તત્કાળ પાછા ફરવું અને એવી અપાત્રતા સમજાતાંની સાથે જ દુઃખના લવલેશ વગર એવા કાર્યની આગેવાની છોડવી. મેં તો મારા ઉદ્‌ગારોથી એ અવિનાશીની અંદર મારી ક્ષુદ્ર જાતને ખોઇ નાખવાની અને અનન્તના હાથમાંનો માત્ર માટીનો પીંડો માત્ર બની રહેવાની મારી અતિ પ્રબળ ઇચ્છાની ઝાંખી કરાવેલી કે જે સ્થિતિમાં મારા ક્ષુદ્ર વ્યક્તિત્વના અન્તરાયો ન રહેવાથી સેવા વધુ ચોક્કસ અને નિશ્ચિત ફળદાયી નીવડે.

---

## ગાળ કોને કહેવી ?

સંયુક્ત પ્રાન્તથી એક ભાઇ લખે છેઃ

“આજકાલ જ્યાં જુઓ ત્યાં સરકારને ગાળો સિવાય બીજું કંઈ જ કાને પડતું નથી. જેને જુઓ તેની જીભને ટેરવે સરકારને માટે ગાળોનો અખૂટ જથ્થો તૈયાર. જાલિમ, જંગલી, ક્રૂર ઇ૦ ઇ૦. કેમ જાણે સરકારને ગાળો દેવામાં દરેકે એકબીજા જોડે સરસાઈ માંડી હોય! હકીકતમાં દરેક ભાષણ એવી ગાળોનું અને બદગોઈનું એક એક સ્તોત્ર જ હોય છે. એકે ભાષણ એવા બદગોઈના ઉભરા સિવાય હોતું નથી; અને જોવા જેવું તો એ છે કે આવાં ભાષણોને જ હિત કરનારાં કહેવામાં આવે છે! ટુંકામાં એ જ આજકાલ ચોમેર ચાલ્યું છે અને ગાળો આજકાલની ફેશન થઈ પડી છે!

મને તો આ બધું જોઇ ખરેખર ત્રાસ છૂટે છે. આવા ઉભરા મારે મન તો દુર્બળતાની નિશાની છે. એ વસ્તુ વક્તામાં ખરું કાર્ય કરવાની શક્તિનો ચોખ્ખો દુકાળ સૂચવે છે તેથી

તે પોતાની કંગાળ બોલવાની શક્તિથી એ અભાવ ઢાંકવા મથે છે. મારા કડક અભિપ્રાય મુજબ તો રોષનો એક પણ શબ્દ—સરકાર સામે સુદ્ધાં—આપણા મ્હોંથી ન નીકળવો જોઇયે. આપણે દબાયેલી પ્રજા છીયે અને આપણો ક્રોધ પણ પુણ્યપ્રકોપ છે એ સાચું; પણ શું એ પુણ્યપ્રકોપને ગાળો કાઢીને આપણે શમાવવાના ? એ જ શક્તિનો ઉપયોગી કાર્યમાં વ્યય કરવો આપણને ન ઘટે શું ? ગાળો બોલવામાં વખત વીતાડવો એ તો અલબત્ત ખરું કરવાનું કાર્ય પણ નથી ને દેશસેવા પણ નથી. હિંસા એટલે બીજાનો જાન લેવો એટલું જ માત્ર નથી. મારે હિસાબે તો અપશબ્દ કે ગાળ પણ હિંસા છે. જો એ બરોબર હોય તો આપ સરકારને માટે 'સેતાની' 'રાક્ષસી' 'જંગલી' વગેરે જે વિશેષણો વાપરો છો તેનો હું તો બચાવ કરી શકતો નથી. અને આ વિશેષણો વાપરવાં એ પણ હિંસા છે એ વિષે જો શંકાને સ્થાન નથી તો આપના જેવા અહિંસાના ચુસ્ત હિમાયતીનામાં આવી હિંસા સ્વપ્નામાં પણ કેમ સંભવે ?"

જેઓ પોતાને અસહકારી કહેવડાવે છે તેઓ જેટલે અંશે ગાળો બોલવામાં રોકાય છે તેટલે દરજ્જે તેઓ અલબત્ત હિંસા કરે છે અને પોતાના અહિંસાવ્રતનો ભંગ કરે છે. પણ લેખકના 'હકીકતમાં દરેક ભાષણ એવી ગાળોનું અને બદગોઇનું એક એક સ્તોત્ર જ હોય છે' એ મત જોડે હું મળતો થઇ શકતો નથી. હું આ ભાઇને ખાતરી આપું છું કે અસહકારીઓનાં ભાષણો જો સરકારની સામે કટુ વચનોથી ભરપૂર હોય છે તો તે આપણી પોતાની સામે ઓછાં કટુ વચનોવાળાં નથી હોતાં. વળી તે નિન્દા અને બદગોઇના કરતાં અહિંસા, હિન્દુમુસલમાન ઐક્તા અને સ્વદેશીની તરફેણની દલીલોથી વધુ ભરપૂર હોય છે. અને મારા કથનનો સૌથી સચોટ પુરાવો એ જ છે કે એ ત્રણે બાબતોમાં લોકો તરફથી સુંદર જવાબ મળી રહેલ છે. લોકો ઉપર અસર પડયા વગર તો પ્રજાએ આ બધી પ્રગતિ નથી જ કરી એ દેખીતું છે.

પણ ગાળ એટલે શું એ પણ જરા તપાસી જોવું ઘટે છે. કોષમાં ગાળનો અર્થ અપશબ્દ, ગેરચુકન એવો આવે છે. અપશબ્દ એટલે ખોટો શબ્દ, શબ્દનો અવળો અગર ખોટો ઉપયોગ. એટલે કે જો ચોરને હું ચોર કહું અગર તો લફંગાને લફંગો કહું તો હું એને અપશબ્દ કે ગાળ બોલું છું એમ ન જ કહેવાય. કોઢીઆને કોઇ કોઢીઓ કહે તેમાં તે પોતાનું અપમાન નથી સમજતો. એટલું જ કે માણસ જે વિશેષણ વાપરે તે તેણે ઇરાદાપૂર્વક વાપરેલું હોવું જોઇયે અને તે સાબીત કરી આપવાની તેની તૈયારી હોવી જોઇયે. આ દૃષ્ટિએ જોતાં દરેક દાખલામાં અને દરેક પ્રસંગે વપરાયેલાં વિશેષણોને વખોડી કાઢવા હું અસમર્થ છું. વળી એવા નિન્દાજનક

તા. ૨૦-૧૧-૧૯૨૧

વિશેષણો એ હમેશાં જ વાપરનારની હિંસાવૃત્તિ સૂચવનારાં હોય છે એવો નિયમ નથી. હું જાણું છું કે એવાં વિશેષણો તદ્દન યોગ્ય અને સંપૂર્ણપણે લાગુ પડનારાં હોય તોપણ જેની સામે તે વપરાયાં હોય તેની સામે મારફાડ કરાવવા ખાતર જો તે વાપરવામાં આવ્યાં હોય તો તે હરકોઈ સ્થળે અગર પ્રસંગે હિંસાની નિશાની છે; પણ એ જ યથાર્થ વિશેષણો જ્યારે સામાને એવી નિર્ભર્ત્સના કરીને તેની ટેવમાંથી છોડવવાને ખાતર અગર તો શ્રોતાજનોને એવાં માણસોની સંગત તજવાનું કહેવા ખાતર વાપરવામાં આવ્યાં હોય ત્યારે તેમાં કશુંયે અજુગતું નથી. હિન્દુ ધર્મગ્રંથો દુષ્ટોની એવી નિર્ભર્ત્સનાથી ભરપૂર છે. એવાઓની ઉપર તેમાં નિન્દાના શબ્દોના વરસાદ વરસાવેલ છે તુલસીદાસજી દયાધર્મના મૂર્તિમન્ત અવતાર હતા. પણ તેમણે સુદ્ધાં રામના શત્રુઓને લગતાં જે વિશેષણોથી રામાયણ ભર્યું છે તે વિશેષણોની બાજે જ કોઇ વિશેષણ સરસાઈ કરી શકશે. એમને ઘણાખરા નામ જ એવા આપ્યા છે કે જે પોતે જ એ દુષ્ટોના કોઇ ને કોઇ દુષ્ટ ગુણ સૂચવતાં હોય. અને ઇશુ ખ્રિસ્તે પણ જેમને તેણે 'કાળોતરા સાપ, પાખંડી, અને ધોળી કબરોની ઓલાદ' કહ્યા તેમની ઉપર ઇશ્વરી કોપ ઉતરવાનું શાપવચન ઉચ્ચારતા આંચકો ખાધો શું? બુદ્ધ ભગવાને પણ ધર્મને નામે નિર્દોષ બકરાંઓના ભોગ આપવા નીકળેલાઓને માટે વાપરેલા વિશેષણો મુલાયમ હતાં શું? કુરાન શું, ઝંદ અવસ્તા શું, કોઈ ધર્મગ્રંથ એવા વિશેષણોના ઉપયોગ વિનાનો નથી. એટલું જ કે આમાના એકે સત્પુરુષનો એ વિશેષણો વાપરવામા દુષ્ટ હેતુ નહોતો. તેમને તો માત્ર તેમની સામેની વ્યક્તિઓ અગર વસ્તુઓને યથાર્થરૂપે વર્ણવવી હતી અને તેને માટે તેમને બાધા પણ એટલી જ સચોટ પસંદ કરવી પડી કે આપણને સારા અને નરસા વચ્ચેનો ભેદ તત્કાળ સમજાય.

આટલું કહ્યા પછી લેખકના બાકીના અભિપ્રાય જોડે હું અલબત્ત મળતો છુ કે સરકાર અગર તેના અમલદારોને વર્ણવવામા . અત્યારે આપણે જેટલો સંયમ બતાવશુ તેટલું આપણા લાભનું છે. અત્યારે આપણામા જ એટલો વિકાર અને એટલી બદગોઈ ભરેલા છે કે આપણે હરઘડી કડવી બાણીમાં ન જ ઉતરીયે. અને આ સરકારનો સૌથી સારામાં સારો ઉપયોગ તો આપણે એ કરીયે કે તેની હસ્તી જ સમૂળગી ભૂલી જઇયે અને એનો વેરા પણ સબંધ આપણને પાડનારો છે એમ ગણી એની આબાદછેટ માની આપણા જીવનમાથી એને જેટલી બની શકે તેટલી ખસેડી મેલીયે.

# મારી નોંધ

## નાટકશાળામાં ખાદી

એક ભાઈ સૂચવે છે કે જો મુંબઈ અને બીજાં શહેરોના બધા નાટકશાળાઓ પોશાક માટે માત્ર ખાદી જ દાખલ કરે તો ખાદીની વપરાશ, અત્યારે છે તેના કરતાં વધુ પ્રચલિત થઈ જાય. આ ખ્યાલ ખરેખર સુન્દર છે; પણ એના અમલનો આધાર ઘણે ભાગે નાટક જોવા જનારાઓ ઉપર છે. જો જોવા જનારાઓ ખાદીનો આગ્રહ પકડે તો નાટકોના માલિકો તે દાખલ કરે જ. કારણકે ખરું પૂછાવો તો નાટકોના માલિકોને પોતાને તો લોકોની પસંદગી અને આગ્રહ કંઈ દિશા તરફ છે તે જોવા સિવાય એ બાબતમાં બીજો રસ થોડો જ હોય છે. માટે નાટકશાળાઓમાં ખાદી દાખલ કરી દેવાનો સૌથી સરસ રસ્તો એ છે કે નાટક જોવા જનારા શોખીનોએ ખાદીના પોશાકો માટે જ આગ્રહ ધરવો.

પણ તે સાથે સાથે તેમણે એ પણ તપાસ રાખવી ઘટે કે આમ મહેનત કરીને દાખલ કરાવેલી ખાદીમાં ક્યાંક નકલી ખાદી ઘુસી ન જાય. કારણકે કહેવાતી કળા અને રસને નામે સત્વનો ભોગ બીજાં સ્થળો કરતાં નાટકશાળામાં સૌથી વધુ અપાય છે. હું ધારું છું કે તમાશગીરો વિવિધ રંગ અને ભભકનો આગ્રહ વધુ ધરાવનારા હોય છે, અને ખાદી ઉપર તો વિવિધ પ્રકારના રંગ અને શણગાર ઘણી જ સરળતાથી અને સુંદર રીતે ચડાવી શકાય એ દેખીતું છે. જે જાડા કાપડને આપણે એકમાત્ર લોકપ્રિય વસ્તુ બનાવી દેવી છે તેને આપણે રંગભૂમિને પોશાક ન બનાવી દઈએ તો એ ભૂતસડકામણું નથી જ બનતું. જો નાટકશાળાઓમાં ખાદી મોટા જથ્થામાં દાખલ થઈ જાય તો એનો અર્થ એ જ સમજી લેવો કે પ્રજા પોતાનો ખોટો શોખ બદલી નાખીને સાદાઈ અને કુદરતી સૌન્દર્ય તરફ વળી છે. આજની આપણી નાટકશાળાઓ કંઈ બીજા દેશોની પેઠે આપણી રાષ્ટ્રીય ભાવનાઓ અને નીતિને નાથે એવી નથી જ. તેઓ તો પ્રજાના હલકા શોખો અને અસ્વાભાવિક તથા ઢંગધડા વિનાની પ્રગતિના પ્રતિબિંબરૂપ જ છે. પ્રજાના શોખમાં આજે જે ઝપાટાબંધ ક્રાન્તિ થયે જાય છે તે ધ્યાનમાં લઈને જો કોઈ સાહસિક અને દીર્ઘદર્શી નાટકનો માલિક પોતાના નાટકના સીનસીનેરી અને પોશાકમાં તાત્ત્વિક ફેરફાર કરે તો નાટકના શોખીનો જરૂર તેને વધાવી લે.

## દેશી રાજ્યો

જ્યારે મહાસમિતિએ પરદેશના રાજ્યો સાથેના સંબન્ધની યોજના ઘડી ત્યારે આપણા જ દેશી રાજ્યો સાથેનો સંબંધ કેવો થશે તેની યોજનાની સ્વાભાવિક માગણી થઈ મહાસભાએ નાગપુરની બેઠકમાં પોતાની યોજનાની મુખ્ય મુખ્ય રેખાઓ ઘડી દીધી હતી અને તે એ કે દેશી રાજ્યોના અન્તર્ગત વ્યવહારમાં વચ્ચે ન પડવું. દેશી રાજ્યો પણ આથી વધુ સારી કે સ્પષ્ટ યોજના શી ઇચ્છે ? અને મહાસભાસમિતિ પણ એ ઠરાવની મર્યાદામાં રહીને જ માત્ર યોજના ઘડી શકે. વળી મહાસભાના કાર્યકર્તાઓએ

પણ એ ઠરાવને બરાબર માન આપીને દેશી રાજ્યોમાં અસહકારનો સન્દેશો પહોંચાડવા પ્રયત્ન કર્યો નથી, સિવાય કે તેનાં પ્રજાકીય શુદ્ધિ અને આર્થિક દશાને લગતાં શાશ્વત અંગોને વિષે કે જે અસહકારની પ્રવૃત્તિ ન હોય તેવા કાળમાં પણ પ્રજાને સરખાં જ જરૂરી છે. એ અંગોમાં દારૂની બદી, સ્વદેશી, હિન્દુમુસલમાન ઐક્ય, અહિંસા ને અસ્પૃશ્યતાનો સમાવેશ થાય છે. જ્યાં સુધી દેશી રાજ્યો પોતાની પ્રજાને સારી પેઠે રાખે છે ત્યાં સુધી મહાસભાની એ રાજ્યો તરફ શુભેચ્છા છે જ; પણ જ્યારે તે રાજ્યો પ્રજા સાથે સારો વ્યવહાર ન રાખે ત્યારે પણ લોકમતને કેળવવા ઉપરાંત મહાસભા તેમને વિષે કોઈ પણ પ્રકારનો દાબ કે સખ્તાઇ ન વાપરે. અને તેથી જ પ્રજાકીય છાપાંઓ જરૂર પડયે આકરી ભાષામાં પણ કેટલાંક દેશી રાજ્યોની રૈયતનાં દુઃખોને વિષે ટીકા કરતાં અચકાતાં નથી.

દાખલા તરીકે બિકાનેર રાજ્યમાં શેઠ જમનાલાલજી અને તેમના મંડળ પ્રત્યે તેઓ મજકુર રાજ્યની હદમાં કેવળ સ્વદેશીની પ્રવૃત્તિ કરી રહ્યા હતા તે દરમિયાન ચલાવવામાં આવેલા વર્તન અવિચારી અને નિર્લજ્જ વર્તનને વિષે છાપાંઓમાં વાજબીપણે આકરી ટીકાઓ આવી છે. આમ ઉદાર ધોરણવાળાં દેશી રાજ્યોને તો મહાસભા તરફથી દરેક જાતનું ઉત્તેજન મળવાપણું જ છે, જ્યારે પ્રતિગામી ધોરણનાં રાજ્યોને બહુ બહુ તો પોતાનાં ધોરણ અને પોતાનાં પગલાંઓની આકરી ટીકા સાંભળવી પડવાની. વળી મહાસભા દેશી રાજ્યોની દયામણી સ્થિતિથી પણ અજાણ ન જ હોય. સલ્તનતે પોતાની દુનિયાને ચૂસવાની બાજીમાં તેમને સોગઠાંની પેરે વાપર્યાં છે; વળી તેમની ઉપર વખતોવખત જે ગેરકાયદે અને નીચ દબાણો ચાલે છે તેની સામે થવાને તે સૌથી ઓછાં સમર્થ છે તેથી તેમણે સમજવું જોઇયે કે પ્રજાસામર્થ્યનો વધારો એ તેટલે અંશે એમની પોતાની ઉપરની મેં ઉપર વર્ણવેલી નામોશીભરી અસરનો ઘટાડો છે.

## મહાસભાનાં નતન અંગ

આગામી મહાસભામાં કેટલાંક નવાં દશ્યો જોવા મળશે એવી આશા રખાય છે. તેમાં પ્રથમ તો એ કે જુદા જુદા પ્રાન્તના નામાંકિત પુરુષો રાજકીય વિષયો ઉપરાંત પોતાના ચૂનંદા વિષયો ઉપર ભાષણો આપશે. બીજું એ કે અખિલ ભારતવર્ષમાંથી નોતરેલા સંગીતશાસ્ત્રીઓનો જલસો થશે. આ ગોઠવણ કરવામાં ગાંધર્વ મહાવિદ્યાલયવાળા રા. ખરે રોકાયા છે. મને ખાતરી છે કે આ કામમાં સમસ્ત ભારતવર્ષનો એકે અવાજે પ્રતિધ્વનિ મળશે. જીલ્લા અને પ્રાન્તિક સમિતિના મંત્રીઓ આમાં પોતાથી બનતી મદદ અવશ્ય આપી શકે. કેટલાક કલાધરો તો મહાસભાની સૂચનાઓથી પણ બીનવાકેફ હશે. સૌથી સરસ જાતની હિન્દની સંગીતકળા આજે મદદને અભાવે મૃત્યુવશ છે. હિન્દનાં સાદાં વાજીંત્રો કેવાં ચમત્કારિક સંગીત આપે છે તે આપણે ઓછું જ જાણીયે છીયે ગમે તે કારણે પણ આપણામાં બસ એવું જ ભૂત ભરાઈ બેઠું છે કે જેમાં વધારે ખર્ચ થઇ ન હોય કે જે પશ્ચિમમાંથી આવ્યું ન હોય તેમાં કળા ન હોય, તેની કિંમત નહિ! આગામી જલસો

મહાસભાની ભૂમિ ઉપર કરવામાં આવશે અને લોકોના મનમાંથી એ ભૂત કાઢશે એવી આપણે ઉમેદ રાખીયે. આ જલસાના સાથેસાથે હિન્દમાં બનેલાં વાજીંત્રોનું પ્રદર્શન પણ ભરવામાં આવશે. મને આશા છે કે હિન્દના સંગીતના રસિકો જેમ બને તેમ સત્વર શ્રી ખરે સાથે પત્રવ્યવહાર શરૂ કરશે અને તેમને મદદ આપશે એટલું તો કહેવાની જરૂર જ ન હોય કે જેઓ એ કળામાં પ્રવીણ છે તેવાઓએ જ પોતાનાં નામો મોકલવાં જોઈયે કે જેથી મહાસભાના અધિકારીઓને આમન્ત્રણ મોકલવું સહેલું થઈ પડે.

---

તા. ૨૪-૧૧-૧૯૨૧

# †મુંબઈનો અપયશ

## પત્રિકા ૧લી તા. ૧૮મીની સાંજ

મારા મનોરથોના ધામ મુંબઈની કીર્તિને ગઈ કાલે, એક મેર જ્યારે હું પૂર્ણ વિશ્વાસમા તેના શહેરીઓને જબ્બર પજવણી વચ્ચે તેમણે જાળવેલી શાન્તિને માટે મુબારકબાદી આપી રહ્યો હતો, તે જ વેળાએ બીજી મેર કલંક લાગી રહ્યું હતું. આગલી રાત્રે શાહજાદાના બહિષ્કારને લગતા ચોપાનીઆ દીવાલે ચોડનારા સ્વયંસેવકો અને તેમના નાયકને પકડવામાં આવ્યા. ચોપાનીઆ ફાડી નાખવામાં આવ્યાં. સ્વરાજ સભાની ઑફિસમાં પણ દૈવ જાણે કોણ ઘૂસ્યું અને સીલક પડેલા ચોપાનીઆ, જે હજુ સુધી રાજદ્રોહી ઠરાવવામા આવ્યાં નથી, તે ઉઠાવી જવામા આવ્યાં. શાહજાદાનું આગમન, તેને સારૂ તેના સામૈયાને લગતી ગોઠવણો અને તેને જાહેર સત્કારનું રૂપ આપવા વેડફવામા આવેલો પ્રજાકીય તીજોરીનો પૈસો—આ બધું લોકોને ઓછું અસહ્ય નહોતું અને છતાં મુંબઈ ખામોશ હતું. આથી મને લાગ્યું, મુંબઈને ખરેખર મુબારકબાદી ઘટતી હતી નોકરશાહીના સ્વાર્થી અને બનાવટી સામૈયાને પ્રજાએ સળગાવેલી પરદેશી કપડાની હોળી એ ખરેખરો સચોટ પ્રજાકીય જવાબ હતો એમ મને લાગ્યું.

મને ખબર નહોતી કે એક બાજુ જ્યારે શાહજાદાને શણગારેલા રસ્તા વચ્ચે થઈને લઈ જવામા આવતો હતો અને એક બીજી બાજુએ પ્રજાનું પરદેશી કાપડરૂપી પાપ અગ્નિમા ભસ્મ થતું હતું, ત્યારે શહેરના બીજા ભાગમાં મીલમજૂરો પોતા માલિકોની ઇચ્છાને ગુન્હાખોર વૃત્તિપૂર્વક છાપરે ફેંકીને એકની પાછળ બીજો એમ

તા. ૨૪-૧૧-૧૯૨૧

ટોળે મળીને ટ્રામનાં ઉતારૂઓને કનડતા હતા અને ટ્રામવહેવાર અટકાવી રહ્યા હતા, પરદેશી ટોપી પહેરેલાઓની ટોપીઓ જબરાઇથી ખૂંચવી લઇ રહ્યા હતા અને રસ્તે જતા નિર્દોષ યૂરોપીયનો તરફ પથરા ફેંકી રહ્યા હતા. દિવસ વધતો ગયો તેમ આ ટોળાંઓનો પિત્તો પણ ઉકળતો જ ગયો અને પોતાનું રાજ્ય નિષ્કંટપણે ચાલેલું જોઇ હરખાયલાં ટોળાંઓએ ટ્રામો બાળી, એક મોટર અને કેટલીક દારૂની દુકાનો ભાંગી અને બે દુકાનોને આગ લગાડી !

એક વાગે મને રમખાણની જાણ થઇ. હું મિત્રોને લઇને તોફાનની જગ્યાએ પહોંચ્યો. ત્યાં મેં પારસી બહેનોને -પજવણી થયાની વાત સાંભળી ને હું સમસમી રહ્યો. કેટલીક બહેનો પર હુમલો કરવામાં આવેલો, કેટલીકની સાડીઓ ફાડી તોડી નાખેલી. મને વીંટી વળેલા દોઢ હજારના ટોળામાંથી એકે જણ, મને રોષથી લાલ થઇને મ્રુજને હોડે ઉપલી હકીકત કહેનાર પારસી ગૃહસ્થના શબ્દોનો ઇનકાર કરી શક્યું નહિ. એક આધેડ પારસી ગૃહસ્થે મને કહ્યું, 'આ ટોળાશાહીમાંથી અમને કૃપા કરીને બચાવો ' આ પારસી બહેનો પરના હુમલાની વાત તીરની પેઠે મારા હૈયામાં ભે કાઇ મને મારી પોતાની બહેન દીકરીઓની વિડંબના ટોળાને હાથે થઇ હોય એમ જ થઇ આવ્યું. થોડાક પારસીઓ શાહજાદાના સામૈયામાં ગયા તેમાં શું ? તેમને પોતાને વ્યાજબી જણાયા તે વિચારો ધરાવવાનો પૂરેપૂરો હક હતો. એમની પજવણી થઇ જ કેમ શકે ? સ્વરાજમાં જોરજબરાઇ ન જ હોય. હિન્દુને જબરાઇથી વટલાવનાર ઝનુની મોપલો તો પોતે પુણ્યકૃત્ય કરે છે એમ પણ માને, પણ અસહકારીની ગુન્હાખોરીને તો કશો બચાવ જ નથી.

બે ટાંકી પર પહોંચ્યો ત્યાં પણ એક પીઠું તોડી પાડેલું અને ભૂંડી રીતે જખમી થયેલા બે પોલીસ સીપાઇઓને મેં વવળતા જોયા. તેમને પાવળું પાણી પાવા કોઇ હતું નહિ. હું ગાડીમાંથી ઉતર્યો કે 'મહાત્મા ગાંધીકી જે' પોકારતાં ટોળાંએ મને ઘેરી લીધો. આ શબ્દો મારા કાનને હમેશાં જ કડવા લાગે છે, પણ અત્યારે તો પોતાના બે જખમી ભાઇઓની રજ દરકાર વગર ગાંડી 'જે'નાં ખૂમરાણ મચાવતા એ ટોળાના પોકાર મારા કાનમાં વીંછીના ડંખથી વધુ વેદના કરનારા નીવડ્યા. હું અકળાયો ને તેમને વઢવા માંડ્યું. તેઓ શાન્ત પડ્યા. પેલા જખમીઓને પાણી અપાવ્યું અને તેમને ઇસ્પિતાલમાં પહોંચાડવાની ગોઠવણ કરી હું આગળ ગયો. ત્યાં આગ ભભૂકી રહી હતી. ટોળાએ બે ટ્રામો પેટવી મુકી હતી ! પાછા ફરતાં એક મોટરને પણ મેં બળતી જોઇ. મેં ટોળાને વીખેરાવા વીનવ્યું. તેમણે ખિલાફતે,

પંજાબ અને સ્વરાજના કાર્યને આ ફરીને કેવો ફટકો માર્યો હતો તે સમજાવ્યું અને ગમગીન અન્તઃકરણે હું પાછો ફર્યો.

પાંચને શુમારે થોડાક બહાદુર સિંધી જુવાનો એવી ખબર લાવ્યા કે ભીંડી બજારમાં એક જબરૂં ટોળું પરદેશી ટોપી પહેરેલા દરેક રસ્તે જનારને પજવતું હતું અને ટોપી આપી દેવાની ના પાડનારને સખત માર પણ મારતું હતું. પોતાનો ફેંટો આપી દેવા ના પાડનાર એક બહાદુર બુઢ્ઢા પારસીને એવી જ રીતે ખૂબ માર પડયો. હું અને મૌ. આઝાદ સોબાની ત્યાં પહોંચ્યા ને ટોળાને સમજાવ્યું કે નિર્દોષ માણસોને ઇજા કરીને તેઓ પોતાના દીનનો ઇનકાર કરી રહ્યા હતા. ટોળાએ વિખેરાવાનું વલણ બતાવ્યું. પોલીસ હતી અને અજબ સંયમ ધરી રહી હતી. અમે આગળ ગયા અને થોડીવારે પાછા ફરીયે છીયે તો એક પીઠું હડહડ સળગી રહ્યું છે! બંબાવાળાઓને પણ લોકો ખલેલ કરી રહ્યા હતા. ભલા પંડિત નેકીરામ અને બીજા મિત્રોના પ્રયાસથી પીઠામાંના લોકો સલામતીથી બહાર આવવા પામ્યા.

ટોળામાં એકલા મવાલીઓ કે છોકરાઓ જ હતા એમ પણ નહોતું. એ કંઇ અશિક્ષિત લોકોનું એક દળ ન હતું. બધા મીલકામદારો પણ નહોતા. બધો શંભુમેળો હતો અને કોઇનું માનવા સાંભળવાની તેમની ઇચ્છા કે તૈયારી નહોતી. જાણે એકેએક જણનું ભેજું જ ખસી ગયું હતું ! વળી એ એક ટોળું પણ નહોતું. ટોળેટોળાં એક બીજામા ભળતા હતાં. બધા મળીને કંઇ નહિ તો વીસ હજારનો આશરો હશે. તોફાન અને ભાંગફોડનો જ તેમણે સંકલ્પ કર્યો જણાતો હતો.

મેં સાંભળ્યું કે ગોળીબાર થયા-અને કેટલીક જાનખુવારી પણ થઇ. એમ પણ સાંભળ્યું કે ઍંગ્લો-ઇન્ડિયન લત્તાઓમાં ખાદી પહેરેલા હરકોઇ ઉપર જબ્બર માર પડતો હતો અને તેમનાં ટોપી કે ખાદીના કપડાં ઉતરાવવામાં આવતાં હતાં. મેં સાંભળ્યું કે ઘણાને ગંભીર ઇજા થઈ હતી. હજુ હમણાં જ લોહીલોહાણ થઇ આવેલા ૭ જખમી હિન્દુમુસલમાન ભાઇઓની વચ્ચે હું આ લખી રહ્યો છું. તેમાંના કેટલાકનાં માથાં ભાંગ્યાં છે, એકનું નાકનું હાડકું તૂટી ગયું છે અને એક ગંભીર જખમોથી જીવના જોખમમાં છે. તેઓ મૌ. આઝાદ સોબાની અને મોઆઝમઅલી જોડે ટ્રામો અટકાવતા મીલકામદારોના ટોળાને સમજાવવા પરેલ ગયા હતા. આ કાર્યકર્તાઓ ત્યાં પહોંચવા જ પામ્યા નહિ. રસ્તામાંથી જ લોહીલોહાણ થઈ તેમને પાછાં ફરવું પડયું.

તા. ૨૪-૧૧-૧૯૨૧

આમ લોકસમુદાયને હાથે સત્યાગ્રહ અને કાયદાનો સવિનય ભંગ કરવાની આશાના, હું જોઉં છું ત્યાં સુધી, ફરી એકવાર ચૂરેચૂરા થઇ ગયા છે! લોકસમુદાયને હાથે કાયદાનો ભંગ થવાને જરૂરી શાન્તિનું વાતાવરણ હવે ક્યાં રહ્યું. એકલા બારડોલી તાલુકામાં જ શાન્તિ જળવાઇ રહે એટલું બસ નથી જ. મુંબઇમાં ખૂનામરકી ચાલે અને બારડોલીમાં શાન્તિમય કાયદાનો ભંગ ચાલે એ બન્ને સાથેલાગા કેમ બને? એ અસંભવિત છે. એમ બારડોલીને અને મુંબઇને નોખાં પાડીને જુદાં જુદાં સ્વતન્ત્ર મથકે ન જ સમજી શકાય. એક જ સળંગ પ્રજાસમૂહનાં તે અંગ છે. મલબારથી આપણે આપણને અળગા માની શક્યા, માલેગામને પણ આપણે ગણતરી બહાર રાખી શક્યા. પણ મુંબઇ તે કેમ ગણતરી બહાર રહી શકે?

અસહકારીઓ પણ પોતાના જુમ્માનો ઇનકાર નથી કરી શકતા. આ તોફાનમાં અસહકારીઓ પોતાના શરીરને જબરા જોખમમાં નાખીને પણ ઠેર ઠેર લોકોને શાન્ત પાડવા અને તોફાન અટકાવવા જીવતોડ મહેનત કરી રહ્યા છે અને તેમણે અનેક કિંમતી જાન બચાવ્યા પણ છે. પણ એટલું કાયદાનો સવિનય ભંગ શરૂ કરવાને અગર તો થયું તે તોફાનના જુમ્મામાંથી બચવાને બસ નથી. આપણે શાન્તિનું વાતાવરણ સ્થાપ્યાનો એટલે કે તેમના હાથે ખૂનામરકી ન થવા દેવા જેટલો આપણી અહિંસાથી તેમના પર આપણે કાબુ મેળવ્યાનો દાવો કર્યો છે. એ સ્થિતિમાં જ્યારે આપણી જીત સાબીત થવી જોઇતી હતી તે જ વખતે આપણે હાર્યા છીયે. કારણ કાલનો દિવસ આપણી કસોટીનો હતો. આપણે આપણી પ્રતિજ્ઞાથી શાહજાદાનું કોઇ પણ અંગત અપમાન અગર ઇજાથી રક્ષણ કરવાને બંધાયેલા હતા. અને તેના સત્કારમાં શામેલ થયેલા એક પણ યુરોપીઅનને અગર હિન્દીને જેટલે અંશે અપમાન અગર ઇજા ખમવાં પડ્યાં તેટલે અંશે આપણી પ્રતિજ્ઞાનો અલબત્ત ભંગ થયો છે. આપણને શાહજાદાના સત્કારનો બહિષ્કાર કરવાનો જેટલો હક હતો તેટલો જ એમને તેમાં ભળવાનો હક હતો.

મારી પોતાની જોખમદારીનો પણ મારાથી ઇનકાર થાય તેમ નથી. લોકોમાં બળવાનો જુસ્સો પેદા કરવાને સૌથી વધારેમાં વધારે સાધનભૂત બનનાર શખ્સ હું છું. એ જુસ્સાને કાબુમાં રાખવા અને તાલીમબદ્ધ કરવાને હું પૂરતો શક્તિમાન નથી એમ હું જોઉં છું. આને સારૂ મારે પ્રાયશ્ચિત્ત કરવું રહ્યું. મારે મન તો આ સઝત મૂળથી જ ધાર્મિક છે. ઉપવાસ અને પ્રાર્થનાની અસરમાં મને શ્રદ્ધા છે અને

તેથી હવે પછી સ્વરાજ મળે ત્યાં સુધી દર સોમવારે ૨૪ કલાકનો ઉપવાસ કરવાનો મેં ઠરાવ કર્યો છે.

કારોબારી સમિતિએ પણ આ નવી પરિસ્થિતિ પર વિચાર કરવો પડશે કે આમવર્ગ ઉપર આપણે પૂરેપૂરો કાબૂ મેળવી શકીએ ત્યાં સુધી કાયદાના સવિનય અનાદરને આપણે કશું ઉત્તેજન આપી શકીએ યા નહિ. હું પોતે તો વિચારપૂર્વક એવા અભિપ્રાય ઉપર આવું છું કે હાલ તુરતને માટે લોકસમુદાયને હાથે કાયદાનો સવિનય અનાદર શરૂ કરાવી શકાય એવી આપણી સ્થિતિ નથી. લોકોમાં સંપૂર્ણ શાન્તિનો જુસ્સો ફેલાય નહિ ત્યા સુધી કાયદાના સવિનય અનાદરની લડત સફળતાપૂર્વક ચલાવવાની મારી અશક્તિ મારે કબૂલ કરવી જોઇયે. આ નિર્ણય અને જેવોતેવો દુઃખદાયી નથી. એ મારી અશક્તિનો દુઃખદાયી એકરાર છે. પણ હું જે નથી તેવો બતાવવાના કરતાં જેવો છું તેવો જ મારી જાતને જાહેર કરવામા મારા સરજનહારની નજરમાં હું વધુ સારો ઠરીશ. જો સરકારની વ્યવસ્થિત મારફાડ જોડે મારા છૂટાછેડા હોય તો લોકોને હાથે થનારી અવ્યવસ્થિત મારફાડ જોડે પણ મારે એથી પણ ઓછો સહકાર હોય શકે. જો એવો ઉત્પાત ઇશ્વરને ઘેર મંજૂર હશે તો એ બે ધમસાણ વચ્ચે ચગદાઇ જઇને જ હું સુખી થઇશ.

## પત્રિકા ૨૭ તા. ૧૯મી

મુંબઇનાં નરનારીઓ,

છેલ્લા બે દિવસથી મારૂં અંતર જે રીતે સળગે છે તે હું તમને કેવી રીતે વર્ણવી બતાવું? આ હું સવારના સાડાત્રણ વાગે પૂરી શાન્તિમાં લખી રહ્યો છું. બે કલાકની ઇશ્વરપ્રાર્થના અને ધ્યાન પછી એ મને સાંપડી છે.

જ્યા સુધી મુંબઇના હિન્દુ અને મુસલમાનો, પારસીઓ, ખ્રિસ્તીઓ અને યહુદીઓ જોડે અને અસહકારીઓ સહકારીઓ જોડે સમાધાની ન કરે અને શાંન્તિ ન સ્થાપે ત્યાં સુધી કશો ખોરાક ન લેવાનો અને પાણી સિવાય કશું ન પીવાનો મેં નિશ્ચય કર્યો છે.

છેલ્લા બે દિવસ દરમિયાન જે જાતનું સ્વરાજ મેં મુંબઇમાં નિહાળ્યું તેથી મારાં હાજાં જ ગગડી ગયાં છે. હિન્દુમુસલમાન ઐક્તા તો મુંબઇના પારસી, ખ્રિસ્તી અને યહુદીઓને એક બલા જ થઈ પડી છે. અસહકારીઓના જોરજુલમ તો સહકારીઓના જોરજુલમને ભૂલાવી દે એવા નીવડ્યા છે, કારણ કુળને ટેરવે અહિંસાને રાખીને આપણે આપણી જોડે મળતા ન થનારાઓની ઉપર એવો તો જુલમ ગુજાર્યો છે કે આપણે

આપણા ઇશ્વરના ગુન્હેગાર બન્યા છીયે. કુરાનમાંથી શું, બાઇબલમાંથી શું, ગીતામાંથી શું, અવસ્તામાંથી શું કે તાલમુદમાંથી શું, ગમે તે શાસ્ત્રમાંથી આપણને એક જ ઇશ્વર મળે એમ છે, અને એ સત્ય અને પ્રેમનો પ્રભુ છે. આ મારી શ્રદ્ધાને સાકાર ન કરી શકું તો જીવવામાં મને કશો રસ નથી. અંગ્રેજને શું કે બીજા કોઇને શું, કોઇને જ ધિક્કારવા હું અસમર્થ છું. અંગ્રેજે સ્થાપેલી અનેક સંસ્થાઓ સામે—અને ખાસ કરીને તેણે આ દેશમા સ્થાપેલા રાજ્યતન્ત્ર સામે—બોલવામાં ને લખવામા મેં કચાશ નથી રાખી. જો હું જીવતો રહીશ તો ભવિષ્યમાં પણ તેમ કરવું ચાલુ રાખીશ પણ સંસ્થા કે તન્ત્ર સામેનો મારો વિરોધ અને વ્યક્તિ તરીકે અંગ્રેજ લોકો, એ બે વચ્ચેનો તફાવત આપણને સમજાવો જ જોઇયે મારો ધર્મ મને એ જ શીખવે છે કે મારા પોતાની ઉપર હું જેટલો પ્રેમ કરૂં તેટલો જ અંગ્રેજ ઉપર પણ કરૂં, અને આવે પ્રસગે એ સાબીત કરી આપવા હું ન મથું તો મારા માલિક પ્રત્યે હું બેવફા નીવડયો ગણાઉં.

અને પારસીઓ? તેમને વિષે હું જે જે કંઇ કહી ગયો છું તે અક્ષરેઅક્ષર વિચારપૂર્વક જ બોલેલો છું. જો હિન્દુમુસલમાન પોતાના પ્રાણ ખરચીને પણ તેમનુ અને તેમની ઇજ્જતનું રક્ષણ ન કરે તો તેઓ સ્વતન્ત્રતાને લાયક નથી. પારસીઓએ તો હજુ હમણાં જ તેમની ઉદારતા અને મિત્રાચારીની સાબીતી આપી છે. મુસલમાનો તો ખાસ કરીને એમના આભારી છે, કારણ પારસીઓએ ખિલાફત ફંડોમાં જે આપ્યું છે તે તેમની સંખ્યા જોતા ખુદ મુસલમાનોના કરતા પણ વધી જાય એમ છે. જો હિન્દુમુસલમાન પોતે કર્યાનો ભરપૂર અને સ્વેચ્છાપૂર્વક પશ્ચાત્તાપ ન કરે તો ૧૭ મી તારીખે જે પારસી સ્ત્રીપુરુષોને મેં જોયાં તેમના આજીજીભરી દૃષ્ટિ જોડે હું કઇ રીતે ફરી મીટ માડી શકું?

તેમ ભાઇ ગૉર્ડનને પણ, જો હિન્દી ખ્રિસ્તીઓનું આપણે આપણા ભાઇબહેનોની પેઠે જ રક્ષણ કરવાને બંધાયેલા છીયે તેમને નુકશાનની ભરપાઇ આપણે નહિ કરી આપી હોય તો, જ્યારે તેઓ પૂર્વ આફ્રિકાથી પાછા ફરશે ત્યારે શું મોઢું લઇને હું મળવાનો? એમણે પોતાના બચાવની ખાતર અગર તો થયેલાનું વેર લેવા આપણી સગે શું શું કર્યું એનો વિચાર તો આપણે ન જ કરીયે.

તમે જોશો કે જે થોડાં સ્ત્રીપુરષો ખાસ કરીને મેં પેદા કરેલા જુસ્સાના આમ ભોગ થઇ ડ્યા તેમની મારે પૂરેપૂરી ભરપાઇ કરવી રહી. દરેક હિન્દુને અને દરેક મુસલમાનને પણ હું એ જ પ્રમાણે કરવા વિનવું. પણ દરેક જણને હું મારી પેઠે

અપવાસ કરવા નથી કહેતો. અપવાસ તો જ્યારે પ્રાર્થનાને પરિણામે અને આત્માની પ્રેરણાએ આવે છે ત્યારે જ તે યોગ્ય છે. દરેક હિન્દુ અને મુસલમાનને હું પોતપોતાને ઘેર જવાને અને ખરા દિલથી ઇશ્વરની માફી માગવા અને ઇજા પામેલી કોમો જોડે ફરી એખલાસ કરવા વીનવું છું.

મારા સાથીઓને મારી વિનન્તિ છે કે તેમણે મારી તરફ દિલસોજી દેખાડવા પાછળ એક શબ્દ પણ વેડફવાની લેશમાત્ર જરૂર નથી. મને એની સહાનુભૂતિની જરૂર નથી; એને હું લાયક પણ નથી. મારી તેમને એટલી જ વિનન્તિ છે કે તેઓ હરપ્રયત્ને તોફાની લોકો ઉપર કાબુ મેળવવાના પ્રયત્નમાં રોકાય. સાચે જ આ ખરેખરી ખાંડાની ધાર જેવી લડત છે. એમાં જૂઠ કે પ્રપંચને લગીરે અવકાશ નથી. તેથી આપણે આપણી લડતમાં એક પણ ડગલું આગળ વધીયે તે પહેલાં આપણાં દિલ સાફ કર્યે જ છૂટકો છે.

મારા મુસલમાન ભાઇઓને મારે ખાસ એક શબ્દ કહેવાનો રહે છે. ખિલાફતને એક પવિત્ર લડત સમજીને જ હું તેમાં ઉતર્યો છું. હિન્દુમુસલમાન એકતાને સારૂ હું મથ્યો છું, કારણ હું માનું છું કે એવી એકતા વગર હિન્દુસ્તાન સ્વતન્ત્ર રહી શકે નહિ, અને જો બન્ને કોમો એકબીજીને પોતાના દુશ્મન માન્યાં કરે તો બન્ને પોતાના ઇશ્વરને બેવફા નીવડે. મેં અલી ભાઇઓને ખોળે માથું મુકયું છે, કારણ હું તેમને સચ્ચા, ઇમાની અને ખુદાથી ડરીને ચાલનારા માનું છું. તેથી છેલ્લા બે દિવસની ખૂનામરકીમાં મારી જાણ મુજબ મુસલમાનોનો સૌથી વધુ ભાગ જોઇને મારા દર્દનો પાર રહ્યો નથી. દરેક મુસલમાન કાર્યકર્તાને હું પ્રસંગ ઓળખવા અને પોતાના મજહબ પ્રત્યેની પોતાની ફરજ સમજી હર પ્રયત્ને આ રમખાણ અટકાવવા વીનવું છું.

ઇશ્વર આપણામાંના દરેકને ચાહે તે ભોગે પણ સત્ય જ આચરવાનું ડહાપણ અને હિંમત આપો.

તમારો સેવક

મોહનદાસ કરમચંદ ગાંધી

## પત્રિકા ૩જી તા. ૨૦મી

**મુંબઇના મવાલીઓને,**

હું તો એમ માની બેઠો હતો કે આટલા વખતમાં અસહકારીઓની અસર તમારી ઉપર પડી ચૂકી હશે. ધાર્મિક દૃષ્ટિએ અહિંસાપાલનની જરૂર તમે ન સમજ્યા

તા. ૨૪-૧૧-૧૯૨૧

હો તોપણ એટલું તો તમારે ગળે ઉતર્યું જ હશે કે અત્યારનો રાજદ્વારી મામલો જોતાં હિંસા કરતાં અહિંસાનો માર્ગ વધારે ડહાપણભરેલો છે. પણ એમ માની બેસવામાં મેં ભયાનક થાપ ખાધી એમ જોઇ રહ્યો છું. મેં ધારી લીધું કે આપણા દેશનું ભલું શામાં છે એ હવે તમે સમજી ગયા છો, એટલે તમારા ગુસ્સાના ઉભરાને પૂરપાટ છૂટો મુકી દઇને અને ચાલતી લડતમાં વિઘ્ન આણીને એને તમે કારી ધટકો નહિ મારો. પણ તમે તો લોકજાગૃતિની જ તક સાધીને લૂંટફાટ ને મારફાડની તમારી ભૂખ ભાગવા વળગી ગયા, નીચમાં નીચ હેવાનિયતભરેલી તમારી વૃત્તિઓને સંતોષવા લાગી ગયા. એ દેખીને મારે કાળજે ઉભો ચીરો પડ્યો છે. તમે પોતે હિન્દુ હોવાનું અભિમાન ધરતા હો કે મુસલમાન, પારસી, ખ્રિસ્તી કે યહુદી હોવાનું અભિમાન ધરતા હો, પણ તમે તો તમારા પોતાના ધર્મનાં તત્ત્વોને પણ છાપરે મેલ્યાં છે એ ખુલ્લું છે.

હું જાણું છું કે કેટલાક મિત્રો મારી ઉપર હું મનુષ્યસ્વભાવ પારખી જાણતો નથી એવો આરોપ મુકશે. એ આરોપ મને સાચો લાગતો હોત તો હું મારો ગુન્હો કબૂલ કરીને મનુષ્યનો સમાજ ત્યાગી ગયો હોત ને મનુષ્યસ્વભાવનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જ સમાજમાં પાછો આવ્યો હોત. પણ હું જાણું છું, કે દક્ષિણ આફ્રિકામાં હિન્દી મવાલીઓને પણ કાબુમાં રાખતાં મને બહુ મુસીબત પડી ન હતી. હું તેમને સાચવી શક્યો, કેમકે હું દરેક જણની પાસે પહોંચી શકતો. જેમને રૂબરૂમાં ન પહોંચી શકતો તેમને મારા સાથીઓની મારફત પહોંચવામાં હું ફાવ્યો હતો. તમારી બાબતમાં હું જોઉં છું કે અમે તમને પહોંચી જ શક્યા નથી. હું નથી માનતો કે ધર્મનો અને દેશનો સાદ સાંભળવા છતાં તેને જવાબ દેવાની તમારામાં વૃત્તિ નથી.

હવે જુઓ તમે શું કરી બેઠા છો તે! હિન્દુ અને મુસલમાન તોફાનીઓએ પારસીઓનાં પવિત્ર મન્દિરોની પવિત્રતા લૂંટી અને પોતાનાં મન્દિરો કે મસીદોને પારસી મવાલીઓના કોપની ઝાળોના ભક્ષ થવા પોતાને હાથે જોખમમાં મુક્યાં. આનું પરિણામ એ થયું કે પારસી તોફાનીઓ ઓછા ગુન્હેગાર ઠર્યા. હિન્દુ અને મુસલમાન મવાલીઓએ જંગલી અનાડીઓની જેમ દાદાગીરી ચલાવીને કેટલાક પારસી અને ખ્રિસ્તીઓનાં પરદેશી કપડાં ઉતરાવ્યાં. તેમણે એ વિચાર ન કર્યો કે તેમના પોતાના લોકોમાં હિન્દુઓ અને મુસલમાનોમાં બધાયે, અરે મોટા ભાગે પણ, હજુ પરદેશી કપડાં પહેરનાં પાપ માનીને તેને ત્યાગ્યાં નથી. હવે તો પારસી ને ખ્રિસ્તી તોફાનીઓએ સામી હિન્દુ ને મુસલમાનની ખાદી ઉતરાવવા માંડી છે.

આમ આપણે બધા પાપના ચકરાવામાં ફરતા થઇ ગયા છીયે, અને આપણે દર્મે હિન્દમાતા પીડાઇ રહી છે.

તમને ઠપકો આપવા સારૂ હું આ નથી લખતો. પણ આ કાગળથી હું તમને જાગૃત કરૂં છું ને અમારા અપરાધનો પણ એકરાર કરૂં છું કે અમે આટલા દિવસ તમારી સામુ સરખું ન જોયું. હું એક રીતે પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છુ. ભાઇ આઝાદ સોબાની, જયકર, જમનાદાસ મહેતા, સાઠે, મોઆઝમઅલી વગેરે ભાઇઓ આ કમનસીબ ભડકાને દાબુમાં લેવાને જીવને જોખમે મથી રહ્યા છે. શ્રીમતી સરોજિની નાઇડુ તમને સમજાવીને, આજીજી કરીને શાન્ત પાડવા તમારા ટોળામા દાખલ થયા. તમારી અંદર અમારે કરવાનું જે કાર્ય તે હજુ હવે જ શરૂ થયું છે. વેર વાળવાના તમારા ઘેલછાભર્યા તોફાન શું તમે હજુ નહિ થોભાવો અને અમારૂં કાર્ય કરવાની અમને તક નહિ દો? હિન્દુમુસલમાનોએ પારસી અને ખ્રિસ્તીઓ સામે ફેરનો લેતા શરમાવું જોઇએ. વળી પારસીઓ અને ખ્રિસ્તીઓએ પણ સમજવું જોઇયે કે હિન્દુ-મુસલમાનના ઝનુન સાથે પશુબળથી બાથ ભીડવા મથવું એ આપઘાત સમાન છે. તેમ કરવા જતા તેમને પરદેશી સરકારનુ શરણુ સ્વીકારવું પડે છે, એટલે કે પોતાની સ્વતન્ત્રતા વેચવી પડે છે. તારામા સારો રસ્તો તો એ જ છે કે સહુ એક જ હિન્દમાતાની પ્રજા છે એ તેઓ અન્તરથી સમજે ને શ્રદ્ધા રાખે કે સમજુ હિન્દુ-મુસલમાનોએ તેમના લાભ સંભાળતા પહેલા નાની નાની કોમોના લાભ સંભાળવા જોઇયે અને તેમ તેઓ સંભાળશે. મુંબઇએ તો આજે એ જ સવાલ ઉકેલવાનો રહ્યો છે: નાની કોમોને સંપૂર્ણ રક્ષણ મળવું જ જોઇયે અને તોફાની વર્ગ ઉપર કાબુ મેળવવો જ જોઇયે મને ઉમેદ છે કે તમે મુંબઇના મવાલીઓ તમારા હાથ અટકાવશો અને જે સ્વયંસેવકો તમારી સેવા કરવા ઇચ્છે છે તેમને સેવા કરવાની તક આપશો. ઇશ્વર તમારી વહારે ચડો.

તમારો હિતેચ્છુ

મોહનદાસ કરમચંદ ગાંધી

---

## † સાથીઓને—

આ છેલ્લા દિવસો આપણે માટે અહિંસાની કસોટીના નીવડયા છે, અને ઇશ્વરનો આભાર માનીયે કે આપણામાના કેટલાક તેમા કાચા નીવડયા નથી. મારી આસપાસ સૂતેલા જખમીઓ અને જેમના મુડદાં પડયાનું મેં સત્તાવાર શખ્સો પાસેથી સાંભળ્યું એ બધા આપણી વફાદારીનો પૂરો પૂરાવો છે.

તા. ૨૪-૧૧-૧૯૨૧

કેટલાક કામદારોએ શાન્તિ રાખવાની અગર તો પોતાના ઘેલા બનેલા દેશબન્ધુઓને તેમના કોપમાંથી ઠંડા પાડવાની જહેમતમાં પોતાની જીંદગીઓ ગુમાવી છે, હાથ-પગ આપ્યા છે અગર તો માર સહન કર્યો છે. આ મરણો અને શારીરિક ઇજા બતાવે છે કે આપણા અનેક દેશબાન્ધવો અવળે માર્ગે ચડી ગયા છતાં પણ આપણા-માંના થોડાઘણા પણ આપણા ધ્યેયને ખાતર પ્રાણ અર્પવા તૈયાર છે. જો આપણામાંના સૌ કોઇએ અહિંસાનું રહસ્ય હૃદયંગમ કર્યું હોત, અગર તો થોડાઓએ કર્યું હોત અને બીજા નિરપક્ષી રહ્યા હોત તો કશું ખૂન રેડાત નહિ. પણ તેમ થવું સરજ્યું નહોતું. આ સ્થિતિમાં કોઇ ને કોઇએ તો સ્વેચ્છાથી પોતાનું લોહી આપવું રહ્યું કે જેને પ્રતાપે શાન્તિમય વાતાવરણ પ્રવર્તે. કારણ જ્યાં સુધી ખૂનામરકી કરી બેસે એટલા દુર્બળ લોકો આપણી વચ્ચે પડેલા છે ત્યા સુધી બીજા પણ કેટલાક એવા નિર્બળ નીકળવાના જ, કે જે એવી ખૂનામરકીમા વધુ પાવરધા અને વધુ સાધનવાળા લોકોની મદદ શોધવાના. તેથી જ તો આ તોફાનમાં પારસીઓએ અને ખ્રિસ્તીઓએ સરકારની મદદ શોધી અને તે તેમને મળી. તે એટલે સુધી કે સરકારે આ તોફાનમાં છડેચોક પક્ષ લીધો અને ઉપલી કોમોના લોકોને હથિયાર વગેરેની મદદ આપીને સામું વેર વાળવાનાં તોફાનો કરવામા ઉત્તેજન આપ્યુ. આમ જેઓ મૂળમાં પહેલાં જ તોફાન શરૂ કરવાના ગુન્હેગાર હતા તેવાઓ જ્યારે પારસી અને યહુદીઓના કોપના શિકાર થઇ પડવા લાગ્યા ત્યારે તેમાના એકને બચાવવાની સર-કારે રજ પણ દરકાર કરી નહિ. આમ સરકાર શાન્તિ જાળવવાને સારૂ નહિ પણ ઇજા પામતા તોફાનને ચડેલા પોતાના મળતીઆઓના તોફાન ચાલુ રખાવવાને સારૂ ખૂનામરકી કરતી ઉઘાડી પડી છે. ખ્રિસ્તીઓ સકારણ ગુસ્સે થએલા એ ખરૂં, પણ જ્યારે તેમણે નિર્દોષ માણસોની સફેદ ટોપીઓ ઝુંટવી લેવા માડી અને તે આપનારી ના પાડનારાઓને તંગ કરવા માંડયા, અગર તો જ્યારે પારસીઓએ કેટલાક લોકોને સામાસામી મારામારીમાં નહિ પણ કશા હુમલા વગર, કેવળ પેલાઓ હિન્દુ, મુસલ-માન અગર તો અસહકારીઓ હતા એટલા જ કારણસર મારવા માંડ્યા અગર તો ગોળીઓથી વીંધવા માડ્યા, ત્યારે સરકારી પોલીસ અને લશ્કર નિર્લજ્જ બેપરવાઇ-પૂર્વક ઉભું ઉભું જોઇ રહ્યું હતું. પારસીઓ અને ખ્રિસ્તીઓનો રોષ તો ઘડીભર સમજી પણ શકાય, પણ પોલીસ અને લશ્કરે આમ છડેચોક પક્ષ લઇને ચલાવેલા ગુન્હાખોર વર્તનનો નો કોઇ રીતે બચાવ જડી શકે તેમ નથી.

તેથી અસહકારી કાર્યકર્તાઓને ગાળે તો સરકારના, પારસીઓના, ખ્રિસ્તીઓના, યહુદીઓના અને બીજા જે જે કોઇ હિન્દુમુસલમાન જાતે અસહકારી ન છતાં અસહ-

કારીઓની તરફની સહાનુભૂતિને ખાતર પારસી, ખ્રિસ્તી કે યહુદીઓને મારફાડ કરવા નીકળી પડશે તે તે બધાના ઘા ખાવાપણું જ રહ્યું છે. આ એક જ માર્ગ ખૂનામરકીનાં તત્ત્વોને થીજવી દેવાનો આપણી સામે ખુલ્લો છે. તાત્કાલિક સ્વરાજનો માર્ગ, મારફાડનાં તત્ત્વો ઉપર વધુ જબરૂં જોરજબરાઇનું બળ દાખવીને નહિ પણ નૈતિક અસર પાડીને કાબુ મેળવવામાં જ રહેલો છે. કારણ એ તો આપણને દીવા જેવું સ્પષ્ટ દેખાવું જોઇયે કે પશુબળના માર્ગ અને સાધન સરંજામમાં સરસાઇ કરી બતાવીને આ સરકારને હંફાવવાની વાત તો આપણે માટે અસંભવિત વસ્તુ છે.

કેટલાક માને છે કે થયું તે ખૂરૂં થયું, પણ આખરે તો બરાબર ૧૭મી તારીખે જ આવાં રમખાણો ફાટી નીકળવામાં શાહજાદાના સત્કાર સામે પ્રજાનો તીવ્ર રોષ જે રીતે જાહેર થયો તેટલી અસરકારક રીતે બીજી કોઇ રીતે ભાગ્યે જ થાત. આ દલીલ જેટલું અજ્ઞાન તેટલી જ દુર્બળતા સુચવનારી છે. અજ્ઞાન એ કે આપણી નેમ શાહજાદાના સત્કારને નુકસાન પહોંચાડવાની હતી જ નહિ; અને દુર્બળતા એ કે આપણામાં જો કંઇ બળ છે તો તેના જ્ઞાનથી સન્તુષ્ટ રહેવું છોડી તેની જાહેરાત કરવા પાછળ હજુયે આપણે ટૂટી મરીયે છીયે. હું પ્રત્યેક કાર્યકર્તાને કઇ રીતે સમજાવું કે ખિલાફત, પંજાબ અને સ્વરાજને લગતા આપણા ત્રિવિધ કાર્યક્રમને આપણે આ કાર્યથી ચોક્સપણે પાછો હઠાવ્યો છે. જ્યારે ઠેઠ ૧૭મી તારીખ સુધી અને તે છેક એલફિન્સ્ટન મીલના ચોગાનની જંગી સભામાં આપણે એકઠા થયા તે ઘડી સુધી, ૩૧મી ડિસેમ્બર પહેલાં સ્વરાજ્યસ્થાપના કરવાને લગતો કાર્યક્રમ પાર ઉતારવાની બાબતમા મારી લગભગ ખાતરી હતી, ત્યારે આજે હવે મારી એ આશા રહી નથી. આજના વાતાવરણમાં બારડોલીમાં શું કે બીજી કોઇ જગાએ શું, લોકસમુદાયને હાથે કાયદાનો સવિનય ભંગ શરૂ કરવાની મારી છાતી નથી. મહાસભાની કારોબારી સમિતિ સુદ્ધાં હું માનું છું ત્યાં સુધી આવા જ નિર્ણય ઉપર આવશે. અને આપણો કાર્યક્રમ આમ મુલતવી રાખવાની ફરજ પડે અગર તેમાં ફેરફાર કરવો પડે એ શાહજાદાના આગમનની બાબતમાં પ્રજાની ખરી લાગણીને વિષે બહારની દુનિયામાં વર્તતા અજ્ઞાનના કરતા શું આપણું વધુ મોટું નુકસાન નથી? આપણા ટટપૂંજીઆ સામર્થ્યનું બેહૂદું પ્રદર્શન કરવા કરતા એ બળનો સંચય કરવો એ શું વધુ મહત્ત્વનું નથી?

પણ કાર્યકર્તાઓ આ બધું સમજે અને પોતાની જોખમદારી શોભાવે તો હજી બાજી હાથથી ગઇ ન કહેવાય. આપણે મુંબઇના તોફાનીઓનાં મન જીતી લઇયે.

તા. ૨૪-૧૧-૧૯૨૧

આપણે મીલકામદારોની ઓળખાણ કરીયે. તેમણે કાં તો સરકારની પાંખ હેઠળ રહેવું રહ્યું અગર તો આપણું કહ્યું કરવું રહ્યું, એટલે કાં તો તોફાનરમખાણ કરવાં અગર તો હરહાલતમાં તેવી અશાન્તિની સામા થવું રહ્યું. એમાં વચલો માર્ગ છે જ નહિ. તેઓએ આપણા કાર્યમાં દખલ ન જ દેવી જોઇયે. કાં તો તેમણે આપણા પ્રેમને વશ થવું રહ્યું અગર તો લાચાર બનીને સંગીનોના ભોગ થવું રહ્યું. તેમણે અહિંસાના વાવટા હેઠળ ખૂનામરકી કરવાના હેતુથી આશ્રય ન જ શોધવો જોઇયે. અને આ આપણો સંદેશ તેમને ઠસાવવાને સારૂ આપણે દરેક મીલકામદારને એકએક કરીને મળવું જોઇયે અને તેમને આપણી લડતનું રહસ્ય સમજાવવું જોઇયે. તે જ પ્રમાણે બીજા મવાલી ગુંડવર્ગને પણ આપણે મળવું જોઇયે. તેમના ઉપર મમતા કરવી જોઇયે અને તેમને આ લડતની ધાર્મિકતા સમજવામાં મદદ કરવી જોઇયે. આપણે તેમને વિસારી ન મુકીયે, આપણે તેમને મ્હોડે પણ ન ચડાવીયે. આપણે માત્ર તેમના સેવક બનીયે.

આપણે ધીમકાં દીધેલી શાન્તિ નથી ઇચ્છતા. આપણે તો સરકારની મદદ વગર અને કોઇવાર તેના પ્રત્યક્ષ વિરોધ છતાં નભી રહેનારી શાન્તિની ખોળાધરી જોઇયે છે. આપણે તો હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી સૌ વચ્ચે દિલની એકતા જોઇયે છે. છેલ્લી ત્રણ કોમો પહેલી બેનો અણવિશ્વાસ રાખે અને કદાચ રાખશે. પણ છેલ્લા બનાવોએ એવા અણવિશ્વાસને મજબૂત થવાનાં કારણો આપ્યાં છે. એ અણવિશ્વાસ હઠાવવાને સારૂ આપણા તરફથી ખસુસ પ્રયત્નો થવા જોઇયે. જો તેઓ પૂરા અસહકારી થવા ના પાડે અગર તો સ્વદેશી કે ધોળી ટોપી ન અખત્યાર કરે તો આપણે એમને કનડવા ન જોઇયે. તેઓ હરવખતે સરકારનો બચાવ લે તોપણ આપણે ચીડાવું ન જોઇયે. આપણે નરી પ્રેમભરી સેવાને બળે જ તેમને અન્તે આપણા કરી લેવા જોઇયે. આ અત્યારની સ્થિતિની આપણી જરૂરીયાત છે.

આ ન જોઇતું હોય તો બીજો રસ્તો એક જાદવાસ્થળીનો જ છે. અને એ જાદવાસ્થળી પણ એવી સ્થિતિમાં કે જ્યાં એક ત્રીજી વિદેશી સત્તા ધડામાં બીજી બાજુનો પક્ષ કરીને પોતાની સત્તાનાં મૂળ વધુ વધુ મજબૂત કરવાને ટાંપી રહી છે. આવી જાદવાસ્થળીમાં દેશને હોમવાનું તો આ કાળમાં અસંભવિત જ હોવું જોઇયે.

અને નાની કોમોની બાબતમાં જે સાચું છે તે જ સહકારીઓની બાબતમાં પણ તેટલું જ સાચું છે. આપણે તેમની જોડે પણ આકળા ન જ થઇયે. તેમને પણ

બરદાસ કરીયે. જો આપણે સરકારની જોડે અસહકાર કરવાને આપણને સ્વતન્ત્ર માનીયે છીયે તો સરકારની જોડે સહકાર કરવાની તેમની સ્વતન્ત્રતાને પણ આપણે સ્વીકારવી જ જોઇયે. જો આપણે પોતે અલ્પ સંખ્યાવાળા હોત અને સહકારીઓ મોટી સંખ્યામાં હોવાથી આપણી સામે જોરજુલમ શરૂ કરી દેત તો આપણને કેવું લાગત? અહિંસામય અસહકાર એ જ આપણા વિરોધીઓને જીતી લેવાનો એકમાત્ર રામબાણ ઇલાજ દુનિયાને જાણીતો છે. અને આપણી લડતનું રહસ્ય અંગ્રેજો સમેત આપણા એકેએક વિરોધીને એ જ રસ્તે જીતી લઇને આપણા પક્ષના કરી મુકવામાં રહેલું છે. અને એમાંના દુર્બળમાં દુર્બળથી માંડીને બળીઆમાં બળીઆ સુધીના પ્રત્યેક જણને વિષે દ્વેષભાવ ત્યાગીને જ આપણે તેમ કરી શકીયે. આ મહત્કાર્ય આપણાથી ત્યારે જ થઇ શકે જ્યારે આપણે આપણામાં રહેલા સત્યને ખાતર જેઓ તે ભાળી શકતા નથી તેમને મારીયે નહિ પણ તેને ખાતર જાતે મરવા તૈયાર થઇયે.

---

# ૬ મારી ભીડ

છેલ્લા ચાર દિવસથી મારી પાસે સારી અને ખૂરી બન્ને પ્રકારની હકીકતો ચાલી આવે છે. ઘડીમાં અસહકારીઓને ઇજા થયાના દાખલા સાંભળું છું, ઘડીમાં હિન્દુમુસલમાનોએ પારસીઓ પર હુમલો કર્યાનું સાંભળું છું, તો ઘડીમાં પારસીઓ હિન્દુમુસલમાનોને ગોળીએ મારતા હોવાનું સાંભળું છું. ઘડીમાં ખાદીની ટોપી અગર ખાદીના પોષાકવાળાઓને ખ્રિસ્તીઓ મારતા હોવાનું, તો ઘડીમાં હિન્દુમુસલમાનો મળીને ખ્રિસ્તીઓ પર હુમલો કર્યાનું સાંભળું છું. આ બાતમીઓની વચમાં વચમાં વળી પારસીઓ બીજા પારસીઓના હાથમાંથી હિન્દુમુસલમાનોને બચાવતા હોવાની, કેટલાક ખ્રિસ્તીઓ પણ હિન્દુમુસલમાનોને બચાવતા હોવાની, હિન્દુમુસલમાન વળી બન્નેને આશ્રય આપતા હોવાની અને અસહકારીઓ જીવનાં જોખમો ખેડીને ઠેર ઠેર શાન્તિ ફેલાવવાના જીવતોડ પ્રયત્નો કરતા હોવાની સુવાર્તાઓ પણ આવે છે.

બે પરસ્પરવિરોધી લાગણીઓની વચ્ચે સપડાવાનું દુર્દૈવ મને કદી લાધ્યું નથી; અને છતાં આવા ગંભીર મામલા વચ્ચે મિત્રોને દોરવાનું, કદાચ છાતી ઠરીને તેમને મોતના જડબામાં મોકલવાનું અને છતાં મારે પોતાને મોતથી બચવાનું! કેવી દુઃખદાયી સ્થિતિ આ?

તા. ૨૪-૧૧-૧૯૨૧

આ દશામણી સ્થિતિ વચ્ચે મારો અપવાસ એ જ મારો બાલ ટેકો અને મારા હૃદયની પ્રાર્થના એ જ મારૂં અંતરનું બળ થઇ પડયા છે. ૧૭મી તારીખે તો હું પાણીમાં જ બેસી ગયેલો. જાણે મારૂં બધું બળ જતું રહ્યું. મારા અંતરમા વિચારોનું તુમુલ યુદ્ધ મચ્યું હતું. લોકોના ટોળા ઉપર મારી કાયનની અસર ન પડ્યાનો સબબ શો હોઇ શકે? મારૂ અહિંસાનું સામર્થ્ય કયા જતું રહ્યું? મારો ધર્મ શો? દુભાયેલા પક્ષોને સરકારની મદદ માગવા જવાનું તો હું કેમ કહું—કેમ કહી જ શકું? ન્યાય કરનાર આપણી પંચાયતો પણ ન મળે. જેની પાસે જઈને હું વીનવું તો વચ્ચે પડીને શાન્તિસમાધાની કરાવે એવો પણ મારી નજરમા કોઇ જડે નહિ! ત્યારે શરીરબળ સામે શરીરબળ વાપરીને બંદોબસ્ત કરનારી ટુકડી મારે ઉભી કરવી શુ? એ તો ત્રિકાળે પણ કેમ બને? ત્યારે ટોળાને હાથે દુર્દશા ખમનારા નિરપરાધી લોકોને કયું રક્ષણ આપુ? ત્યારે શું મારે મારી ઉપર વ્યાજબી રીતે જ ક્રોધે ભરાયેલા પારસીઓ અગર ખ્રિસ્તીઓના ક્રોધાગ્નિમાં જઇ ઉભા રહેવું ને ભસ્મીભૂત થઇ જવું? એથી તો ઉલટાં લોહીની નદીઓને પૂર જ ચડવાના. એક સિપાહી તરીકે તો એક બાજુએ જ્યારે મારે એક પણ અનિવાર્ય જોખમથી હઠવું લાજમ નહિ ત્યારે બીજી બાજુએ મારે આંધળીઆ કરીને હાથે કરીને કપાઇ મરવું પણ પાલવે નહિ.

ત્યારે મારે કરવું શું?

અન્તે આ અપવાસ મારી મદદે ધાયો અને તેણે મારા આત્માને શાતા આપી. જો માણસને હાથે કપાઇ મરવું મારે માટે લાજમ ન હોય તો જ્યા સુધી મારી પ્રાર્થના ઇશ્વરને ઘેર મંજુર ન થાય ત્યા સુધી અનશનવ્રત લઇને મારે ઇશ્વરને મારાં ખોળાઆને લઇ લેવા વીનવવો રહ્યો. મારા જેવા દેવાળીઆને માટે બીજું શું હોય જ? હું લોકોની નિર્દોષતા ઉપર વેપાર ન ચલાવી શકયો. મેં ૧૭મીને દિવસે જાતે તેમના નામની હુંડી કાઢી અને તે ન સીકરાઇ, તેમને હાથે તેની વિડંબના થઈ હવે તો મારે હરભોગે ખોયેલી સાખ ફરી બેસાડવી રહી, નહિ તો તેના પ્રયત્નમાં મરવું રહ્યું. હવે તો એક ઇશ્વર જ એનું કાર્ય બજાવવાને સારૂ મારે હુંડી લખવાનું ઠેકાણું રહ્યો. એને દરબાર હું કઇ રીતે મારી સાખ થાપું? અંતરના અવાજે કહ્યું. 'નમ્ર બનીને, તેની સામે ધૂળમાં સાષ્ટાંગ પ્રણિપાત કરીને, અને તારી બીનતિ રજૂ ન થાય ત્યાં સુધી એણે આપેલો ખોરાક લેવાની ના પાડીને.' હજાર રસ્તે મારી વ્યાકુળતા મારે બતાવી આપવી રહી. અને જો એનું કાર્ય બજાવવાને હું નાલાયક

જ નીવડ્યો હોઉં તો મને પાછો બોલાવી લેવાને અને મારા અધિકાર પ્રમાણે અને એની ઇચ્છા પ્રમાણે મને નવેસર ઘડવાને મારે એને વીનવવો રહ્યો

તેથી જ મેં અપવાસ લીધો. હવે સાથીઓને થતી ઇજાઓ અગર તો લડાકુઓનાં ભાગતાં માથાંઓથી હું અસ્વસ્થ નથી બનતો. મારી પોતાની અહિંસા જ મારો તો એકમાત્ર ટેકો છે. જો એ અસર નથી કરી શકતી તો મારે તે પાછળ ઝૂરી મરવું ન ઘટે. હિન્દુસ્તાનના બીજા ભાગોમાં હજારો લોકો મરે છે; તેમનાં મરણ મારા હૈયામા ભોંકાય છે, પણ તે પાછળ હું ઝૂરી મરતો નથી. તેમ આ દાખલામાં પણ હું જાણું છું નેટલું કહી છૂટયા પછી મારે તે પાછળ અકળાવું કે અસ્વસ્થ બનવું ન જ ઘટે.

આમ આ અપવાસ મારે માટે તો મારૂં પ્રાયશ્ચિત્ત, મારી શુદ્ધિ અને મારી ભરપાઈ સૌ કંઇ સામટું થઈ પડ્યો છે. તેમાં મારા સાથીઓને ચેતવણી પણ પડેલી છે કે આ લડતમા તેઓ કોઇ મારી જોડે રમત ન કરે. જેઓ ખરા દિલથી અહિંસામાં શ્રદ્ધાવાળા છે તેમને જ આ લડતમાં રહેવું ઘટે. એવા ચુસ્ત અને સચ્ચા કાર્યકર્તાઓ ગણ્યાગાંઠ્યા હશે તોપણુ બેખટકે અને કશા ગૂંચવાડા ઉભા થયા વગર આ લડત ચલાવી શકાશે. જો કાર્યકર્તાઓ દિલને દગો દેનારા હશે તો તેઓ ગમે તેટલા હશે તોપણુ તેમા નુકસાન જ છે.

અન્તે આ અપવાસ શાન્તિ સ્થપાવામા ત્વરા કરાવવાના કામમાં પણ મદદગાર નીવડશે. પણ આ છેલ્લો હેતુ ગૌણુ છે. એનો મુખ્ય હેતુ તો પ્રાયશ્ચિત્ત, અન્તઃશુદ્ધિ અને ભૂલની ભરપાઇ જ છે. ભીડભંજને મારી ભીડ ભાગવા મોકલેલું એ નાણું છે.

એક ચેતવણી મારે આપી દેવી ઘટે છે. અપવાસ છોડવાને લગની અનેક વીનવણીઓ મારી પાસે ચાલી આવે છે. કેટલાકોએ મારે દુઃખે દુઃખી થઇને જાતે અપવાસ શરૂ કર્યા છે. હું એવા સૌ કોઇને જણાવવા ઇચ્છું છું કે તેઓ ભૂલ કરી રહ્યા છે. મારે માટે તો અપવાસ જરૂરી હતો. હું તો ગુન્હેગાર માણસ હતો, દેવા ળીઓ હતો. મારે માટે પ્રાયશ્ચિત્ત જરૂરી વસ્તુ હતી. બીજાઓનું કામ તો સ્થિતિ સમજવાનું, પોતાનાં ખૂણેખાંચરે પણ ક્યાંયે હિંસાવૃત્તિ ભરાઇ રહી હોય તો તેનો ત્યાગ કરવાનું, બીજાઓમાં પણ એ અહિંસાવૃત્તિનો પ્રસાર કરવાનું અને સ્હેજ પણ હિંસા આપણા કાર્યને નુકસાન કરી રહેલ છે એ સમજવાનું છે. તેમણે તો રેંટીયાને વ્હાલો કરવો ઘટે અને એકલી હિન્દુમુસલમાન એકતા જ નહિ પણ બધી

કોમો વચ્ચેની એકતા સ્થાપવા મથવું ઘટે. કારણ હિન્દુમુસલમાન એકતાનો અર્થ જો એવો જ હોય કે એ બે કોમો પોતાના સ્વાર્થ આગળ નાની કોમોનાં હિત સામું ન જુએ તો એવી હિન્દુમુસલમાન એકતા એક દિવસના પણ કામની નથી. હિન્દમાં જન્મેલા ખ્રિસ્તી કે યહુદીઓ પરદેશી નથી જ, તેમ પારસીઓ પણ નથી. આપણે તેમની મિત્રાચારી કરવા અને તેમને ઉપયોગી થવા ખાસ પ્રયત્નો કરવા ઘટે તેમજ આપણા તરફથી એમનો વાળ વાંકો ન થાય એની ખબરદારી રાખવી ઘટે. એ જ રીતે અસહકારી કાર્યકર્તાઓએ સહકારીઓની જોડે પણ એખલાસ રાખવો ઘટે. તેઓ અંગ્રેજ કે હિન્દી ગમે તે હોય તોપણ તેમણે તેમનું બૂરું ન જ બોલવું ઘટે. આપણી લડતની સચ્ચાઇમાં અને આપણી સહન કરવાની શક્તિમાં જ આપણે શ્રદ્ધા રાખવી ઘટે. ઓછામાં ઓછું હાલતુરતને માટે તો આપણે ઇશ્વરની સાક્ષી રાખીને દુનિયાને જાહેર કીધું છે કે અમે કોઇ પણ અંગ્રેજને કશી ઇજા પહોંચાડવાના નથી, પછી એણે ભલે અમારી સામે ચાહે તેટલું કર્યું હોય. એ પ્રતિજ્ઞા દુનિયા સમક્ષ મુકીને એની આડે રહ્યાં રહ્યાં જો આજે આપણે કોઇ પણ અંગ્રેજ અગર હિન્દી સહકારીનો વાળ વાંકો કરીશું તો આપણે ઇશ્વરના ગુન્હેગાર બનીશું.

---

# નોંધ

## મૌલાનાની ખોટ

આ મારી મહાપરીક્ષાના દિવસોમાં મારે પડખે મૌ૦ શૌકતઅલીની ખોટ હું પળે અને પગલે અનુભવી રહ્યો છું. મુસલમાન કોમ ઉપર મારી તે એવી શી અસર પડે ? એ તો મુસલમાન ભાઇ મારફત જ પડે. મારા ઓળખીતા તો કેટલાયે બહાદુર અને ખાનદાન મુસલમાનો છે, પણ મૌ૦ શૌકતઅલી મને જેટલો રગેરગ ઓળખે છે તેટલો બીજો કોઇ મુસલમાન ભાગ્યે જ ઓળખી શકે. અત્યારે તો હું જોઉં છું કે એમનું કામ પણ ઘણીવાર મારે જાતે જ કરવું પડે છે અને ઘણી બાબતો જે મુસલમાન ભાઇઓને કહેવાને સારુ હું ખાસ તેમને સારુ જ રાખી મુકતો તે કહેવાનું હવે મારે જાતે કરવું પડે છે. હું જોઉં છું કે મારી પત્રિકાઓમાંની એકને વિષે તો ગેરસમજ ઉભી થઇ ચુકી છે. જો મૌ૦ શૌકતઅલી અત્યારે મારે પડખે હોત તો મારી પત્રિકામાં મુસલમાનોને વિષે મારે લખવો પડેલો ખાસ ફકરો મારે લખવા વારો આવત નહિ. અરે, એઓ જો ૧૭મીએ મુંબઇમાં હોત તો કદાચ આ રમખાણ જ મુદલ થવા પામત નહિ. ઘણી બીનાંઓ બની ગઇ તે અટકાવી શકત. જો મીયાં છોટાણી સરખા પણ ૧૭મીએ મુંબઇમાં હોત અગર તો ભાઇ અહમદ હાજી ખત્રી પણ

માંદગીની પથારીએ પડેલા ન હોત તોપણ મામલો અનેક અંશે પલટાઇ જાત. પણ વીત્યા પર રડવાની મને ઇચ્છા નથી મૌ. શૌકતઅલીને યાદ કરવામા મારો એટલો જ હેતુ સમાયેલો છે કે મુસલમાન મિત્રોને હું ખાતરી આપુ કે મૌ. શૌકતઅલીના હિસ્સાના કામનો બોજો પણ હું માથે લેવા તૈયાર છું, અને બદલામાં તેમની પાસેથી એટલું જ માગી લઉં છું કે તેઓ ઉતાવળા થઇને મારી વાતનો અવળો અર્થ ન કરે તેમનાં હિતની વાતને હું એક ખાસ થાપણ સમજું છું જેને જાણીબૂજીને પ્રાણાન્તે પણ હું ઉવેખી નહિ નીવડું તે જ પ્રમાણે મિત્રોને પણ મારી વિનન્તિ છે કે જ્યા હું તેમને ભૂલ કરતો દેખાઉં ત્યા તેઓ વગરખંચાયે મને મારી ભૂલ બતાવે અને હું તેમને ખાતરી આપું છું કે જો મારી ભૂલને વિષે મને સંદેહ નહિ રહે તો હું તેનો પરેપૂરો એકરાર કરવામા પાછો નહિ જ હઠું. માત્ર હું તેમને એટલું જ કહી રાખીશ કે સામાન્ય રીતે ઉતાવળમાં કે ભરપૂર આધાર વગર હું કશું કરતો ન હોવાથી જો મારી ભૂલોને વિષે તે ઝટ કબૂલ કરી લેવા હું આનાકાની કરું તો તેમણે અચંબો પામવો ન ઘટે. મારે આ ફકરો લખવો પડે છે એ પણ એ જ બતાવે છે કે હજુ બન્ને કોમોએ એકમીજાને વિષે અત્યન્ત સંભાળપૂર્વક લખવું પડે છે. પાતળા બરફના થર ઉપર ચાલવાની કસરત જેવું જ એ દુઃખદાયી છે. પણ વસ્તુસ્થિતિ જેવી છે તેવી હૂબેહૂબ આપણે ગણતરીમા લેવી જોઇયે અને તેમાંથી જ સૌથી સારામાં સારા પરિણામ આણવાની ઉમેદ ધરવી ઘટે.

---

# દયાધર્મ *

ભાઇઓ અને બહેનો,

આ પ્રસગે હું એક સ્મરણ કરાવવા ઇચ્છુ છું. એ પ્રસંગ તમે કદાચ ભૂલી ગયા હશો, પણ હું ભૂલી નથી ગયો મારા વિલાયતથી આવ્યા પછી આપણે અમદાવાદમા આ જયન્તિ ઉજવવા પ્રેમાભાઇ હૉલમાં મળ્યા હતા. ત્યા મેં કહ્યું હતું કે જેની પૂજાને અર્થે આપણે એકઠા થયા છીયે તેની પૂજા અવાજ કર્યા કરશું તો નહિ થાય, ઉલટા આપણે તેમને વગોવીશું પછી ઘણી મુસીબતે થોડીવાર શાન્તિ મેળવી ને જાળવી શકાઈ ત્યારપછી તો સાબરમતીના ઘણા પાણી વહી ગયાં. આપણને પણ અનેક મીઠા કડવા અનુભવો મળી ગયા. સભામા શાન્તિ જાળવવાનો નિયમ આપણે કંઇક અંશે શીખ્યા. સભામા વખતસર આવીયે ને આવ્યા પછી પોતાની જગ્યા છોડીયે નહિ એ સભ્યતાનો સાદામા સાદો નિયમ છે. આજના વિષયને અનુસરીને કહેવા બેસું તો એ નિયમ દયાધર્મનો પ્રથમ પાઠ છે.

### રાક્ષસી પ્રવૃત્તિ

આપણે પોતે અગવડ ભોગવી લઇયે કે જેથી બીજાની સગવડ સચવાય આપણને જે ઘડીએ જે ઈચ્છા થઇ તેનો તરત જ અમલ કરી દેવો, તેની અસર દુનિયા ઉપર શી થશે

* અમદાવાદમા શ્રીમદ્ રાજચન્દ્રની જયન્તિ પ્રસંગે કરેલું વ્યાખ્યાન; તા ૧૬-૧૧-૧૯૨૧.

તેનો વિચાર ન કરવો, એ સંયમ નહિ કહેવાય. તે સ્વચ્છન્દ છે તે દૈવી પ્રવૃત્તિ નથી, પણ રાક્ષસી પ્રવૃત્તિ છે. જ્યાં અવ્યવસ્થા એ જ વ્યવસ્થા હોય તે રાક્ષસી પ્રવૃત્તિ. જ્યાં અનાજ્ઞે જ થયાં કરતા હોય, કોઇનો વિચાર ન હોય, કોઈની મર્યાદા ન હોય તે રાક્ષસી પ્રવૃત્તિ. કોઇ એવું વિશેષ ચિહ્ન નહિ બતાવી શકાય કે જે જોઈયે તો રાક્ષસી પ્રવૃત્તિને ઝટ ઓળખી લઈયે. દરેક પ્રવૃત્તિ હમેશાં મિશ્રિત હોય છે. જ્યાં હૃદયમાં મોટે ભાગે અશાન્તિ પ્રવર્તતી હોય, જ્યાં અશાન્તિની જ મૂર્તિ ખડી થતી હોય તેવી પ્રવૃત્તિને રાક્ષસી પ્રવૃત્તિ કહીયે.

## 'રાક્ષસી' શબ્દ

આજકાલ 'રાક્ષસી' શબ્દના ઉપયોગમાં મારો નંબર પહેલો આવે તેમ છે. એ શબ્દ વાપરવો મને ગમે છે એમ નથી. બધી દુનિયા ભલે તેમ માની લે, મારો પોતાનો આત્મા સાક્ષી પૂરે છે કે એ શબ્દના મારા ઉપયોગમાં દયા સિવાય બીજું કંઇ જ નથી તેમા દ્વેષ નથી. તેમાં રોષ નથી હું વસ્તુને જે પ્રકારે જોઈ રહ્યો છું તે જ પ્રકારે તેને ચિતરી રહ્યો છું. તેમાં હું દયાધર્મ પાળી રહ્યો છું. દયાધર્મના ચિન્તનને અર્થે આજનો પ્રસંગ ઊજવી વધાવી લેવા યોગ્ય છે.

## ભક્ત ને ટીકાકાર

જે પુરુષના સ્મરણ અર્થે આપણે અહીં આવ્યા છીયે તેના આપણે પૂજારી છીયે. હું તેનો પૂજારી છું. ટીકાકાર કોઇ દિવસ પૂજારી ન હોઇ શકે. તેથી જેનામા ટીકા છે તેમને આવવાનો આ પ્રસંગ નથી. ટીકાકાર પણ શંકાસમાધાન માટે નમ્ર બનીને ભલે આવે, પણ પોતાની શંકાને પોષવાનો તેનો ઇરાદો હોય તો સભ્યતાનો નિયમ સૂચવે છે કે આજે તેનું અહીં કામ નથી જગતમાં સૌને સ્વતન્ત્રતા હોવી જોઇયે. ટીકાકારને જગતમાં આશ્રય સારૂ સ્થાન હોવું જોઇયે એ ખરૂં, પણ ભક્તને—પૂજારીને પણ એવું સ્થાન જગતમાં હોવું જોઇયે, કે જ્યાં તે ટીકાકારથી રહિત પોતાનું કાર્ય આટોપી શકે. એટલે આજે તો કવિશ્રીને વિષે જેમને પ્રેમ છે તેવા તેમના ભક્તો જ અહીં આવ્યા છે એમ હું માની લઇશ. તેવા શ્રદ્ધાન્વિત હોય તેમને જ આજે હું કહેવા ઇચ્છું છું કે આજનો પ્રસંગ ઊજવી વધાવવા યોગ્ય છે.

## અસહકારનું મૂળ—દયા

જેમનું પુણ્યસ્મરણ કરવા આપણે આવ્યા છીયે તે દયાધર્મની મૂર્તિ હતા. તેમણે દયાધર્મને જાણ્યો હતો ને પોતાના જીવનમાં કેળવ્યો હતો. અત્યારે હિન્દુસ્તાનમા જે કામ આપણે કરી રહ્યા છીયે તેમાં પણ દયાધર્મ જ રહેલો છે. એ કામ આપણે રોષથી નથી કરતા. વસ્તુસ્થિતિ એવી આવી પડેલી છે કે આપણને રોષનાં જબરાં કારણો મળેલાં છે, આપણે અત્યન્ત દૂભાયા છીયે. તે વખતે પણ એ વિચાર આપણામાં રહ્યો છે કે દૂભવનારે સાથે આપણે કેમ વર્તવું કે જેથી તેમને આપણે સામા ન દૂભવીયે, આપણે કંઇ રીતે તેમનું પણ સારૂં કરી શકીયે. અસહકારનું મૂળ દયામાં રહેલું છે, રોષમાં નથી રહ્યુ

આપણે પોતે ભૂલતા હોઇયે એમ ધારીને આપણે સામા પર રોષ કરતા નથી. તેનાથી નતે જ ભાગીયે છીયે.

### દયાધર્મમાં આઘાત

એમ ભાગવાથી ગંભીર પરિણામ જરૂર થાય છે. એથી જે પુરુષો સાથે કે સંસ્થા સાથે આપણે અસહકાર કરીયે છીયે તે સંસ્થા ચલાવનાર પુરુષોને આઘાત તો જરૂર પહોંચે છે. પણ દયાધર્મનો અર્થ કોઇ સ્થળે આઘાત કરવો જ નહિ એવો નથી. કવિશ્રી પાસેથી હું એવો દયાધર્મ શીખ્યો નથી. આપણા પોતાના સત્કાર્યથી, કર્તવ્ય-પાલનથી બીજાને દુઃખ થતું હોય તો તે વ્હોરીને પણ સત્કાર્ય કરવું એમાં જ ખરો દયાધર્મ છે.

### આઘાતની શરતો

હું ઘણીવાર કહી ને લખી ગયો છું કે મેં ઘણાનાં જીવનમાંથી ઘણું લીધું છે. પણ સૌથી વધારે કોઇના જીવનમાંથી મેં ગ્રહણ કર્યું હોય તો તે કવિશ્રીના જીવનમાંથી છે દયાધર્મ પણ હું તેમના જીવનમાંથી શીખ્યો છું. એવું એક પણ કાર્ય નહિ હોઇ શકે કે એમાં કોઇને જ આઘાત પહોંચતો ન હોય, પણ આ આઘાત દયાથી થયેલો હોવો જોઇયે. આ આઘાત-ની બે શરતો છે.

૧. સામાને આઘાત પહોંચે તેના કરતાં આપણને વધારે પહોંચે તો જ આપણે તેવું કાર્ય કરીયે.

૨. આપણો હેતુ શુભમાં શુભ હોય, તેમાં સામાનું કલ્યાણ જ આપણા મનમાં હોવું જોઇયે.

### વ્યસની પુત્રનું દૃષ્ટાન્ત

આપણે માની લઇયે કે મારો દીકરો દારૂ પીયે છે, બીડી પીયે છે, વ્યભિચારી છે. તે મારી પાસે પૈસા માગે છે. આજ સુધી તો તેણે માગ્યા તેમ મેં આપ્યા, કારણ હું આંધળો બાપ હતો. હું રાયચંદભાઇના પ્રસંગથી શીખ્યો કે મારે પોતે તો દારૂબીડી ન જ પીવાં જોઇયે, વ્યભિચાર ન જ કરવો જોઇયે, પણ બીજાનેયે તેમાથી ઉગારી લેવા જોઇયે. એટલે મારો ધર્મ છે કે હું મારા દીકરાને પૈસા ન આપું. તેના હાથમાં દારૂની પ્યાલી જોઉં તો મારે તે ઝુંટવી લેવી જોઇયે. મને ખબર પડે કે અમુક પેટીમાં તે દારૂ રાખે છે તો મારે તે પેટી બાળી નાખવી જોઇયે. બાટલી દેખું તો મારે તે ફોડી નાખવી જોઇયે એમ કરવાથી છોકરાને તો જરૂર આઘાત પહોંચશે, ને મને એ ક્રૂર બાપ માનશે. દયાધર્મ સમજનાર બાપ પુત્રને આઘાત પહોંચે તેથી ડરતો નથી, પુત્રના શાપથી ગભરાતો નથી. દયાધર્મ—પરોપકાર-ધર્મ તો એવા પ્રસંગના સૂચવે છે કે તેના હાથમાંથી દારૂની બાટલી છીનવી લેવી. બળાત્કાર કરીને તેના હાથમાંથી હું તે પડાવી ન લઉં, પણ મને ખબર પડે કે ઘરમાં અમુક ઠેકાણે તે દારૂ રાખે છે તો ત્યાંથી લઇને હું તેને જરૂર ફોડી નાખું.

તા. ૨૪-૧૧-૧૯૨૧

### દયાધર્મનું માપ

સામાન્ય વસ્તુમાં કોઇને નકામા ન દુભવીયે, દયાધર્મનું નામ લઇ બીજાને નાની વાતમાં પણ ટોકવા ન બેસી જઇયે, એ દયાધર્મનું સરસમાં સરસ માપ રાયચંદભાઇએ મૂકી દીધુ છે. આ સામાન્ય માપ સમજીયે તો પૂરી સમજણ પડતી ન હોય તેવું ઘણું આપણે શોકલજ્જાએ જ કરી લઇયે. ખાદી શા માટે પહેરવી એ હું સમજી શકતો ન હોઉં, ઝીણી મલમલ મને ગમતી હોય, તોપણ જે સમાજમાં હું રહું છું તે બધા ખાદી પહેરે છે ને ખાદી પહેરવામાં કંઇ ખોટું કે અધર્મ નથી. સમાજમાં જે થાય છે તે હું કરૂં. આવો સરળ ન્યાય રાયચંદભાઇએ મને શીખવ્યો.

મુંબઇમાં એકવાર અમે દયાધર્મની વાતો કરતા હતા. ચામડું વાપરવું જોઇયે કે નહિ તેનો વિચાર ચાલતો હતો. અમે બન્નેએ છેવટે માની લીધુ કે ચામડા વિના તો ન જ ચલાવી શકાય. ખેતી જેવા ઉદ્યોગ તો ચાલવા જ જોઇયે; પણ કંઈ નહિ તો ચામડું માથે તો ન જ પહેરીયે. હું તો મૂળથી જ જરા શકરો રહ્યો. મેં પૂછ્યું કે તેમને માથે ટોપીમાં શું છે? એ પોતે તો આત્મચિન્તનમાં લીન રહેનારા હતા. પોતે શું પહેરે છે, શું ઓઢે છે એના વિચાર કરવા બેસતા નહિ. માથે ટોપીમાં ચામડું છે એ તેમણે જોયેલું નહિ. પણ મેં બતાવ્યું કે તરત તેમણે ટોપીમાંથી ચામડું તોડી કાઢ્યું. મને કંઈ એમ નથી લાગતું કે મારી દલીલ એટલી સજ્જડ હતી કે તેમને સોંસરી ઉતરી ગઇ તેમણે તો દલીલ જ કરી નહિ. તેમણે વિચાર્યું કે આનો હેતુ સારો છે, મારી તરફ પૂજ્યભાવ રાખે છે, તેની સાથે ચર્ચા શું કામ કરૂં? તેમણે તો તરત ચામડું ઉતારી નાખ્યું; ને ફરી પાછું કદી ચામડું માથે પહેર્યું નહિ હોય એમ માનું છું. પણ કોઇ જો આજે એમ કહેતો આવે કે ત્યાર પછી તેણે તેમને ચામડાવાળી ટોપી પહેરતા જોયા હતા તોપણ મને તેમાં આઘાત ન પહોંચે. હું ફરીથી તેમની પાસે પહોંચું તો તે ફરીથી તરત જ પાછું ચામડું ઉતરાવી નાખે. તેમનું એમાં ચિત્ત ન હોય એટલે રહી ગયું હોય.

### મહાપુરુષનું મહત્ત્વ

એમાં જ મહાપુરુષનું મહત્ત્વ છે. તેનામાં મિથ્યાભિમાન નથી હોતું એમ એ બતાવે છે. બાળક પાસેથી પણ તે શીખી લેવાને તૈયાર હોય છે. મોટા માણસો નાની બાબતોમાં મતભેદ ન રાખે નાની નાની બાબતોમાં જે દયાધર્મને બહાને મતભેદ રાખ્યાં કરે, આત્મનાદની વાતો કરવા બેસે, તેને હું કહું છું કે આત્માનો નાદ છે જ નહિ, અથવા તો પશુની જેમ તેનો આત્મા સૂતેલો છે. મનુષ્યોમાં ઘણોખરો તો આત્મા ઉંઘતો જ હોય છે. મનુષ્યમાં ને પશુમાં ભેદ એટલો છે કે મનુષ્યનો આત્મા પૂરેપૂરો જાગી શકે છે. જો આપણે નવાણું પ્રસંગોમાં દુનિયા સાથે ચાલતા હોઇયે તો એક પ્રસંગમાં તેને કહી શકીયે કે આ તમે ઠીક નથી કરતા. જન્મ્યો ત્યારથી દુનિયા સાથે જે વેર બાંધીને બેસે છે તે પ્રેમ બતાવી કેમ શકે?

ઘણા પ્રસંગોમાં તો આપણે જડ હોઇયે તેમ જ વર્તવું જોઇયે. શુદ્ધ જડમાં ને ચૈતન્યમાં નહિ જેવો જ ભેદ છે. જગત બધું જડ રૂપે જ દેખાય છે, આત્મા તો કોઇકવાર જ પ્રકાશે છે. અલૌકિક પુરુષનો એવો વ્યવહાર હોય છે. એવો વ્યવહાર રાયચંદભાઈનો હતો એવું મેં જોયું છે

## અસહકારનું સૌથી સુન્દર પરિણામ

તેઓ જો આજે જીવતા હોત તો અત્યારે ચાલી રહેલી પ્રવૃત્તિને તેમણે આશીર્વાદ જ આપ્યા હોત આ વસ્તુમાં ધર્મ છે. જેના આત્મામાં દયાધર્મ વસે છે તેનાથી આમાં પડયા વિના રહેવાય જ નહિ. આમાંથી રાજ્યપ્રકરણી, આર્થિક ઇત્યાદિ પરિણામો સારે સુન્દર આવવાનાં તે તો છે જ, પણ સૌથી સુન્દર પરિણામ તો એ આવશે કે આ પ્રવૃત્તિથી ઘણા હજારી જશે; ઘણા મોક્ષને લાયક થઇ જશે. જો વરસને અન્તે એવો અનુભવ ન થાય તો મને જીવવું વિષમ થઇ પડે.

## કળિકાળ

તેઓ ઘણીવાર કહેતા કે ચોપાસથી કોઇ બરછીઓ ભોંકે તે સહી શકું, પણ જગતમાં જે જૂઠ, પાખંડ, અત્યાચાર ચાલી રહ્યા છે, ધર્મને નામે જે અધર્મ વર્તી રહ્યો છે, તેની બરછી સહન થઇ શકતી નથી. અત્યાચારોથી ઉકળી રહેલા તેમને ઉકળી જતા મેં ઘણીવાર જોયા છે. તેમને આખુ જગત પોતાના સગા જેવું હતું આપણા ભાઈ કે બહેનને મરતાં જોઇને જે કલેશ આપણને થાય છે તેટલો કલેશ તેમને જગતમાં દુઃખને, મરણને જોઇને થતો. કોઇ કહે, તેઓ તેમને પાપે દુઃખ પામતા હોય. પણ તેમને પાપ કરવું શું કામ પડયું? જ્યારે પુણ્યને સરળ માર્ગ મળતો નથી, પણ મોટી ખીણો અને પર્વતો ઓળંગવા પડે છે ત્યારે આપણે તેને કળિકાળ કહીએ છીયે. તે વખતે જગતમાં પુણ્ય બહુ જોવામાં આવતુ નથી ઠેકાણે ઠેકાણે પાપ દેખાય છે. પાપ પુણ્યને નામે ચાલ્યા કરે છે તેવી સ્થિતિમા દયાધર્મનુ પાલન કરવા ઇચ્છીયે તો આપણો આત્મા કલેશથી ઉભરાઈ જવો જોઇયે એમ લાગવું જોઇયે કે આવી સ્થિતિમાં જીવવું તે કરતા દેહ જર્જરિત થઇ જાય, પડી જાય તે વધારે સારૂ.

## દયાધર્મની નિશાની

રાયચંદભાઈનો દેહ એટલી નાની ઉમરે પડી ગયો તેનું કારણ મને એ જ લાગે છે. તેમને દરદ હતુ એ ખરૂં, પણ જગતના તાપનું જે દરદ તેમને હતું તે અસહ્ય હતું. પેલું શારીરિક દરદ તો જો એકલું હોત તો જરૂર તેઓ તેને જીતી શકયા હોત. પણ તેમને થયું કે આવા વિષમ કાળમાં આત્મદર્શન કેમ થઇ શકે? દયાધર્મની એ નિશાની છે.

## ઉત્પત્તિ ક્રૂર ધર્મ છે

દયાધર્મની પરિસીમા માંકડને નહિ મારવામાં નથી માકડને ન મરાય એ ખરૂં છે, પણ માંકડને ઉત્પન્ન પણ ન કરાય. જેટલુ ઘાતકીપણું મારવામા છે તેથી વધારે ઘાતકીપણું ઉત્પન્ન કરવામાં છે.

તા. ૨૪-૧૧-૧૯૨૧

માંકડને આપણે બધા પેદા કરીયે છીયે. શ્રાવકો પેદા કરે છે, હું વૈષ્ણવ પણ પેદા કરૂં છું. આપણે શૌચાચાર જાણતા નથી. પરિગ્રહ વધારતી વખતે આપણે વિચાર કરતા નથી. અને પરિગ્રહથી ઉત્પત્તિ સિવાય બીજું શું થાય ?

### જન્તુ અને મનુષ્ય

માંકડ, મચ્છર, વગેરે સૂક્ષ્મ જન્તુઓને નહિ મારવામાં દયાધર્મ છે જ. પણ તેથી વધારે દયાધર્મ એ છે કે આપણાથી માણસને ન મરાય. માણસને મારવો ને માંકડને મારવો એના વચ્ચે પસંદગી કરવી પડે એવો પ્રસંગ આવે ત્યારે કોને મારવો ? માણસને મારીને માંકડને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ આવવો શક્ય હોય છે માંકડને મારીને માણસને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ શક્ય છે. હું તો એ બન્ને જાતના પ્રસંગમાંથી ઉગરી જવાનો માર્ગ કહું છું. તે દયાધર્મ છે.

### પતિતનો અને પુણ્યવાનનો ધર્મ

કવિશ્રી કહેતા કે 'જૈનધર્મ જો શ્રાવકોના હાથમાં ન ગયો હોત તો એનાં તત્ત્વો જોઇને જગત ચકિત થાત. વાણિઆઓ તો જૈન ધર્મ તત્ત્વોને વગોવી રહ્યા છે. તેઓ કીડીઆરાં પૂરે છે, પરેડું મ્હોંગાં જાય તો તેમને દુ:ખ થાય છે, એવા ઝીણા ઝીણા ધર્મ તેઓ પાળે છે. તેમની એ ઝીણવટ તેમને મુબારક હો; પણ જે એમ જાણે છે કે એમાં જ જૈનધર્મની પરિસીમા છે તેઓ તો ધર્મની નીચામાં નીચી શ્રેણીએ જ છે. એટલો ધર્મ તો પતિતનો છે. એ ધર્મ પુણ્યવાનનો નથી.' આથી ઘણા શ્રાવકો કહે છે કે રાજચન્દ્રને ધર્મનું ભાન ન હતું, તે દંભી હતા, અહંકારી હતા. હું પોતે તો જાણું છું કે દંભ અહંકારનું તેમનામાં નામ ન હતું.

### અહિંસાનો જન્મ

માંકડ વગેરે જંતુઓને નહિ મારવામાં દયાધર્મ સમાપ્ત નથી થતો, જો કે તેમને મારવાં તો ન જ જોઇયે. પણ એ તો પહેલું પગથીઉં છે. કોઈ જમાનામાં એવી માન્યતા નીકળી હશે કે મનુષ્યને નિભાવવા ખાતર કોઇ પણ જંતુને મારવામાં પાપ નથી, ત્યારે કોઇ સાધુ ઉભો થયો હશે અને જંતુઓના રક્ષણ ઉપર વધારે ભાર આપ્યો હશે. એ સાધુએ કહ્યું હશે કે "રે મુરખા, ક્ષણિક દેહની ખાતર જન્તુઓનો નાશ ન કર. તારા મનમાં એટલી તટસ્થતા હોવી જોઇયે કે દેહ તો કાલે પડનો હોય તો ભલે આજે પડે." આમાંથી 'અહિંસા' નો જન્મ છે.

### દયાધર્મનો વિશાળ અર્થ

પરન્તુ જે માંકડને નથી મારતો પણ પોતાનાં સ્ત્રીપુત્રને મારે છે તે જૈન નથી, તે હિન્દુ નથી, વૈષ્ણવ નથી; એ સત્ય છે. આપણે કવિશ્રીની સ્મૃતિને દિવસે દયાધર્મનો સંકુચિત અર્થ છોડીને તેનો વિશાળમાં વિશાળ અર્થ લઈયે. એક પણ જીવને દુભવવો, દુશ્મન માનવો એ પાપ છે. જે એમ ઇચ્છે છે કે જનરલ ડાયરને ફાંસી દઈયે, સર માઇકલ ઓડવાયરને બાળવ

અંગારમાં નાખવો જોઇયે,—તે નથી શ્રાવક, નથી વૈષ્ણવ, નથી હિન્દુ. તે કંઈ જ નથી. અહિંસાનું રહસ્ય એ જ છે કે ગુસ્સો રોકવો, આત્માની મલિનતા દૂર કરવી. જનરલ ડાયરની પરીક્ષા કરનાર હું કોણ? હું જાણું છું કે હું રોષથી ભરેલો છું, કેટલાયના મનમાં મનમાં ખૂન કરનો હોઇશ. હું જનરલ ડાયરની પરીક્ષા કરનાર કોણ? એટલે મેં નિશ્ચય કર્યો કે તલવારથી મને કોઇ મારે, પણ મારે તેને મારવો નહિ. એ દયાધર્મ છે, અસહકારની પ્રવૃત્તિનું રહસ્ય છે.

પણ જ્યારે હું બોલતો હોઉં છું ત્યારે દયાધર્મ શબ્દ વાપરતો નથી. આજે રાજચન્દ્ર જયન્તિનો પ્રસંગ હોવાથી હું દયાધર્મની વાત કરું છું હું જાણું છું કે આ પ્રવૃત્તિનું પરિણામ તો એ જ છે, ને પરિણામ એ હશે તો લોકો આપોઆપ જાણી લેશે જ.

## મોટું પાપ કયું?

સર્પને મારવામાં પાપ છે તે કરતાં મનુષ્યશરીરધારી સર્પ કે વાઘને મારવામાં વધારે પાપ છે. પશુ વાઘને તો આપણે બીકને વશ થઈને મારીયે છીયે, રોષથી નથી મારતા. જો કોઈ ધર્મરાજા ખરેખર હોય ને તેના હાથમાં આપણા પાપપુણ્યનો ન્યાય કરવાનો હોય તો તે વાઘને મારનારની દયા ખાઇને કદાચ તેને માફી આપશે. કારણકે તેમા તો માણસે પોતાનો પશુધર્મ પાળ્યો છે; એક પશુએ બીજા પશુને માર્યું છે. પણ મનુષ્યને મારવામાં તો રોષ હોય છે, અભિમાન હોય છે, દંભ હોય છે. ધર્મરાજા કહેશે: 'અરે મૂરખ, તેં મનુષ્યને માર્યો તેની પાછળ તો કેટલીયે ખટપટ, કેટલાયે પાખંડ હોવાં જોઇયે'

## વાણીઆનો વેપાર

શ્રાવકોને ને બધાને હું કહું છું કે જીવદયાનો અર્થ કીડી મકોડી આદિ સૂક્ષ્મ જંતુને ન મારવા એટલો જ નથી તેમનેયે મારવા તો ન જ જોઇયે; પરન્તુ મનુષ્યયોનિમાના કોઇ જીવને પણ છેતરવો ન જ જોઇયે. અને છતા ઘણા વેપારીઓ બીજું શું કરે છે? કોઈ શ્રાવક મારી પાસે તેના ચોપડા મુકે તો હું તેને બતાવી દઉં કે એ શ્રાવક નથી જે કપડાનો આપણે વેપાર કરીયે એની ઉત્પત્તિ ક્યાથી છે? મેલમા જ તેની ઉત્પત્તિ છે કે નહિ, તેની કાંજીમા ચરબી છે કે નહિ એ વેપારીએ વિચારવું ઘટે. દામદુપટ લેવું તેન હરામ હોવું જોઇયે. એ શ્રાવકનો ધર્મ નથી. એક પૈસો બે પૈસા મજૂરી ચડાવો તે ઠીક, પણ આટલી બધી જંજાળ શી? આટલો પાખંડ શો? વ્યાજ તો એટલુ બધુ લેવાય છે કે સામો માણસ મરી જ જાય હું જ્યાં જાઉં છુ ત્યા શ્રાવકો તેમજ વૈષ્ણવ બન્ને વાણીઆની સામે ફરીઆદો હોય છે ઘણા ગોરાઓ મને મેણુ મારે છે કે તમારા જ લોકો કેટલુ બધુ વ્યાજ લે છે.

## વૈશ્યધર્મ

આપણે નાચ વાણીઆ મટીને ક્ષત્રિય થવું જોઇયે. વૈશ્યધર્મ એટલે મજૂરી 'બિલકુલ નહિ, હળ નહિ, શૌર્ય નહિ, વિવેક નહિ, એમ નથી ખરો વૈશ્ય તો પોતાની ઉદારતામાં શૌર્ય—ક્ષત્રિયપણું બતાવે, વેપારમાં વિવેક બતાવે, ને આપણાથી દારૂ ન વેચાય, માછલાં

ન વેચાય, શુદ્ધ ખાદી જ વેચાય એ વિવેક બતાવીને બ્રાહ્મણધર્મનું પણ પાલન કરે. બીજા બધા આપણે માટે મજૂરી કરે ને આપણે પડયા પડયા વ્યાજ ખાઈએ તો આપણે પતિત થઈએ. યજ્ઞ તરીકે પણ થોડી મજૂરી આપણે દરરોજ કરી લેવી જોઈએ.

પ્રધાનપણે તો વ્યાપાર એ જ વાણીઆનો ધર્મ રહે, પણ બીજા ધર્મો પણ તેમનામાં હોવા તો જોઈએ જ. મારી સ્ત્રીના રક્ષણ સારુ મારે જો હાબુકી કે પઠાણ રાખવો પડે તો તે કરતાં મારે—હું હિન્દુ હોવા છતાં—મારી સ્ત્રી સાથે છૂટાછેડા જ કરી નાખવા જોઈએ. પણ આજે ઘણા વાણીઆઓ શું કરે છે ? તેઓએ સિપાઈઓ, ભૈયાઓ, પઠાણો રાખ્યા છે. એ પણ ભલે રાખો, મને તેની ઈર્ષા નથી; પણ તમારાં બૈરાંછોકરાંનું રક્ષણ કરવાની તાકાત ન હોય તો તમે જઈને મઢુલીમાં બેસો, ને ત્યાં રહીને તમારા ધર્મને દીપાવો. વાણીઆનો ધર્મ જગતની રક્ષા સારુ નીકળી પડવાનો નહિ રહે; જ્યારે જ્યાં દુઃખી દેખશે ત્યાં ક્ષત્રિય તેનું રક્ષણ કરવા પહોંચી જશે.

રાયચંદભાઈના જીવનમાંથી મોટામાં મોટી વસ્તુ મેં એ જોઈ કે વણિક વણિક તો રહે જ. અત્યારે તો વણિક એ વણિક જ રહ્યો નથી. ખરો વણિક બનવા માટે મોટા પંડિત બનવાની કે ગ્રંથો ગોખવાની જરૂર નથી. જે મેલો નહિ થાય, જે યમનિયમ પાળતો હશે, જે અધર્મ અસત્યથી દૂર રહેતો હશે, જેના હૃદયમાં વ્યભિચારનો સ્પર્શ સરખો નહિ હોય, જેના હૃદયમાં દયધર્મ વસતો હશે તે 'કેવળી' બની શકશે, તેને કેવળજ્ઞાન અપ્રાપ્ય નહિ રહે. તેથી હું તમને નથી કહેતો કે તમે સંસ્કૃત ભણો જ, ભગવતીસૂત્ર વાંચો જ. વાંચો કે ન વાંચો એ સંબંધે હું તટસ્થ છું.

## રાજચન્દ્ર પુસ્તકાલય

વઢવાણમાં જયન્તિ ઊજવાઈ તે વખતે જ રાજચન્દ્ર પુસ્તકાલય ખોલવું એવો સંકલ્પ કર્યો હતો. મકાન બાંધવાની તે વખતે વાત થઈ હતી. તે બાબતમાં મેં મારો ઉત્સાહ બતાવ્યો ન હતો. મેં કહ્યું હતું કે મકાન હશે પણ તેમાં આત્મા નહિ હોય તો મકાન તો એક ઈંટડું છે. આજે હવે ત્રણ વરસનો સંકલ્પ ફળે છે. બધા સંજોગો ભેગા થયા છે. આજે જિનવિજયજી જેવા લાયક પુરુષ મળી ગયા છે. પુરાતત્ત્વ મન્દિરનું પુસ્તકાલય પણ જોડાઈ ગયું છે. તેનો લાભ જે કોઈ ત્યાં જવાની તસ્દી લેશે તેને છૂટથી મળશે.

## જીવનમાં ઉતારજો

જે તમે સાંભળ્યું તે સાથે લઈ જજો ને જીવનમાં ઉતારજો. ટીકાયોગ્ય લાગે તેટલું તરત ત્યાગી દેજો, પણ ગ્રાહ્ય લાગ્યું હોય, જે તમારા કર્ણને, હૃદયને પ્રિય લાગ્યું હોય તેનો તો આજથી જ અમલ શરૂ કરી દેજો.

તા. ૨૭-૧૧-૧૯૨૧

# બારડોલી-આણંદને—

**બારડોલી તથા આણંદનાં ભાઈબહેનો,**

હું જાણું છું કે તમારા દુઃખનો પાર રહ્યો નથી. તમે મોટી આશા રાખી હતી. તમે આ વર્ષમાં જ તમારાં યજ્ઞ—કુરબાનીથી સ્વરાજ મેળવવાની, મુસલમાન ભાઈઓનો ને પંજાબનો જખમ રૂઝવવાની અને અલી ભાઈઓ ઇત્યાદિ કેદીઓને છોડવવાની હામ ભીડી હતી.

પણ ઇશ્વરે ધાર્યું હતું બીજું.

'નીપજે નરથી તો કોઇ ન રહે દુઃખી'

એવું સત્ય નરસિંહે ગાયું છે. આપણામા નીપજાવવાની શક્તિ જ નથી. આપણે તો ઇચ્છીયે ને મહેનત કરીયે. રામચન્દ્ર જેવાને જે ચોઘડીએ ગાદી મળવાની હતી તે ચોઘડીએ વનવાસ મળ્યો તો આપણે કોણ?

મારા પરમ મિત્ર, પંજાબના સાથી, જેમને મેં પંજાબના દુખે રોતા જોયા છે ને જેમણે આજે ઘડપણમા જુવાન જેટલું કામ આદર્યું છે, જીંદગી આખી એશઆરામમાં રહેલ એવા જેમણે તમારે ને મારે સારૂ એશઆરામ છોડયા છે ને તેમાં સુખ માની લીધેલ છે, તેમનુ દુઃખ હું વિચારી રહ્યો છું તે પોતાના ખેડા જીલ્લાને અને તેમાયે આણંદને જેલમા તુરત નહિ મોકલી શકે એ તેમને ભારે દુઃખ લાગે છે. તેઓને અને તમને હું ખાતરી આપું છુ કે ધીરજનાં ફળ મીઠાં જ આવશે.

કંઇ ટોળાઇ નથી ગયું. આપણે બાજી હારી નથી ગયા. આપણે તો દુઃખમાંથી સુખ નીપજાવી શકયા છીયે, અશાન્તિ થઇ ગઈ પણ તેમાથી શાન્તિ મેળવી લીધી એમ લાગે છે. ઇશ્વરે નાનું દુખ આપી મોટામાથી આપણને ઉગારી લીધા છે.

બારડોલીથી મને એક કાગળ આવ્યો છે. બારડોલી વિષે બીજો કાગળ આવ્યો છે તેમજ ખેડા વિષે મેં કાગળ જોયો છે. તે બધામા એમ જણાવે છે કે તમે ખરી રીતે તૈયાર નથી નથી શાન્તિની બાબતમા કે નથી સ્વદેશીમા. એક કાગળ વિગતો આપી જણાવે છે કે બારડોલીમાં બળાત્કાર થયો છે. બળાત્કારે ટોપીઓ

ઉતરી છે, પીઠાંવાળા પર પણ બળાત્કાર થયા છે, ગાળો દેવાઇ છે. બન્ને તાલુકાઓમાં ઘણા લોકો ખાદી પહેરવાનો ડોળ માત્ર કરે છે. ઘણા બહાર ખાદી પહેરીને નીકળે છે પણ ઘરમાં પેટીઓ તો પરદેશી કપડાંથી ભરી છે; ખીંટીએ પણ પરદેશી કપડાં ટાંગેલાં છે, ઓરતોમાં મરદો કરતાં પણ ઓછું સ્વદેશી છે. ખેડાવાળો કાગળ કહે છે કે ઉજળું એટલું દૂધ નથી. ઘણું ઢંકાય છે, ઘણું છૂપાવવામાં આવે છે. કોઇ બિચારા ડંકા ઉડાવે તો તેમને દાબી દેવામાં આવે છે.

આ બધું ખરૂં જ છે એમ હું નથી કહેતો. તેમાં અતિશયોક્તિ હોય, પણ ટીકાકારો પાસેથી આપણે બહુ શીખીયે છીયે. તેમની આંખે આપણે પોતાને જોવાની ટેવ પાડીયે તો જોતજોતામાં આપણા દોષોમાંથી મુક્ત થઇયે. આપણી પીઠ તો બીજા જ જોઇ શકે.

તમારી પાસેથી હું તો શુદ્ધમાં શુદ્ધ યજ્ઞ ઇચ્છું. ઇશ્વરના દરબારમાં શુદ્ધ બલિદાનનો જ સ્વીકાર છે. વણમાગ્યો જે વખત મળ્યો છે તેમાં ખોડો બધી કાઢો. બધા રેંટીયાધર્મને ખુબ પાળો. દરેક ઘરમાં સારૂં, મજબૂત, ફીટી વિનાનું સુતર રોજ કંતાતું હોય, કોઇ ભૂખે ન મરતું હોય, કોઇના ઘરમાં પરદેશી કાપડનો મેલ ન રહે, એવી તજવીજ કરો. મેં સૂચવ્યા છે તે આંકડા ભેળા કરો.

જો કોઇનાં પણ કપડાં બળાત્કારે પડાવ્યાં હોય તો તેની માફી માગો. સહકારીઓ તરફ મનમાં પણ ગુસ્સો ન રાખો. તેમના દુ:ખમાં તેમની સેવા કરો. અમલદારોની ખુશામત ન કરો, તેમ તેમનાથી ડરો પણ નહિ. પોલીસનો ડર ન રાખો. તેઓ પણ આપણા ભાઇઓ છે એમ સમજી તેમની ઉપર પ્રીતિ રાખો. હજુ પણ તમારાં છોકરાં સરકારી નિશાળોમાં જતાં હોય તો તેમાંથી ઉઠાડી લો. અને અસહકારને વધારતાં બળાત્કાર ન વાપરો. તમારાં ગામોમાં એક પણ સહકારી હોય તો તેના પ્રત્યે વેરભાવ ન રાખો. પણ એમ સમજો કે જેટલો હક તમને તમારો મત ધરાવવાનો છે તેટલો જ તેને તેનો મત ધરાવવાનો છે.

તમારાં ગામોમાં એકબીજા વચ્ચે દુશ્મનાવટ હોય તો તેને પતાવી દો. સત્યાગ્રહી ગામોમાં વેરવિખવાદને સ્થાન જ નથી.

તમારા મનમાં હજુ ઢેડભંગી પ્રત્યે તિરસ્કાર હોય તો તે કાઢો, તેમનાં છોકરાંને તમારી નિશાળોમાં પ્રેમપૂર્વક રાખો. નોતરો, તેમના વાડા તપાસો, ત્યાં પાણી વગેરેની સગવડ ન હોય તો કરો, તેમને એઠા અન્નની ભિક્ષા ન આપો, તેને બદલે પગાર વધારજો અથવા કાચું, વગરરાંધેલું અનાજ આપજો.

તમારા ગામમાં દારૂ પીનારા હોય તો તેમને વીનવીને, સમજાવીને તેમની આ ખૂરી આદતથી તેમને છોડવજો. ન જ માને તો ભલે દારૂ પીયે. તમારા ગામમાં પીઠું હોય તો પીઠાવાળાને પણ નમ્રતાપૂર્વક સમજાવજો. તેની ઉપર રોષ ન કરજો. તેની દયા ખાજો.

તમારા ગામમાં કોઇ બવાલી, ડાંડ કે ચોર રહેતા હોય તેમનાથી પણ ન ડરજો કે ન તેમને ડરાવજો. તેમને પણ ભાઇ ગણી ભેટજો ને તેમની આદતોથી તેમને બચાવવા તેમની સ્થિતિ સમજજો ને એવા ચોરલૂંટારાનાં મન ફેરવવા પ્રયત્ન કરજો; અને સાથે તેમના ત્રાસથી બચવા ને તમારાં બાળબચ્ચાંને બચાવવા, મિલકતનું રક્ષણ કરવાની શક્તિ મેળવજો. એ શક્તિ મેળવવા સારૂ તમે તમારા જ ચોકીદાર નીમજો. તેઓને ચોરની સાથે લડવાની જરૂર નહિ પડે. ચોકી થતી હશે તો ચોર નહિ આવે. જાગતાને ભય નથી, એ કહેવત તદ્દન ખરી છે. છતાં કોઇ મારી જાય એમ બને. તો તેથી નીડર રહેજો. તમારા તાલુકાના દુર્જિનોની તમને ખબર હોવી જ જોઇયે.

આણંદમા તો ઠાકોરજી બિરાજે છે. ઠાકોરજીનું વર્ણન હું એક વેળા આપી ગયો છું. તેની બાહ્ય ને અંતર્ અવસ્થાને તમે સુધારો ત્યારે આણંદ તાલુકો ખરો લાયક બન્યો કહેવાય. મન્દિરનો ઝગડો મટયો ? તળાવ સ્વચ્છ છે ? યાત્રાળુઓ નામના મટી ખગ થયા ? અત્યાચારો મટયા ? ડાકોરમાં બધે 'સ્વચ્છતા ફેલાઇ ? ડાકોરના મન્દિરમાંથી પરદેશી કપડાનો બહિષ્કાર થયો ? તમારા તાલુકામાં હજુ લોકોને પોતાના ઝગડા કોરટોમા લઇ જવા પડે છે ?

તમે ખચીત માનજો કે જો અસહકારીઓ ખરા થાય, તેઓમા પ્રેમ પેદા થાય તો તે પ્રેમને વશ બધા થવાના જ છે. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે જો તમારા બે તાલુકા અસહકારનાં બધાં અંગોનું સર્વાંશે પાલન હજુ કરી શકે તો આ વર્ષમાં જ સ્વરાજ છે. અને તમે વિચારો તો તે મુશ્કેલ નથી. જો તમારા બધાનાં દિલ ઉપર ચોટ લાગી હોય તો સહેલું છે. જો તમે વગરસમજ્યે ને દેખાદેખે કામ કરી રહ્યા હશો તો અઘરૂં છે.

હું ઘણીવાર કહી ગયો છું કે અસહકારનું મૂળ પ્રેમમાં છે, વેરમાં નથી જ. આત્મબળ એ પ્રેમબળ છે ને જગત તે બળને વશ છે. તમારા બળથી તમારે હિન્દુસ્તાનને મુક્ત કરવું હોય તો તમે પ્રેમ વરસાવો. તમારે પરદુઃખભંજન કહેવાવું -

હોય તો તમારામાં સહનશીલતા, શૌર્ય, સત્ય ઇત્યાદિ મૂર્તિમંત થવાં જોઈએ. દેખાવ માત્રથી કંઇ સ્વરાજ મળવાનું નથી.

મુંબઇમાં થયેલા દોષ છતાં પણ તમારે આ વર્ષે સ્વરાજ મેળવવું હોય તો તમારે હાલ છે તેના કરતાં ઘણી જ વધારે આત્મશુદ્ધિ કરવી પડશે. એટલે તમારે સાચા હિન્દુ, સાચા મુસલમાન, સાચા પારસી, સાચા ખ્રિસ્તી બનવું જોઇશે.

રખેને ભૂલતા તમારી વચ્ચે રહેલા પારસી, ખ્રિસ્તીઓને ભેટજો. તેમને તમારા શુદ્ધ પ્રેમથી નિર્ભય કરજો.

મારી આશા તમે ન છોડજો. તમારી આશા મારે ન છોડવી પડે એમ ખચીત કરજો. બનતી ઉતાવળે તમને મળવા હું આવીશ. દરમિયાન તમારી તૈયારી કર્યા જ કરજો.

તમારો સેવક,
**મોહનદાસ કરમચંદ ગાંધી**

---

# § નીતિબળ

માણસના જીવનનો પાયો નીતિ છે. એ પાયાથી માણસ ચળ્યો તે જ ક્ષણે તે ધાર્મિક મટે છે. નીતિનિયમોની ઉપરવટ થઇને ધર્મપાલન કરવાની વાત ભ્રમજાળ માત્ર છે. દાખલા તરીકે માણસ જૂઠું આચરે, દયાધર્મ છોડે, અસંયમી બને, અને છતાં ઇશ્વર પોતાની બાજુએ છે એવો દાવો કરે એ હાસ્યાસ્પદ છે.

મુંબઇમાં અસહકારીઓને ચાહનારાઓએ નીતિમર્યાદાનું ઉલ્લંઘન કર્યું, શાહજાદાને માન આપવામાં ભળેલા પારસીઓ અને ખ્રિસ્તીઓ સામે ગુસ્સાથી આંધળા થયા અને તેમની 'ખબર લેવા' પ્રયત્ન કર્યો. તેમણે વેર નોતર્યું અને તે તેમને મળ્યું. ખરૂં કહીએ તો ૧૭મી તારીખ પછી એ એક જાતની હીંચકાની રમત થઇ પડી, જ્યાં લાભ કોઇનો થયો નહિ અને સૌ કોઇનું નુકશાન જ થયું.

સ્વરાજનો આ માર્ગ જ ન હોય. હિન્દુસ્તાનને બોલ્શેવિઝમ નથી જોઇતું. હિન્દુસ્તાનની શાન્તિપ્રિય પ્રજા એવી અંધાધુંધીને બરદાસ કરી શકે એવી નથી. એવી અંધાધુંધીમાં તો જે કોઇ શાન્તિ સ્થાપી આપશે તેને પ્રજા નમી પડશે, પછી તે ચાહે તે હો. હિન્દી પ્રજાની આ પ્રકૃતિ આપણે ઓળખી ચુકવી ઘટે. આટલી હદ

સુધીની શાન્તિપ્રિયતા સદ્‌ગુણ છે કે દુર્ગુણ એની ચર્ચા અહીં નકામી છે. હિન્દુસ્તાનનો સામાન્ય મુસલમાન પણ દુનિયાના બીજા ભાગોના સામાન્ય મુસલમાન કરતાં જુદો છે. આ દેશમાંની સોબતને પરિણામે તે બીજા દેશોમાંના મુસલમાન કરતાં સ્વભાવે વધુ સાલસ અને અશરાફ છે. તે જાનમાલના દેખીતા જોખમ વચ્ચે ઘડીવાર રહેવું પસંદ કરશે નહિ. હિન્દુઓ તો તેમના ગરીબ સ્વભાવને માટે મશહૂર છે; વગોવાય પણ છે. પારસીઓ અને ખ્રિસ્તીઓ પણ ઝગડાના કરતાં સુલેહશાન્તિને જ વધુ ચાહનારા છે. ખરે જ, આપણે તો આ દેશમાં ધર્મના કરતાં પણ શાન્તિને વધુ પૂજનારા બની ગયા છીયે. આ આપણી પ્રજાનો સ્વભાવ આપણી જેટલી દુર્બળતા સૂચવે છે તેટલું જ તે આપણું બળ પણ સૂચવે છે.

ત્યારે આ સ્વભાવનો સારો—ધાર્મિક અંશ જ આપણે આપણાં અંતરમા પોષીયે. 'ધર્મની વાતમાં જોરજુલમ ન થવા દો' એ કુરાનનું વચન છે. આજે સ્વદેશીનું પાલન અને ખાદીનો વાપર આપણે સારુ ધર્મ છે. પણ જો સ્વદેશીનો એવો સ્વીકાર બીજા કોઇને મન ધર્મ નથી તો આપણે તેના પર જોરજબરાઇ કેમ ચલાવીયે ? તેમ કરીને તો આપણે કુરાને શરીઅમાં ઠહરાયેલા એ સાર્વત્રિક નિયમનો ચોખ્ખો ભંગ જ કર્યો. અને ધર્મની બાબતમા જોરજુલમ ન હોય. એમાંથી કોઇ એવો પણ અર્થ ન કાઢે કે બીજી બાબતોમા જોરજુલમ થઈ શકે. એ વચનનો અર્થ તો ખુલ્લો જ છે કે જેને વિષે આપણી ચોક્કસ માન્યતાઓ છે, એની બાબતમાં પણ જો જોરજબરાઈ બૂરાં છે તો એથી ઓછા મહત્ત્વની બાબતોમા તેનો ઉપયોગ તો વળી એથી પણ વધુ નિન્દ્ય છે.

તેથી આપણા વિરોધીઓની જોડે દલીલ કરવી એ જ આપણે માટે ધોરી રસ્તો છે. અને એ માર્ગે વધુમાં વધુ આપણે એટલી હદ સુધી જઇ શકીયે કે જેમ સરકારની જોડે આપણે આખરના ઇલાજ તરીકે અસહકાર અખત્યાર કર્યો છે તેમ તેવાઓની જોડે પણ આપણે અસહકાર કરીયે. પણ એવા અસહકારમાં પણ આપણે તેમની જોડેના અંગત વહેવારમાં તેમને ન પજવીયે. કારણ આપણે સરકારના તન્ત્ર જોડે અસહકાર માંડ્યો છે, તે તન્ત્રમાં કામ કરનારા માણસો જોડે આપણું અંગત વેરભાવ છે જ નહિ. આપણે તો જે તન્ત્રને તેઓ ચલાવી રહ્યા છે તે તન્ત્રની સામે ઝુઝી રહ્યા છીયે. આપણે સર જ્યૉર્જ લૉઇડ હાકેમને સત્તાની રૂએ આપણી મદદ કે સેવા આપવાનો ઇન્કાર કરીયે, પણ એક અંગ્રેજ સદ્‌ગૃહસ્થ તરીકે સર જ્યૉર્જ લૉઇડને આપણી સામાજિક સેવા આપવાની દરગીજ ના ન પાડીયે.

તા. ૨૭-૧૧-૧૯૨૧

પણ મારે દિલગીરીપૂર્વક કહેવું પડે છે કે તોફાનનાં બીજ મૂળ હિન્દુમુસલમાનમાં જ ક્યારનાં વવાયાં હતાં. બન્ને કોમોમાં પોતપોતાના ફિરકાઓમાં અસહકારમાં ન ભળનારાઓને તંગ કરવામાં આવતા હતા અને તેમના ઉપર દબાણ થતાં હતાં. અને મારે પણ કબૂલ કરવું ઘટે કે આવાં અઘટિત દબાણને હું જેટલા જોરથી વખોડી કાઢી શકત તેટલા જોરથી તેને વખોડવામાં હું રોકાયો નહિ. અને એવું દબાણ સાર્વત્રિક થતું ચાલ્યાનું જણાયું હોય તો એવી પ્રવૃત્તિમાંથી હું નીકળી જઇ શકતો હતો. પણ આપણે જલદી જ ચેત્યા અને એકબીજાને બરદાસ કરી લેવા લાગ્યા આમ છતાં સૂક્ષ્મ દબાણ ચાલ્યાં કરતું હતું. મેં એની ઉપેક્ષા કરી, એમ માનીને કે હવે એ એની મેળે ક્રમેક્રમે હોલવાઇ જશે. મુંબઇમાં મેં જોયું કે એ હોલવાયું નહોતું અને ૧૭મીએ તે ભભૂકી ઉઠ્યું.

આથી આપણે ખિલાફતને ધક્કો પહોંચાડ્યો અને તેની સાથે જ પંજાબ અને સ્વરાજના કાર્યને પણ તેટલો જ ફટકો પડ્યો. હવે આપણે ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું રહ્યું અને નાની કોમોનો વાળ વાંકો ન થાય એ માટે હરભોગે ખોળાધરી આપવી રહી. જો ખ્રિસ્તીઓ યુરોપીઅનોનો ટોપો અને બીજો પોષાક પહેરવા માગતા હોય તો તેમને તેમ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઇયે. જો પારસી-ઓનો પોતાના ફેંટાને વળગી રહેવાનો આગ્રહ હોય તો તેમને તે વાપરવાનો પૂરેપૂરો હક છે. વળી એ બન્ને કોમો સરકારની જોડે સહકાર કરવામાં અને તેના મળતીયા બની રહેવામાં જ પોતાની સલામતી જોતી હોય તો તેમના માથા ભાંગીને નહિ, પણ તેમને દલીલથી સમજાવીને જ આપણે તેમને જીતી લેવા જોઇયે. દબાણ કરીને તો ઉલટું આપણે જેટલું દબાણ વાપરશું તેટલી સરકારને મજબૂતી જ આપીશું. કારણ દબાણની સામગ્રીમાં તો સરકાર આપણને કયાયે ટપી જાય એમ છે. આમ આપણે સરકારના કરતાં વધુ દબાણનો રસ્તો લેવો એ હિન્દુસ્તાનને આજના કરતા વધુ ગુલામીમાં સંડોવવા બરાબર છે.

સ્વરાજનો અર્થ તો એ છે કે આપણામાંના નાનામાં નાનાને પણ તેને રૂચે તે માર્ગે, આપણી તરફથી તેની સ્વતન્ત્રતામાં લેશ પણ શારીરિક દખલ થયા વગર જવાની સ્વતન્ત્રતા. અહિંસામય અસહકારથી આપણે એવો સ્વતન્ત્રમાં સ્વતન્ત્ર પ્રજામત કરાવીયે છીયે અને એનો અમલ કરાવીયે છીયે. અને જ્યારે લોકમત એટલો સ્વતંત્ર હોય છે ત્યારે બહુમતી મુજબ કામ ચાલે એ દેખીતું છે. જો આપણી બહુમતી ન હોય અને આપણે ઓછી સંખ્યાવાળા

હોઇયે તો બહુમતીના દબાણ સામે પણ આપણા મતને વળગી રહીને આપણે આપણા ધર્મને શોભાવીયે. હઝરત મહમ્મદ પયગંબરે પણ બહુમતીનું બધું દબાણ બરદાસ જ કર્યું અને પોતાના દીનને વફાદાર રહ્યા. અને અન્તે જ્યારે અલ્લાહની કૃપાથી એમના દીનની આણ ફેલાઇ ને એમની બહુમતી થઇ ત્યારે એમણે પોતાના અનુયાયીઓને શું ફરમાવ્યું? તેમણે ફરમાવ્યું કે ધર્મની વાતમાં દબાણ ન થાય. આ વચનને આપણે હૈયે રાખીયે અને હવે પછી ખબરદાર રહી ફરી કદી કાવાથી કે વાચાથી એ ફરમાનનું ઉલ્લંઘન કરી આપણી એવી મૂર્ખાઇથી આપણી જ પ્રગતિના માર્ગમાં કદી વિઘ્ન ન આણીયે.

---

# મારી નોંધ

## અપવાસ પછી

આ નોંધ હું અપવાસ છૂટયા પછી શરૂ કરૂં છું, જ્યારે 'યંગ ઇંડિયા'નું પણ લખાણ અપવાસ દરમિયાનનું છે. અપવાસ દરમિયાન જે વિચારો આવ્યા તેમા ને હવે કરી રહ્યો છું તેમાં હું કંઇ તફાવત નથી જોતો. અપવાસ પૂર્વેના મારા વિચારો દૃઢ રહ્યા છે.

## એક ફેરફાર

માત્ર એક ફેરફાર થયો છે. પણ તે અપવાસને લીધે નથી, પણ જે દૃશ્ય મેં મુંબઇમાં ૧૭મી તારીખ ને ગુરૂવારે જોયું ને જે બીનાઓ વિષે મેં શુક્ર અને શનિવારે સાંભળ્યું તેથી થયો છે. હું હવે જોઇ શકું છું કે સવિનય ભંગને સારૂ આપણે હજુ તૈયાર નથી બારડોલીમાં સવિનય ભંગ આજે કરવો એટલે આપણે બાજીને હારી જવાની રહી. સવિનય ભંગનુ તાત્પર્ય એ છે કે આપણને સ્વરાજ મળે, આપણે ખિલાફતનો ફેંસલો મેળવીયે ને પંજાબને સારૂ સરકાર પાસે આપણે માફી મગાવીયે. આ ત્રણમાંથી એક હેતુ આ સ્થિતિમા કાયદામંગથી ન જ મળે. મુંબઈ અને બારડોલી-આણંદ વચ્ચે એટલો નિકટ સંબંધ છે કે એકબીજાની વચ્ચે મદદ કરવાની શક્તિ અને ઇચ્છા રહ્યાં છે. આપણે બારડોલી અને આણંદમાં સવિનય ભંગ શરૂ કરીયે ને મુંબઇ અવિનયી બને તો જરા વિચારથી પણ જોઇ શકાય કે મુંબઇની આપણને મદદ ન મળે, એટલું જ નહિ પણ મુંબઇ આપણી લડતને નુકસાન પહોંચાડે. સ્વચ્છન્દી ભંગ એ સરકારની સાથે પૂરા સહકાર વિના બીજું કશું નથી. શું આપણે હજુ સમજ્યા નથી કે આ સરકાર કેવળ આપણી નબળાઇઓ ઉપર, કાયદાઓ સ્વચ્છન્દે તોડવાની આપણી આદત ઉપર, આપણી મારફાડ ઉપર નભે છે? વકીલોના અસહકારથી સરકાર જેટલી નબળી થઈ છે. તેના કરતાં વધારે નબળી આપણી શાન્તિને લીધે થઇ છે. વકીલવર્ગના

ઉપર કાબૂ મેળવવો. તે પણ આપણા ભાઈ છે. તેમને આપણે છોડી નહિ શકીએ. તેમ તેમને વશ પણ ન થઈ શકીએ. જો તેમને વશ થઈને કામ ચલાવીએ તો હિન્દુસ્તાનમાં સ્વરાજ નહિ હોય પણ મવાલીરાજ હશે. મવાલીઓને રાજ કરવા દેવું એ તેમને ને આપણને બન્નેને મરવા જેવું છે. પણ આપણે જાણી લેવું જોઈએ કે મવાલીરાજની લોકો એક ઘડી પણ ખરદાસ્ત નહિ કરે. મવાલીરાજમાં રહેલો જાનમાલની નુકસાનીનો તાત્કાળિક ભય વહોરી લેવા કરતાં તેઓ સરકારનું તાત્કાળિક રક્ષણ વધાવી લેશે તેથી આપણે મવાલીઓને ઓળખી, તેમની જોડે મસલત કરી, તેઓને ધર્મનું ને દેશનું હિત સમજાવી, પોતાની અશાન્તિથી દેશકાર્યમાં ભંગ ન પાડવા વીનવવા જોઈશે. આ તો બહુ લાંબો કાર્યક્રમ છે એમ કોઈએ માનવું નહિ. મુંબઈમાં આ કામ પંદર દિવસમાં થઈ શકે છે. મવાલીઓને હું સીધા ને ભોળા પણ કર્મને વશ થઈ આડે માર્ગે ઉતરેલા ભાઈઓ માનું છું. તેઓને આપણે આપણા અન્ધ સ્વાર્થને સારુ બૂરા બનાવ્યા અથવા રાખ્યા છે. એટલે તેઓ આ ધર્મયુદ્ધમાં વચમાં ન પડે એ સ્થિતિ સહેજે આણી શકાય તેમ છે. તેઓની લૂંટફાટ કરવાની કે મારામારીની ટેવોનો ઉપયોગ તેઓ અસહકારને સમયે ન કરે. આપણે તેઓની ઉપર એટલી પણ અસર ન પહોંચાડી શકીએ તો આપણે સ્વરાજને સારુ નાલાયક ઠરીએ ધારો કે અંગ્રેજ સત્તા હિન્દુસ્તાનમાંથી ગઈ, તો પછી મવાલીઓની આફતોમાંથી આપણને કોણ બચાવશે? આ ચોખવટ કંઈ સ્વરાજની પછી નથી થવાની, પણ એ ચોખવટ થવી એ સ્વરાજ મળવાની એક શરત છે. જો તેઓને આપણા પ્રેમ વડે આપણે વશ ન કરી શકીએ તો તેઓને વશ રાખવા જેટલું તલવારબળ તો આપણી પાસે નથી જ. અને મારા જેવા તો તેઓની તલવારથી મરવું પસંદ કરે પણ તેમને તલવારથી મારીને જીવવાનો પ્રયત્ન પણ ન કરે.

## આમાં વિઘ્નો

આ સુધારો થવો મહેલ છે, પણ આપણા માર્ગમાં વિઘ્નો છે. આપણા દેશમાં હાલ ચાર મત વર્તે છે:

૧. જેઓ માને છે કે ખૂનરેજી વિના સ્વરાજ મળવાનું જ નથી. તેથી તેઓ શાન્તિનો ઉપયોગ અશાન્તિ પ્રવર્તાવવા સારુ કરે છે.

૨. જેઓ શાન્તિ અશાન્તિ બન્ને સાથેસાથે ચલાવવાથી જ કલ્યાણ છે એમ સમજનારા છે; તેથી અશાન્તિને પણ વધાવે છે. આવાનો હેતુ આત્મશુદ્ધિ નથી પણ સરકારને પજવવી એ જ છે.

૩ જેઓ અશાન્તિને રોકતાં છતાં તે ચાલ્યાં જ કરે તો પણ શાન્તિના કોઈ પ્રયોગને બંધ કરવાને ઇચ્છતા જ નથી.

૪. જેઓ સરકારની સાથે રહીને જેટલું કામ થઈ શકે તેટલું જ કરવાયોગ્ય છે એમ માનનારા છે.

તા. ૨૭-૧૧-૧૯૨૧

૫. જેઓ શાન્તિને અખતરા રૂપે, પૉલીસી તરીકે માની તેનો ફેલાવો કરે છે ને જ્યારે તે અખતરો ચાલે છે ત્યારે તેઓ મનથી દુઃખી થાય છે.

૬. જેઓ શાન્તિ જ હિન્દુસ્તાનની મુક્તિનો ને હિન્દુમુસલમાનની એકતાનો માર્ગ છે એમ જાણી કામ કરે છે ને તેથી જાણ્યેઅજાણ્યે પણ લોકો તરફથી થતા ઉપદ્રવ પસંદ નથી કરતા.

સ્હેજ વિચાર કરતાં પણ આપણને માલમ પડવું જોઈએ કે પાંચમો ને છઠ્ઠો વર્ગ જ આપણને મદદ કરનારો છે ને આપણું કામ કેવળ પાંચમા ને છઠ્ઠા વર્ગથી જ ચાલી શકે. બીજા બધા વર્ગ આપણને નુકસાન કરનારા છે. તેઓને આપણે વિનયથી, દલીલથી, સેવાથી આપણા કરી લેવા રહ્યા. પણ ચોથો વર્ગ સહકારીઓનો એવો ભયાનક નથી કે જે આપણને બહુ નુકસાન કરી શકે. વળી તે વર્ગને આપણે ઓળખીયે છીયે, તેનો સંઘ છે, તેની પ્રવૃત્તિ જાહેરમાં ચાલે છે. પહેલા ત્રણ વર્ગને સંઘ નથી, તેઓને કોઇ સંસ્થા નથી, તેઓનું મંડળ નથી. તેઓ દેશમાં સર્વત્ર છૂટાછવાયા પડયા છે ને જ્યારે લાગ ફાવે ત્યારે ને ઉપજાવી શકે ત્યારે લોકો પર અસર પાડે છે આ લોકો છૂટાછવાયા રહેવાથી તેમને પહોંચવું મુશ્કેલ છે. પણ જ્યારે જ્યારે ઉપદ્રવ થાય ત્યારે ત્યારે તેઓ મેદાનમાં આવે છે ને લોકોમાં અશાન્તિ ફેલાવે છે. આમાંના કેટલાક શુદ્ધ હેતુથી પણ અજ્ઞાનપણે અમલદારી ગંડળોમાં દાખલ થઇ પોતાનો મત ચલાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેઓની પ્રવૃત્તિ વધારે નુકસાનકારક નીવડે છે. આ બધા મતવાળા મુંબઇમાં ગુરૂવારથી રવિવાર સુધી કામ કરતા હતા. તેથી જ આપણે તરેહતરેહની અફવાઓ સાંભળી ને જે ટોળું રમઝટ વિખરાઈ જવા ઇચ્છતું હતું તે જ ટોળું બીજાથી ભોળવાઇ પાછું ફર્યું.

## છૂપી પોલીસ

કોઇ કહે છે કે આ બધું કામ છૂપી પોલીસનું જ હતું. હું બિલકુલ માનતો નથી. છૂપી પોલીસનો તેમાં ભાગ હતો એ વાત ખરી. છૂપી પોલીસના કેટલાક માણસોને ઉપદ્રવ વિના ચેન જ ન પડે. પણ છૂપી પોલીસ ઉપરાંત જે છૂટા માણસો પોતાનો મત ધરાવતા હતા તે પણ કામ કરી રહ્યા હતા ને તેમાં મવાલી લોકો, જેનો ધંધો જ લૂંટ વગેરેનો રહ્યો, તેઓ તો ખૂબ ખોટી અફવાઓ ઉડાવી પોતાનું કામ કરી રહ્યા હતા.

## એક જ ઉપાય

આપણી પાસે એક જ ઉપાય છે. આપણો માર્ગ સીધો છે. આપણે આ બધાની ઉપર અસર મેળવવાની રહી. બધા જ્યારે લોકોને સોગઠી બનાવી રહ્યા હોય ત્યારે જો લોકો બરોબર સમજે કે તેઓને તો અસહકારીઓનું જ માનવું છે તો તેઓ કોઇ ઉપદ્રવમાં ન ભળે. એમ જ્યારે કરી શકીયે ત્યારે શાન્તિ પ્રસરી શકે. અને શાન્તિ પ્રસરી શકી છે તે બતાવે છે કે આપણામાં તે ફેલાવવાની ને જાળવવાની શક્તિ છે. આપણે સાચા ને ઉદ્યમી

થવું જોઇયે. આપણાં સાધન વિષે આપણને પૂરો ભરોસો હોવો જોઇયે. આપણે સાવધાન રહેવું જોઇયે. મુંબઇના કાર્યવાહકો ભાન ભૂલ્યા. તેઓ ગફલતમાં રહ્યા. તેઓએ માની લીધું કે હવે તો લોકો ઉપદ્રવ ન જ કરાય એમ સમજી ગયા છે. તેથી તેઓએ શાહજાદાના આવકારના બહિષ્કારની તૈયારીઓ પુષ્કળ કરી, પણ તે વેળા શાન્તિ જાળવવા સારૂ જે પૂરા ઉપાયો પહેલાં લેવાના તેટલા ન લીધા. પરિણામ આપણે જોયું. ગમે તેમ હો, પોલીસની ખટપટ છતાં પણ શાન્તિ આપણામાં આવે ત્યારે જ આપણે સરકારથી ચડ્યા ગણાઇયે, ત્યારે જ આપણે સ્વરાજને સારૂ લાયક થયા ગણાઇયે. પોલીસની ઉપર વાંક ઢોળી આપણે પોતાને ફોસલાવતા રહીશું તો આપણે હારી જવાના. દુશ્મન જ્યારે આપણને પજવી નાખે, અણધાર્યાં પગલાં ભરે ત્યારે આપણે એમ કહીયે કે 'દુશ્મન તો જીતવા જ નથી દેતો, આપણને સાસ ખાવા જ નથી દેતો' તો આપણે લડવૈયા મટ્યા. દુશ્મન ગમે તેમ કરે તોપણ આપણામાં લડવાની શક્તિ છે એમ આપણે સિદ્ધ કરીયે ત્યારે જ જીતવાની આશા રાખીયે. સરકાર બધું કરી શકે છે તોપણ આપણે શાન્તિ જાળવી શકવાના છીયે એમ આપણે ન કરી શકીયે ત્યાં લગી આપણે જીત મેળવવાની આશા જ મેલવી.

## આત્મનિરીક્ષણ

તેથી પોલીસની ખોડ કાઢવાને બદલે આપણો ધર્મ આપણી પોતાની ખોડ કાઢવાનો છે. આપણે એવા ભોળા કેમ નીવડ્યા કે આપણે ગમે તે અફવાઓ માની લીધી ? આપણે બળાત્કારો કર્યા કે નહિ ? આપણે પરદેશી ટોપીઓ પડાવી કે નહિ ? આપણે ટ્રામગાડી બાળી કે નહિ ? આપણે પીઠાં બાળ્યાં કે નહિ ? આપણે બીજાઓને નુકસાન કરતા જોઇ તેમાં ભાગ લીધો કે નહિ ? આપણે આપણા મનમા મેલ રાખ્યો કે નહિ ? આપણે મનમા સહકારીઓ તરફ વેરભાવ રાખ્યો કે નહિ ? જો આપણે એ બધું કર્યું હોય—અને મેં જોયુ છે કે આપણે કર્યું છે—તો આપણે ઇશ્વર પાસે હાથ જોડી માફી માગવી જોઇયે, તો આપણે આત્મશુદ્ધિ કરવી જોઇયે ને હવે પછી તેમ ન કરવાની પ્રતિજ્ઞા લેવી જોઇયે. 'આપ ભલા તો જગ ભલા' એ કહેવતમા ભારે સિદ્ધાન્ત છુપાયેલો છે. આપણે મેલા ને બીકણ હોવાથી હરેક અમલદારને ને પોલીસને આપણો દુશ્મન માનીયે છીયે. આપણે જો બીક મેલીયે તો છુપી કે ઉઘાડી પોલીસથી ન ડરીયે ને કોઇના ભમાવ્યા ન ભમીયે. આપણે કેવળ અંતરબળથી જ ઝુઝવા માગીયે છીયે, અને તે બળે કોઇનું આપ્યું મળે તેમ નથી. તે તો ઇશ્વરની પાસેથી જ મળે. આપણી નબળાઇઓને જીત્યા એટલે સ્વરાજ મળ્યુ.

## § કીમતી કારણો !

બિહાર સરકારના પ્રકાશન ખાતાએ હિન્દુસ્તાનીમાં પત્રિકાઓ કાઢી છે. પરદેશી માલનો બહિષ્કાર કેમ ન કરવો તેનાં દસ કારણો તેમાં આપ્યાં છે સુધારા કેમ ચાલે છે અને લોકોને ખર્ચે તેમને કેમ ઉંધા પાટા બંધાવવામાં આવે છે તે વાચકોએ જાણવું જોઇયે. જુઓ આ કારણો:

તા. ૨૭-૧૧-૧૯૨૧

૧. હિન્દુસ્તાનમાં બનતું કાપડ આપણી માગ પૂરતું નથી.

૨. લોકોને લાંબા વખતથી ઝીણાં કપડાં પહેરવાની ટેવ પડી ગઈ છે, એટલે દેશી સૂતરનાં કપડાં પહેરવાં તેમને બોજદાર લાગે છે.

૩. હિન્દુસ્તાનની મીલો પણ ઝીણા કાપડ માટે પરદેશી સૂતર વાપરે છે.

૪. જો આપણે પરદેશી કાપડનો ત્યાગ કરીશું તો સને ૧૯૦૫માં જે દશા થઈ હતી તે થશે. તે વખતે સ્વદેશીની ચળવળને લીધે હિન્દુસ્તાનની મીલોએ ભાવ ચડાવી દીધા હતા અને આપણા પૈસા નીચોવી લીધા હતા. આપણે ભોગે મીલવાળાઓ તાગડધિન્ના કરશે.

૫. જ્યાં સુધી પરદેશી કાપડ આયાત થાય છે ત્યાં સુધી પરદેશી કાપડ અને હિન્દુસ્તાનના કાપડ વચ્ચે હરિફાઈ રહે છે, અને તેથી મીલવાળાઓ ભાવ ખૂબ વધારી દઈ શકતા નથી.

૬. હિન્દુસ્તાનમાં જેટલું કાપડ જોઈયે તેટલું બનાવવા માટે પૂરતી મીલો અને હાથસાળો નથી.

૭. હાથકંતામણ ફાયદાકારક નથી, કારણ તેમાં રોજના બે આનાથી વધુ મળી શકતું નથી.

૮. હાથસાળ ઉપર બહુ ઓછું કામ થાય છે માટે તેમાંથી વિશેષ ઉત્પન્ન થઈ શકે નહિ.

૯. આવા બહિષ્કારથી ખૂબ ધાંધલ મચશે તથા અશાન્તિ ફેલાશે અને હિન્દુસ્તાનની પ્રગતિ ઘણી અટકી પડશે.

૧૦. કાપડની કીમત વધી જવાથી ગરીબોને સોસવું પડશે અને બધે અસન્તોષ ફેલાશે.

આ કીમતી કારણો વિષે લૉર્ડ સિંહ કાંઈ નહિ જાણતા હોય એવી હું આશા રાખું છું. પરન્તુ તેથી કંઈ તેઓ જવાબદારીમાંથી છટકી શકતા નથી જ. હું કબૂલ કરું છું કે એક મોટા પ્રાન્તના વહીવટમાં તેનાં બધાં ખાતાંની વિગતો ઉપર અંકુશ રાખવો એ કોઈ પણ માણસને માટે અશક્ય છે. પણ તે જ તો કોઈ પણ સ્વમાનવાળા માણસે આ સરકારની નોકરી ન કરવી ઘટે એની ખરી દલીલ છે. આ તન્ત્રની યોજના જ એવી છે કે હિન્દુસ્તાન પૂરેપૂરું નીચોવાઈ જાય અને પરદેશી મૂડીવાળાઓ—ખાસ કરીને લૅન્કેશાયરની મીલોવાળા—ના લાભ માટે પરદેશી ધૂંસરી તેના ઉપર કાયમ રહે. દરેક ખાતું આવા સ્વાર્થને ખાતર જ ચલાવવામાં આવતું ન હોય તો મેં ઉપર જેનો તરજુમો આપ્યો એવી જાતની પત્રિકા અશક્ય જ હોય. રાષ્ટ્રીય સરકારનું સ્વાભાવિક કામ હાથસાળો અને રેંટિયા વધારવાનું તથા હાથે કાંતેલા સૂતરના કાપડથી બજારોને ભરી દેવાનું હશે. રાષ્ટ્રીય સરકાર મીલોવાળાઓને અયોગ્ય રીતે ભાવો વધારી દેતા અટકાવશે. ગામડાના આ મહાન ઉદ્યોગને માટે જે જબરી ચળવળ ઉપડી છે તેનો લાભ લઈ તે ઉદ્યોગને જમાવવાનું કામ રાષ્ટ્રીય સરકાર

કરશે. આ કીમતી કારણોના પ્રણેતાને એટલું પણ સૂઝ્યું નથી કે ઘણા લોકો તો અત્યારે પણ જીર્ણ કાપડ પહેરતા નથી. કાંતવાનું કામ નવરાશના વખતમાં કરવાનું છે અને કંતામણના દામ લાખો માણસોને તો આપવા પણ નહિ પડે. તેઓ પોતે જ પોતાનું સૂતર કાંતી લેશે. એટલે જેમ વીશીના ખોરાક કરતાં ઘરનો ખોરાક સસ્તો પડે છે તેમ હાથે કાંતેલું સૂતર મીલના સૂતર કરતાં સસ્તું જ પડવાનું. આ સરકારી પત્રિકા ઉપરથી આપણે તો એ જ બોધ લઈએ કે દેશીની આપણી પ્રવૃત્તિ બમણા જોસથી ચલાવીએ અને રાષ્ટ્રનું જીવન કોરી ખાતા કીડા જેવી આ સરકારની પદ્ધતિનો અન્ત લાવવામાં વિલંબ ન કરીએ.

---

તા. ૪-૧૨-૧૯૨૧

# વડી ચાવી

ताप त्रिविध प्रेमआप दूर ही करे । *

—તુલસીદાસ

મોટી સંસ્થાઓમાં કોટડીઓને સારુ એક ચાવી હોય છે તે બધા દરવાજાને લાગુ પડે છે. તે તે દરવાજાની ચાવી તો તેને જ સારુ કામની હોય છે, પણ એક અધિકારીની પાસે બધે લાગુ પડે એવી ચાવી રહે છે. તેને અંગ્રેજીમાં 'માસ્ટર કી' કહે છે. તેનો તરજુમો 'વડી ચાવી' મેં આ લેખને મથાળે મુકેલ છે.

ધારાસભાના બહિષ્કારથી ધારાસભામાં જનારા અટકે, નિશાળોથી નિશાળીઆ ને અદાલતોથી લડનારા અટકે અને એ બધામાં પૂરી અસર ન પહોંચે ત્યારે તે પગલાંનાં પરિણામો વિષે શંકાઓ ઉઠે.

પણ બધાની વડી ચાવી—સર્વોપરી માત્રા પ્રેમમાં રહેલી છે.

જે અસહકારમાં પ્રેમ નથી તે રાક્ષસી છે; જેમાં પ્રેમ છે તે ઈશ્વરી છે. પેગંબર સાહેબે મક્કાના આરબોની સાથે તેર વર્ષ અસહકાર કર્યો તે પ્રેમને વશ થઈને. મક્કાના આરબોની આંખો તેમણે પ્રેમથી ઉઘાડી. મીરાંએ કુંભારાણાની સાથે અસહકાર કર્યો તે કંઈ દ્વેષથી નહિ. કુંભારાણાની શિક્ષાઓ એણે પ્રેમપૂર્વક સ્વીકારી. આપણા અસહકારનું મૂળ પણ પ્રેમમાં જ છે. તેના વિના બધું ખાલી છે. પ્રેમ વડી ચાવી છે એટલું જ નહિ, પણ એ જ એક ચાવી છે. નિશાળનો ત્યાગ કરનારા જો ત્યાગ ન કરનારાનો દ્વેષ કરે તો ત્યાગ કરનારાનો ત્યાગ શુષ્ક ગણાય. ધારાસભામાં

* પ્રેમરૂપી જળ જ આ સંસારમાં ત્રિવિધ તાપને દૂર કરનારું છે.

ता. ४-१२-१९२१

જનારનો દ્વેષ કરીયે તો ધારાસભાનો આપણો ત્યાગ નકામો જાય. જેઓ આપણું ન માને તેને પ્રેમથી જીતવા એ ધાર્મિક વૃત્તિ; તેઓની ઉપર રોષ કરવો એ રાક્ષસી —નાસ્તિક વૃત્તિ.

આપણે શરમ સાથે કબૂલ કરવું જોઇયે કે આપણા ત્યાગમાં થોડેઘણે અંશે રોષ, ઝેર ઇત્યાદિ રહ્યાં છે ને તેથી જ એ ત્યાગ પૂરો શોભ્યો નથી ને ફળ્યો પણ નથી. જેટલા માણસોએ ત્યાગ કર્યો તે બધાએ તે નહિ કરનારનો દ્વેષ ન કર્યો હત તો આપણી સ્થિતિ આજે ઘણી જ સરસ હોત ને આપણે સ્વરાજ સ્થાપવાની સ્થિતિમાં હોત.

એટલે આપણું મોટામાં મોટું કાર્ય પ્રેમનો વરસાદ વરસાવવાનું છે. પ્રેમ વરસાવવો એટલે ભળી જવું એમ નહિ. એ તો મોહ કહેવાય, એ તો સહીઆરું ગણાય. આપણો વિરોધ કરતા હોય તેમની ઉપર પણ પ્રેમ રાખવો, તેમને મૂરખ ન માનવા, તેમની સેવા કરવી, એ પ્રેમ છે. હિન્દુ હિન્દુની ઉપર પ્રેમ બતાવે તેમાં કંઇ નવાઇ ન હોય, પણ હિન્દુ મુસલમાનની ઉપર તેટલો જ પ્રેમ રાખે તેના રીતરિવાજો બરદાસ કરે એમાં ખલાઇ રહેલી છે. સહકારી સહકારીની સાથે ભળે તેમાં શી નવાઇ છે? પણ અસહકારી સહકારીની ઉપર, તીવ્ર મતભેદ છતા, મહોબત કરે, ધીરજ રાખે, તેમાં વીરતા છે, તેમાં નમ્રતા છે. તેમને ઉતારી પાડવા, તેમને તુચ્છકારી કાઢવા, તેમની હુરીઓ કરવી તેમાં મોટાઇ નથી, પણ તેમને ત્યાં ઉઘાડે પગે જઇ તેમની સેવા કરવામાં મોટાઇ છે.

આ કામ આપણે યોગ્ય રીતે નથી કર્યું. મેં તેની ઉપર લખ્યું છે, પણ જોઇતો હતો તેટલો ભાર નથી મુકયો તેથી હું પસ્તાઉં છું. મુંબઇના અનુભવે મારી આંખ ઉઘાડી છે. મુંબઇના અનુભવે મારી સહિષ્ણુતાનું છીછરાપણું મને બતાવ્યું છે. જ્યારે જ્યારે સહકારીઓની જાત પર શાબ્દિક હુમલા થયા છે ત્યારે ત્યારે જો હું કડક બન્યો હત તો અત્યારે આપણી ઉન્નતિ ઘણી વધારે થઇ હત. દરેક વેળાએ જ્યારે કોઇએ ટોપીઓ બળાત્કારે ઉતારી ત્યારે હું ખૂબ સામે થયો હત તો આજે પરિણામ ઘણું વધારે સારું આવ્યું હત. આવી મહાન લડાઇનું નાયકપણું ભોગવવું ને સંપૂર્ણતાએ જાગૃત ન રહેવું એ મહાપાપ છે એમ હું જાણું છું. આ લડતના નાયકમાં જો દીનપણું, મોળાશ, લાચારી હોય તો તેણે પોતાનો હોદ્દો છોડવો જોઇએ.

હવે આપણે સહકારી પ્રત્યે, પારસી ખ્રિસ્તી પ્રત્યે, અંગ્રેજ પ્રત્યે મનમાંથી રોષ કાઢી નાખીએ. તેમને પણ ભાઇ ગણીએ. તેમનો બહિષ્કાર ન કરીએ. તેમના પાણી, હજામ વગેરે ન રોકીએ, તેમને જમાડી જમીએ, તેમની સેવા કરી રીઝીએ. જો બધા ધર્મમા રહેલો આ કાયદો આપણે સમજી શકીએ તો અને તો જ સ્વરાજ વહેલું ને સહેલું છે. તેથી જ્યાં જ્યાં કાયદાના સવિનય ભંગની તૈયારીઓ થઇ ગઇ છે ત્યાં ત્યાં તો આપણે પહેલું કામ એ કરવાનું રહ્યું છે કે સહકારીમાત્રને મળી લેવું ને તેઓની સાથે મતભેદ છતાં મિત્રતા જાહેર કરવી.

---

# હિન્દુ મુસલમાન પારસી

મારી ઉપર હિન્દુઓ તરફથી તેમજ પારસી ભાઇબહેનો તરફથી કાગળો આવ્યાં જ કરે છે. એકબીજાના દોષો બતાવ્યાં કરે છે. આમ કરવાથી આપણે ખરો સંપ પેદા નહિ કરી શકીએ. હિન્દુમુસલમાને યાદ રાખવું જોઇએ કે પારસી કોમ નાની છે ને લગભગ એક જ ઠેકાણે વસે છે, તેથી તેના દોષ આપણી નજરે તરી આવે છે; ગુણ ભૂલી જવાય છે. જો આપણે કુટુંબીઓના દોષ જ જોવા બેસીએ તો જગતમાં પૂર્ણ તો આપણે જ ગણી જવાના અને બાકીના બધા એવા તો દોષથી ભરેલા લાગશે કે તેના સ્પર્શથી પણ આપણે અભડાઇ જઇએ. પણ સત્ય એ છે કે આમ દોષ જોનાર પોતે સહુથી મોટો પાપી હોય છે.

દોષ જોનાર પોતાની નબળાઇનું દર્શન કરાવે છે. અને જે હિન્દુમુસલમાન, પારસી ભાઇઓના દોષ જ કાઢયા કરે છે તે અવશ્ય નબળા છે. આપણા જ દોષ આપણે જોઇ શકીએ તો આપણે ચડીએ ને બીજાને ચડાવીએ. આપણો મોટો દોષ તો એ છે કે આપણે સહિષ્ણુતા ખોઇ બેઠા. આપણે નવો ધર્મ સ્વીકાર્યો તેથી તેની મર્યાદા ભૂલી ઝનુની બન્યા. અસહકાર આપણને જડયો, આપણે તેને ઓળખતા થયા, તેથી જેઓ તે ન ઓળખે તેમને આપણે અક્કલ વિનાના, અણસમજુ, દેશદ્રોહી, પાપી માન્યા! આમ માની આપણે આપણા અસહકારને લજવ્યો. ગઇ કાલે જ આપણે સહકારી મંડળોમાં બિરાજતા હતા એ ભૂલી ગયા. ધીરજ ખોઇ. બજારોમાં પરદેશી કાપડની ટોપીઓ ઉતરાવી આપણી પોતાની કેડે રહેલું વિલાયતી ધોતીયું તો આપણે ભૂલી જ ગયા!

તા. ૪-૧૨-૧૯૨૧

પારસી ભાઇઓની ટીકા આપણે ખૂબ શરૂ કરી. એ તો સમજવાના જ નહિ એમ માની લીધું. એઓએ અંગોરા ફંડમાં, તિલક સ્વરાજ ફંડમાં પૈસા આપ્યા તે ભૂલી ગયા. એઓમાંના ઘણાએ ખાદી પહેરી, પારસી બહેનો પણ ખાદી પહેરવા લાગી છે, એ બધું ભૂલી ગયા ને પારસી ભાઇબહેનો પર ખીજવાયા. તેમનામાંનાઓએ કરેલા ત્યાગને વીસારી મુક્યો.

'પણ પારસીઓએ જે બધો જુલમાટ કર્યો તેનું શું?' કોઇ એમ પૂછે છે. આપણે પોતે એક લાખ હોત તો શું કરત તેનો વિચાર આપણે ન કરીયે? આપણે બાવીસ કરોડ કે સાત કરોડ મટી હિન્દુસ્તાનમાં કેવળ એક લાખ જ રહી જઇયે તો આપણે શું કરીયે એનો ખ્યાલ લાવીયે તો આપણને ખબર પડે. દરેક વાંચનાર કોઇ જગાએ તો પોતે થોડી સંખ્યામાંનો રહ્યો હશે. તે સમયને પોતે વિચારી લે. હજુ હિન્દુ મુસલમાને એકબીજાનો ભય તદ્દન છોડયો નથી તો પારસી પોતાનો ભય તુરત છોડી દે એવું તેઓ કાં માને? પારસીઓની સાથે વેર બાંધી હિન્દુમુસલમાન રાજ્ય કરવા ધારે તો એ મલિન ઇચ્છા ગણાશે. નાની કોમોની મિત્રતા કરવી ને તેઓને અભયદાન દેવું એ હિંદુમુસલમાનનો પ્રથમ ધર્મ છે. તેઓને જીતવાનો પ્રયત્ન કરતાં તેમને અમૂલ્ય રત્નો હાથ લાગશે.

યાદ રાખવું જોઇયે કે ઇશ્વર નોધારાનો આધાર છે. જો આપણે નાનાની રક્ષા કરશું તો આપણે પોતે રક્ષાને પાત્ર થઇશું. મૌલાના અબદુલ બારી સાહેબે લખ્યું છે તે સત્ય વાક્ય છે કે નાની કોમોની સાથે મિત્રતા કરવામા આપણી પરીક્ષા આવી જવાની છે. તેઓને નિર્ભય નહિ બનાવીયે તો આપણે પોતે કદી નિર્ભય નહિ બનીયે.

નાનકડી કોમો હિન્દુમુસલમાન પાસે લાચાર થતી આવે એમ તેઓએ ન ઇચ્છવું જોઇયે, ન વર્તવું જોઇયે. આપણો ધર્મ છે કે આપણે પારસી, ખ્રિસ્તી વગેરેને બોલાવીયે, તેમની તરફ મિત્રભાવ રાખીયે.

આમ કરતાં ખોટી ખુશામત હું સૂચવવા ઇચ્છતો નથી. તેઓના દુઃખમાં ભાગ લેવો, તેઓની સાથે ટંટો ન કરવો, તેઓ સરકાર જોડે સહકાર કરે તોપણ આપણે સહન કરવો, તેઓનાં પરદેશી કપડાંની ટીકા ન કરવી, તેને સારૂ તેઓની ઉપર ગુસ્સે ન થવું ને શુદ્ધ હૃદયથી તેઓને આપણા ભાઇ સમજવા એ જરૂરનું છે.

આપણા પડોશમાં બે પારસી ને એક ખ્રિસ્તી રહેતા હોય તેમને જાણે આપણે કોઈ દહાડો મળ્યા જ ન હોઈએ તેમ તેઓની સાથે ન વરતવું, પણ તેમની સેવા કરવી ને તેઓને ઓળખવા એ આપણો ધર્મ છે.

---

## § જીવદયાને ખાતર—

વિનીત દળને મેં જે કાગળ લખ્યો છે તે આ અંકમાં બીજે આપ્યો છે.* એમાં અત્યારે મલબારમાં બની રહેલા બનાવોમાંની એકતરફી અગર તો પૂરવાર ન થયેલી એવી એકે હકીકતનો ઉલ્લેખ કર્યો નથી. છતાં મારી આગળ પડેલા પત્રવહેવારમાં જે ઘાતકી જુલમોના બનાવો વર્ણવેલા છે તેની આગળ પંજાબના જુલમો ફીકા પડે છે. અને તેમાં કેદી બંધવાઓનાં ગુંગળાટથી મરણ એ આજે અભેદ્ય થઈ પડેલા મલબારના કાળા કેરની કહાણીઓમાં સૌથી વધુ આગળ તરી આવનારી વસ્તુ હોય તોપણ તે સૌથી નિર્દય વસ્તુઓમાંની નથી એમ જ થઈ આવે છે. મતલબી હકીકતો ફેલાવનારાઓએ હિન્દુઓની આંખને આંધળી કરી મુકી છે તેથી તેમનું મન બહેરૂં બન્યું છે. મોપલાઓએ બળાત્કારે હિન્દુને વટલાવ્યા, અગર બીજે જુલમ ગુજાર્યો એ વાતનો હું ઇનકાર નથી કરતો, પણ તેટલા ખાતર નિરપરાધી મોપલાઓ ઉપર અગર તો અપરાધી મોપલાઓનાં બૈરાંછોકરાંઓ ઉપર તેનું વેર વાળવાની મારો આત્મા મને ના પાડે છે. તેમ જેમણે જુલમ કર્યાં તેમને રીબાવવામાં પણ મારા આત્માને કશો જ આનન્દ નથી. આવું વેર રાક્ષસી છે. તેમાં માણસાઈ નથી.

પણ હકીકતો અગર આરોપોનું બ્યાન કરવામાં હું અહીં નહિ ઉતરૂં. હું તો માત્ર રોષ છોડવા અને શાન્ત પડવા વીનવી રહ્યો છું. હું પૂછું છું કે સરકાર શું કરી રહી છે? મલબારના રક્ષણ સારૂ તે આટલી અસમર્થ કાં? કે મલબારમાં અત્યારે મોપલાઓ ઉપર વેર લેવું અને તેમને તેમજ તેમના ભોગ થઈ પડનારા હિન્દુઓને નિરાધાર કરી મુકવા એટલી જ વાતને તે પોતાનો ધર્મ સમજી રહી છે?

માની લઈએ કે અસહકારીઓએ જ મોપલાઓને સરકાર સામે ઉશ્કેરીને આ દાવાનળ સળગાવ્યા. આજે પણ હજી અસહકારીઓ મોપલાઓના ઝનુનનો ભડકો ચેતેલો રાખવામાં રોકાયેલા છે શું? તેઓએ બળવાને ઉખેડી કાઢવાને સરકારના

* મોપલાઓ વિષે—પૃ. ૬૬૧૨.

હાથ ઝાલી રાખ્યા છે ? સરકાર શા માટે અસહકારીઓને મોપલા પ્રદેશમાં જવાની અને તેમને વીનવવાની છૂટ નથી આપતી ? ત્યાં જઈને જો તેઓ પોતાનું વચન તોડે ને વિશ્વાસઘાત કરે તો ભલે તેઓને ગોળીએ દેવામાં આવે: સરકાર ખાનદાનીના વર્તાવને સારુ જોઈએ તો તેમનાં સગાંસંબંધીઓને સાનમાં પોતાને કબજે રાખે, પણ શાન્તિનો કોઈ ને કોઈ માર્ગ ખુલ્લો છતાં અને અસહકારીઓએ અમુક શરતે ત્યાં જઈ શાન્તિ ફેલાવવાનો પ્રયત્ન કરવા માગણી કરેલી હોવા છતાં કેવળ ખૂનરેજી અને નાશમાં જ મચ્યા રહેવાની જીદ ધરવી એ નરી સેતાનશાહી સિવાય બીજું કંઈ જ નથી.

અને જોકે હવે તો સમાધાનીનું કામ અત્યન્ત મુશ્કેલ કરી મુકવામાં આવ્યું છે, છતાં જો અસહકારીઓને અશાન્ત પ્રદેશોમાં દાખલ થવાની અને મોપલાઓને સમજાવવાની પૂરેપૂરી સગવડો કરી આપવામાં આવે તો સફળતા મળવાની બાબતમાં હજુ હું નિરાશ થતો નથી. તેમના શૌર્યની તેમણે તેનો ગમે તેવો અઘટિત ઉપયોગ કર્યો હોય તોપણ જુદી કદર કરવી ઘટે છે.

અને મદ્રાસ ઇલાકાના હિન્દુઓને પણ હું તેમનો રોષ તજી શાન્ત થવાને અને એવા અવિચારી મોપલાઓને માટે પણ પોતાના અન્તઃકરણમાં જગા કરવાને વીનવું છું. હિન્દુ ધર્મમાં કોઈ આખી કોમને તેમનામાંના થોડાકના અપરાધને સારુ તિરસ્કારવાનું કહ્યું નથી. વળી આ પરિણામની જવાબદારીનો તેમનો પોતાનો હિસ્સો પણ તેમણે ધ્યાનમાં લેવો ઘટે. તેઓ મોપલા કોમને જાણતા હતા. તેમનો સ્વભાવ સુધારીને તેમને વધુ સારા પાડોશી બનાવી લેવાની દિશાએ શા માટે હિન્દુઓ આટલા કાળ ઉદાસીન રહ્યા ? બેદરકારીનું પ્રાયશ્ચિત્ત આજે આપણે ભોગવવું જ રહ્યું.

અને એ ભૂલ ઉપર નવી ભૂલ કરીને આજે પાછા આપણે એ મોપલા પ્રત્યે કેવળ દયારહિત ન જ બનીયે. આજે મોપલાઓએ કરેલા અત્યાચારોથી ઇસ્લામને તો ધક્કો પહોંચ્યો જ છે. પણ એ અત્યાચારોની યાદ પ્રયત્નપૂર્વક તાજી રાખીને મોપલાઓનાં લોહી માગવાનો આગ્રહ પકડવાથી હિન્દુ ધર્મને તેટલી જ ઝાંખપ આવે છે એ આપણે કેમ ન જોઈ શકીયે ? એક જણે બળાત્કાર કે ખૂન કરવું એ તો ખરાબ છે જ; પણ એકના અત્યાચારનું વેર વાળવા બીજાએ તેનું અને તેના કુટુંબ-કબીલાનું સત્યાનાશ વાળવા નીકળવું એ એથી પણ ખરાબ નથી શું ? પહેલો અત્યાચારી તો મને લાગે છે 'ઝનુનમાં આવી જઈને મેં' આમ કરી નાંખ્યું' એવી દલીલ પણ

ઘડીભર કરી શકશે પણ પાછળથી એના વેરની ખાતર ઇરાદાપૂર્વક ઠંડે પેટે એનુ મનમાન્યુ સત્યાનાશ કરવા માગનારાથી એવો કશો જ બચાવ કરી શકાશે શુ?

હિન્દુઓ ,પોતાની મોપલાઓના લોહીની તરસથી ડાયર ઓડવાયરશાહીને વાજબી કરી ન થાપે એ જોવું ઘટે છે. જો મોપલાઓને અમાનુષ જુલમો અને નામોશીઓ દ્વારા જેર કરવામાં આજે આપણે સામેલ થઇયે તો શું એક કાલ્પનિક ઉત્પાત અને બીકના ભાર હેઠળ ડાયર ઓડવાયરે પંજાબમા ગુજારેલા કાળા કેરનો આપણે આપણા વર્તનથી ચોખ્ખો બચાવ નથી કરતા? મને ધાસ્તી છે કે મલબારનો દાવાનળ સળગતો રાખવામા સરકાર હિન્દુઓના રોષનો લાભ લઇ રહી છે મદ્રાસ અને મલબારના હિન્દુઓએ ચેતવું ઘટે છે

---

# † મોપલાઓ વિષે

(વિનીત જને પત્ર)

મિત્રો,

આપણે બધા બીજાં કામોમા એટલા બધા ગુથાયેલા છીયે કે મલબારમા ચાલી રહેલ કરુણ બનાવો ભાગ્યે જ આપણુ ધ્યાન રોકે છે,. અને છતા એ દુખદ પરિસ્થિતિનો હવે અન્ત આણવો એ બીજા કશાની ખાતર નહિ તો નરી જીવદયાને ખાતર પણ અત્યન્ત તાકીદની વાત થઇ પડી છે. મોપલાઓ ભલેને ચાહે તેટલા દુષ્ટ લોક હોય, છતા તેઓ આખર માણસજાત તો છે જ માણસને માટે કરીયે તેટલુ તો તેમને માટે આપણે કરી છૂટીયે તેમના બૈરાંછોકરાંઓ માટે તો આપણે કંઇક કરીયે વળી તેઓ પણ કંઇ બધા જ દુષ્ટ છે એવું થોડુ જ છે? એમા ઘણા નિર્દોષો પણ ગુન્હેગાર ગણાયા હશે એ તો દેખીતુ છે બળાત્કારે વટલાવવું એ ભયાનક વસ્તુ છે એ સાચુ, પણ મોપલાઓનું 'શૂરાતન' પણ એક વખાણવાલાયક વસ્તુ છે. તેઓ કંઇ ગમ્મતને ખાતર મરણીયા થઇ લડી નથી રહ્યા તેઓ જેને પોતાનો ધર્મ માને છે તેને ખાતર અને જે કામને પોતે ધાર્મિક સમજે છે તે કામે લડી રહ્યા છે તેમનામાના ઘણાખરાઓને આ લડાઇ ચાલુ રાખીને કશો અંગત લાભ મેળવવાપણુ છે નહિ. જો તેઓ પાપમા છે તો તે પાપ તેમના ઇરાદામાથી નહિ પણ તેમના અજ્ઞાનમાથી જન્મ પામ્યુ છે.

તા. ૪-૧૨-૧૯૨૧

જો આવી બહાદુર જાતિનો નાશ થઇ જવા દઇશું તો ભવિષ્યમાં તેની સદાને માટે આપણી વિરુદ્ધ યાદ અપાશે અને હિન્દુસ્તાનના બાયલાપણાના ચિહ્ન તરીકે તે કાયમ થશે.

હું હિંમતથી કહું છું કે જો જનાબ યાકુબ હસનને મલબાર જવા દેવામાં આવ્યા હોત, જો ખરી અસર પાડી શકે એવા મુસલમાનોને ત્યાં સરકારે શાન્તિ કરવા નોતર્યા હોત તો આ મહિનાના મહિના ભભૂકતી આગ કેટલાડાનીયે શમી ગઇ હોત.

છતાં હજુ પણ ઝાઝું મોડું નથી થઇ ગયું.

તલવાર તો આજ ત્રણ ત્રણ મહિના થયાં અજમાવી જોવાય છે, પણ એ નિષ્ફળ નીવડી છે. એ માની મોપલાઓને નમાવી શકી નથી. તેમ એ હિન્દુઓને પણ મોપલાઓના હુમલા કે બળાત્કારથી બચાવી નથી શકી. તલવાર મોપલાઓને આખા મદ્રાસ પ્રાન્તમાં ફરી વળતા અટકાવી શકી છે એટલું જ, રક્ષણ કશું જ નથી આપી શકી.

મારી ખાતરી છે કે 'અમારા હાથમાં શું છે?' એવો જવાબ તો તમે મને નહિ જ આપો. પોલીસ અને લશ્કરી ખાતા તમને સોંપાયેલાં ખાતાઓમાં નથી એ સાચું; છતાં તેટલા સારુ આ કામને વિષેની નૈતિક જવાબદારીમાંથી તો તમે નથી જ છૂટી શકતા. સરકારની મલબારને લગતી નીતિને અત્યારે તમે ટેકો આપી રહ્યા છો એ તમારે કબૂલ કરવું પડશે.

મને એવી પણ ઉમેદ છે કે આમાં સામો અસહકારીઓનો દોષ પણ તમે નહિ કાઢો. મોપલાકાંડનો દોષ અસહકારીઓ પોતાને માથે ન જ લે; બાકી ચળવળમાત્રને દોષી ઠરાવીને હરકોઇ વાતનો હરકોઇની જોડે સંબંધ જોડી દેવો હોય તો વાત જુદી. એટલું હું કબૂલ કરું છું કે અસહકારીઓ પોતાનો સંદેશો મોપલાઓનાં ઘર અને ઝૂંપડાં સુધી પહોંચાડી શક્યા નહોતા. પણ એ વાત તો ઉલટી જોરભરી ચળવળની જરૂર સિદ્ધ કરનારી છે.

પણ અસહકારીઓ પરનો દોષ નાસાબીત કરવા સારુ આ વિજ્ઞપ્તિ લખવા હું નથી બેઠો. હું તો તમને આ મામલામાં રહેલો વ્યવસ્થાનો વિશાળ સવાલ જ ગાન ધ્યાનમાં લેવા, અને સરકારને આ લડાઇ થોભાવવા, શરણ આવનાર સૌ કોઇને તેમના ગુન્હાઓની માફી આપવાનું વચન સરકારની તરફથી જાહેર કરાવવા તથા મોપલાઓને હથિયાર હેઠાં મૂકવા સમજાવવાને સારુ અસહકારીઓને મલબારમાં દાખલ થવા દેવા

તા. ૪-૧૨-૧૯૨૧

સરકારને ફરજ પાડવા વીનવી રહ્યો છું. છેલ્લી વાતમાં અસહકારીઓને મહત્ત્વ આપવાની વાત છે એ હું જાણું છું. પણ એમાં શું છે? અસહકારીઓની સંખ્યા વિષે કે તેમના લોકો ઉપરના વજનને વિષે શંકા તમને તો ન જ હોય. અને હોય તો મોપલાઓનો નાશ થવા દેવા કરતાં ભલે બીજા ઇલાજો શોધીને પણ આ વિગ્રહનો અન્ત આણવાનો તમે રસ્તો કાઢો. મારો મુદ્દો એટલો જ છે કે વિનીતો અને અસહકારીઓ બન્નેને લાચાર સાક્ષીઓની સ્થિતિમાં રાખીને તેમની પ્રત્યક્ષ આંખ સામે મલબારમાં અત્યારે ગુજરી રહેલા શરમભર્યા કસાઈપણાનો હવે કોઇ પણ રીતે છેડો આવવો જોઇયે. આ કાગળ સરકારને ન લખતાં હું તમને એટલા જ સારૂ લખી રહ્યો છું કે તમારા નૈતિક ટેકા વગર સરકાર મોપલાઓના નાશનો આ ઘાતકી માર્ગ અખત્યાર કરી શકત નહિ. આ મારી પ્રાર્થનાને એક પરમ મિત્રની વિનંતિ ગણીને તે ઉપર વિચાર કરવા હું તમને વીનવું છું.

તમારો સ્નેહી,
મોહનદાસ કરમચંદ ગાંધી

---

# ૬ સ્વયંસેવકદળો પર ધાડ

મુંબઇના તોફાનને લીધે પ્રાન્તિક સરકારોને પોતપોતાના પ્રાન્તમાંથી અસહકારની પ્રવૃત્તિને ઉખેડી કાઢવાને સારૂ વ્યવસ્થિત દમનનીતિ અખત્યાર કરવાનું ખાસું બહાનું સાંપડ્યું છે. બંગાળ, સંયુક્તપ્રાન્ત, પંજાબ અને દિલ્હીની સરકારોએ કાઢેલી જુદાં જુદા સ્વયંસેવકદળોને ભાંગી નાંખવાને લગતી નોટિસો મુંબઇના બનાવનો જવાબ છે.

હું પોતે તો આ નોટિસોને વધાવી લઉં છું. એ નોટિસો આપણા કાયદાના સવિનય ભંગના આરંભની જરૂર રહેવા દેતી નથી. જો સરકારનું આહ્વાન ઉપાડી લેવાને આપણે તૈયાર હોઇયે તો આજે જ બન્નેના બળની કસોટી કરી લેવાનો આ રસ્તો થયો છે. સવિનય ભંગની લડતની એ એક ખૂબી છે કે એવો ભંગ કરનાર પોતાની લડતને માટે પોતાને રૂચે તે સમય પસંદ કરી શકે છે. કારણ જ્યાં સુધી એને પોતાની દરેક તૈયારી પૂરી થયાનું ન જણાય ત્યાં સુધી એ હુકમોનો અનાદર ન શરૂ કરે. સરકાર ગમે તેટલા ઘોંચપરોણા કરે, ગમે તેટલી પજવણી કરી તેને અકળાવે, છતાં તે કાયદાનો અનાદર ન કરે.

તેથી જે જ્યાં જ્યાં ઉપલી નોટિસો નીકળી છે તે પ્રાન્તો તૈયાર હોય તો તેમને ગાંત્ર સરકારના હુકમનો અનાદર કરવાનું ને પોતપોતાને ત્યાંના સ્વયંસેવકદળો ભાંગી નાખવાની ચોખ્ખી ના કહેવાનું જ રહ્યું છે. એટલે એકેએક સ્વયંસેવકને આપત્તી જ જેલ મળવાની.

પણ આ પગલું ભરતા પહેલાં આપણામાં કસ કેટલો છે તેની આપણને ખરી ખબર હોવી જ જોઇયે. સ્વયંસેવકદળો સાગેની ઉપલી નોટિસમા એવો આરોપ કરવામાં આવ્યો છે કે આ દળો સુલેહશાન્તિ જાળવનારાં નહિ પણ તેનો ભંગ કરનારા અને બળ વાપરનારાં છે. તેથી આપણી સૌની પહેલી ફરજ તો એ થઇ કે એ આરોપ કેટલે દરજ્જે સત્ય છે એ તપાસી જોવું અને આપણામા ખૂણેખાચરે પણ જો ક્યાંયે મેલ ભરાઇ રહ્યો હોય તો તે તત્કાળ કાઢી નાખીને જાતે શુદ્ધ બનવું. જે કોઇ સ્વયંસેવક વાણી કે વર્તનથી બળ વાપર્યાનો અગર તો બળની ધમકી સરખી આપ્યાનો ગુન્હેગાર માલમ પડે તેને તેના કામમાથી છૂટો કરી દેવો જોઇયે.

કારોબારી સમિતિએ સ્વયંસેવકોની બાબતમાં કરેલો ઠરાવ પણ અકસ્માત છતાં બરાબર સવેળાએ પસાર થયો છે. મને ઉમેદ છે કે દરેક પ્રાન્તનાં મહાસભા તેમજ ખિલાફતનાં મંડળો એ ઠરાવને ઉપાડી લેશે અને બધાં સ્વયંસેવકદળો એકત્ર થઇ જશે. તેમ અહિંસાના સિદ્ધાન્તમાં ન માનનાર કોઇ સ્વયંસેવકને પણ તેમાં નહિ નભાવવામાં આવે.

આટલું કરી લઇયે એટલે પછી આપણાં એ દળોની બાબતમાં સરકાર તરફથી કોઇ પણ જાતની દખલ થાય તે જ ક્ષણે આપણે સરકારને લડાઇ આપી શકીયે છીયે.

પણ એવી લડાઇની શરત એ છે કે જ્યારે તેમાં સરકાર તરફથી ધરપકડ શરૂ થાય ત્યારે પાછળ રહેનારાઓએ તદ્દન શાન્ત અને ખામોશ રહેવું. કશી હોહા કર્યા વગર આપણે જેલ ચાલ્યા જઇયે એ સ્થિતિ હવે તો આપણે ત્યાં હોવી જ જોઇયે. જો ચૂપચૂપ કુરબાની કરવામાં રહેલા પુણ્યને વિષે આપણી ખરેખર શ્રદ્ધા હોય તો સરકારને માટે આપણે આપણને પકડવાનું કામ જેટલું બની શકે તેટલું સહેલું કરી આપવું ઘટે. દરેક ગિરફતારીની પાછળ આપણે સરઘસો અને દેખાવો કરવા નીકળીયે તો આ કામ મુશ્કેલ થઇ પડે એ ખુલ્લું છે. ધરપકડ અને કેદ એ તો રોજની વસ્તુ

થઇ પડવી જોઇયે. આપણે ફરવા નીકળીયે છીયે અગર તો ઉજાણીએ જઇયે છીયે તેમાં તેના ઢોલ વગાડીયે છીયે શું ? જેલમાં પણ એટલી જ સ્વાભાવિકતાથી જતા થઇ જવાનું હું કહી રહ્યો છું. અદાલતોમાં પણ એક નક્કી કરી ઘડી મુકેલો એકરાર દરેક જણ બોલી જાય અને તે ઉપરાંત એક અક્ષરથી પણ પોતાનો બચાવ ન કરે એ શ્રી૦ જયકરની સૂચના મને માન્ય છે. ખરૂં જોતાં અદાલતોમાં અસહકારીઓએ એકરાર કરવા કે ન કરવા એ વિષે પસંદગી કરવાની હોય તો હું તો ન કરવાની તરફેણમાં જ વગરઆનાકાનીએ મારો મત આપું.

ધરપકડ અને કેદથી હવે આપણામાં કોઇ પણ જાતના ખળભળાટ ન જ થવા જોઇયે; કારણ એવા ખળભળાટમાંથી જોશ અને ઉશ્કેરણી ફેલાય, એવી ઉશ્કેરણીનું પરિણામ કદાચ જોરજબરાઇમાં આવે, અને એવી લેશ પણ જબરાઇ નિર્દોષોની કેદના અવ્યાહત પ્રવાહમાં દખલરૂપ થઇ પડ્યા વગર રહે નહિ.

વળી કેદ થનારાઓની સંખ્યા વધારવા કરતાં પણ અહિંસાના વાતાવરણને જાળવવું એ વધારે મહત્ત્વની વસ્તુ છે. તેથી જો ખૂનામરકી થવાનું જોખમ ખેડીને સ્વયંસેવકદળો ભાંગવાના હુકમનો અનાદર કરવા અને જેલો માગી લેવા કોઇ પણ પ્રાન્ત તૈયાર થશે તો તે કેવળ ગેર કર્યું ગણાશે. આપણે અહિંસાને જામવા દેવામાં વખત લેશું તેમાં આખર સરવાળે કશું ખોવાના નથી: સ્વરાજને માટેની આપણી લાયકાત આમાં જ રહેલી છે કે છૂપી પોલીસ તરફથી અગર તો બીજે હરકોઇ પણ માર્ગે આપણને મારફાડ કે ખૂનામરકીના માર્ગમાં દોરી જવા કરવામાં આવનારી દરેક યુક્તિને ઓળખી લઇને આપણે તેને અટકાવીયે અને આપણા વિરોધી-

તા. ૨૭-૧૧-૧૯૨૧

વ્યવસ્થા એવી હોવી જોઇયે કે એક પણ બાબત આપણે ભૂલેલા ન હોઇયે. ખાવાની, રહેવાની, ન્હાવાની, સ્વચ્છતાની સગવડો પૂરી હોય. કચરાને ઠેકાણે કચરો, પાણીને ઠેકાણે પાણી. કચરો, પાણી, મેલું વગેરે બહુ ભરાતાં છતાં જ્યાં જુઓ ત્યાં સ્વચ્છતા. પાણીનાં ખાબોચીઆં ક્યાંય નજરે ન આવે. મેલું બધા કરે છતાં જ્યાં જુઓ ત્યાં ચોખ્ખું. આ તો શરીરનો પ્રથમ ધર્મ, અને આપણે બધા શરીરી મળવાના છીયે; તેથી પ્રથમ નજર સ્વચ્છતા તરફ જવી જોઇયે. ખાદીનગર તો સ્વચ્છતાનો આદર્શ પદાર્થપાઠ હોવો જોઇયે.

લોકોને પ્રથમથી જ પત્રિકાઓથી, ભાષણોથી કેળવી દેવા જોઇયે કે તેઓ ક્યાંય અવાજો ન કરે, ટોળેટોળા મળી ખાદીનગરમાં ઉભા ન રહે, સ્વયંસેવકોની સૂચનાઓ માને. જ્યાં મનાઇ હોય અથવા જ્યાં મનાઈ કરે ત્યાં ન જાય, જ્યાં જાય ત્યાં બીજાને સંકોચે નહિ. આ બધાં સંઘમાં રહેવાની આવડતના લક્ષણ છે. તે આ વેળા જોવામાં આવવાં જોઇયે.

સ્વયંસેવકો ગરીબને પણ તુંકારે ન બોલાવે સહુને સૂચના સિપાહીની જેમ હુકમ કરી ન કરે, પણ વિનયથી જે કહેવું હોય તે કહે. સ્વયંસેવકોની રીત સામાન્ય સિપાહીથી ઉલટી હોય.

દુકાનદારો જે વેચે તેનો પ્રામાણિકપણે ભાવ લે, મહેમાનો આવ્યા હોય તેમને લૂંટવાનો વિચાર ન કરે. આમાં આપણી સભ્યતા પૂરવાર થશે

અસહકારી—કહેવાતા ને ખરા—નું મોઢું રુડું દશે. તેઓ એવું ન માને કે તેઓને તો પૃથ્વીના રાજ્યનો પટો મળ્યો છે, પણ તેઓ માને કે તેઓ કેવળ સેવા કરવા જન્મ્યા છે. બધા ખાદી પહેરીને જ આવે એવી આપણે આશા રાખીયે. સભ્યો, પ્રતિનિધિઓ સૌ ખાદી પહેરીને જ આવે, પણ મહેમાન અને મુસાફર, તમાશગીર ગમે તે પોષાકમાં આવ્યા હોય તેનું કોઈ અપમાન ન કરે. સહકારી ગણાતા હોય તેનું પણ વિનયપૂર્વક સાંભળે. બાળક સરખાને પણ કોઇ ન અડકે. કોઇના કપડાનો કોઇ સ્પર્શ ન કરે. 'દેખ સિપાહી બકરીનો પણ કોઇ ન જાતાં પકડે કાન' એ કવિતા આ રાજ્યને વિષે તો ખોટી પડી, પણ સ્વરાજ્યને વિષે ખોટી ન પડે એવું આપણે બનાવી આપવાનું રહ્યું.

બધો બોજો સ્વાગત મંડળના પ્રમુખ પર ઢોળવાનો વિચાર જો આપણે રાખીયે તો મહાસભા પર આજથી જ મીંડું વાળીયે. પ્રમુખ તો નિમિત્તમાત્ર છે. તેમને-

મદદ કરનાર હજારો હોય ત્યારે જ તે જશ મેળવે. તેમના હાથપગ સ્વયંસેવકો હોય. અમદાવાદમાં સ્વયંસેવકો દરેક જગ્યાએ ફેલાઇ જઇ સુવાસ કાઢે ત્યારે જ બરોબર કામ થાય. એક પણ અજાણ્યા માણસને ભટકવું ન પડે. જાણીતા ને અજાણ્યા બધા પ્રતિનિધિઓને સાફ બરોબર સગવડ હોય.

આ તો આપણી લાયકાતની નિશાનીઓ થઇ. એમાં અમદાવાદી, ગુજરાતી ઉત્તીર્ણ થાઓ એવું પ્રભુ પાસે માગું છું.

---

# મારી નોંધ

## સત્યથી અવળું

મુંબઇના છેલ્લાં રમખાણો દરમિયાન પોલીસ તેમજ લશ્કરે પક્ષ લીધા અને તેમણે નહિ પણ શહેરીઓએ જ અન્તે શહેરમાં શાન્તિ ફેલાવી, એ મારા કથનનો મુંબઇ સરકારે ઇનકાર કર્યો છે આ ઇનકાર વાંચી હું દિલગીર થયો. સરકાર એવો ઇનકાર કરવાની હિમ્મત કરશે એમ મેં માન્યું નહોતું.

અને હવે તો ઉપલા બે આરોપોમાં ત્રીજો ઉમેરીને મેં દોરેલા ચિત્રને મારે સંપૂર્ણ કરવું પડે છે. એ આરોપો એ છે કે પોલીસ ને લશ્કર બેઉ શહેરીઓનાં જાનમાલનું રક્ષણ કરવાને અસમર્થ હતાં. ૧૭મી તારીખે મેં જોયું કે તેઓ ટ્રામો કે મોટરોને બાળી મુકાતી અટકાવી શક્યાં નહિ; ભીંડી બજારમાંના દારૂના પીઠાને પણ ભસ્મ થતું તેઓ અટકાવી શક્યાં નહિ, તેમ અઢારમી કે ઓગણીસમીને દિવસે પણ તેઓ કશું વધુ કરી શક્યાં નહિ. શહેરમાં બાળવા સળગાવવાનું તેમજ લૂંટફાટ નિરંકુશપણે ચાલુ હતાં. જ્યારે કોઇ રક્ષણની માગણી કરતું ત્યારે તેમને સાફ કહેવામાં આવતું કે તેઓ બધા શાહજાદાના સ્વાગતના કામમાં રોકાયેલા હતા અને વધુ માણસો બિલકુલ ફાજલ પાડી શકાય તેમ નહોતું!

મિનિટમાં વીખેરી શક્યા. કોઇ પણ જાતના નીતિભેદ કે પક્ષભેદ પાડ્યા વગર મુંબઇના શહેરીઓને હાથે આગ ટોળાં વીખેરાયાના અને બંદોબસ્ત થયાના બીજા અનેક દાખલા હું રજૂ કરી શકું તેમ છું. શ્રીમતી સરોજિની નાઇડુની મદદ ટોળાં વીખેરવાના કામમાં ખુદ લશ્કરીઓએ અનેક વેળા લીધી હતી. વળી જો સહકારી તેમજ અસહકારી બન્ને વર્ગના પારસીઓએ દિલોજાનથી મદદ ન કરી હોત તો શાન્તિ ફેલાવવાનું કાર્ય અસંભવિત હતું. મેં અપવાસ છોડ્યો તે મેળાવડામાં ભાઇ હોરમસજી મોદીએ શાન્તિનો જશ મુંબઇના શહેરીઓનો હતો એમ કહ્યું; અને રા. પુરુષોત્તમદાસ ઠાકુરદાસે પણ જોકે પહેલી ઉશ્કેરણીને માટે તેઓએ અસહકારીઓને નમ્ર શબ્દોમાં ઠપકો આપ્યો તોપણ શાન્તિ ફેલાવ્યાનો જશ શહેરીઓનો હતો એ વાતનો ઇનકાર કર્યો નહિ. શ્રી. નટરાજને પણ શહેરીઓએ દુર્લભ થઇ પડેલી શાન્તિ સ્થાપી તેમનાં મુક્તકંઠે વખાણ કર્યાં. રા. કે. ટી. પૉલ અને મિ. ડમલરે પણ તેથી ઓછા વખાણ ન કર્યાં. મિ. વીમાદલાલે આભાર માનતી વેળાએ મીયાં છોટાણીના નામનો ખાસ ઉલ્લેખ કર્યો.

આટલું તો શાન્તિ ફેલાવ્યાની બાબતમાં. હવે પક્ષ લીધાના આરોપને વિષે. એક બાજુ તો જ્યારે પોલીસ પારસીઓનું રક્ષણ કરી શકી નહિ ત્યારે પારસી મવાલીઓ નિરંકુશપણે મારફાડ ચલાવી રહ્યા હતા તે લાચારીથી નજરે જોયાં કર્યાનું જેમણે મારી પાસે કબૂલ કર્યું એવા પારસીઓના દાખલાઓ મોજુદ છે. પણ આ વાતને વધુ ચોળવાની મને ઇચ્છા નથી. મેં પોલીસ અગર લશ્કરના લોકો પર વ્યક્તિગત દોષ મુક્યો નથી. તેમને પણ એક દિવસ હું સત્ય અને નિર્દોષતાની બાજુએ જીતી લેવાની ઉમેદ ધરાવું છું. તેમાંના ઘણાખરા હિન્દીઓ છે અને જો અસહકારીઓ પોતાના અહિંસાધર્મના પાલનમાં રોજે આની સાચા નીવડે તો અન્તે તો અંગ્રેજોને સુદ્ધાં આ સાચની લડાઇમાં શામેલ થતા જોવાની આશા મેં છોડી નથી.

બાકી પોલીસ અને લશ્કરે જાણીજોઇને માખીઓની પેઠે માણસો મારવાની અને શેરો કેર ગુજારી હાહાકાર વર્તાવી મુકવાની લાલચથી પોતાનો હાથ રોક્યો એ વાતને સારુ એઓ જશ લઇ શકે છે. મદ્રાસ અને મલબારના દાખલા આ બાબતમાં મોજૂદ છે. મલબારમાં સરકાર લોકોને કામ કરવા દેવા રાજી નથી તેથી ત્યાંનો દાવાનળ હજુયે સળગી રહ્યો છે. મદ્રાસની હડતાળ વાળા ભાગમાં લોકોએ કામ કર્યું નહિ અગર તો તેઓ કામ કરી શક્યા નહિ તેથી આજ બે મહિનાથી ત્યાં ખૂનખરાબી ચાલી રહી છે. મુંબઈ સરકાર જે લોકોએ શાન્તિ ફેલાવવા મહેનત કરી તેમની આડે ન આવી એ વાતને માટે જશ લેવા માગતી હોય તો તે લઇ શકે છે.

## અતિશયોક્તિ ક્યાં કરવી?

અતિશયોક્તિ હમેશાં વખોડવાલાયક વસ્તુ છે; છતાં તેને પણ એક અપવાદ રહેલો છે. પોતાના દોષ જોવામાં માણસે અવશ્ય અતિશયોક્તિ કરવી ઘટે. આપણા દોષ જોવામાં

આપણે હમેશાં ટુંકી નજરવાળા હોઇયે છીયે અને તેથી આપણે તેને ઉર્જારમણ વધારીને જોઈયે ત્યારે જ તે તેના ખરા માપમાં આપણને દેખાવાનો સંભવ હોય છે પારકાના દોષ જોવામાં આપણી આંખ વાઘની હોય છે એટલે તે આપણને ઉંચા આસમાન જેવડા ભાસે છે. તેથી તેમની બાબતમાં હમેશાં ઘટાડીને વાત કરવી જરૂરી હોય છે. અને જો આ બન્ને ક્રિયાઓને એકીવારે લાગુ કરવાની આપણે ટેવ પાડીયે તો આપણે ખરા જવાબની ઠીક ઠીક આશા રાખી શકીયે.

મુંબઇના તોફાનોમાં મુસલમાનોએ આગળ પડતો ભાગ લીધો એ મારા કથનને વિષે કેટલાક મુસલમાન મિત્રોએ મારી આગળ વાંધો લીધો છે; તેમજ હિન્દુ મુસલમાન બન્નેએ આ તોફાનમાં આગેવાની કરી માટે બન્ને તકસીરવાર છે એ મારા કથન સામે હિન્દુ મુસલમાન બન્નેએ વાંધો લીધો છે. બન્નેના વાંધાઓ ઉપર મેં ખૂબ વિચાર કરી જોયો અને હું એવા નિર્ણય ઉપર આવ્યો કે મારે મારા મૂળ કથનને વળગી રહે જ છુટકો.

આપણી સામે જે કંઇ સત્ય હોય તે આખેઆખું ન જાણીયે ત્યાં સુધી આપણે કોઈ કાળે શુદ્ધ થઇ શકવાના નથી મેં જે જોયું અને મને જે લાગ્યું તે જો હું ન કહું તો હું મુસલમાનોને બેવફા નીવડું. તેમ હિન્દુઓની નજરમાં નીચે પડું કે ઉંચો ચડું એ બીકે પણ જો હું સત્ય બોલતાં અચકાઉં તો હું હિન્દુ મટી જાઉં મારા એવા સત્યકથનથી રાજ્યના કાયદાની રૂએ શી મુશ્કેલીઓ ઉભી થાય અગર શાં પરિણામ આવે એની જોડે મને નિસબત નથી. સરકાર તેને ફાવે તે કરે. જો પારસીઓ અને ખ્રિસ્તીઓ ડાહ્યા હશે તો તેઓ સરકારના હાથમાં હથિયાર નહિ બને. પણ તેમ થાય અગર ન થાય તોપણ એક અસહકારી તરીકે કાયદાની રૂએ આવનારાં પરિણામોને વિષે હું ઉદાસીન જ રહું જેમણે ગઇ વેરમાં નુકસાની કરી તેઓ અસહકારીઓ કે તેમના ખેરખ્વાહો અગર તો કેવળ તોફાન મચાવનારા લોકો હતા. પહેલા બે વર્ગના લોકોએ તો જો પોતાને પોતે તદ્દન નિર્દોષ છતાં જેલ જવું પડે તો તેમાં ખુશી જ થવું રહ્યું. કારણ આપણે સાવ નિર્દોષ માણસોને જ સરકાર જેલમાં મોકલે એવું ઇચ્છનારા છીયે. જો તેઓએ ખરેખર જ તોફાનમાં ભાગ લઇ ગુન્હા કર્યા હોય અને મારા કથનને પરિણામે તેમને પકડાવાનો અને જેલ જવાનો પ્રસંગ આવે તોપણ તેમાં તેમને દિલગીર થવાપણું કશું નથી. અને કેવળ તોફાન કરનારાઓને તો મારી પાસેથી કશું જ રક્ષણ માગવાનો હક નથી. તેથી મારા તરફનું સૌથી સારામાં સારૂં રક્ષણ અને સારામાં સારી સેવા એ જ હોઇ શકે કે પરિણામોનો કોઈ પણ જાતનો વિચાર ન કરતાં મારે જે કંઇ સત્ય હોય તે કહેવું આવા કડક સત્યવ્રતના પાલન સિવાય કરોડો લોકોનાં ભાવિ જેમાં સંડોવાયેલાં છે અને જેમાં રોજરોજ નવી નવી સ્થિતિઓ વચ્ચે અને અનિશ્ચિત બાબતો જોડે કામ લેવાનું છે, તેવો આ મહાન પ્રજાકીય વિગ્રહ બીજી કંઇ પણ રીતે ચલાવી જ શકાય નહિ. એવાં અનિશ્ચિત તત્ત્વોની વચ્ચે કામ લેનારનાં સત્ય અને અહિંસા એ બે જ અમોઘ શસ્ત્રો છે..

તા. ૨૭-૧૧-૧૯૨૧

## મારું અજ્ઞાન

ગુજરાતની ભૂગોળના મારા અજ્ઞાનનો પાર નથી. આણંદનિવાસી એક ભાઈ અને ખેડાના મુખી અબ્બાસ સાહેબ અભિમાનપૂર્વક મારી ભૂલ બતાવે છે કે ઠાકોર કંઈ આણંદમાં નથી કે તેના સુધારાનો બોજો હું આણંદ પર મુકી શકું. ઠાસરામાં ઠાકોર છે એમ જાણતાં છતાંયે મારી સરતચૂકથી ઠાકોર આણંદમાં એવો વહેમ લખતી વેળા રહી ગયો. આ અજ્ઞાનને સારુ વાંચનારની હું માફી માગું છું, છતાં મારી ભૂલને વળગી રહેવા માગું છું. સરકારની સગવડ સારુ ઠાકોરજી ભલે ઠાસરામાં રહે પણ આણંદ પોતાની જવાબદારી ન ઉઠાડી શકે. આણંદ તાલુકાનિવાસી બધા ધાર્મિક, એટલે પ્રશ, વિવેકી, સત્યાચરણી બને અને તેની અસર તેમની પાડોશમાં રહેલ ઠાકોર પર ન પડે એ બને જ નહિ ઠાકોર સુધારવાનો બોજો હું આણંદ તાલુકા પર નથી મુકતો. પણ ઠાકોર એ આણંદ તાલુકામાં થયેલા સુધારાની મારી પારાશીશી હશે.

## હૃદય સુધારો

જે સુધારાની મને જરૂર છે, જે સુધારાથી જ આણંદ બારડોલી વિજય મેળવી શકે, તે સુધારો ઉપરચોટીઓ હશે તો વ્યર્થ જવાનો. તે ઉંડે જવો જોઇએ. લોકોનાં હૃદયો પલટાવાં જોઇએ. બીક જવાનો ડોળ નહિ પણ તેનો સાચો નાશ થવો જોઇએ. શાન્તિનો ડોળ નહિ પણ તેનું જ્ઞાનપૂર્વક પાલન થવું જોઇએ. ખાદીનો ડોળ નહિ પણ તેનો શોખ ઉત્પન્ન થવો જોઇએ. રેંટીયાની પૂજા નહિ પણ તેનો દરેક ઘરમાં ધર્મ સમજી ઉપયોગ થવો જોઇએ. ત્યારે જ આપણી જીત થવાની. મનમાં ગુલામીનું સેવન કરતા હોઇશું તો સ્વતન્ત્રતા કદી મળવાની નથી.

## અનોખી લડત

આ કસોટી સત્યાગ્રહની છે, એટલે સત્યના આગ્રહની છે. જગતમાં કોઈ પ્રજાએ કેવળ સત્યના આગ્રહનો દાવો આજ લગી કરીને પોતાની સ્વતન્ત્રતા નથી મેળવી. જેમ ફાવ્યું તેમ કરીને સ્વતન્ત્રતા નહિ પણ પારકાની ઉપર સત્તા મેળવી છે. ઇંગ્લંડ સ્વતન્ત્ર નથી પણ સત્તાવાન છે. આપણને ગુલામ બનાવ્યા છે. ગુલામને પોતાનો માલિક સ્વતન્ત્ર જેવો જણાય છે ને તેના જેવો થવા ગુલામ મથે છે, એટલે બીજાને ગુલામ કરવામાં સ્વાદ લે છે. આ ગુલામ સ્વતન્ત્ર નથી બનતો, પણ પોતાથી બળિયાનો હમેશાં ગુલામ બને છે.

## સત્ય એટલે સત્ય

પણ હું વાંચનારને આ વેળા એટલે ઉંડે નથી લઈ જવા ઇચ્છતો. જેવી હો તેવી પણ આપણી સ્વતન્ત્રતા આપણે સત્યાગ્રહથી મેળવવાની પ્રતિજ્ઞા કરી છે. એટલે ડોળથી તો તે મળવાની જ નથી. ને જેઓ વગરસમજ્યે અથવા સમજતા છતાં કપટથી સત્યાગ્રહમાં જોડાયા હશે તેમને પોતાને સન્તોષ નહિ મળે, પ્રજાને તે નહિ આપે ને છેવટે ખાલી

હાથ વાળા જ લાનરો ને હશે. શું ઢેડભંગીની ઉપર તિરસ્કાર કરી આપણે કેવળ અટકવાનો ઢોળ કરી અસ્પૃશ્યતાના પાપમાંથી મુક્ત થવાના છીયે ? આપણે જ્યાં સુધી મનનો મેલ કાઢી તેઓને આપણા ભાઈબહેન જેવાં નહિ સમજીયે ને તેમને દુઃખે દુઃખી નહિ થઇયે ત્યાં લગી આપણે સ્વતન્ત્ર થવાના નથી, કેમકે ત્યાં સુધી તેને સારુ આપણે લાયક જ નહિ હોઇયે. તેઓ જ આપણી પ્રગતિ અટકાવશે. તાજ નથી એવો ઢોળ કરનારો શક્તિ છે એમ મનાવી કેટલાં ડગલાં ચાલી શકવાનો ? ભયથી જ હિન્દુમુસલમાનની દોસ્તીનો ઢોળ કરતા હોઇશું તો આપણે છેવટની ઘડી સુધી કદી સાથે રહી શકવાના નથી, ને આપણો મેલ ખરે વખતે ઉપર તરી આવશે. આપણી પૂરી કસોટી વિના આપણને સ્વરાજ કેમ મળવાનું ? અને કદાચ અંગ્રેજ અમલદારો છેતરાયા, તોપણ એવી સ્થિતિમાં હિન્દુમુસલમાન માંહોમાંહે લડવા લાગવાના. સ્વરાજનો આરંભ જ નહિ કરી શકીયે. આરંભમાં જ એકબીજાનો દ્વેષ કે એકબીજાથી બીતા થઇ જઇશું. તેથી આ મિત્રતા તદ્દન સાચી હશે તો જ આપણે આગળ વધશું.

## આપણી સ્થિતિ

હું પોતે સ્વરાજ લેવા જેટલો અધીરો છું તેટલો જ ધીરો છું. ને દરેકને મારી એવા જ થવા સલાહ છે. જે ઉપાય આપણે ધાર્યા છે તે ખરેખર લઇયે તો સ્વરાજ મેળવવું સહેલું છે. ને તે ઉપાયો વિના આ વર્ષે તો શું પણ આ જમાનામાં મેળવવું હું તદ્દન અશક્ય માનું છું.

આપણી સ્થિતિ બીજા બધા કરતાં વિચિત્ર છે એ આપણે ગોખી રાખવું જોઇયે. આપણી સંખ્યા તે જ આપણું બળ છે, ને તે જ આપણી નબળાઇ છે. કોઇ દેશમાં હિન્દુસ્તાનમાં છે એમ એકબીજાને આજ લગી દુશ્મન માનતા એવા વિધર્મીઓ નથી; કોઇ દેશમાં પ્રજાનો મોટો ભાગ શસ્ત્રકળાનો કાયર નથી; કોઇ દેશમાં જેવો હિન્દુસ્તાનમાં ઢેડભંગીનો છે તેવો મનુષ્યજાતિને તિરસ્કાર નથી. એટલે આપણા દેશના દરદને સારુ ઇલાજ પણ નવા જ હોવા જોઇશે.

## રખે ભૂલતા

ગુજરાતીઓ ભૂલમા ન રહે એમ ઇચ્છું છું. લાકડાની તલવારથી આપણું કામ નથી સરવાનું. સત્યાગ્રહની તલવાર એ ગજવેલના કરતાં પણ વધારે પાણીવાળી ને ધારવાળી છે. એ છોકરવાદ નથી પણ ખરો ખેલ છે. એમાં ક્યાંયે ખોટાને અવકાશ નથી જો આપણે સાચા થઇયે તો સ્વરાજ આ વર્ષે મળે. પણ સ્વરાજ મળ્યે કંઇ આપણું વર્તન બદલાવાનું નથી, આપણી મુશ્કેલીઓ ઓછી થવાની નથી. અત્યારે તો આપણો મુખ્ય ભાગ લડવામાં એટલે ઘા ઝીલવામાં જાય છે. પણ પછી તો આપણે રચવું પડશે, ઝીણા સવાલોના ફેંસલા કરવા પડશે, રાજ્યકારભાર ચલાવવો પડશે. શું આપણે અસ્પૃશ્યતા પાછી દાખલ કરશું ? પછી શું આપણે ખાદી ઓછી પહેરશું કે વધારે પહેરતા હોઇશું ? શું પછી આપણે રેંટીયા

બાળી દેશું કે પછી તો વધારે ચલાવવા પડશે ? શું પછી હિન્દુ મુસલમાનને અને મુસલમાન હિન્દુને અને બન્ને ખ્રિસ્તી પારસીને ભૂલી જઈ એકબીજાને ઓળખાતા જ ન હતા એવા થઈ જશે ? શું પછી આપણને શાળાઓ ચલાવવાની જ નહિ રહે કે પછી હાલ સરકારી કહેવાય છે તેનો પણ વહીવટ આપણે ચલાવવો પડશે ? શું પછી આપણે કોરટો બરી દેતા હઈશું કે પછી તો વકીલાતની પદ્ધતિ પણ બદલી આજની કોરટોના બંધારણમાં મહત્ત્વના ફેરફાર થશે ? કોઈ એવો ભરોસો પણ પોતાના મનમાં ન રાખે કે પછી તો એકાએક આપણી પાસે કાર્યદક્ષ માણસનો વરસાદ વરસશે. જો આજે અછત રહેતી હશે તો ત્યારે વધારે અછત હશે. કારભાર આપણે ચલાવવાનો રહ્યો છે. તેનું બીજ તો નાગપુરમાં આપણે રોપ્યું. જેવું વાવ્યું હશે તેવું જ લણવાના છીએ.

## વર્ષ પછી

તેથી જો કોઈ એમ માનતા હોય કે ડિસેમ્બર પછી તો આપણે હવા ખાવા નીકળી પડીશું તો આના જેવી બીજી કોઈ ભૂલ નહિ હોય. સ્વરાજ હમણાં મળો કે પછી, આપણા વર્તનમાં ઘણો જ થોડો ફેરફાર હશે. પછી પણ શુદ્ધિ તો કરવાની જ રહેશે. આજે જેટલું અધૂરું હશે તેટલું ત્યારે પૂરું કર્યે છૂટકો છે. જો આણંદ બારડોલી ઇત્યાદિ ભાગો લડવા માગતા હોય તો તેઓ સમજી લે કે એક વખત મેદાનમાં પડ્યા પછી વધ કે ઘટ લાગે, તેઓ પાછા હઠી શકવાના જ નથી. ને તેઓ જો મોખરે આવશે તો તેઓને જેમ જય મળવાનો રહ્યો છે તેમ અત્યારે ભીડ સહન કરવાનો નિશ્ચય પણ કરવો પડશે. તેઓ પગ નહિ મૂકે તો કોઈ કંઈ કહેનાર નથી. પણ જો પગ મુક્યો તો પછી જ્યાં મુક્યો ત્યાં મર્યે જ અથવા તો જીત્યે જ છૂટકો. એટલું શૌર્ય ને ધૈર્ય જોઈયે જ.

## નિરાશા નહિ

આ વાક્યો હું ગુજરાતીઓને નિરાશ બનાવવા નથી લખતો, પણ તેઓને પોતાની ફરજ શી છે, જવાબદારી શી છે તે બતાવવા લખું છું. ગફલતમાં રહી, આમાં કંઈ જ નથી એમ સમજી, મેદાનમાં પડી ગુજરાતીઓ પાછા હઠી હાસીપાત્ર ન થાય તેટલા સારુ લખું છું. જેઓ લડતનું રહસ્ય સમજ્યા છે, જેઓ સત્યને અને શાન્તિને સેવતા થઈ ગયા છે તેઓ તો મારા આ લખાણથી જરાયે ચમકવાના નથી. પણ જો હજુ કોઈ ગુજરાતી લડતને નથી સમજ્યા તો હવે તો તે પૂરી સમજી લે એમ ધારીને મેં સ્પષ્ટ વાક્યોમાં આ ચેતવણી આપી છે.

## કેદનો ભય

કેદનો ભય છોડવાની બાબતમાં આપણે ઘણા આગળ વધ્યા છીયે એ જોકે સાચું છે, તથાપિ કેદ થવાની બાબતમાં કંઈક નામોશી અને બની શકે તો તે ટાળવાની આતુરતા હજુયે આપણામાં જોવામાં આવે છે. આપણે ચુસ્તપણે પ્રામાણિક અને અહિંસામય રહેતા

છતાં પણ સરકારની જેલોમાં જઈ બેસવાને માટે અતિશય આતુર એવી આપણી સ્થિતિ હોવી જોઇએ. જે સરકારને આપણે સુધારવા અગર તો જમીનદોસ્ત કરવા મથી રહ્યા છીએ એ સરકારની હકૂમત હેઠળ એની કહેવાતી સ્વતન્ત્રતા ભોગવવી એ આપણે માટે માથાના ઘા જેવું થઇ પડવું જોઇએ. આપણને એમ જ લાગ્યાં કરવું જોઇએ કે આપણે છૂટા છીએ તે આ હકૂમતને કંઇ ને કંઇ જબ્બર અને અનીતિમય કિંમત આપીને જ તે છૂટાપણું ભોગવતા હોવા જોઇએ.

આ સ્થિતિમાં જો આપણે કશા ગુન્હા વગર પકડાઇએ તો આપણે પેટ ભરીને હર્ષ પામવું જોઇએ કારણકે આપણે માનીએ કે આપણા પકડાવાથી સ્વતન્ત્રતા એક ડગલું નજીક આવી. જે સેંકડો દેશભક્તો દેશની ખાતર આજે હર્ષપૂર્વક જેલો ભોગવી રહ્યા છે તેમની કેદથી દેશની સ્વતન્ત્રતા નજીક નથી આવી એમ કોણ કહેશે? મુંબઇના અસહકારીઓને માટે પણ તેઓ પોતે નિર્દોષ છતાં ગુન્હેગારોની અવેજીમાં પકડાય અને જેલ જાય એના કરતાં વધુ સદ્ભાગ્ય બીજું કયું હોઈ શકે?

## એક ચેતવણી

મુંબઇના પારસી ખ્રિસ્તીઓની ટુંકમાં જ ભારે કસોટી થવાના છે. તેમને મોટી લાલચ સામે લડવાનું રહ્યું છે. તોફાન દરમિયાન થયેલી નુકસાનીની ભરપાઇ માટે હિન્દુમુસલમાનો સામે સરકારી અદાલતોમાં ફરીઆદો નોંધવાની તેમને લાલચ થશે. હું બન્ને કોમોનાં ભાઇબહેનોને ચેતવું છું કે આ લાલચને વશ થવા જેવડી જીવલેણ ભૂલ તેમને હાથે બીજી એકે નહિ થાય. તેમણે આ પ્રસંગને છાજે એવી ઉદારતા ધારણ કરીને કોઈ પણ જાતના નુકસાનની ભરપાઇને માટે સરકારી અદાલતોનો આશ્રય ન જ લેવો ઘટે. ચાહે તેટલી સંભાળ લેવામાં આવે તોપણ ભાઇભાઇઓ વચ્ચે કોઇ કોઇ વાર તો કજીઆ થવાના જ. પારસી તેમજ ખ્રિસ્તી જાણે છે કે હિન્દુમુસલમાન બન્ને કોમના વિચારી માણસો આ શોચનીય ઝગડાને માટે દિલોજાનથી ખેદ કરે છે અને હિન્દુમુસલમાનને હાથે તેમાં જે કંઇ આગેવાની લેવાઇ તેને સારૂ લજ્જિત થાય છે. પારસી અને ખ્રિસ્તીઓએ તો હવે સરકારી અદાલતોનો આશ્રય ન લેતાં એકાદ બીનસરકારી કમિટી અગર પંચ તેમને જે કંઈ ભરપાઈ અપાવે તેટલાથી જ સન્તોષ માની ગઇગુજરી પર પડદો નાખવો ઘટે. અને જોકે એ તો સાચું જ છે કે જો કોઇ પારસી ખ્રિસ્તી આટલું છતાં સરકારી અદાલતો મારફત પોતાના નુકસાનની ભરપાઇ કરાવી લેવાનો માર્ગ ગ્રહણ કરે તોપણ હિન્દુમુસલમાનોનો ધર્મ તો તેમને શાન્તિપૂર્વક બરદાસ જ કરવાનો છે. છતાં પારસી ખ્રિસ્તીઓ આ બાબતની પતાવટ બીનસરકારી પંચની મદદથી આપસમાં કરી લેવાનો ઇનકાર કરી સરકારનો એવો આશ્રય લેવાનું પસંદ કરે તેમાં હિન્દુમુસલમાનોની ધીરજને તેમણે વધુપડતી કસી કહેવાશે.

## પવિત્રતાની હદ

ખાદીની પવિત્રતા કેવળ તેના સ્વદેશીપણામાં જ રહેલી છે એમ હું ઘણી વેળા દર્શાવી ગયો છું. ઘઉં પવિત્ર અન્ન છે પણ તે સંન્યાસી ખાય છે તેમજ ચોર પણ ખાય છે. એ જ

તા. ૨૭-૧૧-૧૯૨૧

રીતે પવિત્ર ખાદી પાખંડી પણ પહેરે અને પુણ્યવાન પણ પહેરે. જે હિન્દુસ્તાનના શરીરનો ધર્મ છે તે જે છોડે તે ભૂલ કરે ને હિન્દુસ્તાનને નુકસાન કરે. આ સન્ધિકાળમાં ખાદીને વિષે બીજા ગુણોનું આરોપણ થાય છે ને પાખંડીઓ ખાદી પહેરીને પોતાના પાખંડને પોષે છે, એ ખરું છે. એવું લાંબો કાળ નહિ ચાલે. જ્યારે ખાદીનો પહેરવેશ એ આપણો સહજ ધર્મ થઈ જશે ત્યારે તેની જે કિંમત હશે તે જ અંકાશે. જેઓ ખાદી પહેરવાનો ને ઉત્પન્ન કરવાનો ધર્મ સમજ્યા છે તે ખાદીનો કોઈ સ્થળે દુરુપયોગ થતો જોશે છતાં પોતાનો તે પહેરવાનો ધર્મ હરગિજ નહિ છોડે.

કેટલાક ધર્મસંકટ જેવા લાગતા પ્રશ્નો એક મિત્રે ઉઠાવ્યા છે તે સમજતાં હવે અડચણ નહિ આવે. સદ્‌ભાગ્ય છે કે દેશમાં હાલ વિવાહમાં તેમજ મરણમાં ખાદીનો ઉપયોગ આવશ્યક ગણાવા લાગ્યો છે. અમદાવાદમાં હાલમાં કેટલાક વિવાહ થયા તેમાં ખાદીનો ઉપયોગ ઓછો નહિ તો મુખ્યત્વે કરવામાં આવ્યો હતો. એક વરરાજાએ તો વહુને ખાદીની સાડી પહેરાવવામાં ન આવે તો વિવાહ કરવાની ના પાડ્યાનું સંભળાય છે. સવાલ એ ઉઠ્યો છે કે શું ખાદીને ઉત્તેજન આપવા ખાતર આપણે અપવાદલાયક વિવાહ હોય ત્યાં પણ જવું ? ન જઈયે ને દુઃખ લાગવાથી કદાચ આવી જોડી ખાદીનો પણ ત્યાગ કરે તો ? આ પ્રશ્નમાં ભીરુતા છે. ખાદીનો સ્વીકાર આપણે લાંચરૂપે તો ન જ લઈયે. દરેક વસ્તુની કિમ્મત તેના પોતાના ગુણદોષ તોળીને આંકીયે. સાઠ વર્ષનો ડોસો બાર વર્ષની કન્યાને ભમવી ખાદી પહેરી, રુદ્રાક્ષની માળા પહેરી, વિભૂતિ લગાડી વરવા નીકળે તોપણ તેના વિવાહમાં તેની ખાદીને ઉત્તેજન આપવા ખાતર કે તેની સાદાઇને વખાણવા ખાતર ન જઈયે. તેમજ પચીસ વર્ષનો જુવાન પોતાની સ્ત્રીનો સ્વર્ગવાસ થતાં જ સ્મશાનમાં બીજી સ્ત્રીની સાથે સગાઈ કરે ને બીજે દહાડે પરણવા નીકળે તો તેને ત્યાં પણ ન જઈયે. ખાદીની ને વિવાહની નીતિ નોખી છે. યોગ્ય વિવાહમાં ખાદીનો ઉપયોગ ન થાય તો જેમ આપણે જવાની આનાકાની કરીયે તે જ પ્રમાણે ખાદીથી લદાયેલી છતાં અયોગ્ય જોડીના વિવાહ ઉજવવા પણ આપણે ન જઈયે.

આ જ પ્રસંગમાં એક બીજા મિત્રનો કાગળ છે તેમાં તે નીસાસા નાખી લખે છે: ‘ખાદીનો મહિમા તો જાણ્યો, પણ જ્યાં વિવાહમંડળી ખાદીમય હોય ને બૈરાંઓએ પણ ખાદી પહેરી હોય છતાં તેઓ કાનના કીડા ખરે એવાં ફટાણાં ગાય ત્યાં શું કરવું ? ખાદીને ખાતર ફટાણાં સાંભળવાં કે ખાદીના પોષાક છતાં એવાં ફટાણાંથી કાનને અપવિત્ર થતા અટકાવવા ?’ આ સવાલ કંઈ જવાબ દેવા સારુ મેં લખ્યો નથી. પૂછનારે જવાબ સારુ પૂછ્યો નથી. પૂછનારે તો ટીકાને લોભે મારું ધ્યાન આ રિવાજ તરફ ખેંચ્યું છે. તે કહે છે કે બાળક છોકરીઓને પણ આવી બીભત્સ કેળવણી મળે ત્યાં ધર્મરાજ્યની શી આશા રાખવી ? પ્રશ્ન દુઃખ ઉપજાવનારો છે. બૈરાંઓ આવાં બીભત્સ ગીતો ગાય છે ત્યારે તેઓને બીભત્સતાનું ભાગ્યે જ ભાન હશે. આવી કુટેવો નથી ગઇ તેને સારુ પુરુષવર્ગ જ ગુનેગાર છે. પુરુષવર્ગે વિચાર જ નથી કર્યો કે પોતાને થયેલું ભાન કે જ્ઞાન સ્ત્રીવર્ગને કરાવે કે આપે. આવી બાબતોમાં

પુરુષવર્ગ પુષ્કળ સત્યાગ્રહ સહેલથી કરી શકે છે. આ જમાનો જુવાનીઆઓનો છે. તેઓ જો નીતિમાન ને નમ્ર હોય તો આવી ખોડો તુરત દૂર કરી શકે છે. ભણેલી બાળાઓ પણ આવા રિવાજ સામે સત્યાગ્રહ કરી તે દૂર કરી શકે છે. દરેક વાંચનાર બહેન આવી વાતો ઉપાડી લઈ તેની સામે થઈ શકે છે. સમજુ ઓરતો આવાં કામોમાં ભાગ લેવાની જ ના પાડે તો ચાલ તુરત નાબૂદ થાય.

## કજોડાં

કજોડાંની ને બીજા ત્રીજા વરની બાબત મુશ્કેલ છે. આ સડો કદાચ કાઠીયાવાડમાં સહુથી વધારે હશે. ગરીબ માબાપો પોતાની છોકરીઓ વેચવા તૈયાર થાય ને વિષયાન્ધ ધનવાન લોકો કેવળ પોતાના વિષય પોષવા સારુ પૈસા આપવા તૈયાર થાય અને સમાજ તે વાત સાંખી શકે ત્યાં લગી આ સડો દૂર થવો લગભગ અશક્ય છે. સ્વરાજ્યપ્રવૃત્તિમાં ધર્મની જે ઝાંખી થાય છે તેને અંગે પુરુષો પોતાના વિષયને મર્યાદિત કરતાં શીખે તો જ સાઠ વર્ષના ધરભંગ ચયાને બીજે દહાડે પરણતા અટકે. સમાજ જો બીજાના દોષની ચોકી કરવા બેસી જાય તો એ સુધારો નહિ થાય. આવાં દુઃખોનું નિવારણ તિરસ્કારથી નહિ થઈ શકે. માત્ર વિવેકથી, દલીલથી ને દયાથી જ થશે. જે બાપ પોતાની દીકરીને વેચે છે ને જે એક નિર્દોષ બાળાને વેચાતી લે છે તે બન્ને દરદી છે ને દયાપાત્ર છે. આપણે બધા તેવાની ઉપર તિરસ્કાર જ કર્યાં કરશું તો તેઓ પોતાનાં હૃદય કઠોર બનાવી નિર્લજ્જ બનશે. જો આપણે તેઓના દરદનો ઈલાજ કરી તેઓને શરમાવશું તો તેઓ જરૂર મર્યાદા શીખશે તે તે નાતો આ બાબતનો સુધારો વેળાસર કરી શકે છે. આવા વિવાહમા વિવેકી ન જ જાય એને હું માત્ર ઇલાજરૂપે નથી જોતો, એ તો ધર્મ થયો.. એ ધર્મના પાલનમાંયે દયા હોય; તિરસ્કાર ને અભિમાન નહિ.

## ધારાળા, ગરાસીઆ વગેરે ભાઇઓને—

તમે ક્ષત્રિય હોવાનો દાવો કરો છો. આ ધર્મયજ્ઞમાં આપણને બધી કોમોનું, બધા વર્ણોનું કામ છે. જ્યાં લગી એકબીજાને ભાઈ ગણતા ન થાય ને એકબીજાની રક્ષા કરતાં ન શીખે ત્યાં લગી સ્વરાજ મળવું કઠિન છે.

ક્ષત્રિયનો ધંધો તો ખાસ રક્ષણ કરવાનો છે. તેને બદલે ધારાળા ભાઇઓમાંથી ઘણાએ અવળો રસ્તો લીધો છે. તેમના ઉપર સરકાર ગુન્હેગાર કોમોને લગતો કાયદો પણ ઘણીવાર લાગુ પાડે છે

મારી હવે વિનંતિ છે કે તમે બધા તમારી હિમ્મત ને સહન કરવાની શક્તિનો ઉપયોગ દેશને અર્થે કરો મારવાની હિમ્મત કરતાં મરવાની હિમ્મત વધારે સારી છે ને તેને તો આખું જગત વખાણે છે. દેશને ખાતર માર્યા વિના મરવાની હિમ્મતની તમારે વિષે હું આશા રાખું છું.

તા. ૮-૧૨-૧૯૨૧

આગળનાં વેરોને મનમાંથી કાઢી તમે તમારી આસપાસ રહેનારાઓને તમારી શાન્તિથી નિર્ભય કરો, એમ હું માગી લઉં છું.

તમારાં ઘરોમાં તમે પીંજવાનું, કાંતવાનું ને વણવાનું દાખલ કરો તો વખેી નઠારાં જાય ત્યારે પણ તમને અનાજ કે વસ્ત્રના સાંસા ન જ પડે. આ ત્રણે ક્રિયા સહેલી ને ગૃહસ્થને શોભાવનારી છે. તેથી કુટુંબો પોતાનું ભરણપોષણ કરી શકે છે. તમે તે ગ્રહણ કરો એમ ઇચ્છું છું.

તમારું ભલું ઇચ્છનાર,
મોહનદાસ કરમચંદ ગાંધી

---

તા. ૮-૧૨-૧૯૨૧

# મારી નોંધ

## ઃ સરકારની માફી કાં ન માગી ?

મુંબઇનાં તોફાનોની બાબતમાં મેં પારસીઓ, ખ્રિસ્તીઓ અને યહુદી કોમોની માફી માગી તેને માટે મને ધન્યવાદ આપનારા કેટલાક પત્ર લખનારાઓએ સૂચવ્યું છે કે જેમ આ કોમોની મેં માફી માગી તે જ પ્રમાણે સરકારની પણ મારે માફી માગવી જોઇતી હતી; અને તેમ ન કર્યાને માટે આ ભાઇઓએ મને પોતાના પત્રોમાં ઠપકો આપ્યો છે. લખનાર ભાઇઓ આ સૂચના કરતાં મારી માફીનો મર્મ સમજવામાં નિષ્ફળ નીવડયા છે. જે રાજ્યતન્ત્ર અસહકારીઓથી વધુ નહિ તો ઓછાગાં ઓછું તેમના જેટલા જ પ્રમાણમાં જવાબદાર છે તેની અગર તો તે ચલાવનારા અમલદારોની માફી હું કેમ માગું ? હું એમ માનીને જ ચાલું છું કે આ રાજ્યતન્ત્રના અમલદારો આવાં તોફાનો પસંદ કરે છે અને પ્રથમ પ્રજાને અપ્રિય એવાં કામો દ્વારા લોકોને ઉશ્કેરીને અને પછી એવાં કાર્યોની સામે લોકોના અણગમાના કોઇ પણ દેખાવને દાબી દેવાની દરામણીની તૈયારીઓ કરીને તેવાં તોફાનોને જાણીજોઇને નોતરે છે. એ અમલદારોની, અંગત દૃષ્ટિએ માફી તો મેં ખ્રિસ્તીઓ, અંગ્રેજો અને સહકારીઓની માફી માગી તેમાં આવી જ ગઈ છે. હું કહી ચુકયો કે શાહજાદાના માનમાં ભાગ લેનાર એક પણ વ્યક્તિને જેટલે અંશે અસહકારીઓને હાથે અપમાન પહોંચ્યું તેટલે અંશે તેમણે શાહજાદાનું અપમાન કર્યું અને પોતાની અહિંસાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો. મુંબઈના એ ત્રણ શરમભર્યા દિવસોમાં અસહકારીઓએ કોઇ પણ રૂપમાં સરકારને ઇજા કરી એવું મારી જાણમાં નથી. ઊલટું મને લાગે છે અને હું જાણું છું કે ઉંધે રસ્તે ચડેલા તોફાનીઓએ સરકારના હાથ મજબૂત કર્યા. આમ જેમાં સરકારને ભાવતું થયું છે અગર તો જેમાં સરકારનો લાભ થયો છે તેવી બાબતને માટે સરકારની માફી માગવી એ અણઘટતું છે. વળી

સરકારની એક રાજ્યતન્ત્ર તરીકેની પ્રતિષ્ઠા તોડવી એટલે એના અમલદારવર્ગની પણ પ્રતિષ્ઠા તોડવી એ મારો ગૌણ હેતુ તો છે જ. પણ એ કાર્ય હું ચુસ્તપણે અહિંસાવાદી બન્યો રહીને, બની શકે તેટલે રસ્તે એ રાજ્યતન્ત્રથી અળગા પડીને તથા બીજાઓને તેમ કરવા કહીને જ કરી શકું. બાકી જો સરકારનો અને પ્રજાનો બન્નેનો અહિંસા એ એક જ હેતુ હોય તો તો બે વચ્ચે એવા કોઈ કજીઆને અવકાશ જ નથી રહેતો કે જેને અંગે પ્રજાને અસહકાર જેવું શસ્ત્ર અખત્યાર કરવાનો વખત આવે.

## ૬ છૂપી પોલીસનો હાથ?

મુંબઇનાં રમખાણોના મૂળમાં છૂપી પોલીસ જ હતી અને એમણે જ તોફાન ચાલુ પણ રખાવ્યાં એવું કહેનારાઓનો પાર નથી. મારા હિન્દુસ્તાન આવ્યા પછી છેલ્લાં છ વરસમાં આ ખાતા સામે આવા આરોપો મેં થોડા નથી સાંભળ્યા. હું પોતે પણ એ ખાતાથી બચ્યો નથી. છતાં તેને વિષે ફેલાતી આટલી હદ સુધીની અફવાઓને માની લેવાને હું અસમર્થ છું. હું કબૂલ કરું છું કે એ ખાતું અપ્રામાણિક અને રુશ્વતખોર છે, તેની સામે લાવવામાં આવતા ઘણા આરોપો સાબીત કરી શકાય તેવા છે; છતાં એ ખાતાને માટે ચાલતી વાતોમાં ઘણી અતિશયોક્તિ હોય છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. જો એ બધી જ વાતો ખરી ઠરે તો તો એવી પ્રજાના ઉદ્ધારની આશા જ માંડી વાળવી જોઇયે. એ ખરી ઠરે તો તેમાં આપણું નર્યું બાયલાપણું જ સિદ્ધ થાય.

વળી આ ખાતાની દુષ્ટતાને વિષે જે કેટલીક હકીકતો ફેલાવવામાં આવે છે તેવા બનાવો તો જે પ્રજામાં કોઈ પણ જાતનું પુરુષાતન કે સ્વમાનની લાગણી રહી નથી ત્યાં જ બની શકે. મુંબઇનાં તોફાનો દરમિયાન ભલભલાં માણસોએ, છૂપી પોલીસનાં માણસોએ શ્રીમતી નાયડુ ઉપર, મારા તેમજ બીજાઓ ઉપર હુમલા કર્યાની તેમજ મસજીદો અને ચર્ચોને નુકસાન કર્યાની અફવાઓને ખરી માની. મકાનો અને ટ્રામો પણ છૂપી પોલીસના લોકોએ જ બળાવ્યાં એમ કહેવામાં આવ્યું. આ વાતોને ખરી માનવાને હું અસમર્થ છું, અને જો કદી તે ખરી હોય તો મુંબઈના શહેરીઓ તદ્દન બોદા અને પોતાના શહેરી તરીકેના હકોનો ઉપયોગ કરવાને નાલાયક છે એમ જ કહેવું જોઈયે. સ્વરાજ ઘેર કરવાને પ્રજાએ જે શક્તિ કેળવવાની છે તેમાં છૂપી પોલીસ પર અંકુશ રાખવાની શક્તિ સમાઇ જાય છે. જેનાથી આપણું નુકસાન છે એવાં કામો કરવાને જો આમ ઘડીઘડીમાં આપણે ઉશ્કેરાઇ જઇયે, અગર તો ન માનવાની હકીકતો માની લઇયે, તો આપણે કદી પણ આપણે મુકામે પહોંચી શકવાના નથી.

જો આપણે ચોક્કસ અને ખરેખર અહિંસાવાદી હઇશું તો આપણે હાથે ભૂલ થવાનો ઓછો જ સંભવ છે. આપણી વચ્ચે સળગી ભભૂકી ઉઠે એવાં જે કંઈ તત્ત્વો પડયાં છે તે કાં તો છૂપી પોલીસને હાથ રહે અને અને કાં તો આપણે હાથ રહે. અને જો એ તોફાની તત્ત્વોને

આપણે હાથ રાખવાની શક્તિ આપણામાં ન જ હોય તો તો ટુંકમાં સ્વતન્ત્રતા મેળવવાના ખ્યાલને આપણે છોડી જ દેવો જોઈએ.

## § અફવાઓ.

મુંબઈના બનાવોમાંથી આપણે એક તો એ જ ધડો લેવા રહ્યો કે આપણે અફવાઓને બિલકુલ માનવી નહિ. આપણી વચ્ચે દરેક લત્તામાં અગર દરેક મોટા મહોલ્લા કે રસ્તા પર મહાસભા કે ખિલાફત સમિતિની ઑફિસો જોઈએ, જ્યાં જઈને લોકો એવી અફવાઓના ખરા-ખોટાપણાની ખાતરી કરી લઈ શકે. જો પ્રજા આખી અત્યારે એકમાણસ અને એકદિલ બનીને કરી રહી હોય અને આપણે સફળતા મેળવવી હોય તો એ જ ઢબે કામ કર્યે છૂટકો; તો આપણે વગરવિચાર્યે અગર તો અફવાઓના આધાર પર કંઇ પણ ન કરવાનું પ્રથમ શીખી લેવું જોઇયે. મુંબઇનાં તોફાનોનો ત્રણ ચતુર્થાંશ ત્રાસ શહેરભર ઘડી ઘડી ફેલાતી દુષ્ટ અફવાઓને જ આભારી હતો. લોકોને કાને મન્દિરો ભાંગ્યાની કે કોઇ મોટા આગેવાન માર્યા ગયાની કે ઈજા પામ્યાની ખબર આવે તેથી શું થયું ? પ્રજાને મુખીઓની સલાહ મળે નહિ ત્યાં સુધી તેણે મનમાં આવે તે કરવા ન જ નીકળી પડવું જોઇયે લશ્કરનો સિપાઈ તેના સેનાપતિના પરવાના અગર તો કોઇ મન્દિર કે મસજીદ ભાંગ્યાના ખબર સાંભળતાં શું પોતાની મરજી મુજબ વર્તે છે ? જો તેવું કરે તો જે કાર્યને ખાતર તે લડી રહ્યા છે તે આખા કાર્યને જ કદાચ તે વણસાડવાનો ગુન્હેગાર બને અને દેહાન્ત શિક્ષાને પાત્ર પણ ઠરે વળી જ્યારે આપણે તો શાન્તિના સિપાઇ બનીને સ્વેચ્છાથી બહાર પડ્યા છીયે ત્યારે તો એવી એકદિલીથી વર્તવાની તાલીમ આપણે ઘણા વધુ પ્રમાણમાં બતાવી આપવી રહી, એટલું જ નહિ પણ જ્યારે આપણે કોઇ એકદોઢ લડાઈ જીતવા નહિ પણ આપણા દેશના અને ધર્મના સ્વાતન્ત્ર્યની લડાઇ લડવા નીકળ્યા છીયે ત્યારે તો હથિયારવાળા સિપાઈઓના કરતાં સંયમ અને તાલીમ પણ આપણે વધારે જ બતાવી આપવાં જોઈયે.

## § આગ્રહ

મારા ઉપર જે સંખ્યાબંધ કાગળો આવે છે તે ઉપરથી જોઉં છું કે ઘણા હિન્દુઓ એમ માને છે કે મુંબઈનાં તોફાનોમાં પારસીઓ અને ખ્રિસ્તીઓએ જ પ્રથમ અટપલું શરૂ કર્યું. પ્ર
હું જાણું છું કે તેમ નહોતું, છતાં ઘડીભર માની લઇયે કે એમ જ થયું હતું તોપણ શું હિન્દુ મુસલમાનોએ પોતાની અહિંસાની પ્રતિજ્ઞાને વફાદાર રહીને તેમજ પોતાની સંખ્યા અને પોતાના ધર્મ સામું જોઈને પારસી ખ્રિસ્તીઓ ઘડીભર અવળે રસ્તે ચડ્યા હોય તોપણ તેની દરગુજર ખાઈ અને તેમના મિત્ર જ બન્યા રહી તેમનું રક્ષણ કરવું નહોતું જોઈતું શું ? પણ આ વાત જેમને હૈયે અહિંસાનું રહસ્ય વસ્યું છે તેમને જ ગળે ઉતરશે. જેઓએ એમ જ માની લીધું છે કે હિન્દુમુસલમાનોના કરતાં પારસી ખ્રિસ્તીઓનો જ ગુન્હો વધુ હતો તેમને આ વસશે નહિ.

તા. ૮-૧૨-૧૯૨૧

## ૬ મૌ૦ અબ્દુલ બારીના ઉદ્‌ગાર

ખુદ મૌ૦ અબદુલ બારી સાહેબ આ બાબતમાં કઇ દૃષ્ટિએ જુએ છે તે તપાસીયે મુંબઇનાં તોફાનોની વિગતો જાણ્યા પછી તેમનો જે ફતવો બહાર પાડ્યો છે તેમાં તેઓ જણાવે છેઃ

" આપણે શાહજાદાનું અપમાન અગર તો તેને કોઈ પણ પ્રકારની શારીરિક ઇજા પહોંચાડવાને બિલકુલ ઇચ્છતા નથી. આપણે તો માત્ર એને સરકારી અમલદારોની માયાવી આકર્ષણથી ન ઉતરાવા દેવા અને હિન્દુસ્તાનની પ્રજાની ખરી લાગણીઓ શી છે તે માત્ર બતાવવા માગીયે છીયે આને સારૂ આપણે કોઇ પણ પ્રકારની જોરજબરાઈ વગરની હડતાળ પાડવાનો મ ર્ગ લીધો છે આ અહિંસાનો માર્ગ આપણે ઘણા જ વિચાર પછી અખત્યાર કર્યો છે આપણે માનીયે છીયે કે કામયાબીનો એ જ એક રસ્તો છે દુઃખની વાત છે કે આપણી વચ્ચે એક એવું દળ છે કે જે આપણી જોડે કામ કરી રહ્યું છે અને છતા તેને અહિંસામા શ્રદ્ધા નથી. આપણે આ દળને તેઓ જ્યાં સુધી આપણી સાથે રહીને કામ કરી રહેલ છે ત્યાં સુધી કાં તો આપણા સિદ્ધાન્તને સ્વીકારવા અને નહિ તો જ્યાં સુધી અમારા સિદ્ધાન્તો નિષ્ફળ નથી કર્યો ત્યાં સુધી તેને નિર્વિઘ્ને અજમાવી દેવા અને તે ખાતર તેના પોતાના સિદ્ધાન્તોનો અમલ ચાલુ ન કરી દેવા વીનવીયે છીયે.

મુંબઇનાં રમખાણોની હકીકત સાંભળીને મને ભારે દુઃખ થયું છે. એથી આપણા નામાંકિત આગેવાનો પકડાયા તે વેળાએ આપણે બતાવેલ શાન્તિ અને સંયમથી ઉપજેલી અસરમાં ઘટાડો થયો છે. મુંબઇમા થયેલાં તોફાનો આપણા રાજકારી મતનાં વિરોધી છે. એટલું જ નહિ પણ તે શરીયતની પણ વિરુદ્ધ છે. આપણા ધાર્મિક ફરમાન મુજબ કોઈ મુસલમાનને ગેરઇસ્લામીનો શરાબ ઢોળી નાખવાની મના છે. જો તેમ કરે તો સામા માણસને થયેલું નુકસાન ભરપાઈ કરી આપવાને તે બંધાયેલા છે હવે શરાબ જેવી બુરી ચીજની બાબતમા પણ શરીયતમાં આટકું કડક ફરમાન છે ત્યારે બીજી મિલકતની બાબતમા તો શરીયતનું ફરમાન કેવા પ્રકારનું હોઈ શકે એ સ્હેજે કલ્પી શકાય એમ છે. અત્યારે તો આપણો બ્રિટિશ નોકરશાહી જોડે જ કજીઓ છે, હિન્દુસ્તાનમાં બીજા કોઇ જોડે નથી, અને આવા સંજોગોમા હિન્દુસ્તાનમાં વસતી કોઇ પણ કોમ—પછી તે હિન્દુ હો, પારસી હો, યહુદી હો કે ખ્રિસ્તી હો—ની ઇજ્જત તેમજ માલમિલકતનું આપણા હાથથી સંપૂર્ણ રક્ષણ થવું જ જોઇયે. આપણે આપણા દીનનાં ફરમાનોને ચુસ્તપણે વફાદાર રહેવું જોઇયે. મને ધાસ્તી છે કે ભવિષ્યમાં જો આવાં તોફાનો ન થવા દેવાના ઇલાજો નહિ લેવામાં આવે તો નાની કોમોને હિન્દી પ્રજા ઉપરનો બધો વિશ્વાસ ઉઠી જશે અને તેમને પરદેશીઓની પાંખ હેઠળ પોતાનું રક્ષણ શોધવા નીકળવાની ફરજ પડશે. વળી એક બીજા સામે વેર વાળવાની ઝનુનને અન્તરમા સેવવાથી નીપજનારાં શોચનીય પરિણામોનો પણ હિન્દુમુસલમાને ખ્યાલ કરવો ઘટે અને વગરવિલંબે પોતાના ઉપર અંકુશ રાખવો ઘટે. "

તા. ૮-૧૨-૧૯૨૧

## નાની કોમો

આમ જ્યાં સુધી પારસીઓ સામે ખ્રિસ્તીઓ અને યહુદીઓ સામેની દ્વેષની લાગણીને આપણે આપણી વચ્ચેથી સમૂળ નાબુદ નહિ કરી શકીએ ત્યાં સુધી આપણે આપણા કાર્યમાં સફળ થવાના નથી અને એ કોમોના રક્ષણની શરત એ ન હોય કે તેમણે આપણા રાજદ્વારી અગર તો બીજા મતો સ્વીકારવા. એ શરતે આપેલું રક્ષણ રક્ષણ નથી. ખરું રક્ષણ તો ત્યારે જ આપ્યું કહેવાય કે નાની કોમો આપણી જોડે સહમત ન હોય એટલું જ નહિ પણ આપણો વિરોધ કરતી હોય તોપણ આપણે તેમનું જીવની પેઠે જતન કરીએ. જો આપણે દેશમાં સંપૂર્ણ મતસ્વાતન્ત્ર્ય જોતું હોય તો આપણી નાની કોમોના હકોનું ભારે ખબરદારી પૂર્વક રક્ષણ કરવું જોઈએ. નાના બાળકને પણ તેને જે કંઇ કહેવું હોય તે સુખે કહેવાની છુટ હોવી જોઈએ વધુમતીના નિયમનો નાની કોમોને ચગદી નાખવામાં જ જો આપણે ઉપયોગ કરવા લાગીએ તો તો એ શુદ્ધ જંગલીપણું આદર્યું કહેવાય. આપણે હિન્દુસ્તાનમાં મૂઢ અને અચેતન સમાનતાની સપાટી નથી જોઈતી, પણ વિચારો અને કાર્યોની બાહ્ય એટલી વિવિધતા છતાં દરેકમાં દરેક અને ડાહ્યામાં ડાહ્યાનો મત તેમની જોરાવરીને પ્રતાપે નહિ પણ તેમના વાજબીપણાને લીધે સ્વીકારાય એ સ્થિતિ જોઇયે છે. સત્તાની શસ્ત્રો નીચે તો આપણે આટલા કાળથી ચગદાતા આવીએ જ છીએ, અને બહુમતીવાળો પક્ષ જો નાની સંખ્યાવાળાઓ ઉપર જોરાવરી જ કરવા માંડે તો તો એવી જોરાવરીના જંગલીપણામાં અને નાની સંખ્યાવાળા રિવોલ્વરો રાખી ગોળીઓ છોડે એ વચ્ચે કંઇ જ તફાવત રહેતો નથી. તેથી જો સ્વતન્ત્રતા આપણને પ્યારી ચીજ હોય તો આપણે આપણા પારસી તેમજ ઇસાઇ બન્ધુઓ સાથે પણ ધીરજથી કામ લેવું જોઇએ. અત્યારે પારસી ખ્રિસ્તીઓ સામે હું જોઇ રહ્યો છું તેવા આપણા વેરભાવમાં તો હું ખુદ હિન્દુમુસલમાન એકતાને પણ જોખમ જોઉં છું. જો આજે આપણે પારસીઓ અને ખ્રિસ્તીઓને આપણાથી જુદા પડતા નથી રાખી શકતા તો કાલે ઉઠીને હિન્દુઓ પોતાનામાં પશુબળનો વધારો ભાળીને પોતાથી ઓછી સંખ્યાવાળા મુસલમાનો ઉપર પોતાની ઇચ્છા લાદવા તૈયાર નહિ થાય અગર તો મુસલમાનો પશુબળમાં પોતે હિન્દુઓને સ્હેજે ઇંફાવે તેમ છે એમ જોઇને હિન્દુઓને તેમની વધુ સંખ્યા છતાં ચગદી નાખવા ઉભા નહિ થાય એની શી ખાતરી?

## વધુ ટેકો

વધુમાં એક વિચારી મિત્ર જેઓ તોળીવિચારીને દરેક શબ્દ લખનારા છે તેમણે બંગાળથી મને એક કાગળ લખ્યો છે જે નીચે ટાંકું છું:

"હું કહેવા ઇચ્છું છું કે જો પૂર્વ બંગાળમાં કાયદાનો સવિનય ભંગ શરૂ થશે તો આથીયે માઠાં પરિણામ આવ્યા વિના રહેશે નહિ. આ પ્રદેશની વસ્તીમાં ૭૦ ટકા જેટલો ભાગ મુસલમાનોનો છે જેમાંના ઘણાખરા તોફાની છે, અને વસ્તીમાં એકવાર જેરા ફેલાયું એટલે તેઓ હિન્દુઓ ઉપર તુટી પડશે, ભયાનક અત્યાચારો કરશે અને જમીનદારો ને શાહુકારોને

ત્રાહે ત્રાહે પોકરાવશે. તેમનામાંના વિચારી લોકો તેમને કાબુમાં રાખી શકશે નહિ અને હિન્દુમુસલમાન એકતા સ્વપ્નવત્ થઈ જશે. ખુદ કલકત્તાની સુદ્ધાં બૂરી દશા થવાની. હું આપને ફરીફરી વીનવું છું કે આપ હિન્દુસ્તાનની પ્રજા તેમજ સંજોગોને વિષે ઉજળું એટલું દૂધ ન જુઓ. મને ક્ષમા કરજો પણ મારાથી કહ્યા વિના નથી રહેવાતું કે હિન્દુસ્તાનના કરતાં દક્ષિણ આફ્રિકાને આપ વધુ ઓળખો છો. આપ હાલ કાયદાનો સવિનય ભંગ શરૂ કરવાની વિરુદ્ધ જણાઓ છો, પણ જો કદિ આપનો ઇરાદો બદલાયો તો મારી આંખ આગે તો ભયંકર પરિણામો જ તરી રહ્યાં છે. આપના ઉચ્ચમાં ઉચ્ચ આદર્શો એવી ધૂળમાં મળી જવાના અને દેશ અનાડી કરતાં પણ વધુ જુલમ અને દુઃખના દરીઆમાં ડૂબવાનો. આપે આટલાં વરસમાં જે રાતદિવસ અથાગ મહેનત કરીને જે ઇમારત ઉભી કરી છે તે આખી જમીનદોસ્ત થવાની."

આવી આ એક જ ચેતવણી મને નથી મળી. મુંબઈ એ સાચે જ લોકલાગણીનું એક જબરું કેન્દ્ર છે, અને એના ક્ષોભથી દેશ આખામાં સ્વાભાવિકપણે જ ખળભળાટ મચી ગયો છે. નાની કોમોના હકોનું રક્ષણ એટલે જ દુર્બળનું રક્ષણ છે, અને દુર્બળનું રક્ષણ એટલે બાળકબચ્ચાંનું, સ્ત્રીઓનું તેમજ જે કોઇ અનાથ નિરાધાર છે તે બધાંનું રક્ષણ. અને આજે હિન્દુમુસલમાનની એકતાથી ઉત્પન્ન થનારું બળ જો મૂઠીભર પારસીઓ કે ખ્રિસ્તીઓની સામે વપરાશે તો આવતી કાલે એ જ એકતા તૂફાનના અગર તો જૂઠી ધાર્મિકતાના ભાર તળે ભાંગીને ભૂકો કાં નહિ થઇ જાય? આવું સ્વરાજ કયો હિન્દી ઇચ્છશે? હિન્દુસ્તાનને માટે તો સંપૂર્ણ અને સાચી અહિંસા સિવાય સ્વતન્ત્રતાનો બીજો એકે રસ્તો નથી. વળી હિંસાના કાર્યક્રમની તૈયારી તરીકે પણ અહિંસાને આપણાથી નહિ વાપરી શકાય આ સમજવું તે સ્વરાજને અને સ્વધર્મને સમજ્યા બરોબર છે. હિન્દુમુસલમાન બન્નેએ પોતપોતાના ગીતાકુરાનમાંથી મનમાન્યા અર્થો કાઢવાથી બચવું જોઇયે અને અજમાયશ તરીકે તેમણે અત્યારે નાની કોમોનું રક્ષણ કરવામાં જ પોતાનું એકત્રિત બળ વાપરવું જોઇયે. તેમાંથી જ તેઓ એકબીજાનું રક્ષણ કરતાં શીખશે.

(અપૂર્ણ)

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૮–૧૨–૧૯૨૧

## નોંધ—(ચાલુ)

**ઈઅહિંસા જ ધર્મ**

અને આ એક વરસના અનુભવ પછી આજે હજુ જો આપણે અહિંસાને માત્ર સફળતાના સાધન તરીકે જ નહિ પણ હિન્દુસ્તાનની સ્વતન્ત્રતા મેળવવાના અને જાળવવાના તેમજ હિન્દની બધી કોમોની એકતા ટકાવવાના આખરના-અને સર્વોપરી ઉપાય તરીકે ન સ્વીકારીયે તો આવું અતિસંગઠન આપણાથી થઇ શકવાનું નથી. આવા સ્વીકારમાં હરકોઇ કોમને પોતાના ધર્મને માટે લડવાની અને બધી કોમોએ મળીને હિન્દના બચાવને માટે લડવાની પૂરેપૂરી છૂટ રહે છે. પણ એવી અહિંસા હિન્દુસ્તાનનું સ્વરાજ મેળવવાને ખાતર અગર તો તેની એકતા સાધવાને ખાતર અખત્યાર કરેલી કામચલાઉ નીતિ અગર હથિયાર ન હોવું જોઇયે. આમ હિન્દુઓએ તેમજ મુસલમાનોએ પારસીઓની, યહુદીઓની અને અંગ્રેજોસમેત ખ્રિસ્તીઓની સેવા કરવાનું અને તેમના પર પ્રીતિ કરવાનું વ્રત લેવું જોઇયે, પછી તેઓ જોઇયે તો સહકારીઓ હો કે અસહકારીઓ હો. અને જો આપણે આમ કરવા ઇચ્છતા હોઇયે તો આપણાં ભાષણોમાં તેમજ તેઓ જોડેની આપણી વાતચીતોમાં હડવારાનો અંશ સરખો ન હોવો જોઇયે. આપણે એક બાળકના પણ માથા પરની ટોપી જોરાવરીથી ન ઉતરાવીયે, અથવા તો દારૂડીઆઓને દારૂની કુટેવથી છોડાવવામા પણ

શારીરિક બળનો ઉપયોગ ન જ કરીયે. આપણે દલીલ કરીને, તેમની બુદ્ધિ અને હૃદયને વીનવીને જ કામ લઇયે અને વચનથી કે શરીરબળથી કોઇને સતાવીયે નહિ. જે ઘડીએ હિન્દુસ્તાનની લાખો કરોડો પ્રજાને આપણે કેળવીને સ્વેચ્છાપૂર્વક અને સમજપૂર્વક આપણા કાયમાં રસ લેતી અને સામેલ થતી કરી દેશું તે જ ઘડીએ આપણે સ્વરાજ સ્થાપ્યું હશે સહકારીઓની મોટામાં મોટી દલીલ જ એ છે કે આજકાલ જે અહિંસાની વાત કરવામાં આવે છે તે ઢાંકેલી હિંસા જ છે, અને કેટલાક સમજુ માણસો તેમાં સાચા અહિંસવાદી હશે તોપણ તેમના બધા પ્રયત્નો છતાં આ પ્રવૃત્તિ આખરે તો તોફાની અને નિરંકુશ લોકોના હાથમાં જ જવાની દલીલ કરીને આપણે તેમની આ ભીતિ નાબુદ ન જ કરી શકીયે. જેની સાબીતીની જરૂર જ ન હોય એવી વખતોવખતની ખરી હકીકતો તેમની સામે રજૂ કરીને જ આપણે તેમની બીક કાઢી શકીયે.

આપણે ગમે તેટલી પ્રગતિ કરી હોય તોપણ આપણાં વાણી તેમજ વર્તનમાં કશું જ કહેવાપણું ન હતું અગર નથી એવો દાવો આપણાથી નહિ જ કરી શકાય.-પ્રેમ, ઉદારતા, નમ્રતા અને ખાનદાની સિદ્ધ કરવાને કશી સ્થૂલ સાબીતીઓની જરૂર ન હોય તેથી આપણે અસહકારના કરતાં પણ અહિંસા ઉપર વધુ ભાર મુકવો ઘટે. અહિંસા અસહકાર જ છે. સરકારનું બળસર્વસ્વ હિંસા છે, આપણું આશ્રયસ્થાન અહિંસા છે. આપણે તેમના હિંસાપંથને ખરેખર સદાને માટે ત્યાગ્યો છે શું? એમનો તો એ જ કુલ કેળવણીનો અખાડો છે. એ કેળવણીની પ્રતિષ્ઠાનું મન્દિર જે દિવસે આપણે જમીનદોસ્ત કરીશું તે જ દિવસે આપણે સ્વરાજ્ય સ્થાપ્યું હશે.

અને આટલું આપણે ત્યારે જ કરી શકીયે કે જ્યારે આપણે જે તંત્રનો આશ્રય લઇને અંગ્રેજ હિન્દુસ્તાન પર દોર ચલાવી રહેલ છે તે તન્ત્રને ધિક્કારવા છતા અંગ્રેજ વ્યક્તિ પર પ્રીતિ કરતા શીખીયે. મૌ. અબ્દુલ બારી સાહેબના શબ્દોમા કહીયે તો આપણો કજીઓ અંગ્રેજ લોકો જોડે નથી, આપણો કજીઓ તેના પશુબળ પર ખડા થયેલા રાજ્યતન્ત્ર સામે છે.

## ઉધારી માર્ગ

ત્યાર આપણા વિરોધીઓ ઉપર જો આપણે સાચે જ પ્રીતિ કરવા માગીયે તો આપણો પ્રેમ આપણા વર્તનમાં પ્રગટ થવો જોઇયે આપણે તેમને આપણી સભાઓમાં નોતરીયે, તેમનું કહેવું ધીરજથી અને અદબથી સાંભળીયે, આપણે તેમને વિષે બોલતાં તેમની બદગોઇ ન કરીયે, આપણે તેમનાં નામો આવે ત્યારે શરમના પોકારો ન કરીયે, આપણે તેમને આપણા મતના લોકોને કરીયે તેટલી જ ઉત્સુકતાથી રોજના વહેવારમાં મદદ કરીયે આપણે એમની જોડે અસહકાર એટલા પૂરતો જ કરીયે કે રાજદ્વારી બાબતોમાં તેમને મદદ ન કરીયે અગર તો તેમાં સાથ ન દઇયે. ઉશ્કેરણી થાય એવાં ભાષણો આપણે હરગિજ ન કરીયે. 'મહાત્મા ગાંધી કી જે' અને એવા જ બીજા પોકારોની સખત બંધી હોવી જોઇયે. આવા કશા જ પોકારો વગર આપણી સભાઓ ચલાવવાને આપણે શક્તિમાન થવું જોઇયે.

અને તેવા પોકારો વગર મોટા મોટા શ્રોતૃસમુદાય આપણી સભાઓમાં એકઠા ન થઈ શકતા હોય તો તે પણ ઈષ્ટ જ છે. જે તાલુકો કે જીલ્લો આવા અંકુશ ઠેઠ ન આણી શકાય તેને કાયદાના અવિનય ભંગની બાબતમાં હું નાલાયક ગણું.

પીઠાં પરના પહેરાઓને વિષે પણ આપણે બારેમાં ભારે ખબરદારી અખત્યાર કરવી પડે છે. આજદિન લગી જે પહેરાઓ થયા તેમાં બધે દરેક પ્રસંગે આપણે હાથે અહિંસાવ્રતનું ચુસ્તપણે પાલન નથી થઇ શક્યું એ વિષે શંકાને સ્થાન નથી. પહેરા કરનારાઓની વાણીમાં અહિંસાવ્રતનો ભંગ થયેલો જોવામાં આવ્યો છે અગર તો હિંસાનો દેખાવ થયો છે. આ સંજોગોમાં હાલ તુરતને માટે અગર તો જ્યાં સુધી આપણે હજુ ઘણા વધારે પ્રમાણમાં સંયમ ન કેળવીયે અને અનુભવથી ન ઘડાઈયે ત્યાં સુધી પીઠાં પરના એવા પહેરાઓનું કામ મુલતવી રાખીયે એ જ ઇષ્ટ છે. હાલ તુરત તો આપણે દારૂડીઆઓમાં ભળીને તેમની વચ્ચે કામ કરવા તરફ જ આપણું લક્ષ રોકીયે.

---

## § પોત પ્રકાશ્યું !

પંજાબમાં લાલા લજપતરાય; જનાબ લાલખાન, શ્રી સંતાનમ તથા શ્રી. ગોપીચંદને, આસામમાં શ્રી. ફૂકન તથા શ્રી બરદોલાઈને, બંગાળમાં શ્રી. જિતેન્દ્રલાલ બેનરજીને, અજમેરમાં મૌ. મોઇનુદ્દીન તેમજ બીજાઓને, અને લખનૌમાં શ્રી. હરકરણનાથ મિશ્ર અને બીજાઓને પકડીને સરકારે હવે પોતાનું ખરૂં પોત પ્રકાશ્યું છે. આ ધરપકડો સરકાર હવે રમત કરવા નથી માગતી એટલું જ નથી સૂચવતી. એ બતાવે છે કે સરકાર હવે વધુ વખત અસહકારને બરદાસ કરવા તૈયાર નથી.

હવે સરકારના વલણમાં માત્ર ખૂનામરકી ન થવા દેવાનો અગર તો અસહકારને અહિંસાની મર્યાદામાં રાખવાનો સવાલ રહ્યો નથી; પ્રજા પાસે જોરાવરીથી સહકાર કરાવવાનો સરકારનો હેતુ જ આ બધામાં સ્પષ્ટ છે; અને એમ જ થવું જોઇયે. કોઇ ને કોઇ દહાડે તો સરકારને એના ખરા-સ્વરૂપમાં પ્રગટ થયે જ છૂટકો હતો.

કોઇ શાહજાદાને આવું માન અગાઉ કદી નહિ મળ્યું હોય. જે જે પ્રાન્તમાં શાહજાદો ફરે તે તે પ્રાન્તની પ્રજા પોતાનું મુખીપણું સ્વીકારે અને ત્યાં શાહજાદાના સ્વાગતનો બહિષ્કાર ન થાય અગર તો હડતાળો ન પડે એટલા ખાતર સરકાર આજે પ્રજાકીય આગેવાનોને પકડી પકડીને ખસેડી રહી છે. હિન્દુસ્તાન સરકારને તેનું અત્યારનું બંધારણ જોતાં આ બધું કરવાનો હક છે અને તે એવા હકનો દાવો કરે

છે, અને જ્યારે જ્યારે પ્રસંગ આવે છે ત્યારે તે હકનો પૂરેપૂરો અમલ કરવા ચૂકતી નથી. એ કારણસર જ પ્રજાએ આજે એ સરકાર સામે અસહકાર માંડ્યો છે.

એ હક કયો છે ? એ હક પ્રજાની ઉપર પોતાની મરજી લાદવાનો અને પ્રજાને તેની પોતાની મરજી મુજબ વર્તવાની છૂટ આપવાના ઇનકારનો છે. પ્રજા જો સરકારના એ હકને કબૂલ રાખવા અને પોતાની ઇચ્છાઓને સંકેલી મૂકવા તૈયાર ન હોય તો કેદમાં જઇને બેસે.

કજીઓ સાવ ચોખ્ખો છે. અને લાહોરના મ્યુનિસિપલ પૂતળાવાળા મામલામાં તે સૌથી વધારેમાં વધારે સ્પષ્ટ રૂપમાં દેશની સમક્ષ રજૂ થયો છે. એ પૂતળું કાયદેસર અને રીતસર ચોખ્ખી લોકોની મિલકત છતાં સરકાર તેને ખસેડવા દેવા તૈયાર નથી. પૂતળાના એક હાથમાં કલમ અને બીજામાં તલવાર છે અને નીચે લખ્યું છે: 'કલમ કે તલવાર?' મતલબ કે અમારો સુધારો—અમારું તન્ત્ર સ્વીકારશો કે તલવાર ! આજે પણ લોકોને એની એ પસંદગી કરવાનું ફરી એકવાર આહ્વાન થાય છે. સરકારને કલમથી નહિ તો તલવારથી પોતાનું રાજ્ય ચલાવવું જ રહ્યું. પ્રજા આજે સ્વમાનને વળગી રહીને પ્રફુલ્લ અન્તઃકરણે સરકારની તલવારની ભેટ કરશે કે સરકારી કલમના હુકમને નમી નામોશી લેશે ?

અને પ્રજાથી પણ, આજે પંદર મહિનાની તાલીમ પછી અત્યારે શું કરવું એ ન સૂઝે તો, કશી ફરીઆદ ન જ કરી શકાય. અને તેથી આ બધા સરકારી દબાણને પ્રજાનો સરસમાં સરસ જવાબ તો એ જ હોઇ શકે કે કોઇ પણ જાતનો ખળભળાટ ન થવા દેતાં, જાણે કશું જ અસાધારણ નથી બન્યું એમ માની પોતપોતાના ઉદ્યોગમાં પરોવાયલા રહેવું. લૉર્ડ કિચનર જેવો પડ્યો, તેનાથી કંઇ ઇંગ્લંડે લડાઇ થોભાવી નહિ. 'પોતપોતાના કામમાં પરોવાયલા રહો' એ જ ઇંગ્લંડનું સૂત્રવાક્ય રહ્યું. એનું હિંસાબળ પૂરેપૂરું તૈયાર હતું. સેનાપતિ વગર કામ લીધે જવાય અગર તો એક પછી એક અગણિત સેનાપતિઓ મળ્યે જ જાય એટલી તૈયારી હતી. આપણે પણ શું આજે અહિંસાબળમાં એટલા તૈયારીવાળા છીયે કે આગેવાનો વગર જ આપણે જેવા ને તેવા જ આપણી લડાઇ ચલાવ્યે જઇયે, એટલે કે આપણી વચ્ચેથી આગેવાનોની અખૂટ સંખ્યા નીકળી આવે ?

લાલાજીને પકડીને સરકારે આપણા એક મોટામાં મોટા મુખીને પકડ્યા છે. લાલાજીનું નામ આબાલવૃદ્ધ આખું હિન્દુસ્તાન જાણે છે. એમના આત્મભોગેએ પ્રજાના હૈયામાં એમની મૂર્તિને કાયમને માટે સ્થાપી છે. દેશને અહિંસાની તાલીમ

આપવા અને તેની સાથેસાથે જ વધુમાં વધુ સ્વતન્ત્રપણે પ્રજામતને જાહેર કરવા અને કેળવવાની દિશાએ તેમણે જેટલું કર્યું છે તેટલું થોડાએ જ કર્યું હશે. એમને પકડીને સરકારે પોતાની નીતિને પૂરેપૂરી ઉઘાડી પાડી દીધી છે.

પંજાબે નવો મુખી ચુંટવામાં વાર નથી લગાડી. આગા સફદર એક સચ્ચા મુસલમાન અને બહાદુર હિન્દી છે. એમની આખી કારકીર્દી ચૂપકીથી કરેલી સેવાઓથી ભરી છે. જે પંજાબે લાલાજીની જગાએ એમને પોતાના મુખી કરી થાપ્યા છે તે તેટલી જ વફાદારીપૂર્વક તેમને અનુસરશે એ વિષે મને શંકા નથી. આખું પંજાબ જાણે લાલાજી પોતાની વચ્ચે જ છે એમ માનીને પોતાનું કાર્ય આગળ ધપાવ્યે જશે અને એમાં જ લાલાજી પ્રત્યેની પોતાની બધી ભક્તિનું સાર્થક થયું એમ ગણશે એવી મને ઉમેદ છે. અવિનાશી આત્માને ધારણ કરનાર સ્થૂલ દેહ કાયમને માટે કે ચોક્સ મુદતને સારૂ પણ આંખ આગળથી ખસતાં જ જે પ્રેમ ઉડી જાય છે તે પ્રેમ આંધળો, અચેતન અને સ્વાર્થી છે. પંજાબની પ્રજાને આગા સફદર પણ કદાચ હમેશને માટે ન મળે. આપણે માનતા હોઇયે તે કરતાં પણ વધુ વહેલા તેમને પકડવામાં આવે. બરાબર તાલીમ પામેલાં દળોમાં તો મુખીઓને ચુંટવામાં આવે છે તે તેમની કોઇ ખાસ અસાધારણ શક્તિને હિસાબે નહિ, પણ ચાલુ કામની અનુકૂળતાને ખાતર જ ચુંટવામાં આવે છે. આગેવાન એ સરખેસરખાના દળમાંનો મોખરાનો માણસ છે એટલું જ. કોઇ કોઇને તો મોખરે રહેવું જ રહ્યું, અને તે આખી સાંકળમાંના નબળામાં નબળા મકોડાના કરતાં વધુ જ મજબૂત હોય એમ પણ નથી. આમ જે કોઇને આપણે આપણો મુખી કરીને થાપ્યો તેને પછી આપણે પૂરી વફાદારીથી વળગી રહીને લડયે જવું જોઇયે, નહિ તો આખી સાંકળ તૂટે અને કર્યું કરાવ્યું ધૂળ મળે.

આપણા ધ્યેયને પહોંચવાને હવે આપણે બહુ ઝાઝું કરવાનું બાકી નથી રહ્યું એ મારી શ્રદ્ધા હું કઇ રીતે પ્રજામાં પરોવું ? આપણી સામેનો માર્ગ તો સ્પષ્ટ છે. આવતી મહાસભાના ચુંટાયેલા પ્રમુખ દેશબન્ધુ ચિત્તરંજન દાસે અસંદિગ્ધ શબ્દોમાં તે બતાવ્યો છેઃ

" મારી તમને પહેલી અને છેલ્લી વીનવણી એ જ છે કે અહિંસામય અસહકારના આદર્શને ચુસ્તપણે વળગી રહો અને એનો કદાપિ ભંગ થવા દેશો નહિ. હું જાણું છું કે એ ધર્મનું પાલન કઠણ છે. હું જાણું છું કે ઘણી વેળા સામા પક્ષ તરફથી થનારી પજવણી

એવી તો ભારે હોય છે કે એ સંજોગોમાં વિચાર, વાણી તેમજ વર્તનમાં અહિંસામય રહેવું અત્યન્ત મુશ્કેલ થઇ પડે છે. છતાં એ જ એક સિદ્ધાન્ત ઉપર આપણી લડતની બધી સફળતાનો મદાર છે."

આ મહાન સિદ્ધાન્તને આપણા જીવનમાં ઉતારવાની શક્તિ કેળવવાને સારૂ આપણે એવી પજવણીના બધા પ્રસંગો બની શકે તેટલી સાવધગીરીથી ટાળવા જોઇયે. તેથી હવે આપણે મોટાંમોટાં સરઘસો કે ગંજાવર જાહેર સભાઓ ન ભરીયે તોપણ ચાલે. જેઓ જાગેલા છે તેમને જ કેળવીને ગમે તેવી પજવણી વચ્ચે શાન્તિ ટકાવી શકે અને પ્રજાનું ખરૂં રચનાનું કાર્ય કરવામાં ગુંથાય એવું કરવું જોઇયે. એ કાર્ય પીંજવાનું, કાંતવાનું, વણવાનું અને તેમ કરીને દેશમાં કામ ન મળવાથી બેકાર રહી આજે ભૂખે મરતા લાખો લોકોને રોજી મેળવી આપવાનું છે' સિવાય હિન્દુમુસલમાન એકતા એ આપણે અખત્યાર કરેલા આ ધર્મનું એક અંગ છે. તે અંગ જ્યા સુધી હિન્દુમુસલમાન બેઉ સાથે મળીને દેશના ઉદયને માટે કામ કરવામાં એટલે કે કાંતીવણીને ખાદી પેદા કરવામાં નહિ પરોવાય ત્યાં સુધી નહિ કેળવાય, અને બતાવી પણ નહિ અપાય.

જે ઘડીએ આપણે કુલ પરદેશી કાપડનો દેશમાંથી બહિષ્કાર કરી શકીશું અને આપઆપણા પ્રાન્તમાં અને ગામડાંઓમાં જોઇતી બધી ખાદી પેદા કરી લઇશું તે જ ઘડીએ કદાચ પ્રજાસમુદાયને હાથે કાયદાનો સવિનય ભંગ શરૂ કરવાની જરૂર પડ્યા વગર પણ આપણે સ્વતન્ત્ર થઇશું. તેથી જ્યાં સુધી પરદેશી કાપડના બહિષ્કારનો અને પોતપોતાના પ્રદેશને જરૂર પૂરતી બધી ખાદી પોતાને ત્યાં પેદા કરી લેવા જેટલો સ્વદેશીનો કાર્યક્રમ આપણે હાથે પાર ન પડ્યો હોય ત્યાં સુધી કાયદાના સવિનય ભંગની પહેલ કરવાના આપણે જેટલી ઓછી ઉતાવળ રાખીયે તેટલું સારૂં છે. બાકી આપણી પ્રવૃત્તિ દરમિયાન સરકારની દમણનીતિને અંગે જે કંઇ ફરજીયાત સવિનય ભંગ કરવાના પ્રસંગો આપણા ઉપર આવી પડે ત્યાં તો બેધડક જ આપણે તે સહર્ષ વધાવી લઇયે અને એવો સવિનય ભંગ કરીયે.

પણ જો કદી આ બધી પકડાપકડી અને દબાણ આપણને નાસીપાસ કરી દે અગર તો આપણને પાડે તો તો એ આપણી દુર્બળતાની તેમજ સ્વરાજને માટે આપણી ચોખ્ખી નાલાયકીની જ નિશાની ગણાશે. જે મરવાથી ડરે છે અગર તો મણુ આપવાથી કાયર થઇ મ્હોં છૂપાવે છે તે સિપાહી નથી. સાચો સિપાહી તો પોતાને જેટલું વધુ ખમવાનો પ્રસંગ આવે તેટલો પોતાને સૌથી વહેલું ખમવાનો

વખત આવ્યો જોઇ રાજી થાય. આપણે માનીયે અને જાણીયે કે આપણે સરકારી જેલોને તેમને જેટલું જોઇતું હોય તેટલું પેટ ભરીને કામ પૂરું પાડવા રાજી છીયે. મારી તો અંતરની માન્યતા છે કે દલીલો નહિ પણ કેવળ નિર્દોષની કુરબાનીઓ જ પ્રજાના આળસ તથા ઉદાસીનતાને અને રાજ્યકર્તાઓની નઠોરતાને ખંખેરી નાખશે.

પણ એ કુરબાની બળવાનની અને પ્રફુલ્લ ચહેરે આત્મબલિદાન દેનારાઓની જોઇયે, નાખુશ વ્યક્તિની અગર તો લાચાર દુર્જનોની નહિ. જેઓ જવાની તૈયારીમાં છે તેઓ તો કહી શકશે કે અમારું કાર્ય પૂરું થયું, પણ જેઓ બહાર રહ્યા તેમણે સાબીત કરી આપવું પડશે કે તેમણે જેલ ગયેલાઓનું કામ અટકવા ન દેતા ચાલુ રાખ્યું.

અને આમ ગયેલા સુખીઓનું કામ અવિશ્રાન્તપણે ચાલુ રાખીને કાં તો આપણે અન્તે તેમને છોડાવી ઘેર આણવા રહ્યા, નહિ તો જાતે જેલોમાં જઇને તેમને મળવું રહ્યું. જે સૌથી વધુ સહન કરશે તેની સૌથી વધુ સેવા લખાશે.

---

## અન્ત્યજપોકાર

બે અન્ત્યજ ભાઇઓ નીચે પ્રમાણે લખે છે:

"સવિનય નિવેદન કે હાલમાં આખા દેશ માટે જે સતત પ્રયાસ આપ કરી રહ્યા છો અને તેમાં અન્ત્યજો પ્રત્યે પણ આપની દૃષ્ટિ છે તે માટે આપનો અન્તઃકરણપૂર્વક આભાર માનીયે છીયે પરન્તુ એ દૃષ્ટિ જ્યાં સુધી આખા દેશની નથી થઇ ત્યાં સુધી અમારું કંઇ શ્રેય થનાર નથી જેથી દેશની દૃષ્ટિ હવે અમારી તરફ ફેરવવા તથા નીચેની હકીકત ઉપર લક્ષ આપવા વિનંતિ કરીયે છીયે.

૧. સ્વરાજ માટેની લડતના આ આખા વર્ષમાં અન્ત્યજો માટે શું કરવામાં આવ્યું છે? અને તે કેટલા પ્રમાણમાં થયું છે?

૨ આપે આ લડત માટે જે જે પગલાંઓ લીધાં છે (જેવાં કે, કેળવણી, વકીલાત, સરકારી નોકરીઓ, ખિતાબ, સ્વદેશી, રેંટીયાની પ્રવૃત્તિ સંબન્ધી વગેરે) તે પ્રમાણે અન્ત્યજો માટે કેમ પગલાં લેવામાં આવ્યાં નથી? શું દેશને ૭ કરોડ અન્ત્યજો કે જે મનુષ્ય છે તેની જરૂર નથી?

૩ અન્ત્યજો માટે કંઇ પણ કર્યા વિના સ્વરાજની લડત અન્ત્યજો પ્રત્યેના જુલમોનો ઢાંકપીછોડો કરી લડવામાં આવે તો અન્ત્યજોએ શું કરવું?

૪. સ્વરાજ માટેની બીજી શરતો પળાય ને અસ્પૃશ્યતાની શરત ન પળાય ને ઢાંકપીછોડો કરવામાં આવે તો તેવી લડત અન્ત્યજોને આ જ સ્થિતિમાં રાખી આપ લડશો કે કેમ?

જે દેશે દુઃખમાં દટાયેલા હોવા છતાં પણ બીજા ઉપર (અન્ત્યજો પર) જુલમ ગુજાર્યાં કર્યો છે તે દેશ તેમાંથી મુક્ત થઈ સ્વતન્ત્ર થશે તો કેવો જુલમ ગુજારશે અથવા શું કરશે એવો અન્ત્યજોને ભય છે. તો તે અમારો ભય ટાળવો જ જોઇયે. અમારા પ્રત્યેની આપની સૂચવેલી શરતો આપ વિના બીજાને હાથે ભાગ્યે જ પળાય છે. માત્ર આપને રાજી રાખવા માટે હા જી હા કહેવામાં આવે છે પણ ખરા અન્તઃકરણથી કોઇ પાળતું નથી. અમારા ઉપરના જુલમો કોઇ પણ રીતે દૂર થયા નથી. તો જેમ નાગપુરની મહાસભાએ દેશના ઉદ્ધાર અર્થે અસહકારનો ઠરાવ ફરકાવ્યો છે તે જ પ્રમાણે અને તે માટે અમ ૭ કરોડ પ્રત્યે દેશનો જુલમ દૂર કરવા તે સામે અમદાવાદમાં મળનારી મહાસભાએ ઝુંડો ફરકાવવો જોઇયે છે, અને તે ખાસ જરૂરનો છે."

આમાં કેટલુંક અજ્ઞાન અને અજ્ઞાનથી ઉત્પન્ન થનો રોષ રહેલ છે, તે બાદ કરતાં કાગળ વિચારવાયોગ્ય છે. અન્ત્યજોનો ઠરાવ પસાર કરી, તેઓની વાતો કરી આપણે તેઓનામાં આશાઓ ઉત્પન્ન કરી છે. એ પગલું ભરવાની જરૂર હતી જ. આશા ઉત્પન્ન થવી જ જોઇતી હતી અને થઇ છે એ જ એક જવાબ તો અન્ત્યજ ભાઇઓને સન્તોષનારો છે. મારી ઉપર બધું ઢોળી નાખે છે એ બીજો જવાબ છે. તેમાં માર્મિક ડંખ રહેલો છે તે હું સમજી શકું છું, હું પોતે થોડુંઘણું કરીને સન્તોષ માની લઉં છું અને બીજાઓ મને છેતરે તેથી છેતરાઇ જાઉં છું એ આરોપ છે. પણ જો હું થોડુંઘણું કરું છું તો બીજા થોડું તો કરનારા છે જ.

અસ્પૃશ્યતા એ એક વૃત્તિ છે, વસ્તુ નથી. તેથી તે કાઢવી એ નિશાળો ખાલી કર્યા જેવું નથી. તેને વિષે નિશાળોના જેવું આંદોલન ન બતાવી શકાય. તેમાં શાન્તિતત્ત્વના સ્વીકારની પેઠે જ હૃદયપરિવર્તનની વાત છે. એટલે તેની જ જેમ તેનું આંદોલન ચલાવી શકાય. અને જેમ શાન્તિનું માપ અપવાદરૂપે થતી અશાન્તિથી કાઢી શકાય, તેમ અસ્પૃશ્યતાનું પણ કાઢી શકાય. એને ગણિતશાસ્ત્રનો હિસાબ ન લગાડી શકાય. આજે આટલા હિન્દુ આટલા અન્ત્યજોને અડકયા તો બધા હિન્દુને બધા અન્ત્યજોને અડકતાં કેટલો સમય લાગે? એમ હિસાબ ન નીકળે. પણ સમય આવ્યે તેનું માપ મળી રહે છે. ગુજરાત વિદ્યાપીઠમાં તે વાત સિદ્ધાન્તરૂપે પ્રથમ ચર્ચાઇ. તેની ચર્ચા થતાં વિદ્યાપીઠે પોતાની હસ્તીને જોખમમાં નાખીને પણ અન્ત્યજને નિશાળોમાં લેવાના સિદ્ધાન્તને સ્વીકાર્યો ને તે જ કારણથી રાજીનામું આપનાર

સભ્યોને જતા કર્યા. આજે પણ દક્ષિણામૂર્તિ ભવન જેવી સંસ્થાની હસ્તી મહાસંકટમાં આવી ઉભી છે તેનું કારણ પણ એ જ છે. તે સંસ્થાના આત્મારૂપ જે શિક્ષકો છે તેઓ કેવળ સિદ્ધાન્તસ્વીકારને ખાતર તે ભવનમાં ઝૂઝી રહ્યા છે. આ બન્ને પરિણામોનો યશ મારાથી લેવાય એમ નથી. વિદ્યાપીઠના સભ્યો સામે થયા હત તો હું હારત. પણ સભ્યો પોતે જ સ્વતન્ત્ર રીતે સિદ્ધાન્તને માનનારા હતા. દક્ષિણામૂર્તિ ભવનમાં ધર્મયુદ્ધ ચાલી રહ્યું છે તેમાં તો વ્યક્તિ તરીકે પણ મારો હાથ નથી. આ સિદ્ધાન્તને જ ખાતર તિલક સ્વરાજ ફાળામાં આવતાં કેટલાંક નાણાં અટક્યાં, તેની વ્યવસ્થાપકોએ દરકાર નથી કરી. સેંકડો સભાઓમાં અન્ત્યજો ગુજરાતમાં ને બીજી જગ્યાએ છૂટથી હાજર રહ્યા છે. મહાસમિતિએ લગભગ ૫૦,૦૦૦ રૂપીયાની રકમ કેવળ અન્ત્યજકાર્યને સારૂ જુદે જુદે ઠેકાણે મંજૂર કરી છે. પ્રાન્તોએ જે પૈસા ખર્ચ્યા છે તે જુદા જ ગણવાના રહ્યા. આમ ચોમેર અસહકારીઓ પક્ષરહિત કામ કરી રહ્યા છે. દરેક પ્રાન્તમાં ઉત્સાહી ને ચારિત્રવાન યુવકો શુદ્ધ અન્તઃકરણથી અન્ત્યજસેવામા સર્વાર્પણ કરી રહ્યા છે. આ વખતે જ એવું બન્યું છે કે દરેક જગ્યાએ અન્ત્યજ ભાઇઓએ માગણી નથી કરી છતાં તેઓને પ્રતિનિધિ ચુંટવામાં આવ્યા છે.

આટલું તો ઉપરના લખનાર ભાઇઓના ને તેમના જેવા અસન્તુષ્ટ અન્ત્યજ ભાઇઓના સન્તોષ ખાતર. પણ એવી પ્રવૃત્તિ ફેલાયેલી છે એવું બતાવતાં તેમની ફરીઆદમાં સત્ય છે એ પણ કબૂલ કરવું પડશે. ઘણાઓ કેવળ હાકપીછોડો કરવા ખાતર સ્પર્શ કરવાનો ડોળ કરે છે, પણ તદ્દન નિર્મળ મને નહિ. એમ કરેલો સ્પર્શ કડવું ફળ આપનારો થઈ પડશે. આ અસ્પૃશ્યતા અધર્મ છે; તેથી તે દિલથી નીકળે તો જ ફળ આપે. એ કંઈ રાજ્યપ્રકરણી વાત નથી કે બીજાને છેતરીને પણ ચલાવી લેવાય. એ અન્ત્યજોને સન્તોષવા કે લાંચ દેવા યોજાયેલી પ્રવૃત્તિ નથી. કેવળ આત્માને સન્તોષવાની વાત છે, ને તે વિષે કલ્પના પણ એવી છે કે જ્યાં સુધી હિન્દુ સમાજ આ પાપને નહિ કાઢે ત્યાં સુધી તે પાપ આપણને અદૃશ્ય રીતે પણ આડે આવ્યાં જ કરશે ને આપણને સ્વરાજ નહિ લેવા દે. કર્મની ગતિ ગહન છે. કર્મના કાયદામાં અપવાદો નથી. સારાંનરસાં કર્મોનાં, પાપપુણ્યનાં ફળ દૃશ્યાદૃશ્ય રીતે મળ્યાં જ કરે છે.

"હું એમ ચોક્કસ માનું છું કે જ્યાં સુધી આપણે આ મેલ અન્તઃપૂર્વક નહિ કાઢ્યો હોય, શાન્તિનો માર્ગ નહિ સ્વીકાર્યો હોય, હિન્દુમુસલમાન નિષ્કપટપણે એકદિલ નહિ થયા હોય ત્યાં લગી આપણે સ્વતન્ત્ર થવાના જ નથી. આ ત્રણે વસ્તુઓ

માપ સ્થૂળ રીતે લઈ શકાય એમ જ નથી. તે સિદ્ધ ન થાય ત્યાં લગી સ્વરાજ ન મળે. અને સ્વરાજ મળશે ત્યારે એ ત્રણે સિદ્ધિઓ મળી હશે. છ કરોડ અન્ત્યજો આપણે દ્વારે પોકાર કર્યા કરતા હશે તેનો પોકાર હિન્દુ સમાજ નહિ સાંભળે ત્યાં સુધી સ્વરાજ નહિ મળે ને નહિ જ મળે.

પણ હિન્દુઓ પોતાનું પાપ ધૂએ તેથીએ કંઈ અન્ત્યજોને વૈમાન મળવાનું છે? એ પુરુષાર્થ તો તેઓએ જાતે જ કરવો રહ્યો. તેઓએ દારૂ મેલવો, એઠું અનાજ લેવાનું છોડવું, માંસાહાર છોડવો, મેલામાં મેલી ક્રિયાઓ સેવા ખાતર કરતાં છતાં સ્વચ્છ રહેવું ને પ્રભુને ભજવો, આ તો તેઓ જાતે કરે તો જ થાય. એ કંઈ બીજા તેઓને સારુ નહિ કરી શકે. તેઓની ભૂખ ભાંગવા સારુ તો રેંટીયો ને સાળ છે જ. હજારો અન્ત્યજો તે લઈને પાછા તાજા થઈ ગયા છે. સ્વદેશીની ચળવળ જ એવી છે કે તે બધાં અંગને પોષ્યાં કરે છે, ને કાળ જતાં હિન્દુસ્તાનની કંગાળતા તે જ વસ્તુ ભાગશે એની મારી તો ખાતરી છે.

---

તા. ૧૧-૧૨-૧૯૨૧

# વરસનો વાયદો

એક તરફથી વર્ષને અન્તે સ્વરાજ ન મળે તો મેં હિમાલય ભાગી જવાની ધમકી આપી છે, એવું પમજી સ્વરાજ ન મળે તોપણ ન ભાગવા મને વીનવવામાં આવે છે. બીજી તરફથી મને કહેવામાં આવે છે કે સ્વરાજ ન મળે તો હું લોકોને શું મ્હોડું બતાવીશ ? લોકો પોતે કેવા નિરાશ થશે ? વાયદો કરીને હવે મારે હાથ ઘસવા પડશે.

'નવજીવન'ના વાંચનારને આવા વિચાર ન આવવા જોઈએ એમ હું માનું છું. છતાં કોઈકોઈને આવે છે એમ પણ હું જાણું છું. મારો વાયદો શરતી છે. પાળી શકાય એવી શરતો રજૂ કરીને મેં સંભળાવ્યું કે 'આ શરતો પાળો ને સ્વરાજ લો.'

પણ મિત્રો કહી શકે કે વ્યવહારકુશળ માણસ શરતો વદે ત્યારે તેણે સામેનાની શક્તિનું માપ કાઢીને બોલવું જોઈએ. આ વાત ખરી છે. હું વ્યવહારકુશળ હોવાનો દાવો પણ કરું છું. જો એ દાવો ન કરી શકાય તો મારે જાહેરજીવનમાં ન રહેવું જોઈએ.

તા. ૧૧-૧૨-૧૯૨૧

તેથી જો વર્ષને અન્તે લોકોને 'સ્વરાજ ક્યાં ?' એવું પૂછવાપણું રહે તો મારી વ્યવહારકુશળતા સિદ્ધ ન થઇ ને મારે હિમાલયનો માર્ગ શોધવો જોઇએ.

પણ જો જે રસ્તો મેં લોકોને બતાવ્યો તે રસ્તો જ સ્વરાજનો છે એમ તેઓને ચોખ્ખું દેખાય, એ રસ્તો કાપતાં તેઓ ખૂબ—લગભગ છેડે આવી પહોંચ્યા છે એમ લાગે તો મને મ્હેણું મારવાપણું ન રહે. ન મારે હિમાલય ભાગવાપણું રહે. એ સ્વરાજ મળ્યા બરોબર છે. મોક્ષનો માર્ગ જેને મળ્યો છે, જે યમનિયમાદિનું પાલન કરતો જાય છે, જે પોતાની સાંકળો તૂટતી હમેશાં જોઇ રહ્યો છે, તે મોક્ષ મેળવેલા પુરુષ જેવો છે. તે પોતાના રસ્તાથી ચળતો નથી. તે દિવસેદિવસે બળવાન થતો જાય છે. તેને માર્ગદર્શકની જરૂર નથી રહેતી. જેને શક છે તે ક્યાંયે નથી, તેનો નાશ છે. તે રસ્તે જતો છતો નથી જતો, કેમકે તે જાણતો નથી કે પોતે ક્યાં છે.

તેમ જ જો ડિસેમ્બરમાં આવેલા પ્રતિનિધિઓ બધા દલીલ વિના કબૂલ કરે કે સ્વરાજ લેવાનો માર્ગ આ જ છે, આપણે સ્વરાજની ઝાંખી કરી રહ્યા છીએ, આ વર્ષમાં થયું એવું આગલા એકે વર્ષમાં નથી થયું ને અમારે તો આ જ માર્ગે જવું છે,—તો હું કહું કે તે સ્વરાજ મળ્યા જેવું થઇ ગયું. જેટલું અધૂરું છે તે આપણી મહેનતની ખામીને લીધે છે. થોડી વધારે મહેનત કરીએ એટલે પૂરું થયું.

જેઓ એમ માની બેઠા છે અથવા જેઓએ એમ મનાવ્યું છે કે સ્વરાજ તો ગાંધી ગમે તેમ કરીને ડિસેમ્બર પહેલાં અપાવશે તેઓ બન્ને અજાણપણે પણ પોતાના ને દેશના દુશ્મન ગણાય. તેઓ સ્વરાજનો અર્થ જ નથી સમજ્યા. સ્વરાજ એટલે સ્વાશ્રય. મારે હાથેથી સ્વરાજ લેવામાં તો કેવળ પરાશ્રય થયો. હું તો લેવાનો રસ્તો બતાવું; લેવું તે તો લોકોના જ હાથમાં રહ્યું. હું વૈદ રહ્યો; દવા બતાવું; ખાવાની રીતો, તેનાં અનુપાન, માપ વગેરે કહું; પણ છેવટે પુરુષાર્થ તો દરદીએ જ કરવો રહ્યો.

જો એક વર્ષને અન્તે લોકોને પ્રત્યક્ષ અનુભવ ન થયો હોય કે સ્વરાજ શાન્તિથી, હિન્દુ મુસલમાન શીખ પારસી ખ્રિસ્તી યહુદીના ઐક્યથી, સ્વદેશીથી ને અસ્પૃશ્યતાના નાશથી મળે તો મારી વ્યવહારકુશળતામાં પૂરી ખામી અને મારે હિમાલય ભાગી જવું જોઇએ.

એ ખરું છે કે મારી ઉમેદ તો આટલાથી વધારે હતી. મને ઉમેદ હતી કે 'આપણે આ વર્ષે માર્ગ જોઈ લઇશું, એટલું જ નહિ પણ સ્વરાજની પ્રતિમા પણ

આપણી આગળ ખડી થશે, આપણે રાજ્યકર્તાની સાથે સુમેળ પણ કરી હશે ને અસહકાર શમી શુદ્ધ સહકાર' શરૂ થયો હશે. મને ધાસ્તી છે કે બાકી રહેલા દિવસોમાં આપણે એ સ્થિતિ કદાચ નહિ ભોગવતા હોઇયે. તેથી ઉલટું આપણા અસહકારનો વેગ તીવ્ર થયો હશે ને હવે તો જાણે સહકાર થવા જેવું જ ન રહ્યું એમ જણાશે. પણ તે જ અનુભવ સહકારને નજીક લાવનારો હશે. પ્રભાત પહેલાંનું અંધારૂં ઘોરમાં ઘોર હોય છે. પ્રસુતિ પહેલાંની વેદના અસહ્ય જેવી હોઇ પ્રસવને જ વિષે માના મનમાં શંકા ઉઠે છે. તેમ જ આપણો પ્રસુતિકાળ એ કઠણમાં કઠણ હશે.

મુંબઇએ તેમાં વિઘ્ન નાખ્યું. જે જોર આપણે હાથે કરીને કરવા ધાર્યું હતું, જે દુઃખ આપણે પોતે વહોરી લેવા ધાર્યું હતું, તે મુંબઇએ બંધ કરાવ્યું. પણ સદ્ભાગ્યે સરકારે જ આપણે સારૂ જોર કરવાનો, દુઃખ ભોગવવાનો દરવાજો ખોલ્યો છે, કેમકે તેણે દમનનીતિનો વેગ વધારી મુક્યો છે. એ દરવાજામાં નિર્ભય બનીને આપણે પ્રવેશ કરીયે તો સ્વરાજની પ્રતિમા ખડી થતા જરાયે વખત લાગે તેમ નથી.

પણ હું હજુયે નિશ્ચયપૂર્વક કેમ નથી કહેતો કે આ વર્ષે તો પ્રતિમા ખડી નહિ થાય ? હું નથી કહેતો, કેમકે હું ખરેખર નથી જાણતો. હું ત્રિકાળદર્શી નથી. હું દેવ નથી. હું ઇશ્વરને સર્વશક્તિમાન ગણું છું. આપણા હૃદયમાં તે ક્યારે મોટા ફેરફાર કરશે તે કોઇ ન કહી શકે. ૧૭મી નવેમ્બરે જ્યારે હું ભારે આશાવાદ ઉચ્ચારી રહ્યો હતો તે જ વેળા નિરાશાજનક કાર્યો થઈ રહ્યા હતા તેની મને કાંઇ ખબર હતી ? જ્યારે મને પણ આટલા દિવસમાં પ્રતિમા ખડી થવા વિષે શક છે ત્યારે પ્રતિમા ઇશ્વર ઘડી રહ્યો હોય તો હું શું જાણું ? જેમ હું વૈદ છું તેમ દરદી પણ છું. જે સ્વરાજ મારે લેવું છે તે કંઇ હું મેળવી શકયો નથી. મને રસ્તો જડયો છે, તે હું છોડું એમ નથી. પણ મારૂં સ્વરાજ તો છેટે છે. આ માસમાં જ મેળવી લઉં તો કંઈ મને નવાઈ નથી લાગવાની. વાચનારને ખાતરી આપું છું કે મેં મારા પ્રયત્નમાં ખામી નથી રાખી. મારે તો હિન્દસ્વરાજ મેળવવાના પ્રયત્નમાં મારો મોક્ષ મેળવવાની જ ધારણા છે. મને એમ લાગશે કે મોક્ષ મેળવવાને બદલે હું તો બંધન બાંધી રહ્યો છું, ચડવાને બદલે પડી રહ્યો છું, ત્યારે કોઇનો ઝાલ્યો હું ઝલાઉં તેમ નથી. હું વધારે બંધાયો છું એમ મને અત્યારે તો નથી લાગતું. જાનેવારીની ૧લીએ મારી મનોદશા કેવી હશે તેની મને ખબર નથી એ હું 'નિશ્ચયપૂર્વક કહું છું. આથી વાંચનાર જોશે કે સ્વરાજ મારી સાધના છે; મારા મોક્ષનું દ્વાર છે. મારી પ્રવૃત્તિ કેવળ સ્વાર્થી છે ને રહેવાની.

તા. ૧૧-૧૨-૧૯૨૧

એક દૃષ્ટિએ હું આ વર્ષે સ્વરાજપ્રતિમા ખડી થાય એમ ઇચ્છતો નથી. મારે વિપનો સર્વ ભ્રમ ટાળવા ઇચ્છું છું. હું અલ્પપ્રાણી છું એમ લોકોને મનાવવા ઇચ્છું છું. મને મહાપ્રાણી મનાવવામાં હું લોકોની તેમજ મારી હાનિ જ જોઉં છું. ભલે મારી ગણતરી ખોટી લેખાય, ભલે હું મૂરખ ઠરૂં, ભલે હું અવ્યવહારુ માણસ મનાઉં. મારા બળથી કંઇ મળ્યું એમ લોકો માને તેના કરતાં તેઓએ પોતાના બળથી, પોતાની તપશ્ચર્યાથી, પોતાની આત્મશુદ્ધિથી જ જે મળ્યું તે મેળવ્યું એમ માને ને એમ હોય એ જ ઇષ્ટ છે. મારે વિષે હું એટલી જ શ્રદ્ધાનો ભૂખ્યો છું: 'જે સમે તેણે જે ખરૂં ધાર્યું તે નિર્ભયપણે લોકોની આગળ રજૂ કર્યું.' આથી વિશેષ પ્રમાણપત્ર મને ન જોઇયે. તેથી વધારેને સારૂ હું લાયક નથી.

## § એરણ ઉપર

અલાહાબાદથી તાર આવ્યો છે તેમાં જણાવે છે કે પંડિત મોતીલાલજી નેહરૂ, ભાઇ જવાહરલાલ નેહરૂ, પં. શામલાલ નેહરૂ અને 'ઇન્ડિપેન્ડન્ટ'ના તન્ત્રી શ્રી. જ્યૉર્જ જોસફને પકડવામાં આવ્યા છે. તાર મને ગઇ રાતના ૧૧ વાગે મળ્યો. વાંચીને હું સાચે જ ખુશ ખુશ થયો. મેં ઇશ્વરના ધન્યવાદ ગાયા.

પંડિતજીને પકડશે એમ મેં નહોતું જ ધાર્યું. હું પંડિતજીને હમેશ કહેતો કે તમારી વારી છેલ્લી રહેવાની. મને લાગતું કે સર હારકોર્ટ બટલર પંડિતજી ઉપર હાથ નાખવાની હિમ્મત કરે નહિ; પંડિતજીને પકડે તે જ દિવસે એમના મિત્ર મહમદાબાદના રાજાસાહેબ સરકારના હોદ્દામાં રહેવાની ના લખી મોકલે. સર હારકોર્ટ બટલરની નિષ્કામ હિમ્મતને જોઇ હું તાજુબ થઇ રહ્યો છું.

પંડિતજી જેવીતેવી મુશ્કેલીઓ વચ્ચે નહોતા ઝુઝી રહ્યા. દમનો વ્યાધિ એ એમનો જૂનામાં જૂનો વેરી છે. હું જાણું છું કે આજે નિર્ધન હિન્દની ખાતર તેઓ જે ધગશથી લોહીનું પાણી કરી રહ્યા છે તેવો પરિશ્રમ પોતાના ધનવાન અસીલોને સારૂ અગર તો બે વરસ પર જખમી પંજાબને સારૂ પણ તેમણે ઉઠાવ્યો નથી. મેં અનેક વેળા તેમને વિશ્રાંતિ લેવા વીનવ્યા હશે, પ્રત્યેક વેળાએ તેમણે ના પાડી છે. મને આનન્દ થાય છે કે જે અથાગ પરિશ્રમ તેમના શરીરને ક્ષીણ કરી રહ્યો હતો તેમાંથી હવે તેમને આરામ મળ્યો.

પણ વધુ આનન્દ તો મને એ વિચારે થયો કે મુંબઇના દુષ્કૃત્યે જે સુરૂસનાં બારણાં મને બંધ થયાં ભાસ્યાં હતાં તે જ સુરૂસ આમ એકાએક દેશના મોઢામાં

મોટા ને ઉજ્જવળમાં ઉજ્જવળ પુરુષોના નિર્દોષ બલિદાન શરૂ થઈને પાણું લાધવાનો વખત આવી લાગ્યો છે. મારે હિસાબે તો નિર્દોષોની આવી શુદ્ધ કુરબાનીઓ એ જ સ્વરાજ છે. હવે અલી બિરાદરો અને તેમના સોબતીઓ જેલમાં રહે તેમાં શરમ નથી. હિન્દુસ્તાને બતાવી આપ્યું છે કે પ્રજા અલી બિરાદરોની કુરબાનીને સાવ નાલાયક નથી નીવડી.

પણ મારા આ આનંદને—જેમાં દેશના હજારો લોકો આજે ભાગ લઈ રહ્યા છે એમ હું માનું છું—શરત રહેલી છે. તે શરત એ કે જ્યારે આપણા એકેએક આગેવાનને આપણી વચ્ચેથી પકડી જવામાં આવે ત્યારે પણ ગમે તેવા અન્તર હલાવનારા સંજોગો છતાં આપણે સંપૂર્ણ શાન્તિ જાળવીએ. જો આ બધી જ પકડાપકડી છતાં આપણી વચ્ચે સંપૂર્ણ અહિંસાની આણ વર્તેલી રહે તો આપણી જીત સંપૂર્ણ છે. જો શાન્તિ જાળવવાને સારૂ આપણી વચ્ચેનાં બધાં જ શાન્ત અશાન્ત તત્ત્વો ઉપર આપણે પૂરેપૂરો કાબુ ન રાખી શકીએ તો આપણે ભુંડી રીતે હારવાના. આપણે માર્યા વિના મરવા નીકળ્યા છીએ. આપણે કશું દુખ માન્યા વગર—કશો ઘોંઘાટ કર્યા વગર જેલમાં જઈ બેસવાની પરતિજ્ઞા કરી છે. આપણે જ કરેલી એ નીતિના સામે આપણે કેમ વાંધો ઉઠાવીએ ?

ઉલટું આપણો અહિંસાધર્મ તો આપણને આપણા શત્રુઓ પર પણ પ્રેમ કરવાનું શીખવે છે. આપણે તો અહિંસામય અસહકારથી જ આપણા અંગ્રેજ રાજ્યકર્તાઓના અને તેમના મળતીઆઓના ગવન જીતવા માગીએ છીએ. આપણે તો તેમની ઉપર પ્રેમભાવ જ રાખીએ અને પ્રાર્થના કરીએ કે ઈશ્વર તેમને આપણી નજરે જે તેમની ભૂલ દેખાય છે તે જોવાની દૃષ્ટિ બક્ષે. આપણી એ પ્રાર્થના દુર્બળની નહિ પણ બળિયાની જ પ્રાર્થના હોવી જોઈએ. આપણું બળ અનુભવીને આપણે સરજનહારની આગળ ઉલટા વધુ નમ્ર બનીએ.

આ કસોટીની ક્ષણે કહો કે વિજયની ક્ષણે કહો, મારા ધર્મનો પણ હું એકરાર કરી લઉં. હું તો મારા શત્રુઓની ઉપર પણ પ્રેમ કરવાના પંથમાં માનનારો છું. હું માનું છું કે હિન્દુસ્તાનના હિન્દુ મુસલમાન શીખ પારસી ખ્રિસ્તી અને યહુદીઓને સારૂ અહિંસા એ જ એકમાત્ર તરણોપાય છે. હું માનું છું કે સ્વેચ્છાપૂર્વક આપેલા આત્મબલિદાનમાં પથ્થરના અંતઃકરણને પીગળાવવાની શક્તિ છે. હિન્દુસ્તાનની મુક્તિની લડતનો મુખ્ય ભાર ઉપર ગણાવેલી કોમમાંથી પહેલી ત્રણ ઉપર જ રહેવાનો.

તા. ૧૧-૧૨-૧૯૨૧

હેઠી મણુ કે.મો તો પહેલી મણુને એકસપીલી થયેલી જોઇ હશે. પણ આપણે આપણા નમ્રતેદાર વર્તણુકથી તેમને બતાવી આપવું જોઇયે કે તેઓ આપણા સગા ભાઇ છે. ખુદ અંગ્રેજોને પણ આપણે બતાવી આપવું જોઇએ કે હિન્દુસ્તાનના દૂર દૂરના ખૂણામાં સુદ્ધાં તેઓ આપણી વચ્ચે તેટલા જ સલામત છે જેટલા તેઓ પોતાને મશીનગનોની પાછળ સલામત માને છે.

ઇસ્લામની, હિન્દુ ધર્મની, શીખ ધર્મની, ખ્રિસ્તી ધર્મની, પારસી ધર્મની, યહુદી ધર્મની અત્યારે કસોટી ચાલી રહી છે. બલ્કે ધર્મ પોતે જ અત્યારે આ દેશમાં ત્રાજુ ઉપર છે. કાં તો આપણે ઇશ્વરને અને તેના ન્યાયને માનનારા છીયે એ, આપણે બતાવી આપવું રહ્યુ છે. અગર તો આપણે એ બન્નેનો ઇનકાર કરીયે છીયે એમ આપણે જાહેર કરવું રહ્યું છે. મારો ખાનદાનમાં ખાનદાન મુસલમાનો જોડેનો પરિચય તો મને એ શીખવે છે કે તલવારથી નહિ પણ પ્રાર્થના અને ઇબાદતને પરિણામે પ્રેમથી ઓતપ્રોત બનેલા અને પ્રત્યેક જમાનામાં ચાલ્યા આવતા એના સંત ફકીરોથી જ ઇસ્લામ દુનિયામાં ફેલાયો છે. તલવાર ખેંચવાની ઇસ્લામમાં પરવાનગી છે એ સાચું; પણ તેને માટે મુકેલી શરતો પણ એટલી કડક છે કે તે દરેક મનુસન હાથે પૂરી થવી અસંભવિત છે. ધર્મને ખાતર જેહાદ ફરમાવનારો કશી જ ભૂલ કે દોષ વિનાનો સેનાપતિ અત્યારે ક્યાં? એવી તલવાર ખેંચવાના વિચાર પહેલા જે અનહદ વિશ્વપ્રેમ, અને જે શુદ્ધિ આવેલી હોવી જોઇયે તે ક્યાં? હિન્દુઓ પણ હિન્દી મુસલમાનોના જેવી જ મર્યાદાઓથી બંધાયેલા છે. શીખોનો તાજો ઇતિહાસ પણ એવા શરીરબળના ઉપયોગની સામે જ સાક્ષી પૂરી રહ્યો છે. આપણામાં હજુ એટલા બધા દોષ, એટલો મેલ, એટલો સ્વાર્થ ભરેલો છે કે મારા ભાઇ શૌકતઅલી કહે તેમ 'અલ્લાહ કી રાહ મે" તલવાર ખેંચવાનો અધિકાર આપણો નથી. અને પોતાનો સર્વ મેલ ધોઇ નાખી શુદ્ધ બનેલા હિન્દુસ્તાનને તો તલવાર ખેંચવાની જરૂર હશે ખરી? આવી આત્મશુદ્ધિનો કાર્યક્રમ જ આપણે ગયે વરસે કલકત્તામાં અખત્યાર કર્યો.

ત્યારે આપણે શું કરીયે? અલબત્ત, અહિંસાપરાયણ રહીયે અને છતાં સરકારને જેટલા જોઇતા હોય તેટલા હસતા શિકાર આપવા જેટલા બળવાન બન્યા રહીયે. આપણું કાર્ય આપણે ઘડિયાળના જેટલી નિયમિતતાથી ચલાવ્યે જઇયે. દરેક પ્રાન્ત જેમ પોતાના આગેવાનો પકડાતા જાય તેમ એક પછી એક નવા મુખીઓ ચુંટતો જાય. લાલાજીએ આ બાબતમાં દરેક જાતની ગોઠવણ કરી બતાવીને સુન્દર દાખલો

બેસાડી આપ્યો છે. દરેક પ્રાન્તમાં સમિતિના પ્રમુખ અને મન્ત્રીને જરૂર પડ્યે વાપરવાની ખાસ સત્તાઓ આપી મુકવી જોઇયે. કારોબારી મંડળો બની શકે તેવડાં નાનામાં નાનાં રહે. મહાસભાનો દરેક સભ્ય સ્વયંસેવક બને.

વળી આપણે જેમ કેદથી ભાગીયે નહિ તેમ નાહકનું અડપલું કરીને પણ કેદ ન જ માગીયે.

સ્વદેશીની પ્રવૃત્તિને આપણે દિનપ્રતિદિન વધુ વધુ જોસભેર ચલાવીયે અને જ્યાં સુધી આપણને જરૂરી બધી જ હાથકંતામણની ખાદી આપણે હાથે પેદા કરતા થઇ જઇ પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર પાર ઉતારીયે નહિ ત્યાં સુધી જંપીયે નહિ.

આપણો એકેએક આગેવાન અને એકેએક મુખી પકડાય તોપણ જ્યાં સુધી સરકાર બળનો ઉપયોગ કરીને વીખેરી નાખે નહિ ત્યાં સુધી ચાહે તેમ થઇ જાય તોપણ આપણે મહાસભા ભર્યે જ છુટકો. અને જો આપણે ડરી ન જઇયે તેમ ઉશ્કેરાઇને ખૂનામરકી પણ ન કરી બેસીયે અને આપણી સામેનું રાષ્ટ્રકાર્ય આગળ જ ધપાવ્યે જઇયે તો આપણે અલબત્ત સ્વરાજ મેળવ્યું સમજવું. કારણ એવી અહિંસાપરાયણ, નિર્ભય અને ધર્મનિષ્ઠ પ્રજાની પ્રગતિને અટકાવવાની આ દુનિયામાં કોઈ સત્તાની મગદૂર નથી.

---

## બારડોલી

મૌલાના આઝાદ સોબાનીની અને મારી બારડોલી તાલુકાની મુલાકાત હમેશાં મને યાદ રહી જવાની છે. એ તાલુકાના લોકોની સાદાઇ, ભલાઇ, સરળતા અને દૃઢતાથી અમે બન્ને ચકિત થયા. બારડોલી તાલુકામાં કામ ઘણું સરસ થયું છે એમાં શક નથી. એકંદરે એ તાલુકો સવિનય ભંગને સારુ વહેલામાં વહેલો તૈયાર થઇ શકે એમ અમને બન્નેને જણાયું છે.

સરકારી નિશાળો પાંસઠ હશે. તેમાંથી એકાવન રાષ્ટ્રીય થઇ ચુકી છે. ને જ્યાં જ્યાં નિશાળો રાષ્ટ્રીય થાય છે ત્યાં ત્યાં ઉત્સાહ વધે છે એમાં શંકા નથી. નિશાળો હજુ થોડાં જ અઠવાડિયાંઓ થયાં લોકોના તાબામાં આવી છે તેથી તેનું કામ ધીમું ચાલે છે. બાળકોને રેંટીયા ઉપર બેસાડવામાં આવે છે. ખાદીનો પહેરવેશ મરદોમાં ખૂબ વધ્યો છે. સૌ પહેરણ, ધોતીયું કે ચડ્ડી ને ટોપી પહેરતા જોવામાં આવ્યા. ઓરતો પણ સભામાં ઠીક સંખ્યામાં ખાદીની સાડીઓ પહેરીને આવી હતી.

તા. ૧૨-૧૨-૧૯૨૧

હિન્દુમુસલમાન વચ્ચે એકસંપ સરસ છે. ઢેડભંગી જેઓ સભાઓમાં આવે છે તેમને અડક્વામાં હરકત નથી કરતા ને સહુની સાથે તેઓ બેસી શકે છે. આ બધું કરવામાં બારડોલીના લોકોએ શાન્તિ સારી જાળવી છે. અધિકારીવર્ગની સાથે પણ સ્નેહ જાળવ્યો છે ને સહકારીઓ સાથે પણ દુશ્મનાવટ નથી.

આટલી પ્રગતિને સારૂ ધન્યવાદ આપ્યા વિના ન જ ચાલે.

છતાં આ ચિત્ર સંપૂર્ણ નથી. નિશાળો ઉપર લોકોનો કાબુ પૂરો એટલે સુધી બેસવો જોઇયે કે તેઓ સરકારી નિશાળ કે કેળવણીનું નામ જ ન લે. નિશાળની વ્યવસ્થા એવી હોવી જોઇયે કે બાળકો રખડે નહિ ને ચારિત્રવાન શિક્ષકોની નીચે પોતાનું ચારિત્ર ઘડે. હિન્દુ બાળકો ને બાળાઓ સંસ્કૃત શીખે ને ગીતા ભણે! મુસલમાન બાળકો, અરબી શીખે ને કુરાન પડે. બધા બાળકો સુન્દર મજબૂત વળવાર એકતારૂં સૂતર કાંતે, કોઇ વળી તે ઉપરાત પીંજે ને વણે પણ ખરા. ઓરતોમા ખાદી વધારે પ્રસરે અને સ્ત્રીપુરુષ બધા ખાદી પહેરતાં થઇ જાય. એટલું જ નહિ, પણ તાલુકાને જોઇતી ખાદી તાલુકામાં જ કંતાય, વણાય ને તેમાં મીલનો તાણો ન જ વપરાય. આ કામ હજુ ઘણું પછાત છે. સાળો ઓછી છે. રેંટીયા સાળના પ્રમાણમાં ઠીક છે, પણ બહુ વધારે હોવા જોઇયે ને તે નિરન્તર ચાલવા જોઇયે. બારડોલીમાં પરદેશી કે મીલનું કાપડ મળવું અશક્ય કે બહુ મુશ્કેલ હોવું જોઇયે.

ઢેડભંગી સભામાં છૂટથી આવી શકે એટલે પત્યું નહિ. અસ્પૃશ્યતા જવાનું રહસ્ય સમજાવું જોઇયે. તેઓની ઉપર લોકોનો પ્રેમ થવો જોઇયે. તેઓના છોકરાં રાષ્ટ્રીય શાળામાં છૂટથી આવવાં જોઇયે. ન આવે તો માબાપને સમજાવી તેમને તેડી લાવવાં જોઇયે. તેમના વાડાઓમાં જઈ તેમનાં દુઃખ તપાસવાં જોઇયે. તેઓની કુટેવો છોડવા તેમને વીનવવા જોઇયે. હિન્દુમુસલમાનમાં કજીઓ જ નથી થતો એ ઉત્તમ છે, પણ બન્નેની વચ્ચેથી મનનો મેલ જવો જોઇયે. પારસી, ખ્રિસ્તી, સહકારી વગેરે સાથે એવી વિનયભરી વર્તણુક હોવી જોઇયે કે તેઓને અસહકારીઓનો જરા પણ ભય ન લાગે. શરાબનાં પીઠાં વાળાઓને સમજાવીને જ બંધ રાખે તો રખાવાય. તેઓનો બહિષ્કાર ન કરાય, તેમના હુક્કાપાણી બંધ ન થાય. તેમની તથા શરાબ પીનારાની પાસેથી જેટલું કામ પ્રેમપૂર્વક લઈ શકાય તે જ લેવું. તેઓની ઉપર બળાત્કારની ગંધ પણ ન હોવી જોઇયે. તેઓ તદ્દન નિર્ભય થવા જોઇયે. નિશાળો ખાલી કરાવવા સારૂ સ્વયંસેવકોનું

દળ ન જાય, ગામોમાં જઈ લાંઘણુ ન કરે. રીતસર લોકોની બુદ્ધિ જાગૃત થઈને તેઓ સમજીને પોતાનાં બાળકોને સરકારની નિશાળોમાંથી ઉઠાડી લે એ જ સાચું ગણાય.

મારી ઉપર છાપ એવી પડી છે ખરી કે લોકોએ ખૂબ કામ કર્યું છે. પણ તેમાં કંઈ અધૂરી સમજ રહી છે. કેમ જાણે ખાદી માત્ર ડિસેમ્બર સુધી જ પહેરવી ન હોય, નિશાળો પણ ડિસેમ્બર પછી તો જાણે આપણે ચલાવવાની જ ન હોય, ને પછી ઢેડભંગીને અડકવાની પણ જાણે જરૂર ન હોય! આવા વિચારથી કરેલું કામ તો બહુ કૃત્રિમ થયુ ને તેની અસર સારી થવાને બદલે માઠી જ પડે. ડિસેમ્બરમાં આપણા હાથમાં સત્તા આવે એવું હવે મને જણાતું નથી. પણ સત્તા આવ્યા પછી પણ આપણે આપણા તાલુકામાં કે ગામમાં કાંતેલાંવણેલાં કપડાં પહેરવાના છીયે; ત્યારે પણ નિશાળો કોઈ પરાયા આવીને નહિ ચલાવે, તે વેળા પણ બધો બંદોબસ્ત આપણે જ હસ્તક હશે. આજે બે સત્તા છે, તેને બદલે સ્વરાજમાં એક જ સત્તા હશે. પણ જો રાજ્ય આપણું તો વ્યવસ્થા આપણી જ હોય. અત્યારે જેટલો ઉદ્યમ ને જેટલી જવાબદારી આપણને ઉઠાવવાં પડે છે તેટલાં જ ત્યારે પણ ઉઠાવવાં પડશે. ત્યારે પણ આપણે ઢેડભંગીને અડકશું ને તેમની ઉપર પ્રેમ કરશું. આજે જે કરીયે છીયે તે સ્વરાજની તાલીમ છે ને લાયકાત છે. તેથી આપણે જે કંઈ સુધારા કરીયે તે સમજપૂર્વક ને હમેશાંને સારૂ છે એમ જ સમજી કરવા જોઈયે અને એમ કરીયે તો આપણામાં લાયકાત આવી ગણાય.

હું માનું છું કે બારડોલી તાલુકામાં આ બધું કરવાની પૂર્ણ શક્તિ છે. આટલું અધૂરૂં રહ્યું છે તે કંઈક વખતની તંગીથી ને કંઈક ઓછી સમજને લીધે. તેથી હું મુદ્દલ નિરાશ નથી થયો, પણ એમ માનું છું કે બધી ત્રૂટીઓ થોડા જ કાળમાં દૂર કરી લોકો સવિનય ભંગ કરવાની પૂરી લાયકાત મેળવશે.

જે સહકારીઓને હું મળ્યો તેમણે પણ સુલેહથી કામ લેવાયાને વિષે પ્રમાણપત્ર આપ્યું છે ને એવું જણાવ્યું છે કે ૭ માસમાં બારડોલી તૈયાર થઈ જશે. તાલુકાના પ્રાણરૂપ ભાઈ કુંવરજી માને છે કે એક માસમાં કાંતવાવણવાનું ને બીજું કામ પૂરૂં કરી શકાશે. બન્નેના કથનમાં અજાણપણે અતિશયોક્તિ હોવાનો સંભવ છે. પણ બારડોલીનાં ભલાં સ્ત્રીપુરુષોએ મારી ઉપર એવી છાપ જરૂર પાડી છે કે તેઓ થોડી જ મુદતમાં લાયકાતનું પ્રમાણપત્ર મેળવી લેશે.

વધારે સુન્દર તો મારા જોવામાં એ આવ્યું કે કામ કરનારા કેવળ જુવાનીઆ જ નથી પણ બુઝરગો પણ છે. ઓરતો પણ રસ લે છે. સ્વયંસેવકો વગરપૈસે કામ કરે છે. જે ખર્ચ થાય છે તે બધું બારડોલીમાંથી જ પૂરૂં પાડવામાં આવે છે એટલે જાગૃતિ આખા તાલુકાની ગણાય, તેના અમુક વર્ગની નહિ.

બારડોલીની જવાબદારીમાં હવે વધારો થયો છે. બારડોલીએ મને દિલ્હીમાં સવિનય ભંગને સ્વરૂપ આપવા પ્રેર્યો; તેથી બીજા પ્રાન્તોમાં પણ ઉત્સાહ વધ્યો. એને અંગે જબરદસ્ત યોદ્ધાઓ જેલમાં બિરાજી રહ્યા છે. આમ ઉત્સાહનું નિમિત્ત થયા પછી બારડોલીથી સાસ વાળી બેસાય જ નહિ. બારડોલીએ પૂર્ણ આત્મશુદ્ધિ એકદમ કરવી રહી ને તે શુદ્ધિ કરવા સારુ મહાપુરુષાર્થ કરવો રહ્યો. વિચારપૂર્વક કામ, કામ ને કામ જ કર્યાં કરાય તો ને દિલનું પરિવર્તન ખરું થયું હોય તો જે પ્રયત્નની જરૂર છે તે સહેલ છે.

વાંચનાર જોશે કે લોકોમાં દુઃખ સહન કરવાની, જેલ જવાની, ગોળીઓ ખાવાની તાકાત છે કે નહિ એ પ્રશ્ન મેં ચર્ચ્યો જ નથી. મેં કોઇને પૂછ્યુ પણ નથી. મારો અનુભવ છે ને મારો વિશ્વાસ છે કે જ્યારે માણસ પોતાના કર્તવ્યનુ પાલન કરે છે ત્યારે તેનામાં દુઃખ સહન કરવાની શક્તિ તુરત આવી જ જાય છે. વળી બારડોલી તો જેલ જવાની લાયકાત મેળવવા ખાતર આટલો પ્રયાસ કરી રહેલ છે, ત્યા જેલ જવાની શક્તિ છે કે નહિ એવો પ્રશ્ન કરીને હું તેનું અપમાન પણ કેમ કરૂં? આ કાળમાં જેલ જવું મુશ્કેલ છે. જેલ ન જવું એ તો સહેલું છે. માણસ કાંતે નહિ, ખાદી પહેરે નહિ, સાચું કરે નહિ, વિનય વાપરે નહિ બધાની સાથે દ્વેષ કરે, ઢેડભંગીને અડકે નહિ, એટલે તેને જેલ જવાનું કહે જ કોણ? ઢેડભંગીની અસ્પૃશ્યતાને સંઘરી રાખે એ તાલુકાને કોઇ જેલ જવાનું આમન્ત્રણ આપનાર જ નથી; તેથી બારડોલીની હિમ્મત ને જેલ જવાની ઇચ્છા વિષે મને લવલેશ પણ શંકા નથી.

---

# મારી નોંધ

## પધારો કર્નલ પ્રતાપસીંગજી!

આજે એક અઠવાડિયું થયાં હું સાંભળ્યાં કરૂં છું કે મહાસભાને સમયે સરકાર અમદાવાદનો કબજો કર્નલ પ્રતાપસીંગ અને તેમના સિપાહીઓને સોંપી દેશે અને કર્નલ પ્રતાપસીંગ મહાસભાના પ્રતિનિધિઓને દંડ દેવાનું કામ માથે લીધેલું છે હું આ અફવા ને૨જ

જૂઠી જ માનું છું. સરકાર એવી બીકણ નથી, એવી છેક નીચ નથી ને એવી મૂરખ નથી. સરકારની પાસે મહાસભાના પ્રતિનિધિને દબાવવાનાં પૂરતાં સાધનો છે. સરકાર કર્નલ પ્રતાપસીંગની મદદ લઈ નભવા માગે એમ હું માનતો નથી. આમ છતાં ભોળા મજૂરો ડરી ગયા છે ને અશાન્ત થયા છે એમ સાંભળું છું. આવી અફવાઓ કોઇએ સાંભળવી ન જોઇયે, સંભળાઇ ગઇ તો આગળ ચલાવવી ન જોઇયે. કોઈ પણ પ્રકારનો ભય હોય તો મહાસભા તરફથી ખબર મળે. હરકોઇ અફવાથી ડેબતાઇ જવું એ ભીરુતાની નિશાની છે, અને બીકણ લોકોથી સ્વરાજ લેવાય કે જળવાય નહિ. વળી એ નાસ્તિકતાની પણ નિશાની છે. 'હરિને કરવું હોય તે કરે' એમ સમજીને આપણે કેમ શાન્ત ન રહીયે ?

પણ કર્નલ પ્રતાપસીંગજી તેગનું દળ લઇને પધાર્યા એમ ધારી લઈયે. તો શો ડર ? તે પણ આપણા જ છે. તેમના સિપાહીઓ પણ આપણા જ છે. તેમની આપણે બરદાસ કરીયે, તેમને વધાવી લઇયે ને તેમના સિપાહીઓની ગોળીની પણ બરદાસ કરીયે. તેમને ગોળી મારવાનો અવસર જ શાને આપીયે ? પોતાને રસ્તે જતાંની છેડ કરશે ? કરે તો કરવા દઇયે ને આપણે માર્ગે જ રહીયે. આપણી ખાદીની ટોપી ઉતારશે ? ઉતારે તો આપણે ટોપીને વળગી રહીયે ને માર ખાઇયે. છતાં ઉતારે તો બીજી પહેરીને નીકળીયે ને વધારે માર ખાઇયે. છેવટે તે થાકે. જેનામાં માર ખાવાની શક્તિ ન હોય તે તેવે રસ્તે ન જાય, પણ ધોળી ટોપીનો ત્યાગ ન કરે. જેમ નિર્માંસાહારી એવા મુલકમાં ન જાય કે જ્યાં માંસ ખાધા વિના ન જ ચાલે, જેવા કે ઉત્તર ધ્રુવ પાસે. પણ કદાચ ઉત્તર ધ્રુવ પર ચડી ગયા તો ત્યાં મરણની ભેટ કરે પણ માંસાહાર ન કરે. મરણાન્ત લગી પાળ્યો એ જ ધર્મ, બાકી તો સગવડ કે વિનોદ.

જો આપણે ધોળા સિપાહીનો ડર છોડી દેવાનો નિશ્ચય કર્યો છે તો પછી આપણે કર્નલ પ્રતાપસીંગના ઘઉંવર્ણા સિપાહીનો ડર શાને રાખીયે ?

ડર રાખવો એ આપણી અશાન્તિ, આપણો વેરભાવ સૂચવે છે. આપણે જેને દુશ્મન માનીશું તે તો જરૂર દુશ્મન બને જ. જો દુશ્મનને પણ મિત્ર ગણી વર્તીયે તો તે કાળે કરીને મિત્ર જરૂર થાય. માણસ વિચારે તેવો બને છે. જેવું કરે છે તેવું ભરે છે. મિત્રતા કરે ને દુશ્મનાવટ લણે એ બનવાજોગ જ નથી. આપણો અસહકાર એ દુશ્મનને પણ મિત્રતાથી જીતવાનું સાધન છે.

આ ધર્મ કંઇ કેવળ હિન્દુનો નથી. ઈસ્લામ પણ એ જ શીખવે છે. ઇસ્લામમાં સબૂરીને પ્રથમ પદ આપ્યું છે. લડાઈને જગ્યા છે, પણ તે તો કેવળ જ્યારે બધા ઉપાયો લેવાઈ ચુક્યા હોય ને પોતે અત્યાચારી કરતાં ઓછા હોય અને ને લડવું એ કાયરતાની નિશાની ગણાય તથા જ્યારે લડાઈ કરાવનારો કોઇ ભારે ઉજ્જવળ આત્મા હોય કે જેની ઉપર સહુનો ભરોસો હોય ને જેને પોતાનો સ્વાર્થ ન હોય, ત્યારે. હિન્દુસ્તાનમાં એવી સ્થિતિ છે જ નહિ ને હોય જ નહિ. આપણે સંખ્યામાં ઘણા છીયે. આપણને લડાઇમાં દોરનાર કોઇ

નથી. આપણું લડવું એ મરદાઇની નિશાની નહિ હોય. આપણે તો પોતે જ બીજા બધા ઉપાયો લઇ ચુકયા નથી. આપણે શાન્તિનો પાઠ પૂરો ભણ્યા નથી, આપણે સ્વદેશીવ્રત પૂરૂં પાળ્યું નથી, આપણે સાચા થયા નથી, આપણે હિન્દુમુસલમાને મનનો મેલ તદ્દન કાઢયો નથી, આપણામાંના ઘણાને હજી સરકારની સાથે સહકાર વ્હાલો છે. આ સ્થિતિમાં લડાઇ તે જેહાદ નહિ ગણાય પણ તે ફિસાદ ગણાય એમ મેં ઘણા આલિમોને મુખે સાંભળ્યું છે.

એટલે ગમે તે ધર્મનો વિચાર કરતાં આપણે એક જ નિર્ણય પર આવી શકીયે છીયે. આપણે દુશ્મનને પ્રેમથી જીતવો છે. તેથી ધોળું લશ્કર કે કાળું ગમે તે આવે, તેની સાથે આપણું વર્તન એક જ હોવું જોઇયે. તેથી, જોકે હું માનું છું કે કર્નલ પ્રતાપસીંગજી આપણને શિક્ષા કરવાને આવવાના જ નથી, છતાં ધારો કે એ આવે અથવા બીજા કોઇ કર્નલ પોતાની ટુકડી લઇને આવે તો આપણે કહી શકીયે: 'પધારો કર્નલ સાહેબ!'

## દાસ પકડાયા?

એવી જ અફવા દેશબન્ધુ દાસ પકડાયાની ચાલી રહી છે. હું તો માનતો જ નથી કે તે પકડાયા છે. પણ કર્નલ પ્રતાપસીંગના આવવા કરતા તેમના પકડાવાનો સંભવ વધારે ખરો. જ્યાં હમેશ દમનનીતિ વધતી જાય છે ને હિન્દુસ્તાનના વાદળનો રંગ બદલાયા કરે છે ત્યાં આપણને શી ખબર કે કોણ કયારે પકડાશે? આપણે કોણ પકડાય છે એ જાણવાની પણ આપણને શી ગરજ? ભલે બધા આગેવાનો પકડાઇ જાય, તોપણ અશાન્ત નથી થવું. જો આપણે આળસુ હોઇયે તો ઉદ્યોગી બનીયે, આપણને આગેવાનોની હાજરીમાં ગેલ કરવાનું મન થઇ જાય તો તેઓની ગેરહાજરીમા આપણે પોતે જવાબદાર થઇ આગેવાની કરતા થઇ જઇયે. આપણી લડતમાં સહુને આગેવાન થવાનો અધિકાર છે, કેમકે આગેવાન એ કે જે વધારે સેવા કરે. સેવાની આગેવાનીમાં દ્વેષ તો હોય જ શાનો?

તેથી દેશબન્ધુ દાસ પકડાય તો આપણે રાજી થવાનું, નિરાશ ન થતાં ઉત્સાહી બનવાનું, અને એવી આશા રાખવાની કે હવે આપણા જયનો સમય નજીક આવતો જાય છે. આપણી કસોટી થયા વિના કશું મળવાનું જ નથી ને જો કસોટી વિના મળશે તો તે રહેવાનું નથી. જેમ ભૂખ વિના ખાધેલું અન્ન પાછું વળે છે તેમ દુઃખ વિના મળેલું સુખ જીરવી શકાતું નથી. આપણાં બંધન આપણા અંતરબળથી એક પછી એક તૂટે તેમ આપણું જોર વધે છે. પણ બાંધેલા માણસને કોઇ એકાએક છોડે તો ને બંધન છૂટતાં પણ અપંગ જેવો દીસે છે ને હોય છે, તેમ આપણું પણ થાય. એટલે આપણા આગેવાનોની જેલ આપણી સ્વતન્ત્રતાનું પ્રભાત સૂચવનારી છે.

ભલે મહાસભામાં લાલાજી ન હોય, દાસ ન હોય, મોહીઉદ્દીન સાહેબ ન હોય, આસામના ફુકન ન હોય, ફરૂખાબાદના શાન્તિસ્વરૂપ ન હોય, લખનૌના હરકરણનાથ ન હોય, આન્ધ્રના ગુપ્તા ન હોય, મદ્રાસના યાકુબ હસન ન હોય, કીચલુ ન હોય, સ્ટોકસ ન

હોય, પંડિત નેકીરામ, પંડિત સુંદરલાલ, ભગવાનદીનજી, પીર બાદશાહમીયાં, જિતેન્દ્રલાલ બેનરજી, સેનગુપ્ત અને એવા અનેક યોદ્ધા ન હોય. તેથી શું? ભલે અલીબન્ધુઓ ન હોય, ભલે બહાદુર શીખ સરદારોનો જથ્થો ન હોય. તેઓ શરીરે નહિ હોય, તેઓના આત્મા તો આપણી પાસે જ હશે, આપણું પરાક્રમ જોશે, આપણી પરીક્ષા લેશે. તેઓના બલિદાનને સારુ આપણે લાયક હતા કે નહિ એ તેઓ તપાસશે. લડવૈયા કંઈ ઘવાયાથી ગભરાય નહિ. એ તો સમજે કે ઘવાવું એટલે આપણું બળ સિદ્ધ કરવું, ને બળ સિદ્ધ કરવું એટલે જીતવું. આપણી શ્રદ્ધા કાયમ રહેવી જોઇયે કે જે જેલની બહાર રહી સેવા કરે છે તે નિર્દોષ હોવા છતાં પણ જેલમાં જાય છે ત્યારે વધારે સેવા કરે છે.

## દેશબન્ધુ દાસ અને ના. રોનાલ્ડશે

બંગાળાના નામદાર ગવર્નર સાહેબે આવતી મહાસભાના પ્રમુખ દેશબન્ધુ ચિત્તરંજન દાસને ઉદ્દેશીને એક નાનું સરખું ભાષણ કર્યું છે અને તેમને ચેતવણી આપી છે કે જો અમદાવાદમાં તેઓ સારી વર્તણૂક નહિ બતાવે તો તેમની ખબર લેવામાં આવશે. મારી ખાતરી છે કે ના. રોનાલ્ડશે સાહેબની શીખામણ જો નહિ મનાય તો તેમાં પ્રમુખ સાહેબનો ઝાઝો દોષ નહિ કાઢી શકાય. તેમણે તો પોતાનું સર્વસ્વ હિન્દુસ્તાનને અર્પ્યું છે. તેઓ અત્યારે દેશના ઇતિહાસની કટોકટીની ઘડીએ મહાસભાનું પ્રમુખપદ સ્વીકારે છે. પોતે અહોરાત્ર પરિશ્રમ કરીને બંગાળામાં નવું ચેતન રેડી રહ્યા છે. તેઓ પ્રસંગે અપ્રસંગે, જ્યાં ને ત્યાં બધે જ અહિંસાનો સન્દેશો ફેલાવી રહ્યા છે. અમદાવાદમાં તો તેમને તેમના કઠણ કાર્યમાં આખા દેશની વફાદારીભરી મદદ જોઇશે, અને જો આખા દેશમાંથી આવનાર પ્રતિનિધિઓ ચાહે તેવા સંકટો આવે તોપણ આ દેશની હોડીને પાર ઉતારવાના દૃઢ નિશ્ચય વાળા બનીને આવે તો પ્રમુખનો એ બોજો અનેક અંશે હળવો થશે, એ દેખીતું છે.

## મિ. સ્ટોકસ પકડાયા!

કોટગઢ-ડોંગડાવાળા ભલા મિ. સ્ટોકસને પણ સરકારે પકડ્યા. મુંબઇના છાપાંઓમાં તેમની ધરપકડના તાર ક્યાંયે છપાયા નથી. લાહોરના 'ટ્રિબ્યુન' છાપામાં તેમની ગિરફતારીની ખબર મેં વાંચી. આવી ભારે ધરપકડના તારો ન ગયા હોય એમ તો હું માની જ શકતો નથી, પણ જેમ અલી બિરાદરોની પરહેજગારીના તારો અટકાવવામાં આવેલા તેમ આ તારો પણ અટકાવવામાં આવ્યા હશે અગર તો મોડા પહોંચાડવામાં આવ્યા હશે એમ માનું છું.

મિ. સ્ટોકસને ગઈ તા. ૩જીએ લાહોર છાવણી ખાતે પકડવામાં આવ્યા. 'ટ્રિબ્યુન' છાપામાં તેમણે મોકલાવેલા લેખો 'રાજદ્રોહ' તેમજ બાદશાહની પ્રજાની જુદી જુદી કોમો વચ્ચે વેર કરાવનારા' હોવાનો તેમની ઉપર આરોપ છે. જીલ્લા મૅજીસ્ટ્રેટે મિ. સ્ટોકસને જામીન પર છોડવા ખુશી બતાવી, પણ મિ. સ્ટોકસે તેમ છૂટવાની ના પાડી

મિ. સ્ટોક્સની પકડ એ સરકારનું નવી જ દિશાએ પગલું કહેવાય. મિ. સ્ટોક્સ અમેરિકન ગૃહસ્થ છે અને એમની બાબતમાં એમ કહી શકાય કે કોઈ પણ અમેરિકન અગર અંગ્રેજ ગૃહસ્થે હિન્દુસ્તાનને સ્વદેશ કરીને નથી અપનાવ્યું તેટલે દરજ્જે તેમણે અપનાવ્યું છે. લડાઈ દરમિયાન તેમણે ભારે સેવાઓ બજાવેલી છે અને સરકારના શુભેચ્છક તરીકે મોટામાં મોટા સરકારી અમલદારો સુધી તેઓ જાણીતા છે. તેમને વિષે સરકાર પ્રત્યેના તિરસ્કારની શંકા કોઈથી થઈ શકે એમ નથી. પણ આવા એક ગૃહસ્થ પણ પોતાને હિન્દી માનવા લાગે અને હિન્દીઓમાં ભળવા માંડે, તેમનાં દુઃખોમાં ભાગ લે અને તેમની લડતમાં ઝંપલાવે એ સરકારથી કેમ દેખ્યું જાય? તેમને સરકાર સામે ટીકા કરવા છૂટા રહેવા દેવા એ સરકારને અસહ્ય લાગ્યું. અને આમ મિ. સ્ટોક્સને તેમની ગોરી ચામડી પણ સરકારના રોષમાંથી રક્ષણ આપવાને અસમર્થ નીવડી. સરકારે ગમે તે ભોગે પણ આ ચળવળને જમીનદોસ્ત કરવા કમ્મર કસી છે. પણ જ્યાં અને ત્યાં પાછાં પડવાનો જ એને વખત આવે છે. મિ. સ્ટોક્સની ગિરફતારીથી સરકારની એ નબળાઈ જેટલી ઉઘાડી પડી છે *તેટલી લાલાજીની ગિરફતારીથી પણ નથી પડી. લાલાજીના ખાતામાં તો લડાઈ દરમિયાનની* સેવાઓ પણ સરકારને ચોપડે જમે નથી. વળી લાલાજી તો 'રાજદ્વારી ચળવળીઆ' રહ્યા. એઓ ગોરા પણ નથી તેથી જ્યારે મિ. સ્ટોક્સ જેવા ઉપર હાથ નાખવા સરકાર તૈયાર થઈ ત્યારે હવે બહારના કોઈ ત્રાહિતના મનમાં પણ સરકારની દાનતને વિષે જબ્બર શંકા પેદા થયા વિના રહે તેમ નથી.

## પારસી ભાઈબહેનોને

હું જાણું છું કે પારસી ભાઈબહેનો ઘણે ઠેકાણે મૂંઝાઈ રહેલાં છે ને હિન્દુમુસલમાનોથી ડરે છે. આવું વચન લખતાં પણ મને શરમ આવે છે. જ્યારે આપણે સ્વરાજનો મન્ત્ર જપી રહ્યા હોઈએ ત્યારે એક પણ કોમને કે એક પણ નિર્દોષ માણસને ભય રહેવાનું કારણ રહે તે સ્વરાજવાદીને શરમાવા જેવું છે. પારસી ભાઈબહેનોને એટલી તો હું ખાતરી આપું છું કે તેમને સારુ તેમજ ખ્રિસ્તી વગેરે નાની કોમો સારુ પ્રાણ આપવા સેંકડો હિન્દુમુસલમાનો પડ્યા છે. તેમને કોઈ અંગ્રેજ અમલદારો ભડકાવતા હશે. કોઈ ઈરાદાપૂર્વક ને કોઈ અજાણે ભડકાવતા હોય. પણ પારસી ભાઈબહેનોને છાજે છે કે તેઓએ કોઈનાં ડરાવ્યાં ન ડરવું, પણ હિન્દુ-મુસલમાન પોતાના જ ભાઈ છે એમ ગણી તેમની ઉપર વિશ્વાસ રાખી ચાલવું. હું એમ માગું છું કે આપણે એકબીજાને હાથે મરવાનો અને એકબીજાને હાથે જ તરવાનો નિશ્ચય કરીએ. વિશ્વાસથી વિશ્વાસ વધે છે ને અવિશ્વાસથી અવિશ્વાસ પેદા થાય છે.

આટલું આશ્વાસન આપતાં છતાં જ્યાં જ્યાં પારસી ભાઈબહેનોને જરા પણ ધાસ્તી લાગે ત્યાં ત્યાં તેમને મારી ભલામણ છે કે તેઓ મહાસભાની ઓફિસે અને ખિલાફત ઓફિસે ખબર આપે તો તેમના રક્ષણને સારુ તજવીજ રાખવામાં તે ઓફિસવાળા જરાયે ગફલત નહિ રાખે. ઘણા પારસી ભાઈઓએ મને મુંબઈમાં કહેલું કે ઘણા મેમણોએ પારસી ભાઈબહેનોને

સંપૂર્ણ રક્ષણ આપ્યું હતું., કેટલાંક મારવાડી ઘરોમાં પારસી કુટુંબોની રક્ષા થઇ હતી. આખી હિન્દુ કોમ કે મુસલમાન કોમ પારસી ખ્રિસ્તીની સામે થઈ ગઇ હતી એવું તો કોઈ જ પારસી ભાઇબહેન નહિ માનતાં હોય.

કોઇ કોઈ પારસી ભાઇઓ પોતાને થયેલા નુકસાન બાબત મને લખે છે. તેઓને હું એટલી જ આશાયેશ આપી શકું કે તેવા કેસોની તપાસ કરવા સારૂ એક કમિટી નીમવાની મસલત હું પારસી અગ્રેસરો સાથે કરી રહ્યો છું. જો એવી કમિટી બની જાય તો જેને નુકસાન થયું છે ને જેનાથી તે નુકસાનની બરદાસ ન થાય તેવા બધાની તજવીજ થઇ શકશે. હું તો ઇચ્છું છું કે એક પણ પારસી સરકાર પાસે નુકસાની માગવા ન જાય.

## કપડવંજ અને ઠાસરા

કપડવંજ અને ઠાસરા તાલુકામા આ વર્ષે કેટલીક જગ્યાએ પાક ચાર આનીથી ને કોઇ ઠેકાણે છ આનીથી ઓછો આવ્યો છે એમ ખેડૂતો જણાવે છે. આ સ્થિતિમા તેઓએ શું કરવું ઘટે ? અસહકારી તરીકે તો હું એક જ સલાહ આપી શકું કે તેઓનાથી સરકાર પાસે દાદ માગવા ન જવાય, પણ તેઓમા હિમ્મત હોય તો તેઓ સરકારને નોટિસ આપી શકે કે પાક ચાર આનીથી ઓછો છે તેથી તેઓ વિઘોટી નહિ આપી શકે. સરકાર જો ખેડૂતોનો હિસાબ કબૂલ ન કરે તો સરકાર ભલે પંચ નીમે, જેમાં ખેડૂતોના ને સરકારના સરખા પ્રતિનિધિઓ હોય તેઓ જે ઠરાવ આપે તે બન્ને પક્ષ કબૂલ રાખે જો સરકાર આમ પંચની વાત કબૂલ ન રાખે તો ખેડૂતો વિઘોટી દેવાનું બંધ કરી શકે ને તેમની માલમતા વેચી સરકાર વસુલ કરવા માગે તો કરવા દે. પણ આવું પગલું ભરતા પહેલાં ખેડૂતોએ પૂર્ણ વિચાર કરી લેવો જોઇયે.

૧ તેઓ એકસંપીલા રહી શકશે ?

૨ તેઓનાં ઢોરઢાખર, વાસણકુસણ ને ઘરની ઘરવખરી વેચાય તે તેઓ સહન કરી શકશે?

૩. તેઓ શાન્તિ રાખી શકશે ?

જો આ ત્રણે સવાલનો જવાબ 'હા' માં મળે તો તેઓ ઉપર જણાવ્યા પ્રમાણે પંચનું કહેણ મોકલ્યા પછી તે કબૂલ ન થાય તો વિઘોટી બંધ કરી શકે છે. ખેડૂતોએ એટલું પણ યાદ રાખવું જોઇયે કે આવી તેમની અંગત લડાઇમાં મહાસભા તેમને જરાયે મદદ નહિ દઈ શકે તેઓએ પોતાના બળે ઝુઝવું જોઇશે તેઓની પાસે કુશળ નેતા હોવા જોઇયે. જરા પણ જૂઠને તો અવકાશ ન જ અપાય.

આટલું તો ખેડૂતોનું સ્થાનિક દુઃખ મટાડવા.

જો ખેડૂતો સ્વરાજની ને ખિલાફતની લડતમાં ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે વધારે દુઃખ સહન કરવા તૈયાર રહેવું જોઈયે. તેમાં આનાવારીનો સવાલ ઉઠી નથી શકતો.

તા. ૧૫-૧૨-૧૯૨૧

તેમ કરતા પહેલાં તેઓએ સ્વદેશીવ્રતનું પૂરૂં પાલન કરવું જોઇયે, ઓરતોને સમજાવવી જોઇયે, અસ્પૃશ્યતાના રોગને દૂર કરવો જોઇયે. તો જ તેઓ કાયદાનો સવિનય ભંગ કરવા તૈયાર થયા ગણાય.

---

તા ૧૫-૧૨-૧૯૨૧

## ૬ વાઇસરાયની મૂંઝવણ

ના. વાઇસરાય મૂંઝાયા છે કલકત્તાની 'બ્રિટિશ ઇન્ડિયન એસોસીએશન' તથા 'બંગાળ નૅશનલ ચેમ્બર ઑફ કૉમર્સ'ના માનપત્રોને જવાબ વાળતાં તેઓ સાહેબ બોલ્યા છે કે 'હું આ દેશમાં આવ્યો તે જ દિવસથી અહીંના પ્રશ્નો મેં પરિશ્રમપૂર્વક અભ્યાસ જારી રાખ્યો છે. છતાં પ્રજામાંના અમુક ભાગની પ્રવૃત્તિનો જ્યારે હું વિચાર કરવા બેસું છું ત્યારે સાચે જ મારી મતિ મૂંઝાઇ જાય છે. અને નથી સમજાતું કે સરકાર જોડે બથ્થંબથ્થા કરવા ખાતર કાયદાના આવા હડહડતા ભંગ કરવામાં અને કેદ પકડાવામાં શું હાંસલ હશે?' પંડિત મોતીલાલજીએ આનો એક જવાબ તો તેઓ પકડાયા ત્યારે આપી દીધો છે કે 'હું સ્વતન્ત્રતાને મન્દિર જાઉં છું.' અમે પકડાવા અને જેલ જવા એટલા જ સારૂ માગી રહ્યા છીયે કે અત્યારની આ કહેવાતી સ્વતન્ત્રતા નરી ગુલામી વિના બીજું કંઇ જ નથી.

અમે આ જોરાવર સરકારની તાકાતને પડકારી રહ્યા છીયે કારણ એની પ્રવૃત્તિને અમે કેવળ દુષ્ટ અને અમંગળ માનીયે છીયે. અમે આ સરકારને [illegible] પાડવા માગીયે છીયે, તેને પ્રજાની ઇચ્છા આગળ નમવાની ફરજ પાડવા માગીયે છીયે, અમે બતાવી આપવા માગીયે છીયે કે સરકારની હસ્તી પ્રજાની સેવાને સારૂ છે, પ્રજાની હસ્તી સરકારની સેવાને સારૂ નથી. આ સરકારની હકૂમત હેઠળ માણુસને છૂટા રહેવું આજે અસહ્ય થઇ પડ્યું છે, કારણ તેવા રહેવાને માટે આજે જે કિંમત આપવી પડે છે તે હદ બહારની છે. આપણે અગણિત હોઇયે કે ભલે એક જ હોઇયે, પણ સ્વમાન ગુમાવીને અગર તો આપણા જીવજાન સિદ્ધાન્તનું મૂલ આપીને એવી સ્વતન્ત્રતા લેવાની આપણે ચોખ્ખી ના જ પાડીયે. નાના બાળકોને સુદ્ધાં જ્યારે તેમના ચોક્કસ હેતુની કોઇ આડે આવે છે ત્યારે હઠીલાં કહેવાઇને પણ પોતાના હેતુને મક્કમપણે વળગી રહેતાં મેં જોયાં છે; પછી માબાપની નજરમાં વાત ભલે વિસાત વગરની હોય.

વાઇસરાય સાહેબને દીવા જેવું દેખાવું જોઇયે કે અસહકારીઓએ સરકારની સામે લડાઇ માંડી છે. તેમને સમજાવું જોઇયે કે સરકારે જેટલે દરજ્જે મુસલમાનો જોડે વિશ્વાસઘાત કર્યો, પંજાબની બેઇજ્જતી કરી, અને આજે પોતાની ઇચ્છા પ્રજાની ઉપર લાદવાનો દુરાગ્રહ ધરી પોતે કરેલા ઘાતની ભરપાઇ કરી આપવાની તેમજ પંજાબને કરેલા જખમની તોબા કરવાની જે ના પાડી રહી છે તે સરકારની સામે અસહકારીઓએ બળવો પોકાર્યો છે.

પ્રજાની સામે બે માર્ગ ખુલ્લા હતા. એક તો તલવાર ખેંચી ખૂનામરકીની લડાઇ માંડવાનો, અને બીજો જાતે અહિંસામય રહી સરકારની સામે બેઠો બળવો પોકારવાનો. આ બેમાંથી અસહકારીઓએ કેટલાકોએ નબળાઇની લાગણીથી તો કેટલાકોએ બળને પરિણામે—શાન્તિનો એટલે કે જાતે દુઃખસહન કરી આત્મયજ્ઞ કરવાનો—કુરબાનીનો માર્ગ—પકડયો છે.

જો પ્રજા આ ઝુંબેશમાં અસહકારીઓની પાછળ હશે તો તો સરકારને નમ્યે છૂટકો છે, નહિ તો જમીનદોસ્ત થયે છૂટકો છે. જો પ્રજા અસહકારીઓની મદદગાર નહિ હોય તો તેમને ઓછામાં ઓછો પોતાની સ્વતન્ત્રતા ન વેચ્યાનો સન્તોષ તો મળશે જ. તલવારની લડાઇમાં સામાનું વધુ લોહી રેડી શકનારની મોટે ભાગે જીત થાય છે. શાન્તિનો અને આપભોગનો માર્ગ એ પ્રજામનને કેળવવાનો ટુંકામા ટુંકો રસ્તો છે ને તેથી તેની જીત એ દુનિયાની દૃષ્ટિએ સત્યની જ જીત છે. કાયદાની અદાલતોના વાતાવરણમા મોટા થયેલા લૉર્ડ રીડિંગ સત્તાની સામેના આવા શાન્ત વિરોધની કદર કરી શકતા નથી. પણ તેઓ નામદાર આ ઝુંબેશ પૂરી થતા સુધીમાં શીખશે કે ન્યાયની અદાલતોના કરતાં પણ એક વડી અદાલત હોય છે. એ અદાલત અંતરના અવાજની છે અને તે બીજી બધી અદાલતોની ઉપરની અદાલત છે.

વાઇસરાય સાહેબ જેલ જનારા બધાને પાગલ અને પોતાનું હિત ન સમજી શકનારા માનવાને મુખત્યાર છે. તેથી તેવાઓને નુકસાનના માર્ગમાંથી ખસેડવાનો પણ તેમને હક છે. એ વ્યવસ્થા આ પાગલોને તદ્દન અનુકૂળ છે; અને સરકારને પણ જો તે અનુકૂળ હોય તો પછી પૂછવું જ શું ? એના જેવી સુન્દર સ્થિતિ તો બીજી એકે નથી. જો અસહકારીઓ હાથે કરીને જેલ માગી લીધા પછી કેદ થતા કચવાતા હોય, ચીડાતા હોય અગર તો લાલાજીએ કહ્યું તેમ સરકારની દયા કે રહેમની આજીજી કરવા બેસતા હોય તો અલબત્ત વાઇસરાય સાહેબને ફરીઆદ કરવા-પણું રહે. અસહકારનું બળ તો કશી ફરીઆદ ન કરતા જેલ જવામાં રહેલું છે

ઇરાદાપૂર્વક જેલ માગી લીધા પછી માગેલું મળતાં જે તે કચવાટ કરવા બેસે તો તેનો આખો કેસ જ તૂટી પડે છે.

વાઇસરાય સાહેબે પોતાના ભાષણમાં બીજી જે ધમકીઓ આપી છે તે શોભા વગરની છે. આ લડત અન્ત લગીની છે. પશુબળની આણ કે પ્રજામતની, એ પ્રશ્નનો છેવટનો ફડચો કરી લેવાની આ ગુંજેશ છે; અને જેઓ પશુબળ ઉપર પ્રજામતની આણ મનાવવાનું બીડું ઝડપીને આ લડતમાં ઉતર્યા છે તેઓ પોતાના મતને છોડવા કરતાં, સરકારે પોતાની સામે તેનું પશુબળ અજમાવી જોવાનો સંકલ્પ કર્યો હોય તો એ ગમે તે પણ એને દોડવું હોય તેટલું દોડી ધરાવા દેવાના નિશ્ચય વાળા છે.

---

## § દેશબન્ધુ દાસ

વાઇસરાય સાહેબે પોતાનો શબ્દ સાચો કરી બતાવ્યો છે. કલકત્તામાં તેઓ નામદાર ગોખલેના કે દેશના ચાહે તેવડા મોટા માણસને પણ પકડતાં સરકાર આંચકો ખાશે નહિ, અને સાચે જ દેશબન્ધુ દાસ જેમને દેશ આખાએ એકે અવાજે રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખપદને સારૂ ચુંટયા તેમને સુદ્ધાં પકડીને તેમણે તે પૂરવાર કરી આપ્યું છે. એ સાચું કે થોડા દિવસ પર લૉર્ડ રોનાલ્ડશેએ પ્રજાને એમ મનાવેલું કે દેશબન્ધુ મહાસભાની બેઠક સુધી નહિ પકડાય અને મહાસભા પછી પણ જો તેઓ રીતસર નહિ વર્તે તો જ તેમની ખબર લેવામાં આવશે; પણ ના. વાઇસરાય સાહેબની ધમકી તો ત્યારપછીની, એટલે સ્વાભાવિક રીતે જ લૉર્ડ રોનાલ્ડશેનો ઉપરો ગર્ભિત અભિપ્રાય રદ નીવડ્યો.

મહાસભાના પ્રમુખપદે બિરાજનાર પણ જો સ્વયંસેવકો નોંધવા નીકળે અને પત્રિકાઓ બહાર પાડે તો એને શા માટે છૂટો રહેવા દેવો? શાહજાદાના આગમનને દિવસે હડતાળ પડાવવાની પ્રવૃત્તિ તો કેમે કર્યે અટકે નહિ, ત્યારે કરવું કેમ? મને લાગે છે આવી જ કંઇ મૂંઝવણને પરિણામે દેશબન્ધુ દાસને પકડવાના નિર્ણય ઉપર સરકારને આવવું પડ્યું હશે. વળી દેશબન્ધુની સાથે જ બીજા પણ અગ્રેસર કાર્યકર્તાઓને પકડવામાં આવ્યા છે. મૌલાના અબુલ કલામ આઝાદ મુસલમાનોના સૌથી વિદ્વાન આલિમોમાંના એક છે. સિવાય ખિલાફત કમિટીના મન્ત્રી મૌલવી અકરામખાન, બંગાળ પ્રાન્તિક સમિતિના મન્ત્રી મસમલ તથા મારવાડી કોમમાં સારૂં વજન ધરાવનારા શ્રી. પદ્મરાજ જૈનને પણ પકડવામાં આવ્યા છે. આ બતાવી આપે

છે કે હડતાળ પડતી અટકાવવા માટે જ આ બધાં પગલાં લેવાયાં હોવાં જોઇયે. આ ધરપકડો બતાવે છે કે લોકોને શાન્તપણે સમજાવવાનું અને પોતાના મતના કરવાનું કામ પણ હવે સરકાર અસહકારીઓને કરવા દેવા તૈયાર નથી. સરકાર પરાણે દુકાનો ઉઘાડી રખાવવા માગે છે, પણ તેને સારૂ કર્નલ જૉનસનની પેઠે બળજોરીથી દુકાનો ઉઘાડી તે લશ્કરી સિપાઇઓના કબજામાં સોંપવાની રીત અખત્યાર કરવા તે રાજી નથી. તે તો પ્રજાના આગેવાનોને પકડીને ગરીબ દુકાનદારોને ડરાવી મુકી તેમની પાસે દુકાનો ઉઘાડી રખાવવા માગે છે.

કલકત્તાના દુકાનદારોને આ સુન્દર તક મળી છે. તેમણે એકેએક આગેવાનને પકડી જાય તોપણ શાહજાદાના આગમનને દિવસે સંપૂર્ણ હડતાળ પાડીને પોતાનાં નિશ્ચય અને સ્વતન્ત્રતા દેખાડી આપવાં જોઇયે. કારણકે હડતાળના કારણસર આગેવાનો પકડાયા પછી હવે તો ૨૪મી તારીખે કલકત્તાએ સંપૂર્ણ હડતાળ પાડ્યે જ છૂટકો. શાહજાદાના આગમનને દિવસે હડતાળ પાડીને શાહજાદાના સ્વાગત પ્રત્યે પ્રજાકીય વિરોધ દર્શાવવાનો હેતુ પણ હવે તો ગૌણ બની જાય છે. હવે તો મુખ્યત્વે પોતાના આગેવાનોની ઇજ્જતને ખાતર કલકત્તાની પ્રજાએ તે દિવસે સંપૂર્ણ હડતાળ પાડવી રહી. એવી હડતાળ પાડીને આગેવાનો ઉપરનો પોતાનો વિશ્વાસ અને પોતાની મરજીનો અમલ કરવાનો પોતાનો હક પ્રજાએ સાબીત કરી આપવા રહ્યા. મને ઉમેદ છે કે કલકત્તાની પ્રજા આવતી ૨૪મીએ આગેવાનો પ્રત્યેની પોતાની આ દેખીતી ફરજ પૂરી વફાદારીપૂર્વક અદા કરવામાં ફેર નહિ જ પડવા દે.

અને હવે તો જ્યારે આગેવાનોને પકડી જવામાં આવ્યા છે ત્યારે એકેએક અસહકારીએ શાન્તિ જાળવવાના કામને સારૂ તો પોતપોતાને જ આગેવાન માનવો રહ્યો. તેમનામાંના જેઓ સ્વયંસેવક તરીકે બહાર રહે અને પોતાની દુકાન ઉઘાડવા માગનાર કોઇ ગભરાયેલા દુકાનદારની રક્ષા કરે તેવાઓ સિવાય બાકીનાઓએ ઘર ઝાલીને બેસી રહેવું. હું માની લઉં છું કે ખિલાફત તેમજ મહાસભાસમિતિઓએ તો પોતાના નવા અમલદારો ક્યારના ચુંટી લીધા હશે. આપણી ખરી કસોટી જ હવે છે. આજે આગેવાની અખત્યાર કરવી એ મરહુમ આયરિશ શહીદ મૅક્સ્વિનીની પેઠે લૉર્ડ મૅયરશીપ અખત્યાર કરવા જેવું છે. એમાં હોદ્દાની સાથે જ તાત્કાળ કેદનો બોજો માથે લેવાનો છે.

અને જો પ્રજા સાચી જાગી હોય તો આવા અમલદારોનો અને તેમની પાછળ ચાલનારાં સ્ત્રીપુરુષોનો એકસરખો પ્રવાહ અત્યારે આપણી વચ્ચે ચાલુ જ

રહેવો જોઇયે. આપણી જોગવાઇ હમેશાં સરકારના ઉપાડને બરાબર પહોંચી વળે એવડી રહેવી જોઇયે એ ઉપાડને પહોંચી વળવામાં આપણુને કદી જ વાધો નથી આવતો એટલી સાખ આપણે જે દિવસે બેસાડશું તે જ દિવસે આપણી જીત છે.

આમ બધાએ જ સરકારની જેલોમાં જઇને બેસવાની જરૂર વિષે આપણે લગીર શંકિત ન રહીયે. જો કદી આપણે સરકાર માગે તેટલો શિકાર આપવા અશક્ત જ હોઇયે તો એવું કબૂલ કરવાની મરદાઇ આપણે બતાવી આપવી ઘટે કે આપણી સંખ્યા નાની છે. અને જો એમ હોય અને છતા આપણુને આપણા કાર્યક્રમને વિષે ખરી શ્રદ્ધા હોય તો કેવળ મ્હોડે બોલીને નહિ પણ આપણા શબ્દે શબ્દ મુજબ વર્તન કરીને આપણે આપણી એ અલ્પ સંખ્યાને બહુમતીમા ફેરવી નાખવી જોઇયે. એક ખાંડી મ્હોડાના ઉપદેશ કરતા એક અધોળ વર્તન વધુ ફળદાયી છે એ સુવર્ણવાક્યને આપણે કદી ન ભૂલીયે. નવા સાધન શોધવા નીકળવા કરતાં આપણી પાસે જે કંઇ સાધનસામગ્રી પડેલી હોય તેનો ઉપયોગ કરવો એ જ સાચી કરકસર છે. આપણે માનીયે કે હાજર સામગ્રીનો ઉપયોગ કરતાં કરતા જ આપણુને નવાં સાધનો મળતાં જશે.

છતાં પ્રજા તરફથી આપણુને વધુ જવાબ ન મળે એમ ઘડીભર માની લઇયે તો-પણ આપણે માનીયે કે જેઓ જેલ જવા રાજી નથી તેઓ પણ પોતાને ઘટતો કામ કરવાનો રસ્તો ખોળી જ લેશે. પછી એ રસ્તે તો તેઓ તનમનથી લાગશે. બાકી દેશના જે હિસ્સાને કુરબાનીને માર્ગે અસહકારનો ઇલાજ પસંદ છે તે તો પોતાથી બનતું બધું કરી છૂટ્યો હશે. હું તો કહું છું કે આપણે પચાસ વેળા જેલ જઇ આવીયે અને છતા આપણી સંખ્યામા એકનો પણ વધારો ન થાય તોપણ હું તો એમ જ કહેવાનો કે 'આપણે તો એનો એ રસ્તો કાપ્યે અને અન્તે આપણામાર્ગને વિષે આખા હિન્દુસ્તાનની ખાતરી કરી આપ્યે જ છૂટકો છે.' એ જ ધર્મમાર્ગ છે, બીજો નહિ. આપણે તો જેઓ સ્વતન્ત્રતાને ચાહનારા છે અને તેને સારૂ આપભોગ આપવા તૈયાર છે તેવાઓને સારૂ સ્વરાજ મેળવવા માગીયે છીયે. એવા માણસોની મારફત જ આપણે ખિલાફતને ટેકો આપવા માગીયે છીયે, કારણ તેઓ જ સાચા હિન્દુ, સાચા મુસલમાન અને સાચા શીખો છે.

# મ્યુનિસિપાલિટીઓ પર ધાડ

અમદાવાદ, નડિયાદ અને સુરતની મ્યુનિસિપાલિટીઓ પર પાછી કેળવણી ખાતા બાબત ધાડ આવી પહોંચી છે. કેળવણી ખાતાને તે ચલાવવાને સારુ નાલાયક ઠરાવી મ્યુનિસિપાલિટીના તે ખાતાનો કબજો સરકાર લેવા ધારે છે. તેથી તેણે એવી નોટિસ આપી છે કે જો આ ત્રણે મ્યુનિસિપાલિટીઓ સરકારની મરજી પ્રમાણે ૧૭મી તારીખના ૫ વાગ્યા સુધીમાં બંદોબસ્ત નહિ કરે તો સરકાર તે ખાતાનો કબજો લેશે. જ્યાં મ્યુનિસિપાલિટીને ચોખ્ખી બહુમતી છે ત્યાં સરકારને કબજો લેવો મુશ્કેલીનું કામ છે.

અસહકારી સભ્ય મ્યુનિસિપાલિટીમાં એક જ ઉદ્દેશથી અત્યારે રહી શકે છે. તે એ કે દરેક યોગ્ય રીતે લોકોનું બળ વધારવું, સરકારનો કાબૂ ઓછો કરવો. જ્યાં વધારે મદદકારીઓ હોય એવું ન બની શકતું હોય ત્યાં કેવળ ધાંધલ કરવા અને ચાલતા કામમાં દખલ દેવા ખાતર અસહકારી ન જ રહે. તે સમજે કે તેમ કર્યાથી લોકબળ વધતું નથી પણ કેવળ કાળક્ષેપ છે. અનુભવ શીખવે છે કે કેવળ ધાંધલથી જેની પાસે બહુમતી છે તે પોતાની વાતને છોડતો નથી અને તેના સિદ્ધાન્તનો ભેદ પડે ત્યાં તે પોતાની બહુમતીનો સંપૂર્ણ ઉપયોગ કરી લે છે. જ્યાં સિદ્ધાન્તભેદ ન હોય ત્યાં બહુમતીનો કાયદો સુન્દર પરિણામ લાવે છે. જ્યાં સિદ્ધાન્તભેદ હોય ત્યાં બહુમતીને નમવાની રૂઢિ સમાજને નીચે ઉતારે છે. એટલે જે મ્યુનિસિપાલિટીમાં આપણે બહુમતી મેળવી શકીએ ત્યાં જ રહેવું ઇષ્ટ છે.

હવે આ દૃષ્ટિએ આવેલી સ્થિતિ તપાસીએ. કેળવણીનો કબજો સરકારને હાથ ન જવા દેવાનો ને સરકારની સાથે માથાફોડ ન કરવાનો એક રસ્તો એ છે કે કેળવણીનો વહીવટ તે જ ગામોની રાષ્ટ્રીય સંસ્થાને સોંપી દેવો, ને તેને ગ્રાન્ટ—મદદ આપવી. મ્યુનિસિપાલિટીને આવી મદદ આપવાનો હક છે. આમ કરી શકાય તો સરકાર કેળવણીનો કબજો લે છતાં તેનો કંઇ અર્થ ન થયો, ચાલુ વિદ્યાર્થીઓનો કબજો તેને ન મળે ને તેઓ તો સ્વાશ્રયી જ રહે. સરકારી અમલદારને નવી નિશાળ કાઢવી હોય તો કાઢે જો કાઢે તો તેને કોઇ શહેરી તો નહિ જ રોકે. પણ તે નિશાળમાં જનાર છોકરાં સરકારને ક્યાંથી મળે? આપણી માન્યતા તો એવી રહેલી છે કે નિશાળમાં જવા ઇચ્છનાર બધાં બાળકો મ્યુનિસિપાલિટીની શાળામાં આવે જ છે. વળી આ નવા ખાતાના પૈસા પણ લેવામાં સરકારને અડચણ

આવવાની. મ્યુનિસિપાલિટી પોતાની ઇચ્છાએ તો પૈસા ન જ આપે. એટલે દરેક વેળા ટાંચ મુકી પૈસા લેવા જોઇયે. એટલે તેમાં પણ સરકારને હારવું રહ્યું.

બીજો રસ્તો એ છે કે સરકારને પોતાનો અમલદાર મુકવો હોય તો મુકે, પણ નિશાળોમાં મ્યુનિસિપાલિટી બલામણું આપી શકે છે કે તે અમલદારને મહેતાજીઓએ દાદ ન આપવી ને તેને જે પગલાં ભરવાં હોય તે ભરવા દેવાં. આમ બને તોપણ સરકાર થાકે.

ત્રીજો રસ્તો એ છે કે સરકાર કદાચ ચાલુ શાળાનો કબજો લેવામાં ફળીભૂત થાય તો મતદારોની વચ્ચે કામ કરવું. એટલે લોકોને એવી તાલીમ આપવી કે જેથી કોઇ પણ છોકરાં સરકારની નિશાળમાં ન જાય ને નવી નિશાળો કાઢી તેમાં તેઓને મોકલવાં.

આ ત્રણે રસ્તા સાથે નહિ ચાલે, પણ ત્રણમાંથી એક લઈ તેની ઉપર ખૂબ ધ્યાન દેવું જોઇયે. પ્રતિનિધિઓની ફરજ છે કે મતદારોમાં ખૂબ કેળવણી ફેલાવવી કે જેથી દરેક યોગ્ય કામને સારૂ તેઓ તૈયાર રહે.

---

# ૬ આવતી મહાસમિતિ

અખિલ ભારતવર્ષીય રાષ્ટ્રીય મહાસમિતિની આવતી તા. ૨૪મીએ મળનારી બેઠકનું મહત્ત્વ નિરાળું જ છે. આ બેઠકના નિર્ણય ઉપર ભવિષ્યના આખા કાર્યક્રમનો આધાર રહેશે. મને ઉમેદ છે કે મહાસમિતિનો એકેએક સભ્ય આ બેઠકમાં ખસુસ હાજર રહેવા પ્રયત્ન કરશે. દરેક સભ્ય કશા પણ સંકોચ વગર પોતાનો સ્વતન્ત્ર અભિપ્રાય આપશે એવી આશા છે. અને અભિપ્રાય આપવો એટલે તે મુજબ અમલ કરવો. આપણા પ્રજાકીય ઇતિહાસની આ ઘડીએ નિર્જીવ યન્ત્ર જેવી બહુમતી કશી કિંમતની નથી. જો આપણે કોઇ ચોકસ કાર્યક્રમની તરફેણમાં મત આપીયે તો તેમાં આપણને શ્રદ્ધા હોવી જોઇયે અને પ્રાણ જતા પણ તેનો અમલ કરવાની આપણી તૈયારી હોવી જોઇયે.

આપણે જેલોના દરવાજાઓને આપણી ભીડથી પહોળા કરવા જોઇયે અને વરરાજા માયરામાં જઈ બેસે તેટલા ઉલ્લાસપૂર્વક જેલોમાં દાખલ થવું જોઇયે. સ્વતન્ત્રતાનાં સંવનન ધારાસભાઓમાં, અદાલતોમાં કે શાળાકૉલેજોના વર્ગોમાં નહિ પણ

કેદખાનાની દીવાલોમાં અને કોઇ કોઇ વાર તો ફાંસીને લાકડે ચડીને જ કરવાનાં હોય છે. સ્વતન્ત્રતા એ આ દુનિયામાં સૌથી વધારેમાં વધારે ચંચળ નખરાળી નાર છે. એ દુનિયાની સૌથી મોટી મોહિની છે. એને પ્રસન્ન કરવી એ કપરામાં કપરૂં કામ છે. એ કેદની કોટડીઓમાં અને આંખે અંધારાં આવે એટલી ઉંચાઇએ પોતાનાં મન્દિર બાંધે છે અને આપણને જેલની દીવાલો ચડતાં અગર તો હિમાલય જેટલી ઉંચાઇએ આવેલા એ મન્દિરે પહોંચવાની આશાએ અગણિત કંકરકાંટાઓથી ભરેલાં ખીણ ટેકરાઓ વચ્ચે થઇને લોહીલોહાણ પગે રસ્તો કાપતા જોઇને ખડખડ હસે છે.

તેથી મહાસમિતિની બેઠકને સારૂ આવનારા સભ્યોએ પોતાની જે કંઇ ધારણા હોય તે ચોક્કસ કરીને જ આવવું જોઇયે. જો જેલો અને કેદખાના માગી લેવામાં આપણને શ્રદ્ધા ન હોય તો છડેચોક આપણે એ વાતનો એકરાર કરીયે અને બીજા ઇલાજ સૂચવીયે. હું તો જો છેક અત્યારે પણ અગર તો કોઇ પણ વખતે કેદખાનાના માર્ગમા શ્રદ્ધા વાળો ન હોઉં તો હું એકલો એક જ હોઉં તોપણ તેની તરફેણમા મારો મત આપવાની ના જ પાડું. તે જ પ્રમાણે જો હું તેમાં માનતો હોઉં તો તેટલી જ દઢતાપૂર્વક તેની તરફેણમાં મારો મત આપું અને મને ટેકો આપનાર એક પણ ન નીકળે તેનું દુઃખ માનું નહિ.

જે કટોકટીની સ્થિતિ વચ્ચે થઇને અત્યારે આપણે પસાર થઇ રહ્યા છીયે તેને પહોંચી વળવાને ફુરસદે અમલ કરવાનો કોઇ કાર્યક્રમ ચાલી શકે એમ નથી. આપણે જેઓ જેલની બહાર છીયે તેઓ જેઓ એ જીવનદાયી દીવાલોની અંદર ગયેલા છે તેમના ટ્રસ્ટી બન્યા છીયે. અને આજે આપણા સિદ્ધાન્તોનો અક્રમપણે અમલ કરી એ દીવાલોની અંદર પહોંચી જઇને અને આપણો બોજો આપણી પાછળનાઓની ઉપર નાખતા જઇને જ આપણે એમના એ વિશ્વાસને શોભાવી શકીશું.

---

# મારી નોંધ

## § પ્રમુખ વિના શું કરીશું ?

આપણા પ્રમુખ પકડાયા તેથી આપણે હરબરડવું ન જ જોઇયે. આપણી મહાસભામાં તેમનો આત્મા બિરાજતો હશે. હિન્દુસ્તાનને એમનો સંદેશો શું છે તે તો આપણે જાણીયે છીયે. તેઓ પોતે તે સન્દેશાની સજીવ મૂર્તિ થયા છે.

## § મહાસભાના પ્રતિનિધિઓ

દેશભર ચાહે તેવું દમન ચાલી રહ્યું હશે તોપણ આવતી મહાસભાને સારુ તો પ્રાન્તે પ્રાન્તમાંથી પૂરેપૂરી સંખ્યામાં નવા બંધારણ મુજબ ચુંટાઇને પ્રતિનિધિઓ આવશે એવી ઉમેદ હું રાખી રહ્યો છું. એ રીતે ચુંટાઇને આવેલા પ્રતિનિધિઓ મહાસભાને ચોપડે નોંધાયેલા સભ્યોના પ્રતિનિધિઓ હશે. જ્યાં કોઇ ચુંટાયેલા પ્રતિનિધિ પકડાય ત્યાં પેટાચુંટણી થવી જોઇયે અને તેવા પ્રતિનિધિની અવેજીમા નવો પ્રતિનિધિ ચુંટી કાઢવો જોઇયે. ચાહે તેમ થાય તોપણ આવતી મહાસભામાં પસાર થનારા ઠરાવો પૂરેપૂરી સંખ્યામાં હાજર રહેલા પ્રતિનિધિઓને હાથે જ પસાર થવા જોઇયે.

મહાસભાના પ્રતિનિધિ વિષેનો મારો આદર્શ તો એવો છે કે એનું ખાનગી તેમજ જાહેર ચારિત્ર્ય સંપૂર્ણ નિષ્કલંક હોવું જોઇયે. તેને મહાસભાના કાર્યક્રમની દૃષ્ટિએ પોતાના જીલ્લામાં કેટકેટલું કામ થયું છે અને શી સ્થિતિ છે એની વિગતવાર ખરી માહિતી હોવી જોઇયે. તેને બીજાને શીખવવામાં મુશ્કેલી ન જણાય એટલું કાંતતાં અને રેંટીયો ચલાવતા આવડતું હોવું જોઇયે પોષાકમા તે હમેશા હાથકંતામણના ખાદીનો જ ઉપયોગ કરનારો હોવો જોઇયે. રાષ્ટ્રીય ધ્યેયની પૂર્તિને સારુ તેમજ હિન્દુ મુસલમ ન પારસી ખ્રિસ્તી યહૂદી એકતાને સારુ અહિંસા એ જ એક માત્ર ઉપાય છે એવી એની દૃઢ શ્રદ્ધા હોવી જોઇયે વળી અસહકારના કાર્યક્રમમાંના જેટલાં અંગ તેની પોતાની બાબતમાં લાગુ પડતાં હોય તેટલાં તેને હાથે પળાતાં હોવા જોઇયે જેલ જવાની તેની તૈયારી હોવી જોઇયે અને પોતાનો બધો નહિ તો મોટા ભાગનો વખત તે દેશકાર્યમાં ગાળતો હોવો જોઇયે. સિવાય જો પોતે હિંદુ હોય તો 'અસ્પૃશ્યતા'ના મેલને તેણે પોતાના વર્તનમાંથી ધોઈ નાખ્યો હોવો જોઇયે; એટલું જ નહિ પણ આ વરસ દરમિયાન પોતાના જીલ્લાના અન્ત્યજોની તેણે કઈ ને કંઇ સેવા કરેલી હોવી જોઇયે.

---

**લખનૌ**:—મૌલાના સલામતુલ્લાહ; ચૌધરી ખલિકુઝમાન; મોહનલાલ સકસેના; શેખ મહમદ શૌકતઅલી; ડૉ. લક્ષ્મીસહાય; ડૉ. શિવનારાયણ સકસેના; હકીમ અબદુલવલી; પંડિત બાલમુકુંદ બાજપેયી; લાલબહાદુર ત્રિપાઠી; હરકરણનાથ મિશ્ર.

**બંગાળ**:—શ્રી. ચિત્તરંજન દાસ; શ્રી. જિતેન્દ્રલાલ બેનરજી; મૌલાના અબુલ કલામ આઝાદ; અક્રામખાન; શ્રી. હરીલાલ ગાંધી; સકુમલ; મૌલાના અબ્દુલ મુસાવીર, પદમરાજ જૈન.

**દિલ્હી**:—લાલા શંકરલાલ; આસફઅલી.

**આસામ**:—શ્રી. ટી. આર. ફૂકન; એન. સી. બારડોલાઈ; આર. કે. ચૌધરી, વિષ્નુરામ મેહદી, મોહીયુદ્દીન; કલાધર ભાલીહા

**મદ્રાસ**:—વેંકટસુબ્બારયા, લક્ષ્મીનરસિંહમ.

ત્રીસ કરોડ પ્રજાની સેવાને ખાતર આવા ચુસ્ત, સચ્ચા, નિર્ભય અને પોતાનો બધો સમય દેશને આપનારા ૭ હજાર સેવકોની આશા રાખવી એ શું વધુપડતું છે ? હું તો આવતી મહાસભામાં મુસલમાન અને શીખ પ્રતિનિધિઓ પણ પૂરેપૂરી સંખ્યામાં આવશે એવી આશા રાખું છું અને એ આશા પણ રાખી રહ્યો છું કે એકેએક પ્રાન્ત પોતપોતાને ત્યાંથી સ્ત્રી પ્રતિનિધિઓને પણ સારી સંખ્યામાં મોકલ્યા વગર રહેશે નહિ.

## ૬ નિરાશા નહિ

લાલાજીની પાછળ પંજાબમાં અને આસામમાં જ્યાં શ્રી ફુકન બરદોલાઇ વગેરે આગેવાનોને જેલ મળી ત્યાં અથવા તો અજમેરમાં જ્યાં ખિલાફત અને મહાસભા બન્ને સમિતિઓના પ્રમુખ મોહીયુદ્દીન પકડાયા છે ત્યાં હવે કેમ થશે—એવો સવાલ મને ઘણાએ પૂછયો. મેં જવાબ આપ્યો કે મુખીઓના કારાગ્રહવાસથી પ્રજાનું કાર્ય આગળ જ વધવાનું. આ આગેવાનોની જેલના જવાબમાં હું તો તે તે પ્રાન્તોમાં પ્રજાની પાસેથી વધુ સંયમની, જવાબદારીના વધુ ખ્યાલની જ આશા રાખી રહ્યો છું. આ પ્રાન્તોમાં આજ લગી થયું હોય તેથી વધારે જોગજોર સ્વદેશીનું કાર્ય થાય, વધુ પ્રમાણમાં ખાદી નીકળવા માંડે વિદ્યાર્થીઓમાં તેમજ વકીલવર્ગમાં વધુ જાગૃતિ આવે. જો આપણે સ્વરાજને લાયક હોઈએ તો તો આગેવાનોના અટકાયતનો ચેપ પ્રાન્ત આખાની પ્રજામાં ચોમેર ફેલાઈ જાય સરકારની સખ્તી અને દબાણની સાથેસાથે જ પ્રજા સામી ચડતી જવી જોઈએ, પાછળથી નહિ કારણ થોડા સમય પૂરતી પણ પ્રજા સરકારી સખ્તી આગળ કાયર થઈ જાય છે એમ જોશે તો પશુબળ ઉપર ખડી થયેલી સરકાર એનો તેટલા પૂરતો લાભ લેવા પણ કદાપિ ચૂકશે નહિ, પછી પાછળથી ભલે તે કદી ફરી માથું ઉંચકે. પશુબળના જોર પર ચાલતી સરકારો ચાલતી ઘડી પૂરતું જ જોનારી હોય છે અને દમનનીતિ ઉપર જ તે ફાલે છે એ દમનનીતિ જ્યારે અફળ નીવડે છે અને જે હેતુસર અખત્યાર કરવામાં આવેલી હોય છે તે હેતુ જ્યારે તેમાંથી બર આવતો અટકે છે ત્યારે આવી સરકારો સ્વાભાવિક મરણને શરણ થાય છે. જો આપણા આગેવાનો પકડાતાં આપણે તેમનો જુસ્સો આપણામાં ઉતરેલો ન બતાવી આપીએ તો આપણે આપણા આગેવાનોના નામને લજવીએ.

## ૬ શીખ બલિદાન

બીજી બાજુએ શીખ ભાઇઓ સ્વતન્ત્રપણે પોતાની અને તે સાથે હિન્દુસ્તાનની ગુંચ ઉકેલી રહ્યા છે. તેમના સારામાં સારા માણસો શીખ ધર્મને ખાતર આજે એક પછી એક પોતાનાં બલિદાન આપી રહ્યા છે. સાચા સિપાહીઓને છાજે તેમ કશી હોહા કર્યા વગર અગર તો કશી મારફાડ થવા દીધા વગર તેઓ જેલો શોધી રહ્યા છે. જો આવી જ હિમ્મતથી તેઓ આમ ને આમ આગળ ધપ્યે જશે તો તેઓ પોતાનો ધાર્મિક પ્રશ્ન તો ઉકેલશે જ પણ હિન્દુસ્તાનનો પ્રશ્ન ઉકેલવામાં તે મોટી મદદ કરશે એ વિષે મને લગીરે શંકા નથી. આખું હિન્દુસ્તાન શીખોની ધર્મજાગૃતિને આતુરતાપૂર્વક નિહાળી રહ્યું છે.

તા. ૧૮-૧૨-૧૯૨૧

## માબાપોને

જે માબાપો પોતાનાં છોકરાંને શાળાઓમાં કે આશ્રમોમાં મોકલે છે તેઓએ કેટલીક ફરજ બજાવવાની હોય છે. તે ન બજાવે તો છોકરાંઓને, તે તે સંસ્થાઓને અને માબાપોને પોતાને નુકસાન થાય છે. જે સંસ્થામાં છોકરાં મોકલવાં તેના નિયમો જાણી લેવા જોઈએ. છોકરાંની ટેવો અને હાજતો જાણવી જોઈએ અને કરેલા નિશ્ચયનું પાલન કરવું જોઈએ. છોકરાંનો આશ્રમમાં રહેવાનો કાળ હોય ત્યારે તેમને પોતાના સ્વાર્થને અંગે ન ઉઠાડાય, ચાકરીને સારૂ ન ઉઠાડાય; પછી વિવાહમાં જવા તો કેમ જ ઉઠાડાય? એવા પ્રસંગોમાં છોકરાંઓને બોલાવાય કેમ? જેમ માબાપો પોતાના બધા વ્યવહારકાર્યોમાં છોકરાંઓને નથી રોકતા તેમ વિવાહ ઇત્યાદિ કાર્યોમાં પણ તેમને ન રોકે. બાળકોનો શિક્ષણકાળ એવો હોય છે કે તે દરમિયાન છોકરાંઓનું ધ્યાન તેમાંથી બીજા કોઈ વિષય ઉપર ખેંચવું ન જોઈએ. વળી શિક્ષણકાળમાં બાળકો બ્રહ્મચારી રહેવા જોઈએ. જો તેઓને વિવાહ વગેરે જોવાની વ્યાધિમાં નાખવામાં આવે તો વિઘ્ન આવવાનો સંભવ છે. તેથી બાળકોને તેવાં કાર્યોમાંથી ઈરાદાપૂર્વક અળગા રાખવાની આવશ્યકતા છે. વળી વિવાહ એ જ આ સમયે વિપરીત વાત લાગે છે. ત્યાં જે બાળક પોતે તેનાથી દૂર રહેવા માગે તેને પણ તેમાં લલચાવવું એ તો તેના ઉપર અત્યાચાર જ કરવા જેવું છે. આ કાળમાં જ્યારે મન નબળાં પડી ગયાં છે, લાલચોની સામે થવાની શક્તિ ક્ષીણ થઈ ગઈ છે, તેમાં કોઈએ નિયમ પાળવાનો ઇરાદો કર્યો, કંઈક પણ ત્યાગ કરવા ઇચ્છ્યું, તો તે વૃત્તિને પોષવાની જરૂર છે. તેમ કરવાને બદલે જો નિયમોને આપણે જ તોડાવવા કરીએ તો આપણે નબળાઈને પોષીએ. જે વિવાહપ્રસંગને વિષે કહ્યું છે એ અનેક દાખલાઓમાં લાગુ પડે છે. વિચારપૂર્વક પોતાનાં બાળકોને ઉછેરનાર માબાપ એવા અનેક પ્રસંગો શોધી શકશે કે જ્યારે બાળકોને તેઓએ આગળ વધારવાને બદલે પાછળ પાડ્યાં છે.

---

તા. ૧૮-૧૨-૧૯૨૧

# ગુજરાત શું કરશે?

બંગાળના પાંચસેં યોદ્ધા છેલ્લા દસ દિવસમાં પકડાયા છે. સંયુક્ત પ્રાન્તના બસેંથી ત્રણસેં પકડાયા હોવા જોઈએ. પંજાબમાં સોએક પકડાયા છે. જો તે તે જગ્યાઓમાં વધારે ન પકડાયા હોય તો તેમાં તે તે પ્રાન્તના અસહકારીઓનો દોષ નથી. જે કાગળો મારા ઉપર આવ્યા છે તે પરથી હું જોઉં છું કે એ ત્રણે પ્રાન્તોમાં સરકારને માગે છે એટલા યોદ્ધા મળે જાય છે. આટલા પકડાયા જો તે થોડા ગણાય તો,

તા. ૧૮-૧૨-૧૯૨૧

તે સરકારની સુસ્તીને આભારી છે. દરેક પ્રાન્તમાં જેલને સારૂ સેંકડો યાત્રાળુઓ તૈયાર છે.

આવે સમયે ગુજરાત શાન્ત છે, મૂંગું છે, ધીરજ ધારી બેઠું છે. મને આ શાન્તિ, ધીરજ અને માન અતિશય પ્રિય છે, કેમકે મને વિશ્વાસ છે કે સેંકડો ગુજરાતીઓ જેલ જવા તૈયાર જ બેઠા છે. ગુજરાતે જેલો ભરવામાં પહેલ કરવાની આશા રાખી હતી, પણ તે માન તો અત્યારે બંગાળ ખાટી રહ્યું છે. પણ આપણે ખરેખરા તૈયાર હોઇશું તો આમાં બંગાળની અદેખાઇ કરવાનું કારણ નથી. હું માની લઉં છું કે આપણો સમય આવશે ત્યારે આપણે બંગાળને ક્ષણવારમાં પહોંચી વળશું.

એ સમય નજીક આવતો જાય છે.

બારડોલી તૈયાર ન થાય, આણંદ તૈયાર ન થાય તો આપણે સામુદાયિક ભંગ નહિ કરી શકીએ. પણ વ્યક્તિગત ભંગ કરવામાં તો આપણને પ્રતિબન્ધ છે જ નહિ. સામુદાયિક ભંગથી તો આપણે ધાર્યું પરિણામ તુરત લાવી શકીએ; વ્યક્તિગત ભંગથી જરા ઢીલ થાય. મારી ઉમેદ તો એવી છે કે બારડોલી તો તૈયાર થશે જ અને તેથી આપણે સામુદાયિક તેમજ જરૂર પડયે વ્યક્તિગત એમ બન્ને ભંગ કરવા તૈયાર થઇ જઇશું.

બારડોલી, આણંદ, નડિયાદ ભલે સામુદાયિક ભંગને સારૂ તૈયારી કરે. બીજા બધા ભાગોમાં વ્યક્તિઓએ તૈયાર થઇ રહેવું જોઇયે. દરેક ગામમા જેટલા માણસો તૈયાર હોય તેમણે પોતાની ગ્રામ્ય સમિતિમાં નામ નોંધાવી દેવાં જોઇયે. જો ગ્રામ્ય સમિતિ ન હોય અથવા કોઇ નામ નોંધવા તૈયાર ન હોય તો તાલુકા સમિતિમાં નોંધાવી દેવાં. ગ્રામ્ય સમિતિએ તાલુકા સમિતિમાં નોંધાવવાં. એ નામો બધાં છેવટે ગુજરાત પ્રાન્તિક સમિતિમાં નોંધાઇ જવાં જોઇયે.

જેની શ્રદ્ધા શાન્તિથી જ સ્વરાજ મળી શકે એવી ન હોય, જે હિન્દુ હોય તો અસ્પૃશ્યતાનો ત્યાગ કરવા તૈયાર ન હોય, જે સારૂં કાંતી ન જાણતો હોય, જેણે પરદેશી કાપડનો સર્વથા ત્યાગ ન કર્યો હોય, જે હાથે કાંતેલ અને હાથે વણેલ ખાદીનો જ ઉપયોગ ન કરતો હોય, જે હિન્દુ મુસલમાન શીખ પારસી ખ્રિસ્તી, યહૂદીની વચ્ચે મિત્રતાની આવશ્યકતા ન માનતો હોય, તેણે જેલ જવાનો વિચાર જ ન કરવો અને તેથી તેણે સ્વયંસેવકોમાં પોતાનું નામ નોંધાવવાનો વિચાર અવશ્ય છોડી દેવો.

જેઓએ આત્મશુદ્ધિ નથી કરી, જેઓએ શરાબ ઇત્યાદિ નથી છોડ્યાં તેઓ આ ધાર્મિક યુદ્ધમાં નહિ જોડાય તો તેથી તેઓ દેશસેવા કરશે, કેમકે તેઓ પોતાની મર્યાદા સમજ્યા ગણાશે.

જેઓ સ્વયંસેવક થાય તેમણે પોતાના ભરણપોષણનો બંદોબસ્ત પોતાની મેળે કરી લેવો. સમિતિ પાસેથી ભરણપોષણ મેળવવાનો વિચાર ન રાખવો. જેઓ દેશસેવા કરવા ધારે તેમને એવો એક પણ મિત્ર ન મળે, કે જે તેમની હાજતો આવે સમયે પૂરી પાડે, તેવા દેશસેવા કરવા યોગ્ય ન હોઇ શકે એમ મારી માન્યતા છે. એવા માણસનું ખર્ચ વધારે હોય નહિ ને હોય તેટલું કોઇને ભારે ન જ પડે.

જે મેં પુરુષોને માટે લખ્યું છે તે સ્ત્રીઓને પણ લાગુ પડે છે. જોકે સ્ત્રીઓને એકાએક જેલમા જવા કાઢવાની જરૂર નથી, તોપણ તેઓમાંથી જેમણે સ્વદેશપ્રીતિનું પાન કર્યું છે તે તો તૈયાર થઇ જ રહે.

કાઠીયાવાડથી એક મિત્ર પૂછે છે કે દેશી રાજ્યોમાં રહીને શું કરવું ? દેશી રાજ્યોમા રહીને રૈયતવર્ગે ભરતી ન કરવી. પણ જેમનો જેલમાં જવા વિચાર હોય તે પોતે પોતાનું નામ પ્રાન્તિક સમિતિ પાસે નોંધાવી શકે છે; ને જેઓ નામ નોંધાવવા તૈયાર ન હોય તે પણ સ્વયંસેવકના જે ગુણોનું હું વર્ણન કરી ગયો છું તે તો કેળવે જ.

આમ આપણે તૈયારીઓ કરી હજારોની સંખ્યામાં જેલ જવા તૈયાર થઇયે તો જ આપણાં ધીરજ, શાન્તિ ને મૌન શોભી નીકળે ને ખરી બહાદુરીમાં ખપે. જો આપણે સમય આવ્યે એટલું જોર ન બતાવી શકીયે, એટલો આપભોગ ન આપી શકીયે તો આપણે નામર્દ ને નમાલામાં ખપીશે. પણ મારા મનમા ગુજરાતની હિમ્મત વિષે શંકા નથી.

હું એટલું જ માત્ર ઇચ્છું છું કે એ હિમ્મતની સાથે જ્ઞાન પણ આવે. જે જ્ઞાનની જરૂર છે તે જ્ઞાન સ્વદેશીની આવશ્યકતા વિષે અને અસ્પૃશ્યતા દૂર કરવા વિષે. દરેક પુરુષે એ જ્ઞાન પોતાના કુટુંબને ને પરણેલાએ પોતાની સ્ત્રીને આપવા પ્રયત્ન કરવો જોઇયે. સ્ત્રીઓમાં હજુ જોઇયે તેટલો ખાદીનો પ્રેમ જાગ્યો નથી, રંગબેરંગી ને ભડકામણી ભાતો વાળાં પરદેશી કપડાંનો મોહ ગયો નથી. તેઓએ હજુ અસ્પૃશ્યતાના પાપનો ત્યાગ કર્યો નથી. તેમને ધીરજથી ને પ્રેમથી સમજાવવાનું બાકી રહ્યું છે. આ કાર્ય સૌ પોતપોતાના કુટુંબમાં સહેલાઇથી કરી શકે છે. હમેશાં

તેમાં સફળતા ન મળે એ સમજી શકાય તેમ છે, પણ આપણો પ્રયાસ કુટુંબથી જ શરૂ થવો જોઇયે જેમ નવા ભોગોમા આપણે કુટુંબને પહેલુ ભેળવીયે તેમ જ નવા ત્યાગોમા કે નવા સુધારામાં પણ તેને પ્રથમ ભાગીદાર બનાવવું જોઇયે.

આ માસમા ગુજરાત મહાસભાના સ્વાગતમાં ગુંથાયેલું રહી શકે છે, પણ જાનેવારીમા ગુજરાતે પરીક્ષાને સારૂ તૈયાર થયે જ છૂટકો છે. તેથી હુ આજથી ગુજરાતીઓને સાવધાન કરવા ઇચ્છું છું. પ્રાન્તિક સમિતિનું નવા ખ્રિસ્તી વર્ષનું પહેલું કામ ગુજરાતીઓને આપભોગ સારૂ તૈયાર કરવાનું હશે.

---

## સભ્યતા

સભ્યતા, વિનય, નમ્રતા—આ ગુણોની ઉપર એટલો બધો ઓછો ભાર મુકાય છે કે કેમ જાણે તેની આપણા ચારિત્ર્ય ઉપર કંઇ અસર જ ન પડતી હોય. કોઇ માણુસ સ્થૂલ બ્રહ્મચર્ય પાળે તો એ બાજીરાવ બનીને સહુને વગોવે ને ધમકાવે, અને આપણે તેની અસભ્યતાને દૂઝણી ગાયની પાટુની જેમ સાખી લઇયે છીયે. તેમજ જો કોઇ માણુસ સાચાબોલો હોય તો તેને આખાબોલો થવાનો ઇજારો આપણે આપીયે છીયે; અને જો ખાદી પહેરતો થયો તે ખાદી ન પહેરનારની ઉપર કટકની માફક ચડી આવી શકે. તે જ રીતે જે સવિનય ભંગ આદરે તે તેને પોતાની વર્તણુકમાં અવિનય વાપરવાની રજા મળ્યા જેવું કરીને બેસે છે. આ અસભ્યમેનાના નાયકો નથી બ્રહ્મચારી, નથી સત્યવાદી, નથી ખાદીવાદી કે નથી સવિનય ભંગી. આ ચારે જણુ પોતપોતાની પ્રતિજ્ઞાથી એટલા બધા વેગળા છે, જેટલી ઉત્તર દિશા દક્ષિણથી. જ્યા વિનય નથી ત્યાં વિવેક નથી અને જ્યા વિવેક નથી ત્યાં કંઇ જ નથી, એમ કહી શકાય. વિશ્વામિત્રની તપશ્ચર્યા જ્યા સુધી તે વિનય ન શીખ્યો ત્યાં સુધી અધૂરી ગણાઇ.

વિનય ને નમ્રતા શાન્તિની નિશાની છે. અવિનય ને ઉદ્ધતાઇ અશાન્તિસૂચક છે. એટલે અસહકારીથી અવિનયી તો થવાય જ નહિ. છતા અસહકારીની ઉપર મોટામાં મોટો આરોપ અવિનયનો ને ઉદ્ધતાઇનો મુકવામાં આવે છે, અને તેમાં વજુદ ઘણુ છે. અસહકારી થયા એટલે આપણે કંઇક મહાભારત માર્યું હોય એમ આપણે માનીયે છીયે, કેમ જાણે જેણે પોતાનું કરજ પતાવ્યુ હોય તેને માન-પત્ર લેવાનો હક પ્રાપ્ત થયો હોય!

આવા અવિનયથી આપણી લડતમાં જીત મળતાં આપણને ઢીલ થાય છે, કેમકે જેમ વિનય રોષને અને દ્વેષને રોકે છે તેમ જ અવિનય શત્રુતા વધારે છે. જો અસહકારી સહકારી તરફ વિનયવાન રહ્યા હત, તેઓને ગાળો ન દીધી હોત ને તેઓના પ્રત્યે આદર વગેરે રાખ્યા હોત તો અત્યારે જે ખટાશ બે પક્ષ વચ્ચે થઇ ગઇ છે તે ન થાત; તો મુંબઇમાં જે માઠું પરિણામ આવ્યું તે ન આવત. જે વિદ્યાર્થીએ સરકારી નિશાળ છોડી છે તે ન છોડનારને પજવે નહિ, તેને ગાળો ન દે, પણ તેને પોતાના પ્રેમથી જીતે. પોતે તેની જેવી સેવા પૂર્વે કરતો હતો તેવી જ હજીયે કર્યે જાય. જે વકીલે વકીલાત છોડી છે તે ન છોડનારની સામે મ્હોડું ન મરડે, પણ તેની જોડે પ્રથમના જેવી જ મિત્રાચારી રાખે. જેણે સરકારની નોકરી છોડી છે તે ન છોડનારને ગાળો ન દે.

આમ જો આપણે આપણું કામ લઇ શક્યા હોત તો સંભવ છે કે આજે તો આપણે આપણું કામ ફેંકીને પણ બેસી ગયા હોત ને દેશ ચડ્યો છે તેના કરતાં ઘણો આગળ વધ્યો હોત. વિનીત પક્ષ આપણાથી અલગ રહી જ ન શકત.

વિનય વાપરવો એટલે ખોટી ખુશામત કરવી એવો અર્થ કોઇ નહિ કરે, એવી ઉમેદ રાખું છું. વિનય વાપરવો એટલે આપણે આપણો ધર્મ છૂપાવવો એમ પણ નથી. વિનય વાપરવો એટલે આપણા પોતાના ધર્મ પર ચુસ્ત રહેતા છતાં બીજાના પ્રત્યે આદરભાવ રાખવો. હું તિલક કરૂં એટલે તિલક ન કરનારની મશ્કરી ન કરૂં. હું પૂર્વ ભણી ઉભો પ્રાર્થના કરૂં એટલે પશ્ચિમ ભણી નિમાજ પઢનાર મુસલમાન ભાઇનો તિરસ્કાર ન કરૂં. મને સંસ્કૃત ઉચ્ચાર આવડે તેથી અરબી ઉચ્ચારને વખોડી ન કાઢું. ખાદીવાળો પોતાની ખાદીની ટોપી પહેરતો છતો મેલા હૅટ પહેરનારની પ્રત્યે સહનભાવના ને પ્રેમ બતાવી શકે છે. ખાદીથી લદાયેલો માણસ જો પરદેશી કપડાં પહેરનારને ગાળ ભાંડવા મંડી જાય તો તે પરદેશી કપડાંનો મોટો પ્રચાર કરનારો નીવડવાનો. મુંબઇના ઉપદ્રવથી ખાદીનો પ્રચાર વધ્યો નથી. કેટલાકને તો અત્યારે ખાદીમાંથી બદબો છૂટતી જણાય છે.

જો આપણે ખાદીવાદીઓ આખા હિન્દુસ્તાનને ખાદી પહેરતું કરી મુકવા ઇચ્છતા હોઇએ તો આપણે ધીરજથી પરદેશી કપડાં વાપરનારાને સમજાવવા જોઇશે. પરદેશી કપડાંને ગમે તેટલા વખોડીયે, પણ તે પહેરનારની સાથે તો મહોબતથી જ વરતીયે. મરકી ભુંડી છે, પણ મરકીથી પીડાતાનો ત્યાગ કરીયે તો આપણને પણ મરકીનો ચેપ લાગવાનો સંભવ છે. આપણે રોગનો નાશ ઇચ્છીયે, રોગીનો કદી

તા. ૧૮-૧૨-૧૯૨૧

નહિ. પરદેશી કપડાં પહેરવાં એને આપણે રોગ માનીયે છીયે, તો તે રોગથી પીડાતાની આપણે સેવા કરીયે. પરદેશી કપડાં પહેરનાર આપણને કાં રોગી ન માને? ભલે માને. તેમ છતાં જો આપણે એકણીજાની સેવા જ કર્યા કરશું તો કોઇ ને કોઇ દિવસે જેનું અજ્ઞાન હશે તે બહાર આવશે. એમ નહિ કરીયે તો ધર્મ અને અધર્મનો ભેદ આપણને કદી નહિ જણાય.

જેમ મદ્યકારી પ્રત્યે વિવેક વાપરવાની જરૂર છે તેમ જ આપણે જેલમાં જનારે પણ વિનય જાળવવો પડશે. એક તરફથી જેલના નિયમોનું પાલન ને બીજી તરફથી સ્વમાનનું એ બન્ને વસ્તુ સાથે જાળવવી મુશ્કેલ છે. જેલના કેટલાક ધારા કુદરતથી જ દીસુપન લગાડનાર હોય છે. જેલમાં આપણે કોટડીમાં પૂરાયે જ છૂટકો. એમ જે ધારા બધા કેદીને લાગુ પડતા હોય તેને આપણે માન આપવું જ જોઇએ. અને તે સાથે જ જ્યાં આપણને હલકા પાડવા ખાતર જ કંઇ કરવામાં આવતું હોય ત્યાં દૃઢતાપૂર્વક તેની સામે પણ થવું જોઇયે એકવાર વિનયની કેળવણી આપણે પામીયે તો કયે પ્રસંગે કેમ વર્તવું એ આપણને એની મેળે માલુમ પડી જશે.

જ્યાં દ્વેષ છે ત્યાં અવિનય ને ઉદ્ધતાઇ છે. જ્યાં દ્વેષ નથી ત્યાં સભ્યતાની સાથે જ સ્વમાન છે. દ્વેષવાળો શરીરનું અભિમાન રાખે છે. સ્વમાન જાળવનાર આત્માને ઓળખી તેની જ ચિન્તા કરે છે, ને તે પાછળ શરીરને ગાળી નાખવાને તૈયાર રહે છે. સ્વમાનના પૂજારી આ જગતમાં બધાની સાથે મિત્રભાવથી વર્તે છે, કેમકે તેને પોતાના માન જેટલું જ સહુનું માન પ્રિય લાગે છે તે બધામાં પોતાને અને પોતામાં બધાને જુએ છે, બીજાની જોડે પોતાને મુકે છે અહંકારી બધાથી અતડો રહે છે ને પોતાને બધાનો ઉપરી માની જગતનો કાજી થવા જતાં જગતની પાસેથી પોતાની હલકાઇનું માપ કઢાવી લે છે.

તેથી શાન્ત અસહકારીએ વિનયને મોઘો ગુણ ગણી તેને પણ કેળવવો જોઇશે. એમાં જ વ્યક્તિની કે પ્રજાની સભ્યતાનું માપ આવી જાય છે. અસભ્યતા પશુતા છે એમ નિશ્ચયપૂર્વક સમજી અસહકારી તેનો સમૂળો ત્યાગ કરે.

---

તા. ૧૮-૧૨-૧૯૨૧

# હિન્દુસ્તાનનું અર્થશાસ્ત્ર

એક મિત્રે મને હિન્દના કાપડના વેપાર પરની એક સરકારી પત્રિકા આપી છે. એ હિન્દી સરકારના હુકમથી મિ. એ. સી. કોક્રેઈને તૈયાર કરી છે. આ પત્રિકાની શરૂઆતમા જ આવી ટીપ મુકેલી છેઃ ' હિન્દી સરકાર ખુલાસો કરવા ઇચ્છે છે કે આ પત્રિકામા જે વિગતો રજૂ કરવામાં આવી છે અને જે અભિપ્રાય દર્શાવવામાં આવ્યા છે તે બધા લેખકના પોતાના જ સમજવા.'' જો એમ જ હોય તો હિન્દી સરકારે આવી પત્રિકાઓના ખર્ચનો બોજો કર ભરનાર પ્રજા ઉપર નાહક શા સારૂ નાખ્યો છે? વળી આ પત્રિકા કંઇ પહેલવહેલી જણાતી નથી. એ તો માળાનો ૧૯મો મણકો છે. શું સરકાર આ આર્થિક સવાલની બન્ને બાજુઓને સરખી જ પ્રસિદ્ધિ આપવાની ફિકર કરે છે?

જે પત્રિકાનું હું અવલોકન કરી રહ્યો છું તે હિન્દુસ્તાનની પ્રજાએ આજે ઉપાડેલી સ્વદેશીના પ્રવૃત્તિના જવાબ રૂપે તૈયાર થઇ છે આયાતની અને દેશમાં બનતા હાથવણાટ સુદ્ધા કાપડની સ્થિતિ કેવી છે એ બતાવતી એક સવિસ્તર નોંધ ને સંખ્યાબંધ નકશા તેમાં આપેલા છે. પણ સ્વદેશીની પ્રવૃત્તિનો અભ્યાસ કરવામાં વાચકને તેમાથી જરાયે મદદ થતી નથી. દેશમાં ચાલી રહેલી આવી સંગીન, દેશનું હાડ બાંધનારી અને સહકાર પ્રવર્તાવનારી પ્રવૃત્તિ પ્રત્યે સહાનુભૂતિ બતાવી તેનો અભ્યાસ કરવો કે તેને આગળ વધારવી રહી, પણ સરકાર તો તેની તરફ આટલું ઝેર રાખી રહી છે ને તેને તોડી પાડવાના મિથ્યા પ્રયત્ન પાછળ પ્રજાનો પૈસો બગાડી રહી છે. એ એક જ દલીલ પણ આ રાજ્યતન્ત્રને દફનયોગ્ય પુરવાર કરવાને સારૂ બસ છે.

લેખકની દલીલોનો સાર નીચે મુજબ છેઃ

૧. આ પ્રવૃત્તિ જો ફતેહમંદ પાર ઉતરશે તો તે દેશના ઉદ્યોગોનું સંરક્ષણ નહિ કરે, પરદેશી આયાતને માત્ર રોકશે.

૨. આનું પરિણામ એ જ થશે કે દેશી મૂડીવાળા તર થશે ને પ્રજા પીડાશે.

૩. આયાત થતા માલની સામે હરિફાઇ તો છે જ નહિ, કારણ જે જાતનું પરદેશી કાપડ આયાત થાય છે, તેવો માલ હિન્દમાં બનતો જ નથી.

૪. હવે આ કાપડ દેશાવરથી આયાત થતું અટકાવવામાં આવે તો તેના ભાવ ચડી ગયા વિના ન જ રહે અને તેની જોડાજોડ પાછો નફો તો નહિ જ.

તા. ૧૮-૧૨-૧૯૨૧

૫. આમ પરદેશી કાપડનો બહિષ્કાર, લેણવાઇ અને હકાવના નિયમની વિરુદ્ધ હોવાથી તેમજ ખરીદનાર પ્રજાના વિરુદ્ધ હોવાથી તે આખરે નિષ્ફળ જ નીવડશે.

૬. હાથકંતામણનો નાશ થયો તે સારૂ ગાંધી વિલાપ કરે છે, પણ તે તો સ્વાભાવિક કારણોથી. એટલે કે વખત બચે તેવાં યન્ત્રોની શોધખોળ થઇ તેથી થયો છે. એ નાશ આડે કોઇથી હાથ દેવાય તેમ ન હતું.

૭. હિન્દી ખેડૂતની દુર્દશાનું કારણ તો તે પોતે જ છે. કપાસનું વાવેતર જે પહેલાં ઘણું સરસ થતું તે તેણે પોતાનાં આળસ અને બેપરવાઇને લીધે બગાડી માર્યું.

૮. એટલા માટે હિન્દુસ્તાનની સાચામાં સાચી સેવા ગાંધી એ કરી શકે કે તેમણે ખેડૂતોને કપાસની જાત સુધારવાને સમજાવવા.

૯. લેખક અન્તમાં લખે છેઃ ' જો ગાંધી લોકોના ઘરમાં નિરૂપયોગી રેંટીયા ફરાવવાને બદલે તે વધારે પ્રમાણમાં રૂનું વાવેતર થાય—ને તે ખાસ કરીને લાંબા તાર વાળા રૂનું—એવી ચળવળ ઉપાડે તો તેની અસર આ જમાના ઉપર તો થશે જ, પણ ભવિષ્યમાં આવનારી પ્રજા પણ એ અસરથી તેમને યાદ કરતી રહેશે

આ પરથી વાંચનાર જોશે કે જેને હું હિન્દુસ્તાનના આર્થિક ઉદ્ધારને અર્થે અત્યન્ત જરૂરનું ગણું છું તેને જ લેખક નર્યું ગાડપણ ગણી કાઢે છે. એટલે આ બાબતમા અમારો મેળ ખાય એવું છે જ નહિ. અને પત્રિકાની શરૂઆતની નોંધ, જેનો ઉતારો મેં આપ્યો છે, તે સરકારે અગાઉથી છાપી રાખેલી હોવા છતા લેખક સરકારના વિચાર દર્શાવે છે એ જ ખરી હકીકત છે. મેં સરકારને તેમજ સરકારી-ઓને ઓછામા ઓછું આ પ્રવૃત્તિમાં તો પ્રજાની સાથે જોડાવાનું આમન્ત્રણ આપ્યું છે જ. રાજ્યપ્રકરણના ક્ષેત્રમા તેની અસરથી તેઓ ન ગભરાય, કારણકે તેવી અસર થાય એમ તેઓ પોતે માનતા જ નથી અને કદાચ તેમણે ન ધાર્યા છતાં રેંટીયાના ફેલાવાની સાથે પ્રજાની ગજદારી સત્તા પણ વધી જાય તો તે માટે તેઓએ બળાપો ન જ કરવો ઘટે. ખાદી સામે આમ લડાઇ માંડવાને બદલે તેમણે તો ખાદીને લોકપ્રિય કરવાનો પ્રયત્ન કરવો જોઇતો હતો. હિન્દી ખેડૂતને ભોગે તેઓ પરદેશી કારખાનાંવાળાઓને ખટાવવા માગે છે એવો જે ભયંકર શક તેમના ઉપર છે તે આમ કરત તો તેમને માથેથી ઉતરત. મારૂં આમન્ત્રણ સદાનું છે. હું ભવિષ્યવાણી કહું છું કે રાષ્ટ્રીય ચળવળના બીજાં અંગોનું જે થવાનું હશે તે થશે, પણ આજે છે તેવું સ્વદેશીનું અંગ તો સદાને માટે કાયમ જ રહેવાનું છે; અને હિન્દુસ્તાનનું કંગાલપણું કાઢવું હોય તો આ સ્વદેશી અંગ એ પ્રમાણે કાયમ રહેવું જ જોઇયે.

હું પોતે આ વિષયનો શાસ્ત્રી હોવાનો દાવો કરી શકું એમ નથી, તોપણ હું હિંમતપૂર્વક કહું છું કે અર્થશાસ્ત્રનાં પુસ્તકોમાં નોંધાયેલા કાયદા કંઇ વેદવાક્ય નથી કે તેની સામે વાંધો જ ન ઉઠે. તેમ તે કાયદાઓ બધે સ્થળે લાગુ પડનારા પણ નથી. ઇંગ્લંડની આર્થિક સ્થિતિ જર્મની કરતા જુદી છે. ગાજરમાંથી કાઢેલી ખાંડના વેપારને ખૂબ ખીલવીને જર્મની તવંગર બન્યું છે. ઇંગ્લંડ પરદેશી બજારો કબજે કરીને તવંગર બન્યું છે. ખોબા જેવડા દેશમાં જે બની શક્યું તે ૧૯૦૦ માઇલ લંબાઇ ને ૧૫૦૦ માઇલ પહોળાઇ વાળા વિશાળ ખંડમા બનવું શક્ય નથી. કોઈ દેશની આર્થિક સ્થિતિનો આધાર ત્યાંની ઋતુઓના ફેરફાર પર, જમીનની જાત પર ને હવાપાણી ઉપર હોય છે. આ દરેક બાબતમા હિન્દુસ્તાનની પરિસ્થિતિ ઇંગ્લંડથી જુદી છે. ઇંગ્લંડને માટે જે સાકર જેવું તેવું ઘણુંયે હિન્દુસ્તાનને માટે ઝેર સમું હોય છે. ગોમાંસની ચ્હા ઇંગ્લંડની ઠંડી હવામાં સારી હશે, પણ ધાર્મિક હિન્દની ગરમ હવામાં તો એ ઝેર જ છે. વ્હીસ્કીનો તેજ દારૂ બ્રિટિશ ટાપુઓના ઉત્તર પ્રદેશમાં જરૂરીયાતની ચીજ હોઇ શકે, પણ હિન્દીને તો તે કામ માટે સાવ નાલાયક બનાવી મુકે છે. ચીંછવાળા ડગલા વગર સ્કૉટલંડમાં નહિ ચાલતું હોય, પણ હિન્દુસ્તાનમા તો તે કેવળ અસહ્ય બોજો છે. વેપારની છૂટ એ એવા દેશને માટે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ લાભદાયક વસ્તુ હોઇ શકે, ( તે નીતિમંગન કેટલે અંશે છે એ વિષે તો મને અલબત્ત શક છે ) કે જે દેશ આખો જ ઉદ્યોગમય બની ગયો છે, જેના લોકોને શહેરમાં વસવું ફાવી ગયું છે ને વસતા થયા છે, જેના લોકોને બીજી પ્રજાઓને ચૂસી લેવામાં કોઇ જાતનો બાધ નડતો નથી ને તેથી પોતાનો કુદરત વિરુદ્ધનો વેપાર ટકાવી રાખવા સારૂ દરીઆઇ લશ્કર રાખે છે. આવી વેપારની છૂટે હિન્દનું તો નખ્ખોદ વાળ્યું છે ને તેને પરાધીનતામાં જકડી રાખ્યું છે.

હવે મિ. કાડંબોના સિદ્ધાન્તોને ઉપાડીયે:

૧. સ્વદેશીની પ્રવૃત્તિનો હેતુ એ છે કે તેનાથી મરજીયાત અટકાયત જકાતની ગરજ સારવી.

૨. પણ તે એવી રીતે ચલાવવાની કલ્પના છે કે તેનાથી મૂડીવાળાને હદ બહારનો નફો પણ ન મળે, તેમ ખરીદનાર પ્રજાને ખોટ પણ ન જાય. ફેરફાર દરમિયાનની ટુંક મુદતમાં—ફેરફાર નવો નવો થઇ રહ્યો છે ત્યાં સુધી—દેશી બનાવટોના ભાવ ચડી જાય ખરા; ને અત્યારે ચડયા પણ છે જ; પરન્તુ એવું થોડો વખત

તા. ૧૮-૧૨-૧૯૨૧

જ રહેવાનું, કેમકે ખરીદનાર વર્ગનો મોટો ભાગ તો પોતે પોતાનો કારીગર બન્યો હશે, એટલે કે પોતાને જોઈતું કાપડ પોતે જ બનાવી લેતો હશે. જેમ ઘરમાં રંધાતું અન્ન મોંઘું પડતું નથી ને વીશીનો ખોરાક તેની ગરજ સારી શકતો નથી તેમ કપડું પણ ઘરખૂણે કંતાય ને વણાય તો મોંઘું ન જ પડે. પચીસ કરોડથી વધારે પ્રજા પોતાના ખપજોગું સૂતર કાંતી લેશે ને તે સૂતરને પોતાના જ ગામના વણકરો પાસે વણાવી લેશે. આટલી પ્રજા પોતાના ગામને વળગીને જ રહેનારી છે અને વરસમાં ઓછામાં ઓછા ચાર મહિના તો તેમને નવરાશના મળે જ છે. એ નવરાશના દહાડામાં જો તેઓ સૂતર કાતે ને તે વણાવીને પહેરે ઓઢે, તો તેમની ખાદીની સાથે મીલનું કપડું કોઈ કાળે હરિફાઈમાં ટકી ન શકે. આ રીતે બનેલું કપડું તેમને સસ્તામાં સસ્તું પડતું હશે. બાકીના લોકો કદાચ આ ક્રિયામાં ભાગ નહિ લે તો તેમને જોઈતું કાપડ પણ આ પચીસ કરોડ ખપ કરતાં જે થોડું વધારે પેદા કર્યું હશે તેમાંથી જ મળી રહેશે

૩. હિંદુસ્તાનની મીલોમાં બનતા માલ સાથે હરિફાઈ કરે તેવા માલ કરતાં હરિફાઈ વગરનો માલ જ વધારે આયાત થાય છે એ સાચું છે. પણ મેં સૂચવેલી યોજનામાં એ સવાલ જ ઉભો થતો નથી, કારણકે મૂળ મુદ્દો બીજા દેશો જોડે વેપારી બરોબરી કરવી એ નથી પણ પ્રજાના નવરાશના વખતનો ઉપયોગ કરી લેવો અને આવાં કુદરતી પગલાંથી દહાડે દહાડે વધતું જતું દારિદ્ર ટાળવું એ છે.

૪. હું બતાવી ચુક્યો છું કે બહિષ્કારને પરિણામે આખરે કાપડના ભાવમાં વધારો નહિ થાય.

૫. જે જાતનો બહિષ્કાર સૂચવાયો છે તે જોગવાઈ અને ઉપાડના કાયદા વિરુદ્ધ નથી, કેમકે ખપપૂરતું પેદા કરીને આ બહિષ્કાર એ કાયદામાંથી છૂટી જાય છે. જે લોકોને ઝીણું કાપડ વાપરવાની આદત પડી ગઈ છે અને જેઓ ચિત્રવિચિત્ર ભાતીગળ કપડાંના શોખીન બન્યા છે, તેવાઓની રુચિમાં કલાની દૃષ્ટિએ આ પ્રવૃત્તિને અંગે પરિવર્તન થવાની જરૂર તો છે જ.

૬. આ પત્રના અંકોમાં હું બતાવી ગયો છું કે હાથકંતામણનો નાશ ખાસ યોજનાપૂર્વક કરવામાં આવ્યો છે. ઇસ્ટ ઇન્ડિયા કંપનીનાં માણસોએ તદ્દન જંગલી રીતે તેનો નાશ કરેલો છે. ગમે તેટલી યાન્ત્રિક શોધખોળ પણ આ રાષ્ટ્રીય કળા ને ઉદ્યોગને ડૂબાડી ન શકત. પદ્ધતિસર ને જાણીબૂઝીને જે ઘાતકી ઇલાજો તેને નિર્મૂળ કરવા સારુ યોજાયા તેનાથી જ તેનો નાશ થયો છે.

૭. કપાસની ખેતીમાં થયેલા બગાડને માટે હું હિન્દી ખેડૂતને જવાબદાર ગણી શકતો નથી. હાથરંતામણ ગયું તેની સાથે જ સારૂં રૂ ઉપજાવવાની લાલચ પણ ગઇ. રાજ્ય તરફથી ખેડૂતની દરકાર જ રાખવામાં આવી નથી.

૮. હું અભિમાનપૂર્વક ધારૂં છું કે મારી પ્રવૃત્તિથી રૂની જાત સુધારવા તરફ ખેડૂતોનું ધ્યાન દોરાતું થયું છે. પ્રજાની કલાવૃત્તિ તરફથી બારીક સૂતર માટે આગ્રહપૂર્વક માગણી ચાલુ રહેશે, અને તેને માટે લાબા તાર વાળું રૂ હોય તો જ ચાલે. કપાસનું વાવેતર એટલું જ હિન્દુસ્તાનની ગરીબાઇ મટાડી નહિ શકે, કેમકે જે વખત પ્રજાને પરાણે આળસમાં ગુમાવી દેવો પડે છે તેનો સવાલ તો તોપણ તેમ ને તેમ રહી જાય છે.

૯. તેથી, આ દેશના દારિદ્રયદુઃખના પ્રશ્નનો ઉકેલ અત્યન્ત સ્વાભાવિક રીતે, સહેલાઇથી, બહુ ખર્ચમાં ઉતર્યા વિના ને વહેવારની રીતે લાવી આપવાનું માન રેંટીયાને જ મળવાનું છે એ મારો દાવો છે. તેથી, પત્રિકાનો અજ્ઞાન લેખક લખે છે તેમ રેંટીયો નિરુપયોગી તો નથી જ, પણ તે દરેક ઘરની આવશ્યક ને જેના વિના ન ચલાવી શકાય તેવી ઘરવખરી છે. દેશની બરકતનું ને દેશની મુક્તિનું તે ચિહ્ન છે. દુનિયાના દેશોને દ્વેષનો નહિ પણ પ્રીતિનો ને સ્વાશ્રયનો સન્દેશો તેના મીઠા ગંભીર સૂરથી તે સંભળાવે છે. જગતની શાન્તિમાં ભંગાણ પાડનાર દરીઆઇ કાફલાના અંગરક્ષકની તેને જરૂર નથી. કરોડોના એક એટલા દૃઢ નિશ્ચયની જ તેને જરૂર છે કે અમારા જ ઘરમાં આજે જેમ અમે અમારા કુટુંબ માટે અન્ન રાંધી લઇયે છીયે તેમ અમારા જ ઘરમાં અમે અમારા કુટુંબને માટે સૂતર કાંતી લઇશું. મારી ઘણી ભૂલચૂકોને માટે હું ભવિષ્યની પ્રજાના શાપને પાત્ર ભલે હોઉં, પણ રેંટીયાને સજીવન કરવાની સલાહ આપવા સારૂ તો તેઓ મને આશિષ જ આપશે એવો મારો અચળ વિશ્વાસ છે. એના ઉપર મોરૂં સર્વસ્વ હું વરી જાઉં છું; કેમકે રેંટીયાને આરે આરે શાન્તિના, પ્રીતિના ને બન્ધુભાવના તાર કંતાય છે. અને એ સાથે જ, જેમ તેના નાશથી હિન્દની ગુલામી આવી તેમ તેનું સ્વેચ્છાપૂર્વક પુનર્જીવન હિન્દુસ્તાનને મુક્તિ પણ આપશે જ.

---

તા. ૧૮-૧૨-૧૯૨૧

# મારી નોંધ

## ધન્ય એ બાને!

ખ્વાજા સાહેબ નૅશનલ મુસ્લીમ યુનિવર્સિટીના મુખ્ય વ્યવસ્થાપક હતા. અતિ નિખાલસ મુસલમાનોમાંના એક હું તેમને ગણું છું. તે જેવા ધર્માભિમાની છે તેવા જ દેશાભિમાની છે. પોતે એક અમીર કુટુંબના છે. બારિસ્ટર તરીકે તેમનો વૈભવ ખૂબ હતો. આજે તેઓ ધર્મ અને દેશને ખાતર ફકીર બન્યા છે. તેમને પણ સરકારે જેલમાં મોકલ્યાનો તાર હમણાં જ મને તેમનાં બેગમ તરફથી મળ્યો છે. તેમનું નામ ખુરશેદ બેગમ છે. તેઓ લખે છે: 'તમે જાણીને ખુશ થશો કે મારા પતિને સરકારે કેદ કરેલ છે. યુનિવર્સિટીને હું ચલાવીશ.' આ તાર જ્યારે મને મળ્યો ત્યારે મને સવાશેર લોહી ચડ્યું, કેમકે એક તરફથી ખ્વાજા સાહેબની પાક કુરબાની ને બીજી તરફથી તેમનાં બેગમની ધીરજ ને બહાદુરી. આવું જ્યાં બન્યાં કરે ત્યાં સ્વરાજને કોણ રોકી શકે? ખુરશેદ બેગમને પોતાનું કામ ચલાવતાં જરાયે મુશ્કેલી નથી પડવાની. યુનિવર્સિટીના બહાદુર નિખાલસ દિલના વિદ્યાર્થીઓ ખુરશેદ બેગમની આસપાસ વીંટળાઇ જશે ને સંભવ છે કે જે કામ તેઓ ખ્વાજા સાહેબને ખાતર નહોતા કરતા તે તેમનાં બેગમને ખાતર કરશે. ખુરશેદ બેગમ વળી એ વિદ્યાર્થીઓને કાંતવાની તાલીમ તો ખ્વાજા સાહેબ કરતાં જરૂર વધારે સારી જ આપશે.

આવી જ હિમ્મત હિન્દુસ્તાનની ઘણી સ્ત્રીઓમાં આવે એટલે આપણો વિજય જ છે. આ મહાન યત્નને સમયે બહેનોને મારી એટલી વિનંતિ છે કે તેઓએ સંઘશક્તિ ખૂબ કેળવવી પડશે. તેઓએ પણ સાથે મળી કામ કરતાં થઇ જવું જોઇયે. અને એમ કરવાનો સરળ રસ્તો એ છે કે એકબીજાની ટીકા કરવાને બદલે તેઓએ પોતપોતાના કામમાં જ ગિરફતાર થઇ જવું. જે સેવામાં જ સર્વસ્વ સમજે છે તેને ટીકા કરવાનો સમય જ નથી રહેતો.

## પારસી બહેનો

મારી ઉપર એક પારસી બહેનનો કાગળ—અતિ દુઃખ ઉપજાવનારો કાગળ મુંબઇથી આવ્યો છે. એ બહેન એવી ફરીઆદ કરે છે કે તેનું મૂળ તપાસવામાં મને આખો ભવ ગાળવાની ઇચ્છા થાય. પણ તે બહેનના કાગળ પરથી કંઇ જ તપાસ થઇ શકે તેમ નથી. જો આ લખાણ તે બહેનના હાથમાં આવે તો મારી તેમને વિનંતિ છે કે મને પોતાનું નામઠામ મોકલે અથવા મને મળે. તે બહેનનું નામ તો હું જાહેર નહિ જ કરું, પણ જો તે બહેન બધી હકીકત આપશે તો હું જરૂર તપાસ કરીશ ને મારાથી જે મદદ થઇ શકે, તે કરીશ. દરેક દુઃખી સ્ત્રીપુરુષ જો નનામા કાગળ લખે તો ને કંઇ જ વિગત તપાસ કરી શકાય એવી ન આપે તો ઇલાજ ન થઇ શકાય એ સમજાય તેવું છે.

જે પારસી બહેનો મને જાણે છે એમને પણ હું વીનવવા ઇચ્છું છું કે તેમણે પણ પૂરી તપાસ કરવી ને જો તમના જાણવામાં દુઃખની ખબર હોય તો તેમણે મને ખબર આપવી.

અમે તેવી સુરક્ષિત સંસ્થામાં પણ છેવટે એવો ભાગ તો રહી જ જવાનો કે જેમાં અત્યાચાર, અનેક ઉપાયો છતાં, અટકાવી નહિ શકાય. જે ગુન્હા આજે લંડનમાં, ન્યૂયૉર્કમાં શીકાગોમાં ને પારીસમાં થાય છે, જે અત્યાચારો ખાનગી રીતે આ ઉપલાં શહેરોમાં થાય છે તેની આપણને ખબર પણ નથી પડતી; તેની કોઈ તપાસ પણ નથી કરી શકતું ને જ્યાંની ચકોર પોલીસ પણ તેને શોધી નથી શકતી મારી એવી માન્યતા છે કે કેટલાક ગુન્હા ને શહેરોમાં થાય છે તેની આપણને કલ્પના પણ ન આવી શકે. આપણો પ્રત્યેક ભાઇબહેનનો એ ધર્મ છે કે આપણે જેટલાં દુઃખોને પહોંચી વળી સેવા કરી નિવારણ કરી શકીએ તેટલાં દુઃખોમાં સદાય દઇ આપણું કરજ ઉતારવું. અને જે દેશમાં પારકાના દુઃખને ઘણા માણસો પોતાનાં માની ઇલાજ લે તે દેશમાં સ્વરાજ છે.

## પોલીસ પર ઢોળવાની ટેવ

ગુલામીમાં રહેનારની, નામર્દની એક એવી ટેવ હોય છે કે તે પોતાની ભૂલ કબૂલ કરતાં ડરે અને તેથી હમેશાં પારકાની જ ભૂલ કાઢ્યાં કરે. મુંબઇના દુઃખી કિસ્સાને વિષે જે કાગળો મારી ઉપર આવ્યા છે તેમાં એક જાતના કાગળ એવા છે કે જેમાં બધું પોલીસ ઉપર જ ઢોળવામાં આવ્યું છે.

એ કાગળોમાં જણાવ્યું છે એવી જો પોલીસ સહેલ હોય તો તે વાંક પણ આપણો જ ગણાય. એવા અત્યાચારોની બરદાસ કરનારા પણ આપણે જ કે બીજા કોઈ હોય? પોલીસ પણ આપણા જ ભાઇઓ છે અને જો પોલીસમાત્ર આપણા દુશ્મન ગણીયે, બદમાશમાત્રને સારૂ આપણે જવાબદાર ન હોઇયે તો આપણે રાજ્ય કઈ રીતે ચલાવવાના છીયે? એવી સડેલી પોલીસ ઉપર ને બદમાશ ઉપર સ્વરાજમાં ગાબુ કોણ મેળવશે? અંગ્રેજો જે હોય તે તો સ્વરાજની કલ્પનામાં પ્રજાના નોકર હોય, આપણા ભાઇઓ તરીકે રહેતા હોય તે વેળા તેમની ઉપર તો નિર્દોષના બચાવની જવાબદારી નહિ ઢોળી શકાય તો પછી એવાઓની ઉપર અંકુશ કોણ મેલશે?

એક પળભર પણ વિચાર કરવાથી આપણને માલુમ પડશે કે આપણે પોલીસ ઉપર, જેમને આપણે મવાલી બદમાશ ગણીયે છીયે તેમની ઉપર આપણી અસર નહિ પાડી શકીયે ત્યાં લગી આપણે સ્વરાજ મેળવી શકવાના નથી તેઓને દબાવીને સરકાર રાજ્ય ચલાવી શકે છે તેઓને પ્રેમથી આપણે વશ કરી શકીયે તો આપણે રાજ્ય ચલાવી શકીયે, અથવા તો આપણે તેઓના કરતાં વધારે બદમાશ અને અત્યાચારી બની રાજ્ય ચલાવી શકીયે. ત્રીજો રસ્તો તેઓને દંડ દઇને આપણે રાજ્ય ચલાવવાનો છે. આ પછી ઇચ્છા હોય તોપણ તે શક્તિ આપણામાં નથી. એટલે આપણે કાં તો તેવી શક્તિ મેળવવા સારૂ બસેં ચારસેં વર્ષ થોભવું ને પછી સ્વરાજનો વિચાર કરવો અથવા તો તેઓને આજે પ્રેમને વશ કરવા

તા. ૧૮-૧૨-૧૯૨૨

મવાલીવર્ગની હયાતી જ અધર્મ, પાખંડનું પ્રાધાન્ય સૂચવે છે. એ પાખંડને વધારીને તો આપણે સ્વરાજ ન જ મેળવીએ. એ અધર્મને ધર્મ વડે દૂર કરીને જ આપણે હિન્દુસ્તાનમાં શાન્તિ ભોગવી શકીએ. આંગ્રેજી સલ્તનતને આપણે નભાવી લઈએ છીએ તેનું કારણ જ એ છે કે સલ્તનત ઘણે ભાગે મવાલીવર્ગને દાબમાં રાખી નબળી પ્રજાને બચાવી લે છે. પણ હું તેની સામે થાઉં છું તેનું કારણ એ છે કે એવો બચાવ કરવાનું દામ તે પ્રજાની પાસેથી એટલું લે છે કે તે પોતે મવાલીરાજ જેવું થઈ પડ્યું છે એટલે કે એવા રક્ષણની કિંમત તરીકે આપણને આપણું સ્વમાન આપી દેવું પડે છે. આ અત્યાચારમાંથી નીકળવાને સારુ આપણે જો મવાલીની સહાય મેળવવા જઈએ તોપણ મૂઆ પડ્યા છીએ; જો તેઓને તરછોડીએ તોપણ મૂઆ પડ્યા છીએ. તેઓની ખુશામત કર્યા વગર તેઓને પ્રેમથી આપણે જીતવા જોઈએ, તેઓનો ડર છોડવો જોઈએ. મતલબમાં તેઓને ધર્મી બનાવવા જોઈએ. તેઓમાંના થોડા એવા બને તો બીજાને બનતાં વાર ન લાગે. જે ન્યાય તેમને લાગુ પડે છે તે જ પોલીસને. પોલીસથી શાને ડરીએ? તે ધોળી ટોપી પહેરીને આવે તોપણ શાને ઉતરે? આપ ભલા તો જગ ભલા. આપણે એવા નમાલા કેમ બનીએ કે આપણે ઉતરાઈએ? ધારો કે પોલીસે ખાદીનો વેશ ધારણ કરી કોઈની ઉપર અત્યાચાર કર્યો. તેથી આપણે ઉશ્કેરાઈ શાને જઈએ? તેને આપણે વીનવીએ. તે ન માને તો તેને પડતો મૂકીએ. આપણામાં તેટલું બળ હોય તો તેને અત્યાચાર કરતો અટકાવવામાં આપણે મરી ફીટીએ. એટલે આપણે બહાદુર કર્યા. પોલીસ આપણી એ બહાદુરી જરૂર જોઈ જશે ને સારી થશે. નામર્દને મારીને પોલીસ બગડે છે. મર્દને મારીને તો ડરે જ. મારી ઉપર લાહોરથી કાગળ છે તેમાં એક મિત્ર જણાવે છે કે જુવાન મજબૂત માણસો પણ તેઓની સામે નથી થતા તેથી તે ડરી જાય છે. તેમને મારતાં તેની છાતી નથી ચાલતી. ન જ ચાલે અને તો એવા જાતિઅનુભવો ઘણા છે. આ નીડરતા કોઈની શીખવી નથી આવતી, પોતે અભ્યાસથી જ મેળવી શકે છે. એટલે મને લખનારાઓએ સમજવું જોઈએ કે બદમાશો ઉપર કાબુ મેળવવો એ તો આપણું કાર્ય રહેલું જ છે. પણ જો તેઓને પંપાળીને આપણે કાબુ મેળવવા ઇચ્છીએ તો આપણે ઓલામાંથી નીકળી ચૂલામાં પડવાના છીએ. તે આપણા ભાઈ ખરા, પણ તેઓ રોગી છે તેમની આપણે સારવાર કરીએ. તેમની સારવાર નીચે ન જ જઈએ. જે દિવસે આપણે પોલીસનો ડર છોડશું તે દિવસે પોલીસ આપણી મિત્ર બનશે. ડર મેલવો એટલે પોલીસને મારવી કે ગાળ દેવી નહિ, પણ આપણે તેના માર ખાવા, તેની ગાળ પણ ખાવી—જેમ શ્રી ચિત્તરંજન દાસના બહાદુર દીકરાએ માર ખાધા. તે પોલીસને મારી શકતા હતા. તેમના સાથી બધા મજબૂત જવાન હતા. પણ તેમણે સહન કર્યું. ગાળ ખાવી એ એક વાત છે. એ અસહકાર છે. પણ ગાળની સામે થઈ બે દેવી એ સહકાર છે, કેમકે આપણે તેના દેનાર જેવા બન્યા. ગાળને વશ થવું એ એની ગુલામી છે. ગાળ ખાવી એટલે ગાળ દેનાર કહે તેમ કરવું એ અર્થ નથી. ગાળ ખાવી એટલે ગાળ દેનારની ઇચ્છાને વશ ન થવું એ છે. ગાળ દઈને તો કોઈ વિષ્ણુનો જાપ જપાવે તોપણ ન જપીએ. ગાળ દેનાર આપણને પેટ ચાલવા કહે ત્યારે આપણે ટટાર

ચાલીયે. ગાળ દેનાર બેસવાનું કહે ત્યારે ઉભા થઇયે ને તેની પીસ્તોલ ખાઇયે. એટલે તે સંપૂર્ણ હાર્યો, કારણકે આપણને નમાવવાનો તેમનો મનોરથ પૂરો ન થયો. રાવણ સીતાને પોતાને ખભે બેસારીને તો લઇ ગયો. પણ સીતાએ તેનું કહ્યું ન માન્યું તેથી સીતાનું વાહન બન્યો. છતાં એવી અંબાભવાનીના સ્પર્શથી પવિત્ર ન થઈ શક્યો ને વગોવાયો. સીતા અબળા છતાં જગદંબા બની. એટલે નિર્ભયપણે ગાળ ખાવી, માર ખાવા એ તો ખરી બહાદુરી છે. જે મારની બીકે ગાળ ખાઇ બેઠો રહે છે તે નથી માનવી કે નથી પશુ. હિન્દુસ્તાન અત્યારે મર્દ બનવાનો પાઠ શીખી રહેલ છે. જો પૂરો શીખે તો સ્વરાજ લે.

## ત્રણ ભય

શ્રી. દેશબન્ધુ દાસના જે લેખો તેમના જેલ જવા પહેલાં નીકળ્યા છે એ તેમની ઉન્મત્ત દશા બતાવનારા ને મનન કરવા યોગ્ય છે. 'મનથી. વાણીથી ને કાયાથી શાન્તિ જ રાખજો.' 'વિનીત પક્ષને પણ તમારા વિનયથી જીતજો.' આ બધાં અમર વાક્યો છે અને આવે સમયે તેમને મુખેથી નીકળ્યાં એ વધારે શોભે છે. તેવાં જ ત્રણ ભયને વર્ણવનારાં વાક્યો છે. તેઓ કહે છે, જેલભયને આપણે જીત્યો. કેમ જાણે પોતાના દીકરાને જ ઉદ્દેશીને તેમણે ન કહ્યું હોય, કે બીજો ભય મારનો, તે પણ આપણે જીતવાની અણી પર છીયે ત્રીજો ભય ગોળીનો, તે જ્યારે જીત્યા ત્યારે સ્વરાજ છે જ સ્વરાજની ચાવી જ એમાં રહેલી છે. મારનો ને મરણનો ભય મેલી દઇયે તો ન સરકાર દબાવે નૈ ન મવાલી દબાવે. અને આ ત્રિવિધ ભયને જીતનારા મળે તો જ આપણે સ્વરાજ મેળવીયે, નહિ તો મળનારૂં જ નથી.

## વચનભંગ

એક સજ્જન લખે છે, 'તમે વચન આપ્યું છે કે મો શૌકતઅલી વગેરેને ડિસેમ્બરની ૩૧ મી પહેલાં છોડવશો. મો શૌકતઅલીએ તમને પ્રમાણપત્ર આપ્યું છે કે તમે સો દિવસ વિચારીને એક વાક્ય બોલો છો. ઉપરનું વચન પણ તમે એમ વિચારી કાઢ્યું હશે. હવે જો તમે અલી બન્ધુ વગેરેને નહિ છોડવો તો જે વચનભંગનો આરોપ લૉર્ડ જ્યૉર્જ ઉપર તમે મુકો છો તે જ આરોપ તમારી ઉપર આવશે' આ તો સીધો ન્યાય કહેવાય. માત્ર ભેદ એટલો છે કે મેં કંઇ મારી સત્તાને બળે વચન નહોતું આપ્યુ હું તો પ્રજાનો દાસ છું, એણથી ગુમાસ્તો છું. ગુમાસ્તો પોતાની વતી વચન આપી જ શકતો નથી. તેથી જો અલી બન્ધુ ને તેમના સાથીઓ ૩૧મી ડીસેમ્બરે નહિ છૂટે તો હું એ લખનાર સજ્જન ઉપર ને પ્રજા ઉપર આરોપ મુકીશ. હું મુંબઇની પ્રજા પર આરોપ મુકીશ. જે પ્રજાએ મારાં સેંકડો ભાષણો સાંભળ્યાં છે તે જ પ્રજાએ મને છેતર્યો મેં તો ૧૭મી તારીખે જે મેદની જોઇ, જે ભડકો જોયો તેને સત્ય માની એવું કહ્યું કે 'આ સાંજે હું બારડોલી આણંદની પરીક્ષા લેવા જઇશ, ને મારી ઉમેદ છે કે ત્યાં આદરેલા સવિનય ભંગથી ને તમારી શાન્તિથી આપણે ડિસેમ્બરની અધવચમાં સ્વરાજ લઇશું ને જેલના દરવાજ ખોલી અલી ભાઇઓ, ગંગાધરરાવ દેશપાંડે વગેરેને વધાવી લઇશું' આ વાક્ય મેં તો મુંબઇ ઉપર ને

તા. ૧૮-૧૨-૧૯૨૧

હિન્દુસ્તાન ઉપર વિશ્વાસ રાખીને કહેલું જો અલી બન્ધુ વગેરે આજ માસમાં ન છૂટે તો હિન્દુસ્તાન આખું વિશ્વાસઘાતી ઠરશે. તેમાં ભલે મને પણ ગણવામાં આવે ભલે વિશ્વાસ રાખવાને સારુ મને ભોળો ગણવામાં આવે. પણ એવો વિશ્વાસ તો હું સદાકાળને સારુ કરવાનો છું.

પણ મારી માન્યતા તો એવી છે કે જે થયું છે તેથી વચન પળ્યા જેવું ગણાય શું લાલાજી, દાસ, મોતીલાલજી, અબુલ કલામ આઝાદ, મોહીયુદ્દીન, ગુલામહુસેન, આગા સફદર, જવાહરલાલ વગેરે જેલમાં ગયા તે છોડવ્યા બરોબર નથી? તેઓની સાથે જે સેંકડો ગયા છે તે જેલીઓને તોડવા ગયા છે. તેમને જોર દેવું તે આપણું કામ છે જો હિન્દુસ્તાન શાન્તિ પૂરી જાળવશે તો, ને સાથે જેલમાં પણ જશે, માથાં પણ ફોડાવશે ને મારશે તો તેઓને જરૂર જેલ બહાર લાવશે. લખનારને હું ખાતરી આપું છું કે જે નેતાઓ જેલમાં પહોંચી ગયા છે તેઓની હૂંફ અલી ભાઇઓને એટલી મળી છે કે જાણે તેઓની બેડી જ પીગળી ગઈ હોવ નહિ! વચમાં સિયાળકોટના લોકોની બેખબરી જેવાં વિઘ્નો આવી નડે છે એ આપણી ખુવારી છે. આગા સફદર પકડાયા એટલે લોકો અધીરા થયા કોઈ જેલમાં ધૂસ્યા, કોઇએ માજીસ્ટ્રેટનું અપમાન કર્યું. જબરદસ્તી કરવી, અપમાન કરવું, ગાળો દેવી એ આપણે સારુ હરામ છે. તે છતા લોકો ભૂલો કર્યા જ કરે તો ગરીબ બિચારો એલચી શું કરે? બહુ કોચવાય તો રાજીનામું આપી હિમાલયમાં ભાગી જાય

## 'નવજીવન'માં ભૂલો

એક બીજા સજ્જન 'નવજીવન'માં કેટલીક ભૂલો બતાવે છે. મારી તપાસ પ્રમાણે તો એ માને છે તે ભૂલ નથી થઇ છતાં બીજા વાચનારની પણ એવી ગેરસમજ હોય તો દૂર થાય તેથી મારે આટલું જણાવવું જોઇયે કે 'નવજીવન'માં બધાં લખાણો હું કરતો નથી. બધું હું તપાસી શકતો નથી અને 'યંગ ઇન્ડિયા'નાં મારાં લખાણોનો તરજુમો પણ હું કરતો નથી. ભૂલો ન થાય તેને સારુ અત્યન્ત કાળજી રાખવામાં આવે છે. તરજુમો કરનાર મારા સાથી મારી મતિ પ્રમાણે મને સારામાં સારા હું ગોતી શકું તે મળ્યા છે. પણ જ્યાં સૌ પ્રામાણિકપણે પ્રયત્ન કર્યા કરે ત્યા પણ ભૂલો કોઇવાર રહી જાય એક ભાષામાંથી બીજી ભાષામા તરજુમો કરવો એ ધારવા કરતા હમેશાં અઘરુ હોય છે તેને સારુ બન્ને ભાષા પર સરખો કાબુ અને વિષયની માહિતી હોય તો જ અસલ અર્થ કઇક સચવાય તેથી જ તરજુમાની કિંમત હમેશાં અસલ કરતાં ઘણી ઓછી જ હોય છે. એટલે વાંચનારે જાણી જ લેવું કે ઈરાદાપૂર્વક ભૂલ તો 'નવજીવન'માં નહિ કરી હોય અને જ્યારે વાચનાર કોઈ ભૂલ સુધારવાલાયક બતાવશે ત્યારે માલમ પડવે તુરત સુધારવામા આવશે

## શંખધ્વનિ સાથે

દેશબન્ધુ દાસ પકડાયા તે વખતની હકીકત જાણવા જેવી છે તેમને તેઓને ઘેર જ પકડવામા આવેલા. સાંજના ચારેક વાગે પોલીસ આવ્યા સહુ ચ્હા પીતા હતા. મન્ત્રી

મિ. સસમલ પોલીસને મળવા નીચે ઉતર્યા. તેમણે પોતાનું નામ આપ્યું એટલે તેમને પકડયા. દરમિયાન દેશબન્ધુ દાસ પણ ઉતર્યા.

'તમારે મને પકડવો છે ?'

જી—હાજી.

'ત્યારે હું તૈયાર જ છું.'

એમ કહી દેશબન્ધુ પોતાનાં પત્નીને મળવા ઉપર ન ચડયા ને પોલીસની સાથે જ ગયા જ્યારે તેમની ગાડી બહાર નીકળી ત્યારે બહાર ઉભેલા લોકોએ હર્ષના પોકાર કર્યા ને ઉપર રહેલી સ્રીઓએ શંખધ્વનિ કર્યો. બંગાળમાં જ્યારે કોઇને વધવવા હોય અથવા શુભ પ્રસંગે વળાવવા હોય ત્યારે શંખ વગાડવામાં આવે છે એ શુકનરૂપે ગણાય. સ્રીઓ પોતાના ધણીના કે પુત્રના કે પિતાના કેદ જવાથી રોશે નહિ ને તેઓના કેદ જવાથી દેશનું ને ધર્મનું ભલું છે એમ જાણી હર્ષ પામશે ત્યારે ધર્મ ફેલાશે ને અધર્મનો અવશ્ય નાશ થશે. તેથી આ શંખધ્વનિમાં હું હિન્દુસ્તાનનું વિજયચિહ્ન જ જોઇ રહ્યો છું.

## ૬ મહાસભાના કાર્યકર્તાઓને

દરેક મહાસભાસમિતિના મન્ત્રીને મારી વિનંતિ છે કે તેમણે પોતપોતાના ઇલાકામાં થયેલી ધરપકડો અને કેદની છેલ્લામાં છેલ્લી યાદીઓ અને તે સાથે જ પકડાયેલા લોકોની જગાએ નવા નીમાય તે મન્ત્રીઓ અને પ્રમુખોનાં નામ મને મોકલવાં અને જરૂર જણાય તો રોજની ડાયરી પણ મોકલવી લખાણ બની શકે તેટલું ટૂંકાણમાં, સુવાસર અને કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખી મોકલવું, કે તેમાંનું જે કાંઇ જરૂરી જણાય તે સહેલાઇથી હું છાપી પ્રગટ કરી શકું.

## ૬ કારોબારી સમિતિ

આ સમિતિની ઉત્સ્લીવારની બેઠક ચાલુ અઠવાડિયાની આખર પહેલાં જ મળવાની. સંજોગ સામું જોતા આ બેઠક કસોટીની ગણાશે. સમિતિના પંદર સભાસદોમાંથી દેશબન્ધુ દાસ, લાલાજી, પંડિત મોતીલાલ નેહરૂ અને મૌલાના અબુલ કલામ આઝાદ, જેઓ હાલમાં જ મૌ મહમદઅલીની જગાએ નીમાયા હતા, એ ચાર સભ્યો ના ગહેનશાહના મહેમાન થયા હોવાથી આપણી વચ્ચે નહિ હોય આ સ્થિતિમાં મારી એવી સૂચના છે કે આ ચારે સભ્યોના પ્રાન્તોએ પોતપોતાના પ્રાન્તમાંથી એક એક પ્રતિનિધિ મોકલવો આ પ્રતિનિધિઓ સમિતિની બેઠક અગાઉ એક દિવસ વહેલા આવે અને પોતે સમિતિમાં મત ન આપી શકે તોપણ પોતાની સલાહનો લાભ સમિતિને આપે વળી જે પ્રાન્તોના સભ્યો કારોબારી સમિતિમાં સીધા આવી શકયા નથી તે પ્રાન્તો પણ પોતાનો એક એક પ્રતિનિધિ સમિતિમાં મોકલે, જે પોતાની સલાહથી સમિતિની ચર્ચાને મદદ કરે.

## ૬ શિયાળો

મહાસભાને સારૂ આવનારા પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોનું અમદાવાદના શિયાળાને વિષે ધ્યાન ખેંચવાની મિત્રોએ મને સૂચના કરી છે અમદાવાદનો શિયાળો મુંબઇના જેવો મોળો

તા. ૨૨-૧૨-૧૯૨૧

નથી તેમ દિલ્હી કે અમૃતસરના જેવા આશ્રો પણ નથી. છતાં મહાસભાને સારૂ આવનારાઓએ પહેરવા ઓઢવાનું ઠીક ઠીક સાથે લાવવું જોઇયે., સભામંડપમાંથી ખુરશીઓને રજા મળેલી છે. તેથી પ્રતિનિધિઓને પોતપોતાના જોડા ઉતારી સંભાળવાને સારૂ ખાદીની કોથળીઓ નજીવ કિંમતે પૂરી પાડવામાં આવશે. જેઓ ઘેરથી કોથળીઓ સાથે લેતા આવે તેઓ તેમ કરી શકશે.

પણ જોડા મંડપ બહાર રાખવા એ તો ઇચ્છવાજોગ નથી જ. આ બાબતમાં ખૂબ વિચાર કર્યા પછી જ સ્વાગત મંડળ મંડપ બહાર જોડા ઉતારવા માગનારના જોડા સાચવવાની કશી જોગવાઇ ન કરવાના નિર્ણય ઉપર આવ્યું છે. ખિલાફત પરિષદોમાં કાગળ કે ન્યુસપેપરમાં વીંટાળીને અગર બીજી રીતે જોડા સાથે લઇ જવાનો રિવાજ પડયો છે. એની અવેજીમાં ખાદીની કોથળી ખૂબ સગવડભર્યો અને ઉપયોગી ફેરફાર છે. ઉપરાંત રોશની માટે પૂરતી વિજળીની, પાણી માટે નળોની અને પાયખાનાં વગેરેની સગવડો સ્વાગત મંડળ મોટા પાયા પર કરી રહેલ છે કે પ્રતિનિધિઓની તંદુરસ્તી અને સગવડો જેટલાં બની શકે તેટલાં સચવાય. પણ સ્વાગત મંડળ તરફથી પૂરાં પાડવામાં આવનારાં સુખસગવડો વિષે મારે અગાઉથી ભવિષ્ય ભાખવું ન જોઇયે.

---

તા. ૨૨-૧૨-૧૯૨૧

## § મરમના ઘા

સરકાર પોતાના નાના કે મોટા હુકમોનો ભંગ કરનારને કેદ કરે, સામાન્ય ચોરભામટાઓ સાથે વર્તવામાં આવે તેવી જ તેમની સાથે પણ વર્તણુક રાખે, જેલમાં મળી શકનારા વિશેષ હકોથી તેમને દૂર રાખે—આ બધી સમજમાં આવી શકે એવી વાતો છે. એને હું દુષ્ટતા નહિ કહું. જે તમારી ઉપર છે અગર તો જે તુરતને સારૂ પણ તમને પોતાની નીચે દબાવી બેઠો છે તેનો રોષ માથે લેવાની જો તમે હિમ્મત કરો તો એના જે કોઇ હુકમો માનવાની તમે ના પાડો તેને સારૂ તેના હાથની સજા ભોગવવાની પણ આશા રાખીને જ તમે તે પગલું ભરો છો.

પણ જો તે તમને અપમાનિત કરે, તમારાં બાળબચ્ચાં પાસે તમને અને તેમને પોતાને પણ ન ગમતાં હોય અને જે કરવાની કાયદો ફરજ ન પાડતો હોય એવાં કામો કરાવે, તમને ધૂળથી પણ હલકા કરે ત્યારે તે અસહ્ય થઇ પડે છે. મદ્રાસના કોકોનાડામાં એક માજીસ્ટ્રેટે સ્વરાજ અને ખિલાફતના વાવટા નીચે ઉતરાવી નાખ્યા, એક અઠવાડિયા સુધી એવા વાવટા વાપરવાની સામે મનાઇ હુકમ કાઢયો, નિશાળનાં

બાળકો પાસે 'યુનિયન જૅક'ને સલામો કરાવી ! કલકત્તામાં એક નામાંકિત પ્રોફેસર પોતાનો યુનિવર્સિટીનો ઝભ્ભો પહેરીને ચાલ્યા જતા હતા ને નિરપરાધી માણસોની નાહકની સતામણી ચાલી રહેલી જોઇ તે અટકાવવા એક અમલદાર પાસે ગયા. જવાબમાં પેલાએ 'તારે શી એ બધી પૂછપરછ જોડે મતલબ ?' કરીને ઢોરની જેમ તેમના પર હુમલો કર્યો અને માર માર્યો. બીજા એક દાખલામાં એક બહાદુર ઉંચી કેળવણી પામેલા નવજવાનોની ટોળીને જેઓ ઘડીવારને માટે તેમના ચોકીદાર હતા તેમણે લાતો મારી. આવી વસ્તુઓ જ હૈયામાં સોંસરી ઉતરી જનારી હોય છે. એ મરમના ઘા છે, આ બધાં અપમાનો બતાવી આપે છે કે આપણા 'માલિકો'ની રીતભાતમાં હજુ કશો ફેરફાર થવા પામ્યો નથી. એ બતાવે છે કે ઓડવાયરશાહી હજી દફન નથી થઇ. ઇજા પામેલા પ્રોફેસર મહાશયને લૉર્ડ રોનાલ્ડશે તેડું મોકલે અને રૂબરૂ દિલાસો આપી ફરી એવું નહિ બને એવી ખાતરી આપે તેમાં શું વળ્યું? અને ફરી શું નહિ બનવા પામે ? પ્રોફેસર મજકુર પર ફરી હુમલો નહિ થાય એમ જ ને ? અલબત્ત, હાલની ઝુંબેશ દરમિયાન કોઇ એમની ફરી સતામણી નહિ કરે. પ્રોફેસર મહાશય પોતે ફરીવાર પોતાના ઝભ્ભાના જોર પર સરકારના અમલદારને ઝટઝટ પકડવા જતા પહેલાં વિચાર કરશે. પણ તેથી સરકારના અમલદારના મનમાં પ્રોફેસરને માટે કશું માન પેદા થયું શું ?' પ્રોફેસર કંઇ પોતાનો રક્ષણને સારૂ વિનંતિ કરવા નહોતા ગયા. તેઓ તો માણસજાત પર નાહક જુલમ ગુજરતો જોઈ વહારે ધાયા હતા. લૉર્ડ રોનાલ્ડશે સાહેબની ખોળાધરીથી ભવિષ્યમાં આવા જુલમમાંથી હિન્દી પ્રજાનું રક્ષણ થવાનું શું ? અગર તો સરકારના અમલદારો હિન્દી પ્રજા તરફ માનની નજરથી જોતા થવાના શું ? સરકારના સિપાઇને રોજની કેળવણી કેવી અપાય છે એ જ મુદ્દો છે. અત્યારે એને અપાતી કેળવણીથી તો એને કુછંદી પશુ બનાવી મુકવામાં આવે છે અને અમુક પ્રસંગોએ તેને નિર્દોષ લોકો ઉપર છોડી મુકવામાં આવે છે.

હિન્દુસ્તાનના દાસો અને આઝાદો આજે જેલો વ્હાલી કરી રહ્યા છે તે આવા હીચકારા' અને પશુવત્ બનાવો બનતા અટકાવવાને સારૂ. તેમણે જેલોને વધાવી લીધી છે તે બૂરામાં બૂરા ગુન્હેગારની પણ નાહકની છેડ ન થાય, તેનું પણ માન ભંગ ન થાય એટલા સારૂ. તેઓ કંઇ રાજ્યતન્ત્રનો' કેવળ યાન્ત્રિક હાથબદલો થયેલો જોવા જેલ નથી ગયા. તેઓ જે ધરમૂળનો પલટો ઇચ્છે છે, જે' રાજ્યપદ્ધતિના પલટાને સારૂ લાલાજી જેવા આજે વરસો થયાં ઝૂરે છે, જે પં. મોતીલાલજી જેવા રાજેશ્વરીઓને

તા. ૨૨-૧૨-૧૯૨૧

મન આજે પ્રાણવાયુ સમાન થઇ પડયો છે અને જેની પાછળ એમણે આજે ફકીરી લીધી છે, તે પક્ષટો લાર્ડ રેનાલ્ડશે ચાહે તેટલા નિખાલસ ભાવે ચાહે તેટલી માફીઓ માગે અગર તો લૉર્ડ રીડિંગ ચાહે તેટલાં સુંવાળાં વિશેષણો વાપરે અને પોતાના અમલદારો કાયદાની મર્યાદાઓનું ઉલ્લંઘન ન કરે એ વિષે ચાહે તેટલી જાતે સંભાળ લે, તોપણ એમ ને એમ કદાપિ થવાનો નથી. પ્રજાની કુરબાનીથી અને આત્મયજ્ઞથી જ એ પાયાનો ફેરફાર થવાનો છે અને ઇશ્વરનો આભાર માનીયે કે એવા યજ્ઞને સારૂ પ્રજા આજે તૈયાર છે.

એક ચકોર મિત્ર મારા આશાવાદને મર્યાદામાં રાખવાના ઉદ્દેશથી મને ચેતવે છે કે પ્રજાકીય બલિદાનના યજ્ઞની તો હજુ શરૂઆત છે; અને હજી તો આપણે આપણી સ્વતન્ત્રતાની કેટલીયે વધુ કિંમત આપવી પડવાની છે. એ ખરેખર માને છે કે આપણે તો હજુ જલિયાંવાલાની પુનરાવૃત્તિના પ્રસંગો નોતરવા પડશે અને પેટે ચલાવેલા લોકો વાળી ગલીમાં ધ્રૂજતા અને નાખુશીથી જવાને બદલે હસતે ચહેરે અને સાબૂત કદમથી જવું પડશે અને પેટ ઘસવાની ના પાડવા માટે ચાબુકનો માર ખાવા પડશે. હું મારા મિત્રને ખાતરી આપું છું કે મારા આશાવાદમાં આ બધી વાતોને માટે અને એથી પણ આકરી વસ્તુઓને સારૂ સ્થાન છે. પણ સાથે હું એ વાતની પણ ખાતરી આપું છું કે જો હિન્દુસ્તાન આવું ને આવું શાન્ત અને દઢ રહે, જાલિમના જુલમનો મનથી પણ પ્રતિકાર ન કરે—હું કબુલ કરૂં છું કે આ કામ અઘરૂં છે, તથાપિ હિન્દુસ્તાનની અત્યારની ઉચ્ચ મનોભૂમિકાએ તે એટલું બધું અઘરૂં નથી—તો માત્ર આપણી તેટલી તૈયારી અને તેને પરિણામે પ્રતિકારનો અભાવ જ વિરોધીઓના સમસ્ત પશુબળને અપવાસી રાખી હત કરશે. અને વાઇસરાય સાહેબ પણ આપણી આગળ બડી બડી વાતો કરવાને બદલે માણસાઇ-ભરી ધીરજની વાતો કરશે અને હિન્દી વાતાવરણમાં નવી રાજનીતિને સારૂ અવકાશ જોશે

પણ જો આપણે ભાન ભૂલ્યા અને આપણી અહિંસાની પ્રતિજ્ઞાને વિસારી તો આપણે હજાર નવા જલિયાંવાલા બાગોને સારૂ અને હિન્દુસ્તાનને એક વિશાળ કતલખાનું બનેલું જોવાને સારૂ તૈયાર રહેવું પડશે. દેશબન્ધુ દાસ આપણને આવા બલિદાનને સારૂ તૈયાર રહેવા કહેતા ગયા છે. એમની ખાતરી થઇ ચુકી છે કે જેલનો ડર આપણે મુકયો છે. અંગત હુમલાઓની કસોટીમાં થઇને પણ આપણે પસાર થઇ શકીશું એવો એમને, કદાચ એમના પોતાના પુત્ર, અને તેના સાથીઓના દાખલા

ઉપરથી ભરોસો છે. પણ તેઓ તો આપણને પ્રત્યક્ષ મરણનો ભય તજવા કહે છે. મને ઉમેદ છે કે જો હિન્દી પ્રજાના ભાગ્યમાં એવો વખત આવવાનો હશે તો તે સામે ઉભા રહેવા હિન્દુસ્તાનમાંથી પૂરતા અસહકારીઓ નીકળશે, જેમને વિષે લખાશે કે

'તેમણે ગોળીઓ ખાધી પણ તેમનાં ભવાં સરખાં ન ચડ્યાં; અને પોતાના મારનાર અજ્ઞાનીઓના કલ્યાણની પ્રાર્થના કરતા કરતા જ તેઓ મૂઆ.'

અને જો આવેલી ખબરો સાચી હોય તો બે આસામી સ્વયંસેવકોને ચાબુકના માર પડ્યા છે અને લાહોરના સ્વયંસેવકોએ પણ તેમની ઉપર થયેલો નિરંકુશ હુમલો ધૈર્યથી ગળી લીધો છે. આ લડત સાથે જ ફિક્કી નથી. છેલ્લા બાર મહિના કે તેથી વધુ આપણે તાલીમ અને તૈયારી પાછળ ગાળ્યા છે. હવે તો આપણે પાર ઉતર્યે જ છૂટકો છે. એમાં પાછા ફરવાની વાત જ નથી.

---

# સ્ત્રીઓનો હિસ્સો

મને ઉમેદ હતી કે લડતના આરંભ આરંભમાં તો સ્ત્રીઓને જેલ જવાનું ભાગ્ય નહિ પ્રાપ્ત થાય. સ્ત્રીઓએ કાયદાના સવિનય ભંગને સારૂ નીકળવાનું હજુ કર્યું નથી. પણ બંગાળની સરકારે સ્ત્રીપુરૂષ વચ્ચે કશો જ વેરાવચો ન કરવાના ઉત્સાહમાં કલકત્તાની સ્ત્રીઓને એ માનથી નવાજી છે. મને ઉમેદ છે કે આખો દેશ આ નવી શરૂઆતને વધાવી લેશે.

સ્વરાજપ્રાપ્તિની લડતમાં સ્ત્રીઓનો પણ પુરૂષોના જેટલો જ હિસ્સો હોવો જોઈયે. અને આપણી આ શાન્ત અપ્રતિકારની લડતમાં સ્ત્રીઓ તો પુરૂષોને ગાઉના ગાઉ પાછળ મુકી દે એમ છે. તેમની ધર્મશ્રદ્ધા જોડે તો પુરૂષોની કદી સરખામણી થઇ શકે તેમ નથી. મહાવીર્યથી દુ:ખ પર દુ:ખ ગળ્યે જવાં અને બહાર દુ:ખની છટા સરખી ન દેખાવા દેવી એ ખાનદાનીના આદર્શ રૂપે જ જાણે તેઓ સરજાયલી છે. અને હવે બંગાળ સરકારે એમને આમ લડાઇમાં ઉતાર્યા પછી તો મારી ખાતરી છે કે આખા હિન્દુસ્તાનની સ્ત્રીઓ સરકારના આ આમન્ત્રણને ઉપાડી લેશે અને સ્વાતન્ત્ર્યપ્રાપ્તિની આ લડતમાં પોતાને છાજતો હિસ્સો આપવાને સજ્જ થઇ જશે. નહિ તોપણ જ્યારે મરદો પૂરતી સંખ્યામાં પકડાત ત્યારે તેમને પોતાની જાતિના માનની ખાતર પુરૂષોની જગા લેવી જ પડત.

તા. ૨૨-૧૨-૧૯૨૧

પણ હવે તો પુરુષની પડખે રહીને જ ભલે સ્ત્રીઓ પણ અત્યારથી જ જેલની જીંદગીમાં પુરુષોની ભાગીદાર બનતી. એમની લાજની રક્ષા કરનારો ઇશ્વર બેઠો છે. જ્યારે દ્રૌપદીની લજ્જારક્ષા કરવા પાંચ પાંડવ અસમર્થ નીવડયા ત્યારે સતીનું સત ઇશ્વરને ત્યાં રજૂ થયું અને સતીની લાજ રાખવા ભગવાન ગરુડે ચડીને ધાયા, અને કાળના અન્ત લગી એમ જ થવાનું. દુર્બળમાં દુર્બળ શરીર વાળી સ્ત્રીને પણ ઇશ્વરે પોતાની લાજ રક્ષવાનું બળ આપેલું છે. સ્ત્રીની રક્ષા એ પુરુષનો મુખ્ય અધિકાર ભલે હોય, પણ પોતાની સંભાળ લેવાને પુરુષ ન રહ્યા હોય અગર તો સ્ત્રી-રક્ષાનો પવિત્ર ધર્મ બજાવવાને તે અસમર્થ હોય ત્યારે કોઇ હિન્દી સ્ત્રી પોતાને નિરાધાર ન માને. જેને મરતાં આવડે છે તેને—પછી પોતે સ્ત્રી હોય કે પુરુષ—કશા જ સંકટની બીક રાખવાનું કારણ ન જ હોય.

અને હિન્દુસ્તાનની સ્ત્રીઓને પણ મારી અવશ્ય એવી સૂચના છે કે તેમણે જેઓ લડાઇમાં મોખરે જવા તૈયાર હોય તે બહેનોના નામો એકઠાં કરવાનું કામ શાન્તિપૂર્વક પણ વગરઢીલે શરુ કરી દેવું. તેમણે પોતાની યાદી બંગાળની બહેનોને મોકલી આપવી અને તેમને બતાવી આપવું કે તેમની પાછળ જનારી બહેનો બીજા પ્રાન્તોમાં પણ તૈયાર છે. જેલની જીંદગીનાં જોખમ અને તેની હાડમારીઓ ખેડવા ઘણી બહેનો બહાર ન પડે એ સંભવિત છે, તથાપિ પહેલા હપતામાં થોડી જ બહેનો આવો આત્મયજ્ઞ કરવા બહાર પડે તેમાં પણ પ્રજાને કશું જ નીચું જોવાપણું નહિ હોય.

પુરુષવર્ગની ફરજ તો ચોખ્ખી છે. સ્ત્રીઓને કેદ પકડાતી જોઈ આપણે મિજાજ ન જ ખોઇએ. મિજાજ ખોયે કે પાગલ બન્યે સ્ત્રીઓની રક્ષા થવાની નથી. આપણે તો સરકારને સામકું, નોતરું દઇ ચુક્યા છીએ. આપણે આપણી સ્ત્રીઓને માટે, બાળકોને માટે, કોઇને જ માટે સરકારની દયા માગી નથી. અને માર્શલ લૉના દિવસોમાં પંજાબમાં સરકારે રાખેલી પણ ક્યાં?

મારે હિસાબે તો એકાદ બૉસવર્થ સ્મિથ મનિયાંવાલાની સ્ત્રીઓનાં મ્હો પર થુંકે, તેમને અપશબ્દો બોલે અને બીજી રીતે તેમને અપમાનિત કરે તેને મુકાબલે કલકત્તાના અમલદારો આપણી બહેનોને કોઇ કાયદાનું બહાનું કરીને ગિરફતાર કરે એ અસભ્ય વધુ સભ્યતાભર્યું છે. આપણા સ્ત્રીવર્ગને આપણે આમ અપમાન પામવા લડતમાં નથી મોકલતા એ સાચું, પણ જાહેર સેવા કરતાં સરકાર જો તેમને પકડતી

હોય તો તેની રીતે કેદ થવા અને જેલ જવા આપણે આપણી સ્ત્રીઓને અવશ્ય મોકલીયે છીયે. આપણી સ્ત્રીઓ ઘેરઘેર સ્વદેશીનો પ્રચાર કરતી ફરે અને પરદેશી કાપડનો વેપાર બંધ પાડી એ રીતે હિન્દુસ્તાનને ફોલી ખાવાની શક્તિરૂપી સરકારની હસ્તીના મૂળ ઉપર જ કુહાડી મારે, છતાં સરકાર એને ટગર ટગર જોયાં કરે એમ આપણે શા સારૂ માનીયે? તેથી જો આપણે આપણી સ્ત્રીઓને સ્વદેશીની પ્રવૃત્તિમાં ભાગ લેવા દઇયે તો આપણી સાથેસાથે જ એમને સુદ્ધાં પકડવાના સરકારના હકને પણ આપણે કબૂલ રાખીયે.

તેથી આપણી સ્ત્રીઓ પકડાય ત્યારે પણ આપણે ગુસ્સે ન થવું જોઇયે. આપણે આપણા સામાવાળીઆને પડકારીયે અને પછી તે સામો આવીને ઉભો રહે ત્યારે તેને દોષ દેવા લાગીયે તે તો નામર્દાઈ છે.

સરકારની જેલોમાં આપણાં માણસો માવાં ન જોઇયે આપણે સરકારને બતાવી આપવું જોઇયે કે જાગૃતિ થોડાઘણા લોકોમાં જ નથી આવી, પણ તે તો આમપ્રજામાં ફેલાઇ ગઇ છે. આપણે બતાવી આપવું જોઇયે કે અહિંસા ગણ્યાગાંઠયા લોકોને જ ગળે ઉતરી છે એવું નથી, પણ તે ઘણાખરાને હૈયે વસી ગઇ છે. આપણે આપણા વર્તનથી બતાવી આપવું જોઇયે કે મુંબઇનું તોફાન સામાન્ય રોગના ચિહ્નરૂપે નહિ પણ માત્ર અપવાદરૂપે હતું.

અને હવે જ્યારે ઉશ્કેરાવાને અને લોહી ઉકળવાને કદાચ આકરાંમાં આકરાં કારણ મળવા લાગ્યા છે ત્યારે જ વધારેમાં વધારે સહિષ્ણુતા અને સંયમ બતાવી આપવાનો વખત છે. 'કદાચ' હું વિચારપૂર્વક કહી રહ્યો છું, કારણ મને લાગે છે કે આપણા મિજાજની સૌથી આકરામાં આકરી પજવણી હજુ નથી થઇ છેક જ અસહ્ય થઇ પડે એટલા લોહી ઉકાળનારા પ્રસંગો હું કલ્પી શકું છું. જો આપણે સ્વતન્ત્રતાના ઉમેદવાર છીયે, જો ખિલાફત અને પંજાબની આબરૂ આપણે નિર્મળ કરવી છે તો આપણે આ બધાના કરતાં ઘણી વધારે મોટી કિંમત આપવા તૈયાર થવું જોઇશે અને ચાહે તેટલી પજવણી થાય તોપણ મિજાજ ખોવો પાલવશે નહિ. આપણે ખૂરામા ખૂરી હાલત કલ્પી રાખીયે અને સરકાર તરફની ઓછામાં ઓછી આશા કરીને આખર સભ્યતા રાખ્યાને સારૂ પણ સરકારનું ભલું જ વાંચીયે.

આપણે ખુલ્લા દિલથી કબૂલ કરીયે કે ઘણાખરા દાખલાઓમાં સરકાર વિનય અને સભ્યતા બતાવીને લડાઇના કાયદાઓને જ માન આપે છે. જો પીર બાદશાહ

મીયાં કે ડૉ. સુરેશંને તેણે હાથકડીઓ પહેરાવીને દોર્યા તો અલી બિરાદરોને, લાલાજીને, મૌ. મોહીયુદ્દીનને કે પં. મોતીલાલજીને તેણે ક્યાં હાથકડીઓ પહેરાવી ? અને હું તો હાથકડી પહેરાવવાનો રિવાજ એકેએક અસહકારીની બાબતમાં અમલમાં મુકે તોપણ તકરાર ન લઉં. કેદીને હાથકડી પહેરાવીને લાવવો લઇ જવો એ જેલનો નિયમ છે. અને પંડિત મોતીલાલજી તથા પંડિત જવાહરલાલને હાથકડી પહેરાવીને તેમને રાખવાને ઠેકાણે પગે ચલાવતા લઇ જવામાં આવે એવો ધન્ય દેખાવ જોવાને મારા જેવાને તો અલાહાબાદ સુધી ઉડીને પહોંચી જવાનું મન થાય. પોતાની હાથકડીઓ સ્વરાજના શુભ ચોઘડીઆને ત્વરાથી વધુ વધુ નજીક ખેંચી લાવી રહેલ છે એ વિશ્વાસે તેમના ખુશનુમા ચહેરાઓ પર ઝળકતા હાસ્યને નિહાળવામાં મને તો શેર લોહી ચડે. પણ સરકારે આવી ઉજાણી આપી નહિ.

હું જેની અપેક્ષા નથી કરતો, હું માણસજાતના માનની ખાતર જે નથી ઇચ્છતો, તે તો પંજાબમાં થયાં તેવાં ક્ષુદ્ર હલકટ નામોશીભર્યાં અપમાનો અગર તો મોપલા વૅગનની અકલ્પ્ય નિર્દયતા. છતાં અસહકારીઓએ તો કશો જ કરાર નથી કર્યો કે તેમની સામે અમુક જ થાય અને અમુક હદ સુધી જ થાય. આપણે તો બૂરામાં બૂરા બનાવોને ગણતરીમાં રાખીને આ લડત માથે લીધી છે અને તેમાં રહેલી જોખમદારી પૂરેપૂરી સમજીને જ અહિંસાપરાયણ રહેવાનું પણ કર્યું છે. સ્વરાજ હવે હાથવેંતમાં છે. અત્યારે ગફલતમાં પડી ભાન ભૂલીને રખે તેને આપણે ખોઇ બેસીયે.

આગેવાનો ભલે જેલમાં હોય; ના. શાહજાદા જ્યાં જ્યાં જાય ત્યાં સંપૂર્ણ હડતાળો પડવી જોઇયે. એ પાડવાને સારૂ સભાઓ ભરવાની પણ જરૂર નથી. લોકોમાં પોતાની મેળે જ પ્રસંગ ઓળખવા પૂરતી સમજ આવી ગઇ છે. સરકાર ભલે જુએ કે હડતાળો જોરાવરીથી નહિ પણ લોકોના મરજીયાત સહકારથી જ પડે છે.

કોઇ પણ સ્થળે વગરવિચાર્યે અગર વગર મંજૂરી મેળવ્યે કાયદાનો સવિનય ભંગ ન જ શરૂ થવો જોઇયે. પ્રત્યેક પગલું પૂરા વિચારપૂર્વક અને પૂરી શાન્તિથી જ આપણે ભરીયે. લોકો પોતપોતાના ઘરમાં ભલે ખૂબ ચર્ચા કરે. વેપારીઓ વેપારને કામે હજાર વેળા એકઠા થાય છે. તેઓ અત્યારે કલાકે કલાકે બદલાતી સ્થિતિ પર વિચાર ચલાવે અને નિશ્ચયો કરે. પણ શાહજાદાની પાછળ દરેક જગાએ હડતાળો પડે એમ હું ચાહે તેટલો ઇચ્છું, તથાપિ તે ખૂનામરકી કે તોફાનનું રહેજ પણ જોખમ ખેડીને નહિ જ. એ હડતાળોમાં જરા પણ જોરજબરાઇ કે ધમકી સરખીનો

ઉપયોગ ન જ થવો જોઇયે. આપણે બધે હડતાળો નહિ પાડી શકીયે, તેમાં મોળા ગણાઇશું, તે ભલે, પણ ખૂનામરકી કે તોફાન તો આપણને પાછા જ પાડે અને સ્વરાજમાં પણ કોણ જાણે કેટલીયે મુદતનો વિલંબ કરાવે.

---

## § હારવું શાને ?

અસહકારના કાર્યક્રમની સાદાઇ જેને સમજાઇ છે તે આ લડતની ખરી ખૂબી સમજી ગયા છે. રેંટીયો ચલાવી સૂતર કાતવું અને જેલ માગી લેવી અને જેલમાં પણ તેઓ કાંતવા દે તો કાંતવું. આમ આપણે કાંતતા હોઇયે કે જેલ જતા હોઇયે, ગમે તે સ્થિતિમા પણ આપણે એક જ મનોવૃત્તિ—અહિંસા અને સર્વ ધર્મો પ્રત્યે મૈત્રીભાવના રાખવી જોઇયે. જો આપણે અંગ્રેજોનો; સહકારીઓનો અને આપણી જોડે મળતા ન થનારા બીજાઓનો દ્વેષ કરતા અટકીયે, જો આપણે એકબીજાનો અણુવિશ્વાસ રાખતા અગર તો એકબીજાથી બ્હીતા અટકીયે અને જો આપણે આખી પ્રજાના ગુજરાનને સારૂ પરસેવો વાળવાનો અને ખપવાનો નિશ્ચય કરી રેંટીયો પકડીયે. તો આપણી સામે ટકવાની દુનિયાની કઇ સત્તાની ગુંજાશ છે? અને આપણામાં આવો આત્મવિશ્વાસ હોય તો પછી આપણે ખોબા જેટલા છીયે કે ઝાંઝા અગર તો આપણે પકડાયા કે ગોળી ખાઇ મૂઆ એની શી ફીકર છે? અને આ હું ઉપર જણાવી ગયો તે કાર્યક્રમ તો કોઇ પૂરણ પુરુષોને સારૂ નહિ પણ ભલા, સાચા અને બહાદુર એવા હરકોઇ દુનિયાદારી માણસોને સારૂ છે. જો આપણાથી આટલા ભલા, માચુલા અને બહાદુર પણ ન થવાય તેમ હોય તો પછી સ્વરાજ કે ધર્મ, એ શબ્દો પણ આપણા મ્હોંમાં શી રીતે શોભશે? આપણે કયે મ્હોડે આપણને હિન્દુ મુસલમાન ખ્રિસ્તી યહુદી શીખ અગર પારસી કહેવડાવવાના? અને જો આપણે સાચા હિન્દુ મુસલમાન શીખ પારસી ઇત્યાદિ ન હોઇયે તો ખિલાફત અને પંજાબની ભરપાઇની વાત પણ આપણે મ્હોડે શી?

તેથી જો આપણને આપણા કાર્યક્રમને વિષે શ્રદ્ધા હોય તો પછી સરકાર પોતે આપણી જોડે દરેકે દરેક વાતમાં અસહકાર આદરે તોપણ આપણે તેની ફિકર ન કરવી જોઇયે. શ્રી. રાજગોપાલાચારી તરફથી તેમજ આગા સફદર સાહેબ તરફથી મેં સાંભળ્યું કે તેમના આખા તારો જવા દેવામા આવતા નથી. મને તો એ જ નવાઇ લાગે છે કે સરકાર આપણો એક પણ તાર કેમ જવા દે છે અગર તો

તા. ૨૨-૧૨-૧૯૨૧

આપણને મુસાફરી કરવા કે એકબીજાને મળવા કેમ દે છે? 'મેં' તો મારા મનને બૂરામાં બૂરી સ્થિતિને માટે પણ તૈયાર કરી રાખ્યું હોવાથી સરકાર આપણી પ્રવૃત્તિઓને અટકાવવાને અગર તો મોળી પાડવાને જે જે કંઇ કરે છે તેમાંના કશાથી હું ચકિત થતો નથી તેમ ગુસ્સે પણ થતો નથી. સરકાર પોતાની હસ્તીને માટે હવાતીઆ મારી રહી છે, અને મને થાય છે કે હું પોતે એની જગોએ હોત તોપણ એથી બીજું શું કરત? કદાચ એનાથી પણ બૂરૂં કરત.

આપણે શા માટે માનીયે કે સરકાર પોતાની પાસે જે કંઇ બળ છે તે બધું ન વાપરે? માત્ર આપણી બાજુએથી આપણે એની કશી મદદ વગર આપણો અસહકાર ચલાવ્યે જઇયે અને તેનો મર્મ આપણા જીવનમાં ઉતારી શકીયે એવો રસ્તો શોધી કાઢવો જોઇયે. સરકાર આપણો પ્રાન્ત પ્રાન્ત વચ્ચેનો વહેવાર અટકાવે તોપણ આપણે આપણો મિજાજ હાથ રાખવો જોઇયે. આપણો કાર્યક્રમ નક્કી થઇ ગયા પછી હવે તો દરેક પ્રાન્તે પોતપોતાની પ્રવૃત્તિ ઉપાડી લઇ તે ધપાવ્યે જવા શક્તિમાન હોવું જોઇયે. ઉલટું એવી સ્થિતિ તો આપણને લાભદાયક જ નીવડવી જોઇયે. કારણ એમ એકબીજા પ્રાન્તો વચ્ચેનો વહેવાર સરકાર તોડી નાંખે તેને પરિણામે તો એક પ્રાન્તમાં દૈવજોગે ગમે તેટલું પાછા પડવાનું થાય તોપણ બીજો પ્રાન્ત એની અસરથી બચી જવાનો. દાખલા તરીકે ગુજરાત હારી જાય અને તન-મનથી સરકારને શરણે જાય અગર તો આસામ નરાતાળ બની જાય અને એકાએક તોફાન કરી બેસે તોપણ પંજાબ પર તેની અસર થાય નહિ. પણ વાચકે આવી કશી જ બીક મનમાં આણવાની નથી. કારણ આસામ ભારે પજવણી વચ્ચે સુદ્ધાં નમૂનેદાર સંયમ જાળવી રહ્યું છે અને ગુજરાત, મને ઉમેદ છે કે, થોડા જ દિવસની અંદર પોતાનું પાણી બતાવી આપ્યા વગર રહેશે નહિ. મુંબઇની સરકાર પોતાનું કામ ખૂબ સમજતી જણાય છે. એ બીજા પ્રાન્તોની સરકારોના કરતાં અલબત્ત વધુ સહિષ્ણુ અને વધુ ચકોર છે. એ અસહકારીઓને જેમ બને તેમ લાંબુ દોરડું (ગળે ફાંસો ખાવા) આપવા માગે છે. અને અસહકારીઓ પણ, પોતે મેળવવા મથી રહ્યા છે તે ન મળતું હોય તો સરકારને દોરડે લટકવા આતુર હોવાથી, તેઓ પણ સરકાર જેટલું દોરડું મુકતી જાય છે તેટલું લઇ રહ્યા છે. પણ આ જુદી વાત થઇ. હિન્દુસ્તાનની હવામાં હથેળી જેવડું વાદળું ઘડીવારમાં ભયાનક કદનું થઇ પડે છે એમ કહેવાય છે. મારા કહેવાનો મુદ્દો એટલો જ છે કે આપણે દરેક જાતના ગુંચ-વાડાને માટે તૈયાર થઇ રહેવું જોઇયે અને કશાથી પણ હારવું ન જોઇયે અગર તો અણધાર્યું કંઇ આવી બને ત્યારે ચાહે તેમ થાય તોપણ દિઙ્મૂઢ ન જ બનવું જોઇયે.

જો તારોનું સુખ આપણી પાસેથી ખૂંચવી લેવામાં આવે તો આપણે ટપાલથી કામ ચલાવવું જોઇયે. જો ટપાલનો વહેવાર પણ આપણે માટે બંધ કરવામાં આવે તો આપણે ખેપીઆથી કામ લેવું જોઇયે. આપણને જોઇતી દિશામાં જતા આવતા મિત્રો તો આપણને આમાં અલબત્ત મદદ કરવાના જ. જ્યારે રેલવેનો ઉપયોગ કરતાં આપણને અટકાવવામાં આવે ત્યારે પણ આપણે બીજાં વાહનોથી કામ લેવાની તૈયારી રાખવી જોઇયે. એ રીતે આપણા કામમાં ગમે તેટલો વખત જશે તોપણ તે, જો આપણે અંદરથી સાબૂત હઇશું તો, આપણા કામમાં કશો અન્તરાય આણી શકશે નહિ.

જો આપણે આપણું સર્વ મમત્વ છોડી ઇશ્વરનું જ શરણ ખોળીશું અને એને જ આપણો એકમાત્ર આધાર માનીશું તો સરકાર આપણી જે કંઇ કસોટી કરવા માગશે તે એકેએકમાથી આપણે નિષ્કલંક બહાર નીકળીશું. જો એની ઇચ્છા સિવાય સૂકા ઝાડનું પાન પણ ખરતું નથી તો આજની આપણી આ પરીક્ષા પણ એ જ સર્વશક્તિમાન પરમેશ્વર આ સરકારને નિમિત્ત કરીને કરી રહ્યો છે એમ આપણે શા સારુ ન માનીયે ? આપણે એની જ પાસે આપણી રેંગિયાદ કા ન લઇ જઇયે અને આપણી આવી નિર્દય કસોટી કરવાને સારુ એની જ સામે ગુસ્સે કાં ન થઇયે ?

અને જો આપણી શ્રદ્ધા સાચી હશે તો સાચે જ એ આપણને દિલાસો આપશે જ અને આપણને માફ કરશે. જાલિમની સામે ટટાર ઉભા રહેવાનો માર્ગ તેનો તિરસ્કાર કરવો કે તેને મારવો એ નથી, પણ નમ્ર બનીને આપણે ઇશ્વરને શરણે જવું અને આપણી પીડની ઘડીમાં એ દયાઘનની કરુણા માગવી એ છે.

---

# § સ્વરાજની ઉતાવળ

બિહારથી એક ભાઇ લખે છે:

"દેશકાર્યમા અમારે ત્યાંના લોકોમાં હું એક ઉત્સાહી કામદાર ગણાતો હું અસહકારની તરફેણમાં પણ હતો, કારણ મારી પૂર્ણ માન્યતા હતી કે દરેક મુસલમાનને માટે ધાર્મિક દૃષ્ટિએ અત્યારે અસહકાર એ ફરજીયાત વસ્તુ છે. હિન્દુસ્તાનના પુનરુદ્ધારની બાબતમા તો અસહકાર મારફત સફળતા પામવાની છેતરામણમા હું અગાઉ ચેણ પડયો નહોતો અને અત્યારે પણ મને તેવી કશી આશા નથી ઉલટું મને એમ જ લાગતું કે આપણા ખરા હિતને ભોગે જ આપણે બ્રિટિશ સરકારની સામે અસહકાર માંડી શકીયે.

તા. ૨૨-૧૨-૧૯૨૧

આથી હું એમ નથી કહેવા માગતો કે અસહકાર એ ઓછું અસરકારક હથિયાર છે. મારો મુદ્દો એટલો જ છે કે આપણા દેશી ભાઈઓ હજુ એ શસ્ત્રને પૂરી અહિંસા જાળવીને વાપરી શકે એટલી લાયકાત ધરાવતા થયા નથી. મેં તો અનેક પ્રસંગોમાંથી જોઈ લીધું કે આપના અનુયાયીઓ પોતે જે કાર્ય હાથમાં લીધું છે તેને આગળ ધપાવવાની મહેનત કરવાના કરતાં જ્યાં ત્યાં પોતાનું કામ આગળ કાઢવાની બળતરામાં જ વધુ ફસાયેલા છે. મારે હિસાબે તો દેશનું ચારિત્ર્ય હજુ એટલું નબળું છે કે આપણી આજની પેઢી પૂરી અહિંસા જાળવીને અસહકાર જેવું શસ્ત્ર ચલાવી શકે એ અસંભવિત વસ્તુ છે. અને આપના જેવા સમજુ આગેવાન આ આટલી સ્પષ્ટ અને હડહડતી અધમ અવસ્થા તરફ કેવળ આંખ મીંચી રહે એ શું આશ્ચર્ય નથી?

મેં તો તણાયું તેટલું મારું મગજ તાણી જોયું, પણ 'સ્વરાજની આટલી ઉતાવળ શા સારૂ?' એ સવાલનો મને જવાબ જડચો નહિ. અલબત્ત, જો સ્વરાજ આપણી હથેળીમાં હોત તો પછી તેમાં વિલંબ કરવો અક્ષમ્ય જ ગણાત, પણ આટઆટલી નિષ્ફળતાઓ મળ્યા છતાં હજુ સ્વરાજની વાત કરતાં આપ મહિનાની અને બે મહિનાની મુદતો મુકતાં અચકાતા નથી, એ જોઈને હું તો હેરાન હેરાન થઈ જાઉં છું. જો આમ બોલવામાં આમપ્રજામાં એક પ્રકારની જાગૃતિ ફેલાવવાનો જ હેતુ હોય તો મને લાગે છે કે વિચારમાં થાપ ખવાઈ છે. હાલમાં છેલ્લા બનેલા બનાવો મારા આ કથનના સાક્ષી છે. પ્રજામાં અસંભવિત આશાઓ ફેલાવવી એ પ્રજાના જુસ્સાની જોડે ગેલ કરવા સિવાય બીજું કશું નથી.

તેથી હિન્દુસ્તાનના અને હિન્દુસ્તાનની પ્રજાના ભલા ને ખાતર આપને આ બધામાં હવે તો 'હદ બાંધો' એવી વીનવણી કરવાનું હું સાહસ કરૂં છું. પહેલાં આપણા દેશવાસીઓને સુધારીએ ને પછી જ લડાઈ પર કૂચ કરીએ. અત્યારે તો આપણે મૂઠ્ઠીભર સિપાઈઓ લઈને જંગ જીતવા નીકળ્યા છીએ. આવી સામગ્રીથી બચાવ કરવા ઉભા રહેવું તેના કરતાં હાર કબુલ કરી બીજા હુમલાની તૈયારીમાં પરોવાવું એ જ બહેતર છે. ખુદાના કાનૂન ઈન્સાફી છે અને તેથી કોઈ પણ કામ ઉપાડવા પહેલાં તેને માટેની શક્તિ તપાસી લેવાનું ઈસ્લામનું ફરમાન છે મક્કા શરીફની યાત્રા એ ઈસ્લામનાં પાંચ પાયાનાં તત્ત્વોમાંનું એક છે, પણ તે હરકોઈ રસ્તે ચાલનારને સારૂ નથી. સ્વરાજને સારૂ એટલે કે પોતાના દેશની આઝાદીને સારૂ કોશીશ કરવી એ માણસનું એક પ્રથમ કર્તવ્ય હોવું જોઈએ એ સાચું, પણ અમારા ગજા બહાર અમારી કસોટી કરવી એ પણ શું ક્રૂરતા નથી? મને તો લાગે છે કે આ ઉતાવળ જ બધા તોફાનનું મૂળ છે."

લખનાર એક જાણીતા બિહારી છે. એમણે જે કંઇ લખ્યું છે તે નિખાલસ દિલથી તેમને લાગ્યું તે લખ્યું છે, એ વિષે શંકા નથી. તેથી હું તેમના કાગળનો જાહેરમાં જવાબ આપું છું.

આપ્યાં છે. સદરહુ વકીલ રા. વૈદ્યની સામે ઉપલા મુનસફ સાહેબે નીચેનો હુકમ કાઢ્યો:—

"રા. વૈદ્ય આજે ખાદીની ટોપી જે સામાન્ય રીતે 'ગાંધી ટોપી' કહેવાય છે તે પહેરીને કોર્ટમાં આવ્યા છે. રત્નાગિરીના જીલ્લામાં ડિસ્ટ્રિક્ટ જજ ઉપર હાઈકોર્ટના વડા ન્યાયાધીશ તરફથી આવેલા પત્રમાં આ બાબતમાં હાઈકોર્ટનો જે અભિપ્રાય દર્શાવવામાં આવ્યો છે, જે આ અદાલત પર જાણને માટે મોકલવામાં આવ્યો હતો અને જેના ખબર દેવરૂખના વકીલવર્ગને આપવામાં આવ્યા છે, તેને અનુસરીને મેં રા. વૈદ્યને જણાવ્યું કે તેમણે ખાદીની ટોપી પહેરીને કોર્ટમાં આવવું એ કોર્ટનું અપમાન કર્યા બરાબર છે અને તેથી મેં તેમને તાબડતોબ કોર્ટમાંથી ચાલ્યા જવા અને જ્યાં સુધી ડિસ્ટ્રિક્ટ જજ અગર તો હાઈકોર્ટ પોતાનો હુકમ ન ફેરવે ત્યાં સુધી ફરી એવી ટોપી પહેરીને ન આવવા ફરમાવ્યું છે. મેં તેમને વધુ એવી પણ ચેતવણી આપી છે કે આ હુકમ પછી જો તેઓ ફરીથી આ ટોપી પહેરીને અદાલતમાં આવશે તો તેઓ કોર્ટનું અપમાન કર્યાની બધી જોખમદારીને પાત્ર ઠરશે. રા. વૈદ્યના જવાબની અને આ હુકમની એક નકલ આ બાબતમાં ઘટતું કરવા મે. ડિસ્ટ્રિક્ટ જજ તરફ મોકલી આપવામાં આવશે.

વડા ન્યાયાધીશના પત્રમાંથી વકીલોને ખબર આપવાને લગતા ઉતારા નીચે મુજબ છે.

"વકીલ લોકો કોર્ટમાં 'ગાંધી ટોપી' પહેરે એ વાતની હાઈકોર્ટ બેશક વિરુદ્ધ છે. અને જે કોઈ વકીલ એ ટોપી પહેરીને કોર્ટમાં આવે તે જજનું અપમાન કરે છે એમ માને છે.

અમને આશા છે કે હાઈકોર્ટનો આ અભિપ્રાય જાણ્યા પછી વકીલો આ બાબતમાં સમજી જશે

જે કોઈ વકીલ માથે પાઘડી સિવાય બીજું કંઈ પણ પહેરે છે તે તે પહેરીને કોર્ટમાં ન આવે.

આ વકીલોને ખબર કરજો કે હાઈકોર્ટ તેમની વર્તણુંકને સખત રીતે નાપસંદ કરે છે"

આને દેવરૂખના સબજજ સાહેબે નીચેની પુરતી જોડી:

"નીચે સહી કરનાર આશા રાખે છે કે આમાં જણાવેલા હાઈકોર્ટના અભિપ્રાયને વકીલવર્ગ માન આપશે, અને નીચે સહી કરનારને તેનો ફરજીયાત અમલ કરવાનો વારો નહિ આવે."

અત્યારના બનાવોની ધમચકડી વચ્ચે આ વાતની થોડી ચર્ચા કરી લેવાની તક હું નહિ ખોઉં. આ વાત થોડા વકીલોને જ લગતી છે, પણ ખાદીની સામે

તા. ૨૨-૧૨-૧૯૨૧

ઉડાવવામાં આવેલી આ લડાઇના મૂળમાં રહેલો સિદ્ધાન્ત ભારે મહત્ત્વનો છે. આ હુકમ બતાવી આપે છે કે સાવ નિર્દોષ, નૈતિક અને આર્થિક પ્રવૃત્તિઓ સુદ્ધાં મારી નાખવાના તેના વિરોધીઓ કેવા પ્રયત્ન કરે છે. જે માથાનો પોષાક આખા હિન્દુસ્તાનમાં ભલભલાની દૃષ્ટિએ આજે સંપૂર્ણ ગૃહસ્થાઇભર્યો અને ખાનદાન છે તેની સામે હાઇકોર્ટના વડા જજ પોતાના દરજ્જાની બહારની વેળાએ વાંધો લેશે ખરા ? અને જે વકીલો આ રાષ્ટ્રીય ટોપીને પોતાના પોષાક તરીકે સ્વીકારે છે તેઓ કોર્ટનું અપમાન કરવા ખાતર નહિ પણ પોતાના અને પોતાના દેશના માનને ખાતર તેમ કરે છે. તેઓ તેમ કરે છે કારણ તેઓ ખાદીની ટોપીમા સમાયેલી પોતાની ધાર્મિક અગર રાજદ્વારી માન્યતા છૂપાવવા નથી માગતા. જે માણસને સ્વમાન નથી તે ગોલા બબરચી જેવો છે. વકીલો તે હાઇકોર્ટના ગોલા બબરચી છે કે અમલદારો છે ? તેઓ પ્રજાની સ્વતન્ત્રતાના રક્ષક કહેવાય છે. શું તેમણે તેમની પોતાની સ્વતન્ત્રતાને ખૂંચવાતી જોયા કરવી ? હું સાંભળું છું કે રા. વૈદ્ય સ્વમાન સાચવીને ન ચલાવી શકાય તો વકીલાત છોડી દેવાનો નિશ્ચય કર્યો છે. તેથી તેમણે ઉપલા હુકમ સામે પોતાનો વાંધો નોંધાવ્યો છે અને સરજજ પોતાની તરફેણમા ફેસલો ન આપે ત્યાં સુધી કોર્ટમાં ન જવાનો નિર્ણય કર્યો છે. હું એમ પણ સાંભળું છું કે બીજા વકીલો પણ ભેગા મળીને પોષાકની બાબતમાં પોતાની સ્વતન્ત્રતા અને સ્વમાન કેમ સચવાય તે વિષે વિચાર ચલાવી રહ્યા છે. જો સરકારની અદાલતોમાં વકીલાત કરવી છોડી દેવાનું અગર તો તેની શાળાકૉલેજોમાંથી નીકળી જવાનું વકીલો કે વિદ્યાર્થીઓથી એક વર્ગ તરીકે ન બની શકતું હોય તોપણ ઓછામા ઓછું જ્યા જ્યા તેમના અંગત હકો ઉપર આવી જાતની તરાપ આવે છે ત્યા તો તેઓ પોતાનું સ્વમાન જાળવવાને સારુ વિઝાગાપટ્ટમના વિદ્યાર્થીઓની પેઠે જ બહાદુર બની લડત ચલાવશે એમ આપણે ઇચ્છીએ.

---

## § આયર્લૅન્ડનો યજ્ઞ

ના. વાઇસરાય સાહેબે આયર્લૅન્ડનો દાખલો આપણા મ્હોં પર ફેંક્યો છે. એ વીર જાતિની સ્વાતન્ત્ર્યસાધના પર પણ આપણે જરાવાર વિચાર કરીએ. હું વાચકને મારી જોડે જ મનાવવા ઇચ્છું છું કે અત્યારે આયર્લૅન્ડને જે સ્વતન્ત્રતા મળ્યાનું જણાય છે તે આયરિશ પ્રજાએ સામાનું જે લેણું ચૂકવ્યું છે તેને

પરિણામે નહિ, પણ દેશે પોતે પોતાનું જ ધોધબંધ લોહી સ્વતન્ત્રતાની કિંમત તરીકે રાજી થઇને આપ્યું તેને જ પ્રતાપે મળી છે. અને ઇંગ્લંડે પણ કચવાતા અન્તઃકરણે આજે જે કંઇ આપવા કાઢયું છે તે પોતાનાં થોડાંક વધુ માણસો ખોવાં પડે એ બીકે નહિ, પણ સ્વતન્ત્રતાને બીજી કોઇ પણ વસ્તુ કરતાં પ્યારી સમજનારી એક વીર પ્રજા પર હવે વધુ વખત ત્રાસ અને કેર વર્તાવવામાં રહેલી શરમને લીધે જ છે, એ નિઃસન્દેહ છે. આયરિશ પ્રજાની કુરબાની જ આ સમાધાનીમાં સર્વોપરી નીવડી છે.

બોઅર પ્રજાના મરહુમ પ્રેસિડેન્ટ ક્રુગરે જ્યારે પોતાના ખોબા જેટલા બીનતાલીમના દેશભાઇઓના બળ ઉપર બ્રિટિશ સલ્તનતને નોટિસ મોકલી ત્યારે તેણે કહેલું કે 'હું આખા દુનિયાને દંગ કરી મેલીશ.' એની મતલબ એ હતી કે હું એકેએક બોઅર સ્ત્રી, પુરુષ અને બાળકની તમને ભેટ ચડાવીશ અને એક પણ બોઅર દિલને, નમાવવાને સારૂ, રહેવા નહિ દઉં અને બોઅર શહીદોનાં લોહીથી લથબથતી એ ઉજડ વેરાન દક્ષિણ આફ્રિકાની ભૂમિ અંગ્રેજોને મનમાન્યું રવડવાને સારૂ મોકળી મુકીશ.

અને જ્યારે ઇંગ્લંડ જુદા જુદા બોઅર પ્રદેશોને ચોમેરથી ઘેરા ઘાલી વચ્ચે વેર પેલાં બોઅર સ્ત્રી પુરુષ બાળકોને પોતાના ભરડામા લઇ માખીઓની પેરે મારી-મારીને થાકયું અને જ્યારે બોઅરોએ પોતાના લોહીની એટલી તો ઉજાણીઓ પર ઉજાણીઓ આપી કે ઇંગ્લન્ડનું ગજું આવી ગયું, ત્યારે તે નમ્યું.

અને એ જ રીતે આયર્લંડ પણ આજે વરસોનાં વરસ થયા પોતાની કુરબાનીઓથી દુનિયાને દંગ કરી રહ્યું છે. અને આજે ઇંગ્લન્ડ નમ્યું છે તે પણ જ્યારે હજારો આયરિશ નસોમાંથી ઉડતી લોહીની છોળો તેનાથી દેખી નં ખમાઇ ત્યારે. મારી તો ખાતરી છે કે આપણને પણ કાયદાની બારીકીઓ, ન્યાયના સિદ્ધાન્તોની ચર્ચાઓ અગર તો કાઉન્સિલો કે ધારાસભાઓના ઠરાવોથી કશું જ મળવાનું નથી. દક્ષિણ આફ્રિકાને અને આયર્લંડને કરવું પડયું તેમ આપણે પણ આપણાં બલિદાનથી અને કુરબાનીઓથી દુનિયાને દંગ કરી મેલવી પડશે. તફાવત એટલો જ છે કે અસહકારીઓ ઉપલી બે જાતિઓના જીવન્ત ઇતિહાસથી સામાનું લોહી રેડયા વગર માત્ર પોતીકું જ લોહી આપી દેવાની કળા શીખી રહ્યા છે. જો તેઓ આટલું કરી શકશે તો થોડા દિવસની અંદર અગર તો થોડા માસમાં તેઓ સ્વરાજ લઇને બેસી જશે.

તા. ૨૨-૧૨-૧૯૨૧

પણ જો તેઓ ગુલામીભર્યું અનુકરણ કરીને દક્ષિણ આફ્રિકા કે આયર્લન્ડની નરી નકલ જ કરવા નીકળશે તો તો પછી માત્ર ઇશ્વર જ એક હિન્દુસ્તાનનો તારણહાર છે ! એ રસ્તે તો પછી આ પેઢી દરમિયાન સ્વરાજની આશાને વીંટી જ મુકવી. અને હું એ પણ જાણું છું કે મૅાન્ટેગ્યુ સાહેબે આપવા કાઢેલું સ્વરાજ પણ— તેમના હેતુઓ ચાહે તેવા શુદ્ધ અને નિખાલસ હો—આવું જ માયાવી અને ઝાળ સમાન નીવડવાનું. ધારાસભાઓ કંઇ ગરવીરો પકવવાનાં કારખાનાં નથી, અને જેની પાછળ રક્ષા કરનારા ગરવીરો ઉભા નથી તે સ્વાતન્ત્ર્ય પણ ઝેરી હવા જેવું છે.

---

## ૨ જેલમાં કામ કરવું કે નહિ ?

એક મિત્ર મને પૂછે છે કે હવે સરકારે સેંકડો લોકોને કેદની તક આપવા માંડી છે અને લોકો પણ હજારોની સંખ્યામા તે ઝડપી લેવા લાગ્યા છે, ત્યારે હવે આ લોકોએ જેલમાં કોઇ પણ જાતનું કામ કરવાની ચોખ્ખી ના પાડવી એ શું સરસ નથી ? મને ધાસ્તી છે કે આ સૂચના કરનાર ભાઇ આપણા જેલ જવામાં રહેલું નૈતિક રહસ્ય સમજ્યા નથી. આપણે જેલોને એક સંસ્થા તરીકે નાબુદ કરવા નીકળ્યા નથી. તેથી આપણે કાયદાનો સવિનય ભંગ પણ દેશના નીતિશૂન્ય કાયદાઓ ભાગવાથી આગળ ન જ જવો જોઇયે. કાયદાનો ભંગ સવિનય ત્યારે જ કહેવાય કે જ્યારે તેનો ભંગ કરનાર તેમાં મળતી જેલ અગર સજાને આનન્દથી માથે ચડાવી લે. કારણ કોઇ પણ નિયમના વિનયી ભંગમાં તેના તેવા ભંગને માટે મુકેલી સજાનો સહર્ષ સ્વીકાર આવી જ જાય છે. અને માણસ કોઇ કાનૂન જોડે તેમજ તેના ભંગને સારૂ રાખેલી સજા જોડે સામટો લડવા બેસે છે તે જ ક્ષણે તેનો ભંગ સવિનય મટી અવિનયી બની જાય છે અને તે પોતે અંધાધુંધી તેમજ અનવસ્થાના વમળમાં ઘસડાઇ જાય છે. સવિનય ભંગ કરનારો તો કહીયે તો એક જાતનો વિશ્વહિતકારી છે અને રાજ્યનો મિત્ર છે. એથી ઉલટો ક્રાન્તિવાદી માણસ રાજ્યનો શત્રુ અને તેથી વિશ્વઘાતી છે.

મેં લડાઇની ભાષા વાપરી છે, કારણ કહેવાતી કાયદેસર પદ્ધતિ તદ્દન નિષ્પ્રાણ અને અફળ થઇ પડી છે. એથી ઉલટું મારો દૃઢ અભિપ્રાય છે કે કાયદાનો સવિનય ભંગ એ કાયદેસર લડતનું શુદ્ધમાં શુદ્ધ સ્વરૂપ છે. અલબત્ત એમા જો એ સવિનય એટલે કે અહિંસામય સ્વરૂપ કેવળ દંભ અને દેખાવ જ માત્ર હોય તો તે પાડનારો

અને નામોશીભર્યો થઇ પડે છે. પણ જો અહિંસાના ખરાપણાને વિષે શક ન હોય તો તીવ્રમાં તીવ્ર સવિનય ભંગને પણ તેમાંથી ખૂનામરકી ચાલશે એ બહાને વખોડી શકાય નહિ. વળી કોઇ પણ મહાભારત તેમજ જલદ પ્રવૃત્તિ મોટમોટાં સાહસ ખેડયા વિના તો ચલાવી શકાય જ નહિ; અને જીવનમાં પણ જો જબરાં જોખમો ન હોત તો જીવનમાં શો સ્વાદ રહેત ? દુનિયાનો ઇતિહાસ પણ આપણને શું એ જ નથી શીખવતો કે જોખમ અને તે ખેડવાના સાહસ વગર માણસના જીવનમાં કશી ભવ્યતા રહેત નહિ ? જ્યાં ભલભલા વિચારી અને આગેવાન ભદ્ર પુરુષો ક્યાંક રહેજસાજ ભય અગર જોખમ જોતાં જ અગર તો સ્હેજ તોફાન કે ખળભળાટ થતાં જ ભયથી ત્રાસી જઇ રોષથી ગાભરા બની ઉઠે છે, ત્યા એ સ્થિતિ તે સમાજનું વાતાવરણ સુદ્ધાં કેટલી અધોગતિએ પહોંચ્યું છે તે સૂચવે છે. આપણે મનુષ્યમાં રહેલા પશુને અલબત્ત હાંકી કાઢવા ઇચ્છીયે છીયે, પણ તેટલા સારૂ તેને ખસ્સી કરવા અને નામર્દ બનાવવા નથી માગતા. અને પશુવૃત્તિમાંથી માનવને એવો શુદ્ધ અને આત્મજયી બનાવવા જતા માર્ગમાં પેલો પશુ વચમા લાગ મળ્યે પોતાનું પાશવી આચરણ ઝળકાવવાનો જ. હું ઘણીવાર કહી ગયો છું તેમ હરવેળાએ અને હરકોઇ પ્રસંગને લઇને રેડાયેલું લોહી મારા હાજાં નથી ગડગડાવી દેતું. હું તો અસહકારીઓ પોતે અગર તો તેમની પ્રત્યે લાગણી રાખનારાઓ જ્યારે પોતે કરેલી પ્રતિજ્ઞાનો હડહડતો ભંગ કરીને લોહી વહેવડાવે છે અને ખૂનામરકી કરે છે ત્યારે જ ઝબકી ઉઠું છું અને પાણીમા બેસી જાઉં છું. અને દરેક પ્રામાણિક અસહકારીને એવો આઘાત થવો જ જોઇયે.

તેથી, મૂળ મુદ્દા ઉપર આવીયે તો, કાયદાનો સવિનય ભંગ કરનારા તરીકે આપણે આમ દરેક જગાએ નિરંકુશ બનવાના વલણ સામે ભારે સાવચેત રહેવું જોઇયે. આપણે જેલના એકેએક ધારાધોરણને પૂરેપૂરા તાબે રહેવું જ જોઇયે, સિવાય કે જ્યા જેલનો વહીવટ જ સડેલો અને અનીતિમય છે એવી આપણી ખાતરી થાય. બાકી સુખસગવડોનો અભાવ, જુદી જુદી જાતના અંકુશ અને એવી બીજી અગવડો કંઇ જેલના વહીવટને નાલાયક કે સડેલો પૂરવાર કરનારી ન કહેવાય. પણ જો કેદીઓને ડગલે ને પગલે અપમાનિત કરવામા આવે, તેમના ઉપર ઘાતકીપણું ગુજારવામા આવે, દાખલા તરીકે તેમને ગંદકીભર્યાં ભોંયરાઓમાં પૂરી રાખવામા આવે અગર તો માણસને આપવા યોગ્ય ન રહ્યો હોય એવો ખરાબ ખોરાક આપવાંમાં આવે ત્યારે તે વહીવટ સડયો કહેવાય. મને તો પૂરી ઉમેદ છે કે અસહકારીઓ

તા. ૨૨-૧૨-૧૯૨૧

જેલોની અંદર તદ્દન સીધી રીતે સ્વમાન જાળવીને અને છતાં પૂરા આજ્ઞાંકિત રહીને વર્તશે. આપણે જેલરોને કે વૉર્ડરોને આપણા શત્રુ નહિ પણ આપણા જ જેવા મનુષ્ય અને માનવી લાગણીઓ વાળા ગણીયે. આપણી ખાનદાન વર્તણુક તેમનામાંથી સર્વ પ્રકારની શંકાને અગર તો ડરનારાને કાઢી નાખ્યા વિના નહિ રહે.

હું જાણું છું કે એક બાજુએથી આવી નમૂનેદાર આજ્ઞાધારકતા અને બીજી બાજુએથી ભીષણ વિરોધનો આ માર્ગ દુર્ગમ છે, પણ સ્વરાજને માટે ફુલોથી બીછાવેલો રાજમાર્ગ કોઇ નથી.'દેશે પૂરો વિચાર કરીને આ સાકડો પણ સીધો માર્ગ ગ્રહણ કર્યો છે. સીધી લીટીની પેઠે એ ટુંકામાં ટુંકો છે. પણ જેમ સીધી લીટી દોરવાને સારૂ પણ હાથ કેળવેલ અને અનુભવીનો જોઇયે તે જ પ્રમાણે આ આપણે પસંદ કરેલા સાંકડા માર્ગ ઉપરથી પણ જો આપણે એક પણ ખોટું પગલું ભર્યા વગર ચાલી જવું હોય તો નિયમપાલનને વિષે આવી આજ્ઞાધારકતા અને હેતુ પ્રત્યેની દૃઢતા પણ આપણામાં તેટલા જ જરૂરી છે.

સાવનય ભંગ કરનારા સત્યાગ્રહીઓને માટે આ માર્ગ ફુલની પથારી નથી નીવડવાનો એ વાતનું દુઃખદ ભાન મારામાં પૂરેપૂરૂં જાગૃત છે. જ્યારે પં. મોતીલાલ નેહરૂ અને દેશબન્ધુ દાસના જીવનને હું યાદ કરૂં છું, જ્યારે તેમના રાજમહેલોને શરમાવે તેવાં દિવાનખાનાઓ, પડ્યો બોલ ઉડાવવાને અહોરાત્ર ઉભા રહેતા નોકર-ચાકરો અને પૈસો ખરીદ કરી શકે તેવી એકેએક સુખસગવડ આંખ આગળ લાવું છું, અને બીજી બાજુએ જ્યારે જેલની લુખી પણ આકર્ષક દીવાલોની અંદર ન્યાં એમને દિવાનખાનાના મધુર સંગીતની જગાએ કેદીઓની બેડીઓના ખણ-ખણાટ અને પહેરેગીરોની ઉદાસ આલબેલોના અવાજ અહોરાત્ર સાંભળ્યા કરવાના— એ બધો ચિતાર હું મારી આંખ આગળ લાવું છુ ત્યારે મારૂં મસ્તક ભમી જવા લાગે છે. પણ આવા જ બત્રીસલક્ષણાઓના બલિદાન હિન્દુસ્તાનને સ્વરાજની પ્રાપ્તિ કરાવશે એ વિચારે હું મારા દૈવાને દઢ્ણ કરૂં છું. દક્ષિણ આફ્રિકાના મોટામા મોટા અગ્રેજોને, ફ્રેન્ચોને, જર્મનોને સ્વાતન્ત્યની' જે કિંમત આપવી પડી છે તેની આગળ આજે આપણે આપવા નીકળ્યા છીયે તે કિંમત ઘણી નાની છે.

તા. ૨૫–૧૨–૧૯૨૧

## § વષ્ટિની વાતો

આપણા રાજ્યકર્તાઓ આપણે માટે શું ધારે છે એની ચર્ચામાં હું બહુ રોકાતો નથી કારણ હાથનું કામ મેલી આપણે એવી ચર્ચામા હજુ અત્યારથી કાળક્ષેપ કરવા બેસવું એ હાનિકર્તા છે. આમ છતાં થોડા દિવસ થયાં છાપાઓમાં સરકાર અને આગેવાનોની એક 'બેઠક' કરી અત્યારના મામલાનો કંઇક તોડ કાઢવાની જે વાત ચાલી છે અને જુદાં જુદા છાપાં પોતપોતાને જે કંઇ યોગ્ય જણાય તે સૂચવી રહેલ છે તે જોતા આ મામલામા અત્યારે જે વડા હાકેમ હાલની આખી રાજ્યતન્ત્રનીતિને સારૂ જવાબદાર છે તેમનું વલણ તપાસી જોવું અનુચિત નથી.

અસહકાર એ થોડાક અવળે રસ્તે ચડેલા પાગલ લોકોમાં જ ફેલાયેલો છે એવું ભૂત જ્યા સુધી વાઇસરાય સાહેબના મનમા ભરાઇ બેઠું છે અને એ જ્યાં સુધી નીકળ્યું નથી ત્યા સુધી મારી દૃષ્ટિએ તો આવી કોઇ પણ વષ્ટિનો પ્રયત્ન નિરર્થક છે. જો એઓ સાહેબ સહકાર અને સન્તોષનું વાતાવરણ પ્રવર્તાવવા ઉત્સુક હોય તો તેમણે જોવું રહ્યું કે અસહકાર જાતે રોગ નથી પણ પ્રજાના આન્તરિક દરદની બાહ્ય નિશાની છે. એ દરદ ખિલાફત, પંજાબ અને સ્વરાજની હાનિ રૂપે પ્રજાને અહોરાત્ર રીબાવનાર ત્રિવિધ તાપમા સમાયેલું છે.

અને જ્યા સુધી આ દરદના મૂળમાં હાથ ઘાલી તેને નાબુદ કરવાનો પ્રયત્ન નથી ત્યા સુધી બહારની મલમપટ્ટીથી કશું વળવાનું નથી. પ્રજાના પસંદ કરેલા પ્રતિનિધિઓ ઘડીને તૈયાર કરે એવી ખિલાફત અને પંજાબના અન્યાયોની દુરસ્તી અને સ્વરાજ સોપવા સિવાય સમાધાનીનો સહેલામા સહેલો અને ટુંકામા ટુંકો બીજો રસ્તો તો દમનનીતિ આમ ને આમ ચાલુ રાખવી એ એક જ છે સ્થિતિને તણાય, તે દિશાએ તણાવા દેવી એ તો, કોઇ જ વાઇસરાયથી ન જ બને એ વાત કબૂલ કરવામા મને લગીરે અડચણ નથી. તેને તો હથિયારબંધ બળવો ઉઠે ને દબાવવો પડે તે જ રીતે જો પોતે જે મહારોગની સામે આજે અસહકાર મંડાયેલો છે તેનો ઇલાજ કરવા રાજી ન, હોય તો કાયદાના સવિનય ભંગ રૂપી બેઠા બળવાને પણ તેમણે દબાવી જ દેવો રહ્યો. જે સત્ય માણસના પ્રત્યક્ષ જીવનમા મૂર્તિમંત થઇ શકતું નથી અને જે સિદ્ધ કરી આપવા પાછળ તેના અનુયાયીઓ પ્રાણ આપવા તૈયાર નથી તે માત્ર મ્હોડાનું વેદાન્ત છે અને તેની કાણી કોડીની કિંમત નથી.

તા. ૨૫-૧૨-૧૯૨૧

આપણાં દરદો અને આપણી ઉપર થતા અન્યાય ટકે છે કારણ આપણે તેને સામે માત્ર નામના જ હુન્નરા નીકળીએ છીએ. જો આપણે સાચા હોવાનો દાવો કરતા હોઈએ તો આપણા કાર્ય પાછળની આપણી કુરબાનીઓથી જ એ દાવો આપણે સિદ્ધ કરી શકીએ. આપણી એવી લાયકાત સિદ્ધ કરવામાં આપણે ઠીક ઠી તૈયારી બનાવી રહ્યા છીએ. છતાં આપણે એની પૂરીપૂરી સાબીતી આપી દીધી છે એમ ન કહી શકીએ. જ્યારે કેદ થવામાં હાડમારીઓનો સુમાર નહિ રહ્યો હોય, જ્યારે તેમાં ફટકાઓ મળવાના અને ચાબુકો પડવાના સંભવ હશે ત્યારે આપણે નહિ થાકીએ, જ્યારે ફાંસીએ ચડવાનું અને ગોળીઓ ખાવાનું આવશે ત્યારે પણ નહિ હારીએ, એની શી ખાતરી ?

તેથી મારે હિસાબે તો જ્યારે સરકાર અસહકારીઓની પેટ ભરીને અજમાયશ કરી લે અને તાવી ગાળી વીંધીને તેમની તાકાતનો પૂરો આંક કાઢી લે ત્યારે જ રાજ્યકર્તા અને પ્રજાના પ્રતિનિધિઓની બેઠક કર્યાનું કંઈ પણ ફળ છે.

પણ અસહકાર એ પ્રજામત કેળવવાની એક પદ્ધતિ છે એ દૃષ્ટિએ જોતાં અત્યારે સહકારીઓ અને અસહકારીઓની બેઠકને હું જરૂર ઉપયોગી ગણું. હું જાણું છું કે સહકારીઓને પણ ખિલાફત તેમજ પંજાબની ભરપાઈ જોઈએ છે. દેશને સારુ સ્વતન્ત્રતા પણ એમને અસહકારીઓના જેટલી જ જોઈએ છે. સરકારની અત્યારની દમનનીતિને લગભગ એકેએક વિનીત પત્ર વખોડી રહેલ છે તે જોઈ મને જેવોતેવો આનન્દ નથી થયો. એમના તરફથી મેં આથી ઓછાની આશા રાખી જ નહોતી.

અને મને વિશ્વાસ છે કે જો અસહકારીઓ બરાબર સંયમ જાળવશે, અહિંસાપરાયણ રહેશે અને પોતાના વિરોધીઓની નિન્દામાં નહિ રહે, તો જોતજોતામાં તેઓ પ્રત્યેક વિનીતને અસહકારી બનેલો જોશે. એટલું જ નહિ પણ અંગ્રેજ લોક સુદ્ધાં અસહકારીઓનો પક્ષ લેવા લાગશે અને અન્તે સરકાર પણ નમશે. એવું જ અસહકારનું માહાત્મ્ય છે. આ કાર્યપદ્ધતિ પ્રતિકારને નરમમાં નરમ કરી નાખે છે. અને જો આજે ઘડીભર એથી ઉલટું પરિણામ જોવામાં આવતું હોય તો તેનું કારણ એટલું જ છે કે અહિંસાનું ખરું રહસ્ય અસહકારીઓને છેક હજુ હમણા જ હૈયે બેસવા લાગ્યું છે. તેમને હજુ હવે જ ખબર પડતી જાય છે કે એકલા કાર્યમાં જ ઠીક ઠીક અહિંસામય રહી બતાવવું એટલું બસ નથી. મનસા વાચા કર્મણા સર્વત્ર અને સર્વકાળ અહિંસાપરાયણ રહેવાનું છે. અસહકારીથી પોતાના શત્રુઓનું બૂરું ઇચ્છાય પણ નહિ.

આપણા વિરોધીઓની સૌથી મોટામાં મોટી બીક જ એ છે કે અહિંસાની ઢાલ હેઠળ નિરંકુશ હિંસાનું રાજ્ય ફેલાશે. તેમના મનમાં આપણામાંના ઘણાખરાઓની સચ્ચાઇને વિષે શકા છે. તેઓની આંખને તો આપણા પ્રયત્નને પરિણામે અંધાધુંધી અને પ્રલય સિવાય બીજું કશું જ દેખાતું નથી.

આ દૃષ્ટિએ જોતાં આજની આ દમનનીતિ અસહકારીઓને સારૂ તો એક આશીર્વાદરૂપ જ ગણાય. એ તે લોકોને તેમ આપણને બેઉને બતાવી રહી છે કે પજવણી વચ્ચે સુદ્ધા લોકોને હાથ રાખવા જેટલું વજન પ્રજા ઉપર અસહકારીઓએ મેળવી લીધું છે. આપણો આ કાણુ કાયમનો ગણાય એટલી કસોટી હજુ આપણે નથી પસાર કરી એ સાચું. આપણે હજુ અંદેશામાં છીયે. દાખલા તરીકે હમણા જ આગા સફદર સાહેબ પકડાયા તે વેળા શિયાળકોટના લોકો ભલે જરાતરા પણ પોતાના માર્ગથી ચાતર્યા. આવા આવા છમકલાં આપણે એટલા બધા નિહાળીયે છીયે કે ત્રાહિતના મનમા આપણી પ્રવૃત્તિને વિષે શ્રદ્ધા પેદા થાય એવી હજી આપણા મનને ખાતરી નથી થતી.

તેથી અત્યારે સહકારીઓની જોડે તદ્દન ત્રાહિતપણે અગર તો અસહકારીઓના પ્રયત્નની સચ્ચાઇ બતાવી આપવાની તક આપનારી બેઠક કરવાની હરકોઇ સૂચનાને માત્ર હું અલબત્ત વધાવી લઉં. સરકારે તો અસહકાર નામે વસ્તુ તેટલીને દબાવી દેવાનો ખુલ્લો મનસૂબો જાહેર કરીને પોતાનું પોત પૂરેપૂરૂં પ્રકાશી દીધું છે. જ્યા સુધી ખૂનામરકીને અગર તો તેની ઉશ્કેરણી કે સંમતિને દબાવી દેવાની વાત એના મ્હોડામાં હતી ત્યા સુધી એને હુબવાને જમીન હતી.

તેથી મારી તો ખાતરી છે કે એકેએક સહકારી અન્તે સરકારના આ અત્યારના ગાંડપણ સામે—પ્રજાકીય દુઃખોની દાદને સારૂ ચલાવેલી પ્રવૃત્તિ અગર તો તેને લગતા પોતાના અભિપ્રાય જાહેર કરવાના હકને દાબી દેવાના આ અટ્ટહાસ સામે ઉઠયા વિના રહેનાર નથી. પણ જ્યાં સુધી સરકારને પશ્ચાત્તાપ નથી થયો અને જ્યાં સુધી પ્રજાકીય બાજુ વિચારમાં લેવાની એને વૃત્તિ નથી ત્યાં સુધી સરકારની જોડે વષ્ટિ કરવાના વિચાર સામે તો હું મિત્રોને અવશ્ય ચેતવું જ. શાહજાદાના સ્વાગતના બહિષ્કારના, જાહેર સભાઓ ભરવાના, અગર તો જેમને કોઇ પણ જાતનો હિંસક હેતુ નથી એવી સ્વયંસેવકોની કે એવી જ બીજી સમિતિઓ બતાવવાના હક વિષે તો વષ્ટિ શી હોઇ જ શકે? પ્રજાકીય ઇચ્છાઓનો તુચ્છકાર જ્યાં સુધી ચાલુ છે

ત્યાં સુધી શાહજાદાના સ્વાગતનો બહિષ્કાર થવાનો જ અને થશે જ જોઇયે. તેમ જાહેર સભાઓ અને સમિતિઓ કરવાનો હક પણ કોઇ પ્રજાને સારુ કેવળ પ્રાથમિક હક છે. એને સારુ વધિ કેવી ? એને ખાતર તો આપણે લડયે જ જવું જોઇયે.

વળી એ લક્ષમાં રાખવું જરૂરી છે કે અત્યારે અસહકારીઓ જે કાયદાનો ભંગ કરી રહેલ છે તે તેમણે મૂળ કરવા ધારેલો સવિનય ભંગ નથી. જાહેર સભા ભરવાના કે તેમાં હાજરી આપવાના હકને સારુ અગર તો શાન્તિમય સ્વયંસેવકોની સમિતિઓ બનાવવાના હક સારુ લડવાના અસહકારીઓના આજના આગ્રહને સવિનય ભંગનો કે સત્યાગ્રહનો દરજ્જો આપવો અનુચિત છે. અત્યારે તો અસહકારીઓ માત્ર બચાવની લડાઇ કરી રહ્યા છે. હુમલાની લડાઇ તો અસહકારીઓ શાન્તિ અને અહિંસાનું વાતાવરણ જળવાવાને વિષે તેમના મનને પૂરતી ખાતરી થશે તેની સાથે જ હજુ હવે આદરશે અને તે અવશ્ય આદરશે. એવું વાતાવરણ જાળવવાને સારુ જોઇતી શક્તિ આપણામાં આવી છે કે નહિ તે તપાસી જોવાય એવી પરીક્ષામાં આજે આપણને ઉતારીને સરકારે આપણી ઉપર ખરેખર અહેસાન જ કર્યો છે.

---

# મારી નોંધ

## ધર્મ કરતાં ધાડ

તન્ત્રીપણું રોળવું એ સહેલી વાત નથી એમ હું બહોળા અનુભવ પરથી જોઇ રહ્યો છું. તન્ત્રીએ પ્રથમ તો પોતાની કચાશને સારુ જવાબદાર રહેવું પડે. પછી મદદગાર લખે તેનાથે તે જવાબદાર, ખબરપત્રી કે બહારના લેખકોની ભૂલને સારુ પણ એ જવાબદાર. બીબાં ગોઠવનાર ભૂલ કરે તોપણ તન્ત્રી જવાબદાર, પ્રુફ સુધારનાર ભૂલો કરે તોપણ તન્ત્રી મૂઓ પડયો છે. યન્ત્ર તૂટે, ને વખત ચૂકે કે બરોબર અક્ષર ન ઉઠે તોયે તન્ત્રી જવાબદાર. તે કેવળ લખીને છૂટી શકતો નથી. આ બધાના દાખલા મારી પાસે મોજુદ છે. પણ તાજો દાખલો વાચીને વાંચનાર હસશે. તે ભૂલથી એક ભાઈની તો ભારે ગેરસમજ થયેલી છે. તા. ૧૧મી ડિસેમ્બરના 'નવજીવન'માં પારસી ભાઈબહેનો બાબતની નોંધમાં નીચેનું વાક્ય છે: "પારસી ભાઇબહેનોને એટલી તો ખાતરી આપું છું કે તેમના સારુ તેમજ ખ્રિસ્તી 'વિનાની' કોમોને સારુ પ્રાણ આપવા સેંકડો હિન્દુમુસલમાન તૈયાર છે" મૂળ શબ્દ 'વિ૦ નાની' હતો. કહેવાનો આશય એ હતો કે પારસી, ખ્રિસ્તી વગેરે નાની કોમોનું રક્ષણ કરવા સેંકડો હિન્દુમુસલમાન તૈયાર છે. આમાં 'વિ' ની પછી મીંડું ઉડી જવાથી 'અન્ર્થ થયો'

નું 'આજ મરી ગયા' જેવું થયું છે! ને તેથી એક ખ્રિસ્તી ભાઇએ ઉલટો અર્થ કાઢી મને ઠપકો આપ્યો છે. મારાં આ બાબતમાં જ લખાયેલાં લખાણો, વાકયરચના વગેરે ઉપરથી ઉલટા અર્થને અવકાશ નથી. છતાં એટલો જ ભાગ 'નવજીવન'ને ન ઓળખનાર વાંચે ને ઉપર પ્રમાણે ઉલટો અર્થ કાઢે કે સમજે તેમાં નવાઇ નહિ. આ પૅરેગ્રાફ લખવાનો એક હેતુ મજકુર ખ્રિસ્તી ભાઇ તથા બીજા જેઓ ઉંધું સમજ્યા હોય તેમની માફી માગવાનો છે. ને બીજો વાચકવર્ગ માત્રને આ દોષ પરથી ધડો લેવાનું સૂચવવાનો છે કે જ્યાં અનર્થ નીકળી શકતો હોય ત્યાંયે સવળા અર્થને અવકાશ હોય તો સવળો જ કાઢવો. અને ત્રીજો હેતુ તન્ત્રીને સારૂ દયાની ભિક્ષા માગવાનો છે. તન્ત્રી બધી બાબતને ન જ પહોંચી વળે એમ જાણી તેને નામે ચાલતા છાપામાં અનિવાર્ય દોષો હોય તે દરગુજર કરવા ઘટે. પણ આ બધું કંઇ હું દોષ કરવાનો ઇજારો રાખી લેવા ખાતર લખતો નથી; તન્ત્રીની ફરજ તો આવેલી જવાબદારી રીતસર ઉપાડવાની છે ને. તે ન ઉપડે તો પોતાનો હોદ્દો છોડવાનો છે. તન્ત્રીપણું કંઈ તે બળાત્કારે લેતો નથી. છાપનારા, ગોઠવનારા, પ્રુફ વાંચનારા બધા કુશળ ન હોય તો વાંક તો તેનો જ ગણાય; તેવા સંજોગોમાં તન્ત્રીપણું શાને લે? પણ એ તો ધ્યેય. ધ્યેયને આજે જ ન પહોંચાય તો હડધું જ નહિ એવું કરી બેસે તે કદી પહોંચે જ નહિ. તેથી વાંચનારે તન્ત્રી ઉપર ચાબુકરૂપે રહેવું તો જોઇએ જ. માત્ર ચાબુક ચલાવવામાં થોડી કળા રાખવી જોઇયે. એક ચાબુક મારનાર ટાયર જેવા હોય ને બીજા ઉદાર રાજા જેવા ચાબુકને શોભાનો રાખી મુકે ને કોઇ જ દહાડો નકારા ઘોડા ઉપર જ્યારે એનો વાંક દેખીતો સિદ્ધ થાય ત્યારે બતાવી આપે કે ચાબુક કેવળ શોભાનો નથી.

## નેહરૂજીની જેલમાં મુલાકાત

લખનૌ જેલમાં પંડિતજી મોતીલાલ નેહરૂની મુલાકાત કરી આવેલ એક આશ્રમવાસીનો કાગળ ઘણોખરો બધો સરસ હોવાથી નીચે આપું છું:

"આજે અહીં પંડિતજીને મળ્યો. આખું નેહરૂ કુટુંબ સાથે હતું. પ્રથમ તો અમને એક ખાલી યૉર્ડમાં લઇ જઈ ફળિયામાં ઉભા રાખ્યા. થોડીવાર પછી પંડિતજી દૂરથી દેખાયા. સ્હેજ કાળાશ ચામડી ઉપર આવી હોય એવું જણાયું. એ ઉપરાંત તબીયત ઘણી જ મઝાની હતી. ચહેરો ઉપરનો પહેલાંનો ઉલ્લાસ કાયમ હતો. ચારે દિશાઓ ગજવી મુકે એવું ખડખડાટ હસવું એનું એ જ હતું. બાહ્ય બંધનો છતાં તેમના વર્તનમાં પૂરેપૂરી સ્વતન્ત્રતા હતી. વસ્ત્રો તેમણે પોતાનાં જ પહેરેલાં હતાં. માથાંના વાળ તેમ મૂછના મરોડ પણ તેના તે જ. એક વસ્તુની ગેરહાજરી હતી. હોઠ ઉપર પાનની ભભકદાર લાલી ન હતી. પણ આપ જાણતા નહિ હો કે પંડિતજીને પાન નથી મળતાં તેથી નથી. આપે મુંબઈમાં અપવાસ શરૂ કર્યો ત્યારથી જ તેમણે પાન છોડેલાં છે. મ્હોંમાં અસલનું સોપારી અને હાથમાં બીડી તો આજે પણ હતાં જ. જેલર બિચારો બેબાકળો થઇ અમારી સગવડ જોઈ એક કોટડી ખોલવા જતો હતો ત્યાં પંડિતજીએ કહ્યું—'અમને અંધારે પૂરી મુકેવા કરતાં બહાર જ ખુલ્લામાં બેસવા દો ને.' એટલું કહી પંડિતજી બિચારા ઠંડી જમીન પર પલોંઠી વાળી બેઠા અને

તા. ૨૫-૧૨-૧૯૨૧

આસપાસ અમે પણ બેસી ગયા વાતો ઘણી થઇ. શરૂઆતથી જ પંડિતજીએ ખબર આપી કે 'સુપરિન્ટેન્ડન્ટ સાથે ઝગડો કર્યો છે. આજથી અમે તેનો અહેસાન માથે લેવા ના કહી છે અને પાયખાનાં સુદ્ધાં હાથે સાફ કર્યાં' છે. જવાહરલાલજી નથી આવ્યો કેમકે તે મારૂ ધોતીયું ધોવા રોકાયો છે. પોતાનું તો બિચારાએ ધોઈ પણ લીધું છે. મેં જેલવાળાઓને કહી રાખ્યું છે કે તમારે જોઇએ તેટલો જુલમ બેલાશક ગુજારવો. અમે આખરે દુ:ખ સહન કરવા આવ્યા છીયે કે મ્હાલવા? તેના અહેસાન વિના અમારૂં કંઈ બગડી નથી જવાનું.' આ પ્રમાણે પ્રહારો ચાલતા હતા ત્યારે વચ્ચે કોઇ કોઈ વાર અમે કંઈક સવાલોથી હસીને અથવા ચેષ્ટાથી તેમને શાન્ત પાડવા પ્રયત્ન કરતા. તેવામાં જવાહરલાલજી દૂરથી દેખાયા. હું દોડીને ભેટયો. તેઓ પણ અસલના જ જવાહરલાલજી હતા. દાઢી જટા બનાવવા જેવી થઈ હતી ખરી, પણ તે સાધનોની ખામી કરતાં સાદાઇ અને બેપરવાઇ વધારે સૂચવતી હતી કપડાં તો ધોળાં બગલાની પાંખ જેવાં હતાં. પંડિતજી વિષે પણ તેમ જ. પંડિતજીની આસપાસ મુગ્ધ થઇ બેઠેલી મંડળી જવાહરલાલજીના આવવાથી છુટા થયા પછી અમને બધાને ફરીથી એકત્ર થતાં કંઇક વાર લાગી. પછી જવાહરલાલજી પણ વાતોમાં ભળ્યા. મેં મારા નોંધી રાખેલા મહાદેવભાઇના ધડાધડી પ્રશ્નો અચકાતાં અચકાતાં વાંચી સંભળાવ્યા. પંડિતજી ધીરજ ન ખોઇ બેસે એ ચિન્તાથી ચેતીને મેં દરેક પ્રશ્ન તેના મહત્ત્વ પ્રમાણે તેના ક્રમમાં ગોઠવેલો અને આ યોજના બહુ મદદરૂપ થઇ. મારૂં આ કાર્ય પૂરૂં થયું. તેમાં આપનો કાગળ આપવો એ તો પહેલું રાખ્યું હતું. ખબરો આપવા જેવી બધી આપ્યા પછી મેં પંડિતજીને તેમના દાવના સંજોગો ઉપરના વિચારો દર્શાવવા કહ્યું. આપ એકદમ જરૂર પકડાશો એવું પંડિતજીનું માનવું હતું. જવાહરલાલજીને તો આ મહિનાના છેલ્લા અઠવાડિયામાં છૂટી જવાની ખાતરી છે! પંડિતજી સાથેની અમારી વાતો લગભગ અઢી કલાક ચાલી હશે. વધારે વખત તો તેમણે કૌટુંબિક વાતોમાં જ આપ્યો હતો. હું મારી વાતોથી વિઘ્નરૂપ ન થાઉં એ વિષે મેં ખાસ ચિન્તા રાખી હતી. વિદાય થતી વખતે મેં ટંડનજીને મળવા માગણી કરી અને એ જેલરે તરત મંજૂર કરી. અમને બધાને દિવાની વિભાગમાં જવા દીધા ત્યાં-બધા બધાને મળ્યા. પહેલું દશ્ય ચાર અસહકારી ભાઇઓ ચોપાટમાં ગુલતાન બની રહ્યા હતા તેનું જોયું બીજું એક લાંબા હૉલની અંદર બે હારમાં ઢાળેલા ખાટલાઓ ઉપર સહુના પોતપોતાનાં બિછાનાં અસ્તવ્યસ્ત રીતે પથરાયેલાં હતાં તે જોયું ત્યાં કોઈ જેલીઓ શાન્તિથી ફળાહાર પણ કરી રહ્યા હતા. આગળ જતાં બીજા હૉલમાં રસોઇની સામગ્રી જોઈ એક વાતની ખામી ન જણાઇ કોઠાર ભરપૂર હતો રસોઈ તૈયાર થઈ ગઇ હતી. અહીંથી આગળ જતાં બીજા હૉલમાં ટંડનજીને પોતાતાં વાસણ માંજતા ભાળ્યા. દિવાની વિભાગમાં આવવાને પરિણામે મારા મનમાંથી બધી ચિન્તા ચાલી ગઇ. બધા ઘણા જ સુખી છે એ મારી ખાતરી થઇ ટંડનજીનો ચહેરો ગુલાબી હતો. ત્યાં જતાં જ આશ્રમની જીંદગીનો (થોડીક વસ્તુઓ બદલતાં) આભાસ આવી જાય છે. અહીંથી જો બદલી ન થાય તો છેવટ સુધી બધા સુખી જ રહેશે."

## રાજકોટવાસી

રાજકોટ ઉપર કોઇ આક્ષેપ મુકે ત્યારે મને દરદ થયા વિના કેમ રહે? એક બહેને મને થોડા દિવસ પહેલાં એમ કહ્યુ કે હવે હું રાજકોટ જાઉં તો ખાદી જ ખાદી જોઉં. પરદેશી કપડાં તો થોડા જ માણસો પહેરતા હોય. એ બહેન હાલ રાજકોટમાં વસે છે ને પોતે બહાર નીકળે ત્યારે તો મુખ્ય ભાગે ખાદી પહેરે છે. તેથી તેણે માની લીધું જણાય છે કે રાજકોટમાં તો બધા ઉપરથી તો ખાદી જ પહેરતા હશે. પણ એક સંપૂર્ણ સ્વદેશીનું વ્રત પાળનાર રાજકોટનો વતની અણફરેલ નવજવાન રાજકોટને ઉદ્દેશીને લખે છે:

"સમસ્ત દેશની આટલી જાગૃતિ હોવા છતાં કાઠીયાવાડ તો તદ્દન સુસ્ત પડ્યું છે. અહીં કુલે અઢી હજાર વિદ્યાર્થી છે તેમાંના સો રાષ્ટ્રીય શાળામાં દાખલ છે તેમાંથી ૬૦-૭૦ હાજર રહે છે. અમદાવાદ છોડયા પછી પૂર્ણ સ્વદેશી પોશાક પહેરનારી માત્ર ત્રણ ચાર જ વ્યક્તિઓ જોઇ. અહીંનું વાતાવરણ નિરાશા ઉપજાવે છે. ધનિક લોકો આળસુ બેઠા રહે છે અને ગરીબને પેટ ભરવા ઉપરાંત બીજું સૂઝે તેમ નથી."

આ ટીકા સખત છે. તેનું અનાયાસે સમર્થન એક બીજા કાઠીયાવાડી જે ખાસ અવલોકન કરનાર છે તેમણે કર્યું. ઉપરની ટીકામાં કંઈ અતિશયોક્તિ હોય તે બાદ કરીયે તો એ ટીકા વાસ્તવિક હોવાનો સંભવ છે. કાઠીયાવાડે તિલક સ્વરાજ ફંડમાં ઠીક ભર્યું. અમરેલીમાં ખાદીની સુન્દર વ્યવસ્થા છે, કાઠીયાવાડમાં ખાદીની પેદાશ સારી છે એ બધું હું જાણું છું મોટાં શહેરોમાં રહેતા કાઠીયાવાડી પોતાના પરદેશી કપડાંના મોહને છોડી શકયા નથી એ દુઃખદાયક છે. કાઠીયાવાડને સુધારાનો થોડો સ્પર્શ હોવો જોઈએ. કાઠીયાવાડની ભૂખી ભૂમિમાં તો કઠણ, સાદા, શરા, ભોળા ને ઉદાર માણસો પાકવા જોઇયે તેને બદલે જો કાઠીયાવાડનાં શહેરોમાં મોજશોખ વધતા જ જાય તો કાઠીયાવાડની તરફથી જે મોટી આશાઓ બંધાયેલી છે તેનું શું થાય? સ્વરાજયજ્ઞમાં કાઠીયાવાડ પોતાનો ફાળો પૂરો ન આપે તો મને તો એમ લાગે કે કાઠીયાવાડે હિન્દુસ્તાનથી અલગ થઈ જવું જોઇયે. મારી તો એવી ઉમેદ છે કે જ્યારે જેલ જવાનો સમય આવશે ત્યારે કાઠીયાવાડીઓ પોતાનો સંપૂર્ણ ફાળો આપશે. પણ જો ખાદી પહેરવા જેટલી સાદાઈ પણ આપણામાં નહિ આવી હોય તો આપણે જેલની સાદાઇની બરદાસ કઇ રીતે કરવાના? દેશબન્ધુ દાસ ખાદી પહેરે, તે રેંટીયો ચલાવે, મૌલાના શોકતઅલી જેમને ખાદી પહેરવું ઘણું કઠિન હતું તે ખાદી પહેરતા થયા, તે જેલમાં રેંટીયો ચલાવી રહ્યા છે, ને કાઠીયાવાડના શહેરીઓ ખાદીનો ત્યાગ કરે? હવે હું સમજી શકું છું કે કેમ મારી પાસે એવી ફરીઆદ આવેલી કે કાઠીયાવાડમાં ખાદી ઘણી વધારે વણાય પણ તેની ખપત ઓછી! શું એવોયે વારો આવે કે કાઠીયાવાડની ધીંગી ઓરતો બાજરાનો રોટલો તો બનાવે ને સવારના પહોરમાં છાશ વલોવી સુંદર માખણ તો કાઢે પૂરી, પણ બાજરાના રોટલા કુતરાને આપે, માખણ પચવા જેટલી હોજરી રહી ન હોય તેથી બિસકીટની સાથે થોડી ચ્હા પીયે, કાઠીયાવાડના ઘઉં ભારે પડે તેથી ને રાતા

તા. ૧-૧-૧૯૨૨

હોય તેથી મુંબઈથી સાંચાનો આટો મંગાવી તેનાં ફુલકાં ખાય? જો કોઈ રાજાઓની લડાઈ-નો ઇતિહાસ છોડી પ્રજાની ચડતીપડતીનો ઇતિહાસ ગીબનની માફક લખવા બેસી જાય તો તે જરૂર સાબીત કરે કે જેમ હિન્દુસ્તાનમાં નાજુક સુંવાળાં લાગતાં કપડાં દાખલ થયાં તેમ પ્રજાનો બાંધો પણ નાજુક થતો ગયો ને પ્રજા નિર્માલ્ય થતી ગઈ. કાઠીયાવાડની છ ફુટ ઉંચી રબારણને જાપાની મલમલની 'ભાતીગળ' સાડી કોઇ આપે તો એ પહેરે કે? ને પહેરીને ઢોર ચારે? આપણે ભીંત જ ભૂલ્યા છીયે. અંતરના શણગારને છોડી આપણે બહારના શણગાર ઉપર મોહ્યા ને પરિણામે દેશ ખોયો, વેશ ખોયો, દેહ ગુમાવ્યો ને આત્માને તો સુવાડી મુકયો.

કાઠીયાવાડના નવજવાનો વાતો છોડી વણતા થઇ જશે કે? કાઠીયાવાડની ઓરતો શ્રીમતી વાસંતીદેવીની જેમ ખાદી લઇ વેચવા નીકળી પડશે કે? કાઠીયાવાડની પ્રજા ઢેડ-ભંગી ભાઈઓનો પોકાર સાંભળશે કે? તેઓના સ્પર્શથી અભડાનારા જેલમાં જવાના નથી, તેઓ જેલ જવાને લાયક નથી.

---

તા. ૧-૧-૧૯૨૨

# અમદાવાદ મહાસભાનાં ભાષણ

૧*

† મને ૩૦ મિનિટ મળી છે, પણ તેટલીયે નહિ લઉં એવી મને ઉમેદ છે. મને લાગે છે કે ઠરાવમાં જ તેની બધી સમજુતી આવી જાય છે. પંદર માસની નિરંતર મહેનત પછી પણ જો તમે પ્રતિનિધિઓ તમારા પોતાના વિચાર ન બાંધી શક્યા હો તો મને લાગે છે કે એ કલાકના મારા ભાષણથી પણ હું તમને ખાતરી નહિ કરાવી શકું. અને આજના મારા ભાષણથી જ જો હું તમારી ખાતરી કરાવવા ધારૂં તો મને લાગે છે કે તમારા ઉપરથી મારો વિશ્વાસ ઉઠી જાય, કારણ તેથી એમ જ સાબીત થાય કે આંખ આગળની ચીજને પણ તમે જોઈ શકતા નથી.

આ ઠરાવમાં કંઈ નવું નથી કે જે અત્યાર સુધી આપણે વિચાર્યું નથી, જે આપણે કરતા આવ્યા નથી. એમાં કશું ચોંકાવનારૂં નથી. જેઓએ મહિને મહિને મળતી કારોબારી સમિતિના તથા બબ્બે મહિને મળતી મહાસમિતિના કામકાજનો અભ્યાસ કર્યો છે તેઓ સ્હેજે સમજી જશે કે આ ઠરાવ એ આપણી પ્રવૃત્તિઓનું સ્વાભાવિક પરિણામ જ છે. અત્યારની સરકારની દમનનીતિ જોયા પછી તો તમે એ જ નિર્ણય ઉપર આવશો કે મસલત

---

* હિન્દી પ્રજાની સ્વાતંત્ર્યની લડતનો નિરધાર જાહેર કરનારો મુખ્ય ઠરાવ રજુ કરતાં કરેલું ભાષણ; તા. ૨૮-૧૨-૧૯૨૧.

† અંગ્રેજીમાં કરેલું ભાષણ

તા. ૧-૧-૧૯૨૨

સમિતિએ કરેલો ઠરાવ એ જ કોઇ પણ સ્વમાન જાળવનારા રાષ્ટ્રનો વાઇસરાયને અને તેની દમનનીતિને જવાબ હોઇ શકે.

સ્વયંસેવકોની પ્રતિજ્ઞામાં રહેલી ધાર્મિક સુક્ષ્મતામાં હું મારા અંધેજી ભાષણમાં ઉતરવા નથી માગતો. આ ઠરાવનો મુદ્દો હું આ મજલીસને સમજાવવા ઇચ્છું છું. આ ઠરાવ સૂચવે છે કે આપણે નિરાધાર અને આશ્રિત દશામાંથી નીકળી ગયા છીએ. પ્રજાએ એક ઇશ્વર વિના બીજા કોઇની પણ મદદ સિવાય પોતાના ધ્યેયને પહોંચવાનો સંકલ્પ કર્યો છે. પોતાના હક સ્થાપિત કરવાનો અને દુનિયામાં છાતી કાઢીને ચાલવાનો પ્રજાનો દૃઢ નિશ્ચય અને અડગ ધૈર્ય આ ઠરાવમાં જોવામાં આવે છે. આ ઠરાવ સરકારને કહે છે કે તમારાથી થાય તેટલો સિતમ ગુજારો, તેથી કંઇ વળવાનું નથી. એક દિવસ એવો આવશે જ્યારે તમારે પરાણે પશ્ચાત્તાપ કરતા આવવું પડશે. તેટલા સારુ ચેતો ને હિન્દુસ્તાનના ૩૦ કરોડ વતનીઓને તમારા કાયમના કટ્ટા દુશ્મન બનાવી ન બેસો. આ ઠરાવમાં સરકારને માટે આપણાં દ્વાર મોકળાં છે. વિનીત મિત્રોને પણ ખિલાફતના અને પંજાબના અને તેથી હિન્દુસ્તાનની સ્વતન્ત્રતાના ઝંડા તળે સામેલ થવું હોય, સરકારની દાનત જો ઇન્સાફ પર હોય, જો લૉર્ડ રીડિંગ ન્યાય આપવા માગતા હોય, જો તેમની આ બધું કરવાની દાનત હોય, તો હું તેમને ઇશ્વરને સાક્ષી રાખીને અને ખરા દિલથી જણાવું છું કે તેમને માટે આ ઠરાવમાં દ્વાર ખુલ્લાં છે. પણ જો તેમની દાનત સાફ ન હોય તો બારણાં બંધ છે. ભેગા મળીને મસલત કરી શકાય તેવું છે ને તેમાં હું સામેલ થાઉં; પણ તે મસલત સાચી હોય તો, તેમાં સરખાપણાના હકથી બેસવાનું હોય તો, એ બેઠકમાં આપણે ભીખ માગતા જવાનું ન હોય તો જ. આપણને મહેરબાનીની રાહે કશું ન જોઇએ. ભલે આપણામાંથી ઘણાને મરવું પડે. પણ તેઓની દાનત જો સાચી હોય તો હું પ્રજા તરફથી તેમને ખાતરી આપું છું કે આ ઠરાવમાં તેમને માટે દ્વાર ખુલ્લું છે.

આ ઠરાવમાં આપણે ઉદ્ધત બનીને યુદ્ધ માગી લેતા નથી, પરન્તુ જે સત્તા ઉદ્ધતાઇ ઉપર આરૂઢ થયેલી છે તેને આપણે જરૂર કહેણ આપીએ છીએ. જે સત્તા પોતાનું રક્ષણ કરવા ખાતર વિચારનું અને મંડળો બાંધવાનું સ્વાતન્ત્ર્ય કચડી નાખવા ઇચ્છે છે—પ્રજાના આ બે ફેફસાંને જ દબાવી દઇને તેને પ્રાણવાયુથી વંચિત કરે છે, તેવી સત્તાને હું તમારી તરફથી નમ્ર છતાં અમોઘ કહેણ આપું છું. જો એવી કોઇ સત્તા આ દેશમાં હોય તો તેને હું તમારી તરફથી કહેવા ઇચ્છું છું કે એ સત્તા કાં તો જમીનદોસ્ત થઇ જશે, અગર તો આ મહાન કાર્ય બજાવતા હિન્દુસ્તાનનું દરેક નરનારી આ પૃથ્વીના પટ પરથી નાબુદ થઇ જશે ત્યાં સુધી જંપીને બેસશે નહિ.

આ ઠરાવમાં દૃઢતા, નમ્રતા અને નિશ્ચય એ ત્રણે રહેલાં છે જો મસલતમાં ભાગ લેવાની સલાહ આપી શકત તો તમને હું જરૂર સલાહ આપત. એક મારો પ્રભુ જાણે છે કે શાન્તિ મને કેટલી પ્રિય છે પરન્તુ હું ગમે તે ભોગે શાન્તિ નથી મેળવવા ઇચ્છતો હું

પત્થરની શાન્તિ નથી માગતો. હું કબ્રસ્તાનની શાન્તિ નથી ઇચ્છતો. આખી દુનિયાનાં બાણના વરસાદની સામે ખુલ્લી છાતીએ એક માત્ર ઈશ્વરને આશરે ફરનારા મનુષ્યના હૈયામાં વસની શાન્તિ મારે જોઈયે છે.

હું વધારે વખત લેવા માગતો નથી. વધારે ખુલાસો કરીને તમારી બુદ્ધિને અપમાનિત કરવા ઇચ્છતો નથી.

*અંગ્રેજીમાં જે મેં કહ્યું તે હું ફરી કહેવા નથી માગતો. પણ કેટલાક હિન્દુમુસલમાન ભાઈઓના મનમાં વસવસો છે કે ગાંધી કયે રસ્તે દોરી જાય છે? તે બાબત હું ખુલાસો કરવા માગું છું. હું કોઇના પણ દીનમાં દખલ કરવા નથી ઇચ્છતો. દીનની બાબતમાં જે કરૂં છું તે હું સમજીને કરવા ઈચ્છું છું.

મસલતસમિતિમાં સ્વયંસેવકે લેવાના પ્રતિજ્ઞાપત્રમાં આવતા શબ્દ ઉપર ચર્ચા ચાલેલી. જબાન અને હાથથી શાન્તિ કાયમ રાખવી એ તો સૌને કબૂલ છે, પણ વિચારમાં—ઇરાદામાં સુદ્ધાં શાન્તિ કેવી રીતે રાખી શકાય? હું કહું છું આજ સુધી આપણે જબાન સાફ નથી રાખી ખિલાફત અને પંજાબના સવાલો માટે આપણે શાન્તિના કસમ લઇ ચુકયા છીયે, પણ આપણે આપણી જબાન સાફ રાખી શકયા નથી. જ્યાં સુધી દિલના ગુસ્સા પર કાબૂ નહિ રાખો, દિલના મેલને નહિ હઠાવો ત્યાં સુધી હાથથી અને જબાનથી શાન્તિ રાખવી અસંભવિત છે. હું દરેકને પૂછું છું કે જ્યારે જ્યારે કોઇ મા તેના બાળકને મારે છે, ગાળ દે છે ત્યારે તે ગાળ કે માર કયાંથી આવે છે? દિલમાંથી જ.

તમે જો ખરેખર હિન્દુસ્તાનને આઝાદ બનાવવા ઇચ્છતા હો, હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહુદી સૌ ભાઇ બનવા માગતા હો, તો શાન્તિને સ્વીકારવી જ જોઇશે. શાન્તિ વિના હિન્દુમુસલમાન ચાર દિન પણ ભેગા રહી શકવાના નથી ઘડીમાં એકબીજાનાં દિલ મેલાં થશે. પાગલ હિન્દુ કહેશે કે સોમનાથના દેવળનું શું? પાગલ મુસલમાન કહેશે કે અમારા દીનનું શું? તુર્કસ્તાન, અફઘાનિસ્તાન જેવી સત્તાઓ અમારી છે, હિન્દુસ્તાન સાથે અમે શા સારૂ રહીયે? હું ભવિષ્યવાણી ઉચ્ચારૂં છું કે શાન્તિ છોડશો તો મૂઆ પડયા છો. તો હિન્દુસ્તાન આઝાદ નહિ થાય. દરજાએ, દરવખતે શાન્તિની હું અહીં વાત નથી કરતો, પણ આ વખતે તો શાન્તિ જોઇશે જ. હિન્દુસ્તાનમાં સૌ મહોબ્બતથી રહેવા ચાહતા હો તો કેવી રીતે રહેશો? દરેક બાબતમાં તલવારથી જ ફેંસલો લાવવાનો ખ્યાલ રાખશો તો કયાં સુધી નભશો? શીખો અંગ્રેજ પાસે ચાલ્યા જશે, પારસીઓ તો જાશે જશે. હિન્દુ અને મુસલમાન કહેશે કે અમે પણ જઇયે; અંગ્રેજી સલ્તનતમાં કંઇ નહિ તો આવો મંડપ બાંધીને અમે શાન્તિથી મહાસભા

*હિન્દુસ્તાનીમાં આપેલું ભાષણ

તો ભરી શકતા હતા. અમારી ઓરતોની ઈજ્જત તો રહેતી હતી. હું તો એટલો જ એકરાર તમારી પાસે માગું છું કે જ્યાં સુધી તમે અસહકારની લડતમાં સામેલ હો, સ્વયંસેવક જમાતમાં જ્યાં સુધી તમે દાખલ હો ત્યાં સુધી તમારે શાન્તિ જાળવવી.

આપણે એક કસમ લેવાની છે કે જેલની અને અલીગઢના નવજવાનોની પેઠે મારપીટની બરદાસ કરવાને તૈયાર છીયે, તેમજ મોતની બરદાસ કરવાને પણ તૈયાર છીયે. અને તે શા માટે ? અમારા મુલ્કને માટે, મજહબને માટે તે સાથે બીજી શરત એ છે કે તેમ કરતાં છતાં પોતાના ગુસ્સાને રોકીયે બરદાસનો અર્થ જ એ છે કે હું ગાળ દઉં છતાં તમે સામી ગાળ ન દો હઝરત અલી પર કોઇ પામર થુંક્યો. તેઓ હઠયા પણ તેમણે તો થુંકનારને ચુંબન કર્યું—માફી બક્ષી. તેઓ જો સામા થુકયા હોત તો ઈસ્લામ આજ આવો ન હોત. આ પુરાણી રીત છે. એ કંઇ ગીતાજીમા, ભાગવતમાં, કુરાને શરીફમા કે ગ્રન્થસાહેબમાં જ છે એમ નથી. બધા ધર્મોમા એ જ વાત છે કે સબૂરીથી જે કામ લેશો તેની ભૂલ ખુદા માફ કરશે—ખુદા કલ્યાણ કરશે.

હું હમેશને માટે તમારી તલવારને છીનવી લેવા નથી માગતો, અત્યારે તો છીનવી લઉં જ. તેમાં આપઘાત નથી. આપઘાત હિન્દુ અને મુસલમાન બન્ને ધર્મમા હરામ છે. પરસ્ત્રી પર કુદૃષ્ટ કરનાર—અત્યાચાર કરનાર કોઇ પાગલ હોય તો તેણે જરૂર સાબરમતીમાં પડી મરવું જોઇયે બાકી સ્ત્રીને પોતાનું શીયળ જાળવવાનો બીજો માર્ગ ન હોય ત્યારે તે આપઘાત કરે. પણ દેશને ખાતર સબૂરી જાળવતાં મરણને ભેટવું પડે તો તે આપઘાત હરગીજ નથી.

હવે હું અંગ્રેજીમાં બોલી ગયો છું તેનો સાર કહીશ. જો આજે પણ હજી તમને સમજાવવાનું બાકી રહ્યું હોય તો હું પણ પાગલ અને તમે પણ પાગલ. પંદર માસના અનુભવથી જુઓ કે શાન્તિથી, અસહકારથી ફાયદો છે કે નહિ ? આજે સ્વરાજ કેમ નથી મળ્યું એ સવાલ મને કોઇ પૂછી નહિ શકે સ્વરાજ તો તમારા ખીસામાં પડેલું છે કામ દો ને લો મખ્ખીચુસને સ્વરાજ નહિ મળે. શૌકતઅલી આજ જો અહીં હોત તો કહેત કે આજે તમે સ્ત્રીને, પુત્રને, સૌને છોડો, ફકીર બનો. તમે હજી પણ સમજ્યા ન હો તો મારી જીભથી હવે હું તમને કંઇ સંભળાવવા નથી માગતો. હું ચાહું છું તમે ઇશ્વરની પ્રાર્થના કરો, તમારા પોતાના ઉપર ઇતબાર રાખીને પોતાના દિલને પૂછો, એકાન્ત સ્થાનમાં જઈને બંદગી કરો ને તમારા ભીતરના અવાજને પૂછો કે મેં વાત કહી તે સહી છે કે નહિ સહી ન લાગે તો ઠરાવને ઉડાવી દો સહી માનો તો સારી રીતે તેની કદર કરો અને તૈયાર થઇ જાઓ. જાનેવારીમાં હું કે તમે જેલ બહાર હશો તો હું પૂછીશ. બહાર હશે તેણે કારણ બતાવવું પડશે. કારણ હશે તો ઠીક, નહિ તો તમારી ને મારી બારે ફજેતી થશે ઇશ્વર આપણને બળ આપે કે આપણે જેલ ગયેલા ભાઇઓને છોડાવીયે, ખિલાફતનો ફડચો કરીયે, પંજાબના જખમને રૂઝાવીયે, અને સ્વરાજ હાંસલ થશે.

તા. ૧-૧-૧૯૨૨

## ૨*

મને દુઃખ થાય છે કે આપણામાં હજી એવા પ્રતિનિધિઓ પડયા છે, જેઓ વગર-સમજ્યે અમુક ચીજ જોઈયે એવા અવાજ કરે છે આપણી સામે કયો મોકો છે તે આપણે નથી સમજ્યા. સાથે સાથે મને ખુશાલી પણ થાય છે કે આપણી અંદર એવાયે પડ્યા છે જે દંભ ચીજ બોલતા ડરતા નથી, દિલની વાત સાફ સાફ કહી દે છે. આપણું વાતાવરણ એટલું સાફ થઇ ગયું છે કે એક દિવસ સ્વરાજનું નામ લેતાં પણ આપણે ડરતા ને સ્વતન્ત્રતાનું નામ લેવું પાપ મનાતું, તેને ઠેકાણે આજે આપણે કહી શકીયે છીયે કે અમે બ્રિટિશ સલ્તનત સાથે રહેવા નથી માગતા. તેથીયે વધારે કહેતાં આપણે આજે ડરતા નથી.

પણ અહીં હું મારી પસંદગી કે નાપસંદગી દર્શાવવા આવ્યો નથી; આપની જુમ્મેદારી શી છે તે જણાવવા આવ્યો છું.

મૌ. હઝરત મોહાની સાહેબે આપણી વચમાં મોટો બંબગોળો ફેંક્યો છે. એક તરફથી તમે એક ભારે ઠરાવ વિચારપૂર્વક પસાર કર્યો છે, બીજી તરફથી મહાસભાનું ધ્યેય જ બદલવા બેઠા છો. તમે લાંબા-હાથ કરીને એક ઠરાવ પસાર કર્યો. તેમાં જ સ્વરાજનો પાયો રહેલો છે. ઉપરનું મકાન ચણનાર કેવા મજૂરો એની ખબર નથી. આપણી તાકાત વગર જ આપણે તાજમહેલ ચણવા માગીયે છીયે. ભલે મૌલાના અને બીજા નવજવાનોએ કહ્યું, પણ જે પોતાની જુમ્મેદારી સમજે છે તે તો આને આદર્શ તરીકે પણ આજે ગણાવવાને તૈયાર નહિ થાય. પસાર થયેલા ઠરાવમાં સલ્તનતની અંદર કે સલ્તનતની બહાર એ બન્ને વાતો રહેલી છે. ઉપલો મોકો આવશે ત્યારે વિચારી લેવાશે કે શું કરવું. વાત કરીયે તે પહેલાં આપણામાં તાકાત હોવી જોઈયે. હિન્દુમુસલમાન એક્તાને હું ખૂબ ચાહું છું, પણ હજી આપણાં દિલ એટલા સાફ નથી થયાં ત્યાં સુધી સંપૂર્ણ સ્વતન્ત્રતાની વાત એ હવામાં છે. આખી આમને સાથે રાખી શકીયે એવી વાત આપણે કરવી જોઈયે. જેઓ ડરપોક છે તેમનો ડર હઠાવવો જોઇયે. સરકારની દમનનીતિને આપણે આજે હંફાવવી જોઇયે. મૉડરેટ ભાઇઓને આપણે શું છોડી દેવા ? આપણી આગળ સ્વતન્ત્રતા જેવો ભારે શબ્દ આવી પડ્યો તેથી મ્હોં સુકાઈ જાય છે. પણ હું અદબથી કહું છું કે તે પર મોહી ન પડવું જોઇયે.

એક વર્ષમાં સ્વરાજ લેવાની વાત આપણે કરી હતી, પણ તેની શરતોનું પાલન નથી કર્યું. સ્વાગતકારિણી સમિતિના પ્રમુખે કહ્યું છે તેમ આપણે સ્વરાજસ્થાપનાનો ઉત્સવ કરી શક્યા નથી. સલ્તનતની સાથે રહેવું એનો અર્થ એ નથી કે નોકરશાહીને તાબે રહેવું. જેટલું કરી શકાય તેટલું કહીયે તેમાં ખુદા રાજી છે.

---

* 'હિન્દી રાષ્ટ્રીય મહાસભાનો હેતુ સ્વરાજ અથવા સર્વ પરદેશી અમલરહિત સંપૂર્ણ સ્વતન્ત્રતા સઘળા કાયદેસર અને શાન્તિમય માર્ગોથી પ્રાપ્ત કરવી એવો છે'—મૌ. હઝરત મોહાનીએ રજૂ કરેલા આ ઠરાવનો વિરોધ કરતાં કરેલું ભાષણ; તા. ૨૮-૧૨-૧૯૨૧.

તા. ૧-૨-૧૯૨૨

'ધ્યેય એ કપડાં જેવી વસ્તુ ન હોવી જોઈએ કે જે ઘડીમાં પહેરાય ને ઘડીમાં કાઢી નખાય. ધ્યેય તે છે કે જેને માટે પ્રજાઓ જમાનાના જમાના સુધી મરી મથે છે. મૌલાના સાહેબનાં ધ્યેયમાં નબળાં બહાર રહી જાય છે; જ્યારે અત્યારનું ધ્યેય વ્યાપક છે ને તેમાં નબળા ને સબળા બધા આવી શકે છે. તમે મૌલાના હઝરતનું સંકુચિત ધ્યેય સ્વીકારશો તો નબળાઓને પાખમાં ઘાલી તેમનું રક્ષણ તમે નહિ કરી શકો. આપણે આપણી તાકાત માપવી જોઈએ. પાણીમાં પેસતાં પહેલાં પાણીની ઊંડાઈનો ક્યાસ કરીએ. મૌલાના મોહાનીની દરખાસ્ત આપણને તાગ વગરનાં પાણીમાં ઘસડી જાય છે. તેથી મારો તમને દૃઢતાપૂર્વક આગ્રહ છે કે આ દરખાસ્ત તમે નામંજૂર કરશો.